પણ એક રાગમાં કે ઢાળમાં નહિ પણ વિવિધ રાગ-રાગણીમાં મૂક્યાં છે. સામાન્યતઃ ઘણા ખરાં આખ્યાનોના તેમણે બે ભાગ પાડેલા છે. (૧) પૂર્વરંગ અને (૨) આખ્યાન. જે વસ્તુ મુખ્યત્વે કહેવાની હોય છે તેનો સાર પદની એક લીટીમાં સમાવી, તેને પૂર્વરંગની શરૂઆતમાં મૂકી તેના પર આખાય પૂર્વરંગમાં તેમણે રસપ્રદ વિવેચન એવું સરસ રીતે કર્યું છે કે જેથી આખ્યાનમાં જે કહેવાનું હોય છે તે માટેની યોગ્ય ભૂમિકા તૈયાર થઇ જાય છે; અને તે પછી જે ભક્તનું આખ્યાન કહેવાનું હોય છે તેમના જીવનના પ્રસંગો સરળ શૈલીમાં ગુંથ્યા છે, જે વાચકને ભક્તિરસમાં તરબોળ કરી દે છે. પોતે એક કવિ અને ગ્રંથકાર હોવા ઉપરાંત કથા-કીર્તનકાર પણ હોવાથી આખ્યાનોમાં ક્યાંય નિરસતા કે શુષ્કતા ન આવે એટલા માટે વિશેષ કાળજી રાખી શક્યા છે. આમ ભક્ત નરસિંહ મહેતાએ કે કવિ પ્રેમાનંદે આખ્યાનો દ્વારા જે ભક્તિમાર્ગનો પ્રવાહ વહેતો કર્યો હતો તે પ્રવાહને સ્વ૦ અનંતપ્રસાદજીએ વહેતોજ રાખ્યો.

જ્યારે છાપખાનાં ન હતાં અને પુસ્તકોનો હાલના જેટલો પ્રચાર ન હતો તે સમયે આર્યસંસ્કૃતિનું રક્ષણ અને તેનો પ્રચાર આવાં આખ્યાનોદ્વારાજ આપણા કીર્તનકારોએ, કથાકારોએ અને માણભટ્ટોએ કર્યો છે. અફસોસની વાત છે કે કેટલીક ઉપકારક બાબતોની પેઠે અનેક પ્રકારે લલિત રાગોમાં ગવાતી હરિકથાઓ, આખ્યાનો વગેરે દિવસાનુદિવસ ગવાતાં સાંભળવાનું ઘટતું ચાલ્યું છે અને સ્વર્ગસ્થ અનંતપ્રસાદજી જેવા નિસ્પૃહી, અસામાન્ય ઉંચી કોટિના કથા-કીર્તનકારો પણ જોવામાં આવતા નથી.

સ્વર્ગસ્થ અનંતપ્રસાદજીએ લખેલાં પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ એવાં આખ્યાનો ૧૧૦ થી વધારે છે. તેમાંના ૮૪ જેટલાં આખ્યાનો તો તેમના તરફથી પ્રગટ થતા 'આનંદ' માસિકમાં છપાઇ ચૂક્યાં છે. આ ગ્રંથમા ૧૯ આખ્યાનો અપાયા છે અને બાકીનાં હવે પછી અપાશે. આ સર્વ વર્ષો પૂર્વે લખાયલા-છપાયલાં હોવાથી ભાષા શુદ્ધિ વગેરેના સુધારા-વધારાની જરૂર જણાતાં અત્ર તરફથી પ્રકટ થયેલા મહાભારતના ભાષાંતરકાર રા. રા. શાસ્ત્રી ગીરજાશંકર મયાશંકર પાસે નવેસરથી તૈયાર કરાવીને આપ્યાં છે. પદો ઇત્યાદિમાં તો જોડણી નો થોડો ઘણો ફેરફાર કરવામાં આવ્યો છે, પરંતુ મૂળ ગદ્ય લખાણ માં જરૂર જણાય ત્યાં યોગ્ય ફેરફાર કરવાની છૂટ લીધી છે; એટલું નહિ પણ તેમાં સ્થળે સ્થળે આવતાં શાસ્ત્રોનાં પ્રમાણના સંસ્કૃ

શ્લોકોનું ભાષાંતર મૂળમાં કેટલેક સ્થળે અપાયલું નહોતું તે પણ નવેસરથી તૈયાર કરાવીને ઉમેરી લેવાયું છે. આમ આ આખ્યાનોને વધુ સરળ બનાવવાનો યથાશક્ય પ્રયત્ન કર્યો છે.

ઉપરનાં સર્વ આખ્યાનો તેમજ ભક્તરાજ અનંતપ્રસાદજીનાં બીજા પણ યોગ્ય લાગે તે ગ્રંથો પ્રસિદ્ધ કરવાની નિષ્કામભાવે પરવાનગી આપવા બદલ મહેસાણાના જાણીતા ધારાશાસ્ત્રી અને સ્વ૦ અનંતપ્રસાદજીના પરમભક્ત રા. રા. બાબારાય બળવંતરાય મજમુદારનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

આ આખ્યાનોમાં ભક્તિરસનાં ઉમદા તત્ત્વો બને તેટલી સરળ ભાષામાં સમજાવવા પ્રયત્ન થયો છે. આશા છે કે વાચકવર્ગ તે વાંચી-વિચારી અને મનન કરી તેમાંથી મળતો બોધ ગ્રહણ કરી ઉન્નતિના પંથે વળવા યથાશક્ય પ્રયત્ન કરશે.

સ્વ૦ ભક્તરાજ અનંતપ્રસાદજીએ ઠીકજ કહ્યું છે કેઃ—

"ધણી છે શ્રીકૃષ્ણ, ધાર્યું એના ધામે જાવું રે;
એને ચહાવું, એના થાવું, એનું ગાણું ગાવું રે."

હરિઃ ૐ તત્સત્

અશ્વિન-શુક્લ ૫
સં. ૧૯૯૪

ભિક્ષુ-અખંડાનંદ

# શુદ્ધિપત્ર

ભાગવા-તૂટવાથી તથા રહી ગયેલી કેટલીક અશુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧ | ૭ | નિવિકાર | નિર્વિકાર |
| ૫૦ | ૨૩ | સપ | સર્પ |
| ૫૯ | ૧૫ | સપ | સર્પ |
| ૯૨ | ૨૩ | તા વતા | તો વતો |
| ૧૩૪ | ૧૩ | જણાવ્યો | જણવ્યો |
| ૧૩૮ | ૨૧ | मच्चिता | मच्चित्ता |
| ૧૪૧ | ૧૧ | કતૃત્વ | કર્તૃત્વ |
| ૧૫૩ | ૨ | પ્રબળના | પ્રલયના |
| ૧૬૫ | ૨ | (સપુપ્તિમાં) | (સુષુપ્તિમાં) |
| ૧૬૬ | ૧૨ | શ્રતિ | શ્રુતિ |
| ૨૪૪ | ૪ | ભગવાને | ભગવાનને |
| ૨૫૨ | ૧૧ | સુણા | સુણી |
| ૨૬૫ | ૧૬ | कुत्स्नमिदं | कृत्स्नमिदं |
| ૨૮૭ | ૩૨ | થતી | થકી |
| ૩૪૮ | ૧૯ | શાસ્ત્રી | શાસ્ત્ર |
| ૩૫૩ | ૬ | તૈયાર કરી | તૈયારી કરી |
| ૩૫૫ | ૨૫ | આવ કર્દમ | આવા કર્દમ |
| ૩૫૮ | ૨ | દેવાને | દેવોને |
| ૩૬૯ | ૧૨ | અનંત શાસ્ત્રી | અનંત શાસ્ત્ર |
| ૩૭૨ | ૨૦ | એમે કોણ | અમે કોણ |
| ૩૮૦ | ૨૦ | શત્ર | શત્રુ |
| ૪૦૬ | ૫ | પક્ષ | પક્ષે |
| ૪૯૮ | ૮ | દાન | દીન |
| ૫૦૫ | ૭ | પ્રાંત | પ્રાત |
| ૫૩૨ | ૩ | શાસ્ત્રે | શાસ્ત્રે |
| ૫૭૬ | ૯ | ભક્તોમાયે | ભક્તોમાંયે |
| ૫૭૭ | ૧૧ | કમ સંન્યાસ | કર્મ સંન્યાસ |
| ૫૮૮ | ૮ | લખીન | લખીને |
| ૫૮૮ | ૧૯ | સર્વાશે | સર્વાંશે |
| ૫૯૩ | ૮ | સા | સૌ |

# अनुक्रमणिका

# ग्रंथस्वीकार

नीचेना पुस्तकोनो साभार स्वीकार करी जणाववानुं के, आ संस्था तरफ आवता पुस्तको वाची-वंचावी अभिप्रायादि छापवानुं धोरण रखायुं नथी. परंतु योगानुयोग नीचे प्रमाणे मात्र पुस्तकोनां नाम, दाम, कद, मूल्य वगेरेज जणावाय छे.

## १–गीता प्रेस–गोरखपुर तरफनां (हिंदी) पुस्तको

**ध्यानावस्थामें प्रभुसे वार्तालाप**—लेखकः–श्री. जयदयाळ गोयंदका, कद ५×७॥, पृष्ठ ४८, सादुं पूंठुं, मूल्य ०)–॥

**भक्त नरसिंह महेता**—लेखकः–मंगळ, कद ५×७॥, पृष्ठ १८०, सादुं पूंठुं, मूल्य रा. ०।=

**कवितावलि** (हिंदी अनुवाद सहित)—अनुवादकः–ईंद्रदेव नारायण, कद ५×७॥, पृष्ठ २४०, सादुं पूंठुं, मूल्य रा. ०॥–

## २–सस्ता साहित्य मंडळ–दिल्हीनां (हिंदी) पुस्तको

**विश्व इतिहास की झलक खंड १ लो तथा खंड २ जो**—लेखकः–पं. जवाहरलाल नहेरु, कद ५॥×९, पृष्ठ १३७२, सादुं पूंठुं, मूल्य बंने भागना रा. ८)

**रोटी का राग**—लेखकः–श्रीमन्नारायण अग्रवाल, कद ५×७॥, पृष्ठ ९६, सादुं पूंठुं, मूल्य रा. ०॥।

**रोटीका सवाल**—अनुवादकः–श्री. गोपीकृष्ण विजय वर्गीय, कद ५×७॥, पृष्ठ ९६, सादुं पूंठुं, मूल्य रा. ०॥।

**फांसी**—अनुवादकः–श्री. कृष्णकुमार मुखोपाध्याय. कद ५×७॥, पृष्ठ ९६, सादुं पूंठुं, मूल्य रा ०।=

**चारा-दाना और उसके खिलानेकी रीति**—लेखकः–परमेश्वरी प्रसाद गुप्त, कद ५×७॥, पृष्ठ ४०, सादुं पूंठुं मूल्य रा. ०)=

**कर्मयोग**—लेखकः–श्री. अश्विनीकुमार दत्त. कद ५×७॥, पृष्ठ १४४, सादुं पूंठुं, मूल्य रा. ०।=

**दुःखी दुनिया**—लेखकः–चक्रवर्ति राजगोपालाचारीअर, कद ५×७॥, पृष्ठ १२०, सादुं पूंठुं, मूल्य रा. ०॥

**हमारे किसानोंका सवाल**—लेखकः–डो. जैमुख आब्दीन अहमद, कद ५×७॥, पृष्ठ ७२, सादुं पूंठुं, मूल्य रा. ०।

**लोपामुद्रा**—अनुवादकः–श्री. ऋषिकेश शर्मा, कद ५॥×७॥, पृष्ठ १४८, सादुं पूंठुं, मूल्य रा. १)

**महाभारत के पात्र**—अनुवादकः–बृहस्पति उपाध्याय, कद ५×७॥,

પૃષ્ઠ ૨૧૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૦॥-

**भारत का नया शासन-विधान**—લેખકઃ-હરિચંદ્ર ગોયલ, બી. એસ. સી. એલ. એલ. બી, કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૩૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૦॥।

**हमारे गाँवोंकी कहानी**—લેખકઃ- સ્વર્ગીય શ્રી. રામદાસ ગૌડ, એમ. એ, કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૧૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૦॥

**हमारे गाँवोंका सुधार और संगठन**—લેખકઃ-સ્વર્ગીય શ્રી. રામદાસ ગૌડ એમ. એ, કદ ૫×૭॥ પૃષ્ઠ ૩૫૨, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૧)

**ગીતાબોધ**—લેખકઃ-મ૦ ગાંધીજી, કદ ૩॥×૫॥, પૃષ્ઠ ૧૪૪, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૦)-॥

**મંગળપ્રભાત**—લેખકઃ-મ૦ ગાંધીજી, કદ ૩॥×૫॥, પૃષ્ઠ ૧૧૨, સાદું પૂંઠું મૂલ્ય રૂા. ૦)-॥

**સર્વોદય**-લે૦-મ૦ ગાંધીજી,કદ ૩॥×૫॥, પૃષ્ઠ ૮૦, સાદું પૂંઠું, મૂલ્ય ૦)-

## ૩-નવજીવન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

**જોડણીકોશ**—(સાર્થ ગુજરાતી) આવૃત્તિ ૩ જી, કદ ૬॥×૧૦, પૃષ્ઠ ૬૪૦, સાદુ પાકું પૂંઠું, મૂલ્ય રૂા. ૪)

**બુદ્ધચરિત્ર**—લેખકઃ-અધ્યાપક ધર્માનંદ કૌસંબી, કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૬૦, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૧॥

**મરૂકુંજ**—લેખકઃ-શ્રી. મથુરાદાસ ત્રિકમજી, કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૭૪, સાદુ પૂંઠું, મૂલ્ય રૂા. ૦॥

**આબાદ હિંદુસ્તાન**—સંપાદકઃ-ગોપાળદાસ જીવાભાઈ પટેલ, કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૬૮, પૂંઠું બોર્ડપટી, મૂલ્ય રૂા. ૧)

**ત્રણ રત્નો**—સંપાદકઃ-ગોપાળદાસ જીવાભાઈ પટેલ, કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૫૬, સાદુ પાકું પૂંઠું, મૂલ્ય રૂા. ૦॥

**જીવનભારતી**—લેખકઃ-દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર, કદ ૫×૮॥, પૃષ્ઠ ૮૨૪, સાદુ પાકું પૂંઠું, મૂલ્ય રૂા. ૨॥

**પુરાણચિત્ર**—શ્રી. ગુરૂભક્ત પેદ્દિમલજી કૃષ્ણશાસ્ત્રી, અનુવાદકઃ-પંડિત કે. એમ. કૃષ્ણઆચારી, મુ. કાકિનાડા, કદ ૫×૭॥, પૃષ્ઠ ૪૦, સાદું પૂંઠું, મૂલ્ય લખ્યું નથી.

**હિમાલયનો પ્રવાસ**—(આવૃત્તિ ૪થી) લેખકઃ-દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર, કદ ૫×૭॥ પૃષ્ઠ ૩૪૦, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૦॥।

**ગ્રામ ભજનમંડળ**—સંપાદકઃ-જુગતરામ દવે, કદ ૩॥×૬, પૃષ્ઠ ૧૦૪, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૦)=

**યોગશાસ્ત્ર**—સંપાદકઃ-ગોપાળદાસ જીવાભાઇ પટેલ, કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૫૨, પૂંઠું બોર્ડપટી, મૂલ્ય રૂા. ૧)

**આપણા આર્થિક પ્રશ્ન**—લેખકઃ-છગનલાલ ન. જોષી, કદ ૫×છા પૃષ્ઠ ૨૯૬, પૂંઠું બોર્ડપટી, મૂલ્ય રૂ. ૧)

**જપજી**—અનુવાદકઃ-મગનભાઈ પ્રભુભાઈ દેસાઇ, કદ ૫×છા, પૃષ્ઠ ૧૨૦, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ા૰

**જેકિલ અને હાઈડ**—અનુવાદકઃ-મગનલાલ પ્રભુદાસ દેસાઈ, કદ ૫×છા, પૃષ્ઠ ૧૬૮, મૂલ્ય રૂ. ૦ા૰

**ગ્લાન્સીઝ એટ ઈસ્લામ** ( અંગ્રેજી )—લેખકઃ-વાલજી ગોવિંદજી દેસાઇ, કદ ૫×છા, પૃષ્ઠ ૪૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)

**ધી પાવર ઓફ નોન વાયોલન્સ** (અંગ્રેજી)—લેખકઃ-રીચાર્ડ બી. ગ્રેગ, કદ પા×૮ા, પૃષ્ઠ ૪૧૦, બોર્ડપટી, મૂલ્ય લખ્યું નથી.

**હિંદ સ્વરાજ્ય ઓર ઈન્ડીઅન હોમરૂલ**—(અંગ્રેજી) લેખકઃ-મ૦ મોહનદાસ કરમચંદ ગાંધી, કદ ૪×પા, પૃષ્ઠ ૨૧૨, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ા

## ૪–ગુજરાતવર્નાક્યુલર સોસાઈટી-અમદાવાદનાં પુસ્તકો

**નીતિશાસ્ત્ર**—અનુવાદકઃ-પ્રહ્લાદભાઈ આનંદશંકર ધ્રુવ, કદ ૫×છા, પૃષ્ઠ ૧૬૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા

**મનોમુકુર ગ્રંથ ૩ જો (ગદ્યલખાણોનો સંગ્રહ)**—કર્તાઃ-સ્વ૦ નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ, કદ ૫×છા, પૃષ્ઠ ૩૪૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**લીંબુ અને તેની જાતના ફળોનો ઉદ્યોગ**—લેખકઃ-મગનલાલ ગજ્જર, કદ ૫×છા, પૃષ્ઠ ૮૦, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ા

**ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો**—લેખકઃ-શ્રી. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી. કદ ૫×છા પૃષ્ઠ ૬૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ા

**ટસ્કેજી અને તેનાં માણસો**—લેખકઃ-અમૃતલાલ ચુનીલાલ મોદી. બી. એ, કદ ૫×છા, પૃષ્ઠ ૨૪૦, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા

**ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ** (વિભાગ ૧ લો)—લેખકઃ-દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, કદ ૫×છા, પૃષ્ઠ ૨૮૪, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**પ્રજાજીવનની દૃષ્ટિએ દૂધ અને ઘી**—લેખકઃ-ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ, કદ ૫×છા, પૃષ્ઠ ૨૮, સાદું પૂંઠું, મૂ. રૂ. ૦)

**પ્લેટોનું આદર્શ નગર**—અનુવાદકઃ-શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, કદ ૫×છા, પૃષ્ઠ ૩૦૪, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**ગ્રંથ અને ગ્રંથકાર**—તૈયાર કરનારઃ-હિરાલાલ ત્રિભોવનદાસ પારેખ. બી. એ, કદ ૫×૯, પૃષ્ઠ ૨૬૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન-વ્યક્તિત્વ ખંડ ૩ જો**—

લેખકઃ–શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી. એ, કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૨૭૨, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**દાર્શનિક કોશ (પ્રથમ ખંડ)**—સંપાદકઃ–શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ, કદ ૬ાા×૧૦, પૃષ્ઠ ૧૧૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો** સને. ૧૯૩૬નો વાર્ષિક રિપોર્ટ

## ૫–અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકો

**કીર્તન જ્યોતિ**—લેખકઃ–મંગળદાસ ચત્રભૂજદાસ કવિરાજ, પ્રકાશકઃ આનંદકુંવરબા બાપુલાલજી સાહેબજી, મુ. સંતરામપુર. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૧૬૮, પાકું પૂંઠું, અમૂલ્ય.

**ભારતીય વીર બાળકોની કથા**—ભા. ક. ત્રિકમલાલ હરિલાલ આર્યોપદેશક, પ્રકાશકઃ–પ્રેમચંદ મગનલાલ પટેલ–સરસપુર, અમદાવાદ, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૨૮, સાદુ પાકું પૂંઠું, મૂ. રૂ. ાા

**સંધ્યારહસ્ય**—લેખકઃ–શ્રી. વિશ્વનાથ વિદ્યાલંકાર, પ્રકાશકઃ ગુરુકુળ કાંગડી. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૬૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**ઇશોપાસના**—પ્રકાશકઃ–મુ. કે. ભગતજી, ઠે. જાંબુલવાડી મુંબઈ–૨ કદ ૫×૭ાા, પૃષ્ઠ ૩૨, સાદું પૂંઠું, મૂલ્ય ૦)=

**શ્રીચૈતન્ય વંદન ચોવીસી**—પ્રકાશકઃ–શાહ સુનિલાલ ધરમચંદ વ્યવસ્થાપક રાજ્યચંદ્ર આશ્રમ, મુ. અગાસ વાયા–આણંદ, કદ ૪×૬ાા, પૃષ્ઠ ૩૬૨, પાકું પૂંઠું, મૂલ્ય લખ્યું નથી.

**શ્રીમદ્ ભગવદ્ગીતા**—( અંગ્રેજી ટીકાસહિત ) લેખકઃ–જીવરામ કાળીદાસ શાસ્ત્રી, પ્રકાશકઃ–રસશાળા ઔષધાલય–ગોંડલ, કદ ૬ાા×૧૦, પૃષ્ઠ ૨૭૨, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧૦)

**શ્રીસૂક્ત**—(ગુજરાતી ભાષાંતર સાથે) પ્રકાશકઃ–રસશાળા ઔષધાલય ગોંડલ, ટીકાકારઃ–શાસ્ત્રી જીવરામ કાળીદાસ, કદ ૫×૬ાા, પૃષ્ઠ ૧૦૬, પાકું પૂંઠું, મૂલ્ય લખ્યું નથી.

**મહાત્મા ગાંધીજી અને શ્રીમદ્ રાજચંદ્ર**—પ્રકાશકઃ ઉંઝા ફાર્મસી, ઉંઝા ( ઉ. ગુજરાત ), કદ ૫×૭ાા, પૃષ્ઠ ૬૦, સાદું પૂંઠું મૂલ્ય ૦)=

**શ્રીમદ્ રાજચંદ્રજીના પત્રો**—પ્રકાશકઃ–ઉંઝા ફાર્મસી, ઉંઝા (ઉ. ગુજરાત), કદ ૪ાા×૬ાા, પૃષ્ઠ ૬૪, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)=

**મનુષ્ય કર્તવ્ય**—પ્રકાશકઃ–મોહનલાલ નારણદાસ પટેલ, દરિયાપુર નાની હવેલીની પોળ, અમદાવાદ; કદ ૫×૭ાા, પૃષ્ઠ.૩૬, અમૂલ્ય.

**શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર**—પ્રકાશકઃ–ઉંઝા ફાર્મસી. ઠે. ગાંધીરોડ અમદાવાદ, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૩૨, સાદું પૂંઠું, અમૂલ્ય.

**પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણ (પૂર્વાર્ધ )**—અનુવાદકઃ–મોહનલાલ વિ. ગાંધી મુ૦ મોડાસા (એ. પી. રેલ્વે), કદ ૫×૭ાા, પૃષ્ઠ ૩૦૦, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૨)

**આપણું અમદાવાદ (ચિત્રોમાં)**—પ્રકાશકઃ-અમદાવાદ મ્યુનિસિપાલિટી, આરોગ્ય પત્રિકા અને સુધરાઈ સમાચારની દીવાળીની ભેટ.

**શ્રી મહાવીર સ્વામીના અંતિમ ઉપદેશ**—સંપાદકઃ-ગોપાળદાસ જીવાભાઇ પટેલ, પ્રકાશકઃ-શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, કદ ૫×૭ા, પૃષ્ઠ ૩૨૦, સાદું પાકું પૂંઠું, મૂલ્ય લખ્યું નથી.

**શ્રી ગીતાજ્ઞાન**—પ્રયોજકઃ-પુરુષોત્તમ ભાણજી પરીખ. મુ૦ અમરેલી (કાઠિયાવાડ), પ્રકાશકઃ-ગોરધનદાસ અમીચંદ્ર મણિયાર-ભાવનગર, કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૮૪, મૂલ્ય રૂ. ૦ાાન્

**હરિપદાંજલિ**—રચયિતાઃ-લાલા મુન્સીલાલ વૈશ્ય મરેઠી, પ્રકાશકઃ-રાધાકૃષ્ણ વૈશ્ય, સેક્રેટરી સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ-ન્યુ દિલ્હી, કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૩૨, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)=

**ગવરિ કીર્તનમાળા**—રચયિતાઃ-ગં. સ્વ. ગવરીબાઈ, શોધક 'ભરત', પ્રકાશકઃ-કમળાશંકર ગોપાળશંકર ભચેચ-અમદાવાદ, કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૩૨, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૨)

**નામ સંકિર્તન મહિમા (હિંદી)**—લેખકઃ-પ્રભુદત્ત બ્રહ્મચારી. પ્રકાશકઃ-શંકરલાલ બેંકર ચંદની ચોક દિલ્હી. કદ ૫×૭, પૃષ્ઠ ૭૨, સાદું પૂંઠું, અમૂલ્ય.

**આત્મસંદેશ**—લેખક અને પ્રકાશકઃ-મણિલાલ જગજીવન દ્વિવેદી ઠે. કરોળીઆ પોળ-વડોદરા, કદ ૪ાા×૬ાા, પૃષ્ઠ ૪૦, સાદું પૂંઠું મૂલ્ય રૂ. ૦ા

**જીવન શિક્ષણ**—લેખક અને પ્રકાશકઃ-મણિલાલ જગજીવન દ્વિવેદી, ઠે. કરોળીઆ પોળ-વડોદરા, કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૦૮, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧ાા

**હિંદની માર્ગદર્શિકા**—લેખક અને પ્રકાશકઃ-મણિલાલ જગજીવન દ્વિવેદી, ઠે. કરોળીઆ પોળ-વડોદરા, કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૧૬ સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**અમૂલ્ય તક**—લેખક અને પ્રકાશકઃ-મણિલાલ જગજીવન દ્વિવેદી, ઠે. કરોળીઆ પોળ-વડોદરા, કદ ૪ાા×૬ાા, પૃષ્ઠ ૧૩૨, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાાા

**નક્કારક હુન્નરો ભાગ ૧ લો**—સંપાદક અને પ્રકાશકઃ-મૂળજી કાનજી ચાવડા, મુ. સિનુગરા. પો. અંજાર (કચ્છ), કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૩૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૨)

**ક્ષય એટલે શું ?**—લેખક અને પ્રકાશકઃ-ડૉ. પ્રાણજીવનદાસ માણેકચંદ મહેતા, એમ. ડી. એમ. એસ. એફ. સી. પી, કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૧૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)=

**સત્યશ્રી કબીર દિગ્વિજય પ્રથમ ભાગ**—લેખક અને પ્રકાશકઃ-મહંત રતનદાસજી મેવાદાસજી, ઠે. કબીર સાહેબનું મંદિર, ખાડીઆ

અમદાવાદ–કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૫૬, સાદું પૂંઠું મૂલ્ય રૂ. ૧)

**વેદ ગીતાંજલિ**—(હિંદી) પ્રકાશકઃ–મુખ્યાધિષ્ઠાતા–ગુરુકુળ વિશ્વવિદ્યાલય કાંગડી, કદ ૬॥×૭॥, પૃષ્ઠ ૨૪૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૨)

**માધ્યમિક શ્રીસયાજી વાંચનમાળા**—તૈયાર કરનારઃ–નાનાલાલ નાથાલાલ શાહ એમ. એ, પ્રકાશકઃ–મેકમીલન એન્ડ કું. લી, કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૫૦, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૦॥।

**નયન કાવ્યમાળા**—લેખક અને પ્રકાશક 'નયન', ઠે. કાવ્ય કાર્યાલય મુ. રાણાવાવ, કદ ૫×૭, પૃષ્ઠ ૧૮૪, પૂંઠું બોર્ડ પટ્ટી, મૂલ્ય રૂ. ૦॥।

**વિવાહ પદ્ધતિ** (હિંદી અનુવાદ સહિત)—અનુવાદક, માલવીય પુરુષોત્તમ દ્વિવેદી, ઠે. ગોપી શુકલકા શિવાલય, મુ૦ અહિયાપુર–પ્રયાગ, કદ ૫×૭॥, પૃષ્ઠ ૮૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦।

**સુભાષચંદ્ર**—સંપાદકોઃ–કકલભાઇ કોઠારી, મોગીલાલ ગાંધી અને ધનવંત ઓઝા; પ્રકાશકઃ–નવસૌરાષ્ટ્ર કાર્યાલય સલાપોસ રોડ. અમદાવાદ, કદ ૬॥×૧૦, પૃષ્ઠ ૫૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**કાઠી કુળદીપક**—લેખક અને પ્રયોજકઃ–કાઠી રાજપુરોહિત ભગવાનજી સાવરકર, તંત્રી કાઠી–રાજપૂત, મુ૦ જુનાસાવર, (કાઠીઆવાડ) કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૮૪, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧॥

## ૬–રિપોર્ટ–વૃત્તાંતો ઇત્યાદિ

**બહેરાં મૂંગાની શાળા**–અમદાવાદનો ૨૮ મા વાર્ષિક હેવાલ સને–૧૯૩૬નો.

**શ્રીરામકૃષ્ણમિશન–બનારસસોસાઇટી**નો સને–૧૯૩૬નોવાર્ષિક વૃત્તાંત.

**રસશાળા ઔષધાલય ગોંડલનો** સંવત–૧૯૬૯થી સં ૧૯૮૮ સુધીનો રિપોર્ટ.

**સમ્બલપૂર ગુજરાતી યુવક મંડળનો** રિપોર્ટ અને હિસાબ સને ૧૯૩૬–૩૭ના પહેલા વરસનો.

**રા૦ સા૦ મહીપતરામ રૂપરામ અનાથાશ્રમનો** સને. ૧૯૩૬ની સાલનો રિપોર્ટ.

**પોરબંદરમાં થયેલ ભંગી ભાઇઓની સહકારી મંડળી તથા** બીજાં હિત કાર્યોનો પરિચય.

**શ્રી પઢિયાર મિત્રમંડળ લાયબ્રેરી**—ચોરવાડનો સને ૧૯૩૭ નો અઠ્ઠાવીસમાં વર્ષનો વાર્ષિક રિપોર્ટ.

**શ્રી સમસ્ત ગુજરાત પૈસા ફંડ**–અમદાવાદ તરફથી ઠે. દરિયાપુર અમદાવાદ ગુજરાતી તથા અંગ્રેજી મફત રાત્રિશાળાનો તા. ૧ લી એપ્રીલ ૧૯૩૭થી તા. ૩૧ મી માર્ચ સને ૧૯૩૮ સુધીનો રિપોર્ટ.

**તુલસી કે અખંડ નામ જપકીર્તનયજ્ઞ** (હિંદી)—કા સંક્ષિપ્ત કાર્ય વિવરણ.

## નીચેનાં પુસ્તકોની વિસ્તૃત નોંધ લીધી છે.

**ખરી કેળવણી**—[ લેખકઃ–મહાત્મા ગાંધીજી, પ્રકાશકઃ–નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ, આવૃત્તિ ૧ લી, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૪૭૨, મૂલ્ય રૂા ૦ાાા ] અસહકાર યુગથી તે અત્યાર સુધીમાં મહાત્મા ગાંધીજીએ કેળવણી વિષે નવજીવનમાં લખેલા લેખોમાંથી ચૂંટી કઢાયલા લેખોનો આ સંગ્રહ છે. કેળવણી એટલે શું, તેનો આદર્શ, પ્રજાને ઘડવાનાં સાધનો, રાષ્ટ્રભાષા, કેળવણી અને રાષ્ટ્નો સંબંધ, વિદ્યાર્થી જીવનને લગતા પ્રશ્નો, સ્ત્રીકેળવણી વગેરે પરના મ૦ ગાંધીજીના વિચારો અવશ્ય વિચારણીય છે. આવા ઉત્તમ પુસ્તકને નવજીવન સંસ્થાએ ઘણા ઓછા મૂલ્યે બહાર પાડીને જનતા પર ઉપકાર કર્યો છે.

**શ્રી ભજનમાળા**—ભાગ ૧ થી ૧૧–કર્તાઃ–સાધુ ગરીબદાસજી શ્રી ગુરુ ઇશ્વર રામજી, પ્રકાશકઃ–મીસ્ત્રી ભોજાભાઈ ખીમજી. મુ.નાગોર (કચ્છ), કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૮૦૮, પાકું પૂંઠું, મૂલ્ય રૂા. ૨ા પ્રચારાર્થે સો પ્રત સામટી ખરીદનારને રૂા. ૧ાા થી મળે છે. અગાઉ છૂટા છૂટા અગીઆર ભાગમાં પ્રસિદ્ધ થયેલાં ભજનોનો સંગ્રહ એક પુસ્તકરૂપે પ્રકાશકે પ્રચારાર્થે પ્રસિદ્ધ કર્યો છે. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, નીતિ ઈત્યાદિ વિષયક ભજનો સરળ ભાષામાં આપેલાં છે. ભજનોનો આવો દળદાર ગ્રંથ ઘણા ઓછા મૂલ્યે પ્રસિદ્ધ કરીને ભાવિકજનોને માટે સુલભ કર્યો છે.

**રસતંત્રસાર વ સિદ્ધપ્રયોગ સંગ્રહ ( હિંદી )**—લેખકઃ–ઠાકુર નાથુસિંહ વર્મા ધરતમરારદાર, પ્રકાશકઃ–કૃષ્ણ ગોપાલ આયુર્વેદિક ધર્માર્થ ઔષધાલય, મુ. કાલેડા–બોગલા પો. કેકડી ( જી. અજમેર ), કદ ૫ાા×૯, પૃષ્ઠ ૮૬૦, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૪ાા, માટે રૂા. ૨ા. સુધારા વધારા સાથેની આ બીજી આવૃત્તિ હોઈ તેમાં અનેક નવી બાબતો ઉમેરી લેવાથી ગ્રંથનું કદ બમણું થઇ ગયું છે; આમ છતાં મૂલ્યમાં નહિ જેવોજ વધારો કર્યો છે. રોગી, ઔષધિ ચિકિત્સા, આહારવિહારાદિની યોગ્ય સૂચનાઓ, ઔષધિ બનાવવાની વિધિ, ધાતુ–ઉપધાતુ તથા વિષાદિની શોધનવિધિ, ભસ્મો બનાવવાની વિધિ, કુપીપક્વ રસાયનો ઈત્યાદિ અનેક ઉપયોગી બાબતો અપાઈ છે. પ્રત્યેક વૈદ્યને સંગ્રહ કરવા લાયક અને અતિ ઉપયોગી ગ્રંથ છે.

**શ્રી નાગમહાશયનું જીવન વૃત્તાંત**—લેખકઃ–શ્રી૦ ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા, પ્રકાશકઃ–શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ–અમદાવાદ, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૨૪, પૂંઠું બોર્ડપટી, મૂલ્ય રૂા. ૦ા= પ્રાતઃસ્મરણીય શ્રી રામકૃષ્ણ પરમહંસના શિષ્યનું આ મનન કરવા યોગ્ય ચરિત્ર છે.

# कविकेसरी भक्तशिरोमणि महात्मा
## स्वर्गस्थ अनंतप्रसाद त्रीकमलाल श्रीवैष्णव



જન્મ-સં. ૧૯૧૭ જેઠ વદી ૧૧ : પરમપદ-૧૯૭૩ અષાડ સુદી ૩

ફેરો ઉમર વરસ શુમારે ૫૫-૫૬

परमपदवासी भक्तराज श्री अनंतप्रसाद त्रीकमलाल श्रीवैष्णवनुं

# आत्म-वृत्तांत

## ખંડ ૧ લો-શ્રીવૈષ્ણવત્વ અને અમે

### અમે એટલે અમારૂં કુળ

ચારે વર્ણમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે ને તેમાં "નાગરબ્રાહ્મણ" આ દેશમાં ઉંચા ગણાય છે; તેમાં પણ વડનગરા અને તેમાં પણ વળી ગ્રહસ્થ એ જાણે કે અજાચક હોવાથી પોતાને સૌથી શ્રેષ્ઠ માને છે. પણ એટલું તો નિર્વિવાદ કે અન્યવર્ણ કરતાં તેઓ બ્રાહ્મણ હોવાથી શ્રેષ્ઠ છે; ને બ્રાહ્મણોમાં તો જે વર્ગ બ્રાહ્મણધર્મ વધારે પાળે તેજ ખરો શ્રેષ્ઠ છે.

પોતાના કુળને સૌ વખાણે તથા મોટું ઠરાવવા યત્ન કરે, પણ તેમાં ખરૂં ખોટું સુજ્ઞ સદ્ય પારખી શકે છે. નાગરી નાત મોટા શહેરના મહાલયમાંથી નાનાં ગામડાંનાં ઝુંપડાં સુધીમાં નરસિંહ મહેતાના નામથીજ ખરી પ્રસિદ્ધિ પામી છે અને તે નરસિંહ મહેતાનું કુળ તેજ અમારૂં કુળ છે એમ સિદ્ધ કરવાને, અમારા પોતાના કરતાં રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા (વડોદરા રાજ્યના વર્નાકયુલર પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડાયરેકટર) જેઓ જૂના કવિ અને જૂની કવિતાના ઉપર અને તેથી કરીને દેશના ઉપર મોટો ઉપકાર કરવામાં અગ્રગણ્ય છે, તેમણે ઘણી શોધ કર્યા પછી 'ત્રિમાસિક પ્રાચીન કાવ્ય'ના અંક ૩ સને ૧૮૮૫ માં નરસિંહ મહેતાનું જે ચરિત્ર લખ્યું છે તેનોજ આ જગ્યાએ ઉપયોગ કરવો વધારે ઠીક છે. તેમનાજ શબ્દોમાં—

"વિષ્ણુદાસને બે પુત્ર હતા, પર્વતદાસ ને કૃષ્ણદાસ. કૃષ્ણદાસને ત્રણ પુત્ર-જીવણરામ, નરભેરામ અને નૃસિંહરામ (નરસિંહ મહેતા.) નૃસિંહરામના પુત્રનું નામ શામળદાસ. શામળદાસથી મહેતાના કુટુંબનો નિર્વંશ થયો." આગળ લખે છે કે, "કૃષ્ણદાસના ત્રણ પુત્ર-જીવણરામ, નરભેરામ અને નૃસિંહ મહેતા, એ ત્રણેનો નિર્વંશ ગયો છે, માત્ર પર્વત મહેતાનો વેલો વૃદ્ધિ પામ્યો છે." બીજે ઠેકાણે લખેલ છેઃ-અમરેલીના મજમુદાર જેઓ ગાયકવાડી રાજ્યમાં પ્રખ્યાત છે તે બધા પર્વત મહેતાના વંશજ છે, અને તે સિવાય પણ એમના વંશમાં ઘણાંજ કુટુંબો છે, જેનો એક આખો આંબો કચ્છ તથા કાઠિયાવાડની તમામ શાખાઓ ભેગી કરી મારા વૈકુંઠવાસી કાકા

પ્રભુલાલે બનાવી તે વંશાવળીની કવિતાજ યાદ રહેવા બનાવી રાખી હતી અને તે વિષે પણ આ ઠેકાણેજ ઇશારો હોઇને અમે તેજ પર્વતવંશમાં છીએ એમ આ લખનાર સુધ્ધાંને માટે નીચેના શબ્દોમાં જણાવ્યું છેઃ—

"આ પેઢીનામું કોઈ પ્રભુદાસે કવિતામાં કરેલું છે.*** એ પ્રભુદાસ કદાચ પેઢીનામામાં આવેલા પર્વતદાસથી ૧૧ મા પુરૂષ પ્રભુલાલ હશે." (આ વાત બરાબર છે અને તેની ખાત્રી તેમને પણ થઇ હોય તેમ જણાય છે, કારણ) આગળજ તેઓ લખે છે કે, "પ્રભુલાલ ને તેમના ભાઇ ત્રીકમલાલ માંગરોળના વતની છે અને રાધનપુરમાં રહે છે. રાણકદેવીની સુંદર ગાથા બનાવનાર અનંત-પ્રસાદ એ ત્રીકમલાલના પુત્ર થાય."

આથી સ્પષ્ટ થયું કે મહેતાનું કુળ તેજ અમારૂં કુળ છે ને તે વિષે આગળ એજ ગ્રંથના શબ્દો કામ લાગે એવા છે. "વડનગરા નાગરનું ઉત્પત્તિ સ્થાન વડનગર છે. જુનાગઢી નાગરો પણ ત્યાંથીજ જઈ વસેલા છે. * * *

"મહેતાનું ગોત્ર કાશ્યપ, યજુર્વેદ, માધ્યંદિની શાખા, ત્રિપ્રવર, કશ્યપ આવત્સર ને નૈકુમ" (અને તેજ ગોત્ર શાખા પ્રવર અમારાં છે એ કહેવાની જરૂર નથી.) "પર્વત મહેતો અને તેનાં છોકરાં છૈયાં પ્રથમ માંગરોલમાં રહેતા હતા." તે જગે અમારા (કાકાનાં) ઘર પણ છે, એટલે પર્વત મહેતાની સામટી શાખાઓનો બહોળો વિસ્તાર ચાલ્યા છતાં તેમનું મૂળ ગામ ને વળી સ્થાન પણ અમારેજ હિસ્સે આવ્યું છે.

પરંતુ એ બધું બતાવવાનું આ જગે એ પ્રયોજન છે કે 'વૈષ્ણ-વત્વ' પણ તેજ વખતથી અમારે હિસ્સે આવ્યું છે, ને તે ઘર કરતાં પણ વિશેષ પ્રીતિથી અમે તે જાળવી રાખ્યું છે. એ માટે એજ ગ્રંથમાં છે કે "વડનગરમાં મહેતાના વડવા તે પંડયા નામે ઓળ-ખાતા, પણ વૈષ્ણવભક્ત થઈ ગયા પછી પર્વત મહેતાને તથા તેમના વંશજોને 'વૈષ્ણવ' ઉપનામ મળ્યું, અને હાલ તેઓ એજ નામથી ઓળખાય છે." એટલે અમારી વૈષ્ણવતા કુળપરંપરાજ છે અને તેનો પ્રારંભ પણ અમે પોતાના મનથીજ નથી કીધો; પણ એજ ઠેકાણે લખ્યું છે કે "પર્વત મહેતાને ઠાકોરજીએ પ્રસન્ન થઇ એ ઉપનામ આપ્યું એમ પર્વતપચીશીમાં લખ્યું છે." તે કેવી રીતે?

એ વિષે એજ ગ્રંથમાં લખ્યું છે કે "પર્વતથી અગિયારમા પુરૂષ ત્રીકમદાસ થયા. તે જાતે કવિ હતા ને પર્વતપચીશી તેમણે બનાવી હોય એમ લાગે છે." આ વાત ખરી છે અને તે જેવી આગળ ખીના બની તેવીજ તેમાં કવિતા રૂપે વર્ણવી છે. એમાં પણ તેનો સાર આપ્યો છે અને અમે પણ તેજ આધારથી આંહીં લખવા

માગીએ છીએ. પરંતુ તેનું મૂળ કારણ જે પર્વતપચીશીમાં પણ તે આમાં છે, ને તેથી તેમાંથી તે અમે અહીં ટાંકી લઇએ છીયે.

"મહેતાના કાકા પર્વતદાસ પણ મોટા ભક્ત થયેલા છે. પ્રથમ તેઓ ધર્મચુસ્ત નહોતા, પણ આખ્યાયિકા છે કે "એક વખત મહેતા સાથે તેઓ દ્વારકા યાત્રાએ જતા હતા. ઓખાની અંદર એક નેસડો હતો ત્યાં બન્ને રાતવાસો રહ્યા. મહેતા તેમની રીત પ્રમાણે આહીર લોકો સાથે ભજન કરવા લાગ્યા. આહીરોએ ખુશાથી મહેતાને જમવા કહ્યું ને પોતાના ખાવામાંથી કાકા ભત્રીજાને આપવા માંડયું. નાગર બ્રાહ્મણથી આહીરનું કેમ ખવાય? એ વિચારે પર્વતદાસ તો વેગળા રહ્યા, પરંતુ ભિન્નભાવ ન ગણનાર નૃસિંહ મહેતા આહીર લોકો સાથે ખાવા મંડી ગયા. મળસકે બન્નેએ ચાલવા માડયું ત્યારે કોપાયમાન થયેલા પર્વતદાસે મહેતાને કહ્યું કે તેં આ શું કર્યું? આહીરનું મારા દેખતાં ખાઈ વટલાયો. માટે હું જુનાગઢ જઇ આ વાત જાહેર કરી તને ન્યાત બહાર મુકાવીશ."

("વટલ્યો નાગર નરસઇયો, એણે એઠું આહીરડાનું ખાધું રે" એ પદ કદાચ તે ઉપરથી પોતે કર્યું હશે.) મહેતા હસીને બોલ્યા:-- "કાકા, તમને હજી જ્ઞાન પ્રાપ્ત થયું નથી; જાત્રા જઇ નકામા પગ તોડો છો; તમે પાછું વાળી જુવો જોઇએ!" કાકાએ પાછા ફરી જોયું તો નેસડોજ ન મળે! વિસ્મય પામી કાકાએ પૂછ્યું:--"નેસડો ક્યાં ગયો? કેમ દેખાતો નથી?" મહેતાએ કહ્યું કે, "આપણે ભૂખ્યા ડાંસ જેવા થઇ ગયેલા એ જોઈ કૃપાળુ શ્રીકૃષ્ણ જાતે આહીરને વેષે આવ્યા ને કલ્પિત નેસડો ઉભો કરી આપણને તેમણે ભોજન આપ્યું. જેઓ ખરા ભક્ત છે તેમને ઇશ્વર હાજરાહજૂર મળે છે ને તેમનાં દુઃખનું નિવારણ કરે છે." આથી પર્વતદાસને ઘણી અસર થઇ. એમણે તેજ ક્ષણે નિશ્ચય કર્યો કે કૃષ્ણ પરમાત્મા મને સાક્ષાત્ દર્શન દે એવી રીતે મારે ભક્તિ કરવી.

આ આખ્યાયિકાના સાર રૂપેજ જાણે કે નીચેની પર્વતપચીશીની કડીયો છે:-

**પરવતને અંકુર પ્રેમનો આ કૃત્યથકી પણ અંતરમાંહ,**
**મહેતાજી શું મીલન મહેરૂં ઉદય હવો તે સંગ પ્રસાય;**
**સત્સંગે સદ્બુદ્ધિ આવી, શામલીયા શું બાંધ્યો સ્નેહ.**

પર્વતદાસે એવી પ્રતિજ્ઞા કરી કે જ્યાંસુધી દેહ રહે ત્યાંસુધી પ્રતિ સાલ બે વાર, એટલે દર ૭ મહિને, જમણા હાથમાં, બોડાણાની પેઠે, તુલસી વાવી દ્વારિકા જવું અને ત્યાં દ્વારિકાનાથનાં દર્શન કરી તુલસી ચઢાવી પાછા આવવું. અડસઠ વર્ષની વય થઇ ત્યાં સુધી તો એમ નિર્વિઘ્ન પ્રભુ પ્રતાપે ચાલ્યું. પણ પછીથી અવસ્થા પાકી થવાથી શરીર જર્જરિત થયું, ઇંદ્રિયો નિર્બળ ને ગાત્ર શિથિલ થયાં, તેથી

હવે એવો શ્રમ શરીરથી નહિ સહન થઇ શકે એમ જોઈ સગાંવહાલાંએ તેમને રોક્યા કે, "ઘેર બેઠા ગોપાલ ભજો, આગળ જઇને પાછા પડશો ને ઉલટા રસ્તામાં ક્યાંક રહી જશો." પણ તેમણે તેમનું કોઇનું ન માનીને પોતાની પ્રતિજ્ઞા પાળવાનો દૃઢ આગ્રહ કર્યો. સૌએ જાણ્યું કે, "વાર્યું નહિ કરે, હાર્યું કરશે." તેથી એકલા તો નહિ, પણ એક દ્વારકાનો સંઘ જતો હતો તેમની સોબતમાં તેમને જવા દીધા ને પોતે પણ તે વાત પસંદ કરી. પરંતુ શરીરની હાલત એવી હતી કે એવી લાંબી સફર પગે ચાલીને ને હાથમાં તુલસી લઇને તેમનાથી થઈ શકવી અશક્યજ હતી, અને થયું પણ તેમજ. ઘેરથી એટલે માંગરોળથી નીકળી ત્રણ ગાઉ જતા તો ત્રીજો પહોર થઇ ગયો, ત્યાં આજખ નામે ગામ આવ્યું. શ્વાસ મોમાં સમાય નહિ ને ગભરાઇ ગયા ને ચલાય નહિ, શરીર પરસેવે તર થયું ને તે સાથે વળી નબળાઇથી ધ્રુજે. પગમાં છાલા પડ્યા ને અંગ એવું ભરાઇ ગયું કે આગળ ચાલવાની હિંમત ન રહી. તેથી ત્યાં ગામની પાસેજ સીતા-મુંદરડી નામે વાવ હતી તેના પડથાર ઉપર જઇને પડ્યા. તે થાકથી એવા લોથપોથ થઇ ગયા કે સમી સાંજથીજ સુઈ ગયા ને ઘસઘસાટ નિદ્રાવશ થઇ ગયા, એટલે સંઘવાળા પણ છાનામાના પરાણે પાછો વળશે એમ ધારી ચાલ્યા ગયા. આ પ્રમાણે તે એકલા થાકેલા ભારે નિદ્રાવશ હાલતમાં વગડામાં નિરાધાર રહ્યા ત્યારે પર્વતપચીશીમાં કહે છેઃ—

**સદા સ્વભાવ સુકોમળ જેનો તે કેમ સહેશે દાસનાં દુઃખ,**
**તતક્ષણ ત્રીકમ ત્યાંજ પધાર્યા, પર્વતદાસને દેવા સુખ.**

ભગવાન કાંઇ તેમને જગાડી પ્રત્યક્ષ ન થયા ને તેમ કરવાની સર્વ શક્તિમાન શ્રીપતિને કાંઈ જરૂરત પણ નહોતી. તેમને સુતા ને નિદ્રામસ્તજ રહેવા દીધા અને—

**શ્રીપતિ સુપનાંતરમાં બોલ્યા, વાથ્ય વિપ્ર વૈષ્ણવની સંગ,**
**પ્રસન્ન થયો હું ત્હારે પ્રેમ, રાચ્યો હૃદીયા કેરો રંગ.**
**વૃદ્ધ થયો પાછો વળ્ય પરબત, શાને શ્રમ પમાડે પંડ,**
**માસ એકમાં મંદિર પધારીશ, નાગર પ્રકટ કરીશ નવખંડ.**
**ગોમતી સરિતા સાથે લાવીશ, સ્નાન કરવાને સાયં પ્રાત,**
**પરબત આજ થકી મેં તુજને, વૈષ્ણવપદ આપ્યું સાક્ષાત.**

ભગવાનના દર્શનથી તથા આ વચન સાંભળી પર્વતદાસને જે આનંદ થયો હશે તેની તુલના વાચનારેજ કરવી. આટલું કહીને ભગવાન તો તુરત અંતર્ધાન થઇ ગયા ને તેથી એ. આનંદનિધિનો વિયોગ થતાંજ પર્વતદાસ જાગી ગયા.

**જાગી જુવે તો કાંઇ નવ દીઠું આ શોણું કે સાચું રે,**
**ક્ષણ ક્ષણ હૃદીયામાં ખરૂં કરી રાખે, ક્ષણમાં થાય ન કાચું રે.**

"હતા તો ભગવાન દ્વારિકાનાથજ ! તેમણે મનેજ કહ્યું અને

તેથી હવે મારે આગળ ન વધી, ભગવાનની આજ્ઞા પ્રમાણે પાછું વળી ઘેર જવું જોઇએ. પણ એ તો સ્વપ્ન છે. મને અહીં સુધી આવતાં બહુ કષ્ટ પડયું ને તેથી મન દ્વારિકાનાથમાંજ રહેવાથી એવું મનને ભાવતું મનના વલણ પ્રમાણે સ્વપ્ન આવી ગયું ! તેથી તેનેજ ખરૂં જાણીને હું પાછો ફરૂં ને પછી કાંઇ ન થાય તો મારી તો પ્રતિજ્ઞા તુટે, માટે એમ હીંમત ન હારવી જોઇએ ને મન દઢ કરવું જોઇએ. કારણ મારી સિદ્ધ ભક્તિ એટલી બધી શું છે કે આ કલિકાલમાં સાક્ષાત્ દ્વારિકાનાથ શિવ બ્રહ્માને ધ્યાનમાં પણ અગમ્ય ને હજારો વર્ષના તપસ્વી ઋષિઓને અસાધ્ય તે આપોઆપ ચાલીને મારે ઘેર પધારે ?" તેથી પ્રથમ તો તેઓ મહા વિચારમાં પડયા. ઘડીમાં ખરૂં ઠરાવે ને ઘડીમાં ખોટું. પણ કેમે કરી મનનું સમાધાન ન થયું, કારણ મનગમતી વાત એ હતી કે ભગવાન પોતાને ઘેર પધારે. તેથી પાછા એજ ભગવાનને સમર્યા, કારણકે ભગવાનેજ આવીને કહ્યું છે, તો આટલું કહ્યું તે ભેગું વધુ ખાત્રી થવા જોગ પણ કહેશે. તેથી એવી મતલબની પ્રાર્થના કરી કેઃ—

**વેદશાસ્ત્ર સ્મૃતિ એમ બોલે, અસત્ય ના હોય તમારી વાણ,**
**પરંતુ પામર જીવ પ્રતીતિ કેમ આણે,માટે કરો દયા દઈ એંધાણ.**

ભગવાનેજ કૃપા કરી હતી અને તેથી તુરત દિવ્ય વાણી આમ થઇ કેઃ—

**દીવ થકી એક દિવસ આઠમો, ભેટ લાવશે તમારી પાસ,**
**સુંદર સિંહાસન એમ બોલ્યા, અંતર્ધ્યાન રહી અવિનાશ.**

પછી તો ખાત્રીનું તથા તે ઉપરથી પ્રભુકૃપાના વિચારથી મનમાં ઉભરાતા આનંદનું પૂછવુંજ શું ?

**ગદગદ કંઠે બેઉ કર જોડયા રોમાંચિત મન મોદ ન માય,**
**કાલી ઘેલી સ્તુતિ કરીને પરભત નમ્યા પ્રભુને પ્રાય.**
**કીરતન કરતાં રજની વીતી, ભૂલી ગયા દેહનું ભાન,**
**સૂર્ય ઉગતાં સ્નાન કરીને હૃદય ધર્યું ત્રીકમનું ધ્યાન.**

દ્વારિકાનાથના વચન ઉપર મહા વિશ્વાસ આણીને અતિ આનંદ પામતાં તે પાછા ફર્યા ને ઘેર આવ્યા. પણ લોકો શું જાણે કે તેમને આવો પરચો થયો છે ! તેમણે તો એજ ધાર્યું કે, વાર્યું ન કર્યું ને હાર્યું કર્યું; ને તેથી નાગરની ટીખળી નાતે તેમનાં ચીંથરાં ફાડવામાં કચાશ ન રાખી. જે લોકોએ ઘણા વાર્યા હતા તેજ એકઠા થઇ મળવાના બહાનાથી આવ્યા ને કહેવા લાગ્યાઃ–"અહોહો ! આપ તો દ્વારકા એક રાતમાંજ જઈ આવ્યા ! ભગવાને ભૂમિ સંકેલી દીધી કે પાંખો આપી ? ઠ્યો ઠીક થયું, પણ હવે અમને પ્રસાદ તો આપો." બીજા ગંભીરતાથી કહેવા લાગ્યાઃ–"દાદા, બહુ સારૂં વિચાર્યું કે હજી ત્રણ ચાર ગાઉથીજ પાછા આવ્યા તો ક્ષેમકુશળ ઘેર પણ પહોંચ્યા.

ન માનીને આગળ ગયા હોત ને વધુ થાકયા હોત તો શા હાલ થાત ? હવે ઘડપણમાં શરીર ન ચાલે માટે ઘેર બેઠે ગોપાળ ભજવા જોઇએ." ભોળે ભાવે પર્વત મહેતાએ તો ખુલાસો કર્યો કે મને તો સ્વપ્ન આવ્યું છે ને તેથી પ્રભુજ અહીં આવવાના છે, માટે હું તો પાછો વળ્યો છું. ઘણીએ વિગતથી વાત કરી પણ માને કોણ ! મોઢે તો વળી કોઇ ગંભીર હતા તે બોલ્યા કે, "ભલા, ધન્ય ભાગ્ય, તમારા પ્રતાપે અમને પણ દ્વારકાનાથના દર્શનનો લાભ મળશે ને ગોમતીજીમાં સ્નાન થશે. અમારાં કોઇ પૂર્વનાં પુન્ય ફળ્યાં છે." પણ ઘેર જઇ સૌ મશ્કરી કરવા લાગ્યા કે હવે પોતે થાકયા છે તે કબૂલ નથી કરવું તેનાં આ ફાંફાં છે. એ લોકોની વાતોનું પરબતપચીશીમાં ઠીક વર્ણન છે. "હાટડી" નામે એક માંગરોળમાં જગ્યા હતી જ્યાં દર સાંજે તમામ નાગર બ્રાહ્મણ સેવા કરવાને એકઠા થતા, ને હાટડીમાં તેમનો સંધ્યાનો સામાન વગેરે રહેતું હતું ત્યાં સેવા કર્યા પછી મોડી રાત સુધી ગપ્પાંસપ્પાં ચાલતા.

**હાટડીયે બેઠાં ગપ હાંકે, રેઢા નથી શ્રી રણછોડરાય,**
**છપન ભોગ તજી તારૂણીના, પરબત ત્યાં તે શું આવી ખાય?**
**ઘરમાં ઠામ નથી રહેવાને આંગણાં અગાસૂં રે.**
**વદે પરબત સરવ સાંભળે, નરસું બોલી નાગરી નાત્ય,**
**ત્રીકમરાય ત્રિભુવનતારણ દાસની લાજ તમારે હાથ.**

લોકો તો મશ્કરીમાં વાતો કર્યાંજ જતાં હતાં ને રોજ પર્વતદાસને પૂછતા હતા, પણ તેમનો વાયદો પણ કાંઈ લાંબો નહોતો; કારણ આઠજ દિવસમાં દીવથી સિંહાસન આવવાનું હતું તેથી લોકો તો હાંસીજ સમજતા હતા. પણ પર્વતદાસ તો પ્રતીતિથી તેની વાટ જોઇ રહ્યા હતા અને ભગવાને તે મુજબ તેમની આશા પૂર્ણ કરી.

દીવમાં એક વાસુદેવ નામનો સલાટ પરમ વૈષ્ણવ ને ધર્માચરણી હતો. તેણે પોતાના ધંધામાંથી વખત બચાવી પંદર માસ સુધી લાગલાગટ મહેનત કરી એક સુંદર સિંહાસન દ્વારકાનાથને ભેટ આપવાને માટે તૈયાર કર્યું અને શ્રી દ્વારકાનાથનેજ તે ભેટ કરવાના વિચારથી એક વાણિયાનું લવીંગ ભરેલું વહાણુ બેટ જતું હતું તેમાં તે પણ સિંહાસન સહિત રવાના થયા.

. રાતમાં શ્રીદ્વારકાધીશ તેના સ્વપ્નમાં પ્રગટ થયા ને આજ્ઞા કરી કે, "આ સિંહાસન તું માંગરોળમાં પર્વત વૈષ્ણવને ઘેર લઇ જા, ત્યાં હું થોડા દિવસમાં ગોમતીજી સહિત પધારીને તેને દર્શન આપીશ." વાસુદેવ જબકીને જાગ્યા. પાછલો પહોર રાત રહી હતી. પોતાની સાથેના સોબતીઓને વાત કરી ને છેવટ વહાણુ ચલાવનારાઓને પણ કહ્યું, પણ સૌએ સ્વપ્નાની વાત સાચી ન માની ને વહાણુ ચલાવ્યાં કીધું કે તુરત દરિયામાં તોફાન શરૂ થયું. સૌ ડર્યાં કે હવે શું થશે ? પણ

પવન એવો નીકળ્યો કે કોઇનું કાંઇ ચાલ્યું નહીં. લંગર દરિયામાંજ નાંખી દઇ સઢો છોડી નાંખી વહાણને ત્યાંજ રોકયું, પણ આખર લંગર પણ તુટી ગયું ને વહાણ છુટું થયું. પછી તો ગભરાટનું પૂછવુંજ શું ! વહાણ તો ચાલ્યું ! કયાં ? જ્યાં વા લઈ જાય ત્યાં. પરોઢ થતાં કિનારો દૂર દેખાયો ને માલમ લોકોએ તેની પાર જમીન પર દેખાતી હવેલીઓથી ઓળખ્યું કે એ તો એજ માંગરોળ ! ! હવે વાસુદેવ ને તેમની સાથે જે દશ વીશ વૈષ્ણવો દ્વારિકા જવાના હતા તેમના નિશ્ચયનું શું પૂછવું ! ! એ તો આનંદમાં ને આશા ભર્યા સૌ દ્વારિકાનાથની જય બોલતાં કિનારા પર ઉતરી પડયા, ને વહાણને પોતાને રસ્તે જવા દીધું. વાસુદેવ તો પર્વત વૈષ્ણવનું ઘર પૂછતાં પૂછતાં ગામમાં આવ્યા; પણ વૈષ્ણવના ઉપનામથી કોઇએ તેમને ઓળખ્યા નહિ. પણ એક સમજુ માણસે અટકળ બાંધી નાગરવાડે જવાનું કહ્યું અને તેથી તેઓ તેણી ગમ વળ્યા. અહીં પર્વતદાસ પણ અતિ આરતથી વાટ જોતાં બઈ-ગીયા નામની જગ્યા જ્યાં તમામ નાગરોની સામાન્ય બેઠક હતી ત્યાં બેઠા હતા ને લોકો તેમની વિધવિધ મશ્કરી કરતા હતા તે ધીરજથી સાંભળી પ્રભુ પર દૃઢ વિશ્વાસ રાખી ભજન કરતા હતા. કારણ આઠમો દિવસ બરાબર થઈ ચૂકયો હતો. તેવામાં તો આઠ દશ અજાણ્યાં માણસોનું ટોળું આવતું દીઠું ને ધાર્યું કે એજ. તેવા પોતે ઉભા થયા. આણીગમ પર્વતદાસનો પણ વૈષ્ણવવેશ હતો ને વાસુદેવનો પણ તેવોજ હતો તેથી તેઓએ અટકળે એક બીજાને ઓળખ્યા. તેમને અરસપરસ હાલ સ્વપ્નાનીજ સગાઇ હતી. તમામ લોકોના આશ્ચર્ય વચ્ચે વાસુદેવે પોતાની વીતી ને પર્વતદાસે પોતાની વીતી અરસપરસ કહી સંભળાવી. પછી તો પરસ્પર તેમના આનંદનું અને મશ્કરી કરનારાઓની ભોંઠપનું પૂછવુંજ શું ! ! વાયુવેગે વાત ફેલાણી ને તમામ ગામે તે વાત પ્રસરી ને તમામ ગામે સિંહાસનને ગામમાં પધરાવવાના સમારંભમા ભાગ લીધો. તેનું વર્ણન પરબતપચીશીમાં નીચે પ્રમાણે છે—

નાગર નમી નમી આપણા અપરાધ શમાવે,
સિંહાસન પધરાવવા શણગારીને આવે.
ઘેર ઘેર ગયાં વધામણાં સ્વપ્ન થયું સાચું,
પરવત પૂરણ ભકત છે માનવ મન કાચું.
ઢોલ દુદુભા દુંદુભિ ઝાંઝ ઝાલરી બાજે,
તાલ પખાજ તાળીએ ઘોરે સુર ગાજે.
ઘેલું ગામ ઘોળે મળ્યું બંદરને બારે,
આ જોતાં એમ જાણવું પરિબ્રહ્મ પધારે.
વાજતે ગાજતે લાવીયા સિંહાસન ઘરમાં,
પરબત વાસુદેવ જોડલું ચિંધે નાગરી નરમાં,

હજી દિવસ તો બાવીશ બાકી રહ્યા હતા, પણ દ્વારકાનાથ જરૂર પધારશે એમ સૌને પ્રતીતિ થવાથી પર્વતદાસના ઘરને સુધારવામાં તથા શણગારવામાં આખે ગામે ભાગ લેવા માંડયો ને મુદ્દત પુરી થવાને આગલે દિવસ તો ઘણુંજ શોભીતું સ્થલ તેને બનાવી શણગારી તૈયાર કર્યું. પણ હજી દ્વારકાનાથ તથા ગોમતી કયે રસ્તે ને શી રીતે કેવા રૂપમાં આવશે એ વિષે કોઇને ખબર નહોતી. અટકળ તો અનેક પ્રકારની થતી હતી. સૌ પર્વતદાસને પણ પૂછતા હતા, પણ તેઓ શું કહે! કાલે ભગવાન પધારશેજ એવા નિશ્ચયથી સૌ એજ વિચારથી સુઇ રહ્યાં, પણ તેમાં ધારણા એવી હતી કે કદાચ વહેલાજ પધારે. માટે સૌએ વેળાસર નાહીધોઇ તૈયાર થઈ રહેવાની સોઈ કરી રાખી હતી.

ભગવાનની વિચિત્ર લીલા છે. માંગરોળમાં મીઠી વાવો ઘણી છે. તેનુંજ પાણી ઘણું ખરૂં લોકો કામમાં લે છે. એવી એક મોટી વાવ પર્વતદાસના પાડોશમાં પણ હતી. તેમાં એકદમ પાણી પરોઢમાંથીજ ઉભર્યું ને એ રીતે પાતાલ માર્ગેજ ગોમતીજી એ વાવમાં પધાર્યાં, જેનું વર્ણન પરબતપચીશીમાં નીચે પ્રમાણે છે:—

**પ્રાત સમે પાણિયારીઓ, ગઇ ભરવાને પાણી,**
**લેહરો ઉઠી વાવમાં, મથોમથ ભરાણી;**
**ઉલટીને આવ્યું કારસું, કૌતુકની કહાણી.**

વાવ તો તેમના પાડોશમાંજ હતી ને પોતે તો પાછલી રાતથી તૈયાર થઇને બેઠા હતા તેથી—

**હોકારો સુણી આવીયા, બોલ્યા પરવત વાણી,**
**બાઇયો કાં બકવા કરો, આવ્યા ગોમતી રાણી;**
**મચ્છ કચ્છ માંહે જોઇને, લોકે વાણી પ્રમાણી,**
**સ્નાન કર્યા સહુ નાગરે, ત્યાં તો પૂરણ પાણી.**

પર્વતદાસે તથા વાસુદેવે પણ અતિ પ્રીતિથી સ્નાન કર્યું, પણ હવે ભગવાન ક્યાં? સૌ સ્નાન કરી ચુક્યા એટલે પર્વતદાસને એમજ સૂઝયું કે ભગવાન પણ આમાંજ પધારેલા હોવા જોઇએ. તેથી અટકળેજ તેનું સ્મરણ કરી વાવના પાણીમાં ઉતરવા માંડયું.

**પગ પગ જળ પાછું હઠે, જેમ ઉતરે પગથી.**

તે જતાં જતાં જ્યાં તેનો ભંડાર આવ્યો એટલે જ્યાંસુધી નિત્ય પાણી રહેતું હતું તે સીમા આવી, તો ત્યાં છેલા પગથીયામાંનો પથ્થર ફાટી ગયેલો ને તેની અંદરથી પધારેલ એવી દ્વારકાનાથની મૂર્તિ ત્યાં બિરાજેલી દીઠી.

**ભરાઈ રહ્યું ભંડારમાં, વ્હાલો બેઠા છે પગથી.**

આ વખત પર્વતદાસના આનંદનું શું પૂછવું? પર્વતપચીશી કરનારને પણ એ ઘડી ધન્ય લાગ્યાથી તેમણે એ વખતનું વર્ણન

ધન્ય ધન્ય કહીનેજ નીચે પ્રમાણે કર્યું છે:—

**ધન્ય ધન્ય સંવત પંદર એક, ધન્ય ધન્ય માગશર માસ વિષેક,**
**ધન્ય ધન્ય સુદિ ઉજ્વલ સાર, ધન્ય ધન્ય જેહ મળ્યો બુધવાર.**
**ચાર ઘડી દિન ચઢતે ભાણ, સમય પધાર્યા સારંગપાણ;**
**નીર પ્રવાહે મોઢામોઢ, દાસે દીઠા શ્રી રણછોડ.**

(તે કેવા દીઠા ?)

**શિર મુકુટ મકરાકૃત કાન, ભાલ તિલક હરિ ભીને વાન,**
**શંખ ચક્ર ગદાંબુજ હાથ, દશ આંગલ શ્રી દ્વારિકાનાથ.**

આવા ભગવાનને નીરખીને પર્વતદાસ વિચારમાં પડયા કે મારે તો દ્વારકાનાથનાં દર્શનની પ્રતિજ્ઞા છે ને આ તો નાનું સ્વરૂપ છે, તે બીજું કોઈ સ્વરૂપ હશે શું ?

**સેવકને મન સંદેહ વસે, આ સ્વરૂપ રખે બીજું હશે.**

(એટલે) ભગવાને એવું વિચારી ત્રિભુવન ભૂપ દર્શન દીધું. "આદ્યસ્વરૂપ" પોતાનું દ્વારિકાનાથનાજ રૂપનું તેમને ત્યાં દર્શન કરાવ્યું. ત્યારે પર્વતદાસને પૂર્ણ આનંદ થયો ને તેઓ સ્તુતિ કરી પોતાની દીનતા વર્ણવવા લાગ્યા કે, મેં આપને દ્વારિકા જેવું ધામ ને ત્યાંના વૈભવને છોડાવી અહીં સુધી શ્રમ દીધો. ત્યારે પોતે—

**સુંદર શ્યામ કમલદલ નેન, પરવત પ્રત્યે બોલ્યા વેણ;**
**વૈકુંઠપેં મને વ્હાલી ઘણી, રાંક ઝુંપડી સેવક તણી.**
**સુંદર મંદિર દ્વારકાં ધામ, તેથી વ્હાલું હુંને તારૂં ગામ;**
**કુલ સહિત કરવા પાવન, સદા બીરાજી ત્હારે ભુવન.**
**તારો શ્રમ મેં સહ્યો ન જાય, હવે પધરાવ મને મંદિર માંહ્ય.**

તુરત પર્વતદાસે હાથમાં પધરાવ્યા—

**રોમ રોમ બ્રહ્માંડ ઝૂમે, તે પ્રભુને હસ્તાસન ગમે,**
**વાંવ થકી નીસરીયા બહાર, ચહું દિશ વરત્યો જેજેકાર.**
**શ્રી દ્વારકાધિશકી જય.**

આ પ્રમાણે "પર્વતદાસ, આજ થકી મેં તુજને વૈષ્ણવપદ આપ્યું સાક્ષાત" એવું જે ભગવાને સ્વપ્નમાં કહ્યું હતું તેજ પ્રમાણે પોતે ઘેર પધાર્યા ને વૈષ્ણવત્વ જગપ્રસિદ્ધ આપ્યું ત્યારથી તેમની તમામ પ્રજા વૈષ્ણવનાજ ઉપનામથી ઓળખાવા લાગી અને તેમાંજ આ લખનારનો પણ જન્મ થયો. એટલે આજથી નહીં, પણ સંવત ૧૫૦૧ થી અને બાર પેઢીથી વૈષ્ણવત્વની સાથે કુળપરંપરા સાક્ષાત શ્રીપતિના શ્રીમુખ વચનથી અમને વૈષ્ણવત્વ છે. આ કથા આખા સોરઠમાં સુપ્રસિદ્ધ છે. હજી તે વાવને ગોમતીવાવજ કહે છે. ત્યાં પ્રતિ માગશર સુદ ૬ મેળો ભરાય છે, ને જે પગથિયામાંથી પ્રભુ પગટયા હતા તેની ફાટ હજી જેમની તેમ કાયમ છે; તથા એ ભગવાન પણ અમારા પિત્રાઇઓનો મોટો ને વગવાળો જથો જુનાગઢ જઇ વસવાથી

તેમની સાથે ત્યાં પધાર્યા છે. જે વિષે એજ ગ્રંથમાં નીચેના શબ્દો છેઃ—

"જ્યાંથી મૂર્તિ ઉપાડી ત્યાં આગળ નાનો ખાડો દેખાયો એ ખાડો અદ્યાપિ છે, અને તેમાં ખાટલાનું વાણ મૂકીએ તોપણ તાગ આવે નહિ એમ લોકો કહે છે. એ મૂર્તિ હાલ જુનાગઢના નાગરવાડામાં ઢેલર ફળિયે છે અને તેની પૂજાપાત્રી ને વ્યવસ્થા મજમુદાર ને બીજા નાગરોની સંમતિથી ચાલે છે."

આવડા મોટા ઇતિહાસ તથા તેનાં આટલાં બધાં દૃષ્ટાંતો, તથા તે સાથે પર્વતદાસના ઘરનાં આજે સામટાં કુટુંબો કાઠિયાવાડ તથા કચ્છમા વૈષ્ણવનાજ ઉપનામથી ઓળખાય છે. એવી સાબિતીવાળું અમારૂં કુળ વૈષ્ણવ છે ને એવો સંબંધ અમારે વૈષ્ણવત્વથી છે.

## ખંડ–૨ જો

**અમે એટલે અમારાં સગાં (વડીલો) અને વહાલાં** (વૈષ્ણવત્વ વર્ધક) ઉપનામથી તો અમે શ્રીવૈષ્ણવ આગલા ખંડ પ્રમાણે સં. ૧૫૦૧ થી કહેવાતા આવીએ છીએ. પણ તે પછી શ્રીવૈષ્ણવ સંબંધ અમને "વૈષ્ણવત્વ" સાથે ક્યારથી થયો ને તે કેવી રીતે ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યો, એ વિષે હું આ ખંડમાં કહીશ.

માંગરોળમાં રણછોડરાયનું મંદિર એ અમારૂં મુખ્ય ક્ષેત્ર ને ગોમતીવાવ એ અમારૂં મુખ્ય તીર્થ. કુટુંબમાં દરેક માણસને એવો નિયમ કે બનતાં સુધી નિત્ય રણછોડરાયનાં દર્શન કરવાં ને વિવાહ વગેરે શુભ પ્રસંગે ત્યાંજ પ્રથમ પગે લાગવું; અને પુણ્યતિથિએ અને માગશર શુદ ૬ જેને અમે "પાટોત્સવ" કહીએ છીએ તે દિવસે તો અવશ્ય કરીને સૌએ ગોમતીવાવમાં સ્નાન કરવું. એ સંબંધ તો ઉત્તરોત્તર ચાલ્યો આવ્યો ને કુળદેવતા તો રણછોડરાયજ રહ્યા.

શરૂઆત શ્રીમંતાઇથી થાય છે પણ તે દુઃખમાં તુલસીદાસ ઇશ્વરદાસ માંગરોળના બક્ષી હતા. પણ તે દિવસ લશ્કરથીજ રાજ્ય ને દેશ હતો ને તે લશ્કર બક્ષીને વશ હતું. એટલે એમાં રાજ્યનો કબજો તેના હાથમાં હતો. તે સારા ઘરના સુખી હોવાથી સૈયદોનાં સાત તો ગામ ઘેર ઇજારે હતાં ને એનાં ભાડાં પણ આવતાં હતાં, ને એજ પ્રમાણે બીજી રિદ્ધિ સિદ્ધિ હતી. તે બિચારા વેળાસર વાયે અટકી જવાથી ખાટલા શરણ થયા, પોતાની સ્ત્રી પણ વેળાસર મરી ગઈ. એટલે ઘરના માલિક મોટા પુત્ર દુર્ગાદાસ બક્ષી થયા. તેમનાં સ્ત્રીને અપંગ સસરાની ચાકરી સાસરે આવતાજ કરવી પડી, દુર્ગાદાસના નાના ભાઇ કહાનજીની સ્ત્રી શ્રીમંતની પુત્રી હોવાથી લાડકી હોઇ ઘરમાં કશું કામકાજ ન કરતી, તેથી ઘરનો ભારે ઢસરડો કરવા સાથે અપંગ વૃદ્ધ સસરાની અતિશય ચાકરી ભેળાં ભાભીજ કરવા માંડ્યાં. તેમનાં ભોળાપણાનો દાખલો અમારા કુટુંબમાં પ્રસિદ્ધ છે.

તેમાંથી અમારો વિષ્ણુ સાથેનો સંબંધ શરૂ થાય છે. નાગરની નાત ટીખળી તો ખરીજ, તેમાં વળી દિયેરને તો મશ્કરી કરવાનો હકજ ગણાય. ભાભી પણ મૂળે ઘરમાં લાડકાં તથા રાંધવામાં આળસુ ને સ્વભાવે ભલાં. રીંગણાંનું શાક સારૂં કેમ થાય તેની ખબરજ નહિ. એક વખત ઘરમાં રીંગણાં આવ્યાં ને પોતાને દાળ કરવાનું આળસ આવ્યુ, તેથી દિયેરને પૂછ્યું કે, "દાળ ન કરૂં ને રીંગણાંનુંજ શાક કરૂં, તો ચાલશે?" દિયેરે ઠંડે પેટે જવાબ દીધોઃ-"હા, રસાળ કરશો તો ચાલશે." ભાભી બોલ્યાંઃ-"તે શી રીતે થાય? મેં કદી રીંગણાંનું શાકજ કર્યું નથી." દિયેરને લાગ મળ્યો. મોં ઠાવકું રાખી બતાવ્યુંઃ- "દાળની પેઠે આધરણ મૂકો ને મોધરી જેવાં રીંગણાંને ઝીણાં સમારો, ને આધરણ આવે એટલે તેમાં ઓરી દો. પછી પુષ્કળ મરચાં ને દાળની પેઠે ઉપરથી વઘાર દેજો. થોડી ખટાઇ નાખજો એટલે સારૂં થશે."

ભોળાં ભાભીએ પણ તેમજ કર્યું ને કહાનજી દિયેરે પણ ઠંડે પેટે ભોજન કીધું. દુર્ગાદાસ પણ ઘેર પધાર્યા, રસોઇ તૈયારજ હતી. ન્હાયા, ચાર પાંચ ખુશામતીઆ સામા તડાકા મારવા બેઠાજ હતા. થાળીઓ આવી ત્યાં સુધી તો ઠીક, પણ દાળ સાટે જે વાટકો આવ્યો તે શું છે તે દુર્ગાદાસને ઓળખાયું નહિ. ઉપોસાન કરતાં સુધી ધીરજ રહી, પણ રોટલીનો ટટકો બોળતાં શું છે તે ન સમજાયું ને મોંમાં મૂકતાં તો આશ્ચર્યજ લાગ્યુ, એટલે રસોડામાં બેઠેલાં વહુને મોટે સાદે કહ્યુંઃ-(કહાનજીભાઇ નીચે મોંએ તમાસો જુએ છે) "અલ્યાં, આ શું કર્યું છે? દાળ તો ન હોય, વાટકામાં શું ભર્યું છે? આજે વળી આ શું?" તેમની રસોઇની આવડત તો પ્રસિદ્ધજ હતી તેથી જાણ્યું કે વળી કાંઇક કરોડું થયું છે. ભોળાં ભાભીએ ઠંડે પેટે જવાબ દીધોઃ-"કોક દિવસો આળસે આવે, એમાં એમ શું કામ બોલો છો?" "દાળ કેમ નથી" એનો બચાવ કર્યો કે, "સાટે રસાળ છે ના?" દુર્ગાદાસને હજી મનગમતો ખુલાસો ન મળ્યો; તેથી ફરી પૂછ્યુંઃ- "પણ આ છે શું?" તોપણ ભોળાં ભાભી તે ભોળાંજ. "માણુસ દેખતાં એમ તે શું કરતાં હશો? જાણીને અકારા થાઓ છો, રીંગણાંનું શાક છે, બીજું શું?"

સ્વાદથી કંઇક તો દુર્ગાદાસ સમજ્યા હતા, પણ રીંગણાં છેક ગળી ગયાં હતાં તેથી શંકા રહી હતી તે પૂરી થઇ. તેમની આવડત તો સુપ્રસિદ્ધ હતી તેથી પ્રશ્ન કર્યોઃ-"આ કોણે શીખવ્યું? કદી ઘેર કર્યું તો નહિ હોય, પણ ખાધું તો છે કે નહિ?"

ભોળાં ભાભીએ બહાર આવી બધો ખુલાસો કર્યોઃ-"મને તો કહાનજીએ કહ્યું કે દાળ ન કરવી હોય તો રસાળ શાક કરો, તેથી મેં તેમના કહેવા પ્રમાણે કર્યું." બધી વિગત પણ કહી બતાવી. સૌ હસ્યા, ભાભી ભોંઠાં પડયાં, દુર્ગાદાસને પણ માઠું લાગ્યું; તે વખતે

તો વાત તેટલે રહી; પણ પરિણામ ઘણું નઠારૂં આવ્યું.

વહુ વર બેઉને કહાનજી ઉપર ગુસ્સો આવ્યો. એક તો પોતે લાડકા ને કાંઇ કામકાજ નોકરી ધંધો ન કરે. બીજું વહુ લાડકાં તેથી તે પણ કાંઈ ન કરે. ઘરનું બધું કામ, બધો ઢસરડો કરવો, ને તે સાથે વૃદ્ધ સસરાની નોકરી પણ તેમનેજ કરવી પડતી હતી. તેથી બેઉ માણસે એકમત થઇ કહાનજીને દગો દઇ જુદો કાઢવાનું નક્કી કર્યું. બાપને તો પોતાનેજ જીવતે પાળવા ને મુએ બાળવાના હતા, એટલે તેમની બધી મિલકતના પોતે સ્વતંત્ર માલિક થાય, એમ મનથી તો માન્યુંજ હતું; પણ દુનિયાનો ડર લાગ્યો, જેથી છળ કર્યો. જે સૈયદોનાં ગામ ઇજારે હતાં તેમને શીખવ્યું કે, તમે કહાનજીના દેખતાં મારી પાસે તમારા સેંકડો રૂપિયા લેણા હોય એવો ભાવ બતાવી ઉઘરાણી કરો; એટલે તેને મારાથી જુદો કરવાનું બને. ગરજે ગધેડાને બાપ કહે, એવી દુનિયા છે. તેથી એક દિવસ કહાનજીના દેખતાં સૈયદોએ આવી ફારસ કર્યું એટલે દુર્ગાદાસે તે પૂરૂં ભજવ્યું. તે વખતે તો તેમને જવા દીધા, પણ પછી કહાનજીનેજ સમજાવ્યાઃ–" આપણે હવે વહેંચણ કરી લ્યો. મારાથી આ કરજ નહિ અપાય." કહાનજી બિચારા બાળક, વહેંચણમાં શું જાણે ? પૂરા ગભરાયા ત્યારે તેનો લાભ લઇ " ભલાઈ " કરી કે, " તું તારે ધંધે લાગ ત્યાં સુધી સુખે ઘરમાંજ ખાજે, ને તારી સ્ત્રીનું પલ્લું છે તે તને માફ, ને બાકી ફારગતી મને લખી આપ. તારે તુલસીદાસ બક્ષીની મિલકતથી લેવા દેવા નહિ. મિલકતનો પણ માલિક હું ને કરજનો પણ જવાબદાર હું. હું વળી મારે ફોડી લઇશ." કહાનજીએ હા પાડી. ફારગતી થઇ, ને ફરી બે ત્રણ દિવસે શીખવ્યાથી સૈયદોએ તેની પાસે ઉઘરાણી કરી ત્યારે છૂટો જવાબ દીધો કે, " મારે શું ? કહો, મોટા ભાઇને. જુઓ હું તો છૂટયો છું. મારે તો ફારગતી છે." આ વાતથી ભાભી પણ વાકેફ હતાં, તેથી તેમણે ખરે વખતે લાગ સાધ્યો.

સવારનો પહોર હતો. તાંબાકુંડીમાં પાણી ભરી કહાનજી બહાર ઓટલે નાયા. જેવા બીને પોતીયે ઘરમાં જવાનું કરતા હતા, તેવાં ભક્ષાં ભાભીએ કમાડજ વાસ્યાં, ને અંદર આવતા અટકાવી એકદમ અંતરનો ઘણી મુદતનો ભરાઇ રહેલો ઉભરો કાઢયો કે, " જાઓ જવું હોય ત્યાં, સૈયદનું કરજ નહિ આપો ને ઘરમાં ક્યાંથી પેસશો ?" થોડી વાર મશ્કરી માની, પણ વાત વધી પડી. બિચારા તુલસીદાસ ડોસા અપંગ ખાટલામાં પડયા પડયા કકળ્યા, પણ ભાભીની હઠ પાસે કાંઈજ ન વળ્યું, ને દુર્ગાદાસ તો ઘરમાં હતાજ નહિ. ભવી બૈરી એકની બે ન થઇ તેથી આખર કહાનજીને પણ ક્રોધ આવ્યો, ને નક્કી કર્યું કે ઘરમાં નજ રહેવું. પોતે પણ તુરત જળ મૂક્યું કે, " જે ઘરમાં પગ મૂકું તો તુલસીદાસ બક્ષીનો દીકરો નહિ. " પણ

ખરે વખતે ખરી વૈષ્ણવતામાં આવી બોલ્યા, "મને મારા લાલજી લેવા દો." કહાનજી બક્ષીને બાળપણથી "પંચાયતન"માં પોતાના નામરાશિ "કહાનજી મહારાજ" ઉપર બહુજ પ્રીતિ હતી, ને તેથી પોતાના વડીલોના ધનમાંથી એ હિસ્સો તો તેણે બળ કરી માગ્યો. પણ તેટલું બળ સામું ભાભીએ ન વાપર્યું. તેમને તો ભાવતું હતું ને વૈદે કહ્યા જેવું થયું; કારણ સસરાની વેર, દેરની વેર, દેરાણીની વેર, અને તે ઉપર ચોથી વેર એ દેવના પાલખાની પણ હતી.

તુલસીદાસને આ વખતે જે દુઃખ થયું હશે તેનો વિચાર વાંચનારે કરવો. પણ તેઓ શું કરી શકે? બાકી રહેલું જીવન એ વહુની નીચેજ હજી કાઢવાનું હતું ને પોતાથી તો ખાટલાથી નીચે પણ નહોતું ઉતરાતું; તોપણ વહાલા દીકરાને ખરો વારસો આપવા તેઓ પણ પોતાના અશક્ત, ને વળી આંખમાં આંસુ ને ગળું ભરાઇ આવ્યાથી ભરાયેલે કંઠે બોલ્યાઃ–"બેટા કાના, લાલજી ભેગા શાલીગ્રામ લેજે. એ આપણું વડીલોપાર્જીત ધન છે. પર્વતકુળના છે, માટે મારી તરફથી એ હું તને વારસામાં આપું છું. હું બાપ તો મરી ગયો છું, પણ એ તારો બાપ છે. તે તારૂં રક્ષણ કરશે."

સસરાની આવી કરણાજનક વાણી પણ વહુને હિમાયત કરનારી લાગી, ને તેથી તેમણે તો ગુસ્સામાં આખું પાલખુંજ ઉપાડી પોતાની મેળે આપી દેતાં કહ્યુંઃ–"લઇ જાને આખું પાલખું. ભેગી બીજી પણ પીડા પતે. પથરા પાણીમાં બોળવા મરયા."

કુટુંબના કિસ્સાને ટુંકો કરીએ. કારણ આટલા લખાણનું તત્ત્વ હવે આવી ગયું છે, ને તે એ કે અમારૂં જે વડીલોપાર્જીત ધન છે તે એ લાલજી તથા શાલીગ્રામજ છે; ને તેમાં પણ શાલીગ્રામજીનો વારસો તો તુલસીદાસ બક્ષીના કહેવા પ્રમાણે વડીલોપાર્જીત છે, ને તેવીજ કથા કહીને મારા વડીલે એ બે વિગ્રહની વહેંચણ અમારા બે ભાઇ વચ્ચે પણ એવી કરી છે કે, શાલીગ્રામ મારે હિસ્સે ને તે લાલજી મારા વડીલ ભાઇ પાસે છે. મારા દાદા કહાનજી રોતાં રોતાં પાલખું લઈ પોતાના પિત્રાઇ કાકા રતનજી શામળજી જે ભાવનગરમાં મોટા અધિકારી હતા તેમને ઘેર ગયા; ને પછીથી પોતાની સ્ત્રીને, દામણી અડાણે મુકી ઓરડો ભાડે લઇ રાખ્યાં ને પોતે ભાવનગર રતનજી કાકા સાથે ગયા. ત્યાં નોકર થયા ને ત્યાંના મહારાજા વિજયસિંહજીનાં પુત્રી કુલજીબાનું લગ્ન જ્યારે રાધનપુરના નવાબ સાહેબ શેરખાનજી સાથે થયું ત્યારે તેમની સાથે તેમના કારભારી થઇ રાધનપુર આવ્યા. રાધનપુર પરણાવતાં ભાવનગર મહારાજાએ બે શરત મુખ્ય કરી હતી. તેમાં એક એ હતી કે તેમને વટલાવવા નહિ અને બીજી એ કે કહાનજી બક્ષીની ઓઝલ નહીં. "એ હવે તારી દીકરી છે." એમ કહી તેમણે કુલજીબાનું કાંડું ઝાલી મારા દાદાને સોંપ્યું હતું અને બાને

કહ્યું હતું કે, "એ હવે તારો બાપ છે; એની સલાહ પ્રમાણે ચાલજે."

આ પ્રમાણે મારા દાદા રાધનપુર આવ્યા. બાને પણ વૈષ્ણવત્વ શરૂ કરાવ્યું. તેમને રામરત્નવરાજનો પાઠ શીખવ્યો ને પોતે નિત્યે અતિ પ્રિય પર્વતપચીશીનો પાઠ કરતા તથા કુળધન વિષ્ણુ તથા શાલીગ્રામની સેવા કરતા. સાથે પંચાયતન પણ હતા. પરંતુ પોતે માનતા એ કે કુળધનથી જ મારે સારૂં થયું, ને ખરેખાત પરિણામે જ્યાં કુલધન હતું ત્યાંજ સારૂં રહ્યું ને એમ વિજય જામ્યો. પેલા દુર્ગાદાસનું ઘર અને ધન, પ્રજા ને વિસ્તાર બધુંજ શાન્ત થઈ ગયું. ભગવાનની વિચિત્ર લીલા છે.

અમારા કુટુંબમા વૈષ્ણવતા જામી તે રાધનપુરને પ્રતાપે, તેથી રાધનપુર આવવાના સંબંધી હકીકત આટલી કહી. હવે વૈષ્ણવતા ત્યાં કેવી રીતે વૃદ્ધિ પામી તેઃ—

## રૂક્મિનીબાઈ

મારા દાદા નીચે મારા વડીલ ઉછર્યાં, ને બાલકપણમાંજ તેમને એક હજારસ્થંદી નાગર ગૃહસ્થની સોબત થવાથી તેઓ તંત્રમંત્ર અને અનેક દેવની ઉપાસના કરતાંજ મોટા થયા. પણ તેમને પણ બાલકપણથી અમે વૈષ્ણવ, રણછોડરાય અમારા કુલદેવ, ને લાલજી તથા શાલીગ્રામ એ અમારૂં કુળધન છે, એ અભિમાન તો રહ્યું; ને તેથી વૈષ્ણવે વિષ્ણુસહસ્રનામનો પાઠ કરવો જોઇએ એમ લાગ્યું. તેથી વધારામાં નિત્ય એ પાઠ પોતે કરતા. તેના પર વિશેષ શ્રદ્ધા એક બીજા પ્રસંગથી આવી. તેમના મિત્ર એક અમદાવાદના વૈશ્ય હતા, જેઓ સહજ ધર્મ ભોળાપણું રાખે એવા નહોતા. તેઓ કહેતા હતા કે દરેક સ્તોત્રની વાસે ગોળની ગાગરી હોય છે, તે એટલા માટે મૂકવામાં આવેલ છે કે તેની લાલચે માણસ તેનો પાઠ કરે. બાકી એમ કાંઈ ખરેખરૂં થાય નહિ. વિષ્ણુસહસ્રનામના ફળમાં પછવાડે વ્યાસજીએ એજ કહ્યું છે કે, "**वैश्यो धन समृद्धः स्याच्छूद्रः सुखमवाप्नुयात्**" પણ હું વૈશ્ય છું. મને તો કાંઇ તેના પાઠથી ધન મળતું નથી.. તે નિત્ય આ પ્રમાણે કહેતા. તેવામાં એક મહત પુરૂષ આવ્યા તેમની આગળ પણ તેમજ કહ્યું. ત્યારે તેમણે કહ્યું કે એ સ્તોત્ર તો એવુંજ ફળ આપનાર છે, પણ વિધિપૂર્વક તેનાથી કોઇ ફળ લેતું નથી. મોદીને એથી ચડ ચડી, ને તે મહાપુરૂષના બતાવ્યા પ્રમાણે વિષ્ણુસહસ્રનામનો પાઠ અખંડ રાત દિવસની પ્રતિજ્ઞા કરી કરવા માંડયો. બરાબર સાત દિવસ અપવાસ કરી પાઠ કર્યો, ને સાતમે દિવસે જ્યારે તેઓ છેક અશક્ત થઈ ગયા હતા ત્યારે તેમને પાઠ કરતે કરતે ઝોલું આવ્યું, ને તેમાં જાણે કોઇએ તેમને કહ્યું કે તારા ઘરની અમુક ભીંતમાં શોધ, તેમાં ધન છે. મોદી જાગ્યા, તેજ પ્રમાણે ખોદયું ને હજારો રૂપિયાનું ધન નીકળી પડયું.

આ વાત મારા વડીલના જાણવામાં આવ્યા પછી તેમને તેના ઉપર વિશેષ શ્રદ્ધા આવી, વિષ્ણુ "પરદેવ" છે એમ ભાન થવા લાગ્યું. તેથી વધુ પ્રીતિથી તેનો પાઠ કરવા લાગ્યા ને તેના પરિણામમાં એવું થયું કે ઉત્તરોત્તર તેમની સાંસારિક અભિવૃદ્ધિ થઇ. પ્રથમ દીવાન ગોપાળરાયે મારા દાદા પાસેથી તેમને ચપળ જોઈ માગી લીધા. પછી ઉમેદવારી, પછી કારકુની, જુદા જુદા ખાતાનો અનુભવ ને છેવટ તેમના નાયબ જેવા સારા પગારથી થઇ પડ્યા. તેમાં તેઓએ એમ માન્યું કે વિષ્ણુસહસ્રનામનો પ્રતાપ છે. વળી તેથી વધતાં વધતાં જ્ઞાનવિષયમાં પણ તેમની વૃત્તિ સાત્વિક થવા લાગી, ને બે ચાર પરચા એવા થયા કે જે કાંઇ વિશેષ થવાનું હોય તે સ્વપ્નમાં જણાવા લાગ્યું. એ વાત તેમણે લોકોને કહેવા માંડી ને તેથી એ જણાવું તો બંધ થયું; પણ વિષ્ણુ પર પ્રીતિ વધતી ગઇ ને છેવટ ગોસ્વામીના શિષ્ય થયા. બીજી ગમ પર્વતપચ્ચીશીનો પણ પાઠ કરવો એવો મારા દાદાનો ઉપદેશ હતો. તેમનું કહેવું એવું હતું કે, મારૂં એથીજ સારૂં થયું છે. તેથી તેની પણ પ્રથમ 'સકામ' તપાસ તેમણે કરી. તેમનાથી મોટા ભાઇ ધીરજરામ ઓછી બુદ્ધિવાળા હતા, તેથી તેમની સગાઇ કોઇ નહોતું કરતું; ને અમારા સોરઠીયા નાગરોમાં એવો સંપ્રદાય હતો કે જ્યાં સુધી મોટા દીકરાની સગાઇ ન થઇ હોય ત્યાં સુધી નાનાને કોઇ કન્યાદાન ન દે; કારણ એમ થાય તો કહેવાય કે, "મોટાનું માથું વાઢી નાનાને દીધી." તેમ મારી દાદી પણ મોટાનીજ સગાઈનાં માગાં કરતાં, એટલા માટે કે નાના તો હુશિયાર છે તે પોતાની મેળે પણ પરણશે; પણ મોટાને કોઇ નહિ વરાવે. એ કારણોથી મોટી વય થતાં સુધી મારા વડીલની સગાઇ થઇ નહોતી ને તેથી પોતે એ કાર્ય સારૂ લાગટ ૭ માસ સુધી પર્વતપચ્ચીશીનો ઉભે પગે પાઠ કરવાનું પણ લીધું. તે પાર પડ્યું ને તે સાથેજ તેમની સગાઇ પણ થઇ, એટલે વૈષ્ણવતા વૃદ્ધિ પામી.

આ પ્રમાણે અન્ય દેવનાં અનુષ્ઠાનમાંથી, એટલે તંત્ર જંત્રમાંથી, તામસમાંથી, વિષ્ણુભક્તિ થઇ. તે હજી રાજસરૂપમાં હતી, પણ તેનું પરિણામ સાત્વિકમાંજ આવશે એવાં સુચિહ્ન દેખાવા લાગ્યાં. કારણ તેમની શ્રદ્ધા ને પ્રયાસ ઉગ્ર હતાં ને તેથી તેમાં તેમને જે સ્ત્રી મળ્યાં તેથી ઘણુંજ ઉત્તેજન મળ્યું. તેમનો પણ ટૂંક ઇતિહાસ ઘણો ઉપયોગી છે, બલ્કે ખરી વૈષ્ણવતાની વૃદ્ધિ તેમનાજ પ્રયાસથી છે.

મારી માનાં માબાપ ગરીબ હતાં, પણ તેના જન્મ પછી કાંઇક સારૂં થયું. તો પણ મારી બા પોતાના મોસાળમાં ઉછરવા લાગી. ત્યાં તેમના મામાઓ જેઓ ગામડાં ઇજારે રાખતા હતા તેમની કમાણીમાં નફો આવવા માંડયાથી આખા મોસાળમાં તે કંકુપગલી છોકરીજ કહેવાતાં ને તેથી મામાઓ તેમને પોતાની પાસેજ રાખતા. નિત્ય

મહોલ્લામાં સવારમાં કોટનાથ મહાદેવનું પૂજન કરવા જાય ત્યારે, તથા સાંજે અપ્સરામાતાનાં શહેર બહાર વાવમાં દર્શન કરવા જાય ત્યારે સાથે લઇ જાય, તેથી કોટનાથ તથા અપ્સરા એ મારી બાનાં કુળઇષ્ટદેવ થઇ પડયાં. તેમના મન પર એવા સંસ્કાર થયા કે એમને ભજવા તથા નમવાથી કલ્યાણ થાય. રમતમાં પણ એમની મદદ માગે. ઘણું ગભરાય ત્યારે માનતા પણ માને, પણ તે શાની ? આ-દમીને સોપારી તો નિત્ય ખાધા વિના નજ ચાલે; તેમાં જે ખોરાં સોપારી હોય તે ફેંકી દે. એ છોકરાંને ન ખાવા દે માટે એ સંઘરી રાખે. તેવાં ખોખાં સોપારીઓ તેમની સ્વોપાર્જિત મિલકત; ને તેવી પોતીકી મહેનતથી મેળવી સંઘરી રાખેલ મિલકતની મારી બા માન-તા માનતાં. તેમાં સાધારણ કામ માટે તો એક બે ને વધુ ભીડ પડે તો પાચ સાત સોપારી સુધી માનતા થતી; ને તેવી વખતે ઘર-માંથી માનતા પૂરી કરવા માગી લેવા પણ પડતાં હતાં. તેમને કોટ-નાથ કરતાં પણ અપ્સરામાતા ઉપર વધારે આસ્થા હતી; કારણકે તે તેમના મામાના કહેવા પ્રમાણે તેમના જેવડી કુમારિકા હતી અને તેથી તેમને તે પોતાની વહાલી રક્ષક ગણુતાં હતાં. તેમ અપ્સરાએ પણ તેમનું શુદ્ધભાવનું સખીપણું સ્વીકાર્યું હતું એમ એક બે દાખ-લાઓથી વડીલોને પણ સિદ્ધ થયું.

એક વખતે મારી બાની મા વેરાવળ ગયાં. ત્યારે ચોરના ભય-થી બે ત્રણ દિવસમાંજ પાછું આવવાનું હતું માટે, દીકરાઓનાં પહાં-નાં ઘરેણાંના દાબડા મેડી ઉપરના ઓરડામાં છાણાં ભર્યાં હતાં તેની અંદર સંતાડયાં હતાં. ગામથી ક્ષેમકુશળ પાછાં આવ્યાં ને ઘરેણાં મારી નાનીએ સંતાડેલાં તે વાત વીસરી ગયાં. કેટલાક દિવસ વીતી ગયા ને કોઈ મોટો દિવસ આવ્યો. છોકરીઓને ન્હવરાવી ઘરેણાં પહેરાવવાનો વિચાર કરી મંજુસ ઉઘાડયો. તેમાં એક છોકરીના દાબ-ડા ન મળે. બધો મંજુસ ફેરવ્યો પણ ન મળ્યાં. સૌ ગભરાયાં. પોતે ગરીબ માણસ તેથી લોકો એવું આળ મૂકે કે તેઓ તો દીકરીઓનું પલ્લું ખાઈ ગયા ને હવે ઢોંગ કરે છે. એ ભય સૌથી વિશેષ હતો. બાધા આખડી રાખી, રાતે જમ્યા વિના પણ ઉદાસ થઇ સૂઈ ગયાં. મારી બાને પોતાના માબાપનું દુઃખ જોઇ ઘણું લાગ્યું, ને તેથી અપ્સરાના નામની માળા ફેરવી તેનું સ્મરણ કરી સૂતાં. રાતમાં અ-પ્સરા તેમના જેવડીજ કુમારિકાના રૂપમાં આવ્યાં. તેમને ધીમેથી જગાડયાં ને કહ્યું કે, " ઘરેણાં છાણાંના મોઢવામાં છે. " મારી બાએ તરત પોતાની બાને જગાડયાં ને કહ્યું કે, અપ્સરા આમ કહે છે. તુરત તેમને યાદ આવ્યું. ઘરેણાં લાધ્યાં ને મારી બાનાં તથા અપ્સ-રાનાં સૌએ વખાણ કર્યાં.

બીજો દાખલો જ્યારે મારી બાના મામાની જાન પોરબંદર ગઇ

હતી ત્યારે એવો બન્યો કે, એવીજ રીતનાં ઘરેણાંની ગાંઠડી મારી નાની ખોળામાં રાખી ગાડીમાં બેઠાં હતાં; ને રસ્તામાં ઝોકાં આવ્યા તેવામાં ઘાંચ આવવાથી છુટી. ગાંઠડી સળકી પડી ને તુરત મારી બાને સ્વપ્નામાં અપ્સરાએ કહ્યું કે, "ગાડી ઉભી રખાવ, નહિ તો ગાંઠડી પછી કોઇ લઇ જશે; જો, પડી ગઇ છે." તુરત મારી બાને જગાડીને ગાંઠડી ખોળી તો ગાડીમાંથી નહિ પણ થોડે દૂર પછવાડેના રસ્તામાંથી મળી.

ત્રીજો દાખલો સઉથી છેલ્લો હતો ને તે માટે મારી બાને ઘણી મહેનત પડી હતી. મારા દાદા ઘણા વૃદ્ધ થવાથી માંગરોળમાં આવ્યા હતા. તેમને વાયુની ગાંઠ ચઢતી, તેથી આખી રાતના ઉજાગરા થતા. એવી હાલતમાં બાર તેર વરસની વયમાં મારી બાને તેમની તથા તેમનાં બીજાં કુટુંબની ચાકરી કરવી પડતી; તેથી છેવટ મુંઝાયા ત્યારે રાધનપુર જવા અપ્સરા ઉપર પાંચ અપવાસ કર્યા ત્યારે સ્વપ્ન થયું કે, સૌને તેડવા રાધનપુરથી ગાડીઓ આવે છે.

આ પ્રમાણે છેવટ પણ અપ્સરાના પ્રતાપે તેઓ રાધનપુર આવ્યા ને પછી તો "ભૂતનસેં હનુમાન મીલે, હનુમાનસેં રામ" એના જેવું થયું.

આ વખતે રાધનપુરમાં વૈષ્ણવતાની વૃદ્ધિ થવાને, જેમ વૃષ્ટિ કરવાને ચોતરફથી ભરપુર વાદળો ઉભરી આવે તેમ, ચોતરફથી પ્રેમમય પવિત્ર પુરૂષો ત્યાં ઉભરાઈ એકઠા થયા હતા, ને તમામ પરસ્પર ઉત્તમ સહાયરૂપ હતા. તે દરેક મહત પુરૂષનું વર્ણન પ્રથમ ટુંકમાં આપી દઇ પછી સમગ્ર કથા કહેવી ઠીક પડશે.

### વડનગરા નાગર ગોપાલરાયજી

સૌના મુખી પાટણના મજમુદાર ગોપાલરાયજી રાધનપુરમાં દીવાન હતા. મારા વડિલ જેમ સાંસારિક સુખો તેમની સહાયથી પામ્યા, તેમજ પારમાર્થિક સુખોને માટે પણ થયું. પૂરી લેણાંદેણી તે એનુંજ નામ. ગોપાલરાય મૂળે જાગીરદારના પુત્ર. બાલપણથીજ જેમ સંસાર વ્યવહારમાં પ્રતાપી તેમ શ્રદ્ધાભક્તિમાં મહા શૂરવીર હતા. વૈષ્ણવતા તેમના કુળમાં પણ પેઢીઓથી ચાલી આવી હતી, પણ હજી "સર્વ દેવ નમસ્કાર" હતા. પ્રથમ દેવીના મંત્રો શીખ્યા ને તેની સેવા એવી યથાવિધિ કીધી કે તે પ્રત્યક્ષ થઇ હતી. સહજ–સાજ સાંસારિક કામો તો તેથી ઘણાં પાર પડયાં, પણ એક વખત મહાન વિપત્તિમાં તેનું સ્મરણ કર્યું તેથી તે પ્રત્યક્ષ થઇ; ને તેની સહાય માગી ત્યારે તેણે પોતાની અશક્તતા જણાવી સર્વ શક્તિત્વપણું તો વિષ્ણુનુંજ છે એમ કહ્યું. તેજ ક્ષણથી પોતે તેનો તિરસ્કાર કરી ત્યાગ કર્યો ને વિષ્ણુ ઉપર દૃઢ આસ્થા બાંધી. મહાન પુરૂષો જે કામ કરે તેની પાર જાય છે. વિષ્ણુભક્તિમાં પણ તેમણે તેજ "

વીરતા વાપરી. સાડાત્રણ કરોડ રામમંત્ર જપી " રામાવળી " કરી. તેથી તેમને ઘણું જ્ઞાન વધ્યું તથા વિષ્ણુભક્તિ પણ દ્રઢીભૂત થઈ. સારાને સારૂં મળી રહે છે તેમ, એ ભક્તિમા એક બીજા સત્પુરૂષે અભિવૃદ્ધિ કરી અને તેમની સહાય તેમને છેવટ સુધી રહી.

### ઘેલારામજી

એ પુરૂષ તે રાધનપુરના વ્યાસ ઘેલારામ હતા. દેશના તમામ બ્રાહ્મણો સ્માર્ત છતા પૂર્વજોના વખતથી ઘેલારામજી શ્રી નૃસિંહજીના ઉપાસક હતા. શાસ્ત્ર પણ સહજ ભણ્યા હતા. બામણોલી ગામમાં એક સુરદાસ સંત આવ્યા હતા તેમની સેવામાં રહ્યા હતા. તેજ સુરદાસ પાછા રાધનપુર આવ્યા ને ગોપાલરાયજી તેમને મળ્યા. એમના દ્વારા ગોપાલરાયજી સાથે ઘેલારામજીનો સ્નેહ જોડાયો, અને પછીથી વળી ઘેલારામજી એજ સુરદાસ પાસેથી શ્વરોદય શીખ્યા હતા તે ઉપરથી કંઇક ભૂત ભવિષ્યની વાતોના ખુલાસા ગોપાલરાયજી તેમનાથી લેતા ને તે ખરા પડતા. એટલે એ રીતે ઘેલારામજી પ્રત્યેની પ્રીતિમાં અભિવૃદ્ધિ થઇ. પછી તો ગોપાલરાયજીએ ઘેલારામના સાંસારિક વ્યવહારને સહાય આપવી ને ઘેલારામજીએ ગોપાલરામજીના પારમાર્થિક કાર્યને સહાય આપવી એમ અરસપરસ થઇ પડયું. નિત્ય ઘેલારામ રામકથા તથા ભક્તમાળ વાંચતા ને ગોપાલરાયજી સાંભળતા અને એ દ્વારા જ્ઞાનચર્ચા થયા કરતી.

### નારાયણદાસ બાવા

ત્રીજા મહાન પુરૂષ જે એજ વખતમાં સહાયકારી થયા તે રાધનપુરના રઘુનાથજી મંદિરનાં મહંત નારાયણદાસજી બાવા હતા. મૂળે ખાનદાન, વિદ્વાન ને મહાન ભક્ત. વૈરાગ્ય ભક્તિથી આ દેશમાં આવ્યા ને આ જગ્યાના અધિકારી થયા. ભગવત સેવા એજ પોતાનું અહર્નિશ કામ હતું. રામાયણ તથા ભક્તમાળ તેમના મોંથી જેમણે સાંભળેલ તેઓ તે સ્વાદનું સ્મરણ કરી અતિ વખાણ કરતા. સ્વભાવે પૂરા સાત્વિક ને ઘણાજ સાદા. સંતોની બહુ સેવા કરતા, ને સતાં પણ હોઠ બંધ ન રહેતા એવો રામમંત્ર જપતા.

આખી રાત ભજન ઘણુંજ કરતા છતા, દિવસે પણ સતાં એજ વ્યવહાર હતો; અને તેનો પ્રભાવ એટલા સુધી વધી ગયો હતો કે મૂર્તિમાન રઘુનાથજી તેમનાથી વાતો પ્રત્યક્ષ કરતા એવા પરચા ઘણા કહેવાય છે. પણ તેમાંનો એક હીરાનો સુપ્રસિદ્ધ છે.

ગોપાલરાયજીએ એક સુંદર હીરો જડીયા પાસેથી વેચાતો લીધો. તે એવા વિચારથી કે રઘુનાથજી મહારાજને "ચીબુક" ઉપર તે ધરાવવો. પછીથી તે વિચાર બદલાયો. તેને પોતાનાજ કાર્યમાં લેવો ધાર્યો. અનાયાસ એવી અગવડ પડી તથા તે ઉપરથી એવો ભય થયો કે બધાં કામ પડયાં મૂકી તરત એ હીરો મંદિરમાં ભેટ કર્યો.

હીરો મંદિરમાં ભેટ કર્યો એટલીજ વાત જાહેરમાં તો હતી; બાકી તો ગોપાલરાયજીના મનમાંજ ઉપજેલા સંકલ્પ વિકલ્પો હતા અને તેમણે મનમાંજ રાખ્યા હતા. પણ રાતે ભગવાન રઘુનાથજીએ બાવાને વાતો કરી તેમાં તમામ વૃત્તાંત કહ્યું. તે વાત બાવાએ ગોપાલરાયજીને કહી કે તમારો હીરો ભગવાને માગીનેજ લીધો તથા સ્વીકાર્યો છે.

ગંગાબાઈ

વયે લઘુ પણ પંક્તિમા સૌથી વધુ આ બાઇ હતી. ઘેલારામ વ્યાસની આ પુત્રી બાળવિધવા થઈ ત્યારે તેમની મા સાંસારિક રીત પ્રમાણે આક્રંદ કરવા લાગી, એટલે ગંગાબાઇએ પોતાની માને બહુ રોતી જોઈ વારંવાર કહેવા માંડયું:–" મા તું શું કામ રૂવે છે, મરી ગયો તો માનબાઇનો દીકરો મરી ગયો છે, તે રૂવે, હું તો જીવતી છું. " આખર માતાએ ગભરાઈ કહ્યું:–" બેટા, એ તારો ધણી થાય." ત્યારે બાળાએ જવાબ દીધો કે, " મારા ધણી તો નૃસિંહજી છે. " ઘરમાં નૃસિંહજીની સેવા તેથી તેજ જાણે કે પોતાનું સર્વસ્વ છે એવો બાલપણથીજ ગંગાબાઇનો ભાવ હતો; તેથી ઘેલારામે તે બાઇને સ્તોત્રપાઠ શીખવી નારાયણદાસ બાવાની શિષ્યા કરી. તેમણે તેને પૂછયું:–"તને કયા ભગવાન પ્રિય છે ? " ગંગાબાઇએ નૃસિંહજીનું નામ લીધું ત્યારે બાવા કહે, તું એમનું ધ્યાન કર્યાં કરજે. ગંગાબાઇએ તો ધ્યાન શીખવા માંડયું, પણ તે સ્વરૂપ તો પ્રિયકર ન લાગ્યું. ત્યારે બાવાએ સમજાવ્યું કે એ તો મૂળે રઘુનાથજી છે, પ્રહ્લાદજીને માટે પોતે એવું સ્વરૂપ ધારણ કર્યું છે. રોજ ગવાતાં કીર્તનમાંથી–

**ભજત ન કેશવા કરત કલેશવા જાકો મહેપ રટહીવા હો,**
**પ્રાગદાસ (તુ) દયા કારન રઘુવા હો ગયે બઘુવા હો.**

પદ ગાઇ સમજ પાડી કે મૂળે તો રઘુનાથજીજ છે તેથી તું તેમનું ધ્યાન કર. કેવી રીતે ધ્યાન કરવું એ વગેરે કાંક ઘેલારામજીએ તથા કાંક નારાયણદાસે શીખવ્યું, ને તે સિવાય તેમને સામાન્ય ઉપદેશ કથા વાર્તા કરી યોગ્ય કર્યા હતા. તેમને પણ પૂર્વના સંસ્કાર કુમળા મન પર સત્સંગના તેથી તથા આજુબાજુના તેવા બનાવોની છાપ પડવાથી દઢ પ્રીતિ ભગવાન સાથે થઇ.

મારી બા રૂકિમનીબાઈ

મારી બાને કોટનાથ તથા અપ્સરા ઉપર પ્રીતિ હતી, એ વાત મેં આગળ કહી છે. આ તમામ ભક્ત જનો રાધનપુરમાં હતા ને તેમના સત્સંગથી બીજા પણ ઘણા વૈષ્ણવો નીવડયા હતા. નિત્ય કથા વાર્તા ને ભગવાનચર્ચા થતી હતી. મારા વડીલ પણ તેમાં રગદોળાતા હતા, ને તેવાજ પ્રસંગમાં મારી બા પણ રાધનપુરમાં આવ્યા. માંગરોળનાં બૈરાંમાં દેશાવર જવાની પહેલ મારી બાએજ કરી હતી, તેથી અહીં પરદેશમાં તેમને એકલાં ઘરમાં ન ગમે માટે ગંગાબાઇને સદ્દગુણી

તથા સમજણાં જાણી મારી બા સાથે રાખ્યા. સમાન વયમાં બેઉ હોવાથી તથા ગંગાબાઈ ચતુર હોવાથી થોડા વખતમાંજ મારી બાથી પ્રીતિ કરી લીધી.

આખો દિવસ ઘરમાં ન ગમે ત્યારે મારી બા કદી રાણીવાસમાં જવાનું, કદી બગીચા જોવાનું, કદી કોઇ સ્નેહીને ઘરે જવાનું મન કરે. ત્યારે ગંગાબાઇએ એ રસ્તો કાઢ્યો કે મંદિરમાં નિત્ય કથા કહેવાય છે ત્યાં જઇએ તો ગમત પણ થશે ને વખત પણ જશે. મારા વડીલની રજા લીધી ને મંદિરમાં કથા સાભળવા જવા માંડયું. પ્રેમદાસ બાવો ઘણી રસિકતાથી કથા કરતા હતા. મારી બા એક દિવસ કથામાં જઈ આવ્યા, પણ ગંગાબાઇએ જોયું કે તે બરાબર ધ્યાન દેતાં નથી, ત્યારે તેણે યુક્તિ કરી. મારી બાને નિત્ય ઘેર આવી પૂછે, આજે કથામાં શું સાંભળ્યું ? અથ ઇતિ ધ્યાન ન રાખવાથી વધુ જ્યારે પોતે ન કહી શકે ત્યારે ગંગાબાઈ તમામ કહી સંભળાવે; પણ એથી મારી બાને શરમ લાગવા માંડી ને તેથી પોતેજ હંમેશાં તમામ કથા યાદ રાખવા માંડી, તેમ તેમાં સમજ ને સ્વાદ પડતો ગયો.

એક વાત સરાડે પડી એટલે તેમણે બીજી યુક્તિ કરી. કથા સાંભળવા ગમે તે જગે બેસતાં તેથી ગંગાબાઇએ કહ્યું:—" આપણે ઠાકોરજી સામા બેસીએ તો કથા પણ સંભળાય ને દર્શન પણ થાય." વળી ઘેર આવી ઠાકોરજીનાં વસ્ત્રાભૂષણના પ્રશ્ન પૂછે. એમ કરતાં ધ્યાનની વાત ચાલી. તેમાં પોતે તો પિતાથી વધુ શીખ્યાં હતાં, તેથી તે તમામ કથા કહી સંભળાવી. એમ વાતો તથા ચર્ચાથી તેમને પણ ગંગાબાઇએ ભક્તિ તરફ વાળ્યા.

દ્રૌપદીની કથા કહી સંભળાવી કે, " તાંતણાને સાટે પ્રભુએ ચીર પૂર્યાં " તેમ આપણે ભગવાનની સેવામાં ખર્ચીએ તો હજારગણું મળે. તેથી મારી માએ સીતાજીના તથા રઘુનાથજીના વાઘા કરાવવા માંડયા, તેમ તેમ પ્રભુકૃપા વધુ થવા લાગી ને રોજગારમાં બરકત થઈ. તેથી ગંગાબાઈની શિખામણ દૃઢ થઇ ને તે ખાસ સલાહકારજ થઈ પડયા. પછી તો જે કાંઇ ઘરમાં આવે તેમાંથી ભગવાનનો હિસ્સો પાડવાનો રિવાજ થયો; મણમાંથી પાલી; પાલીમાંથી મુઠી, મુઠીમાથી ચપટી, એમ સુપાત્રે દાન પણ કરવા માડયું. તેમાં ઉકરડાનું દૃષ્ટાંત દેતા કે, રોજ ટોપલી-ટોપલી કચરો પણ જાયુ પડવાથી જેમ ડુંગર જેવડો ઉકરડો થાય છે, તેમ નિત્ય ભગવાન નિમિત્ત આપવાથી અમોઘ પુન્ય એકઠું થાય છે. થવા લાગ્યું પણ એમજ; એટલે પછી રોજ ગરીબોને ચપટી જારી કરી તથા એક નવા અતિથિને જમાડવાનો નિયમ લીધો.

અતિથિસેવામાંથી પ્રભુસેવામાં બહુ પ્રીતિ વધી. મંદિરમાં બહુ આપવું તથા કરાવવું જારી થયું. તે વાત પછી જ્યારે હદથી આગળ

વધવા માંડી ત્યારે ગંગાબાઇએ સલાહ આપી કે, મંદિરમાં એટલું બધું કરીએ છીએ તો પણ તે કાંઇ સંપૂર્ણ સેવા નથી કહેવાતી, માટે ઘરમાંજ સેવા વધારીએ. નાગાપૂગા લાલજીને લુગડા ઘરેણાં થયાં. તેમના ઉત્સવો, હીંડોળા, તુલસીવિવાહ, અન્નકોટ વગેરે-દિવસે દિવસે કારોબાર વધતોજ ગયો. અંતે ઘર તે મંદિરજ થઈ રહ્યું. જે આવે તે ભગવાનને ધરવું, ને નિત્ય નવા નવા ઉત્સવ, કીર્તન, સેવન વગેરે ચાલવા માંડયું; તેથી રાતે મંડળી પણ થવા લાગી.

મારા વડીલ તો ગોસાંઇજીનાજ શિષ્ય હતા, એટલે તેમણે પણ પંચાયતન પધરાવી દઇ આ સેવામાં વધુ ઉત્સાહથી ભાગ લીધો. પછી તો તેઓ જે ઉત્સવ આવે તેનાં પદ બનાવે ને તે પદો તે પ્રસંગ ઉપર ગવાય. એકલા લાલજીથી બરાબર મજા ન આવે તેથી રાધિકાજીને પધરાવવા વિચાર કર્યો. મારી બા તે એક મંદિરમાંથી ખોળી આવ્યાં. જેમ કોઇનાં લગ્ન થાય તેમ વિધિથી લાલજીને પરણાવ્યા. તેમાં પચાસ સાઠ રૂપિયા ખર્ચ થયું. તે વાત બીમાં સાહેબને કાને જતાં જ તેમણે તેથી દોઢી રકમ ઇનામ આપી. આવી રીતના બદલા મળવાથી તેમની ભક્તિની અભિવૃદ્ધિ થઈ. તે સાથે ગોપાલરાય જોધપુર પધાર્યા ને મારા વડીલ દીવાન થયા. એટલે ખરા બોલોમાં તેમને સાંસારિક તથા પારમાર્થિક અભ્યુદય સાથે સાથે જ થવા લાગ્યા.

ગંગાબાઇના ઇષ્ટદેવ રઘુનાથજી હતા ને મારી બાનાં ખાસ સંગી તે હતાં. વળી નારાયણદાસ બાવા તથા પ્રેમદાસ બાવાના મંદિરમાં તો નિત્યે જવું તથા કથા વાર્તા સાંભળવાનો વહિવટજ હતો. ખરા ઉપદેશકજ તે હતા અને તેઓ પણ રામભક્ત હતા. તેથી મારી બાની પ્રીતિ સાત્વિકનિધિ શ્રીરામચંદ્રજી ઉપર અતિ વિશેષ થઇ તથા તેજ પોતાના ઇષ્ટદેવ મારી બાએ ગણ્યા હતા; અને મારા વડીલ મૂળેજ "રણછોડરાય"ના સેવક ને વળી ગોસાંઇજીના શિષ્ય થયેલા તેથી શ્રીકૃષ્ણ ભક્ત હતા. રામકૃષ્ણમાં બેઉમાંથી એકે અંતર નહોતાં સમજતાં, ને તેથી જ તેમનો એવો દ્વિધાભાવ નિર્વિઘ્ન નભ્યો. પણ તેમાં એક કહે "ગોવિંદ ગોવિંદ ગોચારી" ત્યારે બીજાં કહે "સીતારામે રીંછ પાળ્યો." એમ દયારામના બનાવેલા હનુમાન ગરૂડજીના સંવાદ જેવું બહુ ચાલતું, ને એ પણ ભક્તિમાં અભિવૃદ્ધિ કરનાર હતું. આ બધા મહત જનોમાં જે ભક્તિ વધી તથા તેમાંથી અંતે તેઓ પરમ વૈષ્ણવતા પામ્યા તેમાં જે મુખ્ય સહાયભૂત કે સાધનભૂત ગણો તેવા "સંત"ની કથા તો રહી જાય, તેથી તે હવે કહેવી જોઈએ. તે અમારાં "માતાજી અને મોટાભાઈ" છે.

### રૂખી ( રૂપી ) બાઈ અથવા માતાજી

રાધનપુર સંસ્થાનમાં રાધનપુરથી દક્ષિણ દિશામાં સાત ગાઉ ને

થી ઉત્તરમાં ત્રણ ગાઉ વરોણા ગામ છે. આ પ્રાંતમાં રજપૂત-ક્ષત્રિયોની વસ્તી ખેડુ તરીકે ઘણી છે ને તે નાડોદા નામે ઓળખાય છે. સેંધવ કુળમાંના એક પટેલને ત્યાં સંવત ૧૮૮૪ના આશો શુદ ૧૫ ને દિવસે એક દીકરીનો જન્મ થયો. પાંચ વર્ષ સુધી તે બાઈ ધાવી, પછી તેની મા મરી ગઇ. નાડોદાની રીત પ્રમાણે જ્યારે આ બાઈની વય એક વર્ષની થઇ હતી ત્યારેજ તેને ખેન્ડીઆલી ગામમાં પરણાવેલ હતી. માના મરણ પછી તે બાઇ ઘરમાં થોડું રહેતી. ગામના પાદરમાં ખોડીયાર માતાના સ્થાનમાં એકાંતમાં તે બેસી રહે, ને પલોઠી વાળી બેસી આંખો મીંચી હાથના ચાળા કર્યા કરે. સોબતનાં છોકરાં "રૂખી ગાંડી" કહી ચીડવે, પણ તે ઉપર આ બાળા ધ્યાન આપતી નહિ. ભોજાઈના હાથ નીચે રહેવાનું હતું. ખવરાવવા પીવરાવવાની ભોજાઇને ઝાઝી શી પરવા! તેમ આ બાઇ પોતાનો રોટલો બહાર લઇ જતી ને કોઇ ગરીબને દઇ દેતી. મંદિરમાં નિત્ય જતી ને ત્યાં હનુમાનજી આગળ એક પગે ઉભી એટલી વાર રહેતી, અથવા કદી કદી વળી તે એટલા ફેરા ફરતી, કે જેથી મંદિરનો સાધુ તેની વયના પ્રમાણમાં તેના શારીરિક બળથી આશ્ચર્ય પામી જતો હતો.

કેટલાક દિવસ તો એમ વીતી ગયા. પણ જ્યારે એક વખત માસી પોતાની મુઇ બેનની દીકરીની ખબર લેવા આવી ને તેણે ચોકસાઇથી તપાસ્યું ત્યારે જાહેર થયું ને જાહેર કર્યું કે આ છોકરી ખાતીજ નથી; કાં તો એકલી હસે છે, કાં રડે છે; કાં સ્તબ્ધ થઇ જાય છે, કાં ચાળા કરે છે; તેને જબરો વળગાડ છે. "ભાભીઓને શી પરવા!" એમ કહી માનમાસી રૂખી બાણીને પોતાને ઘેર લઈ ગઇ. ભુવા જતી ધાગા દોરા કરીને થાકયા. છેવટ એક સંતે આવી તપાસી કહ્યું કે એ તો ભક્તિ કરે છે; એને જેમ કરે છે તેમ કરવા દો. ત્યારે માસીને ઘેર એમને એમ કેટલીક મુદત તો નિર્વિઘ્ન ચાલ્યું. ઉમર લાયક થયાં ને સાસરેથી આણું આવ્યું ત્યારે પોતે પ્રગટ થયાં. પોતાના સાસરાંને ત્યાંનાં જે લુગડાં ઘરેણાં હતાં તે તમામ બચકો બાંધી સાસરીયાંને પાછાં આપ્યાં, ને ખુલ્લે મોઢે બોલ્યાં કે હું તો રઘુનાથજીને પરણી છું; માટે તમે તમારે બીજું ઘર કરો. પણ બીજું ઘર કરતાં તો સામટાં નાણાં જોઈએ ને ઉછરી મોટી થએલી કન્યા કેમ મુકાય? તેમણે કલ્પના કરી કે એ કોઇના શીખવવાથી અથવા બાળકમતથી તોફાન કરે છે. સૌએ સમજાવ્યાં, પટાવ્યાં, ધમકાવ્યાં. પણ જ્યારે તેમણે પોતાની હઠ ન છોડી ત્યારે સાસરીયાંએ રાધનપુરમાં આવી નવાબ સાહેબ પાસે ફરિયાદ કરી કે, છોકરીને શીખવીને તેનાં પિયરીયાં મોકલતાં નથી. સરકારે દીવાન ગોપાલરાયને તપાસ કરવાનું કહ્યું.

ગોપાલરાયે તેનાં પિયરીયાંને બોલાવી તપાસ કરી ત્યારે તો

વિચારમાં પડ્યા કે એમાં કાંઈ ચમત્કાર છે. તેથી બાઇને તેડવા ગાડી મોકલી. આ વખત બાઇને બાર પૂરાં થઈ તેરમું વર્ષ ચાલતું હતું. દીવાનજીએ પોતાના ઉતારામાં અલગ કોટડીમાં તેમને ઉતાર્યાં. તે વાત આખા ગામમાં ચાલી કે વરાણાંની બાઇ છે તે કંઇ પણ ખાતાં નથી, ભગવાનને પરણ્યાં છે ને સાસરે નથી જતાં; આ તો બીજા મીરાંબાઇ પ્રગટ્યાં. લોકોનાં ટોળેટોળાં દર્શન કરવા ગયાં. દીવાનના ઉતારામાં તો બાઇનાં દર્શન માટે મેળો થઇ રહ્યો હતો. સાકરનાં પડીકાં તથા નાળિયેરની ભેટોના ઢગલા થયા, પણ બાઇ તો ન કાંઇ બોલે કે ન કશી વાતમાં ધ્યાન દે. માત્ર જીભ હાલ્યાં કરે ને બેઠાં બેઠાં જે થાય તે જોયાં કરે. મારી બા તથા ગંગાબાઇ પણ સાકરના પડા અને નાળિયેર ભેટ કરી પગે લાગ્યાં. તેમના સામું જોતાંજ તેમને આવકાર દીધો. પોતાની પાસે બેસવાનું કહ્યું. બે તરફ બેઉ બેઠાં ને રાતના સાત વાગ્યા, તેથી મેદની પણ ધીમી પડી હતી. તેથી તેમણે ગંગાબાઇને કહ્યું કે, "દીવાનને કહો કે હું તમારા ઉતારામાં નહી રહું; જ્યાં બૈરાંવાળું ઘર હોય ત્યાં એકાંતમાં મને રાખવી હોય તો રાખો." ગંગાબાઈના ઉપર દીવાનજીની પણ પૂર્ણ પ્રીતિ હતી. તે તેમને "ગંગાભાગીરથી" કહીનેજ બોલાવતા. તેમણે દીવાનજીને સંદેશો પહોંચાડયો. સૌનો વિચાર થયો કે એ બાઇ કંઇ પણ ખાયપીયે છે કે નહિ તેનું પારખું તો પૂરેપૂરું જોવું, તેથી બૈરાંની ચોકી પણ ઠીક પડશે. તેથી ઠર્યું કે અમારે ઘેર એ બાઈ રહે, તથા મારી બા અને ગંગાબાઇએ તેમની જાહેરમાં સેવા કરવી; ને મારા વડીલે પણ ત્યાં સુધી ઘરમાં નજ રહેવું. તેમણે દીવાનજીને ત્યાંજ સુવું, એટલે ઘરમાં બૈરાંજ, પુરુષ કોઇજ નહિ.

આ વાત સૌને રૂચી. "બાઇને" પણ રૂચી. ગાડી જોડાવી સૌ મારે ઘેર આવ્યાં ને ત્યાંજ રહ્યાં. બે પડખે મારી બા તથા ગંગાબાઇ સૂઈ રહે. બાઇએ પ્રથમ તેમને પૂછ્યું:—"તમોને કીર્તન આવડે છે ?" બેઉ જણે હા પાડી. "રઘુનાથજીનાં આવડે છે ?" તેની પણ બેઉં જણે હા પાડી. તેથી 'બાઈ'ને પણ મનભાવતું થયું. આ લોકો રઘુનાથનાં કીર્તન ગાય ને પોતે સાભળે સવારમાં આઠ વાગતે ગોપાળરાયને ત્યાંથી ગાડી આવે તેમાં ત્રણે જણ બેસી પ્રથમ રઘુનાથજી જાય. ત્યાં દર્શન કરી નારાયણદાસ બાવાથી કથા સાંભળે, ચર્ચા સાંભળે, ને પછી આખો દિવસ દીવાનજીને ઘેર રહે. સાંજે એજ રીતે મંદિર થઈ પાછાં અમારે ઘેર આવે. ગામનાં બૈરાંનાં ટોળેટોળા સાથે રહેતા ને જ્યાં બહાર ગાડી નીકળે કે પૂંઠે ગીતો ગાતાં.

પરીક્ષા પણ બે મહિના સુધી લીધી, પણ ખાત્રીથી જણાયું કે તે કાંઈ ખાતાં પણ નથી ને બહિર દિશા પણ જાતાં નથી; દૂધ સરખું પણ લેતાં નથી. નિત્ય નાહી ઉભું પુરુષ જેવું તિલક કરે,

કાં નામ જપે ને કાં ધ્યાન કરે. તેમણે કહી રાખ્યું હતું કે, " મને વાયુનો ભય રહે છે તેથી ન બોલું તો ન જગાડશો, મારી મેળે જાગીશ; વાયુ થાય ત્યારે મોં ઉપર લુગડું ઓઢાડજો." થાય પણ તેમજ. પરંતુ તે ધ્યાનાવસ્થ આંખો ઉઘાડી જેવી રહે, પણ તે સ્તંભી જાય ખરી; ને આખી રાત પણ એવીજ સ્થિતિ. ખરા બોલોમાં કહીએ તો જેમ આહાર કશોજ નહિ તેમ નિદ્રા પણ ઘડી નહિ; અને પછી તો ધ્યાનમાં વખતે આખો દિવસ, વખતે બે ને ત્રણ. દિવસ પણ થઈ જતા.

જેમ દિવસ વીતતા ગયા તેમ સૌને ખાત્રી થતી ગઈ કે 'બાઈ' અવતારી છે. ત્યારથી તેમનું નામ 'માતાજી' છપાયું. નવાબસાહેબ સુધ્ધાંને શ્રદ્ધા આવી. સાસરીયાંએ પણ કેડો મૂકયો ને બાઇએ પણ ઘરકુટુંબનો સંબંધ છોડયો. દીવાનજીને તેમના ઉપર અતિ શ્રદ્ધા આવી ને તેવા બે ચાર પરચા પણ તેમને "માતાજી"ના થયા. બે વ્યાધિ તો તેમને જન્મના હતા તે સહજ ઇશારાથી ગયા, તેથી નવાબ સાહેબની સહાયતાથી તેમને જન્મસ્થળ વરાણામાંજ મોટું રઘુનાથજીનું મંદિર બંધાવી આપ્યું. સદાવ્રતનો બંદોબસ્ત તેમની ઇચ્છા અનુસાર કરી આપ્યો, ને મંદિરના નીભાવ માટે પણ વ્યવસ્થા કરી આપી એટલે બાઈ વરાણે રહ્યાં. પાંચે સાતે અહીં દીવાનજી તેડાવે ત્યારે આવે ને ભક્તિ ભજન થાય. જેવા ગોપાલરાય પરમ સાત્વિક શિરોમણી ભક્તરાજ હતા તેવાંજ તેમનાં પત્ની પણ હતાં. અતિ ભોળાં, ભજનિક, ને ભગવાન ઉપર પૂર્ણ પ્રીતિ. ઘરના ધનાઢય, જાગીરદાર તથા તે ઉપરાંત દીવાનગીરી છતાં પુત્રપ્રાપ્તિ નહોતી, તેથી સુપુત્રની કામનાથી પાટણ નાગરવાડાના હનુમાનનીજ ઉપાસના દૃઢ ભક્તિથી કરી. એક દિવસ ઘોષ થયો કે, " ઉઠ, તારી ઇચ્છા પૂર્ણ થશે." તેથી ઉત્તમ અવસર આવ્યો. સુપુત્ર પ્રગટયો, તેમનું નામ અનંતરાય પાડયું. અનંતરાયને કેળવવા તરફ પિતાએ પૂર્ણ ધ્યાન આપ્યું, કારણ તે બાલપણથીજ ઘણા બુદ્ધિમાન ને ગંભીર હતા; ને તેથી સાંસારિક વ્યવહારમાં તેઓ એવા નિપૂણ થયા કે બાલ્યાવસ્થામાંજ તેઓ પોતાના પિતાની બાંહ્યરૂપ થયા. તેથી નાનીજ ઉમરમાં આખો સમી મહાલ તેમણે એવી ચતુરાઇથી તથા જનપ્રીતિ સંપાદન કરીને સંભાળ્યો કે હજી તેમને વૃદ્ધ લોકો સંભારે છે. પણ " સંસારમાં સરસો રહે ને મન મારી પાસ " એટલે " **પદ્મપત્ર મિવાંમસા** " તેમની સંસાર ઉપર પ્રીતિજ કમળવત્ હતી. પ્રહ્લાદની પેઠે બાલકપણથીજ જોડે ભગવાન વિષ્ણુ ઉપર બહુ પ્રીતિ. પ્રથમ તો યોગીઓનો સંગ કર્યો ને તેમની સેવામાં નેતી, ધોતી, બસ્તી ઇત્યાદિ યોગ સંપાદન કરવા શ્રમ માંડયો. એક તરફથી રાજમંડળી તથા બીજી તરફથી સંતમંડળી નિત્યે મળતી. બેઉ કામ

સાથે ચાલતાં. અનેક શાસ્ત્રી, પંડિતો, જોગીઓ, તપસ્વીઓ, સાધુઓ વગેરેને મળ્યા ને તત્ત્વ શોધવા માંડયા. પણ ચિત્તની શાન્તિ કેમે થતી ન હતી. તેવામાં 'માતાજી' પ્રગટ થયાં. પોતે પણ દર્શન કરવા રાધનપુર આવ્યા ને ત્યારથી જેમ મા દીકરાને અને દીકરો માને ઓળખે ને એક બીજાને પ્રેમ વધે તેમ થયું. માતાજી વરાણે રહ્યાં. ત્યાં તેમની પાસેથી પોતે ધ્યાન ઇત્યાદિ શીખતા, તથા સંતમંડળી સાથે પોતે નિત્ય વરાણે મંદિરમાં જતા. એ પ્રમાણે "માતાજી અને મોટા ભાઇ" ની જોડી થઇ. તે વખતે પૂજનિકમંડળી ગંગાબાઇ, રૂપિબાઇ, તથા અનંતરાયની હતી. તે માટે મારા કાકા પ્રભુલાલે—

**જે ગંગે જય રૂપીમાઈ, જય અનંતાચાર્ય ભાઈ,**
**તમે અમારાં છો સુખદાઈ, અમે તમારાં તો દુઃખદાઇ.**

એવી એક પોતાના નિત્યક્રમમાં સ્તુતિ કરી રાખી હતી, ને તેમની જિંદગી પણ એજ આશ્રયથી પુરી થઈ છે. વળી તેમાં પણ રૂપીબાઈને તો ભક્તિનોજ અવતાર ગણી નિત્યે કીર્તનમાં નીચેનું પદ ગાતાઃ—

**મારી મૈયા રૂપીબાઇરે, આવો બીરદ ધારીરે,**
**આપ જન્મ્યા છો અવતારીરે, જન હિતકારીરે;**
**તારી ગતિઓ જે કોઈ જાણેરે, કૃપા હોય જો તારીરે,**
**તેનાં સંકટ સર્વે ટાળેરે, ભેટાડો મોરારીરે,**
**પ્રભુદાસની આશા પૂરેરે, જાઉં બલિહારીરે.**

અને તેથી પછી તે વખતે જ્યાં જ્યાં મંડળી થતી ત્યાં ત્યાં આ બે પદો તો પ્રથમ ને પછી અવશ્ય ગવાતાં. એ પ્રમાણે માતાજી તથા મોટાભાઈની કીર્તિ, ભક્તિ વૈરાગ્યના અવતારરૂપ, સારી પેઠે વ્યાપી હતી, ને સૌમાં તે બે ને પછી ગંગાબાઇ જાણે કે અગ્રેસર હતાં.

## ખંડ–૩ જો

### ભક્તિમાંથી શરણાગતિ, વૈષ્ણવતામાંથી શ્રીવૈષ્ણવતા

હાલ પર્યંત તમામ મંડળ–ગોપાલરાયજી, અનંતરાયજી, મારા વડીલ, રૂપીબાઈ, ગંગાબાઈ, મારી મા, ઘેલારામજી તથા તેમનું કુટુંબ, તમામ શ્રીવૈષ્ણવ હતાં, પણ શ્રીવૈષ્ણવતા તે શું, એ વિષે પૂરેપૂરો ખ્યાલ નહોતો. તેથી નિત્ય કીર્તન, સ્તવન, સેવન, અર્ચન, વેદન ઇત્યાદિ થતું હતું, પણ "માતાજી "એ ગંગાબાઇને છાની આગાહી દીધી કે ગરૂડધ્વજ આવશે ને સૌની શરૂઆત ત્યાંથી થશે.

થોડાજ દિવસમાં શ્રી વૈષ્ણવસંપ્રદાયી ઉત્તરાદિ શ્રીવૈષ્ણવ ગરૂડધ્વજ પધાર્યા. તેમણે સૌને સમજાવ્યું કે "વૈષ્ણવતા એટલે માત્ર મનમાં આવે તેમ વિષ્ણુને ભજવા એ પરિપૂર્ણ નથી, તેમ ભક્તિ એ મહા કઠણ ઉપાય છે ને તેથી અધિક શરણાગતિ છે." આ

વિષે વિસ્તાર તેના પ્રકરણમાં થશે, પણ તેમણે ટૂંકામાં પ્રપન્નામૃત તથા એવા બીજા ઐતિહાસિક ગ્રંથોથી સમજાવ્યું કે વૈષ્ણવતાને માટે શાસ્ત્ર પ્રમાણેનો માર્ગ તે "રામાનુજ સંપ્રદાય" છે. ગોસાંઈ સંપ્રદાય તો સોળમા સૈકામાં થયો, પણ તે પહેલાં શું વૈષ્ણવ સંપ્રદાયજ નહોતો ? હતો તે એજ અને તેટલા માટે તેનું વર્તન કરવું જોઇએ. એ વિષે તેમણે ટૂંકમાં ઉપદેશ દઈ અનન્યતા કંઈક શીખાવીને સૌને રસ્તે લગાડયા, ત્યારે રામાનુજ સપ્રદાય શુ છે એની ઝાંખી સમજણ સાને પડી પણ તેની સૌથી વધારે અસર "માતાજી તથા મોટાભાઇ"ને થઇ. એજ વાત સત્ય છે કે નહીં એનું સંશોધન કરવું. સંસાર અસાર છે, મનુષ્ય દેહ ક્ષણિક છે ને તેટલા માટે દેહનું સાર્થક કરવું જોઇએ એવો તો તેમનો દૃઢ વિચાર બાલ્યાવસ્થાથી હતો. વૈરાગ્ય મૂળથી હતો. આ બધા સત્સંગે ભક્તિની અભિવૃદ્ધિ કરી હતી, પણ હજી સંપૂર્ણ જ્ઞાન થયું નહોતું; એટલે કયે રસ્તે જવું કોને ગુરુ કરવા કે જેથી ખરેજ માર્ગે જવાય, એ માટે તેમણે દેશમાં રહેતાં રહેતાં ઘણાં વર્ષ શોધ્યું, પણ ચિત્ત વિરામ્યું નહીં. ક્યાંહીં દૃઢ નિશ્ચય ન થયો ત્યારે તેમણે પરદેશ જવાનો વિચાર કર્યો. તે ને "માતાજી" જણ બે.

માતાજીએ પ્રત્યક્ષ પોતે જ્ઞાની છે એવું કદી બતાવ્યું નથી, ને કયે રસ્તે જ્ઞાન મળશે એની માગણી કરનારને તેનું સૂચન તથા તેજ મુજબ વરતે તો સહાય કરી તેમની મનકામના પૂર્ણ કરવાને ચૂકયા નથી. મોટાભાઈની આ જિજ્ઞાસા હતી. તે સાથે મારા વડીલનો અભ્યુદય કરવો, ગોપાળરાયજીનો પણ અભ્યુદય કરવો ને મોટા ભાઇના મનની તૃપ્તિ કરવી, એ ત્રણે ગોઠવણો કરી હતી; પણ તે એક મોટા ફેરફારથી પ્રભુ ઇચ્છાએ પાર પડી.

રાધનપુરથી "માતાજી"નીજ પ્રેરણાથી ગોપાલરાયજી એકદમ દીવાનગીરી છોડી દઈ કોઈ ધાર્મિક કારણસર નીકળી પડયા ને પાટણ ગયા. માતાજીને પણ સાથે લઈ ગયા. પાટણમાં જોધપુરથી વાહનો ખરચી સાથે તેડવાને આવેલાંજ હતા એટલે તેઓ તો ત્યાં ગયા ને ત્યાંના દીવાન થયા. માતાજી તથા મોટાકાકા પણ સાથે ગયાં અને તેનીજ સાથે અહીં મારા વડીલને ગોપાલરાયનીજ જગ્યા મળી. એટલે તેમનો તથા ગોપાલરાયજીનો સાથેજ અભ્યુદય થયો. તેમા બેઉનું માનવું એજ કે પ્રતાપ "માતાજી"નો. કોઇએ જગ્યા માટે પ્રયાસ કર્યો નહોતો, બલકે તે પાર પડવાની સંભાવના પણ નહોતી. આ બધો ફેરફાર કાંઈ માત્ર સંસારી અભ્યુદય માટેજ નહોતો થયો; પણ તેની સહાય વિના પારમાર્થિક કાર્યની સિદ્ધિ થાય તેમ નહોતી માટે જાણે કે તેમ થવાની જરૂર હતી. જોધપુર દીવાનની સાથે માતાજી તથા મોટાકાકા ગયાં. પછી સાચો માર્ગ તથા સ્વામી શોધવા અનંત-

રાયજી તથા માતાજીએ નિશ્ચય કર્યો, ને તેમાં એક પંથમાં દો કાજની પેઠે પવિત્ર ધામોમાં એ જગ્યા ખોળવાની હતી; ને તેથી ત્યાં જવું એ માટે જેમ અગત્યનું હતું તેમ દેહનું સાર્થક્ય એજ છે માટે પણ ત્યાં જવું અગત્યનું હતું. ગોપાલરાયજીને જોધપુરની દીવાનગીરી મળવાથી હાથ ઘણો ખુલાસે હતો; માટે ગાડી, માણસો, રસોઈઆ, ચાકર વગેરેની સોઈ કરી સારી ખરચીથી તેમને યાત્રા કરવા મોકલ્યાં. પ્રથમ તેઓ ઉત્તરમાં ચાલ્યાં. ઉત્તર યાત્રા કરી જગન્નાથજી તરફ વળ્યા ત્યારે માણસો કાયર થવા લાગ્યાં, કેમકે તે વખતે રેલ્વે નહોતી અને વળી "માતાજી અને મોટાકાકા"ને તો પછવાડે સંસારનો વિચારજ નહોતો, ત્યારે સાથેના દરેક માણસને ઘરબાર તથા છૈયાં છોકરાંમાં ચિત્ત લાગી રહ્યું હતું. સૌએ એક મતે બન્યું તેટલું તેમને વેળાસર ઘેર પાછાં વાળવાનું કર્યું; પણ આખર સૌ હાર્યા, ને એક એકે તેમને છોડીને પાછાં વળવા માંડ્યું, તેમ આમણે ખુશીથી તેમને રજા આપવા માંડી. જગન્નાથજી સુધી તો ગણતરીનાં માણસો સાથે રહ્યાં, પણ ત્યાંથી પાછાં ન વળતાં જ્યારે તેમણે દરિયાને કાંઠે કાંઠે છેક મદ્રાસ થઈ દ્રાવિડમાં જવાનો વિચાર કર્યો ત્યારે તો જે માણસો બાકી હતાં તેમણે પણ તેમને છોડ્યાં, અને તેથી ત્યાંથી તો માતાજી ને મોટાકાકા બેજ સાથે એક ગાડી ને બે બળદથી પગ રસ્તે ચાલ્યાં. જ્યાં જ્યાં વિદ્વાન, પંડિત, યોગી વગેરે મળ્યા તેમને જોયા, પણ ઉત્તરમાં તેમની વૃત્તિ ક્યાંય તૃપ્તિ ન પામી. વડીલ ખરચી તો મોકલ્યે જતા હતા. હવે હુંડીયો મદ્રાસમાંજ મળવાની હતી તેથી તેઓ છેવટ રસ્તાની યાત્રાઓ કરી ત્યાં ગયા ને ત્યાંથી બરાબર દ્રાવિડમાં ઉતર્યાં. ત્યાં આખા દેશમાં રામાનુજ સંપ્રદાયનો ફેલાવ ને ઠામ ઠામ તેનાં દિવ્ય ધામ, મહા વિદ્વાન સમર્થ આચાર્યો ને પંડિતોને જોઈ તેમને એ દેશ બહુ રૂચ્યો. વળી શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના પાંચમા અધ્યાયના નીચેના શ્લોકોમાં કહેલી ભવિષ્યવાણી બરાબર અનુભવસિદ્ધ જણાઇ.

क्वचित् क्वचित् महाभाग द्राविडेषु च भूरिशः ।
कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः ॥

ત્યારે નિશ્ચય તો એજ રહ્યો કે રામાનુજ સંપ્રદાયમાંજ શિષ્ય થવું, પણ તેમાં વાંધો હવે આચાર્ય ગુરુ શોધવાનો હતો. તેને માટે તેમણે શાસ્ત્રમાં નીચે પ્રમાણે વાચ્યું હતું:—

તે માટે લક્ષ્મીતંત્ર ૨૧ મા અધ્યાયમાં આચાર્ય કેવા જોઇએ એવા પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છેઃ—" સર્વ લક્ષણ સંપન્ન, વેદના પારને પામેલો, ષટ્કર્મને વિષે નિરત, શાંત, પંચકાલરત, પવિત્ર, પાંચ રાત્રના અર્થને જાણનાર, મનન કરનાર, મંત્રના અક્ષરનો શ્રમ કરેલ, સ્થૂલ (જાડો) નહિ, પાતળો નહિ, ઠીંગણો નહિ, કાણો નહિ, રોગી નહિ, આંધળો નહિ, બહેરો નહિ, મૂર્ખ નહિ, ટાલવાળો નહિ, પાંગળો

નહિ, હીનઅંગી નહિ, વધારે અંગવાળો નહિ, દાંભિક નહિ, ક્રોધી નહિ, બગડેલી ચામડીવાળો નહિ, મરમવાળો નહિ, ભ્રષ્ટ બુદ્ધિવાળો નહિ." આ રીતે આરંભીને "અકુલી, દુરાચારી, શઠ, કપટી, એવાને વર્જ્ય કરી, દયા, દમ, શમ, દઢ ભક્તિ, ક્રિયામાં કુશલ, એવા લક્ષણયુક્ત, હસના મુખવાળા, એવા ગુણગણયુક્ત વૈષ્ણવને ગુરુ કરવા યોગ્ય જાણવા" એમ કહ્યું છે.

આમાં શરીરની હાનીઓ બતાવી ને તેવા ગુરુને વર્જ્ય કરવાનું કહ્યું છે તેનું કારણ એ છે કે, એ ચિહ્ન પૂર્વનાં પાપકર્મનાં ફળરૂપ છે માટે તેવા દોષિતને ગુરુ કરવા ન જોઇએ.

આ પ્રમાણે યોગ્યતાવાળા ગુરુ શોધવામાં તેમને જણાયું કે, રામાનુજ સંપ્રદાયમાં રામાનુજ સ્વામીના ચુમોતેર શિષ્ય આચાર્ય પદવી પામ્યા છે ને તેમના કુળમાંના ગમે તે કોઇને ગુરુ થવાનો અધિકાર છે; એટલે તે ચુમોતેર કુળમાં યથાયોગ્ય પુરુષના શિષ્ય થવાનું હતું. એ કુળના લોકો પણ આખા દ્રાવિડ દેશમાં ને તેમાં પણ પુણ્યક્ષેત્રમાં વિશેષ રહે છે. પણ તે સર્વ પુણ્યક્ષેત્રમાં સૌથી શ્રેષ્ઠ શ્રી ત્રિચીનાપલ્લી પાસે આવેલું સાત કિલ્લાવાળું કાવેરી નદીની વચમાંના બેટમાં આવેલું શ્રીરંગમ છે, ને તેવા પુણ્યસ્થળમાં પણ જે આચાર્યો રહે છે તેમાં ચુમોતેર પીઠમાં પ્રથમ સિંહાસનાધીશ કોણ છે તેમની શોધ કરી; તો ત્યાં પ્રથમ સિંહાસનાધીશનું એક કુટુંબ જણાયું, ને તેમાં પણ જે મુખ્ય આચાર્ય પુરુષ હતા તે અલૌકિકજ હતા. કારણ-કે તે શ્રીજી તથા શ્રીપતિની તરફથી વરદાન પામેલા, ને રામાનુજ સ્વામી તરફથી પણ અતિ માન પામેલા, એવા કુળના અને ઉપર કહેલા ગુણોથી પણ સુયોગ્ય એવા પુરુષ હતા.

### પ્રથમ સિંહાસનાધીશ કોટી કન્યાદાની તાતાચાર્યશ્રી શ્રીનિવાસ તાતાચાર્યજી મહારાજ

રામાનુજ સ્વામી એ વિષ્ણુ સંપ્રદાયના ઉપકારક થયા ને તેમણે એવું ભાષ્ય રચ્યું કે જે અદ્વિતિય રહ્યું. તેથી તેઓ ખરા ભાષ્યકાર કહેવાયા ને તેમના પણ ઉત્તમ ગુરુ એવા શ્રીમાન શ્રીશૈલપૂર્ણ સ્વામી શ્રીમાન વેંકટનાથના પરમ પ્રિય હતા. એટલા માટે તો તમામ શ્રીવૈષ્ણવો, પછી તે ગમે તે આચાર્યના શિષ્ય હોય તોપણ આ પ્રમાણે બોલે છે કેઃ—

**શ્રીભાષ્યકારોત્તમદેશિકાય શ્રીશૈલપૂર્ણાય નમો નમસ્તાત્।**

વળી ભાષ્યકારના પોતે મામા પણ હતા. શ્રીસંપ્રદાયના મુખ્ય મધ્ય પુરુષ જે નાથમુનિ સ્વામી તેમના તેઓ વંશજ હતા. શ્રીવૈષ્ણવ માત્ર વાત પણ સ્વીકારે છે કે—**લક્ષ્મીનાથ સમારંભાં નાથયામુનમધ્યમામ્।**

તે નાથમુનિના પુત્ર ઇશ્વર મુનિના વંશમાં પોતે થયા હતા, ને

વેંકટનાથની તેમના ઉપર એટલી બધી કૃપા થઈ હતી કે, પોતે ખાસ સેવાને માટે પવિત્ર જળ લાવતા હતા ત્યારે ભગવાને જાતે પધારી " તાતા જળ આપો " એમ બાપ કહીને તેમની પાસેથી જળ માગ્યું. પછી એ પરચો પોતે એવો જગપ્રસિદ્ધ કર્યો કે તે દિવસથી તેમના આખા કુળને તાતાચાર્ય એજ ઉપનામ છે; અને એટલા માટે તેમનીજ "તનયા" માં એ તો પ્રથમજ ચરણ છે કે–" **पितामहस्यापि पितामहाय** " એટલે પિતામહ જે બ્રહ્માના પિતામહ એટલે દાદા એટલા માટે કે બ્રહ્માના પિતા તો ભગવાન શ્રીમન્નારાયણ, પણ આ તો તેમના પણ 'તાતા' માટે બ્રહ્માના પણ પિતા, મહદાદા. એ સિવાય લક્ષ્મીજીએ તેમના કુળમાં કોઇ મહાપુરુષને પોતાના પુત્રવત્ ઉછેર્યો, તેથી જગતમા લક્ષ્મીપુત્રના નામથીજ તેઓ પ્રસિદ્ધ હતા. તેવામાં કોઈ બ્રાહ્મણ કન્યાદાન નિમિત્તે શ્રીરંગમાં ધનાઢ્યોમાં યાચના કરવા ગયો ત્યારે તેમની તે ધનાઢ્યે ચર્ચા કરી કે, " ભાઇ, કન્યાદાન દેવાની અમારી સત્તા નથી; એ તો કોઇ લક્ષ્મીજીનોજ સાક્ષાત્ પુત્ર હોય તો તેનાથી બને, ને તે તો તાતાચારી પોતાને લક્ષ્મીપુત્ર કહેવરાવે છે માટે તેમની પાસે જાઓ." અજાણ્યા બ્રાહ્મણે તે ઉપર વિશ્વાસ મૂકી સ્વામીજીની પાસેજ પ્રાર્થના કરી, ને તેમણે લક્ષ્મીજીને એ કથા નિવેદન કરવાથી લક્ષ્મીજીએ પોતાના બિરદની ખાતર ને પોતાના પ્રિય પુત્રનું નામ જગવિખ્યાત કરવા તેમના ઉપર એવી કૃપા કરી કે, તેમણે જે આવે તેનું કન્યાદાન દેવરાવી દેવાનું પણ લીધું ને તેથી તેમના અવતાર સુધીમાં તેમણે સેંકડો કન્યાઓ વરાવી દીધી. તે વખતથી વળી લક્ષ્મીજીની કૃપાના ચિહ્નરૂપ 'કોટી કન્યાદાની ' એવું પણ ઉપનામ તેમના કુળને મળ્યું.

આવા કોટી કન્યાદાની તાતાચાર્યના વંશમાં શ્રીરંગજીમાં શ્રીરંગાચાર્ય સ્વામીનાજ ગૃહમાં શ્રીરંગનાજ કૃપાપાત્ર પુત્ર શ્રીનિવાસાચાર્ય સ્વામી પ્રકટ થયા, માટે તો મેં તેમની સ્તુતિમાં આ પ્રમાણે કહ્યું છે કેઃ—

**સુત શ્રીરંગના આ લીલા વિષે, પ્રિય શ્રીરંગના દિવ્ય જે દિસે,**
**પુર શ્રીરંગના વાસી ખાસ જે, પ્રણમું નિત્ય એ શ્રીનિવાસને.**

બાલકપણથીજ તે મહાન બુદ્ધિશાળી, વિદ્વાન, પ્રભુપ્રિય અને પ્રતાપી નીવડયા. વીશ વર્ષ સુધી વિદ્યા ભણી પોતે દિગ્વિજય કરવા પગરસ્તે નીકળ્યા ને છેક ભૂજ સુધી પધાર્યા; અને પોતાની વિદ્યાને પ્રભાવે ઘણીક લક્ષ્મી તથા માન મેળવ્યાં અને ઘણા જણને શિષ્ય કરી ઠાઠમાઠથી પોતે પાછા સ્વદેશમાં પધાર્યા.

બીજી વાર ઉત્તર દેશમા પધાર્યા. તેમાં જોધપુર રાજ્યમાં એટલું બધું માન પામ્યા કે એકજ શિષ્યે શિષ્ય થતાંજ એક લાખ રૂપિયાની ભેટ કરી ને રાજ્યમાં જ્યારે પધાર્યા ત્યારે દશ હજારનું વર્ષાસન થયું.

તેમના મુખ્ય શિષ્ય જોધપુરમાં દીવાન ગોપાલરાયજી થયા, જેમના પ્રતાપે સેંકડો માણસ શ્રીવૈષ્ણવ થયા, જેમણે શ્રીરંગજીમાં મોટો બાગ બનાવી સ્વામીજીને ભેટ કર્યો છે. તેમાં પ્રતિસાલ પ્રભુ પધારે છે.

તેમના બીજા મુખ્ય શિષ્ય જોધપુરના બીજા દીવાન વિજયસિંહજી મહેતા છે. તેમના પ્રતાપે પણ સેંકડો માણસ શ્રીવૈષ્ણવ થયાં ને આજે જોધપુરમા સારો દિવ્યદેશ " વેંકટનાથનો રામાનુજ કોટ "ના નામથી ફતેહસાગર ઉપર બનાવી સ્વામીજીને ભેટ કરેલ છે ને ત્યાં નિત્ય ઉત્સવો થયા કરે છે.

ત્રીજી શિષ્યશાખ રાધનપુરમાં મારા વડીલ પ્રત્યે થઇ ને તેમના યોગે પણ આ પ્રાંતમાં સામટા શ્રીવૈષ્ણવો થયા છે. ચોથી શિષ્યશાખ જામનગરમાં થઈ છે ને ત્યાં પણ ઘણો શિષ્યવર્ગ છે. પાચમી શિષ્યશાખ વડોદરા તથા નાંદોદ વગેરે તરફ થઈ છે. તે સિવાય પણ ઘણાં ગામમાં તથા દ્રાવિડ દેશમા ઠામ ઠામ તો તેમના સામટા શિષ્યો મહાસમર્થ છે.

કાવ્યશક્તિ અદ્‌ભુત હતી. ઘણા ગ્રંથો બનાવ્યા છે ને 'વિષ્ણુતત્ત્વ પ્રકાશ' નામે ગ્રંથ તો મહાન સુલભ તથા મહાન જબ્બર અમારા સૌના રક્ષણ માટે છે, જેનું ભાષાંતર પણ અમે સૌએ મળી કરાવ્યું છે.

તેઓ પોતાના દેશમા ઘણાજ પ્રતિષ્ઠિત તથા અદ્વિતિય ગણાતા અને તેટલા માટે ઘણા વર્ષપર્યંત શ્રીરંગજીના મંદિરના વ્યવસ્થાપક ધર્માધ્યક્ષમા મુખ્ય અરહર તરફથી પણ પોતેજ હતા. પાંચ સાત ગામ ઘેર હોઇને શ્રીરંગમમાં પોતાના ઘર તરફથી મોટું શ્રીરામચંદ્રજીનું મંદિર છે, જ્યાં નિત્યે સામટા ભાગવતોની સેવા તથા ઉત્સવો થયાં કરે છે. સિવાય શ્રીરંગનાથના પણ ત્રણ ચાર એવા મોટા ઉત્સવ દર સાલ સ્વામીજી તરફથી થાય છે, કે જેમાં દરેક વખત હજાર પાચસો રૂપિયા ખર્ચાય છે. આટલું બધું છતાં શિષ્યો ઉપર કશોજ કર નહિ અને ગરીબ શિષ્યોનુ ઉલટા તેઓ પોતાથી પાલન કરતા હતા.

પોતાના પ્રિય શિષ્ય વિજયસિંહજીના ઉપર તેમણે એટલી બધી કૃપા કરી કે તેઓ શિષ્ય થયા ત્યારથી દિન પર દિન ચઢતી સ્થિતિ સંસારમાં તથા ભક્તિ માર્ગમાં થતી ચાલી. ગોપાલરાયજીને પણ એજ રીતે અંત સુધી સંસારી દમામથી નભાવ્યા અને પરમપદે હવે જશે એવું સમજુઓને સૂચન પણ કરી દીધું હતું. તેજ રીતે તેઓ વડી ધુમથી પરમપદે ગયા, જે વિષે પ્રસંગે કહેવાશે; અને તેજ રીતે મારા વડીલ માટે પણ થયું હતું તે પણ યોગ્ય સ્થળે કહેવાશે. આ સિવાય વડોદરા, પાટણ, રાધનપુર, જોધપુર, જામનગર ને દ્રાવિડમાં એવો કોઇ શિષ્ય નહિ હોય કે જેને એમની કૃપાના બે ચાર પણ પરચા જોવામાં નહિ આવ્યા હોય. પણ તે વિસ્તારે બધું કહેવાની જરૂર નથી. જેને અનુભવ છે તે જાણે છેજ, ને જેને અનુભવ નથી

તેને હવે થવાનો નથી, કારણ પોતે પણ પરમપદે સીધાવ્યા છે. અનંતરાય તથા રૂપીબાઇ તાતાચારી સ્વામીના શિષ્ય થયા ને પછી દક્ષિણની તમામ યાત્રાઓ પગપાળાં કરી પાછા પશ્ચિમ કાંઠે કાંઠે દ્વારિકા થઇને જોધપુર પધાર્યા. શિષ્ય થયા પૂંઠે ૭ માસ સુધી સ્વામીજીની ત્રિવડીમાં રહ્યા ને ત્યાં મંત્ર, મંત્રાર્થ, સિદ્ધાન્ત પરિપૂર્ણ સમજી કૃતાર્થ પરમ એકાંતિક શ્રીવૈષ્ણવ થયાં. તે પૂંઠે તેમનું આખું ઘર શ્રીવૈષ્ણવ થયું.

## મારી બાનું શ્રીવૈષ્ણવ થવું

ગંગાબાઇની ભક્તિ એટલી બધી પ્રબળ હતી કે તેમને કેટલેક પ્રસંગે સ્વપ્નમાં થયેલી અને થવાની વાત જણાતી હતી. "માતાજી અને મોટાકાકા" શ્રીવૈષ્ણવ થયાં એવા સમાચાર તેમણે સ્વપ્ન પ્રભાવે કહ્યા ને થોડા દિવસોમાં પત્રદ્વારા તે સમાચાર પરિપૂર્ણ પ્રસિદ્ધી પામ્યા. ગોપાલરાયજીનાં ઘરનાં તો એ સમાચાર જાણ્યા પૂંઠે કેટલાંક વૃંદાવન જઈ શ્રીમાન રંગાચાર્ય સ્વામીનાં શિષ્ય થઇ આવ્યાં. એ વાત આ લોકોના જાણવામાં આવવાથી તેમને ચટપટી વધી. "પંચસંસ્કાર" લેવાથી પુનર્જન્મ થાય એ વાત ગંગાબાઇ જાણતાં હતાં તેથી મારી બાએ પણ જાણી હતી. તે સાથે આ તમામ વૃત્તાન્ત જ્યારે "નારાયણદાસ બાવા" આગળ કહ્યો ત્યારે તેમણે પણ "શરણાગતિ" તથા "શ્રીવૈષ્ણવત્વ"ને અતિશય વખાણ્યો; તે વિના જન્મ અફળ, ને તે થાય તો "જન્મ સફળ" વગેરે તેનું માહાત્મ્ય એવું વર્ણવ્યું ને તે ઉપર ગંગાબાઇએ એવી ટીકા કરીને મારી બાના મન ઉપર અસર કરી કે તેથી તેમને લાગ્યું કે દેહ ક્ષણભંગુર છે, માટે બનતી ત્વરાથી "પંચસંસ્કાર" તો અવશ્ય લેવા. ગંગાબાઇને પણ જો મારી બાનું થાય તો પોતાનું થાય એ સ્વાર્થ હતો, એટલે તેઓ પોતાના બુદ્ધિચાતુર્યથી તે અભિલાષામાં અભિવૃદ્ધિ કરતા ગયાં. તેથી પરિણામે પંચસંસ્કાર લેવાને વૃંદાવન જવું તોજ અન્ન ખાવું, નહિ તો ન ખાવું એવી મનથી હઠ કરી. જાહેરમાં મંદવાડના બહાનાથી અન્ન તજ્યું. એક પછી બીજો ને પછી ત્રીજો દિવસ ગયો ત્યારે તો ગંગાબાઈ પણ સમજાવવા લાગ્યાં, પણ પછી મારી બાએ ન માન્યું, તેમ મૂળ ભેદ તેમનાથી પ્રસિદ્ધ પણ ન કરાયો. શીખવનાર પોતેજ હતાં. વાત વધી પડી ને મારી બાને અપાર લાંઘણ થઇ. તેમણે રઘુનાથજીમાં ચિત્ત મૂકી દીધું, તેથી પછી બેભાન થયાં. ત્યાં રામલીલા અને અવધપુર દેખાયાં ને તેમનાં સૌનાં એવાં દિવ્ય દર્શન થયાં કે જેનું વર્ણન તે ઘણીજ વાર કરતાં. પણ અહીં ગંગાબાઇના ગભરાટનો પાર ન રહ્યો. ખરી વાત કહે તોપણ હવે ફજેત થાય ને ન કહે તો મારી બાના પ્રાણ જાય તેવી મહા કઠણ વાત થઇ પડી. નાડી અટકી ને બેભાન અવસ્થા થઇ ગઈ, ત્યારે મારા વડીલ પણ અતિશય ગભ-

રાયા. છેવટ ગંગાબાઈએ પણ યુક્તિ કરી કે તમે છેલ્લી પળે તો તમારા ઇષ્ટ વૃંદાવનપતિની બાધા લ્યો. તે એ કે જો એઓ સાજાં ઉઠે તો વૃંદાવન જઇ આવે, પછીજ તેમનું મોં પણ જોવું. મારા વડીલે તુરત કોટમાંથી હીરાકંઠી એ ખાતે અલગ મૂકી. તેવામાં "સપ્રીતભાઈ" સાહુકાર આવ્યા ને તેણે હિરણ્યગર્ભની ગોળી મંગાવી તેનો પ્રયોગ કર્યો. મારી બા કાંક શુદ્ધિમાં આવ્યાં કે ગંગાબાઈએ વાત કરી ને તેથી પછી દૂધ પીવું ઠર્યું. ચાર દિવસમાં દિલમાં ચેતન આવે કે વૃંદાવન જવાને નીકળવાનું ઠર્યું. કાંક વાત સમજાઈ પણ ગઈ. તેવામાં નારણદાસ બાવાએ આવી માત્ર મોઢાની બાધા રખાવી ને આજ્ઞા કરી કે વૃંદાવન જવાની જરૂર નથી; રઘુનાથજીની કૃપાથી અહીંજ આચાર્ય પધારે છે.

થયું પણ તેમજ. ચોથે દિવસે અનાયસે શ્રીમાન ભૂતપુરીના યતીરાજ જીયરસ્વામી મોટા ખટલા સાથે પધાર્યા. આંબલીઓમાં ઉતર્યા. મારી બા દર્શન કરવા ગયાં. શ્રી વૈષ્ણવ શામાટે થવું ? વગેરે પ્રશ્નો કરી મનનું સમાધાન કર્યું અને તે ઉપરથી મારી બા, ગંગાબાઈ, ઘેલારામજી તથા તેમના ઘરનાં મળી ચાલીસ માણસ એકદમ શ્રીવૈષ્ણવ થયાં. તેમાં ઘણીજ વિધિ કરી ને તે દરેકનાં કારણ મારી બાએ પૂછી સમજીને એ પ્રમાણે યથાવિધિ તથા સમજની સાથે પંચસંસ્કાર લીધા, તથા તેમના પ્રતાપે બીજાઓને પણ મળ્યા. આ વાત જરા અતિશયોક્તિ જેવી ભાસે છે, પણ તે ખરી છે એ વિષે ઘણાં જણથી ખાત્રી કરી છે, ને તેથી પણ વડી ખાત્રી "બીજી વાર યાત્રા જવાના મારી બાના પ્રયોગ" ઉપરથી. ખાત્રી બહુને, અડધા રાધનપુરને થઈ છે, જે વિષે યોગ્ય પ્રસંગે કહેવામાં આવશે. પ્રભુનાં કામ એવાં વિચિત્ર છે કે જેની અજાણ્યાંને સમજણ પડતીજ નથી.

### મારા વડીલનું શ્રીવૈષ્ણવ થવું

મારા વડીલ ગોસાંઇજીના શિષ્ય હતા તેથી આ બધી ધામધુમ થયા છતાં પોતે તો વૈષ્ણવ છેજ, માટે શ્રીવૈષ્ણવ થવાની કાંઇ જરૂર નથી એમ ધારી પોતાના મતને વળગી રહ્યા. તેમ બીજા તમામ મુત્સદ્દી ગોસાંઇજીનાજ શિષ્ય હતા એટલે તેમણે પણ કાંક તેમને અટકાવ્યા. પણ પછી તો મારી બા તથા ગંગાબાઈ, ઘેલારામ વગેરેએ બોધ કરવા માંડ્યો. માતાજી અને મોટાકાકાએ પણ તેઓ વૈષ્ણવ ન થયા ખાતે ઠપકો આપ્યો, ને ગોપાલરાયનાં ઘરનાં પણ એકે એક શ્રીવૈષ્ણવ થયાનાજ સમાચાર આવવા લાગ્યા. પણ તેઓ તો મુત્સદ્દી હતા. ભક્તિ કરતા પ્રપત્તિમાં શી વિશેષતા છે ને તેમાં પણ પંચસંસ્કાર લીધા વિના ચાલેજ નહિ એવું તે શું છે, એ વિષે પોતાની પક્કી ખાત્રી થયા પહેલાં તેમના વિચારમાં બીજા ગુરુ કરવા એ તો એક ભવમાં બે ભવ કરવા જેવું હતું. મારી બા કોઇનાં શિષ્યા થયાં નહોતાં

તેથી આચાર્યનાં શિષ્ય થયાં તો ભલે થયાં એમ પોતે માન્યું હતું, ને તે બાબત ઠંડી લડાઇ ચાલતી હતી તેવામાં એક વિશેષ બનાવ બન્યો.

એક ગોસાંઇજીના લાલ રાધનપુર પધાર્યા. એક જણે પધરામણી શ્રીરઘુનાથજીના મંદિરમાં કરાવી. મહારાજશ્રીના ઇશારાથી શ્રીરઘુનાથજી આડો પડદો રાખવામાં આવ્યો. આ વાત મારા બા, ઘેલારામ, ગંગાબાઇ, વગેરે ને બહુ અરૂચિકર થઇ પડી. તેમણે મારા વડીલને વાત કરી. મારા વડીલે પ્રશ્ન કર્યા, સંતોષકારક ઉત્તર મળ્યો નહિ. ત્રણ વરસ લખાવટ ચાલી. મહારાજશ્રી તરફથી મારા વડીલના છેવટના કાગળનો જવાબ એવો મળ્યો કે, "હાલમાં પંડિતજી રજા ઉપર દેશમાં ગયા છે, આવેથી તેમની પાસે ગ્રંથો શોધાવી જવાબ મોકલીશ." આવા છેક નબળા જવાબથી મારી બાને જોર આવ્યું. સૌએ કહ્યું, પંડિતજીના આવવાના વાયદાથી કાળ આવ્યો હશે તે અટકશે. વળી ગુરુ ગોસાંઇજી કે પંડિતજી?

પરિણામે મારા વડીલને ખાત્રી થઈ ગઇ કે શ્રીવૈષ્ણવ મતવાળા શાસ્ત્રીય તથા વેદોક્ત માર્ગે પ્રવર્તનાર છે, તેથી ત્રણ વર્ષમાં જબરા વિગ્રહ પૂંઠે પોતે શ્રીવૈષ્ણવ થવાને કબૂલ થયા. આ બધું "લખાણ" મારા ઘરમાંજ હતું, પણ તે ઘણું લંબાણ થઇ જવાના ભયથી શોધીને અહીં દાખલ નથી કર્યું, કારણ તેની એટલી બધી હવે આવશ્યકતા નથી. પણ પછી તો મારા વડીલને પંચસંસ્કાર લેવાની આતુરતા ઘણીજ વધી પડી, પણ તે પાર શી રીતે પડે? "માતાજી–મોટાભાઇ"ને જોધપુર વિનંતી લખી ત્યારે તેમણે ઉત્તર લખ્યો કે, સ્વામીના પધારતાં સુધી કેટલીક ક્રિયા તેમની આજ્ઞાનુસાર અમે કરી શકીએ છીએ, તો તે માટે તમે ડીસા કાંપમાં આવો ને અમે પણ ત્યાં તેમના નાનાભાઇ માણેકરાય ભણે છે તેથી આવીએ.. ઇશ્વરની અનુકૂળતા હોય છે ત્યારે ધાર્યું પાર પડે છે, તેમજ આ પ્રસંગે થયું. નવાબ સાહેબને ડીસા કાંપ જોવાનું મન થયું ને મારા વડીલને સાથે નોકરી આવી. તેથી એવો યોગ બની ગયો કે ડીસે જવાયું. ત્યાં "માતાજી–મોટાભાઇ" પણ પધાર્યા ને મારા વડીલ શ્રીવૈષ્ણવ થયા; અને ત્યાંથીજ પોતાના ગુરુને પત્ર લખી મોકલ્યો કે, તમારો જવાબ મનમાન્યો ન આવવાથી છેવટ હું તો શ્રીવૈષ્ણવ થયો છું.

રાધનપુર આવતાંજ તિલક કર્યું. એ પ્રગટ થયા કે મોદી તથા તેમના બીજા મિત્રો મળી મશ્કરી કરવા મંડી પડયા કે બૈરીના કહેવા પર પોતાનો ધર્મ છોડયો; એ બાપ કર્યા. મારા વડીલે ઉત્તર આપ્યો કે એ તો "બ્રહ્મ સંબંધ" અર્થાત્ બ્રહ્મથી સંબંધ–સગપણ થયું હતું, ને હવે "સંસ્કાર" એટલે લગ્ન થયું ને તે પણ પ્રથમના ગુરુની આજ્ઞાથી કર્યું છે, જુઓ આ પત્ર. પત્ર વાંચી સૌ ઝાંખા થયા ને ઘણીજ આતુરતાથી શ્રીમાન તાતાચાર્ય સ્વામીની વાટ જોતાં રહ્યાં.

અંતે સ્વામીજી મહારાજ જોધપુર, ત્યાંથી પાટણ ને ત્યાંથી રાધનપુર પધાર્યા; વીશ દિવસ રહ્યા; ઘણી સારી સેવા થઇ તથા બહુ લોક શ્રીવૈષ્ણવ થયું; સામટું ખર્ચ કર્યું, તેમા નવાબ સાહેબે પણ બહુ મદદ આપી. ભીમક બારોટ પાટણવાળા પણ શ્રીવૈષ્ણવ થયા ને તેમને પણ સ્વામીજી મહારાજ ઉપર બહુ પ્રેમ વધ્યો. તેથી સ્વામીજીએ તેના ઉપર કૃપા કરી, તેથી તેને ભગવાનથી પણ બહુ પ્રીતિ થઇ અને બીજી રીતે પણ સુપુત્ર પ્રાપ્તિ થવા સાથે ઘણા માન સન્માનની અભિવૃદ્ધિ થઈ. આવા તો ઘણાં કુટુંબોને પાવન કર્યાં છે, પણ તેનું વિસ્તારે વર્ણન કરવા પ્રયોજન નથી.

## પરિણામ

આ પ્રમાણે જે લોકો રામાનુજ સ્વામીને શરણે થયા તેમનું તમામનું આજન્મ પર્યંત પ્રભુમાં પરિપૂર્ણ ચિત્ત રહી અંતે પરમધામ મળવાનાં ઉત્તમ સુચિહ્નો પ્રત્યક્ષ જણાયાં છે; અને તેથી તેમાં જેનું જેનું વિશેષ કરીને અમે વર્ણન કર્યું છે તેમના અંત સમયના અહેવાલ પણ ઓછા અગત્યના નથી.

સૌથી પહેલા ગંગાબાઈ પરમધામ પધાર્યાં. તેમને ૭ મહિનાથી એ વાતની ખબર પડી ગઈ હતી ને તેથી તમામ તૈયારી કરી રાખી હતી. છેવટ વખત પણ નક્કી સમજ્યાં હતા ને તે વખતે નાહી ધોઇ તિલક કરી સૌને મળી હરિસ્મરણ કરતાં પરમધામ ગયાં.

ચેલારામજી પછી પધાર્યા. તેમણે તો વળી દેશ વિદેશથી પોતાનાં તમામ સગાંવહાલાને પત્ર લખી તેડાવ્યાં, ને સૌને હળીમળી સાંસારિક ભલામણ કરી લઇ, પછી પોતાની દેખરેખ નીચે ચોકો કરાવી હાથે સૂતા ને પરમ આનંદથી પરમધામ હરિસ્મરણ કરતાં ગયા. વાંસે ત્રણ પુત્ર ને તેની પુષ્કળ પ્રજા ઘણી સુખી છે. ગોપાલરાયજીની પણ એજ લીલા હતી. સ્વામીજી મહારાજે ઇશારાથી આગમચથી કહી રાખ્યું હતું ને પોતાને પણ તે મુજબ ખરે વખતે જણાઇ ગયું હતું, તેથી ત્રણ દિવસ આગમચથી પવિત્ર રહી તમામ તૈયારી કરાવી. જોધપુરમાં પોતે મહાન પદે હતા તેથી શરીર સારૂં જોઈ આખું ગામ તેની આરોગ્યતા જોઇ હસતું કે, રાજાજીથી તો હઠ કરતા તે ચાલતી; પણ કાળને પણ પરાણે બોલાવવો છે તો તેના સામી હઠ કેમ ચાલશે ? પણ નારાયણના પ્રતાપે બહુ ઠાઠમાઠ તથા વિધિથી વિષ્ણુપૂજન કરાવી તીર્થ લઈ ચોકો કરાવી સૂતા ને જોધપુરમાંજ પરમપદ થયા. તેજ વખતે માધુની મંડળી ભગવાનને પધરાવીને પાલખીમાં વાજતે ગાજતે બીજા કોઇને ઘેર જવાની હશે તે ભૂલથી તેમનાજ ઘરમાં પેઠી; ને ભગવાનની પાલખી જેવી સામે આવી કે તે પળે પ્રાણ છોડયા. તેથી એ પરચો દેશપ્રસિદ્ધ થઇ ગયો કે પ્રભુ તેડવાજ પધાર્યા હતા.

મારાં વડીલના પરમપદની કથા મારી પોતાની નજરે જોયેલી બીના હોવાથી મારા આખ્યાનના પ્રસંગમાં કહીશ. શ્રીમાન તાતાચાર્યસ્વામી પોતે પણ એક વર્ષ આગમચથી ચેતી ઉત્તર દેશમાં તમામ શિષ્યોની ખબર લઈ આવી, પોતે હવે કદી નહીંજ પધારે એવી ચોખ્ખી આજ્ઞા કરી ઘેર પધાર્યા. ૭ માસ આગળથી એકાંતવાસ ગ્રહણ કરી ત્યાં અહર્નિશ તમામ સંબંધ તોડી ભગવાનમાંજ તેમણે ચિત્ત ચોડ્યું ને ધારેલી ઘડી પળ તથા તિથિએ પરમપદ થયા, જેની ખ્યાતિ આખા દ્રાવિડ દેશમાં પ્રસિદ્ધ છે.

જોધપુરમાં માતાજીએ મહાન પ્રતાપથી મદ્ય માંસ ત્યાગ કરાવી તમામ રાણીવાસને હરિભજન કરનારાં પોતાનાં શિષ્ય કરી લીધાં. ત્યાં દશ બાર હજાર રૂપિયાનું મંદિર બંધાવી પરચો દઈને, દ્રાવિડમાંથી સ્વામીજીની કૃપાથી પધારેલા ભગવાન રાજગોપાલની સેવામાંજ નિમગ્ન રહી પરમ એકાંતિક બની ભગવત્ સેવામાં કાળ નિર્ગમન કર્યો. ફરી ફરીને ત્રણ વાર સકલ યાત્રાઓ કરીને સવારથી તે બીજા સવાર સુધી ભગવાનની સેવા સિવાય બીજો કશો પણ સંસારી વ્યાપાર કરતાં નહિ. ન નોકર ન ચાકર. પોતાનેજ હાથે તમામ ભગવાનનું સેવન. પાણી લાવવું, વાસણ માંજવાં એ સુધ્ધાંત કરતાં. વળી સાત્વિક વેષ. એક ટંક સાત્વિક માત્ર પ્રભુ પ્રસાદનુંજ નૈવેદ્ય લઈ પંચકાલ પરાયણ પરમ એકાતિક પણે વર્તતાં. માજી માટે ગવાતું કે—

**માજીને શ્રીવર ખાન ને પાનરે, માજીને શ્રીવર ધન્યધાન્યરે;**
**માજીને શ્રીવર રત્ન ઘરેણાંરે, રામમાં માજીનાં નૈણાંરે.**

વળી અનંતાચાર્યજી માટે ગવાતું કેઃ—

**સંસાર તમે તુચ્છ જાણ્યોરે, સેવાનો સ્વાદ વખાણ્યોરે;**
**દુઃખી જનની સેવા છાંડીરે, નોકરી પ્રભુની માંડીરે.**
**તમે ક્ષણિક વડું પદ ત્યાગીરે, ગૃહી ખરી વડાઈ સભાગીરે;**
**કરી ક્ષુદ્ર દેહ સાહેબી અળગીરે, રહ્યા નિત્ય હરિને વળગીરે.**
**તજી ધન મળવાની મજુરી, થયા શ્રીજી તણા હજુરી;**
**તજી મિત્રો દુઃખીયા હાલા, કીધા આલવાર વ્હાલા.**
**દરકાર ન કોઈ રાણીની, વગ પ્રભુનાં પટરાણીની;**
**પરવા નહિં કો રાજાની, કરૂણા છે જગ રાજાની;**
**ધણી કર્યા ત્રિભુવન સ્વામી, નહીં રહી કોઈ વાતે ખામી.**

## ખંડ–૪ થો

### અમારો (એટલે લખનારનો) અનુભવ

સંવત ૧૯૧૭ના જેઠ વદી અગિયારસને દિવસે રાધનપુરમાં જન્મ્યો. ત્યારે મારાં માતાપિતા પરમ વૈષ્ણવ હતા. ઘરમાં નિત્ય સાંજે મંડળી થતી અને રાધાકૃષ્ણની સેવા હતી તેમના પણ નિત્ય

ઉત્સવ થયા કરતા હતા. સમજ આવતાંજ ભગવાન ને મંદિર, મંડળી ને ભજન, એજ મારા જોવામાં આવ્યું. જે સહવાસમાં હું ઉછર્યો તેની સરસતા ને અગત્યતા તરફ સ્વાભાવિક મારૂં મન પ્રથમથીજ વળ્યું અને પ્રભુકૃપાથી તેમાં અભિવૃદ્ધિ થતી ગઇ. સવારમાં ઉઠીએ એટલે રાતના ઢાંકેલા થાળની પ્રસાદીજ ખાવાને મળે; પછી ઘરમાં ઠાકોરજીની પૂજા થાય, થાળ ધરાય, આરતી થાય, તે પછીજ ભીતું ખાવા મળે. વચમાં વચમાં મોટા ઉત્સવોની ધામધુમ થાય. સાંજે નિત્યે બા સાથે મંદિર જવું. ત્યાં સાષ્ટાંગ કરી પગે લાગવું. રાત્રે મંડલીનાં ભજન તથા સૂતા હાલરડામાં પણ કીર્તન કાને પડતાં. વળી "ભાઇને માથે મોહનજીની રક્ષા, ભાઇને રક્ષારે રૂડા રામની, ભાઇને નાકે નારાયણની રક્ષા, ભાઇને રક્ષારે રઘુનાથની." એ પ્રમાણે સાંભળતાં સૂઈ જવું. એટલે રાત દિવસ કાચા હૃદયમા એજ સંસ્કાર પડયા. તે ઉપરાંત જ્યારે ન ગમે ત્યારે કે સહજ ગમત માટે 'કહાણી' કહેવાનું બાને કહીયે ત્યારે દ્રૌપદીની, ધ્રુવજીની પ્રહ્લાદજીની વગેરે કહાણીઓ સંભળાવે. પછી ધ્રુવાખ્યાનને "જે જે વૈકુંદરાય" કહીનેજ, કાલીદાસ જે અમારા વડવા હતા તેમનું રચેલું જે પ્રહ્લાદ–આખ્યાન પણ "હરિ હરિ" કહીને ગાય. તેમાં પણ કાંઇક સમજ પડે, તેથી પ્રભુના ઉપર ભાવ સમજણ સાથેજ પેદા થયો. વળી તેમાં પણ મને યાદ છે કે પ્રહ્લાદજી તથા ધ્રુવજીની કથાએ મારા મન પર સારી અસર કરી હતી, કારણ તે મારા જેવા નાના છોકરાઓને પણ ખરા ભાવ અને ભક્તિથી ભગવાન પ્રત્યક્ષ થયાની હતી. તેથી મને પણ ભણવું અકારૂં લાગતું. એક દાખલો તેનો હજી યાદ છે ને તે એ કે, અમારે ઘેર દરજી સીવવા આવે તેની હાલત પર મેં ધ્યાન આપ્યું. મારા મનમાં મુંગે મોઢે તેને સીવતો જોઇ એવું આવ્યું કે, મારાથી ધંધો પણ થાત ને ભજન પણ કરાત, પરંતુ નિશાળે તો હાથ તથા જીભ બેઉનું કામ પડે છે. વળી પ્રહ્લાદ–આખ્યાન સાંભળ્યું ત્યારથી જાણ્યું કે સાચો ભાવ હોય તો ઘરના થાંભલામાથી પણ ભગવાન નીકળે, તેથી હું નિત્યે ઘરના થાંભલાનીજ, તેમાં પણ નરસિંહજી છે એમ માનીને પૂજા કરતો. તે માટે સાધારણ લાગ એમ આવતો કે મારા વડીલ પૂજા કરી દરબારમાં જાય ત્યારે તમામ પૂજાની સામગ્રી ત્યા નિત્ય તૈયાર રહેતી. નૈવેદ્ય માટે પ્રસાદી મને મળતી તે હું રાખી મૂકતો ને પછી એ બધા સામાનથી પૂજા કરતો તેમાં મારા વડીલ નિત્ય શી રીતે કરે છે એ યાદ રાખતો, એટલે તેની કાંક નકલ કરતાં પણ આવડયું હતું.

મને ગુજરાતી લખતાં વાંચતાં વેળાસર આવડી ગયું હતું ને તે હું ઘેરજ શીખ્યો હતો. કારણ આક અને દેશી નામું પાકું થવાને મારા વડીલે મને ગામઠી નિશાળે દશ વર્ષનો થયો ત્યાં સુધી રાખ્યો

હતો, અને ત્યાં કાનામાત્રા નહોતું શીખવાતું તેથી હું ઘેર મારી બેનો સાથે મારી બા પાસેથી શીખી ગયો હતો. એટલે અમે બધાં પછી મોટા અક્ષરવાળું મારી બાનું "શ્રીમદ્ ભાગવત સાર" ગુજરાતીમાં વાંચીએ. ચિત્ર જોવાની મજા પડે, સાંભળેલી કથા કેટલીક તેમાં આવે, ને સહજ સાધ્ય એવાં પુસ્તકો ઘરમાં હતાં ને મોટા છાપેલા અક્ષર-વાળાં, તેથી તે વાંચવાનો મને ધીમે ધીમે અભ્યાસ હતો. તે પછી તેથી મારૂં પણ કલ્યાણ થશે એવી ભાવનાથી, હું મારા મનથી, ઘણીજ ઝડપે, એટલે કથા વાંચ્યા પ્રમાણે, ઘણી વાર સાત દિવસમાં તે પૂરૂં કરી જતો. એથી કેટલીક વધુ કથાઓ મારા જાણવામાં આવી, ને તેમાં જે ન સમજાતું તે મારી બા સમજાવતા એટલે હું વધુ શ્રદ્ધાવાન થયો.

મારી બાને રઘુનાથજી ઉપર વિશેષ આસ્થા. તેના ઇષ્ટદેવ તે હોવાથી મને પણ તેમના ઉપર વિશેષ ભાવ હતો. તેમાં વિશેષ અભિવૃદ્ધિ થઈ, કારણ તેવામાંજ અમારા ઘરમાં બે વાર રામાયણ બેઠી ને તે અથ ઇતિ સાંભળી, તેથી મને બહુ અસર થઈ. પછી તો મારા તેઓ ઇષ્ટદેવજ, અને "સીતારામ સીતારામ" એ મારો મૂળ મંત્ર થઈ પડયો. વળી આ શ્લોક તો અમને બાલકપણથીજ સમજાવી તથા શીખડાવી રાખ્યો હતોઃ—

माता मे जानकी देवी पिता श्रीरघुनंदनः।
गुरुः श्रीलक्ष्मणाख्यो मे बन्धुर्हनुमदाह्वयः॥

હું સાત આઠ વર્ષનોજ હતો ને અમે દ્વારકા જઈ આવ્યાં. ત્યાંનાં તીર્થ, દર્શન, એટમાં પ્રભુના ઠાઠમાઠ વગેરેથી મારા મન પર બહુ સારી અસર થઇ. મને બરાબર યાદ છે કે બેટપતિની એકસો આઠ (૧૦૮) પ્રદક્ષિણા કરવાનું મારી બાએ મન કર્યું હતું. પછી તેઓ જ્યારે ફરતાં ફરતાં થાકી ગયાં ને પ્રદક્ષિણાઓ તો બાકી રહી ત્યારે ઘણી ઝડપ તથા ઉમંગથી મેં તેઓની વતી પૂરી કરી આપી હતી, અને એકંદરે આ મહાયાત્રાએ મારા મન પર એવી સારી અસર કરી હતી કે, જો કે તે વખત હું ઘણો બાળક હતો ને અવ્વલ આખ-રનું મને વધુ ભાન નહિ, છતાં મને તમામ ગોમતી તથા દ્વારિકા યાદ છે. ઘેર આવ્યા પછી થોડી મુદતે જોધપુરથી અમારે ઘેર રોજ મંડળીમાં ગવાતાં "મારી મૈયા ઋષિમાઇરે, આવ્યાં બિરદ ધારી" તે પધાર્યાં ને તેમની સાથેજ હું તથા મારી બહેન કમળા વધુ રહ્યાં. તેમનું માહાત્મ્ય મેં બહુ સાંભળેલ, પણ તે વાત ખરી હશે કે નહિ એવી મને શંકા રહેતી. તેથી એક માસ લગભગ તેમની સાથે રહી મેં રાતમાં ઉઠી ઉઠીને તેમની મારા મનથી પરીક્ષા કરી. તેમાં તેઓ "પાસ" જણાયાં એટલે મને અતિશય શ્રદ્ધા તેમના ઉપર ચોંટી, અને અંતે આહાર કે નિદ્રા રહિત સતત ધ્યાન ભજન કરનાર એ દેવીનાં દર્શન તથા પ્રભાવથી મારા મન ઉપર પણ ઘણી ઉમદા અસર થઈ

મારી બેન " કમળા " તથા " લલિતા "ને બહુજ ગીતો ભગવાનનાં આવડતાં હતાં. અગિયારસના જાગરણમાં તે બેઉ મોટાં મોટાં આખ્યાનો ને પદોથી આખી રાત એકલાંજ પૂરી કરી દેતાં. તેઓ જ્યારે મારી બા કે બીજા કોઇ પાસેથી શીખે ત્યારે હું ઘરમા હોઉં. વળી મારી સારી યાદદાસ્ત અને તેમને રાતદિવસ ગાવાનો અભ્યાસ તેથી મને તેમાંની લગભગ ઘણી ખરી ગરબી અને પદો તો સ્વાંગ આવડતાં ને દરેક મોટા આખ્યાન પણ તેમના ભેગો હું પરિપૂર્ણ ગાતો. હિંડોળાના ઉત્સવના પદો પણ હું ગાતો. વિશેષમાં મારો બાલકપણમાં સુકંઠ હોવાથી લોકોનું ધ્યાન મારા તરફ વધુ ખેંચાતું. વળી હું લોકોની વચમાં ગાવાથી વધુ ઉત્તેજીત થતો. પછી તો મને મૃદંગ, ઢોલક વગાડતાં પણ સહજમાં આવડી ગયું હતું, એટલે દરેક મોટાની મંડળીઓમાં એ આધારથી પણ હું સારી રીતે ભાગ લઈ શકતો. વળી કાવ્યદોહન પણ મારી બહેનોનું નિત્યનું પુસ્તક હતું, ને મારૂં વાંચન તેમના કરતાં સારૂં થઇ ગયેલ હોવાથી તેમાંનાં પણ ઘણાંખરાં પદ હું વાંચતો ને સમજાવતો. ગીરધરકૃત રામાયણ ગાવી, એટલે તો અમને બહુ મજા પડી, કારણ તે તો મારા ઇષ્ટ " રઘુનાથજી "ની કથા હતી.

સંવત ૧૯૨૯ની સાલમાં અમારા તાતાચાર્ય સ્વામીજી મહારાજ પાટણ પધારવાના સમાચાર આવ્યા, તેથી તેમને રાધનપુર તેડી લાવવા હું તથા મારા વડીલ ભાઇ નૃસિંહપ્રસાદ પાટણ ગયા. ત્યાં ગોપાલરાયજીનાં કુંટુંબીઓના તથા બીજા શ્રીવૈષ્ણવોના સ્વામીજી પ્રત્યેના અતિશય ભાવ તથા રીતભાતે મારા મન પર ઘણી ઉત્તમ અસર કરી. ગુરુ તરફ કેમ વર્તવું એનું મને તેથી ઘણું શિક્ષણ મળ્યું. પણ મને બરાબર યાદ છે કે સૌથી વધારે મારા મન પર તે વખત જે અસર થઇ તે ગોપાલરાયજીના પુત્ર " રામરાયજી "થી થઈ. તેઓ તે વખત પાટણ મહાલના ઇજારદાર એટલે માલિક હતા અને આગળ બાર ચોપદાર બોલે. એવું હોવા છતાં માત્ર સાદડી પાથરી તે ઉપરજ રાત્રે પણ સૂઈ રહેતા. એવી તેમની સાદાઇ તથા સાત્વિક ભાવ જોઇને મારા મન પર બહુ અસર થઈ, અને ખરા મોટા કોનું નામ એનો મને પૂરેપૂરો અભિપ્રાય બંધાયો; તેમ સ્વામીજી મહારાજની સાદાઇ તથા કૃપાળુપણાનો જે અનુભવ થયો તે અકથનીય છે. અમે ત્યાંના લોકોની સેવાની રીતભાત જોઇ હતી, તેથી તેમાં કોઇ પણ પ્રકારે ન્યૂનતા ન આવે એવી સંપૂર્ણ ફિકર રાખતા. રાધનપુર પધરાવ્યા. મારા મનથી મેં પણ એટલી બધી ફિકર રાખી કે સ્વામીજી મહારાજની મારા ઉપર ઘણી સારી કૃપા થઇ; કારણ તેઓ તો—

**બાલક સાથે બાલક ને વળી વૃદ્ધ સાથે વૃદ્ધ,**
**સર્વેને સરખા સંતોષ્યા આપે સહુ વાતે.**

એવા હતા, ને કથા વાર્તા આશરે માસ એક સુધી સ્વારી રહી ત્યાં

સુધી ચાલી તેમાં પણ હું માથું મારતો, ને કાંઇ સમજતો પણ ખરો. બીજા બિચારા ઉંમરે મોટા પણ ઓછી સમજણવાળા કરતાં હું આગળ વધતો તેથી સૌ મારાં વખાણ કરતા, એથી કથા વાર્તા કે ઉપદેશ સાંભળવામાં પણ હું ઉત્તેજીત થતો. સ્વામીજી મહારાજ અહીંથી વરાણે ગયા તો બંદા કજીયો કરીને ત્યાં પણ સાથે, ને ત્યાંથી સમી પધાર્યા તો ત્યાં પણ સાથે. પાટણથી અમે તેડી લાવ્યા ને પાછા પોતે રાધનપુરની હદ છોડી દુવડ થઇ પધાર્યા, ત્યાં સુધી ભણવાનું નામજ હું ભૂલી ગયો હતો, ને મારો પૂરો ભાવ ને યોગ્યતા જોઇને મારા વડીલે પણ મને રજા આપી હતી. તેથી આ મુદતમાં મારા મન પર આચાર્યકૃપાથી આચાર્યભક્તિની તો એવી છાપ પડી કે જે કદી ભુંસાવાની નથીજ.

નિશાળમાં મારો અભ્યાસ આગળ ચાલ્યો ને હું જ્યારે ગુજરાતી છઠ્ઠા ધોરણમાં આવ્યો ત્યારે દલપતરામનું પિંગળ પણ ચાલ્યું. મારા વડીલ કવિતા કરતા હતા; મારા કાકા, મારા ભાઈ, મારી બા સૌ કવિતા કરતા હતા, તેથી મને પણ મન થતું હતું. તેમાં જોઇતું હતું તેમ મારા મહેતાજી નરસિંહલાલ પણ કવિ હતા ને તેમના ગુરુ ચુનીલાલ કરીને હિંદુસ્તાની બ્રહ્મભાટ મહાકવિ હતા. તે સાથે તે લોકો આસ્તિક પણ હતા, એટલે ગુજરાતી કેળવણીથી તો મારા ધાર્મિક વિચારને ધક્કો ન લાગ્યો. ક્યાંહીં પણ શંકા ઉઠતી તો મહેતાજીજ સમાધાન કરી આપતા; પણ તેથી ઓર ફાયદો એ થયો કે મને કવિતા કરતાં આવડી ને તેવીજ મેં પ્રથમ ભગવાનની કરી. પહેલી શરૂઆત દોહરાથી થઇ. તેમાં માત્ર ભગવાનના નામોમાંજ પ્રાસ મેળવી માત્રાઓ મળતી આણી દીધી. બે દોહરા થતાં તો આખો દિવસ ગયો તોપણ મન માન્યા થયા નહિ. પણ બીજે દિવસ ચોપાઇમાં સરલતા પડી, પછી તો છપ્પો કર્યો, ને પછી ગાડું ચાલ્યું. હિંડોળા મહિનો આવ્યો. મેં શરમાઇને મારૂં નામ નીચે દાખલ ન કરતાં 'હિંડોળો' બનાવ્યો તે પાસ થયો. સહુએ વખાણ્યો ને મને ઉત્તેજન મળ્યું. નિત્ય નવો હિંડોળો. એમ વખાણ સાંભળી તથા તેથી માતાપિતાનો પ્રેમ વધતો જોઇ હું કવિતા કરવામાં પ્રેરાયો ને ગાડું ચાલ્યું. મને જનોઇ તો સાત વર્ષનો થયો ત્યારે દીધી હતી. તે પછી થોડાજ દિવસમાં હું સંધ્યા શીખ્યો હતો. પણ બાર વર્ષનો થયો ત્યારે તો મને વિષ્ણુપૂજન પણ શીખવ્યું, જે તે પછી હું કરવા પણ લાગ્યો. વળી મારે ભાગ મારા દાદાને કુળધન તરીકે મળેલા શાલિગ્રામજ આવ્યા ત્યારથી એવો નિયમ કર્યો કે, નાહ્યા તથા પૂજન કર્યા વિના ન જમવું. તે નિયમ ભગવાનની ઇચ્છા હશે ત્યાંસુધી ચાલશે.

એક તરફથી વિષ્ણુપૂજન શરૂ થયું ને બીજી તરફથી અંગ્રેજી ભણવું શરૂ થયું. તેમાં પણ "ભોળાનાથ" નામે ગૃહસ્થ મને શીખવ-

નાર હતા તે પણ પૂરા શિવભક્ત હતા. મારી આસ્થા પરિપૂર્ણ ચુસ્ત હતી, કારણ હજી તેમાં જરા પણ મનના વિચારોનું મિશ્રણ નહોતું થયું. કદી કદી સ્કૂલમાં ભૂગોળ ઇતિહાસ શીખેલો તેમાં ને હું કથા સાંભળું તેમાં તફાવત પડતો, તેથી એમાં કયું સાચું હશે એ વિષે મને વિચાર થતો. પણ તેનું સમાધાન ગમે તેમ કરતો ને મારી આસ્થાને અડગ ટકાવી રાખતો. પણ એ બીજ ઘણું ખરાબ રોપાયું હતું. તેણે આગળ જતાં ડાળાં ફેલાવ્યાં અને તેથી સમજ સાથે ઉત્પન્ન થયેલી ઇશ્વર ઉપરની આસ્થા તો ન ઘટી, પણ મૂર્તિ તથા શાસ્ત્રો ઉપરની આસ્થા શિથિલ પડી. તેને પરિણામે કપોલકલ્પિત જેવો મારો ધર્મ થઇ ગયો હતો. કેવી રીતે, તે હવે હું ક્રમવાર કહીશ.

અમે બધાં શ્રીવૈષ્ણવ વિષ્ણુભક્ત હોવાથી એક ઇશ્વરનેજ માનનારાં, અને તે વિષ્ણુ હોઇને અન્ય દેવદેવી માત્રને તેના દાસ માનનારાં ને તેમનાથી બેપરવા મૂળથીજ હતાં. મારા બાપની ચુસ્તતાથી અમે દેવદેવલાંના બંધનમાં પડયાંજ નહોતાં, એટલે કોઈ પણ પ્રકારના વહેમ તો અમારા ઘરમાં હતાજ નહિ. અમારૂં સૌનું એવું દૃઢ માનવું તો મૂળથી હતું કે આપણે મહાપ્રભુ જગતના સ્વામીનાજ દાસ છીએ, તેથી તે વિના બીજા કોઇનો ભય કે લાલચ ન રાખવી. આપણે જબરાની જાસૂસ હોવાથી બીજાનું બળ આપણા ઉપર ચાલેજ નહિ. “ બને તો રઘુવરસેં બને, કે બીગડે ભરપૂર; ઓરનસેં જો કુછ બને, વા બનવેમેં ધૂર. ” એમ માનીને અમે ન તો માતા ભેરવથી ડરતાં, કે ન અમારા ઘરમાં શીતલા કે નવરાત્ર કરેલાં હતાં. અમને તો ભૂત પણ ન વળગે ને બીજા પણ કોઇ વહેમ ન નડે એમ ધારવું હોવાથી, અમે બધા ભાંડેરૂં વિવિધ પ્રકારના વહેમ માત્રથી દૂર હોઇને પથ્થર એટલા દેવ ન માનતાં. એકજ શ્રીપતિને માનનાર હતાંજ, તેમાં વળી રામકૃષ્ણાદિકમાં પણ ભિન્નભાવ નહોતો ને તેથી વૈષ્ણવ માત્રમાં અમારી સમાન બુદ્ધિ હતી. બીજું જે કાંઇ અમારા ઘરમાં ફળફળાદિથી માંડીને ઘરેણાં પર્યંત અમારે હિસ્સે આવતું તે ભગવાનને ધરાઇને તેની પ્રસાદીરૂપજ આવતું; ને મારા વડીલ તો વળી જો થાળમાં મીઠું ન ધરાયું હોય ને દાળ ભગવાનને મોળી ધરાઇ હોય તો પોતે મોળીજ ખાય, પણ મીઠું ન લે એવા ચુસ્ત હતા. તેથી એ પણ અમારા મનમાં દૃઢ ચોટી ગયું હતું કે બધું આપનાર ભગવાન છે ને તેના પ્રતાપથીજ અમને સૌ મળે છે. આ પ્રમાણેના મુખ્ય વિચારો તો ઘણા ચુસ્ત હતા ને તેથી તે તો ન ડગ્યા, તેમ અંદર અંદર કોઇનો બીજો મત પણ ન હતો. પરંતુ જુદાં જુદાં પુસ્તકો ને પેપરો વાંચવાથી તથા જુદા જુદા માણસોના સહવાસમાં આવવાથી શાસ્ત્રો બધાં ખરાં છે કે ખોટાં તે વિષે શંકાઓ ઘણી ઉઠી. તેથી રામાનુજ સંપ્રદાયની શ્રેષ્ઠતાનાં ને મૂર્તિમાંજ આસ્થા, પરિપૂર્ણ ન બધેલા જેટલી અથવા બાલકપ-

ણમાં હતી તેટલી મને ન રહી; ને તેનું પ્રથમ મૂળ સંવત ૧૯૨૯ માં મારા વડીલ સાથે હું પાલનપુર ગયો. ત્યારથીજ થયું:—

ગરીબ બિચારા રાધનપુરમાં લાયબ્રેરી નહોતી, ન્યુસ નહોતાં આવતાં ને ઘણાં પુસ્તકો પણ નહોતાં, પરંતુ પાલનપુરમાં તો લાયબ્રેરીને જોઇને મારો વાંચવાનો શોખ ખુલ્યો. ચાર માસમાં પેપર વાંચતો, તમામ ગુજરાતી પુસ્તકો બધી પ્રકારનાં વાંચતો ને તે ઉપરાંત હું નિત્યે તમામ ન્યુસો તપાસતો; પરંતુ મને વધુ શોખ બે બાબતનો હતો-ધર્મસંબંધી લખાણો ને વાર્તાનાં પુસ્તકો. એકંદર તો મારે બધી બાબતોમાં પ્રવીણ થવું જોઇએ એવો વિચાર હતો ને તેથી તમામ પુસ્તકો વાંચતો; પણ આ બે શાખાઓ મારા મનગમતા વિષય હતા. વાર્તાઓ તો ઠીક, પણ ધર્મસંબંધીનાં પુસ્તકો અને લખાણોએ મારા વિચાર ઘણાજ ડોળી નાખ્યા. કારણ ક્યાંહીં ક્યા પ્રકારનું ને ક્યાંહીં ક્યા પ્રકારનું લખાણ વાંચ્યું, ને તે સાથે મારૂં મૂળનું માનવું તો મળતુંજ ન આવ્યું, તેમ તેના ઉપરથી પ્રીતિ પણ ન ઉખડી. તેથી મનમાં મહા યુદ્ધ ઉઠ્યું ને તેથી તર્ક વિતર્કની ઘણી લડાઇઓથી હું ઘણા વર્ષ સુધી બેચેન રહ્યો. તેને જેમ જેમ શાંત કરવા મંથન કર્યું તેમ તેમ પ્રથમ તો તેમાં વધુ વધુ ટંટા પડતા રહ્યા. આવી મનની સ્થિતિથી મારી અવસ્થા ધર્મ પુસ્તકો ઉપરથી તો શિથિલજ થઇ, પણ મૂર્તિ ઉપરથી છેક હઠી ન ગઇ. કારણકે પર્વતદાસ, બોડાણા, નરસિંહ મહેતા વગેરેનાં ચરિત્રો મારા મન પર સજ્જડ અસર કરી ગયાં હતાં ને તેથી હું પણ મૂર્તિ પૂજતો. પરંતુ તેમાં પણ અમારો સંપ્રદાય તો વૈદિક છે, તેથી વૈદિક વ્યવહાર માત્રજ મનપસંદ; તેમાં શું વૈદિક ને શું નહિ એ તો મારા મનથીજ નક્કી કરવાનું હતું. મૂર્તિમાં પણ હાલના કેટલાક લોકો માને છે તેમ માત્ર આસ્થા બેસવા માટેજ ભાવ આણવો કે બીજી રીતે એ વાત નક્કી નહોતી, ને તેજ વાત અવતારોની હતી. રામાવતાર ઉપર તો મને પૂર્ણ પ્રીતિ હતી, ને મારા ઇષ્ટ પણ તેજ હતા. પરંતુ જગકર્તા એજ છે એમ નિર્મળ મનથી મને નક્કી નહોતું થતું. હું કાંઇક અંશાવતાર જેવું માનતો ને તેથી મૂળ પ્રભુ કોણ, કેવા, તેની ભજન કરવાની સર્વોત્તમ રીતિ કઇ એ વિષે મને ઘણા સંકલ્પ વિકલ્પ થતા; પણ તે પૂછું કોને ? સ્વામીજી તો દ્રાવિડમાં ! મોટાકાકા જોધપુર ! વડીલને પુછાય કેમ ? ને તેથી મનમાં પરણતો ને મનમાં રાંડતો. મારા મનને એમ તો ગમતું કે અમારૂં ખરૂં ઠરે તો ઠીક, પણ તે શી રીતે ખરૂં ઠરાવવું તે હું જાણતો નહોતો.

આવા વિચારથી અમારા ઘરમાં હિંડોળા અને મંડળીઓમાં શ્રીકૃષ્ણનાં ચરિત્રોની ગરબીઓનું ગાયન વગેરે થતું તેના ઉપરથી મારો ભાવ એટલા માટે હઠ્યો હતો કે, એ તો બધો ગોસાંઇજી

મપ્રદાયનો વ્યવહાર છે, તે કાઇ વેદોક્ત નથી ભગવાનને તેની અપેક્ષા નથી અને એવી ગરબીઓ ગાવાથી ફળ નથી ભગવાનનુ પૂજન વેદોક્ત થવુ જોઇએ, જેવી રીતે તે પ્રભુ જાણે તેની સ્તુતિ પ્રાર્થના પણ સ્તોત્ર પાઠથીજ થવી જોઇએ એમ મને લાગતુ, પણ તે હુ મનમાજ રાખતો, તોપણ એટલુ તો ખરૂ કે મારો ઉત્સાહ એ બધામા ભાગ લેવાથી પાછો હઠ્યો હતો, તેથી મારી સ્થિતિ મારા ચતુર પિતા કાઇક સમજી પણ ગયા હતા, ને તેમણે માન્યુ હતુ કે અગ્રેજી કેળવણી લેવા માડ્યાનો આ પ્રભાવ છે, પણ તે શી રીતે દૂર કરવો એની તેમને વગ પડી નહિ તેથી તેમણે એટલુ નક્કી કર્યુ કે છોકરા નાસ્તિક થાય ને ભણે તે કરતા અભણ રહીને પણ આસ્તિકતા જાળવે તો ઠીક એવા વિચારથી મને બહાર ભણવા મોકલવાની વાત ભારે થઇ પડી જે પરીક્ષક આવે તે મારી ગુજરાતીમા પરીક્ષા લઇ મારા વડીલ તથા હજુરને મને ભણવા મોકલવા ભલામણ કરે મારા મનમા પણ એ વિદ્યાની હોશ બહુજ હતી, પણ હુ સુધરેલો થઇ જઇશ એ ભયથી મારા વડીલ તે પાર પાડતા નહોતા ને તેમ નહિ થાઉ એવી હુ જામીનગીરી આપુ તે શુ કામ આવે ? પણ એવામા એક વડોદરાના ગૃહસ્થ શ્રીવૈષ્ણવ અમારે ઘેર મિજમાન આવ્યા તે મારા વડીલના ઘણાજ પ્રિય અને આસ્તિક હતા તેમણે ખાત્રી આપીને પોતાની દેખરેખ નીચે મને વડોદરે રાખવાનુ મારા વડીલથી માગી લીધુ અને હુ તેમની સાથે સ ૧૯૩૨ મા ચોમાસામા ગયો

માત્ર ઘેર ખાનગી ત્રણ ચોપડી અગ્રેજી ભણેલ ને પાધરૂ હાઇસ્કૂલમા દાખલ થવુ તેનુ ન બને, તે માટે વડોદરે ગયા પછી બે માસ મે ખાનગી તૈયારી કરી ને પરીક્ષા થઇ કલાસ ચડવાને તેનો વખત હતો ને તે પછી હુ હાઇસ્કૂલમા દાખલ થયો બે માસ તેમા ને બે માસ ત્યા એમ ચાર મહિના હુ વડોદરામા રહ્યો તેમા મારી આસ્થામા કાંઈ ફેરફાર ન થયો કારણ વડોદરામા તો નરસિહજીના મદિરનો મોટો ભભકો ને ઘરના લોક આસ્તિક, તેથી હુ પણ નિત્યે નરસિહજીના દર્શન કરવા જતો વળી મારા મૂળથી પ્રિય એવા બાલાજી વેંકટેશનુ સપ્રદાય મદિર એમનમારે તથા બીજુ લીંબડી ચોકમા હતું ત્યા હુ દર શુક્રવારે દર્શન કરવા જતો ને શુક્રવાર પણ કરતો અને તેમની કૃપાથીજ હુ એકદમ હાઇસ્કૂલમા દાખલ થઇ શક્યો, તથા તેમા પણ બીજેજ મહિને પહેલુ નામ લાવી શક્યો એમ હુ માનતો ને તેમ માનવાને મને કારણ પણ મળ્યા હતા

પ્રથમ તો મે વગર પરીક્ષાએજ મને હાઇસ્કૂલમા ખાનગી સિફારસથી દાખલ કરે તો ઠીક એમ ધારેલ, કારણ મારૂ જ્ઞાન કાચુ ને ઘેર શીખેલ એટલે વગર રીતનુ હતું તેને માટે વગ સિફારસની ચીઠીયો રાધનપુરથીજ મેળવી હતી ને તે મે હેડમાસ્તરને આપી,

તોપણ તેમણે તો પરીક્ષા લઇને લાયક જણાય તો ચોથા ધોરણમાં દાખલ કરવાની ચીઠી તે ક્લાસના માસ્તર ઉપર કરી આપી. મારા પગ ધ્રુજ્યા, પણ મને ભગવાનની મદદની બહુ આશા હતી, ને તેથી જેવી મેં ચીઠી તે માસ્તરને બતાવી તેવી તેમણે મારી પરીક્ષા તે બે બાબતમાં લીધી કે જેમાં હું પ્રવીણ હતો. પ્રથમ હિસાબ લખાવ્યા તે તો હું ગુજરાતી છઠ્ઠા ધોરણમાં પાસ થયેલ એટલે સહેલાઇથી કરી ગયો, ને પછી થર્ડ બૂકમાંથી વંચાવ્યું તે પણ જે પાઠ મને બહુ સારો આવડતો હતો તેજ એટલે મેં ખરા મનથી માન્યું કે પ્રભુએ સહાય કરી ને તેથી તુરતજ એટલીજ પરીક્ષામાં દાખલ થયો ને પછી યાદદારતની મદદથી પહેલે નંબરે આવ્યો.

વડોદરે જવામાં મને મુખ્ય ફાયદો એ થયો કે, તે પહેલાં જો કે હું પ્રભુ પર આસ્તિક, પણ મારૂં મન મારા રૂપ, ગુણ, ધન તથા વડીલની વડાઇ માટે ઘણું અભિમાની હતું. પરંતુ તેમ હોય, કારણ ઉજ્જડ ગામમાં એરંડાની પેઠે આખા ગામમાં નાગરો થોડા, તેમાં હું કારભારીનો પુત્ર ને જરા ચપળ એટલે સૌ વખાણેજ, તથા નાનાથીજ સાહેબીમાંજ સામટા નોકર ચાકરમાંજ ઉછરેલ, તે એકદમ વડોદરા જેવા શહેરમાં આવી પડ્યો. પગે ચાલીને દોઢ ગાઉ કોટડીમાં જવું ને રસ્તામાં પછવાડે તથા સામેથી આવતી ગાડીઓના "બાજુ બાજુ"થી મારો ગર્વ ગળી ગયો. વળી એકલો શહેરમાં એકદમ આવી પડ્યો ને પછી જુદો રહ્યો તેથી ઘરની ફિકર પણ થવાથી તથા વધુ ખર્ચ થશે તો વડીલ ઉડાઉ ગણશે એ દુઃખથી, મારે એવી કરકસરથી રહેવું પડયું અને હું એવો ગરીબ તથા નમ્ર બની ગયો કે જેવો પ્રથમ અભિમાની તથા મનથી મોટો માનનાર હતો તેવો.

પણ બીજો મને વડોદરામાં ગેરફાયદો થયો ને તેટલા માટે તે મારે મૂકવું પડ્યું. મારી તંદુરસ્તીને ત્યાંનું પાણી માફક ન આવ્યું; મને ખસ દાદર તથા તેમાંથી વિસ્ફુટક થયાં. ને તેથી હું ઘેર આવ્યો ને એ મહિના દશ બાધી ત્યારે સાજો થયો. પણ મારા વડીલે જોયું કે મારા આસ્તિકપણામાં ઘટાડો નહિ, પણ બાલાજી તથા નૃસિંહજીની કૃપાથી વધારો થયો છે. તેમાં વધારે વળી હું વડોદરેથી ડાકોરજી પણ જઇ આવ્યો હતો, એટલે મેં અમદાવાદજ હવે સ્વતંત્ર રહેવાની ઇચ્છા બતાવી. તે તેમણે ખુશીથી સ્વીકારી ને સં. ૧૯૩૩ ના શિયાળામાં હું અમદાવાદ ગયો. અમદાવાદમાં પણ માગ અભ્યાસમાં તો હું મારૂં ઇષ્ટ બળજ આકું ધરતો ને તે બરાબર મને કામ લાગતું; એટલે જેટલી મહેનત હું મારા અભ્યાસ માટે કરતો તેટલીજ મારી ઇષ્ટની સેવામાં ગાળતો. ત્યાં હું પૂજા સાથેજ લઇ ગયો હતો તેથી નિત્ય પૂજા કરી મારે હાથે થાળ ધરી પ્રસાદ લેતો. નિત્ય સાંજે સારંગવાળા રણછોડરાયનાં દર્શન કરવા જતો, ને કદી

કદી પાળની પોળમાં આવેલા વેંકટનાથના પણ દર્શન થતાં. તે સિવાય પંચરત્નનો ગુટકો મારી સાથે હતો ને તેનો પાઠ હું બહુ ઝડપથી કરતો. વળી તેવામાં વચમાં કોલેરા ચાલવાથી મૃત્યુનો ભય લાગતો ત્યારે "રામ રામ સીતારામ" અહર્નિશ જપતો, ને તે બહુ વાર તો મનમાંજ ભજતો. પણ કોક વખત ગણગણાટ થઇ જાય ત્યારે મારા મિત્રો સાંભળી જાય, હસે ને પૂછે, હેં વળી તમારો ગણગણાટ શરૂ થયો ? એ તમે શું કરો છો ? હું હસીને કંઈ પણ જવાબ નહોતો દેતો, તેમ તેઓને ધર્મ વિષેનો વિચારજ નહોતો, એટલે તેમને પૂરી ખબર પણ નહોતી પડતી.

ઇષ્ટ ઉપર પ્રીતિ બની રહેવાનાં કારણો પણ મળ્યે જતાં હતાં. હાઇસ્કૂલમાં બીજેજ મહિને મને સ્કોલરશીપ મળતી થઇ ને મે વેકેશન પહેલાં ટર્મીનલ પરીક્ષામાં હું પાસ થયો. એટલે તેજ વર્ષમાં પાંચમું ધોરણ પણ પૂરૂં કરવાનું મેં સાહસ કામ માથે લીધું. તે અરસામાં એક વર્ષમાં બે ધોરણ, તે પણ વળી હાઇસ્કૂલમાં, કોઈ નહોતું કરતું, તેમ કરવા પણ નહોતા દેતા. પરંતુ મને મારા ઇષ્ટબળનું અભિમાન હતું તેથી મેં યુક્તિ કરી. એ વેકેશન ઉઘડતાં મિશનસ્કૂલમાં પાંચમા ધોરણમાં દાખલ થયો. ત્યાં પણ પહેલેજ નંબરે રહેવા લાગ્યો ને છેલ્લે પણ ચારે હેડમાં જાઇલ્સ સાહેબે લીધેલ પરીક્ષામાં પાસ થયો. એટલે હું એક વર્ષમાં બે ધોરણ પૂરાં કરી પાછો હાઇસ્કૂલમાં બીજેજ વર્ષે માસ્તરો તથા ભણનારાઓની અજાયબી વચ્ચે છઠ્ઠા ધોરણમાં આવીને ફરી દાખલ થયો. ઓછી મહેનત અને ઉતાવળથી મારો અભ્યાસ પોપટીયાં જેવો કાચો હતો. તેથી છઠ્ઠા ધોરણમાં હું પાસ નહીં થાઉં એવું મને પણ લાગતું હતું. પણ વરસ આખરે મારા મનથી "પ્રભુ બળથીજ" હું તેમાં પણ ચારે હેડમાં પાસ થયો ને ફર્સ્ટ ક્લાસમાં દાખલ થયો.

આ પ્રમાણે વખતો વખત ધાર્યા પ્રમાણેજ પાસ થવામાં તથા ઉપલા ધોરણમાં જવામાં મારા મનથી મને જેટલી મારા અભ્યાસની મદદ નહોતી, તેટલી મારા ભજનની મદદ હતી એમ હું ગણતો, ને તેમાં પાસ થવા માટે મારી માનતાઓ એજ કે અમુક મંત્રની અમુક માળા ફેરવીશ, અથવા પંચરત્નમાંથી ગીતાજી કે વિષ્ણુસહસ્ર નામના આટલા પાઠ કરીશ, જે હું મારા નિત્ય સિવાય વધારે વધારે કરી પૂરા કરી દેતો. એ રીતે ભજનના પ્રતાપથી તથા ધાર્યું થવાથી મારી આસ્થા પ્રભુ તથા તેના ઉપકારીપણા ઉપર ઘણીજ દૃઢ થઈ અને તેથી પ્રભુને કહીને ચાલવામાં મારી આસ્થા નિર્મળ રહી. વળી મારા સોબતીઓ પર મારી સારી અસર થવાથી કેટલાક તો મારા જેવા બીજા એક બે બગડેલા પણ સુધરી ગયા.

આ પ્રમાણે એક રીતનો મારા સંવત ૧૯૩૩–૧૯૩૪ બેઉ

વર્ષનો ઇતિહાસ કહી દીધો. પણ બીજી રીતનો–મારી ધર્મઆસ્થા કેવી હતી ને કેવી રીતની થઈ તે માટેનો રહ્યો. તેમાં પણ અમદાવાદે કેટલાંક કારણો આપ્યાં હતાં. હજી હું મુમુક્ષુ હતો, તેથી ધર્મ સંબંધી જે મળે તે વાંચતો. બગબર પ્રાર્થના સમાજમાં જતો ને ધ્યાનથી તેનાં વ્યાખ્યાનો સાંભળતો, એથી મૂર્તિ ઉપરથી કે અવતાર ઉપરથી તો મારી આસ્થા ન ઘટી. કારણ રામશરણ તથા શાલિગ્રામ પૂજન ને રણછોડજીનાં દર્શનનાજ પ્રતાપથી હું માનતો હતો કે હું તંદુરસ્તીમાં ને આનંદમાં રહ્યો, પાસ થયેજ ગયો ને અમદાવાદ જતાંજ મારા દશ રૂપિયાના પગારમાં પંદર રૂપિયા વધુ શ્રી હજુરે સ્કોલરશીપ તરીકે આપવા માંડયા હતા. જેથી મહિને વીશ બાવીશ મારા નિમિત્તે ખર્ચ થતા ને પચીશ મળતા હતા. પણ તે બધા માટે શાસ્ત્રમાં શી રીતે છે એનું સમાધાન થયું નહિ. તેથી સુધારકોએ ઘણી રીતે સમજાવ્યું, પણ તેમનામાં મારા જેવા છોકરા હતા ને તેઓ તો મારી પેઠે પોતાનીજ બુદ્ધિથી કહેનારા હતા. એટલે તેમના કહેવાની બધી અસર મારા મન પર ન થઈ. અલબત તે ઉપરથી મને એ લાભ થયો કે મારા મનનું સમાધાન આવી રીતે કર્યું કેઃ–

ઇશ્વર એક છે. તે જગતનો કર્તા, ભર્તા ને સંહરતા છે. રામ કૃષ્ણાદિક તેના અંશાવતાર છે ને તેમની મૂર્તિમા પણ આસ્થા રાખવાથી ફળ મળે છે. તેણે આપણને બધું આપ્યું છે તે, તે રાખે ત્યાં સુધી તેટલું ને તેવું રહે છે. તેટલા માટે જ્યાસુધી થોડું પણ આપણી પાસે રહે ત્યાં સુધી તેનો ઉપકારજ સ્મરણ કરવો જોઇએ; અને બીજું કેમ લઇ લીધું તેનો અસંતોષ ન જણાવતાં જેટલું રાખ્યું તેટલાનો આભાર માનીને આનંદમાં સંતોષિત રહેવું. સંસાર ક્ષણિક ગણવો. મોત ક્યારે આવશે તેની ખાત્રી નથી, માટે જેમ બને તેમ પ્રભુને ભજી લેવા. નીતિથીજ વર્તવું ને તેમાંજ કલ્યાણ છે. વળી સારા કામમાં પ્રભુ હમેશાં સહાય કરે છે માટે તેની સહાય માગ્યાં કરવી. પ્રારબ્ધ કે પૂર્વનાં કૃત્ય માટે મને બહુ સમજણ નહોતી, પણ ઇશ્વિરપ્રાર્થના મેં પ્રાધાન્ય ગણી હતી. પૂજાને પણ એટલા માટે મુખ્ય ગણી કે જેમ પ્રાર્થનાથી આપણે ઉપકાર સ્મરણ કરીએ છીએ, તેમ મૂર્તિ પણ પ્રભુ જે આપણને આપે તે તેને અર્પણ કરીને તેનો ઉપકાર સ્મરણ કરીને આપણા કામમાં લેવા માટે ઉત્તમ સાધન છે. પણ વગર સમજે મંત્રો, કે સ્તોત્રો બડબડવા તે કરતા સમજીને પ્રાર્થના કરવી એને વધારે કીમતી ગણી. નિત્ય કથા એની એ સાંભળવા કે વાચવા કરવા કરતાં, તે જાણ્યા પૂઠે સ્તોત્ર પાઠજ કરવા એ મેં વધારે ઠીક ગણ્યું, ને તે માટે મારી પાસે બીજું કશું સાધન ન હોવાથી પ્રાર્થના સમાજની પ્રાર્થના માળા મને બહુ કામ લાગી. તે મને બહુ પ્રિય થઇ પડી. તેથી હું જ્યારે ત્યારે તે વાંચવા તથા ખરા

મનથી તેજ ધોરણે પ્રાર્થના કરવા લાગ્યો. એ રીતે આચારમાં ને વ્યવહારમાં હું જૂના વિચારનો, પણ આવા નવા ધોરણે વર્તનાર, ને તે વિરુદ્ધ જે જે જૂનામાં વાતો છે તેને નાપસંદ ગણનાર હતો. મરણના ભયથી ને સંસારની ક્ષણિકતાથી જેમ એક તરફથી હું વેળાસર પ્રભુભજન કરી લેવા આતુર ને સાત્ત્વિક હતો, તેમજ બીજી તરફથી સંસારસુખ તથા કીર્તિ મેળવી લેવા પણ તેવોજ બલ્કે તેથી પણ વધુ આતુર હતો, ને તે માટે પ્રભુભજન કરતો હતો એટલો આતુર હતો; અને તેથી ભણવા સાથેજ નામ કાઢવા મેં એક નાટક પણ રચ્યું ને તેમ કરીને અમારા માલિકના મન પર મારા બળે અસર કરી. રાજ્યમાં આગળ પડવા યુક્તિ કરી; કારણકે હું મારા વડીલનો બીજો પુત્ર હોવાથી રજવાડી રીતે મારા વડીલનું તો બધું મારા ભાઇનેજ મળવાનું. તે તો જાણે હક્કજ. એટલે મારે બાપકર્મી નહિ પણ આપકર્મી થવાનું હતું. તેથી મેં આ ક્રમ કર્યો, પણ તેમાં પણ હું ધાર્મિક લાગણીઓથીજ પ્રેરાયો હતો. કારણ મેં તે માટે માર્ગ એ લીધો કે લુચ્ચાઓને ઉઘાડા પાડી મારે સત્યથી અને ઇશ્વરની સહાયથી જીતવું, ને એટલા માટે હિંમતથી "વિજય" તથા તે ઉપર "સત્યમેવ જયતે" તથા "કપટનું ચપટ"ને "સુનીતિ ફતેહ" એમ લખ્યું હતું; પણ ખરી અગવડો વખતે ઇશ્વિર પ્રાર્થનાજ સહાય કરે એવો ભાવ લાવ્યો હતો; અને તે પુસ્તક પ્રકટ થવાથી કપટનું ચપટ અને સુનીતિની ફતેહ કરવા ઇશ્વરની મદદથી બહાર પડ્યો હતો ને તેમાં તેના ઉદ્દેશ પ્રમાણે બલ્કે ભવિષ્ય ભાખ્યા પ્રમાણે મને વિજય મળ્યો હતો. એટલી વાત અહીં કહેવી ઠીક છે ને એથી પણ મારી આસ્થા, નીતિ તથા ભક્તિ તરફ વધુ દૃઢ થઈ હતી. મરણના ભયને લીધે અને સંસારસુખ ભોગવી લેવાની આતુરતાને લીધેજ, સંવત ૧૯૩૫ ની સાલમાં હાઇસ્કૂલમાંથી વચમાં માંગરોળ ગયો. કારણ તેવામાં વળી કોલેરા પણ શરૂ થયો હતો ને પળનો પણ મને જરા વિશ્વાસ નહોતો; તેમ ભવિષ્યમાં પ્રભુ ઇચ્છા હશે તેમ થશે, એ વિષેની કાંઇક મનમાં પણ ખાતરી હતી. વળી પવિત્ર જિંદગી એવી હાલતમાં વધુ વખત ગુજારવી દુર્ઘટ લાગી. તે સંજોગે માંગરોળથી પણ તેવાજ સમાચાર આવ્યા હતા એટલે હું સંસારી થયો, અને ત્યાં ચાર માસ જે સુખ ભોગવ્યું તે અકથનીય હતું. કારણ હજી સંસારની કે કમાવાની કોઇ પણ ચિંતા માથે નહોતી પડી. નજરમાં આવે તેટલું ખર્ચ કરવા માતાપિતાની રજા ને મનગમતોજ ઘરસંસાર મળ્યો, તોપણ હું મારા માલિકને ભૂલી નહોતો ગયો. બલ્કે મેં તો એમજ માન્યું હતું કે મારા પ્રબળ ભજનનું ને પવિત્રતાનું હું ફળ ભોગવું છું. ત્યાં સ્કૂલ લાયબ્રેરીના મેં બધાં પુસ્તકો વાંચ્યાં. વળી દયા વિષે, વ્યભિચાર વિષે નિબંધો રચી ત્યાં સભા આગળ વાંચી

સારી પ્રસિદ્ધિ મેળવી. પણ ખરી રીતે એ ચાર માસ હું સંસાર સુખમાંજ લીન હતો.

ચાર માસ પુરા થતાં મારી બેન કમળા જુનાગઢમાં તેને સાસરે બહુ માંદી થવાના ખબર આવ્યા ને તેથી મારા માતાપિતા પણ માંગરોળ આવેલાં હતાં, તેની આજ્ઞાથી હું તેને તેડવા જુનાગઢ ગયો. કમલા અમારા આખા ઘરમાં સૌથી વધારે સંતોષી ને ભક્તિમાન હતી તે સાથેજ તે સૌથી વધારે દુઃખી, પણ સાસરીયાને લીધે કરીને હતી. બાળપણથીજ તે ભજન કરતી તે ઇહાં સુધી કે બપોરે ઘરના કામથી નવરી થાય ત્યારે નાહીને મંદિરમાં માળા પકડી બેસી જાય. સંતોષી એવી કે પોતાના હિસ્સાનું ખાવું, તે પણ કદી ન ખાય પણ અમને સૌને વહેંચી આપે. એવા વૈરાગ્ય તથા ભક્તિમાં ઉછરેલી બાળાને એટલું કષ્ટ પડયું કે તેમાં તેને ક્ષય થયો. જ્યારે અમે ખાસ મીયાનામાં બોઇયો રાખી તેને જુનાગઢથી તેડી આવ્યા ત્યારે તે ક્ષય ત્રીજે દરજ્જે પહોંચી ગયો હતો. તેણે ઘેર આવતાંજ પ્રથમ ભગવાનનાં, પછી માતાપિતાનાં તથા વડીલોનાં દર્શન કર્યાં ને કહ્યું કે, "હું થોડા દિવસની છઉં માટે મને હવે ભજન કરવા દ્યો અને કરાવો. હું પૂર્ણ ભાગ્યશાળી કે અંત સમયે શ્રીવૈષ્ણવ મંડળીમા આવી અને તેથી જરૂર મારૂં મૃત્યુ સુધરશે." આખી માંગરોળની નાગરી નાત જાણે છે કે કમલા કેવી સાત દિવસ સુધી અખંડ ભજન કરતી ને હિંમતમાં છેક પોતાને હાથે નાહીને છાણ ઉપર સુતી; અને અનેક પરચાઓ કરતી તથા દષ્ટાંતો દેખાડી પરમપદ પામીને પછવાડેનાં અમને સૌને હિંમત આપતી ગઈ કે, આપણે શ્રીવૈષ્ણવો મરતી વખતે ખરાં ભાગ્યશાળી છીએ એમ જણાશેજ. અમે સૌએ પણ ભજન કર્યાં કર્યું હતું ને તેથી તેની ધૈર્યતામાં તથા ભક્તિમાં વૃદ્ધિ થઇ હતી.

આ બનાવે મારા મન પર મૂર્તિ, અવતાર, આચાર્ય એ સર્વની બહુ ઉત્તમ છાપ પાડી, કારણ સમજુ થયા પછી પાસે બેસીને મેં તેનું મૃત્યુ જોયું ને તેમાં તેણે એવા એવા પૂર્વના દાખલા દીધા, ખુલાસા કીધા તથા બોધ દીધો કે જે મારા મનને સજ્જડ ચોટી ગયો. હવેની મારી જિંદગી સંસારની શરૂ થઈ ને તેમાં હું એમજ માનતો કે પ્રભુનો હું ઉપકાર માનું છું તથા આશ્રય રાખું છું તેથીજ તે મારૂં કલ્યાણ કરે છે. સૌ રાધનપુર આવ્યાં. ત્યાં નવાબ સાહેબ પાસે જતો થયો. "હિંમતવિજય" પૂરૂં પોતે સાંભળ્યું. મારા પર કૃપા થઇ ને પાસે રાખ્યો ને મેં પણ સત્યનોજ ઝુંડો ઝાલી સહુ જૂના કામદારથી સત્ય તથા પ્રભુની સહાય ઉપર પરમ પવિત્ર રહી ટક્કર લીધી. આખર અમે ફાવ્યા. હું પ્રથમ હજુર શિરસ્તેદાર થયો ને તેમાં પ્રમાણિકતા તથા રાજ્ય વચનની ઢાલથી આગળ ચાલ્યો. પ્રભુની મદદ તો હું માનતોજ હતો તેથી આખર મારો દ્વેષ કરનારા

સત્તાહીન થયા ને મારા વડીલ કારભારી થયા. અર્થાત્ સંવત ૧૯૩૬–૩૭નાં વર્ષ એવાં હતાં કે મારા મનની ઈચ્છાઓ ઉપરા ઉપર પારજ પડતી ચાલી, જાણે કે જે થવાનું હોય તેજ મારા મનમાં આવે ને પાર પડેજ; ને હું માનતો હતો કે હું શિયળ સાચવનાર તથા સત્ય ચાહનાર છું માટે મારો વિજય છે. કારણ એ બે ગુણને હું ઘણા કિંમતી ગણું છું ને તેમા પણ મારે ચોખ્ખે ચોખ્ખું કહી દેવું જોઇએ કે મારા બળથી નહિ પણ પ્રભુ કૃપાથીજ બચ્યો છું. શિયળમાં તો વૃત્તિ ઘણીવાર ભ્રષ્ટ થઇ, પણ ભગવાનજ મને તેમ કરતાં અટકાવતા. મારા પ્રયત્નો નિષ્ફલ કરીને બચાવતા. એમ મને બચાવ્યો તેમ રૂશવતમાં પણ, મને પાચ છની ઇચ્છા તો સાત મળે, સાતનું ખર્ચ હોય તો દશ મળે એમજ બચાવ્યો છે; ને તેથી એ ખાતે મારો નહિ પણ મારા સ્વામીનોજ વિજય હું માનું છું. પણ એટલું ખરું કે એથી મારા મનને એ સજ્જડ આસ્થાઓ ચોંટી ગઇ કે સારા કામમાં જરૂર પ્રભુ સહાય કરે છે.

હાઇસ્કૂલમાં ગુજરાતીમાં પ્રોઝ બુક તરીકે "અસ્તોદય" ચાલતો હતો. મૂળે હું સંસારસુખના અસ્થિરપણાથી તો વાકેફ હતો તેથી સુખદા નહિ રહે એમ માનતો. બલ્કે મહાન પુરુષોને દુઃખો પડે-લાંજ તે માટે એમ જાણતો કે પ્રભુ ભકતોની તો કસોટી લેજ; તેને કસી જોવા માટેજ દુઃખ પાડે છે તેમ મને પણ વખતે પડશે; સદા આવું નહિજ રહે, કારણ મારે સ્ત્રી અનુકૂળ, કુટુંબમાં સૌ મનેજ માન આપે, મહેનત કશી નહિ. રાજા અનુકૂળ ને છેલ્લે પોલિટિકલ એજંટનો સમાગમ થવાથી તેની પણ ઘણીજ પ્રીતિ થઇ, એટલે ૧૯–૨૦ વર્ષમાં તો મને બધાં સંસારી સુખોના સંસ્કાર, દુઃખના પણ ભાસ વિના થઈ ચૂકયા, ને એથી વધારે તો રાજા થવાનું. તેની તો હું ગાંડી આશા બાંધતોજ નહોતો, એટલે સંસારસુખ હું પૂરેપૂરું ભોગવી ચૂકયો. મારા મનથી ત્વરા હતી તેવીજ ભગવાને ત્વરાથી તે આશા પૂર્ણ કરી એમ હું માનતો, ને તે મહા પ્રભુનો ઘણો ઘણો ઉપકાર રાતદિવસ માનતો; અને તેમાં જ્યારે સાથે સ્વાર, પાળા, સિગરામ, કારકુનો અને એવા ઠાઠથી સરકારી કામગીરીમાં જતો ત્યારે સિગરામમાં ગાદી તકિયાઓમાં પડે પડે કે સેકન્ડ કલાસમાં રેલ્વેમાં મુસાફરી કરતે હું ઈશ્વરપ્રાર્થનામાળા ઘણાજ પૂજ્યભાવથી વાંચતો ને પ્રભુને બહુજ સપાડાં ચડાવતો. છેલ્લે આ મારી પ્રભુતા મારા દેશમા દેખાડવાની મને ઇચ્છા થઇ ત્યારે વળી એવો જોગ આવ્યો કે ચાળીસ માણસો, પંદર ઘોડા, સિગરામ ગાડીઓ, મશાલચી, ગવૈયા વગેરેના ઠાઠમાઠથી હું કાઠિયાવાડીઓમાં માણાવદર, દરબાર તરફથી, વિવાહ પ્રસંગે સ્વતંત્ર થઇને ગયો. ત્યાં વળી મંડળી બેવી મનમાની મળી કે જેમના સ્નેહનો સ્વાદ હજી મને સાંભરે છે

ને ગમત પણ પૂરા બે મહિના સુધી રહી. તેમાં ફર્સ્ટ કલાસમાં રાજાની સાથે મુસાફરી કરવાના સંસ્કાર પણ થઇ ચૂક્યા અને તે એકે સુખને પ્રસંગે હું મારા મહાં પ્રભુને સંભારવા નહોતો ચૂક્યો; તેમ એ ભયથી પણ મુક્ત નહોતો કે આ સદા નહીં રહે અને થયું પણ તેમજ. જો કે મને "દુઃખી" એવું તો કદી થયું નથી, મેં એમ માન્યુંજ નથી, તોપણ ચડતી પડતીના ઘણા ધક્કામાં તે પછી હું આવી ગયો છું. તેમાં દરેક વખતે ભગવાનની સહાય મળવાથી એટલે કે સંજોગોજ પ્રભુએ એવા મેળવ્યા કે તેથી મારી આસ્થા દૃઢ થતી ગઇ. અર્થાત હું સંપૂર્ણ આસ્તિક થયો તેમાં મારી વડાઇ જરા પણ નથી, પરંતુ ભગવાને મેળવેલા સંજોગોનીજ વડાઈ છે. તે કેવા કેવા ને કેવી રીતે તે હવે હું કહેવા માગું છું.

સહુથી વધારે સંસારનું સુખ હું સ્ત્રીમા માનતો હતો. ભણવું બધુ પણ એ માટે રહ્યું ને કારભારમાં પણ ધ્યાન એ માટેજ પૂરૂં ન આપ્યું. એટલે જેને માટે ભણવું પણ ગયું અને પછીથી કારભાર ગયો તે પોતે પણ એકદમ જતી રહી, એટલે ન તો વિદ્યા મળી, ન કારભાર રહ્યો, ન સ્ત્રી રહી. તેમાં સૌથી પહેલું અને સૌથી વિશેષ દુઃખ મને સ્ત્રી માટે થયું. મારા મનને એમજ લાગ્યું કે હું શિયળ જાળવીને ચાલ્યો છતાં ભગવાને મને સ્ત્રીનો વિયોગ કેમ પાડયો! આ વખતે મારૂં જ્ઞાન અને વૈરાગ્ય કશું કામ ન આવ્યું અને મને ઘણું દુઃખ થયું; ને મેં જાણ્યું કે એમાંજ મારૂં ચિત્ત રહેશે તો હું તંદુરસ્તીથી પણ હેરાન થઇશ. તેથી મેં પ્રથમ તો જે મને દુઃખ થતું હતું, તેનોજ અનુભવ વર્ણવા ધાર્યું. કારણ પ્રથમ પણ મેં મારી બેન કમલાનું દુઃખ જોઇ તે ઉપરથી "ત્રિદંપતી વર્ણન" નાટક લખ્યું હતું. પરંતુ માથે વડીલો હોવાથી આ વખતે હું તેમ કરતા શરમાયો. ને એવા રોદડા રોઇ જગત આગળ બાયલા દેખાવું પણ મને ઠીક ન લાગ્યું. તેથી મેં મારૂં ચિત્ત શ્લોક અર્થવાળું કાવ્ય કરવામાં, તેમાંથી દલપતરામના રચેલા "વિજય વિનોદ" જેવો એક ગ્રંથજ કરવા તરફ વધુ વાળ્યું અને એ રીતે "જોરાવર વિનોદ" મેં લખ્યો ને તે પ્રસિદ્ધ પણ થયો.

દુઃખનું ઓસડ દહાડા, તેમ આશા પણ અજબ વસ્તુ છે. જેથી એ માટે તો મેં મારા પ્રભુને પછી બહુ ન કહ્યું. કારણ આ સ્ત્રી મને અભણ હોવાથી, ભણેલી અને સુધરેલી સ્ત્રી પરણવાની ઘણી હોંશ થતી. કારણ નાટકોમાં તો ગુણવંતરાયની સવિતા મેં ઠરાવી હતી, પણ મારે તેવીજ સવિતા જોઇતી હતી. એટલે મેં એમ માન્યું કે પ્રભુ મને કદાચ તેવી સવિતા આપવાનો હશે એ આશા ઉપજે ને તેમાં મેં મદદગાર મારા પ્રભુનેજ રાખ્યો, ને નિશ્ચય કર્યો કે બનતાં સુધી ગુજરાતમાંથી સુધરેલી સ્ત્રી પરણવાનોજ ઉદ્યોગ કરવો,

વળી એ વિચાર કરવામાં મારો બીજો હેતુ પણ હતો. આ તો મારૂં દૃઢ એઈકીન થઈ ગયું હતું કે જ્યાં સુધી મારૂં શિયળ સચવાશે ત્યાંસુધી કોઈ પણ શત્રુથી મારો પરાજય નહિ થાય. તે આજ સુધી દૈવી અનુકૂળતાથી નભ્યું; પણ હવે જો સ્ત્રી મળતાં પાંચ સાત વર્ષ વીત્યાં તો ત્યાં સુધી પવિત્રતા શી રીતે રહેશે એ વિષે મને મોટી ફિકર હતી. તેથી મોટી ઉંમરની સ્ત્રી મળે તો બનતાં સુખ મળે એ તેનો મુખ્ય ઉપાય હતો અને તેવી મોટી સ્ત્રી કુંવારી જ્યાંથી મળે ત્યાંથી મેળવવી એ મારો ઉદ્દેશ હતો. તે માટે પણ મેં મારા ઇષ્ટદેવની સહાય માગી. એ ત્રણ ઠેકાણે દેશમાંજ પ્રયત્ન કર્યો. ત્યાં આશા બંધાઇ ને નિરાશા થઈ. એમ ૭ મહિના ગયા ને મને પ્રભુ ઉપર માઠું લાગવા માંડયું. મેં માન્યું કે દુનિયા દુઃખરૂપ કહેવાય છે તે મારે માટેજ હશે. વળી તેમાં એમ કહેવાય છે કે પ્રથમ અવસ્થામાં સુખ તો પછી દુઃખ, પ્રથમ દુઃખ ને તે પછી સુખ. તે હવે મારો દુઃખનો વારો આવ્યો, એટલા માટે હું કદી કદી પાછો મારો અભ્યાસ જારી કરવા જવાનો વિચાર કરતો હતો. પણ મારી મુખ્ય આશા મારા મનમાંથી ગઇ નહોતી. તેમ તે માટેની કરગર મારા પ્રભુ પાસે ઘટી નહિ હતી. તેનો ભરોસો પણ મારા મનમાં રહેતો હતો ને તે ભરોસો મહા પ્રભુએ એવી વિચિત્ર રીતે પાર પાડયો કે, "લંકાની લાડી ને ઘોઘાનો વર" એવુંજ થયું. મને મારા ધારવા પ્રમાણે ગુજરાતમાં એટલે સુરતમાં ૭ ચોપડી ભણેલી સારા કુળ ને કુટુંબની સ્ત્રી અગીઆર વર્ષની મળી. વળી તે પણ સહજ પ્રયાસે અથવા અનાયાસે કેવળ ભગવાનનાજ યોગથી મળી. એ કથા અહીં કહેવા કરતાં એટલું કહેવું બસ છે કે મારી આસ્થાવાળી કરગર જાણી પ્રભુએ જોયું.

આ યોગ બંધ બેઠા પછી તુરત કારભાર ગયો, પણ તે માટે મને બહુ ન લાગ્યું. કારણ એક કારભાર તે આખા રાજ્યના તમામ ખાતાનોજ કારભાર ગયો, પણ તેથી જે બે નીચા ખાતાના મારા વડીલ સ્વતંત્ર કારભારી હતા તે, કિંવા મારૂં પ્રાઇવેટ સેક્રેટરીપણું કે જે અમારી આજીવિકા હતી, તેમાં કાંઇજ ઓછું નહોતું થયું, તેમ અમને કાંઈ મોટા કારભારમાંજ બહુ મળ્યું પણ નહોતું, અને તેથી એ કાર્યને માટે મેં પ્રભુને જરા પણ શ્રમ ન દીધો. કારણ એમ ઘડી ઘડી હું ભગવાનને અગત્ય સિવાય કદી ન કનડતો બલ્કે મારા મનમાં તો સમજતો કે મારે પરલોકના સુખ માટે ભગવાન રાખે તેમજ રહેવામાં ખુશી માનવી જોઇએ, ને જેટલું રાખ્યું તેટલા માટે સંતોષ ને તેનો ઉપકાર માનવો જોઇએ. પણ મારો વૈરાગ્ય એટલો બધો પ્રબળ ન હતો કે તે બધી બાબતમાં ચાલી શકે. તેથી જેમાં મારાથી નજ રહેવાય તેમાં ભગવાનની મદદ માગતો. પણ તે મારૂં ધારવું ન્યાયસર હોય તોજ મદદ માગતો. ગેરવ્યાજબી કે અઘટિત આશા

તો હું પોતેજ ધિક્કારી કાઢી મારા મનમાં કદી જગ્યાજ નહોતો દેતો.

સંસારમાં સુધરેલી સ્ત્રી સુરત જેવા શહેરમાં અગીઆર હજાર રૂપીઆ ખરચીને પરણી હાથી પર બેસી હાલવા માણવાની પણ ઘટ રહી નહિ એ સંસ્કાર બાકી હતો તે પણ પૂરો થયો. નાટકો વાચીને તથા લખીને જે અભિલાષા પૂરી થઇ તે પછી એક પ્રખ્યાત ગ્રંથકર્તા થવાની મારી હોંશ હતી. તે પણ શ્રીહરિની સહાયથી "રાણકદેવી" લખવાથી પૂરી થઇ. કારણ તેથી મારી સારી કીર્તિ લખનાર તરીકે, વગર જ્ઞાને અને વગર અનુભવે, ખૂણામાં પડે પડે વ્યાપી ગઇ. એમ રેતીમાં નાવ ચલાવનાર ને કોરે કાગળે હુંડી સિકારનાર તો મારા ઇશ્વરજ છે. ધન્ય પ્રભુ ધન્ય. જો હું પ્રભુએ જે આપ્યું તેથી સંતોષ માની બેસી રહું તો કાંઇ નહોતું, પણ મને લોભે તથા દ્વેષે પ્રેર્યો. કારભાર જેમણે લીધો તેના પર દ્વેષ તથા વિવાહમાં સામટું ખર્ચ મારા નિમિત્તજ થયેલ માટે તે વાળી આપવાનો લોભ. અન્યાયથી તો મારે દ્રવ્ય મેળવવું નહોતું, તેથી ન્યાયથી મેં પાછો સાંસારિક ઉદ્યમ કરવા માંડયો, જો કે એ ઉદ્યમ મારા પ્રથમ પ્રયાસની પેઠે સત્ય ઉપરજ હતો. વળી એક વખતનો રાજકીય અનુભવ મળવા પૂઠેનો એ ઉદ્યમ, એટલે વધારે સંભાળ ને ડહાપણવાળો તે હતો. તેથી મેં મારા સત્ય તથા પ્રમાણિકપણાનો ભાગ બરાબર ઈહાં સુધી બજાવ્યો કે અભ્યુદય થવા માટે મેં યોગ્ય જગ્યા ખાલી કરી, પણ જેની સહાય તેમાં મેં લીધી તે માણસ વિશ્વાસઘાતી નીવડવાથી હું આ ઉદ્યમે પણ સાત્વિક માણસ ઠગાયો. જે શ્રમ મેં કર્યો તેનું ફળ તેણે ધારણ કર્યું. તેટલેથી બસ નહિ, પણ એ વાત હું જાણી ગયો ને હું શક્તિએ, વગે, બુદ્ધિએ પ્રબળ છું તેથી જરૂર તેને નડીશ એમ જાણી મારૂં નિકંદન કરવા તેણે જોડેજ પ્રારંભ કર્યો. આ કથા સાંસારિક ને લાંબી છે, તેથી તેનો વિસ્તાર કરવા અહીં પ્રયોજન નથી; તેમ એટલું પણ ખરૂં કે આ માણસે સાંસારિક નુકસાન મારા વડીલને કર્યું, છતાં મારો તો પ્રભુકૃપાથી વાંકો વાળ પણ ન કરી શક્યો, બલ્કે ઉલટો પગાર વધારવો પડયો. તેમ છતાં તેનો મને ઘણોજ દ્વેષ આવ્યો; કારણ તેના ઉપર મારો અપાર ઉપકાર છતાં તેણે તેવોજ અપકાર કર્યો ને તેથી તેના અભ્યુદયથી મારા ચિત્તમાં જે દ્વેષ અગ્નિ પ્રકટયો હતો તેમાં વખતોવખત એ શત્રુની બોલી તથા વર્તણુક ઘી રેડતી હતી, તેથી મારા મનને અસહ્ય કષ્ટ થતું. મારા મનને આવા વૃથા દ્વેષ માટે હું ઘણું સમજાવતો, પણ મને દુઃખ થયા વિના રહેતુંજ નહિ. મેં સત્ય ન તજ્યું ને તેથી વાજબી રીતે મારા ઉપર વિપત્તિ લાવી ન શક્યો, ત્યારે તેમણે અસત્ય વાપરી મને હેરાન કરવા યત્ન કર્યો. મારા ઉપર મિથ્યા આરોપ મૂક્યો. હું ફરી કહું છું કે મેં કદી રૂશવત લીધી નથી. સુખમાં ને નિરાંતના

વખતમાં પણ નથી લીધી, ને એવો માથે સબળ શત્રુ હોય તે વખતે તો લઉં કેમ ? પણ તેમ છતા મારા ઉપર આરોપ આવ્યો. તેમાં મને એટલો ભય લાગતો હતો કે એક બે પ્રસંગે મને જણાયું હતું કે, મારે ઘેર મફતમાં ધક્કા ખાનારાઓ મારા નામથી રૂપિયા ઉડાવી ગયા હતા. તેમ કોઇ વાતથી મારી આબરૂને વૃથા કલંક, તેમના ઉપર તે વાત સાબિત થઇને, ને તેઓ મારે ઘેર આવનાર જનાર હોવાથી આવી જશે, પણ સત્યનો બેલી પ્રભુ છે. આખર સત્યજ તર્યું ને હું નિર્મળ ઠર્યો. તેજ ક્ષણથી મેં એ પુરુષ રાજ્યમાં હોય ત્યાં સુધી, તેને સબંધ હોય એવા રાજ્યકાજમાં ન પડવું એવી દૃઢ પ્રતિજ્ઞા લીધી. પ્રભુએ તે એવી પળાવી કે મેં કામ છોડી દીધું. મને સૌએ–ખુદ માલિકે ઘણો સમજાવ્યો, ડરાવ્યો, છતાં મેં કામ ન કર્યું ને તેમ છતાં કેવળ શ્રીહરિનીજ કૃપાથી મારો પગાર જેમનો તેમ આબાદ રહ્યો. એથી પરિણામે મને જણાયું કે પ્રભુ સત્યને ત્રાજવે આવે છે ને પોતાના શરણાગતનો વાંકો વાળ પણ થવા દેતા નથી.

આ મામલામા મારે કહી દેવું જોઇએ કે, શત્રુનો અભ્યુદય તોડવા મેં ઘણાં ફાંફાં માર્યાં, ઘણા ઉદ્યમ કર્યા. હું સત્ય ઉપર હતો ને તે જૂઠ ઉપર હતો, તેથી મને ખાત્રી હતી કે મારોજ વિજય થવો જોઇએ. પણ પ્રભુએ પોતાનું કર્તવ્ય સમજાવવાને તથા મારૂં જન્મ-અભિમાન ઉતારવાને એવું કર્યું કે જે હું કરૂં તે અવળું પડે અને તે કરે તે સવળું પડે. તેને માટે મારો એક મિત્ર “ વિજયવાણી ”ની આ કડીઓ કહેતો હતો કેઃ—

અનુગ્રહી છે કુદરત મુજ પર, સહજ સાંપડે સવળું રે;
પાસા મારા પોતે બોલે, કશું ન થાતું અવળું રે.

તેમ પછી હું પણ જ્યારે ઉદ્યમ કરી કરીને થાક્યો, મારૂં કશું ન ચાલ્યું, એટલે વાર્યાથી નહિ પણ હાર્યાથી વિરામ્યો ત્યારે પાછો મેં પ્રભુનોજ આધાર લીધો ને એજ “ વિજયવાણી ”ની આ કવિતાઓ બહુ પ્રિય ગણીઃ—

હરકતમાં બહુ બરકત મનવા ધારી નરતન ના ડરરે;
ધઈ રહી ઉલટો તત્પર મનવા સામો મળવા ફરરે.

અને તેથી પણ વધુ પ્રિય મને આ પદ લાગ્યું કેઃ—

શોચ કરે છે શાને જીવ તું, શોચ કરે છે શાને;
ભરોસો ધર ભગવાને જીવ તું, શોચ કરે છે શાને.

અને અંતે હરિનુંજ ધાર્યું થયું; એટલે ભગવાને એવું કર્યું કે મારા અનેક વાજબી ઉદ્યમે જે આશા પાર ન પડી, તે તેનાજ ઉદ્યમે તેનેજ હાની કરીને મારી મનકામના પૂર્ણ કરી. મેં કદી આવો દ્વેષ કોઇ માણસનો નથી કર્યો ને તે આશા એકે વાજબી નહોતી; કારણ

કોઇનો દ્વેષ નજ કરવો જોઇએ. તોપણ તે ગેરવાજબી પર હતો ને હું વાજબી પર હતો તેથી આશા પાર પડી. એમાં પણ એ પ્રભુનો હાથ ને તેની અપાર કૃપા જોઇ અને તેથી આ હરકતમાં શી બરકત હતી તે હું હવે કહું. પ્રભુએ અપરમાનો આભાર માન્યો હતો તેમજ હું એ મારા શત્રુ પણ મિત્રનોજ આભારી થયો છું. બલ્કે મારા વડીલ પણ તેનેજ આભારી થયા હતા.

હવે હું સંસાર-સુખથી ધરાયો. તેની ઉજળી તથા કાળી, સુખની તથા દુઃખની બેઉ બાજુ જોઇ ત્યારે મને જણાઇ ચૂક્યું કે સંસારમાં સાર નથી. તેમ ભવિષ્યમાં પણ હવે મને મોટી મોટી આશાઓ બાંધવાનું મન ન થયું; કારણ તેવા સંજોગો હતાજ નહિ. હવે ભણવા જવું મને ગમતું નહોતું. બહાર નોકરી કરવા જવાનો મને ઉમંગ થતો નહોતો, તેની અગત્ય નહોતી અને તે વગર સંસાર તો ચાલ્યોજ જશે. પણ ખરેખર પ્રભુચરણમાંજ ધ્યાન લગાડવું એ ખરેખર કામનું છે એમ લાગ્યું; અને તે દિવસ પછી મને બહુજ હોંશ, બહુ ઉમંગ વધ્યો. સંસાર સુખમાં બહુ સ્વાદ કદી પડયો નથી.

બીજો મને એ લાભ થયો કે હું હવે કેવળ ભગવાનનેજ સુખદુઃખ પ્રદાતા માનવા લાગ્યો, ને ભગવાન કૃપા તો કરે છે પણ કાંઇક હું પણ બુદ્ધિમાન છું, ચંચળ છું, સત્યનોજ સાથી છું, તે તેથી મારો વિજય થયાં કરે છે એવું જે અભિમાન હતું તે નરમ પડયું અને તેથી કર્મ તરફ વધુ દડયો, તે એવો કે તે દિવસથી એવા ઉમંગ, જોર અને ખંતથી મેં કોઇ કાર્ય માટે ઉદ્યમ કર્યોજ નથી, ને મને હવે તો લાગે છે કે કરીશ પણ નહીં. આ બે પ્રબળ નિશ્ચય મનના થવા સાથે મારૂં મન ભગવાન તરફ વધ્યું ને તેમાં મોટો પરચો મારી બાનો ફરી થયો. મારા વડીલ બેઉ પગે વાયુથી અટકી ગયા. વૈદ્ય હકીમ ને ડોકટરોનાં ઔષધ થાક્યાં ને રોગને વર્ષ પૂરૂં થઈ ગયું, ઘરમાં પણ અહીંથી પણે જઇ ન શકે ને તેથી તે બિચારા સાત્વિક પુરુષ એજ કહે કે, "મેં ઘણા માણસોને કેદ આપી છે તેમાં કોઈ કદાચ નિરપરાધી પણ હશે. તેથી તેમના શ્રાપથી મને પરમેશ્વરે એવી સખત કેદ આપી છે કે, કેદી તો પોતાની કોટડીમાં પણ હરેફરે. પરંતુ મને તો મારા ઘરમાં પણ હરવા ફરવાની રજા નથી."

આવી હાલતમાં મારા વડીલ હતા. ઉદ્યમ પણ પ્રભુભજન સિવાય કશોજ નહોતો એટલે પ્રભુભજન તો ઉમરભર કર્યું હતું. પણ દ્વારકા સિવાય બીજી કશી યાત્રા ન કરેલી, એટલે મારા વડીલને પોતાના ઇષ્ટ શ્રીકૃષ્ણની વિલાસભૂમિ વ્રજ ભેટવાની ને મારી બાને પોતાના વિચાર અવધ નગર નીરખવાની, ને બેઉને તે ઉપરાંત વળી ભૂમિ વૈકુંઠ શ્રીરંગનાથને ભેટવા તથા એકવાર ફરીથી શ્રીમાન તાતાચાર્ય સ્વામીનાં હવે છેલ્લાં દર્શન કરવા જેટલી હોંશ વધી તેટલીજ

તેમના શરીરની અશક્તતા, એટલે તે આશા પૂર્ણ થવાની અસંભવિતતા જણાઇ; ને તેમાં જેમ જેમ ઔષધ ઉપચાર કર્યા છતાં સાજા ન થયા તેમ તેમ અસંભવિતતા વધુ થઇ પડી. તે છતા મારી હઠીલી બાએ તો મનથી એવીજ પ્રતિજ્ઞા લીધી કે "રંગનાથ"ની યાત્રાએ જવું ત્યારેજ આહાર કરવો, બલકે અન્ન ખાવું; નહિ તો આહાર નજ કરવો.

પ્રથમ તો આ વાત અમારા કોઇના જાણવામાં ન આવી. પણ મારી ભાભીએ જણાવ્યું કે સાસુજી જમતા નથી. પ્રથમ તો તેમની સાથે ન જમે ને કહે હું પછી જમીશ; એમ કહી પોતાનું જમવાનું ઢાંકે ને રાતે કહે હું જમી. બે ત્રણ ને ચાર દિવસ સુધી જમતાં ન જોવાથી મારી ભાભીને વહેમ પડયો. તેથી મારી બા પછી જમવાનું કહી રોટલીઓ ઢાંકે ત્યારે ભાભી ગણે, પછી તપાસે તો તેટલીજ જણાય. તેથી તેમને ખાત્રી થઇ કે એ નથી જમતા, ને એવી ખાત્રીપૂર્વક વાત બહાર પડી ત્યારે અમે સૌ અટકયા. તેમને બહુ સમજાવ્યાં પણ ન માન્યું ને જણાવ્યું કે મારું આવું પણ છે. અમે તે માટે ઘણું સમજાવ્યા પણ વૃથા. તે તો એકનાં બે નજ થયાં. હારીને અમે સૌએ ખાધુ ને તેમણે તો પછી ખુલ્લે ખાંડે કાંઇ પણ નજ ખાવાનું જારી રાખ્યું. પાચ, દશ, પંદર ને વીશ દિવસ થયા એટલે શરીર ઝાંખું પડવા માંડયું; તેથી આખા ગામે તેમને કહ્યું, પણ તેમણે જવાબ એજ દીધો કે ખાટલામા પડીશ તો પણ કોઇ પાસે ચાકરી નહિ કરાવું; હું મારા આત્માના કલ્યાણ માટે કરૂં છું, તેથી એમા કોઇનું નહિ માનું. પ્રથમ "સમાશ્રય" થવાને અઢાર અપવાસની હદ પણ ઓળગી ને શરીરમાથી લોહી ઊડવા લાગ્યું. પણ હિંમત શક્તિ ઘટયા નહિ. મમતના માર્યા બેઉ ટંક પોતેજ રાંધે, સૌને જમાડે. વળી મંદિર દર્શન કરવા પણ જાય. આણીગમ મારા વડીલના શરીરની હાલત પણ કાઇજ ન સુધરે, તોપણ તે તો પોતાનું પણ છોડેજ નહિ. એથી અમે તો સૌએ માન્યું કે એ પ્રતિજ્ઞા તો ઘેલીજ ને પરિણામે પ્રભુ પાર પાડે તોજ પડે એવી છે.

મેં પણ "નવરો નાગર નિત્ય કરે કે નિંદા," તેમ હવે ભગવાનમાંજ ધ્યાન લગાવ્યું હતું; ને તે માટે સીતા–સ્વયંવરની કેટલીક ગરબીઓ તથા તે પૂઠે સવારથી રાતે પોઢવા સુધીના માનસિકમાં કામ લાગે એવા દરેક વખતે ઉચિત રાગના–એટલે પ્રભાતનું ભેરવનું, મધ્યાહ્નનું સારંગનું, સાંજનું કલ્યાણનું, રાતનું બિહાગનું, એમ સામટાં પદો બનાવ્યાં હતાં અને એ બધાં પદોનાં વિગ્રહનું નામ "મારી માની વહાલી" એવું નામ ચોપડીના આકારમાં લખીને રાખ્યું હતું. તેમાં તેમની તે વખતની હાલતનાં પણ પદ છેલ્લે પ્રાર્થના રૂપ લખ્યાં હતાં. જેમાંની મુખ્ય કડીઓ નીચે પ્રમાણે છેઃ—

### પદ-૧.

સોરઠ

સખી હું બની વિકળ આતુર;
અતુલ અનુપમ શ્રીરંગ વર્ણન પળ ન વિસારે ઊર. ટેક૦
સુખદ વાત પ્રીતમની સુણતાં લાગ્યો સ્વાદ જરૂર;
ફરી ફરીને પ્રશ્ન કરીને થઈ માહિત ભરપૂર. સખી૦
પણ વ્યાકુલ થઈ વૃત્તિ ત્યારથી એ લેહેરમાં ચકચૂર;
ભૂખ તરસ ને નિદ્રા મારી જઈ બેઠી કંઈ દૂર. સખી૦
એજ ધ્યાનમાં દિન ગાળું પણ વળે ન તૃપ્તિ ઉર;
અનંત એ પળ ક્યારે આવે હાજર થાઉં હજૂર. સખી૦

### પદ-૨.

ક્યારે મળશે શ્રીરંગનાથ;
ઉપાય મારા સર્વ નકામા, વાત આપને હાથ. ટેક૦
અધમ દીન નાલાયક દાસી, લઈ બેઠી એ વાત;
ખાસ કૃપાથી કરીને પાલન, ઘો દરશન સાક્ષાત. ક્યારે૦

### પદ-૩.

સખી શું કરૂં હવે ઉપાય;
પ્રાણજીવન પ્રભુ શ્રીરંગજીનાં જેથી દર્શન થાય. ટેક૦

(તેમાં છેવટ મને પણ તેમની દૃઢતા જોઇ આશા બંધાઈ હતી, તેથી છેલ્લે કહ્યું કે:-)

રંક અનંત ઇચ્છું હું રાજ્યપદ, અસંભવિત ન જરાય;
દયા કરે શ્રીપતિ તો પળમાં, આશા પૂરણ થાય. સખી૦

અને અંતે થયું પણ તેમજ; અને તે કેવી રીતે તે વિષે જરા વિસ્તારથી કહું. કારણ એ બધી ઘણી પ્રિય વાતો છે. સંવત ૧૯૪૧ ના ચૈત્ર માસમાં એક દિવસ મધ્યાહ્ન સુધી કાંઇજ વિચાર નહોતો ને એક વાગે અમારા હજુરના ભાણેજ પાસે ગયો. ત્યાં કાબુલનો અમીર રાવલપીંડી આવવાનો તેની વાત થઇ. તેમનું મન થયું. તે તૈયાર થયા ને હું પણ તૈયાર થયો. આમાં પણ બે સંકલ્પ હતા. હિંદુસ્તાન જોવું એ મારા મનથી બાબત અગત્યની હતી ને યાત્રા કરવી તે બીજી તેમજ ભારે વાત હતી. ત્રણ વાગે ઘેર આવ્યો. મારા વડીલ તો અચકાયા, પણ મારી બાએ હિંમત દીધી કે એ જઇને જોઇ આવશે તો આપણે પણ જવું બનશે; નહિ તો આપણને સંભારશે તો ખરાં, માટે સારા કામમાં વિલંબ ન કરવો. ચાર વાગે તૈયાર થયા ને પાંચ વાગે ચાલ્યા.

રસ્તામાં મેં મારો સ્વધર્મ કેમ જાળવ્યો તથા જાત્રા કેમ કરી

તેટલુંજ કહેવાનું આ સ્થળ છે. કારણ એ પ્રવાસનું વર્ણન તો મેં પછીથી ઘણું ખરૂં "સ્વદેશ વત્સલ"માં છપાવ્યું છે. આખી રાત ચાલી રાતના ચાર વાગે પાટણ પહોંચ્યા. એ સૌને તો ન્હાવા ધોવાની જરા પંચાત નહોતી. બે કલાક સૂઈ રહી સવારે નીકળી બાર વાગે સિદ્ધપુર પહોંચી ત્યાં તૈયાર ખાણું જમી બે વાગ્યાની મેલમાં રવાના થવાનું હતું. તેથી અમે ઊંઘની દરકાર ન કરી, તેટલી રાતે ગામમાં એક મિત્રને ઘેર ગયા, નાહ્યા, રસોઇ કરાવી, જમ્યા ને સવાર થતાં તો તેમની સાથે થઈ ગયા.

બપોરે સિદ્ધપુર ગયા. ગાડીમાં બે વાગે બેઠા ને આખી રાત ચાલ્યા ત્યાં ખાવાપીવાની શી આશા ? નાસ્તો પણ નહિ. સવારમાં પાંચ વાગે અજમેર પહોંચ્યા, ત્યા એક વાગ્યા સુધી રોકાઈ જમીને આગળ ચાલવાનું ને છેક દિલ્હી ઉતરવાનું હતું; એટલે એટલા ટૂંકા વખતમા અમારે પુષ્કરજી જવું, ત્યાં યાત્રા કરવી, રાંધવું, જમવું, ને પાછું આવવું એ કઠણ તો હતું. બે કલાક તો સંકલ્પ વિકલ્પમાં ગયા. આખર ૭ વાગે નક્કી કર્યું કે દેહનો વિશ્વાસ નથી. વળી પરાધીન છીએ, માટે "કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ, અવસર બીત્યા જાયગા, ફેર કરેગા કબ." એમ ધારી એકદમ પુષ્કર ગયા. ત્યાં રસ્તે રસ્તો જોઇ પ્રભુલીલા વખાણી. પુષ્કરના રમણીય સરોવરના મહાન તીર્થમાં તો સ્નાન શુદ્ધ થઇને કરવું જોઇએ; માટે અમે રસ્તામાંજ શુદ્ધ થયા ને જ્યારે સાક્ષાત્ શ્રીપુષ્કરમાં નાહ્યા ત્યારે અતિ આનંદ થયો. કારણ નિત્ય તેને સંભારતા હતા કેઃ— "पुष्कराद्यानि तीर्थानि गंगाद्या सरितस्तथा आगच्छतु पवित्राणी स्नानं काले सदा मम." તેમાં પ્રત્યક્ષ સ્નાન કર્યું. તે તીર્થમાત્રના રાજા, માટે પુષ્કરરાજ કહેવાય છે. તેનું માહાત્મ્ય અતિ છે, વિશેષ તીર્થનુંજ છે. પહેલું કામ નહાવાનું ને તે કરતાં વખત રહેશે તો જમશું, નહિ તો એક દિવસમાં ભૂખે મરી નહિ જઇએ, એવા નિશ્ચયથી જો કે આગલે દિવસે સવારે પાટણ લુછલુછ ખાધું હતું, તોપણ તમામ મંદિરોમાં દર્શન કરી આવ્યા. તેમાં શ્રીરંગમંદિરમાં તો ગયા, પણ દર્શનનો વખત નહોતો તેથી કાંઇક ચિત્ત ઉદાસ રહ્યું. પણ બીજાં તમામ દર્શન કરી પછી રસોઈ કરી પ્રસાદ લીધો, ને જમી રહ્યા ને રંગજીના મંદિરે ખબર કાઢી તોપણ દર્શનની વાર હતી. પડિયાળે વધુ રોકાવાની ના પાડી, તેથી એકદમ ત્યાંથી પાછી સ્ટેશનેજ ગયા. સ્ટેશનેજ સહુને મળ્યા ને ચાલ્યા. બીજે દિવસે છેક મધ્યાહ્નને દિલ્હી પહોંચ્યા. ત્યાં સરાહમાં ઉતર્યા. ત્યાં એક વાગી ગયો. ઉનાળાનો મધ્યાહ્નકાળ છતાં જમુનાસ્નાન કર્યા વિના તો નજ રહેવું, કારણ રાતેજ લાહોર તરફ જવાનું હતું. તેથી ભૂખ્યા તરસ્યા થાક્યા-પાક્યા પણ ત્યાંથી પાછા એક માઇલ જમુનાજીમાં ગયા. ત્યાં સ્નાન

કર્યો પછી ત્રણ વાગે ઉતારે આવી રસોઈ કરી પૂજા કરી નૈવેદ્ય ધરી પછી પ્રસાદ લીધા, કારણ દેવ તો બધેજ સાથે રહે છે.

રાતે તો ન નીકળાયું ને બીજે દિવસ બપોરે નીકળ્યા તે આખો દિવસ ગાડીમાં ને આખી રાત ગાડીમાં. બીજે દિવસ દશ વાગે લાહોર પહોંચ્યાં. ત્યાં માત્ર સ્નાન કરવાનોજ વખત મળ્યો, તેથી પૂજાપાત્રી ન બની ને બાર વાગે પાછા ચાલ્યા. તે બીજે દિવસ પણ આખો ગાડીમાં ને રાતના નવ વાગે રાવલપીંડી ભૂખ્યા, તરસ્યા, થાક્યા, પાક્યા ને અજાણતાં એક એવી સરાહમાં પહોંચ્યા કે જ્યાં સૂવાની પણ સારી જગ્યા નહીં. ટાઢ પુષ્કળ, હાર ઘણોજ, પણ દેવ અપૂજ્ય હતા. મેં આગલે દિવસ છેક સવારે દિલ્હીમાં ખાધું હતું, તેથી રાતના અગિયાર વાગે ખુલ્લા રસ્તા પર ટાઢા પાણીથી નાહી સડક પરજ પૂજા કરી. ખજુર ખાધો, ને એમ કરીને પણ ભગવાન અપૂજ્ય ન રહ્યા એ ખાતે પરમ આનંદ માની સૂઇ રહ્યા.

પછી તો ત્યાં બહુ સુખી થયા. તે કયાનું અહીં કામ નથી; પણ સૌ દેશાવર જોવા ગયા ત્યારે અમે સિંધુસ્નાન કરવા ગયા. કારણ ઉપરના શ્લોકમા તેનું નામ પણ આવે છે. અટક સુધીજ અમે ગયા ને ધર્મબંધનથી ત્યાંજ અટક્યા. એટલા માટેજ પેશાવર ન ગયા. કારણ તે અટકની પેલી પાર છે. સિંધુમાં એક જગે ટાઢા બરફ જેવા પાણીમાં ન્હાયા. પછી બીજો જાણીતો મળ્યો તે કહે, અહીં ન્હાયું લેખે ન લાગે; બે ગાઉ અટક શહેર પાસે નદીનો કાબુલની નદીથી સંગમ નથી થયો ત્યાં નાહો. શ્રદ્ધાવાન હોવાથી ફરી બે ગાઉ દોડતા ગયા. કારણ તેજ દિવસ વળતી ટ્રેનમાં પાછા ફરીએ નહીં તો અહીંયાં રહીએ ક્યાં ! તેથી ઝડપથી ત્યાં ગયા. તે જગે પીપળ, શિવાલયો ને બાંધેલા આરા વગેરેથી ખાત્રી થઈ કે નાવાનું ખરૂં સ્થળ આ છે, તેથી ત્યાં પણ ન્હાયા ને તેરીજ નાસભાગમાં પાછા આવી ટ્રેન મળી તેમાં બેઠા. અહીં પ્રભુએ અનાયાસ ભોમિયો ન મોકલ્યો હોત તો અમે ખોટીમાંજ ન્હાઇને ચાલ્યા જાત એમ મનમાં લાગવાથી પ્રભુનું બહુ સપાડું માન્યું.

વળતાં દિલ્હી થઇ આગ્રે આવ્યા ત્યારે અમે એક દિવસની રજા લઇ મથુરા ગયા. દશ વાગે પહોંચ્યા તેવા યમુનાસ્નાન કરી તમામ દર્શન કરી પરિક્રમા કરી આખો દિવસ ફરી એકે સ્થળ બાકી ન રાખ્યું, ને તેજ સાંજે તીર્થઅપવાસ હોવા છતાં વૃંદાવન ગયા ને ત્યાં કેટલાંક મંદિરોમાં દર્શન કર્યાં. રંગજીના મંદિરમાં એક કોટડીમાં આવી સૂતા. સવારમાં નાસભાગ. તમામ મંદિર ભેગું તે મંદિર પણ જોયું, પણ અક્કલ ગુમ થઇ ગઇ. સંપ્રદાયની રીતિથી વાકેફ નહિ તેથી પૂરૂં કાંઈ સમજાયું નહિ ને સાથે ચોબો હતો તેણે ગમે તેમ ગપ્પાં માર્યાં. યાત્રા કરી લીધી પણ મનમાં ઉમેદ બહુજ રહી

ગઈ.' ઉત્તરમાં હાર છે તો દક્ષિણમાં શું હશે એવી જિજ્ઞાસા થવાથી ત્યાંથીજ પ્રતિજ્ઞા કરી કે, ઘેર જઇ ગમે તેમ થાય તોપણ માતા-પિતાને, ચાહે શ્રવણની પેઠે લઇને પણ, દક્ષિણયાત્રા કરાવવી. લખનૌ જોવા જતાં કાનપુરમાં ગંગાસ્નાન કર્યું તથા ત્યાં શ્રીવૈકુંઠ નામનું સાંપ્રદાયિક મંદિર જોઇ અતિ આનંદ થયો. આગળ લખનૌથી પણ એક દિવસની રજા લઇ અયોધ્યા ઘૂમી, નીરખી, પાવન થઇ પાછા લખનૌ કાફલા ભેળા થયા. આ રીતે યાત્રા તો પુષ્કરજી, મથુરા, વૃંદાવન, કાનપુર ને અયોધ્યા બધે કરી, પણ નાસભાગથી તૃપ્તિ થવાને બદલે તેનો સ્વાદ સમજાયાથી અતિ તૃષા વધી. બે મહિને ઘેર આવ્યા ને યાત્રાનો વિચાર જાહેર કર્યો. મારી બાએ પુષ્ટિ આપી. તેવામાં એક કાંચીના દ્રાવિડ આચાર્ય રાધનપુર પધાર્યા હતા તે બેઠા હતા. તેમણે સમજ આપી કે, જાઓ તો બે ત્રણ દિવસમાં જાઓ તો કાંચીમાં સૌથી મોટો ને અદ્ભુત એવો "ગરૂડોત્સવ" થશે તે તમારા જોવામાં પરિપૂર્ણ આવશે.

મારા વડીલે તો તમામ લોકોના હિસાબ કિતાબ કરી લીધા ને કોઇનું લેણુંદેણું ન રાખ્યું. અમે તેમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે ચોખ્ખું કહ્યું કે પાછું આવવું પ્રભુ આધીન છે માટે પરવારી-નેજ જવું. સૌ સ્નેહીસબંધીને મળી લીધું. એકદમ ત્રણ દિવસમાં તૈયારી કરી. આખાં ગામે ના પાડી કે આવાં માબાપને લઇને તમે એટલે બધે દૂર જ્યાં કોઈ ભાષા પણ ન સમજે ત્યાં શી રીતે જશો ? પણ અમારી ચીઠ્ઠી તો પ્રભુ પર હતી ને મારા મુખ્ય આધાર આખી જિંદગીમાં તે છે, તેમ તેજ હતો, ને સૌને સહીસલામત જવાનો આધાર મારા પર હતો. મારા વડીલને માટે એ લાકડાની ઘોડી તથા તેના ઉપર બગલમાં ન ખૂચે માટે ગાદીઓ બનાવી; બાકીનો સામાન તથા નગદ રૂપિયા તથા હુંડીયો લીધી ને અમે બે ભાઈ, મારી સ્ત્રી, તથા માતાપિતા ને એક નોકર સહુ આંહીંથી ચાલ્યા.

પાટણ ને સિદ્ધપુર થઇ મુંબઇ ગયા ને ત્યાંથી એકદમ રાયચુર તથા ત્યાંથી છેક કાંજીવરમ એટલે કાંચીની ટિકિટ લીધી. પ્રભુકૃપા-થીજ એમ બન્યું કે મારા વડીલ પગ સીધા ટકાવી શકતા નહોતા તે સ્ટેશન પરથી બહાર સુધી ને ઘરના આંગણાથી ઘરના અંદરના ભાગ સુધી ચાલવા લાગ્યા. મારી બાએ પાછું અન્ન ખાવા માંડ્યું ને પ્રથમ દિવસે તો માત્ર બે ગ્રાસ શીરો ખવાયો. પણ દિન દિન આહાર ખુલ્યો ને તે પણ વગર શ્રમે તંદુરસ્ત થવા લાગ્યા. ખરેખાત અમને ભગવાનજ અનુકૂલ હતા. તેથી કાંચીને સ્ટેશનેજ હિંદુસ્તાની બહુ સારું જાણનારા નૃસિંહાચાર્ય મળ્યા, ને જ્યાંથી નિત્ય ભગવાનની સ્વારી બે વાર આવે તથા જાય એવું મુખ્ય રસ્તા ઉપરનું ઘર આખું અમને પંદર દિવસને માટે મળી ગયું.

આંહીં શ્રીવૈષ્ણવમય આખો દેશ, દરેક ઘેર શંખ, ચક્ર ને તિલક ને મંદિરો, ગોપુર, પ્રાકાર, પુષ્કરણી, મંડપો, ઉદ્યાનો, વિમાનો, વાહનો, નિત્ય ઉત્સવો, સંક્રાંતિક, માસિક, વાર્ષિક, ભગવાનના, શ્રીજીના, આચાર્યોના, આલવારોના ઉત્સવો, વૈદિક ક્રિયાઓ અને અનેક પ્રકારનાં સાહિત્યનો ઠાઠમાઠ જોઇ અમે તો અંજાઇ ગયા. જાણે કે સતયુગમાં આવી પડયાં. અમારા રામાનુજ સ્વામીના પ્રભાવ તથા વૈભવનો પૂરેપૂરો ખ્યાલ ને તેની વિશેષતા, તલ્લક્ષણતા ત્યાં સ્પષ્ટ સમજાઇ ગઈ. એકંદર યાત્રા માટે મેં "યાત્રાવિલાસ" છપાવ્યો છે. તે વાંચે તેને કંઇક ખ્યાલ તેનો આવી શકશે, પણ પૂરો ખ્યાલ તો નજરે દીઠેજ આવે. કારણ એ છટા ને એ રીતિ આ દેશમાં છેજ નહિ. નાસ્તિક હોય તે પણ આસ્તિક થઇ જાય, એવું દિવ્ય અને પવિત્ર એ સ્થળ છે. પણ મારા મનમાં તો સ્વાભાવિકજ તેના ઉપર અપૂર્વ એવી પ્રીતિ તથા આસ્થા ચોંટી ગઈ છે કે તે કદી જવાનીજ નથી. મને ખરો આસ્તિક આ મહાયાત્રાએ કોઇના પણ ઉપદેશ વગર, જોયા જાણ્યાથી બનાવ્યો છે.

દ્રાવિડ દેશનાં મંદિર જેણે જોયાં ન હોય તેનો ખ્યાલ આપવાને તેને કહેવું જોઇએ કે, તેના દરવાજાને ગોપુર કહે છે; ને આપણે ત્યાં જેમ ખાસ દહેરું ઊંચું હોય તેમ તેની વડાઇ છે, તેમ ત્યાં જેમ ગોપુર ઊંચું હોય તેમ વડાઈ છે. તે નીચેથી પહોળું ને ઉપરથી સાંકડું થતું જતું, ને ઉપર હારબંધ પાંચ સાત કળશવાળું ગોપુર, કોઇ પાંચ સાત ને દશ બાર માળ સુધીનું હોય છે. તે દરવાજો કિલ્લાનોજ મુખ્ય દરવાજો હોય છે કે જે કિલ્લામાં રાજ્યગઢીની પેઠે તમામ મંદિર બાંધેલું હોય છે; ને તે વિષ્ણુસ્થળ છે એવું સમજવા માટે તે કિલ્લા ઉપરજ ઠામ ઠામ ફરતા મોટા ગરૂડજીની મૂર્તિઓ હાથ જોડીને બેઠેલી હોય છે. આ ભપકાબંધ ઘણા મજબૂત ને ઘણા ઊંચા પથ્થરના કિલ્લામાં કિલ્લો ને તેમાં કિલ્લો એમ કયાંક ત્રણ ને કયાંક ચાર, કયાંક પાંચ ને છેવટ શ્રીરંગજીમાં સાત સુધી કિલ્લા છે. પહેલા તથા બીજા કિલ્લાની વચમાં જે ગોળાકાર જગ્યા રહી તેમાં એક તો મોટું ચારેગમ બાંધેલું તથા વચમાં બંગલાવાળું તળાવ તીર્થરૂપ હોય છે, જેમાં કેટલાકમાં તો કમળ પણ ખીલી રહે છે. તેને કાંઠે તથા આજુબાજુ મોટા મંડપો ને વળી બગીચો પણ હોય, ને તેમાં વળી બંગલો હોય તે જુદો. એ સિવાય બીજા આચાર્યોનાં મંદિર ને આંગણામાં બલીપીઠ તથા ધ્વજસ્તંભ હોય છે. અંદરના કિલ્લામાં શ્રીદેવી, ભૂદેવી, લીલાદેવી, ગોદામા વગેરે ભગવાનની રાણીઓ તથા આલવારો ને આચાર્યોનાં મંદિર, બીજા ભગવાનનાં મંદિર ને અનેક મંડપ તથા મંદિરને લગતા બીજા મકાનો પણ હોય છે. ખાસ મંદિરનો ઠાઠ, ત્યાંની દિવ્ય મૂર્તિનો ઠાઠ, તથા તેના શણગાર, પૂજન, વિધિ વગેરેનું

યથાસ્થિત વર્ણન કરવાને આખો ગ્રંથ જોઇએ. ઉત્સવો તથા એ બધા વિષે મારો "યાત્રાવિલાસ" કાંઇક ગરજ સારશે. આવા મોટા મહેલ, ગામ ને કસ્બા જેવડા મંદિરમાં ગાડી તો છેક સુધી ન જાય ને મારા વડીલ હીંડી કે નિસરણી ચડી ન શકે, ત્યારે અમે બે ભાઇ અથવા હું ને મારો ચાકર બે હાથ જોડી તે પર મારા વડીલને બેસાડતા, ને તેઓ પોતાના બે હાથથી અમારા ખભા ઝાલી રાખતા ને એમ દરેક ઠેકાણે અમે અમારા વડીલને લઈ જઇને દર્શન કરાવતા હતા. તેમાં પણ પ્રભુકૃપાથી જેમ જેમ જાત્રા કરતા ગયા તેમ તેમ એ પગ છૂટો થતો જતો હતો. પરમેશ્વરની અમારા ઉપર પૂર્ણજ કૃપા હતી કે ક્યાંય અમને અગવડ તો નજ આવી, પણ ઠામ ઠામ સગવડો થઈ પડી ને તે એવી કે, અમે ધારી પણ ન હોય; અને તે વખતે ભગવાન ડગલે ડગલે અમારી સહાય કરે છે એમ અમને ખાત્રી થતી ગઈ તેમ તેમ હિંમત વધતી ગઈ, ને બધેજ જવાનું મારા વડીલનું મન પણ થતું ગયું.

ભગવાનની સ્વારી બારણા આગળથી જાય ને પાછી વળે તેનાં તો મારા વડીલ દર્શન કરે. પણ જે મંડપે ભગવાન પધારે અને ઠેરે તથા ત્યાં જે જે લીલા થાય તે કાંઇ ત્યાં ગયા વિના જોવામાં આવે નહિ. પહેલેજ દિવસે તેમણે તો મન કર્યું. ત્યાં જવા માટે તો અમે ખાસ ગાડી ભાડે રાખી ને છેક તે મંડપના થડ સુધી તો ગયા, પણ માણસની મેદની એટલી કે માથે થાળી ફરે. જુવાનોનો તો પત્તો ન લાગે, ત્યાં ઘરડા ને વળી આવા અપંગને, દર્શન થવાં તથા તમામ ક્રિયા જોવાની શી આશા ? કારણ એકંદર એક લાખથી પણ વધુ માણસ મળ્યું હતું. અમે અમારી ગાડી છેક મંડપના થડ સુધી તો પોલીસવાળાને સમજાવી પટાવી નિયમ વિરુદ્ધ પણ લઇ ગયા. ત્યાંથી મારા વડીલને ઉતારી શી રીતે ક્યાં લઇ જઇ બેસાડવા કે જેથી તમામ લીલા નીરખવામાં આવે, તેની તપાસ તથા ગોઠવણ કરવા હું ગયો. ત્યાં વાંસેથી પોલીસવાળાએ આવા મોટા જનસમૂહમાં સામટી વાર ગાડી ઉભી રહેવા ન દીધી, ને મારા ભાઇ વગેરેએ રકજક કરી તેને ન ગાંઠી રસ્તામાં ગાડી હંકાવી; ને પછી તો ગાડીવાળો પણ ડર્યો તેથી દૂર જઇને ઉભો.

મેં તો મંડપના અધિષ્ઠાતાથી ઓળખાણ કરી. અમારી હકીકત સમજાવી તેની પરવાનગી લીધી કે, મારા વડીલે સુખેથી એક બાજુનો માર્ગ હતો ત્યાંથી છેક અંદર ભગવાનની પાસેજ આવીને બેસવું ને હમેશાં ભગવાન પધારતાં પહેલાંજ આવી જવું, ને ભગવાનના પધાર્યા પછીજ ઉઠવું એટલે અગવડ નહીં પડે. વળી દ્વાર આગળથી સ્વારી જતી જોઇ પછી નીકળવું ને ઝડપથી બીજે રસ્તે સ્વારી મંડપે આવતાં ...લાં આવી પહોંચવું. વળી એજ રીતે ઝડપથી ઘેર જતાં રહેવું,

એટલે જતી વળતી સ્વારી પણ જોવાય ને મંડપની પણ નિત્ય નવીન લીલા નીરખાય. આ ગોઠવણ મનમાની ને હમેશને માટે થઇ. તેથી હું તો રાજી થતો જ્યાં ગાડી મૂકી ગયો હતો ત્યાં આવ્યો. ત્યા ગાડી ન જોઇ તેથી જાણ્યું કે પોલીસવાળે ગાડી કયાંય દૂર કાઢી હશે. આખર ગાડી શોધી કાઢી, ને જોવો મારા વડીલને તેડી લાવવા માટે જઇને જોઉં છું તો તે તો બિચારા પૂરા ભાવિક પણ પૂરા લાચાર. ઘણા જોરથી રડે છે. તે મને જોતાંજ બોલી ઉઠયા:–"હું મહાપાપી છું; તમે બધા પરાણે મને અહીં ઉપાડી લાવ્યા, પણ ભગવાને મારો સ્વીકાર ન કર્યો ને પોતાના દંડાવાળાઓને પ્રેરણા કરી કે એ દુષ્ટને મારો, હાંકો, એના કરમમાં દર્શન સેવન કયાંથી ?" આમ કરીને તેઓ ફરી જોરથી રોયા. મારા મનને આથી તેમના સાત્ત્વિક ભાવ તથા આવી સ્થિતિ માટે કેટલું થયું હશે ? મેં ધૈર્યથી મનનું સાંત્વન કર્યું, ને અજાણ્યા અધિષ્ઠાતાએ લખપતિઓને ઉભા ન રહેવા દે તે જગ્યાની આપને માટે મંજુરી આપી; એથી વિશેષ ભગવતે કૃપા કરી કે આપના પ્રતાપથી અમને પણ સુખે દર્શન થશે, વગેરે સમજાવ્યા. તોપણ તેમણે તે સાચું ન માન્યું. આખર અમે તેમને સંભાળથી ગાડીમાંથી ઉતાર્યા, સાથે લીધા અને ધીરે ધીરે ધારેલ સ્થળે લાવી બેસાડયા. તેટલે તેમણે જોયું કે તમામ લીલા, પૂજન, વેદપારાયણ, મંડળી, નાચ, ગાયન યથાસ્થિત દેખાય છે, ત્યારે તેમને ફરીથી હર્ષાશ્રુ આવ્યા ને ભગવાનનો અનુગ્રહ બહુ વર્ણવી મારા ઉપર પણ બહુ પ્રેમાળ દૃષ્ટિ કરી. એથી વિશેષ ભગવતકૃપા શું જોઇએ ?

ગામે ગામ ને ઠામે ઠામનાં કેટલા દૃષ્ટાંતો દઇએ ? પણ દરેક જગે આવીજ રીતે ભગવાને અમારી વગર ખર્ચે ને વગર ઓળખાણે સંભાળ લીધી. અમારી રેલ્વે ગાડીઓમાં અમે ગૌથી સુખી; અમારા ઉતારામાં વગર ખર્ચે બધી સોઈ થતી; મંદિરે દર્શને જવામાં અમે હમેશાં અણધાર્યાંજ વખતસર; જ્યાં ગયા ત્યા ઉત્સવો પણ અણધાર્યા ને તે પણ વિવિધ પ્રકારના. એ બધાનું વર્ણન કરતાં જુદો ગ્રંથ થાય, માટે એકજ દૃષ્ટાંત નમુના તરીકે ઉપર આપ્યું અને હવે અમારી યાત્રામાંનીજ મુખ્ય કથા કહી બતાવું.

કાંચીમાં તેજ દિવસે ગરૂડોત્સવ પરિપૂર્ણ જોઇ તથા અઢાર પૈકી ચૌદ દિવ્ય દેશ કરી અમે નીકળવાને તૈયાર હતા ને આગલી રાતે મારાં બાને સ્વપ્ન થયું કે શ્રી રંગજીથી શ્રીમાન તાતાચાર્ય સ્વામીએ તેડવા આચાર્ય મોકલ્યા છે, ને થયું પણ તેમજ. તે સ્વપ્ન થયું તેને બીજે દિવસે મધ્યાહ્ને કૃષ્ણાચારી આવ્યા ને અમને તેડી શ્રીરંગમ તરફ દરિયા કાંઠે કાંઠે રેલ્વેમાં ચાલ્યા. સવારમાં નાહી ધોઇ પ્રસાદ લઈ નીકળ્યા. તે સાજે "ચીદાબર" ગયા, ને ત્યાં ગોવિંદરાજ ભગવાનની યાત્રા કરી બીજે દિવસ પ્રસાદ લઈ નીકળ્યા ને

સાંજે "ત્રિચીનાપલ્લી" આવ્યાં. ત્યાંથી ઘોડાગાડીમાં બેસી કાવેરીના મધ્ય ટાપુમાં સાત કિલ્લાવાળા "શ્રીરંગમ" ભણી ચાલ્યા. ત્યારે એક તો રંગનાથ આ ભૂમિના વૈકુંઠનાથ કહેવાય છે તેમનાં દર્શનની અભિલાષાથી, ને બીજું ધન્ય તે રંગનાથને ઓળખાવનાર તથા તેમની ભેટ કરાવનાર શ્રીમાન શ્રીનિવાસ તાતાચાર્ય કોટી કન્યાદાની સ્વામીનાં દર્શનની મહાન આશાથી જે આનંદ થયો તેથી એમજ લાગ્યું કેઃ—

### લાવણી

**ધન્ય મન સફળ થયો અવતાર, મળ્યા શ્રીરંગમના સરકાર;**
**પુનિતને પાવન કીધો આજ, બાંહ્ય ઝાલ્યાની રાખી લાજ.**

(અને ખરેખાત એ ભૂમિમાં પ્રવેશ કરતાંજ—)

**પીગળ્યું મન આપોપી પ્રેમે, થયા કુતર્કો દૂર,**
**ઉભરા આવે સકળ હર્ષના, જાણ્યું ચિત્ત જરૂર;**
**પાપ સૌ બળી ગયા તે ઠાર. ધન્ય૦**

સ્વામીની કૃપાથી સારા ઉતારા વગેરેથી સુખી થઈ રંગનાથનાં દર્શન કરવા ગયાં અને જો કે કાંચીથીજ બધી દ્રાવિડ રીતભાતથી વાકેફ હતા તોપણ ત્યાં તો એમજ થયું કેઃ—

**પ્રભુ વિધિ આદિ કાઠ, વેદ શાસ્ત્રની વાત, વૈકુંઠ સાક્ષાત,**
**આજ જોયું જીવ મારા,મંગળ હોજો શ્રીરંગ પ્રાણપતિ પ્યારા.**

વિશેષ વર્ણન "યાત્રાવિલાસ"માં જોવું. સ્વામી ત્રિવડીમાં ત્યાં અમે બહુ સુખી થયાં તે એવાં કે બીજે કદી થયાં નથી ને થશું પણ નહિ. જે મનોરથથી અમે ઘેરથી નીકળ્યાં હતાં તે તો પરિપૂર્ણ મારાં માતાપિતાની સાથે અમારા સૌના થયા. હવે આ દેશમાં કયાં કયાં યાત્રા કરવી એ વિષે શ્રીમાન સ્વામીજીની આજ્ઞા માગી. પોતે અમને મુખ્ય સ્થળોનું "પ્રોગ્રામ" બાંધી આપ્યું ને તેમાં જ્યાં ત્રણ રાત્રીની આવશ્યકતા ત્યાં એકજ દિવસમાં સમેટવાનું બતાવ્યું. અમે તો નિવૃત્તિથીજ આવ્યાં હતાં ને આ દેશની આવી હવા મારા વડીલને વિશેષ કરીને ઘણી માફક આવી હતી. બીજાં તો અમે સૌ તંદુરસ્ત હતાં ને ફરી ફરી આંહીં કંઇ અવાય નહીં માટે જેટલું વધું રહેવાય તેટલું ઠીક, એવો અમારો સૌનો મનોભાવ હતો; ને ઘેર કાંઇ બગડી પણ નહોતું જતું. છતાં સ્વામીજી મહારાજ જ્યારે છેક ટુંકુંજ પ્રોગ્રામ બાંધવા લાગ્યા ત્યારે ફરી ફરીને એજ વિનંતી કરી કે, "સ્વામી, ઉતાવળ શા માટે ?" પણ પોતે એજ આજ્ઞા કરી કે તમારે મારી આજ્ઞા પ્રમાણેજ વર્તવું. દક્ષિણનીજ નહીં પણ ઉત્તર-યાત્રાનું પણ પોતે પ્રોગ્રામ બાંધી આપ્યું; ને જ્યારે વારંવાર પોતાના પ્રોગ્રામ પ્રમાણેજ વર્તવા સખત તાકીદ કર્યાં કીધી ને તેનું કારણ કાંઇ ન સમજાયું, ત્યારે તેમના ઉપરના પૂજ્યભાવથી અમે માન્યું કે આમાં કાંઈક ફુવો

ભેદ છે. શું ભેદ, તે માટે વિવિધ કલ્પના કરી; પણ તે સારાનીજ. સ્વામીજી મહારાજને ફરી ફરી પૂછ્યું, પણ પોતે તો બોધથી મને છેવટ એજ કહ્યું કે, આવા વૃદ્ધ માતાપિતાને તારે બહુ ન અથડાવતાં વેળાસર સ્થાનકસર પહોંચાડવાં. તેમની તંદુરસ્તી સુધરી છે, ઘેર કાંઇ બગડતું નથી, વગેરે મેં ઘણાં કારણો બતાવ્યાં; પણ તેમ તેમ સ્વામીજી મહારાજ તો મને પોતાના પ્રોગ્રામ પ્રમાણેજ ચાલવા વારંવાર ભલામણ ને આગ્રહ દરરોજ કરવા લાગ્યા. તેથી મેં પણ તેમાં અવશ્ય કાંઇક ભેદ છે એમ જાણ્યું. તેથી ગુરુ–આજ્ઞા આગળ મારૂં ડહાપણ મેં કોરે મૂક્યું, ને બરાબર આજ્ઞા પ્રમાણેજ—જો કાંઇ માર્ગમાં વિશેષ વિઘ્ન નહિ આવે તો—બરાબર વર્તીશ એમ ખાત્રી આપી. પોતે છેલ્લે મથુરા સુધીનું પ્રોગ્રામ બાંધ્યું હતું અને તેથી બોલ્યા કે જો એ પ્રમાણે ચાલશો તો મથુરા સુધીમાં તમને કાંઇજ વિઘ્ન નહિ થાય અને થયું પણ તેમજ. જે પ્રમાણે પોતે પ્રોગ્રામ બાંધ્યું હતું તેજ પ્રમાણે અમે વર્ત્યા ને તેમાં કાંઈ વિઘ્ન ન આવ્યું.

શ્રીરંગમથી અમે રેલ્વે માર્ગે મદુરા ગયા. ત્યાં શહેરમાં તથા બહાર ફરીને પહાડ પર સુંદર બાહુ ભગવાનની યાત્રા કરી. ત્યાંથી પગ રસ્તે સેતુ ગયા. ત્યાંથી આ હિંદુસ્તાનને છેક દક્ષિણ છેડે નિરાળા ટાપુમાં એક જગ્યાએ મારા વડીલને હું તથા મારો નોકર હાથ ઉપર બેસાડી લઇ જતા હતા ત્યારે અનાયાસ એક યુરોપિયન મળ્યો. તેણે અમારી હકીકત સાંભળી તથા મારો ડોળ જોઇ આવી હાલતમાં આવા ડોસાને અમે શી રીતે આણી શકયા ને હવે પાછા શી રીતે લઇ જવાશે તે માટે ઘણીજ અજાયબી દેખાડી; પણ અમે કાંઇ અમારા બળથી ફરતા નહોતા, પરંતુ ભગવાન ઉપર આધાર હતો ને આચાર્ય અમારા રક્ષક હતા, તેથીજ અમે બેફિકરથી ફરતા ને તેમાં પણ જ્યાં છેક અગવડ પડતી ત્યાં તુરત પ્રભુ સહાય કરતા તેવા દાખલા ઘણા છે. તેમાંનો એક અહીં યાદ આવવાથી ટાંકું છું.

સેતુથી વળતાં દર્શન કરી પાછા મદુરા તથા શ્રીરંગમ થઈ અમે તંજાવર છોડી, નાગપટન બ્રેંચ મારફત ચંદાપેંગલ સ્ટેશનથી રાજગોપાલ એટલે દક્ષિણ દ્વારિકા ભગવાનની યાત્રા માટે સ્ટેશનથી દશ માઇલ ગયા તો ત્યાં છત્ર (ધર્મશાળા) આગળ ગાડીવાળાઓએ ગાડીઓ છોડી. અમે સાંભળ્યું હતું કે અમારી ધારેલી યાત્રા ચૌદ ગાઉ છે ને આ તો દશ માઇલમાંજ ગાડીવાળા અટકયા તેથી ઘણી ગુંચવણી થઇ. ત્યાં મંદિર તો હતું, પણ તે એજ કે બીજું એ વિષે પણ શંકા થઇ પણ પૂછીએ કોને? જે થોડીઘણી તે દેશની ભાષા હું શીખ્યો હતો તેથી એ ગાડીવાળાને તથા જૂના જૂના લોકોને પૂછ્યું, તો તેઓએ એ સ્થળને "રાજમંદાર" બતાવ્યું ને અમે તો "રાજગોપાલ" નામ પર આવ્યા હતા. તે પૂરૂં ન મળ્યું એટલે અમને

વહેમ પડયો; પણ તેનો ખુલાસો કોણ કરે એ વિષે જરાક ગભરાટ થતાંજ, ધર્મશાળાના બહારના ઓટલા પર એક ભિખારી જેવો પડયો હતો તે આપોપી મને અંગ્રેજીમા પૂછવા લાગ્યો કે તમે કયા દેશના છો ? મને પ્રથમ આશ્ચર્ય એ લાગ્યું કે જુઓ, ગુંચવણી પડતાંજ ભગવાને સહાય કરી. તુરત તેણે ખુલાસો કર્યો કે ધારેલી જગ્યા આજ છે ને અહીં કોઇ હિંદુસ્તાની બોલનાર નથી; તમે તમારે જાત્રા કરો. એ રીતે અનાયાસ ભગવાને ગુંચવણી કાઢી. ગાડીવાળાઓને ભાડું ચુકાવી દીધું. તે વિદાય થયા તથા અમે ઉતર્યા.

પણ પાછી બીજી ગુંચવણી એ થઇ કે અહીંથી અમારે વળી બીજે ગામ ચાર ગાઉ પગ રસ્તે દક્ષિણ અયોધ્યા જવાનું હતું. તે ધામ મોટું તથા મારી બાને અતિ પ્રિય હતુ. ત્યા અમને ભાડું કોણ કરી દેશે, કોણ લઇ જશે વગેરે માટે પણ અમારો આધાર ભગવાનની કૃપા ને ગુરની રક્ષા ઉપર હતો. પ્રથમ મંદિરમાં દર્શન કરવાની જગ્યા નહિ મળે, કાઈ સમજણ નહિ પડે, પૂરાં તીર્થો દર્શન વગેરે નહિ થાય, તોપણ ઉદ્યમ તો કરવોજ એમ ધારી અમે સૌ સામુજ બાધેલું તળાવ હતું તેને તીર્થ માની લઈ તેને કાંઠે ગયા. સૌએ નક્કી કર્યું કે નાહીને જ્યાં વિષ્ણુમૂર્તિ હોય ત્યાં દર્શન કરવાં અને પ્રસાદ લેવા. પછી આખા ગામમાં ફરી કોક પણ અંગ્રેજી જાણનાર ખોળી કાઢવો, નહિ તો એજ "ભિખારી"ને, આવો સંકલ્પ કરીને જેવા તીર્થમાં પગ બોળીએ છીએ કે પછવાડેથી અવાજ થયો કે, "કહાંસે આયે મહારાજ ?" આ વખત પણ અમારી અજાયબી તથા પ્રભુ ઉપરની પ્રીતિનો પાર ન રહ્યો. તે પૂછનાર શ્રીવૈષ્ણવ બ્રાહ્મણ, એજ દેશના, જ્યાં અમારે જવું હતુ ત્યાંનાજ રહેવાસી, ને ત્રણ વરસ મથુરા રહેલા તેથી પૂરૂં હિંદુસ્તાની જાણનાર હતા. એજ સાંજે તેમને પણ એજ પોતાને ગામ જવું હતું.

વાંચનારે ખાત્રીથી આવા દાખલાથી માનવું જોઇએ કે, જે પ્રભુનેજ ભરોસે શુભ ઉદ્યમ કરે છે તેને અવશ્ય પ્રભુ સહાય કરે છે. પરચા પૂરવાની પ્રભુ વાર કરતા નથી. ટુંકામાં પતાવીએ કે અમે પૂરણ સુખથી દક્ષિણ દ્વારકા તથા દક્ષિણ અયોધ્યાની જાત્રા કરી ત્યાંથી કુંભકોણ પહોંચ્યાં. ત્યાં પણ એવીજ દૈવી સહાયથી સારંગપાણી, ચક્રપાણી તથા રામસ્વામીની યાત્રા કરીને ત્યાંથી મદ્રાસ જવા નીકળ્યા. તે વખત પણ એ મોટા શહેરમાં ઉતરવાનું કયાં ઠેકાણું લાગશે એ માટે મવારથી ટ્રેનમાં એમનાંજ ફિકર, ને પ્રભુ પર વિશ્વાસ હોવાથી પાછી નિર્ભય, એમ ત્રણ વાગ્યા સુધી ચાલ્યું. ત્યાં ચીંગલપેટને સ્ટેશનેથી મદ્રાસના ગૃહસ્થ બેહાવાળા બ્રાહ્મણ અનાયાસ અમને મળ્યા ને ના ના કહેતાં પોતાને ઘેર તેડી ગયા, ઉતાર્યા અને બહુજ ખાત્રી કરી. એ માટે અમારે જેટલું સપાડું તે બ્રાહ્મણનું માનવાનું

હતું તેથી પણ વિશેષ તો અમારા રક્ષક સ્વામી તથા ભગવાનનું માનવાનું હતું. ખરેખાત બધેજ ભગવાનની હકુમત છે અને તેથી તે ગમે તેના મનમાં પ્રેરણા કરી અને તેને અમારી પાસે મોકલી અમારી સહાય કરતા હતા, એમ આવાં કામ કામનાં દષ્ટાંતોથી અમને તો દૃઢ થઈ ગયું હતું. વાંચનારને આટલેથી પણ ખાત્રી ન થાય તો વધુ કહેવામાં ફળ નથી અને આટલેથીજ ખાત્રી થઇ ગઇ હોય તો વધુ દાખલા દેવા પ્રયોજન નથી. તેથી હવે હું અમારી યાત્રાને ટુંકામાં પતાવી દઉં. મદ્રાસમાં ત્રીપલીકેનમાં પાર્થસારથી ભગવાનની યાત્રા કરી. ત્યાંથી ત્રીવિલુરવીર રાઘવ સ્વામી ને ત્યાંથી ચૌદ માઇલ શ્રીપેરમબુદુર ઘોડાગાડીમાં પગરસ્તે શ્રીમાન રામાનુજ સ્વામી તથા ભગવાન આદિકેશવની મહાયાત્રા કરી સફલ થયાં ને ત્યાંથી બેંગલોર થઇ શ્રીરંગપટ્ટન ઉતર્યાં. ત્યાં કાવેરી તીરે બીજા શ્રીરંગનાથ પોઢયા છે તેનાજ થડમાં ચૌદ માઇલ પહાડ ઉપર મેલકોટા ગામમાં શ્રીદક્ષિણ બદ્રિનારાયણ તથા ભગવાન સંપતકુમાર ચલપલરાયનાં દર્શન કરી, દક્ષિણ મરેઠા રેલ્વે મારફત હારપેટ સ્ટેશનથી તુંગભદ્રાને કિનારે કિષ્કિંધાનગરી, પંપાસરોવર, અંજનીગુફા વગેરે દિવ્ય યાત્રાએ કરીને અમે સોલાપુરમાં રા. રા નૃસિંહરાવભાઇને બંગલે વિસામો ખાધો. તેથી એવું લાગ્યું કે જાણે અમે સ્વામીજી મહારાજના પ્રોગ્રામ પ્રમાણે અમારા દક્ષિણ મહાયાત્રાના બધા મનોરથ સફલ કર્યા. તે પ્રોગ્રામ બરાબર ધાર્યા પ્રમાણે પાર પડયો. હવે અમે સિંહસ્થમાં ગોદાવરીસ્નાન કરી યાત્રા કરી ત્યાંથી જબલપુર થઈ પ્રયાગ આવ્યા. ત્રિવેણીમાં સ્નાન કર્યું તથા પ્રભુનાં દર્શન કર્યાં. આ જગેથી અમારા વડીલને મરડાની બિમારી શરૂ થઇ, અને ત્યાં શ્રાદ્ધ કરી કાશી આવ્યાં ને બિમારી વધી. પાંચ રાત્રી ઔષધ કરાવતાં સુખ ન થયું, તેથી ગયાશ્રાદ્ધ કરી લેવા ગયા. ત્યાંથી પાછા ફરી અયોધ્યા આવ્યા તોપણ મરડાની દરદ જેમની તેમ હતી. કાશીમાં નાવમાં બેસતાં નાવવાળાએ ને ડોળીવાળાએ ( કાદવ એવો ચીકણો હતો કે ) મોં માગી કિંમત આપતાં પણ તે ભવ્ય આકૃતિવાળા મારા પિતાને વહાણમાં ઉપાડી બેસાડવાની હિંમત ન કરી. મારા પિતા પોતાની એવી હાલતથી બહુ લાચાર દેખાયા. તે વખત ભગવાને મને એવી હિંમત આપી કે, મેં તેમને તમામ નાવિકો તથા ડોળીવાળાઓની અજાયબી વચ્ચે વાંસા પર બેસાડી નાવમાં લાવી મૂકયા. વળી જ્યારે અયોધ્યાના સાંકડા રસ્તામાં એકદમ ડોળી ન મળી શકી ને ઉતારો દૂર હોઇને મારા ભાઇ થાકી ગયા, ત્યારે મેં એજ રીતે ઉતારે લાવી મૂકયાં તે વખત મારા પિતાએ મારા ઉપર કૃપા તથા કરુણા દેખાડી ને આંખેમાં પ્રેમ તથા શોકનાં અશ્રુ લાવી " ઓ મારા વહાલા દીકરા " કહી મને વહાલો કર્યો હતો. તે મને કદી વીસરવાનું નથી. માબાપની સેવાનું સુખ અલૌકિકજ છે.

મરડાને લઇ પ્રોગ્રામ પ્રમાણે અમે અયોધ્યાની જાત્રા કરીને આગ્રે થઇ મથુરા આવ્યાં. મરડાની પ્રબળ વ્યાધિ, પણ ભગવાનની કૃપા એવી કે રેલ્વે ગાડીમાં બેઠાં બેઠાં કશું ન થાય, ને ઉતારે આવ્યા એટલે દર પાંચ મિનિટે હાજત. મંદિર દર્શન કરવા કે સ્નાન કરવા જતાં આવતાં ને ગામની મુખ્ય યાત્રા પૂરી થતાં સુધી કશું નહીં, ને ફરી ઉતારે આવે કે એના એ હાલ. મથુરા સુધીનું અમારૂં પ્રોગ્રામ હતું ને ત્યાં અમે અમારા સ્વામીજીએ જે દિવસ ઠરાવ્યો હતો તેજ ઉપર આવી પહોચ્યા. મારા વડીલને "વ્રજ રજ"ની પવિત્રતામાં અનહદ ભાવ ને રાધાકૃષ્ણ પ્રત્યે અપૂર્વ ભક્તિભાવ હતો. દયારામે પ્રેમથી કહ્યું છે કે, "વ્રજ વહાલુંરે વૈકુંઠ નહીં આવું. ત્યાં શ્રીવલ્લભ ક્યાંથી લાવું, વ્રજ વહાલુંરે વૈકુંઠ નહીં આવું." એ પ્રેમ મારા પિતાનો હતો ને તેજ મથુરામા તે આવ્યા ને ચેત્યા કે મૃત્યુ પાસે છે ને અહીંજ નિત્ય વાસ કરીને રહેવાનું છે. અમને પણ અમારા સ્વામીજીના પ્રોગ્રામનું કારણ પૂરેપૂરૂં સમજાઇ ગયું. વડીલની મથુરામાં દેહ પડવાની હતી માટેજ અમને એટલી તાકીદ તથા વારંવાર સૂચના કરી હતી ને તે વાત અનુભવસિદ્ધ ખરી પડી. પૂર્ણાનંદમાં પાંચ રાત્રીના નિવાસને અંતે ભગવાનમાં ધ્યાન રાખી સૌને હળીમળી, અગાઉથીજ, કાલે સવારમાં તૈયારી છે એવી મારી બાને ખબર પણ આપી, પોતે સંવત ૧૯૪૧ના શ્રાવણ વદી બીજને ચડતે પહોરે શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન ને સ્મરણ કરતાં કરતાં દેહ છોડી, ને તેમના કહેલા પદ પ્રમાણેઃ—

"એવી મૈયા કરૂં છું અરજી; શ્રીકમ વ્રજરજનો ગરજી, પછી જેમ પ્રભુની મરજીરે, નટવરલાલ એવી બહાનાની પત રાખોરે દીન દયાળા." તેજ પ્રમાણે બહાનાની પત રાખીને વ્રજરજમાં જ તેમને રાખ્યા. તેમની ગરજ સરી. મારી માતાએ ઘણી હિંમત રાખી. પોતે શોક ન કર્યો ને અમને શોક ન કરવા દીધો. કુટુંબમાં પણ કોઇએ રોવું કુટવું નહિ એવું ચોખ્ખું લખી મોકલ્યું ને તેની પૂઠે હજારો બ્રાહ્મણો તીર્થ કાંઠે તથા કાઠિયાવાડનાં ગામોમાં મનમાન્યાં ભોજન તથા દક્ષિણા પામ્યા, જેની પૂઠે આખું રાધનપુરનું રાજ્ય અદ્યાપિ વખાણજ કર્યાં કરે છે ને જેમણે આખી ઉમર સુખ સુખ ને સુખજ દેખ્યું, તથા અંતે પણ પરમ સુખ ચાખ્યું, એવા પરમ ભાગવત મારા પિતા પરમપદને પામ્યા. અમે સુતકના દિવસ તુલસીકૃત રામાયણ વાંચીને તથા ભજન કરીને પૂરા કર્યા ને પછી ગોકુળ મથુરા વૃંદાવન ને ગોવર્ધન યાત્રાઓ સૂક્ષ્મ રીતે કરી. પાછા વળતાં જોધપુર રામાનુજકોટમાં આવ્યાં, જ્યાં અમારા પરમપૂજ્ય ભવિષ્યજ્ઞાતા શ્રીમાન તાતાચાર્ય સ્વામી તથા "માતાજી-મોટાકાકા"નાં દર્શન થયાં. સ્વામીજી ત્યાં છેલ્લી વાર સૌને મળી લેવાજ પધાર્યા હતા. એથી અમને પણ પાંચ રાત્રી સેવા સુખ મળ્યું. એ સુખ અપૂર્વ અને સ્વપ્ન

વતજ હતું ને થયું. ફરી એવું સુખ આવવાનું નથી.

અહીં મેડી ઉપરથી પડતાં મારી માતા પગે લૂલાં થયાં; એટલે જેવી પિતાની સેવા કરી હતી તેવીજ માતાની સેવાનો લાભ મળ્યો. ઘોડી થઇને પીઠ પર તેમને લઇને ગાડીમાં ચડાવતો ઉતારતો. એવી હાલતમાં અમે રાધનપુર આવ્યાં.

મારા અંતઃકરણમાંથી હવે કુતર્કો વિનાશ પામ્યા હતા, ને મને ભગવાનમૂર્તિ ને ધર્મશાસ્ત્ર તમામ ઉપર આરોપી શ્રદ્ધા આ મુસાફરીથી સ્થિર થઈ હતી, પણ જો તેને સદ્બોધરૂપી સજ્જડ બળ ટેકા ન મળ્યા હોત તો તે ફરી ડગી જાત. સંપ્રદાયાર્થરૂપી અમૃત તેના ઉપર ન છંટાયું હત તો તે ફરી કદાચ શુષ્ક થાત અને તત્ત્વત્રયરૂપી રક્ષકો તેમાં ન આવી વસ્યા હોત તો તેમાં ફરી કુતર્કો પ્રવેશ કરત, પણ ભગવાનની મારા પર મૂળથીજ કૃપા હતી, એટલે તે એક સુકર્મ મારી પાસેજ કરાવી લઇને તેનું પાછું સુફલ મને અપાવ્યા કરતા હતા.

પ્રથમ મને યાત્રા કરાવી તેના ફળમાં મારા માતાપિતાની સેવા ભક્તિ પ્રવૃત્ત થઈ, તેથી તેમને યાત્રા થઇ તેમની સાથે મને યાત્રાનો મહાન લાભ અપાવ્યો. તેના ફળમાં વળી માતાપિતાની સેવા કરવાની ને તેના ફળમાં અંતઃકરણ શુદ્ધિ તથા વૈરાગ્ય અને ભગવાન ઉપર પ્રીતિ ચોંટવાના પ્રસંગેજ સંત–સમાગમ કરાવ્યો. એટલે જાણે કે મારા ઉપર તો એક ને તેના બદલામાં બીજી, તેના ફણગારૂપી ત્રીજી ને તેના ફણગારૂપી ચોથી, એમ ભગવાનની કૃપાઓની ધારા વરસ્યેજ જાય છે; ભગવતની કૃપારૂપી વેલ વધ્યેજ જાય છે. રાધનપુર આવ્યા પછી તુરતજ ભાદરવામાં "માતાજી–મોટાકાકા" શિયાળામાં પધાર્યાં ને મારી પાસે સરકારી કામ નામનુંજ હતું એટલે તેમનાથી હું સંપ્રદાયાર્થ ને ઉપદેશ લેવા લાગ્યો.

પ્રથમ વેદ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણોની સત્યતા તથા તેમાં શા માટે ભિન્નભિન્નતા ભાસે છે એ સમજ્યો. વેદ ઇશ્વર પ્રણિત છે એમ પછી સમજ્યો ને તેના ઉપર શ્રદ્ધા ચોંટી. પ્રમાણો પરતંત્ર થયાં એટલે આ દેશમાં ચાલતા તમામ મતમતાંતરના ભેદ સમજાયા, અદ્વૈતમત સમજાયો, ને તે માટે (ભાવનગરના માજી દીવાનશ્રીનું) સ્વરૂપાનુસંધાન પૂરું શીખ્યો. તે પછી વિશિષ્ટાદ્વૈત તે શું ને તેનાં શાં પ્રમાણ છે તે સમજ્યો. સકળશાસ્ત્ર ઐકયાર્થ શું છે તે તથા તે પછી તત્ત્વત્રય ને અર્થપંચક સમજ્યો. કર્મ વિષે જાણ્યું અને તેથી પછી કુતર્ક ઉપજવાજ બંધ પડ્યા, કારણપુરઃસર હવે બધું સાચું ભાસ્યું, ને તેની સત્યતા અનુભવસિદ્ધ જેવી જણાઇ. પૂર્વાચાર્ય તથા આલવારનાં ચરિત્ર ને શરણાગતિની શ્રેષ્ટતા સમજ્યો ને તેથી તેના ઉપર પ્રીતિ અપૂર્વ રીતે વૃદ્ધિ પામી. સાંપ્રદાયિક નાના ગ્રંથોમાં "જીતંતે સ્તોત્ર" નું ભાષાંતર કર્યું ને ગદ્યત્રય પણ સમજ્યો ને તેનું પણ

ભાષાંતર દેશી કવિતામાં કર્યું. હવે તો મેં સંપ્રદાયરૂપી અપાર અમૃતનો સ્વાદ ચાખ્યો.

હું નિત્ય ત્રણ વાગે મોટાકાકા પાસે જતો ને પ્રશ્નો કરતો તથા તેના ઉત્તરો લખી લેતો. ફરી રાત્રે આઠ નવ વાગ્યા સુધી ભજન, સ્તુતિ, રામાયણ, ભક્તમાળ, બીજી કથા, એમ રાત દિવસ પરમ આનંદ ચાલતો. આ અમૃતરસ પીવામાં વળી મને એવાજ ગુણી મિત્રની સોબતથી બહુ મજા પડી. તે મિત્ર અમદાવાદના રહેવાસી રાયકવાળ બ્રાહ્મણ રા. રા. બાવાલાલ ભાઇશંકર ભટ્ટ—તે વખતના રાધનપુર અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર હતા પરમ સાત્ત્વિક ને હરિભક્તજ. પ્રભુના જશ તેમને પણ બહુ પ્રિય હતા. “ મારા હૈયા કેરા હાર તને કેમ ભૂલું રે, મારા પ્રાણ તણા આધાર તને કેમ ભૂલું રે; મારા ક્ષણ ક્ષણ રક્ષણહાર, મારા સર્વ પુંજીના સાર; મારા મનદેવળના દેવ, પ્રભુ સદા કરૂં તુજ સેવ, મારા અંતસમયના બેલી, મારે ઉર આનંદની હેલી,” ને તેમને પણ મારી પેઠે “ મારા કંઇ કંઇ પૂર્યા કોડ, તમે છોગાળા શ્રીરણછોડ.” વળી તેમણે પ્રભુ ઉપરજ પોતાનો બોજો એવી રીતે મૂકયો હતો કે, “ હું તો નથી કરતો કશું બધું પ્રભુ કરે, સૌ તને સોપ્યું રે મિથ્યા કોણ ભારે મરે.” છેવટમાં એવા પણ શબ્દો છેઃ—“ જેનું નામું જગપતિ રાખે, તેને તે શાની હોય ખોટ; માથે શેઠ મોટેરે, સેવકનું અભરે ભરે ” તેમ “ તે એકજ છે આનંદ ” “જગતમાં એકજ છે આનંદ,” એ સિવાય બીજું કેદરૂપ હતું, તેથી આ અમૃતરસ પીવામાં તેઓ પણ મારી સાથેજ હતા. આવો આનંદ સંવત ૧૯૪૧ના ભાદરવાથી તે છેક સંવત ૧૯૪૨ના ઉનાળા સુધી ચાલ્યો; પણ પછી પાછો હું સંસારી ગડબડમાં પડયો. પ્રભુએ હવે વળી મારી સાંસારિક વાત ધ્યાન પર લીધી. મારો દ્વેષી પોતાનાજ કૃત્યથી પાછો પડયો, ને વગર પ્રયાસે નવા દીવાનને લાવવાના કામમાં મને જોડયો. એમ ગડમથલોમાં પડયો તેથી છેક સંવત ૧૯૪૪ના ફાગણ સુધી સત્સંગની એવી મજા ન આવી. મારી સાંસારિક અભિવૃદ્ધિ તો થઇ, પણ મેં ધારી હતી તેવી ન થઈ. તેથી મને સંસાર ઉપર તથા સાંસારિક જન ઉપર એક પ્રસંગે ઘણોજ તિરસ્કાર આવ્યો. મારા મનને પ્રથમ તો ઘણુંજ દુઃખ થયું, પણ પછી તુરત મેં મારી રીત પ્રમાણે તે દુઃખ ટાળવા મારા દુઃખહર ભગવાનને સમર્યા; એટલે મને નીચેનું પદ સુઝયું જે મેં તુરત લખી લીધુંઃ—

**નહીં છોડે પ્રભુ કદાપિ, જખ મારે બધી દુનિયા;**
**મને ખરી ખાતરી આપી, જખ મારે બધી દુનિયા.**

વગેરે પૂરૂં લખી લીધું.

રાજ્યકારભારમાં હું મુખ્ય ભાગ લેતો છતાં મારો છંદ મને પ્રભુએ છોડાવ્યો નહોતો. હું તેને અને તે મને છેક ભૂલી ગયા ન-

હોતા. તેથી મેં આ મુદતમાં વચમાં થોડો થોડો વખત મળે તેમાં ઘણાં ભજન કીર્તન જોડયાં ને તેનો નિત્ય રાતે મંડળીમાં ઉપયોગ કરવા માંડયો. મંડળીથી હું ને મારાથી મંડળી, એમ ઉત્તેજીત થવાથી મારાં ભજનીયાંની સંખ્યા પણ ઠીક થઇ.

આ સાંસારિક ધુમધામના છેડામાંથી હું છુટયો તો નહિ, વખત જતાં વધુ ફસાયો. તમામ ભાર મારે માથે પડયો. દીવાનનો ચાર્જ મારી પાસે આવ્યો, પણ એ લાગનો મેં સદુપયોગ એમ કર્યો કે સ્વતંત્ર થવાથી પાછો મેં મારો સત્સંગ જોડવા યત્ન કર્યો ને પ્રભુ તેમાં સહાય થયા. તેથી એવો ઉત્તમ યોગ આવ્યો કે જે પ્રભુ ફરી લાવશે તોજ આવશે.

સંવત ૧૯૪૪ ના પ્રથમ ચૈત્રમાં મારી પાસે કામ આવવાના સંબંધમાંજ "માતાજી–મોટાકાકા" પધાર્યા, ને મોટાકાકાના ભાઇ જસવંતરાયની રેવન્યુ ખાતામાં ગોઠવણ થવાથી તેઓ પણ પધાર્યા. પછી તો આનંદનું પૂછવુંજ શું ? દશથી પાંચ સુધીમાં પણ હું તો જે વખત મળે તેમાં ધર્મ સંબંધી મારો સ્વાર્થ સાધતો, તમામ ગીતાજી રામાનુજભાષ્ય, શંકરભાષ્યના યોગ્ય મુકાબલા સાથે મેં સાંભળ્યું. તત્ત્વત્રય ને અર્થપંચકનાં ભાષાંતર કર્યાં. તે સાથે મંત્રાર્થ ને રામજીનાં નવાં નવાં ઘણાં ભજનીયા એ આશયનાં વધાર્યાં. જશુકાકાની સંભળાવવાની છટાની બલિહારી ને તેમના ભગવત ભાગવત ઉપરના પ્રેમથી પણ પરિસીમા. મંડળીમાં રસ લુંટાતો તેમાં વળી બે ત્રણ બીજા પણ ભળ્યા હતા, ને એકંદર એ મંડળીમાં જે આનંદ લુંટાતો તે અકથનીય હતો. મારૂં મન તો પરિપૂર્ણ શ્રીવૈષ્ણવપણાને માટે તૈયાર થયું. આત્માનું શેષત્વ પરતંત્ર્ય હું પરિપૂર્ણ સમજ્યો. મારી અભિલાષા એ રીતે તો પૂરી થઇ, પણ બીજી રીતે વધી. આવા સારા અમૃતનો જેમ વધુ જણ સ્વાદ લે તેમ ઠીક, એવું લાગવાથી મેં હવે જે સાંભળ્યું હતું તે ભાષામાં ઉતારવા યત્ન કર્યો. પ્રથમ મેં અમારા શ્રીવૈષ્ણવ માત્રના પરમ ઉપકારી ભગવાન શ્રીભાષ્યકાર રામાનુજસ્વામી તથા બીજા આચાર્ય તથા આલવારોનાં સુચરિત્ર ભાષામાં લખવા ધાર્યું, ને તે સર્વોપયોગી થાય એમ ધારી હિંદુસ્તાનીમાં કરવા ધાર્યું. પણ મને સંસ્કૃત આવડતું નહોતું ને હું સમજતો હતો કે આ સત્સંગ ઘણો વખત નહિ રહે, તેથી તમામ આઠ હજાર શ્લોકનો પ્રપન્નામૃત નામે સંસ્કૃત ગ્રંથ હું તેમની પાસેથી સમજ્યો.

તેવામાં વળી પાટણમાં શંકરાચાર્ય તથા રામાનુજ સંપ્રદાયવાળા વચ્ચે તેમને શાસ્ત્રાર્થ કરવાની ફરજ પાડવા માટે મેં ન્યુસપેપરોમાં બહુ લખ્યું. એથી જો કે મારા પાટણના કેટલાક સાંસારિક મિત્રો મારાથી નાખુશ પણ થઇ ગયા હતા પણ મારા ધાર્મિક બંધુઓનો પ્રેમ મારા પર ઘણો વધ્યો હતો ને પરિણામે તેઓ પર શ્રીભાષ્ય-

કારના પ્રતાપે અમારો વિજય વગર શ્રમે થયો. તાપમુદ્રા લેવી ઇત્યાદિ અમારો તમામ વ્યવહાર શાસ્ત્રીયજ છે એ વાત સૌને સમજાવવા તથા સામા પક્ષનાં મોં બંધ કરવા અમે અમારા શ્રીમાન તાતાચાર્ય સ્વામી-શ્રી શ્રીનિવાસનો લખેલો અપૂર્વ ગ્રંથ "વિષ્ણુ તત્ત્વપ્રકાશ" છે તેનું પણ ભાષાંતર કર્યું. તેમા લખાવનાર જશુકાકા તથા લખનાર હું હતો.

આ "પ્રપન્નામૃત" તથા "વિષ્ણુ તત્ત્વપ્રકાશ"નાં ભાષાંતર પૂરાં તો થયાં, પણ તે બરાબર છે કે નહીં એ વિષેની યથાર્થ પ્રતીતિ કરવા અનાયાસ એક બીજા મહાન આચાર્યની અમારા ઉપર કૃપા થઇ. ભગવાને જ તેમને મોકલ્યા ને તે એવા સાત્વિક, એવા વિદ્વાન, એવા પ્રભુપ્રિય ને દયાળુ હતા કે તેના જેવા બીજા મેં મારા સ્વામી સિવાય જોયાજ નથી. આ શ્રીમાન અનંત આલવાર પુરુષ સિંહાસનાધીશ શ્રીભાષ્યાચાર્ય સ્વામી આચાર્ય પુરુષના અહીં પધારવાથી અમારા આનંદમા અભિવૃદ્ધિ થઈ. તેમણે "વિષ્ણુ તત્ત્વ" તપાસ્યું ને "પ્રપન્નામૃત" પણ મેં જેટલું ભાષાંતર હિંદુસ્તાનીમા કર્યું હતું તેટલું તપાસ્યું; ને જાણે કે એ કામને માટેજ અમે સૌ જોડાયા હોઇએ તેમ સઘ કામ પાછું બંધ પડયું, ને સૌને બેસવાનો વખત આવ્યો. કામકાજ છુટી ગયું. અમે નવરા થયા એટલે હવે ખરેખાત થોડોજ વખત ભેગું રહેવાશે એમ જાણી જેમ રસ લુંટાય તેમ લુંટી લેવા અમે મંડયા. આખો દિવસ બેઠા ને અમાઈ કામ પૂરૂં કર્યું. આ સ્વામીનું સેવાસુખ પણ અમને ત્રણ માસ લગભગ રહ્યું. તેમાં પંચરાત્રની તત્ત્વરૂપ શ્રીમાન ભારદ્વાજ-સંહિતા અમે પૂરી સાંભળી ને તેની પણ પૂરી નોટ લઇ લીધી. એ સિવાય આલવંદાર કનકધારા, લક્ષ્મીસ્તવ, શ્રીરતવ, ધ્યાન સોપાન, રામાનુજ વૈભવસ્તોત્ર, પંચાયુધસ્તોત્ર, ધ્યાનમંજરી, એવાં નાનાં પણ અતિ મિષ્ટ સ્તોત્રનું પણ હું ભાષાંતર સમજ્યો, સિવાય વાર્તામાળામાંથી પણ કેટલીક મહાતત્ત્વરૂપ વાતોની મેં નોટ લીધી. આ પ્રમાણે નોટરૂપ ખરચી આઠ માસમાં પરિપૂર્ણ કરી વૈકુંઠના આનંદનો ભોગ ભોગવી સંવત ૧૯૪૫ ના માગશર શુદ આઠમે અમે છુટા પડયા.

હવે મારે છેક નિવૃત્તિ હતી. પણ હું તે સાથે હતો પણ એકલોજ. હોય ત્યારે સૌ હોય ને ન હોય ત્યારે કોઈ નહિ. પણ જેને ભગવાન છે તેને સર્વસ્વ છે એવો મને અનુભવ થયો ને તેથી છેક એકલાને પણ દોઢ માસ અતિ આનંદમાં ગયો. તેમાં મેં જે જે તત્ત્વરૂપ જાણ્યું તેની નોટ લીધી, ને તે ઉપરથી મારા જેવા બીજા પણ ઠેકાણે આવે તેટલા માટે, મને થયેલી શંકા તથા મોટાકાકાએ કરેલ સમાધાન ઉપરથી "શંકા સમાધાન" હરિનામાંજ લખી લીધું. આપણા સમાજમાં એક શંકાસમાધાનરૂપ ભાષણ થયું હતું, ને ત્યારથી મારા મનમમતો ધર્મ ગયા પછી હું પણ એવું બનાવીશ

એવી મારા મનની અભિલાષા હતી, તે ભગવાને પૂર્ણ કરી. કાવ્યનું નામ મેં શંકાસમાધાન રાખ્યું, પણ પછીથી વધુ સાંભળ્યું તે તેમાં ઉમેર્યું. તેના ઉપર મેં આ દોહરો મૂક્યો છેઃ—

**દોહો**

**શંકા અનંત ઉર થતી, આણ્યો તેનો અંત,**
**અનંત ઉપર થઈ કૃપા, અનંત તણી અનંત.**

આ સમાગમ કરતી વખત અમને વારંવાર એ અભિલાષા થતી કે, આ આનંદમાં જશુકાકા નથી તે હોય તો બહુજ મજા પડે. ભગવાને એ અભિલાષા પણ એજ વર્ષમાં પૂર્ણ કરી; તેથી જે જે નોટો લીધી હતી તે બધાનાં ભાષાંતર કવિતામાં કરવા હું માંડયો ને પ્રભુકૃપાથી તમામ સ્તોત્રોનાં ભાષાંતર કવિતામાં કર્યાં. તે સિવાય કેટલાંક પરચુરણ ભજનીયાં પણ કર્યાં અને એ સિવાય વળી જે વાર્તામાળા, તત્ત્વત્રય, અર્થપંચક, મંત્રાર્થ, ગીતાજી વગેરે જે સાંભળ્યું હતું તે બધા ઉપર મેં નવરત્નરૂપ મોટાં ભાષણો લખ્યાં. આ પ્રમાણે દોઢ માસ જે નોટો લીધી હતી તેનો ભાષામાં વિસ્તાર કરવામાં હું પરમ સુખ પામ્યો. પ્રથમ મારા વડીલની સેવામાં દક્ષિણ મહાયાત્રા કરી ત્યારે વધુ ધ્યાન યાત્રા કરવા કરતાં તેમની સેવામાં આપ્યું હતું, કારણકે પ્રથમ કર્તવ્ય એ હતું; તેથી યાત્રા કરવા છતાં અતૃપ્તિ રહી હતી. બલકે તેની કાંક મજા ચાખી હતી અને અદ્ભુતતા લાગી હતી તેથી મેં રંગનાથને ભજનમાં વિનંતી કરી હતીઃ—

**ચખાડયો સ્વાદ આવે યાદ તે વારે વારે,**
**લગાડી વાર મુજને કાં વધુ આતુર કરો.**
**હે રંગનાથ નજરથી અને ન દૂર કરો,**
**વિનંતી સાંભળી મ્હારી પ્રભુ મંજૂર કરો.**

વળી પ્રપન્નામૃત પુરૂં સમજવાથી તથા ભાષ્યાચાર્ય સ્વામીથી વધુ કથા સાંભળવાથી તથા સ્તોત્રો સમજીને જાણવાથી એ બધાં સ્થળો મને વધારે ઓળખીતાં થયાં હતાં; અને તેથી તેમની ફરી એક બધે બરાબર ધારીને સમજ્યા સાથે જોવાની ઝંખના લાગી રહી.

વળી પ્રથમ તો રેલ્વે ઉપરની જાત્રાઓ ને તે પણ સ્વામીજી મહારાજની આજ્ઞા હતી તેટલાજ દિવસ કરી હતી; તેથી આજુબાજુની મોટી યાત્રાઓ અને તે પણ નિરાંતે કરવાની હોંશ રહી ગઇ હતી. અને છેલ્લે મેલકોટાના સ્વામીએ મેલકોટાના "મુકુટ ઉત્સવ"નું અતુલ્ય માહાત્મ્ય સમજાવ્યું, તથા ભાષ્યકારના ચરિત્રથી ભાષ્યકારના પણ ઉત્સવ ઉપર પણ હાજર થવા મન લલચાયું; ને રંગનાથનો વળી અપૂર્વ વૈભવ હોવા છતાં સાંનો તો કોઈ મહાન ઉત્સવ જોવામાંજ આવ્યો નહોતો અને સંપ્રદાયના ખરા રક્ષક ભાષ્યકાર

શ્રીમાન શઠકોપ સુરી તથા ગોદામા, તેમનાં દિવ્ય સ્થળનાં તો દર્શનજ નહોતાં થયાં. પદ્મનાભ જનાર્દન તો મુખ્યજ રહી ગયાં હતાં ને સ્વયંવ્યક્તમાં તો તોતાદ્રિનાથને પણ નહોતા ભેટયા. એટલે એ બધી અભિલાષા પાર પાડવાને વખત જતો તેમ મન વધતું જતું હતું. તેનો અનાયાસ યોગ આવ્યો. વગર માગી કામકાજ માત્રથી નિવૃત્તિ પ્રભુએ કરી આપી. પ્રભુએ ભાષ્યાચાર્યને મોકલી આ બધાનું માહાત્મ્ય સંભળાવી તેમાં વૃત્તિ સતેજ કરી ને તેથી તેમનેજ હાથે ઘેર બેઠે પ્રોગ્રામ તમામ ઠેકાણે મનમાન્યા સ્વાદ મળે માટે બંધાવ્યો, ને ભગવાને તેજ પ્રમાણે બરાબર પાર પણ પડાવ્યો.

પોષ વદમાં રાધનપુરથી નીકળી પાટણ ગયો. ત્યાં આઠ દિવસ સંતસમાગમનો લાભ લીધો. નવા લક્ષ્મીનારાયણને નીરખી સિદ્ધપુરે બિંદુસર સરસ્વતીમાં સ્નાન કરી મુંબઇ આવ્યો. ત્યાં તમામ કુટુંબ ભેગું થયું. તમામ સ્ત્રીવર્ગ અને પુરૂષમાં હું અને એક ચાકર, એકંદર દશ જણા હતાં. તેમાં સૌથી નાની સુંદર ભાણીની પણ પુત્રી બે વરસની ને સૌથી મોટાં તથા તેની નાનીની પણ મા મારાં માતુશ્રી હતાં. પ્રથમ ભગવાને અમારી સહાય કરી હતી તેથી આ વખત સંગ કાઢી દૂર દેશ જતાં હું જરા પણ ન અચકાયો, કારણ ફિકર શ્રીપતિને હતી ને તે તેણે બરાબર રાખી ઠામ ઠામ પરચાજ પૂર્યા. એ દરેક લખતાં તો મોટો ગ્રંથ થાય, પણ નમુના તરીકે બે ત્રણ તો બતાવુંજ.

જ્યારે અમે—મારી બા, બે બહેનો, સ્ત્રી, ગોરાણી તથા ભાણી એમ ૭ બૈરાં, તથા એક નાની ભાણી તથા એક મોટી ભાણીની પુત્રી એમ બે બચ્ચાં, સાથે પુરૂષમાં એક નાના છોકરડા ચાકર સહિત પગ રસ્તે સો ગાઉ છેક સેતુના ટાપુમાં પહોંચ્યાં ને ત્યાંથી પાછાં નીકળ્યાં, ત્યારે વિદાય થયા પૂઠે ખરે વખતે અમારો ભોમિયો બિયો ખૂટયો ને વાંસે રોકાઇ રહ્યો. પાછા પગ રસ્તે સો ગાઉ ઉજ્જડ ને જંગલી પ્રદેશમાં, ભાષા પણ ન આવડે ને આવા કાફલા સાથે જવું એ કેટલું વિષમ છે? રસ્તામાં કયાઇ ચોરનો ભય, ક્યાંઈ ભાકુતી આડીવાળા તાડી પીને તોફાન કરે છે તેનો ભય, તે સાથે ત્યાંનાં ગામડામાં કે રસ્તે ચાલતાં દરેક પ્રસંગે ભાષાની અગવડ તો ઉભીજ, ને વળી પરદેશીને જોઇ સાથે બીજું નહિ તો સામટી ખરચી તો હશેજ એ ભરમે દરેકને લલચાવ્યાં; અને તેમાં પણ કાફલો તમામ સ્ત્રી બચ્ચાંનો ને પુરૂષમાં હું એકલોજ. પાસે જાડી લાકડી પણ નહિ, માત્ર હાથમાં પાતળી સોટી હતી. ગાડીઓ તો જોડાઇને ચાલી ને પંડયાએ તો ચોખ્ખા ના પાડી. વાર કરૂં તો ગાડીઓથી છેટું થાય, તોપણ અર્થ તો કાંઇ ન સરે, તેથી દોડીને ગાડીઓ ભેગો તો થયો. પ્રથમ ભેગા બધા વિચાર થયા ને ધાર્યું કે અહીં રામેશ્વરમાંજ રોકાતું ને કોક સારો પંડયો ભાળી ચાહે પાંચ પચાસ રૂપિયાથી

નવો માણસ રાખી પછી નીકળવું. પણ પાછો વિચાર થયો કે એથી સૌને વહેમ પડે ને નવો માણસજ ખૂટે તો પછી? જે જાણીતાનો વિશ્વાસ કરીને સાથે લાવ્યા તેજ ખૂટી ગયો, તો અજાણ્યાનો શો વિશ્વાસ? જરા ગભરાટ થતાંજ તુરત પ્રભુ સાંભર્યાં ને હિંમત આવી. જો કે આ ટાપુ હિંદુસ્તાનથી પણ અલગ છે, તોપણ શું આંહીં મારા પ્રભુનું સામર્થ્ય નથી? કોઇ બીજા ઇશ્વરનું છે? અને જો તે રક્ષા નહિ કરે તો શું એક ચોબો કરશે? શું એક ચોબાના વિશ્વાસને રક્ષાથીજ અમે અહીં સુખે આવી શક્યા? તફાવત તો એક ચોબાનોજ થયો; જો પાંચ દશ ચોર આવશે તો એક ચોબો શું કરશે? જેના ભરોસા ઉપર આવ્યાં છીએ તેના ઉપરજ ભાર મૂકવો; આટલી સોટીની પણ જરૂરત નથી; છેક બેફિકર થવું. એમ કહીને સોટી પણ ફેંકી દીધી ને ગાડીમાં ચડી બેઠો. પ્રભુની કૃપાનાં શું વખાણ કરૂં? આ ટાપુમાં આવતાં અમારી સાથે બેઠો હતો ત્યારે ખાડી ઉતરામણ માણસ દીઠ એકેક આનો આપવો પડયો હતો ને તે નક્કી કરતાં એક કલાક માથાફોડ થઇ હતી; તેજ ખાડી પ્રભુને ભરોસે ઉતરવા આવતાં વહાણ તૈયાર ને અમને તો એકેક આનામાં તુરત લઇને હીંડવા માંડયું કે હિંમત વધી. કિનારે ઉતર્યાં તો તે વળી છેક અજાણ્યોજ. આવો પણ એક પરચો દીઠા પછી ,ગભરાવું શું કામ? સૌને ત્યાં બેસાડી દોઢ ગાઉ જ્યાં ગામ દેખાતું હતું ત્યાં ગયો. ગાડીઓ ઠેરાવીને સૌને ત્યાં વસ્તીમાં આણ્યાં. પાછા ગાડીવાળા લફંગા જણાયા તેથી વિચાર થયો કે શું કરવું? પણ સવારમાં ચાલવાનું હતું તેથી પ્રભુ પર ભાર મૂકી સૂતાં કે અર્ધી રાતનો મારવાડીનો કાફલો, એવો બચ્ચાંકચ્ચાં તથા બૈરાં તથા આઠ દશ મરદ માણસવાળો આવી મળ્યો કે, જેની સોબતમાં અમે આવ્યાં હતાં તે કરતાં દશગણા સુખમાં પ્રભુના ભરોસાથી પરમ આનંદે પહોંચી ગયાં.

હજી બીજી એથી પણ ખરી અઢીસે ગાઉની પગ રસ્તાની મુસાફરી પદ્મનાભ જનાર્દનનીજ યાત્રા માટે કરવાની હતી. તે માટેજ આ ફેરે આવ્યાં હતાં, પણ રંગજીથી લીધેલો ભરોસાનો પંડયો રામનાથમાં રોકાયાથી પગરસ્તાનો લાંબો વિચાર માંડી વાળ્યો. પણ બીજી બે દશવીશ ગાઉની ગોદામા તથા શઠકોપ સ્વામીની જાત્રાની તો હામ બીડી. પ્રથમ શઠકોપ સ્વામીની જાત્રા માટે વિચાર કર્યો ને તેથી મદુરાથી ટીનાવેલી ટ્રેનમાં ઉપડયા. પણ ત્યાંથી બાર ગાઉ શઠકોપ સ્વામીનું સ્થળ છે ત્યાં જવાની તજવીજ કરવાની હતી તે અમે નિયમ પ્રમાણે પ્રભુ ઉપર રાખી હતી. તેથી સ્ટેશને ઉતરતાંજ અમને છેક નવા પ્રકારનાંજ માણસ જોઈ પોલીસવાળાએ પોતાની ડાયરીઓમાં અમારાં નામગામ પુછાવીને નોંધવા માંડયાં. સ્ત્રીવર્ગ ગભરાયો, પણ હું તેનું કારણ સમજ્યો. વળી જણાયું કે તે શ્રીવૈષ્ણવ

તથા અંગ્રેજી જાણનાર, મેટ્રિક્યુલેશનમાં પાસ, પણ સાત રૂપિયાનો સિપાઈ હતો. અંગ્રેજીમાં તેને આલવારની નગરીનું પૂછયું. તેની મદદ માગી કે તુરત તેણે આપવા હા પાડી, ઉતારો સૂચવ્યો ને ત્યાં ઘડી પછી પોતે આવવા કહ્યું. વગર માગે સ્ટેશન ઉપર પોલીસવાળો આવી રીતે મેળવી અમને ભગવાને સહાય આપી, પણ તેની કૃપા એટલેથી અટકવાની નહોતી. અમે ઉતર્યાં, રસોઇ કરી ને તે ફરીને આવ્યો ને અમને ડરાવવા માંડયો કે ત્યાં તો ચોરનો ભય છે ને તમારી સાથે કાફલો વિચિત્ર છે. મને એ બધી વાતથી એના ઉપર શંકા થઇ કે વખતે તે હેરાન કરશે, તેથી તેના ઉપર વિશ્વાસ ન મૂકવા ધાર્યું. તેને વિચારીને જવાબ દેવા વાયદો કર્યો. એક મન કહે કે એમ તો ન જવું; પાછાંજ રેલ્વેમાં મદુરા ચાલ્યાં જવું. સૌને એવો મત થાય છે તેવામાં અનાયાસ તોતાદ્રીના રહેવાસી એક આચારી બ્રાહ્મણ જેની સાથે અમારે વેંકટેશજીમાં શ્રીમાન રંગાચાર્ય સ્વામી મારફત ઓળખાણ થઈ હતી, ને જેણે અમને તોતાદ્રી આવવા ઘણો આગ્રહ કર્યો હતો, તેજ અનાયાસ તેજ જગે ઉતરવાના વિચારથી ઉતારો ગોતવા આવી ચઢ્યા, અમને બધી સમજ પાડી ને અમારે જવું હતું ત્યાં, તથા પછીથી તોતાદ્રિનાથનો પણ રથ ઉત્સવ હતો માટે ત્યાં પણ પોતે સાથે રહીને યાત્રા કરાવવાનું માથે લીધું. અમારા આનંદનું ને પ્રભુની અમારા ઉપર કૃપાનું શું પૂછવું ? તેનીજ મરજીથી અમે યાત્રા કરી છે એમ વાંચનારે પણ હવે શા માટે ન માનવું ? આ બ્રાહ્મણ સાથે અમે માત્ર શઠકોપ સ્વામીનોજ દિવ્યદેશ નહિ પણ તે સાથેના નવ બીજાની જાત્રા કરી, તોતાદ્રિનાથની યાત્રા કરી, ને તેણેજ અમારી સાથે અઢીસેં (૨૫૦) ગાઉ પદ્મનાભ જનાર્દનની યાત્રા મલબાર દેશમાં પણ કરાવી, કારણ તે ત્યાંના પણ ભોમિયા નીકળ્યા. વિસ્તાર થવાના ભયથી ત્યાંના બધા પરચા નથી લખતો, પણ અમારે નિત્ય પ્રભુની કૃપાના પરચા થતા હતા જેનો બીજો નમુનો બતાવું:—

વળીનાં એજ ટીનાવેલી રેલ્વે સ્ટેશન સુધી આ ભૈયા મહારાજ અમારી સાથે આવત, પણ અમારા આખા પ્રોગ્રામમાં મુખ્ય શ્રીદેવી ગોદામાનીજ યાત્રા રહી જતી હતી. તે એકજ રહી જાય ને વળી પાછી મુખ્ય, એ ખાતે અમને ઘણું લાગતું હતું. પાછું ફરતાંજ રસ્તામાં સાતુર સ્ટેશન આવવાનું ને ત્યાંથી માત્ર બાર ગાઉ એ દિવ્ય સ્થળ થાય. પણ ત્યાં રસ્તામાં પ્રસિદ્ધ ચોરનો ભય હોવાથી અમે ભોમિયા વિના તો જવા હિંમતજ ન ભરી, ને અમારા આ જાણીતા ભોમિયાને ત્યાંસુધી આવવા ઘણા લલચાવ્યા, પણ તે બિચારાને ઘણું અગત્યનું કામ હોવાથી લાચારીથી અમારાથી જુદા પડ્યા. એટલે અમે પણ નક્કી કર્યું કે જો ગોદામાની મદદ હશે, ને તેની જો મરજી હશે ને જોગ કરી આપશે તો જઇશું; નહિ તો નવ વાગે સ્ટેશને ઉતરી જમીને ચાર

વાગ્યાની ગાડીમાં શ્રીરંગજી છેક ચાલ્યાં જશું. જાહેર મદદ મળવાનો કશો સંભવ નહોતો ને મનમાં આજ સુધીના પરચાઓથી પુરી આશા હતી.

સ્ટેશન પર ઉતર્યા ને ટિકિટ લેતાં ગાડી જરા વધુ થોભી તેથી વાર થઇ. ત્યાં એક શ્રીવૈષ્ણવે મારી પાસે આવી મારૂં નામ ગામ અંગ્રેજીમાં પૂછ્યું. મેં જરૂર જાણ્યું કે ભગવાનેજ એને મોકલ્યો. તેથી તેને એ વાત કહી તુરત કહ્યું કે, અમારે ગોદામાની યાત્રાએ જવું છે ને તમે કૃપા કરી ટપાલ ગાડીનો બંદોબસ્ત કરી આપો તો ઠીક. જવાબ દેતાં જણાયું કે એ ખાતાનોજ તે મેનેજર હતો!! જુઓ પ્રભુનો અનુગ્રહ! અમારી સાથે તે આવશે એમ કહ્યું. અમે પણ વખત ખોયા સિવાય ખાવાની પણ દરકાર ન કરી. તે વખતજ ટપાલ ગાડી જતી હતી તે આખી ભાડે કરીને અંદર બેસી ગયાં ને સાંજ પડયે ગોદામાના દિવ્ય દેશ થી વલીપુતુરમાં પહોચાડી દેવાની શરતથી. દેખીતા બળદ પણ સારા જોડયા ને રસ્તામાં બાર માઇલ પર શિવકાંચી નામે જગ્યાએ બદલવાના હતા. આ વખતે અમારા મનને ભૂખ્યા તરસ્યા હોવાથી અતિ આનંદ થયો, કારણ અમને પહોંચવાની ભૂખ વધી હતી. તે પૂરી થવામાં બળદ તો દેખીતા ઘણા સારા પણ ચાલવામાં સારા ન નીવડયા. અડધે જતાં પાંચ વાગ્યા. વ્યાકુળ થયાં ને ભૂખ પણ કકડીને લાગી. દુઃખ બધાં પાછાં ભેગાં થયાં. એક તો ભૂખનું દુઃખ ને તેમાં બચ્ચાં કાચા નાસ્તાથી ન સંતોષાયાં ને કકળવા માંડયાં. બીજું હજી આઠ ગાઉ જતાં અંધારૂં થશે ને તે ઉપર વળી વરસાદ ચડયો છે તે પડશે તો પૂરૂંજ થશે, ને ત્રીજું જે ચોરનો રાતનો ભય હતો એ પણ બગબર અંધારી ચોમાસાની રાત આવી લાગી, પણ કરવું શું? ગાડીવાળો ભાષા ન સમજે, વધુ ગડબડ કરતાં તેને વહેમ પડે. વળી ટપાલની ગાડી કાંઇ અમારે માટે રોકાય પણ નહિ, તેથી હવે તો જે હરિ કરે તે ખરૂં એમ ધાર્યું. ભયભીત ચિત્ત હતાંજ ને ત્યાં બળદ બદલવાનું ગામ વચમાં સ્ટેશન હતું ત્યાં ગાડી છોડી બળદ બદલાવ્યા. બેલમાંનો નવો ગાડીવાન બિચારો વૃદ્ધ ને શ્રીવૈષ્ણવ હતો, પણ તે પણ ભાષા નહોતો જાણતો. તે અમને હાથો બતાવે ને અમે ચપટી વગાડીએ. "આંધળા બહેરાની કહાણી" ને તે ઉપર દિલમાં ભય, પણ વિશ્વાસ પ્રભુ ઉપર હતો. અહીં રહેવાનું ઘણું મન થયું પણ ઉપાય નહોતો. જરા ગામમાંજ ચાલ્યાં ને વરસાદ મંડયો ને ગામબહાર નીકળ્યા તો એવું અંધારૂં થઇ ગયું તથા વરસાદ પડવા માંડયો કે અમે ગાડીમાં બેઠે પણ પલળવા લાગ્યાં. અમે ગાડીવાળાને છત્રમ છત્રમ (ઉતરવાની જગ્યાનું) કહીએ ને તે વળી બીજું ભરડી પાછો વળવાને બદલે આગળજ પરાણે બનાવે. આગ તેનાથી પણ થાકયાં ને હરિસ્મરણ કરવા લાગ્યાં કે તુરત પ્રભુ વહારે ધાયા. ગામથી થોડે દૂર એક મકાન

આવ્યું ત્યાં તેણે ગાડી ઉભી રાખી ને અમે બહાર મોં કાઢી જોયું તો તે છત્ર જેવુંજ જણાયું. અમને તુરત આશા બંધાઇ. ત્યાં ઉતર્યાં. તપાસ્યું તો છત્રજ. પણ હવે અહીં ઉતરવું ? ઉતરીએ તો એ અમને મૂકીને જતો રહેશે કિંવા ખોટી થશે ? તેમ કરશે તો અહીંથી ક્યારે નીકળવું ! એ બધું સમજાવે કોણ ? પણ વાહરે મારા પ્રભુ ! છત્ર જોવા જતાં એક માણસ મળ્યો ને તેણે અમારો ડોળ જોઇનેજ હિંદુસ્તાનીમાં વાતો કરવા માંડી. બધો ખુલાસો થયો. તેણે પણ સલાહ આપી કે, "રાતે આ રસ્તે એકલા જવું તે ભયભરેલું છે માટે અહીં ઉતરો; વરસાદ વરસી રહેવા દો; પાછલી રાતે ચંદ્ર નીકળશે એટલે અહીંથી વીસ ગાડીઓ જશે તે ભેગા તમે જજો; હું ટપાલગાડીવાળાને મળ્યો, સમજાવ્યો ને તમને બ્રાહ્મણોની રસોઇની જગ્યા બતાવું ત્યાં રસોઇ કરો ને સીધું પણ આપું." સીધું તો અમારે નહોતું જોઇતું, પણ આવા ખુલાસાથી અમારા આનંદનું શું પૂછવું ? એ પ્રમાણેજ ગોઠવણ થઇ ને અમે સામાન ઉતારતાં તો વાદળો ઘેરાઇ ગયાં ને વરસાદ છુટી પડયો, જાણે કે અમને છત્રમાં ઉતારવા માટેજ રોકવામાં આવ્યો હતો. ત્યાં ઉતર્યાં, બજારમાંથી સીધુંસામાન લાવ્યાં, જમ્યા, નિરાંતે સૂતાં, પાછલી રાતે વીસ ગાડીઓની વચમાં ચાલ્યાં ને મોટા મળસકામાં સૌથી ઉચું શ્રી ગોદામાનું બાર માળનું ગોપુર દીઠું. ત્યાં જતાંવેંત દર્શન કર્યાં ને વટપત્રશાયી ભગવાનનો ઉત્સવ ને વિષ્ણુચિત્ત સ્વામીનું ત્રિમંજન તુરતજ દેખાડયું. ધન્ય માતા ! કે સુખથી પાછાં સાતુર આવી શ્રીરંગજી પણ પહોચી ગયાં. માટેજ અમે યાત્રા વિલાસમાં ગોદામાની સ્તુતિ કરતાં કહ્યું છે કેઃ—

સાતુર ઉતર્યાં આવી શ્રી ગોદામાતા,
તેવીજ ગાડી અપાવી સુખદાતા;
શિવકાંચીમાં રોકી રાતે શ્રી ગોદામાતા,
તેડાવ્યાં સમીપે પ્રભાવે સુખદાતા.

પરચા કેટલા લખીએ ! પણ અમે રામાનુજ સ્વામીના સેવક હોવાથી પ્રથમ શરૂઆતમાં ભાષ્યકારની સેવામાં બે દિવસ રહ્યાં હતાં, ને છેલ્લે પણ ભાષ્યકાર યતીરાજનીજ આજ્ઞાથી આ બધી યાત્રા થઈ. તેમનો મહાન ઉત્સવ જોઈ તેજ દેશમાં પાછાં વળ્યાં. એટલે કે જાણે તેમણેજ સાથે રહીનેજ સર્વ યાત્રા અમને કરાવી હોય એવું અમારૂં મન ધાર્યું થયું ને તેથીજ છેવટ તેમના પદમાં પણ એજ રીતે કહ્યું છે કેઃ—

બેઉ દિવસ સુખ આપીયાં યતીરાજ નમું,
ઉર ધાર્યાં થકી વિશેષ ગુરુપદમાં પ્રણમું;
પછી પ્રીતિથી મોકલ્યાં કરવા મોટા દિવ્ય દેશ,
સાથે રહી સૌ સ્થળે રાખી નિશદિન સંભાળ.
એ અમોઘ કરૂણા અહીં નહીં વીસરશે કોઈ કાળ !!

અમે પ્રથમ ગયાં હતાં તે ઠેકાણા સિવાય. વધુમાં આ વખતે પહેલાંજ પુંડરીનાથ, પછી ત્રિવેલુર પાસે તીનાનુરમાં ભક્તવત્સલ, મદ્રાસ પાસે મેલાપુરમાં ભૂતસરયોગી અવતારસ્થળ તથા કેશવ માધવ ભગવાન, દીનીવલ્લી પાસે આલવારની નગરી તથા શ્રીવૈકુંઠ આદિ બીજા નવ દિવ્ય દેશ, તોતાદ્રિનાથ તથા આગળ મલબાર તરફ પાંચનંબી નારાયણ, ત્રિપતીસાર આદિકેશ, ત્રિપાતદ્રયમાં અનંતશયન, પદ્મનાભ ને છેલ્લે જનાર્દન, તથા સાતુર પાસે શ્રીવલ્લીપુતુરમાં ગોદામાવર ને પત્રશાયી યાત્રાઓ થઈ. ઉત્સવોમાં વેંકટનાયનો કલ્યાણ ઉત્સવ, શ્રીસંપતકુમાર વિવાહ ઉત્સવ તથા મુકુટ ઉત્સવ, શ્રીરંગનાથનો બ્રહ્મોત્સવ, શ્રીતોતાદ્રિનાથનો રથોત્સવ, તથા શ્રીમાન ભાષ્યકારનો "જન્મોત્સવ" એ મુખ્ય હતા, ને બાકી તો જ્યાં ગયાં ત્યાં ઉત્સવજ હતા. અમે જ્યાં ગયાં ત્યાં પ્રભુએ એવી અનુકૂળતા કરી આપી કે આ ભારે મહાયાત્રા પૂરી કરી આવ્યા, ને "યાત્રાવિલાસ" પુરી લખી ત્યારે તેને છેલ્લે—

**ધન્ય ધન્ય અમારાં ભાગ્ય જાત્રા જઈ આવ્યાં,**
**થઈ પ્રભુની કૃપા અથાગ જાત્રા જઈ આવ્યાં.**

(આવી ગરબી નાંખીને સૌ તમામ બીજીવારની યાત્રાનો સાર લખી છેવટ ખરેખરા શબ્દો લખ્યા કે—)

## ગરબી

**માથું પણ કોનું નવ દૂખ્યું પડી ન હરકત લેશ,**
**જ્યાં ગયા ત્યાં ઉત્સવ દેખ્યા ધાર્યા થકી વિશેષ. જાત્રા૦**
**જ્યાં જ્યાં જેવી ઇચ્છા ઉપજી તેવી પૂરણ કીધીરે,**
**સ્વામીજી શ્રીજી શ્રીપતિએ લ્હાણ અલૌકિક દીધી. જાત્રા૦**
**પોતાના પૂરમાં તેડાવી ખાતર કીધી ભારીરે,**
**દરેક દિવ્ય દેશનાં સુખડાં જઇશું નહિ વિસારીરે. જાત્રા૦**
**વત્સલતા પરિપૂર્ણ વિલોકી કૃપા અતિશય ચાખીરે,**
**પતિત પાવન સાચા સ્વામી બ્હાનાની પત રાખીરે. જાત્રા૦**
**એવી કૃપા પળેપળ વધતી અનંત ઉપર થાયરે,**
**શ્રીનિવાસની વગથી એવું આયું લાગી પાયરે. જાત્રા૦**

સંવત ૧૯૪૫ ના વૈશાખમાં અમે સૌ આવી રીતે પાછાં ફર્યાં ને સૌ સૌને સ્થળે વેરાયાં. મેં પણ ઘેર આવી આ બધી મહાયાત્રાઓ લખી. તેમાં પ્રથમ ઉપકાર શ્રીમાન સ્વામી શ્રીતાતાચાર્યનો છે માટે તેમની સ્તુતિ લખી. તે પછી શ્રીમાન ભાષ્યકારનો, માટે તેમના સુચરિત્રના સારરૂપ "પ્રપન્નપ્રિય પચીશી" લખી. પછી તેમના તથા અમારા પરમાચાર્ય તથા આલવારોનો "ગુરુ પરંપરા પ્રભાવ" લખ્યો. તે પછી ભગવાન ભાષ્યકાર તથા શ્રીજી તથા શ્રીપતિનાં સ્તોત્ર લખ્યાં, ને યાત્રાવિલાસ તૈયાર થયો કે પાછો સંવત ૧૯૪૫ ના શ્રાવણમાં

સંસારચક્રમાં ભગવાને જોડી દીધો. એથી તેમની અનુકૂળતા વધુ થઈ. ભગવાને મને જેમ યાત્રા ધાર્યા કરતાં સવાઈ કરાવી, તેમ તે માટે થયેલ ખર્ચાના બદલામાં પણ તેજ નામથી સવાયું ખરચ વગર માગે ને વગર પ્રયાસે અપાવ્યું. વળી મારા અલ્પ પ્રયત્નને સ્વીકારવા આ ચારે ગ્રંથ છપાવવાની પણ ધીમે ધીમે એવી જોગવાઇ કરી કે, તેમાં જે સુધારો વધારો કરવાનો હતો તે પૂર્ણ કરી છપાવી પણ દીધા.

મારા મનમાં સંસારની જે આશાઓ હતી તે પૂર્ણ થઇ. હજી બાકી રહી ગઈ હતી તે એ કે ભૂપતિ સાથે મુંબઇ પ્રવાસે જવું ને ત્યાં ગવર્મેન્ટ હાઉસમાં ધુમાધુમ કરવી ને તે માટે ન્યુસપેપરોમાં મોટા માણસ તરફે ખબર આપવા. હું બાળક હતો ત્યારે મને બહુ મન થતું કે એવું મારે માટે કદી થશે કે નહિ. તે ખ્યાલ પણ સંવત ૧૯૪૬ ની સાલમાં એવી રીતે સંપૂર્ણ થયો કે જેવો મેં ધાર્યો પણ નહોતો. પ્રીન્સ આલ્બર્ટના આવાગમન ઉપર ઘણી ધુમધામ, ધાર્યા પ્રદર્શનો, મેળા, નાટક વગેરે ખૂબ જોયું. ગાડીઓ ખૂબ દોડાવી. રાવસાહેબનો ખિતાબ પણ મળ્યો. એમાં મારો પ્રયત્ન કશો પણ નહોતો, પણ મારા પ્રભુની કૃપાથી મને સંસારમાં એટલી અતૃપ્તિ રહી જાય તેમ પણ ન થયું. એટલેથી પણ બસ ન રહેતાં પાછો સંવત ૧૯૪૬ ના જેઠમાં ના ના પાડતાં મારી પાસે કુલ રાજ્યકારભાર આવ્યો. સાડાસાત મહિના ફરી રહ્યો તેમાં રાજ્યમાં પુજાયો. પ્રભુએ મને એવો જશ અપાવ્યો છે કે જેવો મને ફરી મળી શકે કે નહિ એ માટે શંકા છે. હવે મારી સાંસારિક તૃષ્ણાઓ એકે બાકી ન રહી.

પ્રભુએ પાછી નિવૃત્તિ આપી છે ને તેજ વખતનો ઉપયોગ કરવામાં આ ગ્રંથ લખ્યો છે. હવે બે મનકામનાઓ છે. એક જગન્નાથ, બદ્રિનારાયણની યાત્રા કરવાની, ને બીજી હજી આચાર્યનો સત્સંગ કરી સંપ્રદાય વધારે સમજી વધુ સંપ્રદાયગ્રંથો લખવા તથા છપાવવાની. આ અમારા કારભારના વખતમાં પણ મેં મારૂં કર્તવ્ય કર્યું છે ને તે એ કે, પ્રવચનામૃત આઠ હજારનું ભાષાંતર જે મેં પ્રથમના કારભારમાં અધુરું કર્યું હતું, તે આ કારભારમાં પૂરૂં કર્યું છે. હવે તે સુજ્ઞ આચાર્ય પુરૂષ પાસે શોધાવી છપાવી સર્વોપયોગી કરવાની ઇચ્છા છે તે પ્રભુ પાર પાડશેજ !!

× × × × ×

## હરિકીર્તનાચાર્ય અનંતપ્રસાદજી*

હવે તેમની ઇચ્છા શ્રી જગન્નાથ, બદ્રિનારાયણ વગેરે સ્થળોની

* હવે પછીનો ભાગ સ્વ૦ અનંતપ્રસાદજીના પરમભક્ત શ્રી. બાબારાવ બળવંતરાવ વકીલના પુત્ર રા. રા. શ્રી કાન્તરાયે લખેલા હિંદી ચરિત્ર ઉપરથી થોડા ફેરફાર સાથે લેવાયો છે.

માત્રા કરવાની' હતી અને ઇશ્વિરેચ્છાથી એ ઇચ્છા પાર પડી પણ ખરી. સંવત ૧૯૪૯માં રાજ્યમાં રાજકીય ખટપટે ઉગ્ર સ્વરૂપ પકડ્યું. આ ખટપટ એટલી હદ સુધી વધી ગઈ કે અનંતપ્રસાદજીએ નવાબ બહાદુર બિસ્મીલ્લાખાનને કહ્યું કે, "હું આ ખટપટથી દૂર થવા ઇચ્છું છું, કારણકે આ રાજકીય ખટપટ મને પ્રભુથી વિમુખ કરી દે છે." જો કે અનંતપ્રસાદજી હાલતાં ચાલતાં કે કચેરીમાં કામ કરતાં કરતાં કોઇ પણ વખતે શ્રી સંપ્રદાયનો દિવ્ય મંત્ર "**श्रीमन् नारायण चरणौ शरणं प्रपद्ये, श्रीमन् नारायण नमः**" આ મહામંત્રથી જરાપણ વિમુખ થતા ન હતા. કચેરીનું કામ ખતમ થાય કે તુરતજ હરિકીર્તન અથવા તો પ્રભુપદ લખવામાં તેઓ મશગૂલ થઈ જતા.

તેઓ રાજખટપટથી પરેશાન થઇ ગયા હતા. આથી રાધનપુર છોડી સર્વે પાટણ આવ્યા. અનંતપ્રસાદજી ઉપર નવાબ એટલા બધા ખુશ હતા કે તેઓ એમને હરેક માસે સો રૂપિયા પગારના મોકલાવ્યા કરતા. પાટણમાં તેઓ જસવંતરાયજી સાથે શાસ્ત્રો અને વેદ પર વાદવિવાદ કરતા ને હરિકથા લખતા. તેમણે પોતે લખેલ "વરાહ ભગવાનનું હરિકીર્તન' જસવંતરાયજીના મકાનમાં ઘણાં લોકોની સમક્ષ કોઇપણ જાતની શરમ કે સંકોચ વગર એક કથાકારની માફક ગાઇ સંભળાવ્યું. આ સાંભળી જસવંતરાયજીએ તેમને આશીર્વાદ દીધો કે, "તું મહાન ભગવદ્‌ભક્ત અને હરિકીર્તનાચાર્ય થઇશ." આ મહાત્મા પંડિતનો આશીર્વાદ સફળ થયો અને હજુ પણ સારાય ગુજરાત અને સૌરાષ્ટ્રની જનતા અનંતપ્રસાદજીને "મહાન ભક્ત હરિકીર્તનાચાર્ય અનંતપ્રસાદ"ના નામથી ઓળખે છે.

### મુત્સદ્દી અનંતપ્રસાદજી

સંવત ૧૯૫૨માં નવાબ બહાદુરે અનંતરાયજીને રાધનપુર બોલાવીને તેમને કાયમી દીવાની સોંપી, પરંતુ સંવત ૧૯૫૩ મા નવાબ સ્વર્ગસ્થ થતાં એડમિનિસ્ટ્રેશનની નિમણૂક થઈ. તેના વડા અમલદાર લોર્ડ લાઇટને અનંતપ્રસાદ તરફ મમત્વ હતું, આથી તેમણે તેમને મહેસૂલીખાતાના મુખ્ય અમલદારની જગ્યા અપાવી તેમજ એડમિનિસ્ટ્રેશન બોર્ડના વાઇસ પ્રેસિડેન્ટ (ઉપપ્રમુખ)ની જગ્યા પર નિયુક્ત કરાવ્યા. આ ફેરફારીથી રાજ્યમાં એવી અંધાધુંધી વ્યાપી ગઇ કે રાજ્યની પરિસ્થિતિ ગંભીર થઇ ગઇ. એક દિવસ કોઇ એક બદમાસે રાજ્યની તિજોરીમાંથી સાઠ હજાર રૂપિયા અને કેટલુંક ઝવેરાત ઉઠાવ્યું અને રાત્રે લઇ જવા માટે તેને દરબારગઢની અંદરની ગલીકુંચીમાં એક ખૂણામાં મૂક્યું. આ વાતની ખબર એક ગુપ્તચર દ્વારા અનંતપ્રસાદજીને મળી; રૂપિયા ને ઝવેરાત કબજે કરી લાઇટ સાહેબને ખબર પહોંચાડી. તેમણે આવી, દરેક ચીજ સંભાળી, તિજોરીમાં

મુકાવી ને સીલ લગાવરાવ્યું. જો અનંતપ્રસાદજીની ઇચ્છા તે વખતે જુદીજ હત તો તે સાડે હજાર રૂપિયાને ઓહિંયા કરી જઈ શકત. પરંતુ તેઓ તો નેકીદાર હતા, અને પ્રભુના પ્યારા ભક્ત હતા. તેઓ તો અપ્રમાણિકતા, અસત્યતા, વિકૃત દૃષ્ટિ, ચાડીચૂગલી, નિમકહરામીપણું એ સર્વે બેશરમી ભરેલા દુર્ગુણને ઠોકર મારવાનુંજ ઇચ્છતા.

એજ સાલમાં શ્રીમદ્ વાલ્મીકિ રામાયણનું સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ભાષાંતર કર્યું અને સંવત ૧૯૫૩ના શ્રાવણ સુદ પાંચમનાં રોજ તેને પ્રસિદ્ધ કર્યું. રાજ્યની નોકરીની સાથે સાથે ધાર્મિક લેખનપ્રવૃત્તિને તો તેમણે ચાલુજ રાખી હતી. સંવત ૧૯૫૫માં "શ્રીમદ્ મહાભારત "નો સંસ્કૃતમાંથી ગુજરાતી પદ્યમાં તરજુમો કર્યો. આ બંને પુસ્તક એવા ઉત્તમ હતા કે બબ્બે હજાર લેખે તેની ત્રણ ત્રણ આવૃત્તિ નીકળવા છતાં અત્યારે બજારમાં તેની એકપણ પ્રત મળતી નથી.

રાધનપુરના રાજકુમારીના વિવાહ જુનાગઢના નવાબ સાથે નક્કી થયા હતા. આથી " રાજકીય દબદબા સાથે નોકર સિપાઇ વગેરેને લઇ લગ્ન કરાવવા માટે અનંતપ્રસાદજીએ જુનાગઢ જવું " એવો હુકમ કર્નલ લાઇટ સાહેબે કર્યો. આ સાભળી અનંતપ્રસાદજી ઘણાજ પ્રસન્ન થયા અને પ્રભુનો ઉપકાર માનવા લાગ્યા કે, "હે પ્રભુ ! બચપણથી આ સ્થિતિએ પહોંચવાની ઇચ્છાને તેં પાર પાડી ખરી" તેઓ શાહીસરંજામ સાથે, કન્યાના પિતા જેવી માનભરી પદવી મેળવીને જુનાગઢ તરફ ચાલ્યા. એ વખતે જુનાગઢમાં પરશોતમરામ ઝાલા નાયબ દીવાન હતા; જે હજી પણ જુનાગઢના રાયજી દીવાનના નામથી મશહૂર છે. ત્યાં તેમણે અનંતપ્રસાદજીનું એવા દબદબાપૂર્વક સન્માન કર્યું કે આજ પણ તેને યાદ કરવામાં આવે છે. પાછળથી લાઇટ સાહેબ નિવૃત્ત થયા. તેમની જગાએ કર્નલ વુડ હાઉસ આવ્યા. તેઓ અનંતપ્રસાદજીની વર્તણુક જોઇ ખૂબ ખુશ થયા. એક વખત અનંતપ્રસાદજીને તાવ આવ્યો, આથી આઠેક દિવસની તેમણે રજા લીધી, પરંતુ ચાર દિવસમાં તબિયત ઠીક થઇ ગઇ એટલે તેઓ પોતાના કામ ઉપર ચડી ગયા. તેઓ પોતાની બેઠક પર બેસીને કામ કરતા હતા એવામાં કર્નલ વુડ હાઉસ કચેરીમાં આવ્યા. તેઓ અનંતપ્રસાદજીને જોઇ બોલી ઉઠયા:– " અરે ! તમે નોકરી પર કેમ આવ્યા છો ? આઠ દિવસની રજા લીધી હતી ને ?" તેમણે જવાબ આપ્યો:–"તબિયત સારી થઇ ગઇ, છે આથી કામ પર ચડી ગયો છું." વુડ હાઉસે કહ્યું:–"ઘેર રહી ચાર દિવસ વધુ આરામ લેવો હતો." તેમણે કહ્યું:–" તાવ અટકી ગયો એટલે આ શરીર તો ઘેર રહીને પણ કંઇ ને કંઇ કામ કરતજ, તો પછી ઘેર બેસી શા માટે માલિકનો પગાર નિમકહરામી થઇને ખાવો ? અને હું એમ સમજું છું કે પ્રમાણિક રીતે પૈસા મેળવવાથી હંમેશાં ઇશ્વર રાજી રહે છે." આ સાંભળી કર્નલ વુડ હાઉસ પ્રસન્ન થયા અને બોલ્યા કે,

"અનંતપ્રસાદ, તમે તો ઇશ્વરીય દેવદૂત જેવા છો." ઇશ્વરે એ શબ્દો સાચા પાડ્યા ને અનંતપ્રસાદજી ઇશ્વરીય દેવદૂતજ નીકળ્યા. થોડા વર્ષ પછી કર્નલ ઓડોનલ સાહેબ બદલીમાં આવ્યા. તેમની સાથે વિચારોના મનભેદને અંગે પોતાના નિત્યકર્મમાં ખલેલ પહોંચશે એવી તેમને શંકા થઇ. ધીમે ધીમે તેઓ બંનેના વિચારમાં રાતદિવસ જેવો તફાવત જણાવા લાગ્યો. આથી આ જંજાળમાંથી છૂટવાની તેમને સરસ તક મળી ગઇ. તેમણે રાજીનામું પેશ કરીને નોકરી છોડી દીધી અને બોલ્યા:– "હવે તો હું પ્રભુનીજ નોકરી કરીશ." અને તે પ્રમાણેજ તેમણે કર્યું. પ્રભુસેવામાં તલ્લીન થઇને મનુષ્યના કલ્યાણ માટે તેમણે યત્ન કર્યો. ઇ. સ. ૧૯૦૩ની સાલ લગભગમાં નોકરી છોડી દઇને શ્રી રામાનુજ સંપ્રદાયનો ઉદ્ધાર કરવા માટે તેઓએ કમર કસી અને પરમપદને પ્રાપ્યા ત્યાંસુધી સંપ્રદાયની સેવા એકનિષ્ઠાથી કરી.

### મહાત્મા અનંતપ્રસાદજી

તેઓ રાધનપુરમા હતા ત્યારે "આનંદ" નામનું માસિક સરકારી પ્રેસવાળાઓએ શરૂ કર્યું હતું. તેમાં ઘણાંજ હરિકીર્તનો અને પ્રભુના છુટા છુટા કીર્તનો લખવામાં આવ્યા હતા. એ માસિક થોડો વખત બંધ રહ્યું ને પછી પાટણવાળા દશરથલાલ ગંગારામ વ્યાસે બીજા અવતારથી શરૂ કર્યું. તે વખતે તેમણે શ્રદ્ધાળુ જનતાને પહેલાનીજ શૈલીથી હરિરસનું પાન કરાવવું શરૂ કર્યું.

ભાવનગરના દીવાન વિઠ્ઠલરાય શામળદાસ મહેતા સાથે તેમને સંબંધ તો હતો પરંતુ એ સંબંધ રાધનપુર છોડ્યા પછી વધુ ગાઢો થયો. અનંતપ્રસાદજીએ ભાવનગરમાં ઘણાજ કીર્તનો અને હરિકથા કરી હતી. એ કુટુંબમાં દીવાનના ભાઇ લલ્લુભાઇ શામળદાસ મહેતા, કે. ટી. સી. આઇ. ઇ. જે. પીનાં પુત્રી સુમતિ અનંતપ્રસાદજીના વ્યક્તિત્વને ઓળખી ગઇ ને તે તેની શિષ્યા બની. વળી શ્રીસંપ્રદાયના કાનનો અને શાસ્ત્રો તે તેમની પાસેથી શીખી. સુમતિને લીધે સારાય કુટુંબમાં શ્રીસંપ્રદાયના સંસ્કારની અસર થઇ અને શ્રી. લલ્લુભાઇ વગેરે અનંતપ્રસાદજીના અંગત મિત્ર થયા. તેઓ પણ શ્રી અનંતપ્રસાદજીના સતત સહવાસથી શ્રી સંપ્રદાયના પૂર્ણ અનુયાયી બન્યા. પછી અનંતપ્રસાદજીએ "મૂર્તિ પ્રતિપાદન" નામનાં આખ્યાનોથી ભરપૂર એવું એક પુસ્તક લખ્યું.

અનંતપ્રસાદજીનો પ્રભાવ ધીમે ધીમે એટલો બધો વધવા લાગ્યો કે સૌરાષ્ટ્રનાં ઘણા લોક શ્રીસંપ્રદાયના અનુયાયી બન્યા. ઘણા નાના મોટા રાજાઓ તેમની પ્રીતિ મેળવવા માટે સ્પર્ધા કરતા હતા. એમાં હડાલાના દરબારશ્રી વાજસુરવાળા સાહેબ (જેઓ હજુ હયાત છે) અને વૈકુંઠવાસી વડિયાના દરબારશ્રી બાવાવાળા સાહેબ–એ સર્વે તેમના અંગત મિત્ર હતા. તેમણે જુનાગઢની પાસે આવેલ ખોરાસાની

પવિત્ર ભૂમિમાં શ્રીવેંકટેશજીની અત્યંત સેવા કરી અને કીર્તન કર્યું આથી તેમનો શિષ્ય સમુદાય ઘણોજ વધ્યો; જ્યાં આજપણુ મહોત્સવ ઉજવવામાં આવે છે અને જે સ્થળ કાઠિયાવાડમાં રામાનુજ સંપ્રદાયનું મોટું ધામ છે.

થોડા દિવસ પછી માતાજી સ્વર્ગસ્થ થયા. તેઓએ બદ્રિનારાયણ અને જગન્નાથજીની યાત્રા કરી આવીને રહીસહી સંકલ્પ પૂરો કર્યો. જ્યારે તેઓ મુસાફરીમાં નીકળતા હતા ત્યારે માનવ-સમુદાય અને રાજા મહારાજાઓ ફૂલહાર લઇને સ્ટેશન પર આવી ખડા થતા. પરંતુ તેઓ પોતે હાર પહેરવાને બદલે પોતાના આરાધ્યદેવ શ્રીવેંકટેશજીની પેટી પર રખાવતા હતા. સૌરાષ્ટ્રની પ્રજાનો મોટો ભાગ, ત્યાંના ઘણા રાજાઓ અને વડોદરા રાજ્યના મુખ્ય મુખ્ય અમલદારો તેમને મહાત્મા તરીકે પૂજતા હતા અને તેમના આદેશ આગળ શિર ઝુકાવતા હતા.

જ્યારે તેઓ રાધનપુરમાં હતા ત્યારે પાટણના ઘણા નાગરભાઇઓને રાજ્યની નોકરી અપાવીને પોતાના પ્રેમપાત્ર બનાવ્યા હતા. અનંતરાયજીનો પહેલેથીજ બાબારામજી પર નાનાભાઈ અને પુત્ર જેવો સ્નેહ હતો. તેમને પણ સૌ પહેલા વકિલાત કરવા માટે રાધનપુર બોલાવ્યા હતા. બાબારામજીના મામા સ્વર્ગસ્થ રતનલાલજી ઉર્ફે લાલજીભાઈ પણ એક પ્રીતિપાત્ર વ્યક્તિ હતી. અનંતપ્રસાદજીએ લખેલ લખાણની પ્રેસ કૉપી તેમને હાથેજ તૈયાર થઇ હતી. તેઓ પણ મહાત્માના સહવાસથી મહાપંડિત, શાસ્ત્રનિપુણ અને ભક્ત થઇ ગયા હતા.

ગુજરાત અને સૌરાષ્ટ્રમા બીજા પણ ઘણાય તેમના ભક્ત અને શ્રીરામાનુજ સંપ્રદાયના અનુયાયી બન્યા હતા. "પારસમણિનો ટુકડો લોઢાને સુવર્ણ બનાવે છે" એ મુજબ જે કોઈ આ મહાત્માના સહવાસમાં આવ્યું તેના જીવનનો ઉદ્ધાર થઇ ગયોજ સમજવો. તેમણે ઘણા જીવોનો શ્રીસંપ્રદાયનું રહસ્ય સમજાવીને અને કથાવાર્તા લખી પુસ્તકોદ્વારા ઉદ્ધાર કર્યો છે. આજ પણ તેમના શિષ્યોની પરંપરા મોજુદ છે.

### પ્રભુ પ્રત્યક્ષ પરચો બતાવે છે

તેમના આરાધ્ય દેવ શ્રી. વેંકટેશ ભગવાન હાજરાહજૂર હતા. તેમણે અનંતપ્રસાદજીને ઘણા પરચા દેખાડયા હતા જેની હકીકત હજુપણ મોજૂદ છે. એક વખત મહાત્મા (અનંતપ્રસાદજી) વલ્લભી સંપ્રદાયની મુખ્ય ગાદી શ્રીનાથજી ભગવાનના દર્શન કરવા ગયા, ત્યાં તેમણે નિત્ય નિયમાનુસાર પ્રભુ પાસે બેસીને કીર્તન શરૂ કર્યું. ત્યાં એવો પ્રતિબંધ છે કે કીર્તનકાર સિવાય બીજું કોઇપણ મંદિરની અંદર ગાઈ શકે નહિ. આથી ગવૈયાઓએ આવીને તેમને મંદિરની બહાર કાઢયા. તેમને તો પ્રભુનું કીર્તનજ કરવું હતું. આથી બહાર ખુલ્લામાં આવીને તેમણે પ્રભુના ગુણ ગાયા. એજ રાત્રે ગાદીપતિ મહારાજને સ્વપ્નમાં "શ્રીજી બાવા"એ આવીને કહ્યું કે, "અનંતપ્ર-

સાહજીને કેમ ઉઠાડયા ? મારે તારા ગવૈયાઓનાં રાગરાગિણીમાં ગવાતાં ગીતો સાંભળવા નથી પરંતુ હું તો એક ભક્તની સાચી ભક્તિથી આવૃત્ત થયેલ હૃદયમાંથી નીકળતા દર્દભર્યા ગીતમાં મારા ગુણાનુવાદ સાંભળવા ઇચ્છું છું. તો પ્રાતઃકાળથીજ તેનું કીર્તન થવા દો." ગાદીપતિએ પ્રાતઃકાળમાં ઉઠીને તુરતજ ધર્મશાળાની પાસેજ જ્યાં મહાત્માજી બેઠા હતા ત્યાં પોતાના મુખ્ય માણસ સાથે સંદેશો કહેવરાવ્યો અને વધુમાં ઉમેર્યું કે, "આજ સવારથીજ તમારૂં કીર્તન પ્રભુની સમક્ષ શરૂ કરો." અનંતપ્રસાદજીને એજ જોઇતું હતું. તેમણે તે વખતથી પ્રભુ-કીર્તન શરૂ કર્યું. એ કીર્તન દશરથલાલે પ્રકટ કરેલ "શ્રીનાથમાળા" માં છે.

### ગ્રંથકાર અનંતપ્રસાદજી

આ મુજબ તેમણે "આનંદ" માસિકદ્વારા શ્રીરંગ માહાત્મ્ય, શ્રી જગદિશ માહાત્મ્ય, શ્રી વેંકટેશ માહાત્મ્ય, શ્રીહરિ સ્તવન, શ્રીરત્નાવલિ, સવાઇમાળા અને પ્રપન્નપ્રિય પદો, પ્રભુનો પ્રસાદ, જિતેન્દ્ર સ્તોત્ર, શ્રી ગુરૂ પરંપરા પ્રભાવ, શ્રી પ્રાર્થના રત્નમાળા, જુગલગાનમાળા, શ્રી ભેદમાળા, ધ્યાનમાળા, શ્રી વિઠ્ઠલનાથમાળા, શ્રી વેંકટનાથમાળા, શ્રી દ્વારકા અને બેટની દીપમાળા, શ્રી યદુગિરિનાથની પ્રસાદી, જ્ઞાન વૈરાગ્ય વગેરે પદો, શ્રીમદ્ ભાગવતના વેણુગીતનો પદ્યમાં તરજુમો, દ્રવિડ વેદાન્ત એટલે દિવ્ય પ્રબંધ, શરણાગતિ તથા રામાયણ ચાલીસી તથા રામભક્તિના પદો, વગેરે છુટક છુટક આખ્યાનો, પદો વગેરે લખ્યાં. એ સઘળાં નાનાં નાનાં પુસ્તકો દશરથલાલે છપાવી પ્રસિદ્ધ કર્યાં. નાનાં નાનાં પુસ્તકો છુટક છુટક ને મુશ્કેલીથી મળતાં હતાં, તેમાં વધુ ખર્ચ ઉપરાંત મેળવવામાં અગવડ પણ સહન કરવી પડતી, આથી એ નાની નાની પુસ્તિકાઓને એકઠી કરીને, અનંતપ્રસાદજીના પરમમિત્ર બગસરાના દરબાર શ્રી વાજસુરવાળા સાહેબે ભાવિકોને એ મુશ્કેલીમાંથી મુક્ત કરવા માટે "અનંત પદસંગ્રહ" નામનું લગભગ ૧૩૦૦ પૃષ્ઠનું એક મોટું પુસ્તક છપાવીને પ્રસિદ્ધ કર્યું જે હજી પણ મળે છે. વળી દશરથલાલે આનંદ માસિકમા આવેલ હરિકથા આખ્યાનો વગેરેને એકઠા કરીને "ચોવીસ આખ્યાન-ભાગ ૧, ૨, ૩, ૪" એ નામે પુસ્તક છપાવી ભાવિક જનતામાં તેનો પ્રચાર કર્યો.

પાછળથી અનંતપ્રસાદજી, પાટણ, મહેસાણા, દ્વારકા, બેટ વગેરે સ્થળે પરોપકારી અને પરમાર્થી જીવન ગાળતા હતા. ઘણુંખરૂં તેઓ અંધેરીમાં સર લલ્લુભાઇને ત્યાં રહીને અને લોકકલ્યાણ કરીને પોતાનું જીવન પ્રભુમય રીતે ગાળતા હતા. તેમની ખાસિયત એવી હતી કે જ્યાં તેઓ ઉતરતા ત્યાં પોતાનું કામ પોતાની જાતે કરી લેતા. પોતાનું વસ્ત્ર પણ પોતાનો દાના નામનો નોકર જો હાજર ન

હોય ને બીજું કોઇ આપે તો તેઓ ઇનકાર કરતા અને પોતાની હાથેજ લઇને તેને પહેરી લેતા.

અનંતપ્રસાદજીએ લખેલા સાંપ્રદાયિક અને પૌરાણિક ગ્રંથોની બીજી આવૃત્તિ થઇ, આથી તેમણે ગોદામાકૃત ગામ, સંકલ્પ સૂર્યોદય નાટક, સહસ્રગીતિ ભાગ ૧-૨, શ્રીરંગનાથ ભગવાનના પદોનો સંગ્રહ, પાદુકા સહસ્રગીતિ વગેરે પુસ્તકો હિન્દીમા લખવાં શરૂ કર્યાં અને ઉપનિષદાર્થ, ગુજરાતીમા ગીતા, મણીપ્રવાહ હારમાળા ભાગ ૧-૨-૩, શ્રીવૈષ્ણવ એટલે શું ?, આખ્યાનમાળા અને બીજા પદો લખીને ગુજરાત અને સૌરાષ્ટ્રમા પોતાનો વિચારોનો વધુ ફેલાવો કર્યો.

## માંદગી

ઇ. સ. ૧૯૧૭ માં શ્રી અનંતપ્રસાદજી દ્વારકામાં સખત બિમાર થયા, આથી બાબારાયજી તેમને મહેસાણા લઈ આવ્યા. અનંતપ્રસાદજી ડૉક્ટરોએ બનાવેલી અંગ્રેજી દવા લેવા માટે જરાપણ તૈયાર ન હતા, એટલે તેમને માટે આયુર્વૈદિક દવાની ગોઠવણ કરી હતી. હમેશાની જેમ આ વખતે પણ તેમના ધર્મપત્નીએ તેમની ખંતપૂર્વક શુશ્રૂષા કરી હતી. પાંચી બહેન નામના એક બ્રાહ્મણ બહેને અનંતપ્રસાદજીની વાનપ્રસ્થ અવસ્થામાં સૌ૦ દમનગૌરીની સાથે રહી અનંતપ્રસાદજીની અને તેમના આરાધ્ય દેવ "શ્રી વેંકટેશજી"ની ઘણીજ સેવા કરી હતી.

ઇશ્વરકૃપાએ અનંતપ્રસાદજીની તબિયત સારી થઇ ગઇ. આ ગંભીર માદગીમા પણ પ્રભુનું સ્મરણ અથવા હરિકથા-લેખન તેમણે કદી છોડયું ન હતું. તબિયત સુધરી ગયા પછી ફરી એક વાર તેઓ ગુરુ ત્રિવડીના અને પ્રભુ શ્રીરંગનાથ ભગવાનનાં દર્શન કરી આવ્યા અને તે પછી પોતાનો સમય શ્રી એટપતિની પાસે ખેરાસા અને અંધેરીમાં વ્યતીત કરવા લાગ્યા.

આ મંદવાડ આવ્યા પછી અનંતપ્રસાદજીએ વિચાર્યું કે મારા વૈકુંઠવાસ પછી મેં, પ્રમાણિકપણે એકઠી કરેલી આ મિલકત પ્રભુ સેવામાં અર્પણ થાય તો ઠીક જેથી મિલકતનો દુરૂપયોગ ન થાય તેમજ તેને માટે ખોટા ઝગડા પણ ઉપસ્થિત ન થાય. આથી તેમણે વસિયતનામું કર્યું; જેમાં વકીલ બાબારાયજી બલવંતરાયજી મજમુદાર, સર લલ્લુભાઈ શામળદાસ મહેતા અને દમનગૌરીને ટ્રસ્ટી તરીકે પસંદ કરવામાં આવ્યાં. અનંતપ્રસાદજીને કંઈ પરિવાર ન હતો આથી તેમના મિત્ર વર્ગમાં કે શિષ્ય વર્ગમા પોતાને પુત્ર નહિ હોવાને કારણે કોઈ શોક કરતું તો તેઓ કહેતા કે, "પુત્ર પરિવાર સારો નીકળે તો સારૂં, પણ જો કદાચ કપુત અથવા નાલાયક નીકળે તો પિતૃઓને પણ કષ્ટકારક થઇ પડે. જુઓ ! જે ભક્તો પ્રભુને પ્રિય હોય છે તેમને કોઇ દિવસ પરિવાર હોતો નથી, અને જો હોય છે તો તેને પ્રભુ જલદીથી ઉઠાવી લે છે." આ માટે નરસિંહ મહેતા અને બીજા

એ ત્રણ ભક્તોનું તેઓ ઉદાહરણ આપતા. તેમણે પોતાની મિલકતના આ મુજબ ૭ ભાગ કર્યા હતા—૧ શ્રીરંગનાથ ભગવાન, ૨ શ્રીગુરુ ત્રિવડીમાં, ૩ શ્રીરંગજીમાં વેદાન્ત દેશિક સ્વામીના મંદિરમાં, ૪ શ્રીપેરે મદુર ઉર્ફે ભૂતપુરી જ્યાં રામાનુજ સ્વામીનું પ્રાકટ્ય થયું હતું ત્યાં શ્રી સંપ્રદાયના સિદ્ધાંતો અને વેદવેદાન્ત ધાર્મિક સાહિત્યનો પ્રચાર કરતી પાઠશાળામાં, ૫ થોડો હિસ્સો પોતાના ભાઈ નૃસિંહપ્રસાદના પુત્ર રા. વિષ્ણુભાઈ અને જનાર્દનને અને ૬ પોતાની સેવાશુશ્રૂષા કરનારાઓ અને પ્રીતિપાત્ર સંબંધીઓને. પરંતુ આ વસિયતનામાનો અમલ તો સૌ. દમનગૌરીના વૈકુંઠવાસ પછી કરવાનો હતો. જ્યાંસુધી તે હયાત હોય ત્યાંસુધી તે મિલકતના વ્યાજનો ઉપભોગ કરી શકે એવી વીલમાં વ્યવસ્થા કરવામાં આવી હતી. આથી દમનગૌરીના વૈકુંઠવાસ પછી સર લલ્લુભાઇ અને બાબારાયજીએ "વીલ"માં જણાવ્યા મુજબ અમલ કર્યો અને જેને જેને જે જે ભેટ આપવાની હતી તે મોકલાવી દીધી. દમનગૌરીએ પણ પતિના પગલે ચાલીને, તેમનીજ માફક વીલ બનાવી પોતાની મિલકતનો બંદોબસ્ત કર્યો છે.

આ પછી થોડા મહિના બાદ બાબારાયજીના નિકટના સંબંધી લાલજીભાઈ સ્વર્ગસ્થ થયા. આ સમાચાર સાભળી અનંતપ્રસાદજીએ બાબારાયજી ઉપર પત્ર લખ્યો, જેમા લખ્યું હતું કે, "ચિ૦ લાલજીભાઇના વૈકુંઠગમનના સમાચાર સાંભળીને મને અત્યંત લાગી આવ્યું છે અને તેથી ઘણોજ શોક થયો છે. મારી પ્રભુ પાસે વિનંતિ છે કે એ આત્માને સંભાળીને જેવી રીતે પ્રભુએ લઇ લીધો તેવી રીતે અનંતને પણ બોલાવી લે. હવે તો આ સાંસારિક ઉપાધિઓ અને આવા કારી ઘા મારાથી સહન નથી થતા." અને સાથે ઉમેર્યું હતું કે, "બાબારાય જ્યાં હોય ત્યાંથી મારા અવસાન સમયે મારી પાસે આવી પહોંચે એવી મારી શ્રીપતિને પ્રાર્થના છે, અને વિનંતિ કરું છુ કે મારૂ અવસાન એજ ભાગ્યશાળી હાથમાં થાય."

મહાત્મા અનંતપ્રસાદજીનું મન કેટલીયે વખત શ્રીરંગનાથના ચરણકમળનાં દર્શન કરી આવ્યું હતું તો પણ તેમનું દિલ એવું ને એવુંજ રંગનાથ પ્રત્યે હતું. પાછળના દિવસોમાં તેઓ રંગનાથ ન જઈ શક્યા આથી પ્રાર્થના કરીને મનને શાંત કરતા. નીચેની પ્રાર્થનામાં તેમનું હૃદયનું દર્દ સ્પષ્ટ જણાઇ આવે છેઃ—

**કોઇ રંગનાથકુ જાય કહો, યહ વિરહી અતિ દુઃખ પાય કહો,**
**તો ઋષિ રહે રસીલે, કછુ યુક્તિ કરિ સમુજાઈ કહો.**

**અનુભક્તા હી મરજાવેગા, સ્વામીકા સુખ નહીં પાવેગા,**
**ઉનકી કોઈ દયા દિલ લાવેગા, રક્ષક પ્રપન્નકા કહાવેગા.**

દર વખતે ગરમીની ઋતુમા અનંતપ્રસાદજી દરિયા કિનારે જતા હતા; પરંતુ સને ૧૯૧૭ ની સાલના મે માસમાં ભક્તોના ખાસ

આમદથી તેઓ વેરાવળ ગયા.

## છેલ્લી માંદગી

અનંતપ્રસાદજી હરસની વ્યાધિથી પહેલાં વધારે માંદગીમાં સપડાઇ ગયા હતા આથી શરીર કમજોર થઇ ગયું હતું. વૃદ્ધાવસ્થાને હજુ ઘણી વાર હતી છતાં તેઓ વૃદ્ધ જેવા લાગતા હતા. તોપણ દેરિયાઇ હવાથી તેમને ઠીક રહેતું હતું. "તા. ૨૦–૬–૧૭ના રોજ વઢિયા દરબાર પાસે જવાનો છું" એવી મતલબનો પત્ર તેમણે બાબારામજીને લખ્યો. એ વાત સ્પષ્ટ હતી કે નાનપણથી તે અત્યાર સુધી પોતાના નક્કી કરેલા કાર્યક્રમમાં તેઓ નિયમિત હતા; તેમાં ભાગ્યેજ ફેરફાર થતો. પરંતુ "ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે" એ કથનાનુસાર મનુષ્યને પ્રભુની ગતિની ખબર પડતી નથી. અચાનક શત્રુની જેમ, છેલ્લા પયગામ જેવો ઝેરી તાવ ચડ્યો અને વઢિયા જવાનો પ્રોગ્રામ બંધ રહ્યો. તા. ૨૦–૬–૧૭ના રોજ તેમણે બાબારામજીને તાર કર્યો કે, "હું કાલે મહેસાણા આવું છું."

તા. ૨૧–૬–૧૭ ના રોજ અનંતપ્રસાદજી ટ્રેઇનદ્વારા મહેસાણા જઇ પહોંચ્યા. તે વખતે તેમનું શરીર બહુ શિથિલ થઇ ગયું હતું. તાવ પણ સખત હતો. છતાં મુખમાં નામ તો શ્રીહરિનુંજ હતું અને જેને શ્રીધ્યાનુસંધાન ચાલુ હોય તેને તાવ થોડો હોય કે ઝાઝો હોય તેની શી પરવા? અનંતપ્રસાદજી ગાડીમાથી ઉતર્યા તે વખતે તેમના મગજ પર તાવની અસર હતી, પરંતુ એ વાતની કોઇને ખબર નહોતી પડી કારણકે "શ્રીમન્નારાયણ, ગોવિન્દા," "શ્રીરામનામ" વગેરે ભગવત્ નામ ઉચ્ચારની સાથે હાથપગની ક્રિયા પણ નામોચ્ચારણમાં લીન હતી. બાબારામને ત્યાં આવ્યા પછી થોડા કલાક બાદ આરાધ્ય દેવ વૈકુંઠનાથની પૂજા થઇ ગઇ એમ સમજીને ચરણામૃત માગ્યું, પરંતુ હજીસુધી આરાધન થયું નહોતું. આથી બાબારામજી બોલ્યાઃ– "શ્રીરંગનાથ ભગવાનનું ચરણામૃત હું લાવી શકું છું." આ સાંભળી તેમણે જવાબ આપ્યોઃ–"જલદી લાવો." આ ચરણામૃતમાં પણ પ્રભુનો પરચો છે. સન. ૧૯૧૬માં જ્યારે તેઓ છેલ્લી વખતે શ્રીરંગજી ગયા હતા ત્યારે ત્યાંથી રંગનાથ ભગવાનના ચરણામૃતનું પાર્સલ બાબારામજી પર કર્યું હતું, પરંતુ રેલ્વેમાં તે ક્યાંક આડાઅવળી ચડી ગયું હતું, તે રખડતું રખડતું અનંતપ્રસાદજી મહેસાણા આવ્યા તે પહેલાં થોડા દિવસ પહેલાંજ મળ્યું હતું. આમ જે ચરણામૃત બીજાને માટે મોકલવામાં આવ્યું હતું તે ઇશ્વરી સંકેત મુજબ વખતસર પોતાનેજ ઉપયોગમાં લેવા માટે આવી મળ્યું.

ફરી તાવ વધ્યો અને ૧૦૪ ડીગ્રી સુધી પહોંચ્યો. તેમનું મન ભગવતમય હતું. નજર સમક્ષ પ્રભુ શ્રીવેંકટેશ તરી રહ્યા હતા અને બાજુમાં અહર્નિશ મનઃચક્ષુ સમક્ષ રહેનારા પ્રભુ બેટપતિ જાતે

હાજર હતા. આખું દીવાનખાનું સુવાસિત પુષ્પો અને સુગંધિત ધૂપથી મહેકી રહ્યું હતું. દસ વાગ્યા પછી પથારીમાં સૂઇને, જરા સ્વસ્થ થઇને બાબારાયજી અને બીજા સર્વ જેઓ બેઠા હતા તેમને નજદીક બોલાવ્યા. તે વખતે શાંતિથી "શ્રીકૃષ્ણજન્મ"નું વિવરણ શરૂ કર્યું; વિવરણ કરીને આખાય આખ્યાનનું રહસ્ય સમજાવ્યું. ૧૦૫ ડીગ્રી સુધી તાવ હતો છતાં આખ્યાન કહેતાં કહેતાં જ્યારે શ્રીકૃષ્ણજન્મના પ્રસંગનું વર્ણન આવ્યું ત્યારે તેઓ જોરશોરથી "નન્દ ઘેર આનંદ ભયો, જે કનૈયા લાલકી" એ ધૂન લગાવી અને "વાહ પ્રભુ વાહ" એમ કહી તાળી વગાડવા લાગ્યા. તેઓ જ્યારે ધૂનમાં હતા ત્યારે કોઇ નવિન આગંતુકને ખબર પણ ન પડી કે અનંતપ્રસાદજી ખૂબજ બિમાર છે. જેઓ ત્યાં હાજર હતા તેઓ સર્વે પ્રભુકીર્તન અને સ્તોત્ર પાઠ કરતા હતા. બપોરે ત્રણ વાગે સર્વે બેઠા હતા તે વખતે દમનગૌરી 'ભગવાન ધનવંતરી સારૂં કરી દેશે' એવું વાક્ય કોઇની સાથે વાત કરતાં કરતાં બોલ્યાં. આ વાક્ય અનંતપ્રસાદજીના કાન પર પડતાંજ તેઓ બોલ્યાઃ—

अच्युतानंद गोविंद नामोच्चारण भवमन ।
न स्यंति सकला रोगा, सत्यं सत्यं वदाम्यहम् ॥

તેમની એવી આજ્ઞા હતી કે પાણીને બદલે ભગવાન શ્રીરંગનાથનું તીર્થજળ તેમને આપ્યા કરવું. આ મુજબ ભજનકીર્તનમાં આખી રાત વીતી ગઇ. વળી આ વખતે તેમના ભત્રીજા અને બીજા સંબંધી જેમને આ આખરી મંદવાડના સમાચાર પહોંચાડવામાં આવ્યા હતા તે સર્વે પણ આવી પહોંચ્યા.

બીજે દિવસ એટલે અષાડ સુદ ત્રીજને શુક્રવારના રોજ જગન્નાથ ભગવાનની રથયાત્રાનો દિવસ હતો. દક્ષિણમાં આવેલ મદ્રાસની પાસે ત્રિપદીમા શેષાદ્રિ પર્વત ઉપર શ્રીવેંકટનાથ ભગવાન ઉર્ફે બાલાજીની પવિત્ર ભૂમિ છે જ્યાં દર શુક્રવારે બપોરે પ્રભુ શ્રીવેંકટેશજીનો સહસ્ર કળશવડે શાસ્ત્રોક્ત રીતે દૂધ અને જળથી અભિષેક થાય છે. અનંતપ્રસાદજી તેમનું ધ્યાન ધરવા લાગ્યા. તે વખતે અનંતપ્રસાદજીના શિષ્યોમાના એક ભક્ત લાલદાસજીએ અનંતપ્રસાદજીએ રચેલ "વેંકટેશમાળા"માંથી "શુક્રવારની શોભા"નું નીચેનું પદ ગાયુંઃ—

શુક્રવારે શોભા શ્રીગિરિમાંહી અતિ,
કરે સ્નાન પતિ, સહસ્ર કળશ વતી. ટેક૦
મંગળા માંહે ફુલમાં ફુલ્યા દીઠા,
પુષ્પ જામામાં લાગે 'વિસામો' મીઠા;
દિવ્ય સુઆકૃતિ, શ્રીનિવાસપતિ. હાં, હાં, હાં, હાં. શુક૦
જમી જુક્તે ન્હાવાને તૈયાર થયા,
આવી બેઠા ભેળા ત્યાં નરનાર થયા;

સામમી દીપતી, આવી હાઠ વતી. હાં, હાં, હાં, હાં. શુક૦
રજા પામીને પહોંચ્યાં પ્રભુની પાસે,
દિવ્યરંગ શ્યામ અંગ શું અહા ભાસે!
ખૂબી એની બધી, નહીં શકાય વદી. હાં, હાં, હાં, હાં. શુક૦
ચાલ્યો ચૌપે અભિષેક દૂધ ધાર વડે,
કલશ ચાલ્યા આવે છે બાંધી હાર વડે,
પઠન થતી શ્રુતિ, વધે જતી દ્યુતિ. હાં, હાં, હાં, હાં. શુક૦
વચ્ચે ચંદન ચરચાયું અંગ પર જ્યારે,
નાથ નખશિખ નીરખ્યા શું અહાહા ત્યારે;
નહીં જાય સ્મૃતિ, ધન્ય એ આકૃતિ. હાં, હાં, હાં, હાં. શુક૦
ધરી ધોતીને ફુંદ ઉપરણા સાથે,
થઈ આરતિ રજા મળી જૂદાં થાતે;
રાખ હૃદય પ્રતિ, અનુ અંતગતિ. હાં, હાં, હાં, હાં. શુક૦

શ્રી વેકંટેશજીના ધ્યાનમાં આંખો મીંચીને તેઓ સૂઇ રહ્યા હતા. સર્વ લોક આ ગંભીર દેખાવ જોઇ ગભરાયા અને તેમને શરીરના સમાચાર પૂછ્યા. આ અવાજથી તેમનાં ધ્યાનમાં ખલલ પહોંચી, આથી બોલ્યા કે, "ભગવત્સ્મરણમાં શું કામ દખલ કરો છો?" પછી બાબારાયજીએ શ્રીમન્નારાયણનું નામોચ્ચારણ શરૂ કર્યું. તેમની સાથે અનંતપ્રસાદજી પણ બોલવા લાગ્યા, તે વખતે તેમનું સ્વરૂપ તેજસ્વી હતું. અનંતપ્રસાદજી આચાર્ય પરંપરા ગુરૂ અનુસંધાન કરીને શ્રીમન્નારાયણનો જાપ મોટેથી કરવા લાગ્યા. એ વખતે દમનગૌરીએ શ્રીવૈકુંઠનાથ પોતાના ભક્તને કેવા ભવ્ય દર્શન દે છે અને વૈષ્ણવને તેડવા માટે કોણ આવે છે, એ કહીને, અનંતપ્રસાદજીએજ રચેલ પદ ગાવું શરૂ કર્યું:—

અંતે એજ પ્રભુ અલબેલો લેવા આવશેરે, દયા જણાવશેરે,
શંખ ચક્ર ગદા કર ધારી, કરી ગરૂડજી ઉપર સ્વારી,
મન હારી, નીજ સુરત મન બતાવશેરે. અંત૦
નાડી બધી તૂટતી જાશે, વ્યાકુલ જીવ ઘણો ગભરાશે,
ત્યારે પાસે આવી શુદ્ધિ લાવશેરે. અંત૦
અતિ ઉમંગે નીકળી તનથી, દિવ્ય દેહ શોભીતા વદનથી,
અનંત બંધુ શ્રીવૈકુંઠ વિષે વિરાજશેરે. અંત૦

## શ્રી વૈકુંઠગમન

પ્રભુનું નામસ્મરણ ચાલું હતું, પરમભક્ત બાબારાયજી તેમની સાથે ગાતા હતા અને અનંતપ્રસાદજી પ્રભુસ્મરણ કરી રહ્યા હતા. તેમજ થોડી થોડી વારે "શ્રીમન્નારાયણા જે ગોવિંદા હા, હા" એમ મોટેથી બોલી ઊઠતા હતા. તેમની પત્ની શ્રીઆલમંદારનો સ્તોત્ર

પાઠ કરતાં હતાં અને થોડે દૂર વિનાયકરાવ ઉર્ફે ચકુભાઇ વકીલ જેઓ બાબારાયજીના દૂરના ભાણેજ થાય તેઓ શ્રી ગજેન્દ્રમોક્ષનો પાઠ કરતા હતા. પરમપદની પ્રાપ્તિના થોડા સમય પહેલાં અનંતપ્રસાદજીનું શરીર તેજોમય દેખાતું હતું. તેની કાંતિ વધતી જતી જણાતી હતી. આખું શરીર તેજસ્વી અને કોઇ અનેરી સુગંધથી ભભકતું હતું. અંત સમય પહેલાં શ્રી દ્વારકાધિશના મંદિર (મહેસાણામાં વલ્લભી સંપ્રદાયની કાંકરોળીવાળી ગાદીનું મોટું મંદિર છે)ની પુષ્પની માળા કે જે આજે રથયાત્રાનો મહાન ઉત્સવ હોવાથી રાજભોગ થયા પછી ભગવાનને ધરીને મુખીયાજી લાવ્યા હતા, તે "વિજયવંતિ માળા"ને અનંતપ્રસાદજીએ નમસ્કાર કર્યા અને તેને મસ્તક પર લગાવીને "શ્રી રંગનાથ ભગવાનની જય, શ્રીવેંકટેશ ભગવાનની જય; શ્રી દ્વારિકાધિશની જય" એમ બોલીને ધારણ કરી લીધી; અને બાબારાયજીને કહ્યું કે, "બાબા! પ્રભુની વિદાય આવી ગઇ છે." આ શબ્દ સાંભળી બાબારાવજી અને દમનગૌરી જરા ગભરાયા પણ તુરત સ્વસ્થ થયા. થોડા વખત પછી હમેશના રિવાજ મુજબ (જ્યારે અનંતપ્રસાદજી લખવામાં મશગૂલ થતા અથવા પ્રભુ ધ્યાનમાં નિમગ્ન રહેતા તે વખતે તેમની ડાબી આંખ એક બાજુથી થોડીક બંધ રહેતી) ડાબી આંખ થોડીક બંધ કરીને શ્રી બેટપતિના મોટા ચિત્ર તરફ નજર કરી. એ દશ્ય કેવું અનુપમ હતું! આખું શરીર દિવ્ય દેહ જેવું બની ગયું હતું. આખું દીવાનખાનું અને ઘર મહેકી રહ્યું હતું. મનુષ્યના મરણ વખતે જે ભયાનકતા લાગે છે, તેનો જરાપણ અંશ નહોતો, પરંતુ સર્વના મુખમાં પ્રભુ-નામનાં રટણથી, વેદસ્તોત્રોના ઘોષથી અને પ્રભુ સમક્ષ જળી રહેલી દીવાની જ્યોતથી, ધૂપથી, પુષ્પોની સુગંધીથી અને સર્વથી વધુ તેજોમય એવી નિરાળી સુગંધ અને તેજથી આખા દીવાનખાનાની શોભા વૈકુંઠ સરખી અનુપમ બની ગઇ હતી. આ નિરાળી સુગંધ અને દિવ્ય પ્રકાશ "પ્રભુ નારાયણના દિવ્ય પાર્ષદના આગમન"ની આગાહી આપતી હતી.

અનંતપ્રસાદજીનો આત્મા કાંઇ જેવો તેવો ન હતો. તે તો પ્રભુનો અંશ અને તેજનો ટુકડો હતો, એટલે કે પ્રભુ પ્રભુમાં મળી ગયા અને શ્રીસંપ્રદાયના સિદ્ધાંત અનુસાર શ્રીવૈકુંઠમાં પરિબ્રહ્મ નારાયણના ચરણકમળમાં એ આત્મા પહોંચી ગયો. આમ તા. ૨૨-૬-૧૯૧૭ એટલે સંવત ૧૯૭૩ના અષાઢ સુદ ત્રીજને શુક્રવારના રોજ સાયંકાળ પહેલાં અનંતપ્રસાદજીએ વૈકુંઠ તરફ પ્રયાણ કર્યું.

અને અહીં શું રહ્યું?—"જે અહર્નિશ પ્રભુના ચરણકમળમાં ઝુકી રહેતું હતું તે મસ્તક; પ્રભુસેવામાં, વેદ ગ્રંથોમાં, પ્રભુના ગુણગાનમાં, મહાન ભકતો અને મહાન આત્માઓના કીર્તન લખવામાં મશગૂલ રહેતા હતા તે હાથ; જેમાં નિર્મળ સ્નેહ, પ્રભુભક્તિ, દયા,

સત્ય, જ્ઞાન અને પ્રભુનું નામ વિરાજતું હતું તે હૃદય; જેમાં સત્ય, નેકી અને પ્રમાણિકતાથી ઉત્પન્ન કરેલ પ્રભુપ્રસાદરૂપી અન્ન રહેતું હતું તે પેટ; અને તીર્થસ્થાનોમાં, પ્રભુના ધામમાં પ્રભુએ ઉત્પન્ન કરેલ સંતતિની સેવા અને પ્રભુ કિંકર્યમાં હરહમેશાં ઘૂમી રહ્યા હતા તે ચરણકમળો......"

પછી સૌએ એકઠા થઇ સહસ્રનામના પાઠના વેદોચ્ચારથી અનંતપ્રસાદજીના દેહને સ્નાન કરાવી તેમજ તીર્થજળ અને પ્રભુના ચંદન વગેરેથી લેપન કરી ધામધૂમપૂર્વક આખરી યાત્રા કાઢી. આખા ગામના લોક, વકીલમંડળ, અમલદાર વર્ગ અને ગામના મહાજને સાથ આપ્યો. હિંદુશાસ્ત્ર પ્રમાણે ચંદન અને તુલસીના કાષ્ટથી તેમનાં દિવ્ય દેહને પંચભૂતમાં મેળવવાને માટે, તેમનાં ભત્રિજા વિષ્ણુભાઇ જેઓ તે વખતે હાજર હતા તેમણે અગ્નિસંસ્કાર કર્યો. દેહ બળીને ભસ્મ થઈ ગયો. પાછળ રહેલી ભસ્મને બેલ-ગાડીથી સિદ્ધપુર પહોંચાડવામાં આવી.

મહાત્મા અનંતપ્રસાદજી ગયા, તેમનો આત્મા પણ ગયો, શરીર પણ ખાખ થઈને પંચભૂતમાં મળી ગયું, પછી શું રહ્યું ? "તેમની મહેકતી પ્રભુમય જીવનની કીર્તિ; જનસમૂહ માટે કરેલ લોકકલ્યાણનાં કાર્યો શ્રીરામાનુજ સંપ્રદાયની સેવા; માનનીય વેદાન્ત શાસ્ત્રોનાં અવતરણ, જનસમૂહ માટે લખેલ પ્રભુ-કીર્તનો અને પ્રભુના સંદેશરૂપી આદેશ."

## અનંતસ્મારક

અનંતપ્રસાદજી પરમપદ થયા ત્યારે તેમના અનુયાયીઓએ અને બાબારાયજીએ તેમનું "સ્મારક" કરવાનો વિચાર કર્યો હતો. પ્રભુ કૃપાથી એ સંકલ્પ વીસ વર્ષ પછી સફળ થયો.

વકીલ બાબારાયજીએ તેમનાં પૂર્વજોએ પાટણમાં બંધાવેલ લક્ષ્મીનારાયણના મંદિરને પચાસ વર્ષ પૂરા થતા હોવાથી તેનો જિર્ણોદ્ધાર કરાવી મોટો ઉત્સવ કર્યો અને તે વખતે એ મંદિરના કંપાઉન્ડના એક ભાગમાં અનંતસ્મારક માટે "ભક્તકવિ કેસરી મહાત્મા અનંતપ્રસાદ ત્રિકમલાલ વેદાન્ત પુસ્તક મંદિર"ની ઉદ્‌ઘાટન ક્રિયા કરાવી.

એ પુસ્તકાલયમાં ઘણાંજ અમૂલ્ય પુસ્તકો છે. દીવાન ગોપાળ-રાવજીએ પોતાના પુત્રો માટે, ભારે રકમ દઇને લખાવેલ સઘળાં પુરાણ શાસ્ત્રો અને ભાષ્યો; તેમજ સાંપ્રદાયિક હસ્તલિખિત પુસ્તકો તેમાં છે. એ ઉપરાંત વેદાન્ત વિષયના ધાર્મિક અને થોડા ઇતર ધર્મોના અંગ્રેજી પુસ્તકો પણ તેમાં રાખવામાં આવ્યાં છે. આ રીતે મહાત્મા અનંતપ્રસાદજીના પરોપકારી અને પ્રભુમય જીવનની ઝાંખી અહીં પૂરી થાય છે. हरि ॐ तत् सत् ।

# स्वर्गस्थ अनंतप्रसादजीकृत पुस्तकोनी यादि

## ગુજરાતી

૧ શ્રીમદ્ વાલ્મીકિ રામાયણ (પદ્યમાં)
૨ શ્રીમદ્ મહાભારત (પદ્યમા)
૩ શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ કથા (પદ્યમાં)
૪ શ્રીમદ્ ભગવદ્ગીતા (અર્થ વિવેચન સાથે)
૫ ઉપનિષદાર્થ
૬ ભગવત્ ગુણ દર્પણ અને વિષ્ણુસહસ્રનામ
૭ રાણકદેવી (નવલકથા)
૮ વિદ્યાલક્ષ્મી (નવલકથા)
૯ ત્રિદંપતી (નવલકથા)
૧૦ હિંમતવિજય (નાટક)
૧૧ મણીપ્રવાલ હારમાળા ભાગ ૧–૨–૩.
૧૨ પ્રભુનો પ્રસાદ
૧૩ ગુજરાતીમા ગીતા
૧૪ મૂર્તિનો મહિમા
૧૫ ચોવીસ આખ્યાન ભાગ. ૧–૨–૩.
૧૬ બાર આખ્યાન ભાગ. ૧
૧૭ ગોદામાકૃત ગાન
૧૮ આલવંદાર સ્તોત્ર પદ (વિવેચન સાથે)
૧૯ ધ્યાનમાળા
૨૦ વૈકુંઠનાથમાળા
૨૧ વિઠ્ઠલનાથમાળા
૨૨ પ્રપન્નનાથમાળા
૨૩ સવાંછમાળા
૨૪ દીપમાળા
૨૫ ગાનમાળા
૨૬ સદ્ઉપદેશ રત્નમાળા
૨૭ જુગલ ગાનમાળા
૨૮ શ્રીગુજરાતી સ્તોત્ર રત્નાવલિ
૨૯ શ્રી વિષ્ણુ તત્ત્વપ્રકાશ (વિવેચન સાથે ભાષાંતર)
૩૦ શ્રી પ્રપન્નામૃત ભાષાંતર (વિવેચન સાથે)
૩૧ સત્યચિત્ર
૩૨ રાઘવેન્દ્ર અને રમાદેવી (નવલકથા)
૩૩ માધુરી (નવલકથા)
૩૪ પ્રપન્નપ્રિય પચીશી
૩૫ દયાશતક
૩૬ પ્રપન્નપ્રિય સ્તોત્ર રત્નાવલિ
૩૭ જિતેન્દ્ર સ્તોત્ર
૩૮ સત્ ચરિત્ર સંગ્રહ
૩૯ અનંત પદસંગ્રહ
૪૦ અનંત આખ્યાનમાળા ભા. ૧–૨.

## હિન્દી

૧ બ્રહ્મસૂત્ર ભાષ્ય
૨ ગદ્યત્રય
૩ ગોદામાકૃત ગાન (અર્થ વિવેચન સાથે)
૪ રાસારંભ
૫ અદ્વૈત વિવેચન
૬ પદમાળા પ્રમાદી
૭ પદપંક્તિ

| | |
|---|---|
| ૮ પાદુકા સહસ્રગીતિ | ૧૧ શ્રી સહસ્રગીતિ ભા. ૧–૨ |
| ૯ શ્રી રામાનુજસ્વામીનું જીવનચરિત્ર | ૧૨ શ્રી રંગનાથ સ્વામીના પદોનો સંગ્રહ |
| ૧૦ સંકલ્પ સૂર્યોદય (નાટક) | ૧૩ શ્રી ગુરૂ પરંપરા પ્રભાવ |

સંવત ૧૯૫૮ના શ્રાવણ સુદ પૂર્ણિમાને રોજ "આનંદ" માસિકનો પહેલો અંક પ્રગટ થયો. આ માસિક સાત વર્ષ સુધી નિયમિત રીતે પ્રકટ થયું, અને સંવત ૧૯૬૫ના શ્રાવણ સુદ પૂર્ણિમાને રોજ તેનું પ્રકાશન બંધ થયું. દરેક અંકમાં સ્વ૦ અનંતપ્રસાદજી એક એક આખ્યાન અને લેખ લખતા એમાંથી આખ્યાનો પુસ્તકાકારે પ્રકટ થયાં છે અને લેખો નીચે મુજબ પ્રસિદ્ધ થયાં છેઃ—

| | |
|---|---|
| ૧ અરવિંદકુમાર | ૧૨ અભયપ્રદાનસાર |
| ૨ પરમાર્થની પ્રતિમા | ૧૩ દશચરિત્ર |
| ૩ શ્રીવૈકુંઠ સ્તવન | ૧૪ બૃહદ્સંહિતા |
| ૪ શ્રીવરદરાજ સ્તવન | ૧૫ વેદાન્ત સંગ્રહના મંગળાચરણ શ્લોકનું વિવેચન |
| ૫ શ્રીરંગ માહાત્મ્ય | ૧૬ પુરૂષસુક્તના મુખ્ય મંત્રો પર વિવેચન |
| ૬ શ્રીવેંકટેશ માહાત્મ્ય | ૧૭ નારાયણાષ્ટક (ભાષાંતર) |
| ૭ શ્રી જગદિશ માહાત્મ્ય | ૧૮ વાલ્મીકિ રામાયણ રહસ્ય |
| ૮ સદુપદેશ | ૧૯ શ્રીકૃષ્ણનામ રહસ્ય |
| ૯ ધર્મવર્ણાશ્રમ | |
| ૧૦ રસમય સંગ્રહ | |
| ૧૧ રસમય ચૂંટણી | |



# સારામાઠા પ્રસંગે જ્ઞાનલ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું. એ તો કોઇક-થીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચરિત્રને લગતાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે તેમ છે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, પાડોશી, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણો, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે. અથવા તો બીજી કોઈ સારી હજાર-પાંચસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મગ્રંથોમાંની અસરકારક શિખામણો સુખેથી વહેંચી શકાય.

# उत्तम चरित्रोना फायदा

## (અનુભવીઓના ઉદ્‌ગાર)

"જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે, તેમ ચરિત્રરૂપી આરસીવડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ—ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે—અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઉંડી છાપ પડે છે, અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

* * *

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ; અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદૃષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

* * *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

* * *

"મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વ કોઇ માટે ઉઘાડો છે."

* * *






# आख्यानमाला

## श्री पुरंजन–आख्यान

॥ मंगलाचरण ॥

### પદ

"મીઠી નજર તું મુજ પર કર" એ રાગ.

પુરીશ પુરુષને પુરમાં પુરીશામાં અએહાં કરુણા ઘના,
પૂરેપૂરા પૂર્યાથી પૂરાયા પૂર્ણ થશે બંધ તું'થી ચૂર્ણ.
કૃતિથી પ્રકૃતિની વિકૃતિથી છે આકૃતિ,
આપતિ આ પતિ જાવા પતિ થાઉં છું શર્ણ–જય જન્મ મર્ણ.

### પદ

"કંથ બીન રહી હું". એ રાગ.

પ્રથમ કોઈ હતો પુરંજન રાય, પ્રથમ કોઈ,
આ અવનિની માંહ્ય પ્રથમ કોઇ. ટેક.
સખા હતો તેનો એક જેહવું, નામ કામ ન જણાય;
રાજ્યધાનીનું નગર શોધવા, ફર્યો સકળ સ્થળ માંહ્ય. પ્રથમ૦
સુખ ભોગવવા લાયક નગરી, ગમી ન એકે કયાંહી,
ત્યારે દીલમાં દુઃખ પ્રકટયું, પણ ધીર તજી ન જરાય. પ્રથમ૦
હિમગિરિના દક્ષિણ શિખરે શોધ કરી તો ત્યાંહી,
દીઠી નગરી મનને ગમતી, લહ્યું ફળ્યો શ્રમ આંહી. પ્રથમ૦

### લાવણી

નિર્દોષ નિરાળી નગરી નજરે આવી,
　　કિલ્લા બુરજો નવદ્વાર ભાળી મન ભાવી;
ઝાડ ઝુંડથી વીંટાઇ રહી સહુ પાસે,
　　મહીં ચોક મારગો ગોખ છજાં બહુ ભાસે.
ખાવાપીવાનાં સ્થાન બન્યાં મનમાન્યાં,
　　વળી સ્થાન સુવાનાં રહેલ સ્થાન નથી ન્હાનાં;
વહે ઝરણાં ઘમઘમતાં ચારે ગમ નિત્યે,
　　બહુ હવા તણી ગોઠવણી ગમતી ચિત્તે.
મહીં સુંદર બગીચો વિરામસ્થળ મનહારી,
　　તરુવેલ ઉગે બુટ્ટા ત્યાં વિવિધ પ્રકારી;
દિનભર ત્યાં રહે ધુમધામ શાંત રહે રાતે,
　　રાતે પણ ગમતો થાય કદી ભલી ભાતે.

### પદ

"એસી ચતુર નાર" એ રાગ.

પેઠો બાગ માંહ્ય જોવો તે રાય,
દીઠી આવી અચાનક નાર ત્યાંહિ;
　　સંગ દસ છે નોકર જેને છે સેંકડો નારી. પેઠો૦
રાગે નાગ ભારી ફણા પાંચ ધારી,
કરે ચોકી રાખીની રાખી હુશિયાર;
　　દિન રાત જાગતો ન શ્રમ ગણકારી. પેઠો૦
નારી કામણગારી ઇચ્છિત ધનધારી,
વયે વર્ષ સોળની દીસે હજી કુંવારી;
　　શણગારી મનહારી રતિને લજાવનારી. પેઠો૦
શોધે છે તે નાથ સ્મરે છે એજ વાત,
જોઈ કોમળ ગાત ચળ્યો પુરનો નાથ;
　　આવ્યો પાસ વાત વરવા દીલ ધારી. પેઠો૦

### પદ

"તુંને જાદુ એ ગેરે પર" એ રાગ.

અહો વ્હાલી કમલ નેનવાલી,
　　ક્યાંથી આવી કોની છે અને ક્યાં ચાલી;
ધર્મની લજ્જા કે અજની સરસ્વતી,

વિષ્ણુની લક્ષ્મી શું આલી. ક્યાં૦
કરનું કમળ શ્રી તે દીધું શું ફેંકી, બોલ મને ધાર આલી. ક્યાં૦
દેવી નથી અડે પદ તુજ ભૂને, કર મુજને ભાગ્યશાળી. ક્યાં૦
વીર સકર્મી સંગ અહીં વશ, રાખીશ પ્રેમથી પાળી. ક્યાં૦
સામું તો જો જરા શરમ તજીને, બોલ હૃદય કર ખાલી. ક્યાં૦

પદ

"તેરા કુગલા જીવરવા"

ઘણા વ્હાલા નગરીપતિ વ્હાલા નગરીપતિ;
અહો ઘણા વ્હાલા નગરીપતિ, વદી સતી ઘણા વ્હાલા. ટેક.
અહીં આવી એટલુંજ જાણું, નવ જાણું હું અથ ઈતિ. વદી૦
માણવું આપથી વિવિધ વિષયસુખ, છેજ વિચારીએ મતિ. વદી૦
વસીએ આંહી સો વરસે, રંગે રમીએ ઉમંગેથી. વદી૦
કોઈ અભાગી કોઇ છે ત્યાગી, લાગી લગની તમારી અતિ. વદી૦
ગૃહસ્થ ધર્મ પરમસુખદાયક, ગણું ગ્રાહક મારા પતિ. વદી૦

વસંતતિલકા

શ્રી ને પુરુષ કરી એવી રીતે કરાર,
વર્ષો રહ્યાં શત પુરે ધરીને કરાર;
સ્વામી સમોવડ રૂડી સખી પ્રેમવાળી,
સ્વામી સમોવડ શકી પ્રેમ વાળી.

ચોપાઈ

નરનારી માણે છે મોજ, વિધ વિધ ભોગ ભોગવે રોજ;
ઉન્હાળે જળક્રીડા કરે અન્ય દેશમાં બેઉ નીસરે.
ઉપર જવા સાત છે દ્વાર નીચે જવા દ્વાર બે દ્વાર;
પાંચ પૂર્વ બે પશ્ચિમ માહીં દક્ષિણ ઉત્તર એકેક તહીં.

લાવણી

ખદ્યોતા આવિર્મુખી દ્વારા જાય પૂર્વ માંહે જ્યારે,
વિભ્રાજિત દેશે રહે દ્યુમાન નામ મિત્ર ત્યારે હારે;
નલિની અને નાલિની દ્વારા જાય પૂર્વમાં જેણી વાર,
સૌરભ દેશે મિત્ર નામ અવધુત સંગે રહે રૂડી પ્રકાર.
મુખ્યાં નામ મુખ્ય દરવાજે ઉગમણીગમ જાય જદા,
આપણ બહૂદન દેશે વિપણ રસજ્ઞ સખા રહે સંગ તદા;

દક્ષિણ પિતૃહૂ દ્વારે પંચાલે શ્રુતિ-ધરની સાથે જાય,
ઉત્તર દેવહૂ દ્વારે પંચાલે પણ શ્રુતિ-ધરની રહે સહાય.
આસુરી દ્વારે ગ્રામક દેશે દુર્મદ મિત્ર પશ્ચિમે સંગ,
નિઋતી દ્વારે વૈશસ દેશે લુબ્ધક સખા રહે સઉમંગ;
નિર્વાક અને પેશસ્કૃત બે દ્વાર તણાં રહે કમાડ બંધ,
પહેલે દ્વારે જાય ચાલતા બીજે કામ કરે અત્યંત.

### હરિગીત

વિષુચીત નાજરસંગ રાજા જનાનામાં જાય છે,
ત્યાં નારીવશ દિનરાત એ સહુ કાજમાં દેખાય છે;
સ્ત્રી એ પીએ તવ પોતે પીએ સ્ત્રી ખાય તવ તે ખાય છે,
તે ગાય ત્યારે ગાય ને દુઃખી થાય તવ દુભાય છે.

### ગીતિ

ઘણા જણાએ વાનર, પર ખેલાડી બને હુકમ કરતા;
ઘણા જણા એવા નર, પરખે લાડી બને હુકમ કરતા.

### લાવણી લંગડી

એક દિવસ ધરી કંચન બખતર કનક રથે કરીને સ્વારી;
પંચ પ્રસ્થવનમાં, વિચર્યો નૃપ અખૂટ ભાથાઓ ધારી.
શીઘ્રગતિ રથને હય જોડ્યા, પાંચ દાંડી બે ચક્રો બે;
ધરી એકને ધ્વજા ત્રણ પાંચ દોરી રાશ એક છે.
સારથી એક જગ્યા આસનની, સામન પાંચ વીંધી મહીં છે;
પડદા સાતે, પાંચ વિધી ગતિ રથે પથની ગ્રહી છે.
વડું ધનુપ દસ સીપાઇ ઉપર, જમાદાર નૃપ સાથ હતો;
રાણી ત્યાગીને, મૃગો હણવા વનમાં વીચર્યો ધસતો.
પાડા સુવર રોઝ મૃગ શેલા, ઘણા હણી થાક્યો જ્યારે;
ભુખ્યો તરસ્યો, ફરીને ઘેર ભૂપ આવ્યો ત્યારે.
ન્હાઇ જમી સુઈ ઉઠી ધરી તન, ચંદન કુસુમો શણગારીઃ
બની કામવશ, ગયો અંતઃપુરમાં જ્યાં રહે પ્યારી.
સ્વસ્થાનમાં દીઠી નહિ મીઠી, સખીઓને પૂછ્યું ત્યારે;
જાણી રીસાણી, શાણી રાણી પડી પૃથ્વી પર ખારે.
કચવાતે મન તદા પુરંજન પ્રિય પ્યારીની પાસ ગયા;
લઈ ખોળામાં ચાંપતા પાદ વધા શું દાસ થયા.

## રાગ કાફી

'એ રહા ગે' તો ઉનકો બચન દેદેહારી' એ ઢાળ

સખિ માન માન મનહારી, ભારી ભૂલ થઈ ગઈ પ્યારી મ્હારી.
રાજા ભલે કર છઉં હુજ કિંકર માનીશ એ હિતકારી. ભારી૦
કહે તે કરૂં ન ડરૂં ન સુરથી બોલ તે લઉં હું સ્વીકારી. ભારી૦
કામે પીડાઉં કૃપા ચિત્ત ચાહું, થા ઝટ રીઝવ નારી. ભારી૦

## ભુજંગી

"પ્રારથું" એ રાગ.

સુણી ભૂપતિની સ્તુતી એ સુનારી,
ઉઠી ન્હોઈ શૃંગારીને એ સુનારી;
પતિ પાસે આવી અતિ માન રાખી,
દીધો લ્હાવ ઈર્ષા મતિમાં ન રાખી.

## હરિગીત

અગીઆરસો તો પુત્ર ને પુત્રીઓ પણ થઈ સામટી,
પ્રત્યેક પરણાવ્યા થયા પૌત્રો નહિ આશા મટી;
પાંચાલ દેશપતિ પુરંજનનું કુટુંબ વધે ગયું,
પણ એ સકળ સુખ તો અરેરે યુવાની અવધે ગયું.

## સાખી

હતી આપતિ નરપતિ શિર પર આ સંપતિની સંગે,
ચંડવેગ ગંધર્વ નરેશ અરિ હતો સકળ પ્રસંગે;
ગાંધર્વો ને ગાંધર્વી ત્રણસેં સાઠની જોડી,
અર્ધી કાળી અર્ધી ધોળી રહી સંબંધજ જોડી.
ચંડવેગનું સેન પ્રબળ નગરી લૂટે ન ધરાતાં,
નાગ પાંચ ફણાવાળો સ્હામો લડ્યો નહિ ગભરાતાં;
લડ્યો એકલો બહુથી વર્ષો સો સુધી તે શૂર,
તેથી નિર્બળ બન્યો નહિ મુંઝાયો પુરપતિ ઉર.

## ગીતિ

ક્ષુદ્ર સુખે રહી સાખીઓ, ભોગરૂપ લઈને કર નોકરથી;
નાર વશ વસનારે વીપતિ લટકતી રતિએ નવ વરતી.

### ચોપાઇની ચાલ

કાળકન્યા પુત્રી સદૈવ કુંવારી, વર શોધે નિસરી તન વારી;
ફરતી એજ સારૂ ત્રિલોકે, વરે કોઈ ન સુખ અવલોકે.
વર્યા પુરુષ થઇને નારાજ, ત્યારે કીધાતા દેશના રાજ;
હતી આવી નારદ પાસે વરવા, બ્રહ્મચારી રહ્યા બેપરવા.
ના પાડી તેથી શાપ છે દીધા, મુનિ સતત ભટકતા કીધા;
તેણે દાખવ્યો યવનનો રાય, જેની પાસ શું વનનો રાય.

### પીલુ

"લાવ સખી એને" એ રાગ

કાળકન્યા આવી યવનની પાસે,
વદી વરવાની વિનતી ઉલ્લાસે. ટેક.
યવન ભૂપ છે તેથી ઘણું પ્રિય,
આવી નિરાશ માત્ર તુજ આશે. કાળ૦
કર કરુણા દુઃખી દીન ત્રીયા ગણી,
વર મુજને વર એ ચહું આશે. કાળ૦

### ગઝલ

"શા માટ જાય રાખ માત" એ રાગની

સુણીએ કન્યકાની વાત યવનનો પતિ,
દેવોએ ના લહી શકે એવી જેની કૃતિ;
તે વદ્યો તારી વાત નારી ધારી મેં ચીતે,
કદરૂપી તને કયાંહી કોઇ નહીં વરે પ્રીતે;
માટે તે ચુસ પેશી જઈ સર્વજન તને,
ભોગવી નાંખ હણી જેથી એ નહિ હણે;
હું આપું સંગ સેન મારૂં ને પ્રજવાર ભ્રાત,
આ બેન ફરીશ તારી પૂંઠે હું છું પગી સાથ;
એ રીતે તારૂં કામ–ને મારો વિજય થશે,
ગમી વાત નારીને અને મંધ્યા બેઉ રસે.

### લાવણી

ભયના સીપાઈ પ્રજ્વાર કાળ કન્યાએ,
પૃથ્વીમાં ફરતાં આવ્યાં તેજ જગ્યાએ;
જ્યાં નાગ પુરંજનની નગરી રક્ષે છે,
તે ઘેરી લીધી યવનનું સેન પક્ષે છે.

પુરપતિ કાલ કન્યાથી ગયો દબાઇ,
માલીક થઈ બેઠી તમામ પુરની માંહી;
યવનો સહુ દરવાજેથી પેઠા તે સાથે,
પીડયું પુર ને દુઃખ પામ્યો બહુ પુર નાથે,
કન્યાની બાથમાં દીન લીન પુર સ્વામી,
જોતાં જોતાં શત્રુની સત્તા જામી;
સેવક સંતતિ વર્તે નિરુદ્ધ અપમાની,
રાણીએ પણ તજ્યા સ્નેહ થઈ હેરાની.

## પદ

"ઝટ સાસુ જુવો જગ" એ રાગ.

પુરંજન નૃપ પામ્યો હાર, અરેરે પુરંજ નૃપ પામ્યો હાર;
થઈ ગયો ખરેખર ખવાર ને લાચાર, હે રામ શ્રીરામ (૪)
પુરંજન ટેક.

કાળ કન્યાએ દીધો પરાભવ, પાંચાલ દેશ ખુવાર;
એ જોઇ દીલડું રહ્યું દાઝતું, સુઝયો ન કંઈ વિચાર. હે રામ૦
થયા વિષય નિઃસાર સરવ પણ, ઈચ્છા રહી અપાર;
અહીં કંગાલ ભ્રષ્ટ પરલોકે, કોઈ નથી સાહ્યકાર. હે રામ૦
છે લલુતા દીકરીઓ સીમાં, તેઉ ન કરે દરકાર;
મરછ ન છતાં પુરી છોડવા, અંત થયો તૈયાર. હે રામ૦
એવે આવી પહોંચ્યો પુર ભયનો ભાઈ પ્રજ્વાર;
બાળી નગરી બળવા લાગ્યો, પુરંજનનો પરિવાર. હે રામ૦
કુટુંબસહ તવ દુઃખ સહ્યું દુસહ યવને રુંધ્યાં દ્વાર;
પાંચ ફણાવાળો ફણિપતિ પણ મુંઝાયો તે વાર. હે રામ૦
ઘણા દુઃખે ધ્રૂજતો નાગ એ, અંતે થયો લાચાર;
તે પણ પુરીથી નીસરી જવા, છેક થયો તૈયાર. હે રામ૦
અવયવ થયા શિથિલ ગાંધર્વે હર્યાં પરાક્રમ સાર;
યવન દુશ્મને ઝાલી ગરદન, કર્યું રુદન તે વાર. હે રામ૦

## સીતાજીના મહિના

ગાયે ઉરમાં પુરંજન રાય, થઈ મારી હાર રે;
મુકી જાઉં સી સામાન શહેર, સહુ પરિવાર છે.
પુઠે પ્યારી પતિવ્રતા નાર, અરે કેમ જીવશે;
મને ખવરાવીન જે ખાય, ખરે તેનું શું થશે.

કોપું ત્યારે અતિ ડરી જાય, સામું નથી બોલતી;
મુંઝાતો ત્યારે દાખવે માર્ગ, ઘણી શાણી છે સતી.
જ્યારે જાઉં વિદેશ તે વાર, બાળા બને દુબળી;
પુંઠે જાળવશે પરિવાર, કે મરશે સાથે બળી.
મારી દીકરીઓ છે અનાથ, ક્યાં કોણ વરાવશે;
ભાગે ભર દરીયે મારૂં ઝાઝ અરેરેરે શું થશે.

## સાખી

"પ્રાણું પ્યારા"

શોચે એમ આવી પહોંચ્યો ત્યાં ભય યવનોનો રાય,
પકડે ઢોર તેમ ઘસડીને ચાલ્યા યવન લઇ બહાર;
આતુર દેખી કુટુંબ પુંઠે ધસતાં થઇ લાચાર,
નાગે નાઠો નગરી પણ તવ થઈ ગઈ તારમતાર.
મૂછ દેખીને ન સાંભર્યો નિજ મૂળ મિત્ર તે વાર,
હણ્યાં શીકારે તે પશુ પંખી દીઠાં સહુ તે ઠાર;
સામા લાગ્યાં સર્વ કાંપવા પડયો નરક મોઝાર,
સ્ત્રી સ્મરણે દુઃખ વેઠી, અંતે પામ્યો સ્ત્રી અવતાર.

## મરાઠી સાખી

વિદર્ભ નૃપ દુહિતા એ પરણ્યા પાંડ્ય દેશના નાથ.
શ્યામ લોચની સુતા તેમની સુત તેના વળી સાત;
દ્રવિડ રક્ષતા......હાં.........પામ્યાં વંશ વિખ્યાત.
પુત્રોને પૃથ્વી વહેંચીને નૃપ ચાલ્યા વન વસવા,
પતિની પુંઠે સતી પણ થઈ શુચિ પ્રેમને કસવા;
રહી પતિ સાથે......હાં.........પુંજ પાપના ખસવા.
નૃપ તૃણ પત્ર કંદ ભક્ષી દિનદિન નિજ દેહ સુકાવે,
દ્વંદ્વ સહે ગ્રહે નિયમ યમ અને હરિનું ધ્યાન લગાવે.
એ શુભભાવે......હાં.........થયા વિમુક્ત સ્વભાવે.
સતી દુબળી ઘણી મુંઝાઈ પતિ સેવામાં લાગી,
પાદ સ્પર્શતાં જોઈ શીતતા લહ્યું ગયા પતિ ત્યાગી;
બની દુર્ભાગી......હાં.........ને રોઇ પતિ-અનુરાગી.

## ગીતિ

ચિતા ખડકી તજી ચિંતા, બળી મરવા દુબળી સતી ધસતી;
એ અવલોકી સુશ્લોકી, વિપ્ર રોકી કહે ધૃતિ આવી વસતી.

પદ

"રાગ વણઝારો"

ચેત ચેત ચિત્ત વિચારી, ક્યાં સુધી રહીશ અવિચારી. ટેક.
તું કોણ કોણ મરનારો, હું કોણ ? સખા મૂળ તારો રે;
તેં દીધો છેક વિમારી. ચેત ચેત૦
પુર પામી થયો તું રાય, અતિલુબ્ધ રહ્યો સ્ત્રી માંહ્ય રે;
તેથી આ દેહને ધારી. ચેત ચેત૦
નથી તું નરકે વળી નારી, બેઉ દેહ તે એકે ધારી રે;
કોનો પતિ કોની પ્યારી. ચેત ચેત૦
સમજણ એવી સહુ પાડી, માયાથી છૂટો પાડી રે;
દીધો સ્વસ્થાન પહોંચાડી. ચેત ચેત૦

પદ

"મીરાંનુ મન મોહનશું માન્યું"

સજ્જન સહુ સમજો કથાનો સાર,
આ તો ઉચર્યું છે મર્મ મોઝાર રે. ટેક.
રાજા પુરંજન જીવ સમજવો, પુર તે જાણો દેહ;
ઈશ્વર સખા અવસ્યા અંતરમાં,
એનોજ છે સત્ય સ્નેહ રે. સજન૦
મનુષ્ય શરીર પુર સૌથી ઉત્તમ બુદ્ધિ તે ગણવી નાર,
સખા ઇન્દ્રિયો સખીઓ વૃત્તિ,
સર્પ પ્રાણ તે ધારરે, સજન૦
પાંચાળ દેશ તે પાંચ વિષય ને નવ છે દેહમાં દ્વાર;
આંખો કાનો નાકોનાં કાણાં બે બેને,
મુખ શિશ્ન ગુદા એ પ્રકાર રે. સજન૦
દ્યુમાન ચક્ષુની ઇન્દ્રિ સમજવી, વિભ્રાજિત દેશ રૂપ;
એવી રીતે સહુ ઇન્દ્રિ વિષયનાં,
સમજો પ્રકટ સ્વરૂપ રે. સજન૦
બંધ દ્વાર હાથ પગ બે કહ્યા, ને હૃદય એ અંતઃપુર;
રથ તે દેહ સ્વપ્નાવસ્થાનો,
અશ્વો તે ઇન્દ્રિયો જરૂર રે. સજન૦
ચંડવેગ ગાંધર્વ વર્ષ એ, દાસો દાસી એ દિનરાત;
કાળ કન્યા તે જરા યવન નૃપ,

એજ મૃત્યુ સાક્ષાત્ રે. સજન૦
આધિ વ્યાધિ એ સીપાઈઓ યવનના, પ્રજવાળ તે કાળ તાવ;
કર્મ કરે ફળ બેઠે ચહે કરે.
કોણ કરે અટકાવ રે, સજન૦
સમજે શરીરને ને તેના ભૂપને છોડે વિષયનો સંગ;
સેવે શ્રી કંથને ભાવેથી સંતને,
તેને અનંત ઉમંગ રે. સજન૦

શ્રી નારદજીએ પ્રાચીનબર્હિષ રાજાને ઉપદેશ આપવા માટે કહેલું આ પુરંજન આખ્યાન શ્રીમદ્ ભાગવતના ચતુર્થ સ્કંધમાં છે. ત્યાં અધ્યાય ૨૯ માં છેવટે કહ્યું છે કેઃ—

यदात्मानमविज्ञाय भगवंतं परं गुरुम् ।
पुरुषस्तु विषज्जेत गुणेषु प्रकृतेः स्वदृक् ॥२६॥
गुणाभिमानी स तदा कर्माणि कुरुतेऽवशः ।

અર્થાત—પુરુષ—જીવાત્મા પોતે સ્વયંદ્રષ્ટા હોવા છતાં સ્વસ્વરૂપભૂત પરમગુરુ ભગવાનને નહિ જાણીને પ્રકૃતિના ગુણોમાં આસક્ત થાય છે ત્યારે તે પરાધીન બની જઈ ગુણો પર અભિમાન કરીને સાત્વિક, તામસ કે રાજસ કર્મોને કર્યા કરે છે. પછી તે તે કર્મોનાં ફળ તરીકેઃ—

क्वचित् पुमान् क्वचिच्च स्त्री क्वचिन्नोभयमन्दधीः ।
देवो मनुष्यस्तिर्यग्वा यथाकर्मगुणं भवः ॥२९॥

અજ્ઞાનથી અંધ થયેલી બુદ્ધિવાળો તે જીવ કોઇ વખતે પુરુષરૂપે, કોઈ સમયે સ્ત્રીરૂપે અને કોઈ વેળા નપુંસક રૂપે અવતરે છે અથવા કોઇ વેળા દેવ, મનુષ્ય કે પશુ—પક્ષીરૂપે—જેવાં પોતાનાં કર્મ તે પ્રમાણે સંસારને પામ્યા કરે છે. એ રીતે તે તે યોનિઓમાં અવતરીને પણ તેને સુખ કયાં છે ? જન્મમરણનાં દુઃખ ઉપરાંત જીવન—કાળમાં પણઃ—

क्षुत्परीतो यथा दीनः सारमेयो गृहंगृहम् ।
चरन् विंदति यद्दिष्टं दंडमोदनमेव वा ॥३०॥

तया कामाशयो जीव उच्चावचपथा भ्रमन् ।
उपर्यधो वा मध्ये वा याति दिष्टं प्रियाप्रियम् ॥२१॥
दुःखेष्वेकतरेणापि दैवभूतात्महेतुषु ।
जीवस्य न व्यवच्छेदः स्याचेत्तत्तत्प्रतिक्रिया ॥२२॥
यथा हि पुरुषो भारं शिरसा गुरुमुद्वहन् ।
तं स्कंधेन स आधत्ते तथा सर्वाः प्रतिक्रियाः ॥२३॥

જેમ ક્ષુધાથી ઘેરાયલો કુતરો દીન બની ઘેર ઘેર ભટકે છે અને પોતાના ભાગ્ય પ્રમાણે કોઇ ઠેકાણે લાકડીના મારને અથવા કોઇ ઠેકાણે અન્નને પ્રાપ્ત કરે છે તેમ કામનાની વાસનાવાળો જીવ ઉચ્ચ-નીચ માર્ગે-ઉપર નીચે કે મધ્યલોકમાં એટલે સ્વર્ગ, મર્ત્ય કે પાતાળ લોકમાં ભટકતો પોતાના ભાગ્ય પ્રમાણે (દેવ, મનુષ્ય, પશુ-પક્ષી કે સર્પાદિ થઇને) પ્રિય-અપ્રિય-સુખદુઃખને પામ્યા કરે છે. જો કદાચ તેનો (દુઃખાદિથી છૂટવાનો) ઉપાય કરવામાં આવે છે તોપણ આધિદૈવિક (દેવથી પ્રાપ્ત થતાં), આધિભૌતિક (પ્રાણીઓથી થતાં) અને આધ્યાત્મિક (શરીરથી થતાં) દુઃખોમાંના કોઇ એકાદ દુઃખથી પણ તેનો છૂટકારો થતો નથી. જેમ કોઈ પુરુષ માથા પર વજનદાર ભાર ઉંચકીને જતો હોય ત્યારે તે ભાર માથા પર અસહ્ય જણાય છે એટલે તેને ત્યાંથી બદલીને ખાંધ ઉપર ઉપાડે છે, પણ તેમ કરવાથી તે ભાર કંઇ ઓછો થઇ જતો નથી. આ રીતે દુઃખોને દૂર કરવાના ઉપાયો સંબંધે પણ તેવુંજ છે. એકમાંથી છૂટી બીજામાં પડવું પડે છે-પણ દુઃખનો બોજ કદી દૂર કરી શકાતોજ નથી. જો આ સ્થિતિ છે તો પ્રશ્ન એ થાય છે કે આ દુઃખને દૂર કરવા માટે કોઇજ ઉપાય નથી ? આના ઉત્તરમાં કહેવાનું કે દુઃખ દૂર કરવાનો ઉપાય ચોક્કસ છે અને તે આ રહ્યોઃ—

अथात्मनोऽर्थभूतस्य यतोऽनर्थपरंपरा ।
संसृतिस्तद्व्यवच्छेदो भक्त्या परमया गुरौ ॥२६॥

સર્વ પુરુષાર્થસ્વરૂપ એવા આ જીવાત્માને અજ્ઞાનથી

અથવા મનને લીધે અનર્થોની પરંપરારૂપ જે આ સંસાર (મહાદુઃખરૂપ) પ્રાપ્ત થયો છે તેની નિવૃત્તિ, સર્વના ગુરુ શ્રીવાસુદેવ ભગવાનમાં પરમભક્તિ કરવાથીજ થાય છે. હવે તે ભક્તિથી કયા ક્રમે સંસારનિવૃત્તિ થાય છે તે ક્રમ દર્શાવે છેઃ-

वासुदेवे भगवति भक्तियोगः समाहितः ।
समीचीनेन वैराग्यं ज्ञानं च जनयिष्यति ॥३७॥

વાસુદેવ ભગવાન વિષે સારી રીતે કરેલો ભક્તિયોગ જ્ઞાન તથા વૈરાગ્યને ઉત્પન્ન કરશે; પણ તે ભક્તિયોગ શાથી ઉત્પન્ન થાય, તે વિષે પુનઃ ત્યાંજ કહે છેઃ—

सोऽचिरादेव राजर्षे स्यादच्युतकथाश्रयः ।
शृण्वतः श्रद्दधानस्य नित्यदा स्यादधीयतः ॥३८॥

હે રાજર્ષિ પ્રાચીન બર્હિષ ! ભગવાનની કથા જેનો આશ્રય છે એવો તે ભક્તિયોગ, નિત્ય કથાઓનું શ્રવણ કરનાર તથા કથન કરનાર શ્રદ્ધાળુ મનુષ્યને સ્વલ્પ સમયમાં પ્રાપ્ત થાય છે. અર્થાત્ ભક્તિયોગ તે સંસાર તરવાનો ઉપાય છે અને તેને પ્રાપ્ત કરવાનો ઉપાય કથા શ્રવણ છે. આવો ભક્તિયોગ સર્વ કોઇ શ્રદ્ધાળુ મનુષ્યને સત્વર પ્રાપ્ત થાઓ, એ અમારી પ્રાર્થના છે. આવો ભક્તિયોગ પ્રાપ્ત કરવા-કરાવવામાં જેઓ પોતાથી બનતું સર્વ કંઇ કરે છે તેઓનેજ મહાપુરુષો કહેવામાં આવે છે. નારદજી પોતે તે વિષે ત્યાં કહે છેઃ—

प्रजापतिपतिः साक्षाद् भगवान् गिरिशो मनुः ।
दक्षादयः प्रजाध्यक्षा नैष्ठिकाः सनकादयः ॥४२॥
मरीचिरत्र्यंगिरसौ पुलस्त्यः पुलहः क्रतुः ।
भृगुर्वसिष्ठ इत्येते मदंता ब्रह्मवादिनः ॥४३॥
अद्यापि वाचस्पतयस्तपोविद्यासमाधिभिः ।
पश्यन्तोऽपि न पश्यन्ति पश्यन्तं परमेश्वरम् ॥४४॥

પ્રજાપતિઓના પતિ સાક્ષાત્ બ્રહ્મા, ભગવાન શંકર, મનુ, દક્ષ વગેરે પ્રજાપતિઓ, સનકાદિ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ,

મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ અને હું—નારદ સુધીના અમે સર્વે બ્રહ્મવાદીઓ છીએ, વાણીના પતિઓ છીએ અને તપ, વિદ્યા તથા સમાધિઓથી પરમેશ્વરને જોવા મથીએ છીએ; છતાં સર્વને જોઈ રહેલા તે પરમેશ્વરનો સાક્ષાત્કાર કરી શકતા નથી. એ રીતે સર્વ દેવર્ષિઓ પણ એજ પ્રયાસમાં રોકાયલા રહે છે; માટે નારદજીએ જે સાર ઉપદેશ આપ્યો છે તેજ ઉપર પ્રમાણે અહીં જણાવ્યો છે. છેવટે નારદજીનાંજ વાક્યમાં જણાવવાનું કે,

हरिर्देहभृतामात्मा स्वयं प्रकृतिरीश्वरः ।
तत्पादमूलं शरणं यतः क्षेमो नृणामिह ॥५०॥

શ્રીહરિ પ્રાણી માત્રના આત્મા છે; પોતેજ સર્વનું મૂળકારણ છે અને ઈશ્વર છે; માટે તેમનું ચરણમૂળ એજ શરણ છે, કે જેથી મનુષ્યોનું આ સંસારમાં કલ્યાણ થાય છે. અર્થાત્ પરમેશ્વરનું પ્રસિદ્ધ નામ શ્રીહરિ છે, દેહને ધારણ કરનાર હરકોઈ દેવ-મનુષ્ય-પશુ-પક્ષી વગેરેના તે આત્મા છે, પ્રકૃતિના પણ તે ઈશ્વર છે એટલે પુરુષ-પ્રકૃતિ, ચેતન-અચેતન, કે જીવ અને માયા-એવાં જે બે તત્ત્વો છે તેના ઈશ્વર-નિયંતા શ્રીહરિ પોતેજ છે. તાત્પર્ય એ છે કે પ્રકૃતિ પણ તે પ્રભુને વશ છે અને સર્વ પ્રાણીઓ તે ભગવાનને અધીન છે તેથી જીવે તે પ્રકૃતિથી જો છૂટવું હોય તો તે પ્રકૃતિ જેને અધીન છે તે સર્વેશ્વર પ્રભુને શરણે જવું, અને તે પણ તેમના પાદમૂળમાં એમ કહીને તે સાકાર સર્વેશ્વરનુ અહીં સૂચન કરવામાં આવેલ છે. આ રીતે પ્રભુશરણ એજ કલ્યાણનો સાચો ઉપાય છે, અને તે ઉપાયનેજ આચરણમાં મૂકવાથી 'यतो न भयमण्वपि' લેશમાત્ર પણ ભય રહેતો નથી; અને 'इति वेद स विद्वान्' તે પ્રમાણે જે જાણે છે તેજ ખરો વિદ્વાન છે—જ્ઞાની છે, એમ આનંદવલ્લી ઉપનિષદ ઉપદેશે છે. આ આનંદને દેવાદિના આનંદથી કોટિગણો કહેવામાં આવ્યો છે. જ્યાં મન તથા વાણીનો વિષય નથી તે એ મહાનંદની પ્રાપ્તિ જેને

થઈ હોય અને તે દ્વારા જેના સર્વ ભયની નિવૃત્તિ થઇ હોય તેનેજ ‘ विद्वान् ’—જ્ઞાની કહી શકાય, એમ ‘विद्वान्’ શબ્દનો પ્રયોગ કરી સૂચવ્યુ છે. ઇન્દ્રાદિ દેવો પણ તેવા વિદ્વાનથી ભયભીત રહે છે અને તેવા વિદ્વાનો આ લોકમાં નિત્ય તપઃ—સમાધિનિષ્ઠ રહે છે. આ રીતે સર્વેશ્વર કોણ ? તેનું સ્વરૂપ કેવું છે ? તેની પ્રાપ્તિ શી રીતે થઇ શકે ! અને તેથી કઈ ફળપ્રાપ્તિ થાય છે ? આ વિષયમાં શ્રુતિઓનાજ અર્થને દૃષ્ટાંતો દ્વારા સમજાવવા માટેજ પુરાણો તથા ઇતિહાસોની રચના થઈ છે, એમ પુરાણો તથા ઇતિહાસોની કથાઓમા એકજ વિષયમાં એકવાક્યતા જોતાં સિદ્ધ થાય છે. ઇશ્વરના સ્વરૂપવિષે શુકદેવજી કે નારદજી જે કહે છે તેજ વસ્તુ અમારા સમજવામા જે રીતે આવી તે રીતે અહીં નિવેદન કરવામા આવી છે. ૐ तत् सत्



## શ્રી ભરત-આખ્યાન

### તેમના ત્રણ ભવોનું વર્ણન

પદ

"મોરી કરપ કરત ગઈ બરી" એ રાગ.

વિષમય વસમા વિષયો વિષે વસમા. ટેક.
વિશ્વવાસી વિષ્ણુ વિષે વસીને,
વિશ્વાસે વશ રહેતો અવશ્ય;
વીરો વસો વસીશ વિષ્ણુ પદે,
વિષમ વાસનાઓ રાખ્ય સ્વવશમાં વિષમય૦

સાખી

નાભિ નૃપ મરુદેવી સાથે સંતતિ થાવા કાજ,
યજ્ઞ કર્યો વિધિ શ્રદ્ધાપૂર્વક પ્રકટ્યા ત્યાં જગરાજ;
નિજ અંશ થકી હાં-હાં-હાં,
પ્રકટ થવા પાવરાજ ઉચર્યા ધરી દાઝ.
ઋષભદેવ અવતાર થયો એ ભણ્યા ગણ્યા ગુણશાળી,
સુરપતિ સુતા જયંતી પરણ્યા થઇ તે સો સુતવાળી.
પતિની વહાલી હાં-હાં-હાં,
પુત્રે થયા સુચાલી ભાગ્યજશાળી.

વસંતતિલકા

આપી અમૂલ્ય ઉપદેશ બધા સુતોને,
દીધો પ્રબોધ ઉમદા સ્વપ્રજા જનોને;
મોટા સુપુત્ર ભરતે સહુ ભાર ધાર્યો,
તાતે તદા વનતણા પથને સ્વીકાર્યો.

ગીતિ

વિશ્વરૂપની દુહિતા પંચજનનીને ભૂપ ભરત પરણ્યા;
પાંચ પુત્ર પામ્યા તે, ભણ્યા ગણ્યા શુચિ તાત સમાન બન્યા.

ત્યાં તરશી મૃગલી આવી પાણી પીવા લાગી,
સિંહગર્જના પાસ સુણી કે ભયભીત થઈ ભાગી.
ઠેકી સામે ઉંચી કીનારે ફાળ ભરી જેવી;
ગર્ભ નીકળી પડયો નદીમાં મુઇ મૃગલી તેવી.
મૃગ બચ્ચું જળ માંહે તણાતું દેખી દયા આવી;
અનાથ જાણી ઉંચકી રાખ્યું આશ્રમમાં લાવી.
માતા મુઈ ને મેંજ બચાવ્યું એ અભિમાન થયું;
ઉછેરવા રક્ષવા લડાવાનું ઘમસાણ થયું.
વધી પ્રતિદિન આસક્તિ હરિભક્તિ ગઈ ઘટતી;
યમનિયમો છૂટયા ને સેવા મૃગની ગઈ વધતી,

૫૬

" જગદીશ જયરે " એ રાગ ' કાલીંગડો '

અરે શિશુ મૃગલા, મુજવીણ તારૂં નથી કોઈ. ટેક.
નથી માત સ્નેહી તારે, મુજને તું સર્વસ્વ ધારે;
છે માત્ર ભરોંસે મારે, રહ્યું મન મોઈ. મુજવીણ૦
શરણાગત તને ન છોડું, કેમ રીત શાસ્ત્રની તોડું;
ભલે થાય મારૂં હિત મોડું, થઈશ નહિ દ્રોહી. મુજવીણ૦
રહે નિશદિન મારી પાસે, પ્રેમે પળ મારે નિવાસે;
અહીં કંઈ અનિષ્ટ નહિ થાશે, જીવું હું તને જોઈ. મુજવીણ૦

૫૬

" બન ગયો બૈદ " એ રાગ.

ભરતજીને ભાવે રે શિશુ મૃગલીનું. ટેક.
હરતાં ફરતાં સુતાં બેસતાં સાથે સાથે આવે;
બાળ ખેલતું અને ગેલતું,
ચપટી વગાડી કરથી ને કુદાવે રે. શિશુ૦
સમિધ લેવા જાઉં પુઠે રખે પશુ કોઇ ફાવે;
એ ભયથી નિત સાથે રાખે,
થાકે અરે તો ખભે આપ ઉઠાવે રે. શિશુ૦
પૂજા કરતાં પૂઠે આવી, હરણું શીશ ભીડાવે;
પુષ્પ દર્ભ ફેંદી નાંખે તવ,
મિથ્યા કોપ કરી કદી ધમકાવે રે. શિશુ૦
જરી ડરે મૃગ કે દુ:ખી દેખી, પ્રીતે ઉર દબાવે;

ખમાં બાપુ, મા વિણના બચ્ચા,
ન દુઃખી થઈશ તને કોઈ નહિં દુલાવે રે. શિશુ૦
ચડે અંગ પર કુદે ગોદમાં, મુખથી મુખે લગાવે;
શીત શુંકના કણો ઉડાડે,
તેમ પ્રેમે વધુ વધુ ખેલાવે રે. શિશુ૦
વનમાં જતું રહે તત્ર ઝંખે કદા કુશળ ફરી આવે;
વાર થાય તો કરે વિલાપો,
જુવે ફરી તવ જીવમાં જીવ આવે રે. શિશુ૦
આયુષ એમ ખુટ્યું ને લેટયા અંત ભૂપર વિણ ફાવે;
ત્યારે પણ પડખે મૃગ લપટ્યું,
થશે શું જ એનું એ વિચારે અકળાવે રે. શિશુ૦
પ્રાણ ગયા મૃગનાજ વિચારે, અન્ય દેહ કેમ આવે;
થયાજ મૃગ પણ જ્ઞાન પૂર્વનું,
બન્યું રહ્યું પ્રભુ સેવાને પ્રભાવે રે. શિશુ૦

ગઝલ

"લાચાર શિશુ આ દાર છે" આશાવરી.

ધિક્કાર વારંવાર છે, મૃગનો અવતાર છે;
થયું નવ થયું ન થનાર છે, મૃગનો અવતાર છે. ટેક.
હું ભરત રાજા તે ચરં, તૃણખડ પશુ થઈને;
વાચા નથી સાધન નથી, ફળ વેઠે સાર છે. ધિક્કાર૦
જ્ઞાની થયો વનમાં ગયો, ગ્રહ્યો પ્રભુ પંથ છતાં;
ભુલી ગયો મૃગ શિશુથી, દુઃખ એ અપાર છે. ધિક્કાર૦
મુકી મા કાલીંજર ગિરિમાં, જાઉં હરિક્ષેત્રે;
મુનિ આશ્રમે રહી કર્મ વેઠું, એ વિચાર છે. ધિક્કાર૦

દુહો

એમ ચહી ત્યાં જઈ રહી, સાહી લઈને નિજ ભાગ્ય;
ગંડકી મહીં ઉભા રહી, કર્યું મૃગનું તન ત્યાગ.

શાર્દૂલ

જ્ઞાની ભક્ત શુચી અતી સહનતા સંતોષવાળા ભલા,
અંગીરા કુળ માંહી વિપ્રધની તે પત્ની બેઉને વર્યા;
પહેલીના નવ પુત્ર સુજ્ઞ પ્રકટ્યા સંતાન બે નાનીથી,
પુત્રીને શુચિ પુત્ર ને ભરતજી જન્મ્યા સુજ્ઞાની સુધી.

## ૫૬

"અબ મેરી રાધેને" એ રાગ.

ભરતજી જાણીને ઘેલા ગણાય,
જડભરત તેથી કહેવાય. ટેક.
દાઝયો દુધે છાસ ફુંકતો, તેમ સંગજ નવ ચાહ્ય.
જ્ઞાન પૂર્વનું બન્યું રહ્યું છે,
છાના સદા હરિ ધ્યાય. જડભરત૦
બ્હેરા મુંગા અંધ ગણે કદી, ન ગણે જન ભુલ ખાય;
ચિત્તભ્રમ તો ખુદ તાતે ગણતા,
પરણાવવા ન ચાહ્ય. જડભરત૦
સમાવર્તન સુધી દ્વિજ દેહે, કરવું ઘટિત ગણાય;
જનોઈ દીધું પણ ગાંડા સુત,
પાળે ન નિયમ જરાય. જડભરત૦
પિતા શીખવે ગાયત્રી પણ, શિખે શીઘ્ર શુચિ કાય;
ચાર માસ વીત્યા તવ થાકયા,
ગણ્યા મસ્ત મન માંહ્ય. જડભરત૦
પિતૃ ભાવથી માથાકુટ તો, કરેજ ગયા સદાય;
મથતા મથતા મરી ગયા એ,
મા સતી થઈ શુચિકાય. જડભરત૦
જડ ગાંડા કહીને બોલાવે, સામું તેજ કહેજાય;
વેઠે પકડી કામ કરાવે,
ટાઢું સુકું ખાય. જડભરત૦
દુઃખ તન સહે છતાં મન ન લહે, પુષ્ટ બની રહે કાય;
ફાટયાં કપડાં ધુળ અંગ પર,
મહેનત કરીને ખાય. જડભરત૦

### ગીતિ

શરમાયા તવ ભ્રાતા, કયારા કરવા ખેતર પર રાખ્યા;
ત્યાં પણ કામ બગાડયું, તોપણ જગજન ભયે દોષ સાંખ્યા.

### લાવણી

નીચ લોક સેવતા હતા ભદ્રકાળીને,
બળીદાન આપવા લાવ્યા જન ઝાલીને.
તે લાગ લઈ નાશી ગયો ખરેજ ટાંણે,

શોધવા નીકળ્યા ભીલ ઠેક ઠેકાણે.
મધરાત સમય ને નિશા હતી અંધારી,
જડભરત ઉભા રક્ષે ચોખા ધીરધારી.
ત્યાં પડયા નજર ભીલોને ને બોલાવ્યા,
અતિ પુષ્ટ મૂઢ જોઇ રીઝી બાંધી લાવ્યા.
ન્હવરાવી ચંદન ભૂષણ વસન ધરાવી,
પકવાન જમાડી પુષ્પ હાર પહેરાવી.
કાઢી વરઘોડો દેવી સમીપ આણ્યા,
જોઇ શાંત ખરેખર સૌએ ગાંડા જાણ્યા.
ધૂપ દીપ ફુલ ફળની આહુતીઓ આપી,
વિધિ સઘળો પૂરો થયો કે ઉપડયા પાપી.
ગોરે મંત્રેલી સજાવેલ મહા મોટી,
ખેંચી તલવાર ભરત ઉપર, થઇ ખોટી !!!

### મનહર

"ધન્ય ધન્ય ભદ્રકાળી" એ રાગ.

સમરે છે ઉરે હરિ રહ્યા પ્રભુમાંજ ઠરી,
તેજે દશે દિશા ભરી વૈષ્ણવ શિરોમણિ.
ભદ્રકાળી બ્રહ્મ તેજ અતિ તેજને જોતેજ,
જાણ્યું નથી સ્હેજ શિરે છે હરિ ધીંગો ધણી.
તેજ ન સંખાયું સ્હામું દેખી ન શકાયું,
ધૈર્ય ધારી ન રખાયું અચકાયું ઊર તે ભણી.
સાચું સમઝાયું ત્યારે મનડું મુંઝાયું ભારે,
તનડું દઝાયું તેજે માતા ગાભરી બણી.
તાપ એ ન સહી શક્યાં મૂર્તિમાં ન રહી શક્યાં,
શાંતિએ ન મહી શક્યાં ભભકયાં તપી જઈ.
સ્વજનોનો દોષ જાણી તે ઉપર રોશ આણી,
દાહે અતિ જોષ આણી નિકળ્યાં દુઃખી થઈ.
રાતી આંખ ફાડી જાડી ભમરો ઉપાડી ધાડી,
ડાઢોને દેખાડી બુમ પાડી વીફરી જઇ.
ધડડડ આવી ધસી ખડખડખડ હસી.
શકી નહીં ચસી સભા હતી ત્યાં ઠરી ગઈ,
ગોર હાથમાંથી ખુંચી ખડગ ગુસ્સાથી તાતી.
માતી ધાતી રાતી ધાતી આવી તે ઉપાડીને,

ભક્તો તણાં માથાં કાપી કર્યાં ધડ રાતાં ઉન્હાં-
લોહી ઊભરાતાં પીધાં પોતે જીભ કાહાડીને,
પાર્ષદોની સાથે પીધું પાણું એ આલ્હાદે પછી.
ભયંકર નાદે ગાયાં ગીતો બુમ પાડીને,
નાચ્યાં સાચાં રાચ્યાં કાપી કાચાં અહ્યાં ભીલ માથાં,
રમ્યાં તેથી અને પાછાં શમ્યાં ડાટ કહાડીને.

પદ

" બતાદે સખી " એ રાગ.

લીલા એ જોતા, સ્થિર રહ્યા વૈષ્ણવ રાય;
મગ્ન હરિરસમાંહ્ય, લીલા એ જોતા. ટેક.
શિપ કપાવા સમયે ન ચળ્યા, તો થયા પ્રભુ ઝટ સ્હાય. લીલા૦
તેજદેવી પણ ખમી ન શક્યાં એ, ભજનપ્રભાવ જણાય. લીલા૦
મુકી સુનું મંદિર નીસર્યા, વિપ્ર મસ્ત શુચિ કાય. લીલા૦
થયા શ્રીવરના તેનો કોઇથી, વાળે ન વાંકો થાય. લીલા૦

શાર્દૂલવિક્રીડિત

સિંધુ સૌવીરના પતિ કપિલના સ્થાને જવા નિસર્યા,
થાક્યો ભોઇ પથે તદા પકડવા વેઠે હતો વિચર્યા;
દીઠા ઇક્ષુમતી તટે ભરતને જોતા હતા એવડા,
તેવા તે પકડી ગયા દ્વિજ થયા વાહી સુપંથે પડ્યા.

સવૈયો

પ્રાણી હુંદાય નહિં દ્વિજ એ ચહી પાદ ભરે અટકી અટકી,
તે થકી પાલખી જાય ખસી ઘડીએ ઘડીયે સટકી સટકી;
ભૂપ રહુગણ અંદર આસનથી ડગતો છટકી છટકી,
અંત વદ્યો સહુ ભોઇ પ્રતિ, ન ટકી શકી ધીર તદા છટકી.

વસંતતિલકા

રે ભાઇ કેમ બહુ પાલખીને ડગાવો,
બોલ્યા તદા ડરી પ્રભુ નવ કોપ લાવો;
છે વેઠમાંહી પકડ્યો જન તે ડગાવે,
રે એની સંગ નહીં ચાલવું લેશ ફાવે.

પદ

" મોરી કર પકરત " એ રાગ.

રહુગણ તુરત ઉચર્યો દ્વિજ સાથે,

હા ! અરરર ! ભાઈ થાકી ગયો તું,
એકલે પાલખી ઊપાડી હાથે. રહુગણ૦
ન શરીર મજબુત વળી નથી જાડો,
ઘડપણ ઘેરી વળ્યું વળી માથે. રહુગણ૦
સોબતી કોઇ નથી તુજ સરખા,
થાકી જાય છે એવોજ જાતે. રહુગણ૦
સુણી દ્વિજે તે લક્ષે ન ધર્યું,
ડગી શિબિકા ફરી આગળ જાતે. રહુગણ૦
જીવતો મુઓ હુકમ નવ માને,
યમ સમ સજા ખમીશ મુજ હાથે. રહુગણ૦

## દુહો

જડભરતે એ સાંભળી, કોપિત નૃપની વાત;
ઉત્તર તુરત ઘટિત વદ્યા, ન તપી કરી વિવાદ.

## પદ

"નાથ નવ કરો" એ રાગ.

જડભરત વદ્યા, કહ્યું તે હું માનું રે;
શું છે ભાર, શું છે થાક, કોણ છે ઉપાડનાર,
એજ નવ પીછાણું રે. જડભરત૦
પુષ્ટ હું નથી, એ ખરું કહે છે રે;
કૃશ ને પુષ્ટ, કે મજબુત, વૃદ્ધ કે યુવાન ખુદ,
સરવ તન વિષે છે રે. જડભરત૦
જીવતે મુઓ, માત્ર હું ન ભાઈ રે;
પ્રાણી માંત્ર, ક્ષણિક ગાત્ર, ફુટી જનારાંજ પાત્ર,
જીવતું કો ન ક્યાંહ રે. જડભરત૦
હુકમ નવ પળે, સજા દેવી ધારે રે;
હું પદ નષ્ટ, કર્યું સમસ્ત, અથવા ગાંડો છું અસ્ત,
શિક્ષા ન સુધારે રે. જડભરત૦

## માલિની

શુભ મતિ કૃતિવાળા ભૂપતિ મૂળ જાતે,
અતિ મરમીત વાણી સાંભળી તેની સાથે;
ઉતરી પડી ત્વરાથી ગર્વને છેક છોડી,
નમી દ્વિજ પદ વંદી ને વદ્યા હાથ જોડી.

## પદ

"હીલ મીલ પનીયાં" કેહેરબો.

અદભુત અવધુત ચાહિરે પાહિ,
ક્ષમા માગું પડી પદની માંહી. ટેક.
ગુરુ ગુરુ શું આપ દત્તાત્રેય,
જનોઈ કંઠ વિષે છે સોહાઈ. અદભુત૦
કપિલ આશ્રમે જતો હતો હું,
સત્ય શરણ પૂછવાજ ચાહી. અદભુત૦
ત્યાં શું આપ એજ મુનિ પ્રકટયા,
કોના સુત છો કહો સુખદાઈ. અદભુત૦
સંશય હવે સમાવું મનના,
સર્વ અર્થ સારી શકીશ આંહી. અદભુત૦

## ચંદ્રાવળા–ભેરવી

જડભરતે કહ્યું ભાઈ તું, જેને ભુપ ગણે છે તે કાય;
હાથ પગો ધડ શિશનું, ભેગું ખોખું બનેલું જણાય;
મોટું ખોખું બનેલું સમજાય, પાલખી ભોઈ એ તેવાંજ રાય;
માટીથી નીપજયાં માટીજ થાય,
ગર્વ તે ઉપર કેમ કરાય. જડભરતે એમ ભાખ્યું.
પંચ મહાભૂત મુખ્ય છે, માંહે ઇન્દ્રિય વસી અગીયાર;
એ સહુનું મૂળ પ્રકૃતિ, માયા ત્રિગુણી તણો વિસ્તાર;
ત્રિગુણી માયા તણો વિસ્તાર, મુખ્ય એકજ એ પામે છે વિકાર;
સ્થિર રૂપે ન કશું રહેનાર,
માટેજ માન્યો અસાર સંસાર. જડભરતે૦
હું ગણે તે તો ભિન્ન છે, ઇન્દ્રિય મન અને તનથી છેક;
નિર્વિકારી અવિનાશી એ, આત્મા દેહે દેહે છે પ્રત્યેક;
આત્મા દેહે દેહે પ્રત્યેક તે, નથી દેહ એ ધાર વિવેક;
દેહો ફરીફરીને બદલાય,
આત્મા એનોએ બધે અથડાય. જડભરતે૦
પ્રકૃતિના વિષયો બન્યા, ઇન્દ્રિય નિજ નિજ અર્થને જાણે;
મન તેમાં સુખીપણું કરે, આત્માને તે બધા માંહે તાણે;
આત્માને તે બધાંઓ ભણીતાણે, મૂઢ બને તે એમાં હિત જાણે;
ઇચ્છા ને કર્મ પછી ફળ ખાય,
વાસના ઇચ્છા એ ક્રમ સમજાય. જડભરતે૦

જગત સ્વપ્ન સુર લોકનાં, સુખ વૈષયિક ને નાશવાન;
આત્માનું હિત નથી એ વિષે, ગર્ભ જન્મનાં રહે તોફાન;
જન્મ મરણ બન્યાં રહે તોફાન,તોએ ભુલે મોટા મોટાઓ ભાન;
કર્મો મોટાં કરી થાય હેરાન,
અંતે એનુંએ રહે ઘમસાણ. જડભરતે૦
બાંધ્યા જીવો માયાને વિષે, જુદા છે એ બેઉના સ્વામિન્;
દેવું લેવું બંધ છોડ ને, જ્ઞાને છે એ પ્રભુને આધીન;
જ્ઞાને છે એ પ્રભુને આધીન, માટે ન રહે જગ-સુખમાં લીન;
નિષ્કામ ભાવે એને ભજનાર,
પામે ત્વરાથી આ દુઃખનો પાર. જડભરતે૦
પ્હેલો ભરતનૃપ હું હતો, ભજ્યા ત્યારે ભાવે ભગવાન;
અંતે મોહ્યો મૃગે ને ડગ્યો, પાછો પામ્યો આ તન રહ્યું ભાન;
પામ્યો આ તન બન્યું રહ્યું જ્ઞાન, તેથી હવે ક્ષણે ભુલું ન ભાન;
બીજે ન ચિત્ત પ્રભુથીજ પ્રીત,
થાય એથી નક્કી જગ પર જિત. જડભરતે૦
તું પણ ચેત ત્વરા કરી, ગુરૂ દ્વારા પ્રભુ પદે લાગ;
દેવી દેવો જગ સુખનો, તું સંબંધ તો છેકજ ત્યાગ;
સંબંધ છેકજ ત્યાગો બીજાનો,થઈ જાઓ વૈષ્ણવરે મારૂં માનો;
સ્હેજે દુઃખો તરી નિત સુખી થાઓ,
નવ ભવ-અરણ્યમાં અથડાઓ. જડભરતે૦

## ૫૬

"ઓધવજી કરમનકી ગતિ ન્યારી" એ રાગ.

ભરત કહે સાંભળ રહુગણ રાય, સમજી ઉતાર મન માંહ્ય. ભ૦
જગ વગડામાં જીવ સંઘ આ, ભટકતો ચાલ્યોજ જાય;
સુખની આશાએ સ્હેડે ઘણાં સંકટ, પણ દુઃખ પામે સદાય. ભ૦
સાંઘવી બુદ્ધિ સરસ નથી તેથી, ઇન્દ્રિય છ ચોરે લૂટાય;
ગાફલનું હરે શ્વાન શીઆળો, તેમ સ્ત્રી સુત ધન ખાય. ભ૦
ડાંસ મચ્છર સમ જગજન પીડે, કહીં કહીં તે કુટાય;
ધળ વંટાળીઆ આંખો ભરી દે, સ્ત્રી ધનમાં અંધ થાય. ભ૦
તમરાં રૂપી કડ શબ્દ સુણાતાં, ઘુવડ પાપી વદે માંહ્ય;
ઝાંઝવાના જળ પીવાને દોડે, ખોટી આશા ધરી ધાય. ભ૦
ભાતા રૂપી ધન ખુટે તે વેળા, અન્યથી યાચવા જાય;
વાનળે ઘેરે તાપે તપે છે, વિવિધ વિપતિમાં રોળાય. ભ૦

યક્ષ પ્રાણો હરે તેમ લૂંટે નૃપ, કંકર કાંટા ભોંકાય;
આશાના પ્હાડ ચડે ઉતરે છે, અજગર ઊંઘે ગળાય. ભ૦
કરડે જંતુ રૂપ દુર્જન વનમાં, મધ સ્ત્રી ભોગવવા ચાહ્ય;
માખા સગા તેના કરડે કે રોતો, ખુદનું બીજા લુટી જાય. ભ૦
ટાઢ તાપે વાયુ વૃષ્ટિથી કોઈ દી, કશુંએ કરી ન શકાય;
અન્ન આસન ઉતારાઓ કે વાહન,ન મળે ખરચ ખુટ થાય. ભ૦
એક બીજાનું લેવા જતાં વચમાં, ક્લેશ દ્વેષથી પીડાય;
માર્ગે મરે તેને મુકે છે પડતાં, જન્મી નવાં સંગી થાય. ભ૦
વાનર સંગીને વૃક્ષે સેવે તેમ, પરણે તે ઘરમાં પૂરાય;
ગફ્લત ગુફા રૂપ મૃત્યુમાં, હાથી કાળથી હણાય. ભ૦
આડે રસ્તે પડે ખાડ નર્કમાં, માંડ છુટી પથે જાય;
ઊંચે ચઢીને એ પાછા પડે છે, પાર ન કેમે પમાય. ભ૦
તું પણ એવોજ છેરે રહુગણ, ચેત હજી મન માંહ્ય;
સાચા ભોમીયાને શોધી સાથે જા, જેથી મુકામે પહોંચાય. ભ૦

## ૫૬

"આશી નટવર" એ રાગ.

સુણી બોધ રહુગણ રાજી થયા,
રાજી થયા પદે આઝી રહ્યા. સુણી૦
વિદાય કરી દઈ સંગીયો, સદ્ય કર્યો વન વાસ;
શિખી અધિક ભરત થકી, ઊરે ધર્યા અવિનાશ.
મંગલ સુરત તુરત અનુભવતાં,
પાપ પુંજ બધા દાઝી ગયા. સુણી૦
ભરતે ત્યાંથી નિસર્યા, હરિ રસમાં ગુલતાન;
અંતે દેહ તજી વિચર્યા, વિષ્ણુ પરમ પદ સ્થાન.
રહુગણની પણ એજ ગતિ થઈ ભારીરે.
ધન્ય ધન્ય ગુરુ ને શિષ્ય તર્યા ભવ તારીરે;
અનંત સંત બનો એ રીતેજ ભાગ્યવંત.
એ આશે ભરત ગુણો ગાજી કહ્યા. સુણી૦

આ આખ્યાનથી જે સાર લેવાનો છે તે માટે પ્રથમનું પદ મૂક્યું છે; અને તેજ આશયની શ્રીહરિની આજ્ઞા શ્રીમદ્ ભગવદ્ગીતામાં આ પ્રમાણે જોવામાં આવે છેઃ—

'अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्।'

આ નાશવંત અને દુઃખમય એવા મનુષ્યલોકને પ્રાપ્ત કરી તું મારૂં ભજન કર. આ આજ્ઞા કોઇ કંગાલ-દુઃખીને ઉદ્દેશી નથી કરવામાં આવી, પણ જેણે પૃથ્વી પર દિગ્વિજય કરી ઇંદ્ર સાથે અર્ધાસન પ્રાપ્ત કર્યું હતું, ભગવાન શંકર સામે પણ યુદ્ધ કરી શૌર્ય બતાવીને તેમની કૃપા સંપાદન કરી હતી અને શ્રીકૃષ્ણ પોતે જેમના મિત્ર થઇ હરકોઇ સાંસારિક કાર્યમાં પ્રતિક્ષણે જેમના સહાયક થયા હતા તે શ્રીઅર્જુનને ઉદ્દેશીને આ આજ્ઞા ફરમાવી છે કે, હે અર્જુન! આ મનુષ્યલોક તને પ્રાપ્ત થયો તે ઠીક છે પણ લક્ષ્યમાં રાખ કે તે અનિત્ય છે-નાશવંત છે; એ તેનું મહાદ્દૂષણ છે; વળી તેની અનિત્ય સ્થિતિમાં સત્ય સુખ લેશમાત્ર નથી, માટે આ સંસારમાં આવી જે કરવાનું છે તે એજ છે કે 'મારૂં ભજન.' બસ, આજ સાર આ આખ્યાનમાંથી પણ ગ્રહણ કરવાનો છે.

આ આખ્યાનમાં ભરતજીના પિતાએ તેમના પ્રત્યે જે ઉપદેશ કર્યો છે તે પણ એજ હતો. જેમાંથી આ આખ્યાન લેવામાં આવ્યું છે તે શ્રીમદ્ ભાગવતમાં ભગવાન શ્રીઋષભદેવ કહે છેઃ-

नायं देहो देहभाजां नृलोके कष्टान् कामानर्हते विड्भुजां ये।
तपो दिव्यं पुत्रका येन सत्वं शुद्ध्येद् यस्माद् ब्रह्मसौख्यं त्वनंतम्॥

હે પુત્રો! જે દુઃખદાયી વિષયભોગો વિષ્ટા ખાનારાં કુતરાં, ભુંડ વગેરે પ્રાણીઓને પણ મળી રહે છે તેઓને માટે મનુષ્યલોકમાં આ મનુષ્યદેહ યોગ્ય નથી; પણ આ મનુષ્યદેહથી તો તપ કરી લેવું જોઇએ. કારણકે તપ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને અનંત બ્રહ્મસુખની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ આહાર, નિદ્રા, ભય અને મૈથુનમાંજ સમય ન ગુમાવવો જોઇએ, પણ આ મનુષ્યદેહથી તે ઉપરાંત નિત્યસુખ પ્રાપ્ત કરી લેવાનો પણ પ્રયાસ કરવો જોઇએ. આ મનુષ્યદેહનું મહત્ત્વ એજ કારણથી શાસ્ત્રોમાં વર્ણવ્યું છે; માટે પ્રત્યેક મનુષ્યને ઘટે છે કે વિષયોમાંથી

મનને વાળી લઈ કેવળ પ્રભુભજનમાંજ તેને જોડી દેવું જોઈએ. ભગવાન ઋષભદેવે તો જે પ્રમાણે પોતે કહ્યું છે તે પ્રમાણે કરી પણ બતાવ્યું છે; તેમની ઘોર તપશ્ચર્યા સુવિદિત છે અને તેનું ફળ પણ તેમણે સંપાદન કર્યું છે. આ વાત પ્રત્યેક હિંદુ માને છે, અને ભગવાન ઋષભદેવના સંબંધમાં જૈનો પણ તેમજ માને છે.

ભગવાન ઋષભદેવના ઉપદેશની અસર તેમના કેટલાક પુત્રોને એવી થઈ હતી કે, તેમાંના નવ પુત્રો તો મહાન યોગેશ્વર જનક રાજાને પણ ઉપદેશ આપનાર થયા હતા. કારણકે તેઓ સમજી શકયા હતા કે 'शुभस्य शीघ्रं' અને તેથીજ તેઓ આ દુઃખરૂપ સંસારથી સત્વર મુક્ત થઈને સુખસાગરમાં મગ્ન થયા હતા; પરંતુ સર્વથી મોટા ભરતના મસ્તકે તો પિતાએ રાજ્યકાર્યભાર મૂક્યો હતો અને તે બોજો પોતાને ત્યાં કોઈ સુયોગ્ય પુત્ર તે ભાર ઉંચકી શકે તેવો ઉત્પન્ન થાય ત્યાંસુધી તેમને ઉપાડવાનો હતો. ભરતજીએ તે રાજ્યકાર્યભાર એવી રીતે ઉઠાવ્યો હતો કે, જેના પ્રભાવથી આ ખંડનું નામ બદલાઇ જઇને 'ભરતખંડ' એ પ્રમાણે પ્રસિદ્ધ થયું અને તે અદ્યાપિપર્યંત જળવાઈ રહ્યું છે. આમ સર્વ પ્રકારે સંસારમાં સુખ તથા વિજય સંપાદન કર્યા છતાં અને એ વસ્તુને ક્ષણભંગુર સમજી પોતાના પિતાના ઉપદેશને તથા સદ્વર્તનને લક્ષ્યમાં લઇ આ મનુષ્યદેહને સાર્થક ને સફળ કરવા મહાસમૃદ્ધ રાજ્યલક્ષ્મીનો તૃણવત્ ત્યાગ કર્યો ને વનવાસ સ્વીકારી લઇ તપશ્ચર્યાનો આરંભ કર્યો. આ બધું તેમણે શા માટે કર્યું હતું ? માત્ર વિષયોનો કુસંગ ત્યજવાને તથા પરમાત્માનો પવિત્ર ભજનાનંદ અનુભવવાનેજ. તાત્કાળિક તો તે દુષ્ટ કુસંગ તેમનો ત્યજાઇ ગયો હતો ને પરમાત્માનો પરમાનંદ તેમને મળવા પણ લાગ્યો હતો. આ પ્રસંગ શ્રીમદ્ ભાગવતમાંજ આ પ્રમાણે વર્ણવ્યો છેઃ—"પુલહ ઋષિના આશ્રમમાં ભરતજી એકલા નિવાસ કરતા હતા. તેમનું અંતઃકરણ શુદ્ધ થયું હતું; જાતજાતનાં પુષ્પો, કુંપળો, તુલસી, જળ, કંદ, મૂળ

તથા ફળ વગેરે પૂજનસામગ્રીથી એકાંતમાં તે પ્રભુપૂજા કર્યા કરતા હતા. તેમની વિષયકામના નિવૃત્ત થઇ ગઈ હતી; શાંતિમાં મગ્ન રહી પરમ નિવૃત્તિ સુખ તેમણે સંપાદન કર્યું હતું. એ પ્રમાણે નિરંતર ભગવતપૂજા કરવાથી તેમનો વિશુદ્ધ પ્રેમ ભગવાનમાંજ વધવા લાગ્યો; તેમનું હૃદય ભક્તિથી આર્દ્ર બની શિથિલ થઇ જતું હતું; હર્ષના વેગને લીધે શરીર રોમાંચિત થતું હતું; ઉત્કંઠાથી પ્રેમાશ્રુ ઉભરાઈ જતાં; તેમનાં નેત્રની અવલોકન શક્તિ રુંધાઇ જતી હતી; અને ભગવાનનાં આનંદપ્રદ રક્ત ચરણારવિંદનું ધ્યાન કરવાથી હૃદયમાં ચોતરફ ફેલાઇ જતા પરમાનંદરૂપી ઉંડા ધરામાં તેમની બુદ્ધિ નિમગ્ન બની જતી હતી. આ સ્થિતિ પ્રાપ્ત થતાં ભગવાનની પૂજાનું પણ તેમને ભાન રહેતું ન હતું."

ખરેખર, આપણા આ ભરતખંડના ચક્રવર્તી ભરતજીની પેઠે આપણે પણ સર્વ વિષયોને તુચ્છ ગણીને એકાંતમાં જઇ શ્રીહરિનું સેવન કરી પરમાનંદ પ્રાપ્ત કરવો જોઇએ; કેમકે તેની આગળ બ્રહ્માંડનું રાજ્ય પણ તુચ્છ છે; અને તેજ આપણું મુખ્ય કર્તવ્ય છે. અસ્તુ

ભરતજીએ એ સ્થિતિ પ્રાપ્ત કરી હતી છતાં મૃગના એક બાળકમાં પોતાના મનને તેમણે આસક્ત કર્યું અને તે એટલું બધું કે જેને માટે પોતે રાજ્યત્યાગ કર્યો હતો તે ભગવદ્ભજન પણ વીસારે પડયું ને અંતકાળે પણ ભગવત્સ્મરણ છૂટી જતાં કેવળ તે મૃગનુંજ સ્મરણ રહ્યા કર્યું. પરિણામે પોતાને મૃગ તરીકે અવતરવું પડયું. આ ઉપરથીજ મહાકવિ તુલસીદાસ આપણને ચેતવણી આપે છેઃ—

'એકહી મૃગને કારને ભરત ધરે તિન દેહ,
તુલસી ઉનકી કયા ગતિ જો ઘર ઘર કરત સનેહ.'

માટે વિષયોથી કેટલા સાવધ રહેવું જોઇએ, તે આ દૃષ્ટાંતથી લક્ષ્યમાં રાખવાનું છે. હરકોઇ પણ વિષયનો સંગ થતાં પરિણામ એ આવે છે કે, શ્રીહરિનું વિસ્મરણ

થાય છે; પણ વિષયનો પડછાયોજ જો ત્યજવામાં આવે છે તો શ્રીહરિભજનનું વિસ્મરણ થતું નથી અને જો શ્રીહરિસ્મરણ વિસરાય નહિ તો અન્યનું સ્મરણ કદી પણ સંભવતુંજ નથી. એ રીતે હરિભજન વિના અન્યનું જો સ્મરણજ ન થાય તો તેમાં ફસાવાનું તો કેમજ બને ? માટે હરિભજનથી ઉત્તમ લાભ અનુભવાય છે. એક તો વિષયોની નિવૃત્તિ થાય છે અને મુખ્ય ઈષ્ટની પ્રાપ્તિ થાય છે; પણ વિષય સંગથી તો અનિષ્ટ પ્રાપ્તિ ને ઈષ્ટ હાનિજ થાય છે.

'જો કે પ્રત્યેક પ્રાણી ભૂલને પાત્ર છે' એ નિયમ પ્રમાણે આપણી પણ ભૂલ થાય તો તેથી નિરાશ થવાનું કારણ નથી. આ ભરતચરિત્ર ઉપરથીજ એ વસ્તુ સમજાય છે કે, ભૂલનું ફળ ભોગવતી વેળા પણ પ્રથમ શ્રીહરિભજનથી જે શુભ સંસ્કાર સંપાદન કર્યા હોય છે તે કદી જતા રહેતા નથી. ભરતજીને મૃગદેહમાં પણ પૂર્વજન્મની સ્મૃતિ રહીજ હતી; જે અભક્ત મનુષ્યને મનુષ્ય શરીરમાં પણ જોવામાં આવતી નથી. આજ અભિપ્રાયથી ભરતજીની પૂર્વજન્મની ભક્તિનો પ્રભાવ દર્શાવતા વેદવ્યાસ શ્રીમદ્ ભાગવતમાં લખે છેઃ—

'नारायणाय हरये नम इत्युदारं हास्यन्मृगत्वमपि यः समुदाजहार।' મૃગનું શરીર ત્યજતીવેળા પણ ભરતજી 'नारायणाय हरये नमः।' એવું ઉદાર વચન બોલ્યા હતા; અને તેથી પવિત્ર બ્રાહ્મણને ઘેર જન્મ્યા હતા. એ રીતે મૃગશરીરમાં પણ પૂર્વજન્મનું સ્મરણ રહ્યું હતું જેથી તે શરીરના ત્યાગ સમયે શ્રીહરિને તે નમ્યા હતા; તોપછી મનુષ્યદેહ પ્રાપ્ત થયા પછી તો તેમનું તે સ્મરણ ક્યાંથીજ જાય ? મનુષ્યદેહ પુનઃ મળ્યો ત્યારે તો 'દૂધનો બળ્યો છાશ ફૂંકે' એ રીતે વિષયોના કુસંગથી પોતે દૂરજ રહ્યા અને તેથીજ તેમનું 'જડભરત' એવું નામ જગતમાં અદ્યાવધિ પ્રખ્યાત છે. એ જડભરતજી કેવા પ્રકારના 'જડ' હતા; એ વસ્તુ જડ લોકો શું જાણે ? એમનું જડત્વ ભીલોએ ન જાણ્યું

પણ ભીલોની દેવીએ તો જાણ્યું હતું; ને છેવટ રહૂગણ રાજાએ તો એવું જાણી લીધું કે જેથી તેમનો મનુષ્યજન્મ સફળ થઈ ગયો; પણ તે કયારે ? જ્યારે તેમણે વિષયસંગ ત્યજ્યો, સત્સંગ સ્વીકાર્યો અને રાજપાટ ત્યજી દઈ હરિભજનમાંજ પોતાનું બાકીનું આયુષ વ્યતીત કર્યું ! ભરતજીએ પણ રહૂગણને ઉપદેશ આપ્યો છે; ભવાટવીનું વર્ણન અહીં સૂક્ષ્મ છે ત્યારે 'ચંદ્રકાન્ત'માં વિસ્તારથી છે. તે વાંચી લેવા વાચકને અમે જણાવીએ છીએ. અહીં તો ભરતજીએ રહૂગણ રાજાને ઉદ્દેશી જે ઉપદેશ વાકયો ઉચ્ચાર્યાં છે તે અમે આલેખીએ છીએઃ—

रहूगण ! त्वमपि ह्यध्वनोऽस्य संन्यस्तदंडः कृतभूतमैत्रः ।
असज्जितात्मा हरिसेवया शितं ज्ञानासिमादाय तरातिपारम् ॥

હે રહૂગણ રાજા ! તને પણ માયાએ ભવાટવીમાં ધકેલી દીધો છે; માટે તું પણ પ્રાણીઓને પીડા કરવાનું ત્યજી દઈ પ્રાણી માત્ર તરફ મિત્રતા કર અને વિષયોમાં આસક્ત નહિ થઇને શ્રીહરિની સેવાથી તીક્ષ્ણ બનેલી જ્ઞાનરૂપી તરવાર લઇને એ ભવાટવીના માર્ગને ઓળંગી જા.

રહૂગણ જેવા મહાચક્રવર્તી રાજાએ પણ પોતાનું વિશાળ રાજ્ય ત્યજી દઇ પ્રભુભક્તિમાં વિશેષ સુખ માન્યું અને પ્રભુસેવામાં મન યોજી દીધું તોપછી 'महाजनो येन गतः सः पंथाः'—મહાપુરુષો જે માર્ગે ગયા તેજ માર્ગે વિચરવાને આપણે યત્ન કરવો જોઇએ અને વિષયોથી મુક્ત થઇ પ્રભુભજન કરવું જોઇએ. પ્રભુમાં પ્રીતિ થવાનો આરંભ કેવા પ્રકારનો હોય છે તે પણ ભરત મહારાજના શબ્દોમાંજ જુઓઃ—

ज्ञानं विशुद्धं परमार्थमेकमनन्तरं त्वबहिर्ब्रह्म सत्यम् ।
प्रत्यक् प्रशान्तं भगवच्छब्दसंज्ञं यद्वासुदेवं कवयो वदन्ति ॥
रहूगणैतत् तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
न च्छन्दसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोऽभिषेकम् ॥ १२
यत्रोत्तमश्लोकगुणानुवादः प्रस्तूयते ग्राम्यकथाविघातः ।

निषेव्यमाणोऽनुदिनं मुमुक्षोर्मतिं सतीं यच्छति वासुदेवे ॥१२॥

કેવળ એક બ્રહ્મજ સત્ય છે; જે પરમાર્થ જ્ઞાનરૂપ છે, વ્યાવહારિક સત્યથી ભિન્ન ખરેખર સત્યસ્વરૂપ છે; વિશુદ્ધ છે-અવિદ્યાથી રહિત છે, એકજ છે-અનેક નથી; બાહ્ય-આભ્યંતર ભેદથી રહિત છે, પરિપૂર્ણ છે, આત્મસ્વરૂપ છે, અત્યંત શાંત છે-નિર્વિકાર છે અને જેને વિદ્વાનો ભગવાન તથા વાસુદેવ કહે છે. આવા પ્રકારનું સ્વરૂપજ્ઞાન તેજ સત્ય છે. હે રહૂગણ રાજા! એ સત્યસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ મહાપુરુષોના ચરણરજની સેવા કર્યા વિના કેવળ તપથી, યજ્ઞયાગ કર્યા કરવાથી, અતિથિઓ વગેરેને અન્નદાન કરવાથી, ઘેર રહીને પરોપકારજ કર્યા કરવાથી, વેદાધ્યયનથી કે જળ, અગ્નિ તથા સૂર્યની ઉપાસના કર્યા કરવાથી પણ થતી નથી; અર્થાત્ કેવળ મહાપુરુષોની સેવા કરવાથીજ બ્રહ્મપ્રાપ્તિ થાય છે. કારણકે મહાપુરુષો વિષે વિષયોની વાતોનો નાશ કરનારી કેવળ ભગવાનનીજ ગુણકથાઓ થયા કરે છે. જેનું નિત્ય સેવન કરવાથી મુમુક્ષુ મનુષ્યને વાસુદેવ ભગવાનમાં ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. અર્થાત્ વિષયોમાં અપ્રીતિ અને ભગવાનમાં પ્રીતિ થવાનું મૂળ કારણ ભગવાનની ગુણકથાઓ કહેવી-સાંભળવી તેજ છે. મહાત્મા શુકદેવજી જેવા એમજ કહી ગયા છે તો આપણે તેમનાં ઉપદેશવાક્યો લક્ષ્યમાં લેઇ તેનો સાર ગ્રહણ કરીએ એજ સત્ય માર્ગ છે. જેમ બને તેમ ભક્તિ વ્યાપાર વધારતા જઈ વિષયવ્યાપાર ઓછો કરતા જવું જોઇએ; અને તે માટે અન્ય વિષયનું શ્રવણ-વાચન પણ ઓછું કરી નાખી ભક્તિપોષકજ શ્રવણ-વાચનમાં મનને જેટલું પરોવાય તેટલું પરોવવું જોઇએ. મહર્ષિઓને સેવવાનું ફળ આજ છે; સત્સંગ આજ છે; આથીજ બધું સુધરશે; ક્રમ પણ આજ છે. આરંભ પણ આથીજ થાય છે. શ્રવણ, કીર્તન, સ્મરણ અને પછી પાદસેવન હોઈ શકે; તેમજ ભરતજી કરતો તેવું અર્ચન તો તેની પણ પછી હોઈ શકે છે. સામાન્ય ભક્તિમાર્ગ પણ ઉત્તમ છે. તેટલાથી પણ શુકદેવજીએ પરીક્ષિ-

તને પાર ઉતાર્યો હતો. એટલે આ ઉપાય પણ જો સંપૂર્ણ કરવામાં આવે તો ઇચ્છિત ફળ અવશ્ય આપે છે. આ સંબંધે વિશેષ ઘણું કહેવાનું છે તે આગળ જતાં કહેવામાં આવશે. અહીં તો અંતે એજ કહેવાનું છે કે આવા સાર્વભૌમ ભરતજી જેવા થવાને આપણે પ્રયત્ન કરવો જોઈએ; આજે હજારો વર્ષો થઇ ગયાં છે તોપણ તેમનાં નામ આ પૃથ્વી પર તેવાંને તેવાં અજરામર છે; આપણે પણ તેમના માર્ગે જઇ આપણાં નામ અજરામર કરવાં જોઇએ; જે વસ્તુ સંપાદન કરવાને તે મહાપુરુષોએ સાર્વભૌમપણું પણ તુચ્છ ગણીને જે માર્ગ ગ્રહણ કર્યો હતો તેજ માર્ગ આપણે પણ ગ્રહણ કરીએ તો જરૂર તેમના જેવાજ આપણે પણ થઇ શકીએ, એમાં શક નથી; માટે હવે તો દૃઢ નિશ્ચય કરવો જોઇએ. જેઓ તે માર્ગે જતા હોય તેમને અમારા હજારો ધન્યવાદ છે. પ્રભુ સર્વને સન્મતિ આપો.

ગઝલ

જગ સ્વપ્ન જેવું જોઉં છું, એમાં શું માલ છે;
ખાલી વખત તક ખોઉં છું, એમાં શું માલ છે.
જન ધામ ધન તનને તજી, ક્ષણમાં મરી જાતાં;
જોયા છતાં શીદ મોહું છું, એમાં શું માલ છે.
હું સર્વને છોડીશ, સુજને છોડશે સર્વે;
જાણી વૃથા ચિત્ત પ્રોઉં છું, એમાં શું માલ છે.
સુખ દુઃખ બહુ થાશે જશે, સ્થિર નહીં રહે એકે;
એ કીચમાં હું કોહું છું, એમાં શું માલ છે.
વિષયો વિષે વળગ્યા વડે, ક્ષણમાં ખુશી થાતો;
ક્ષણમાં વળી હું રોઉં છું, એમાં શું માલ છે.
જે કામ ના આવ્યું નહીં, આવે અનુ અંતે;
તેમાં બધું હું ખોઉં છું, એમાં શું માલ છે.



# श्री प्रह्लाद–आख्यान

## પૂર્વરંગ

### પદ

"સ્તવન શુભ તારૂં કરૂં રે" એ દેશી.

હે સજ્જનો ! શિર ધણી છે દીલ ધારો,
ભાવે નિશદિન સંભારો રે.
અચિત-ચિતમાં વાસી વિભુ ઈશ અવિનાશી;
સંત સુખરાશિ આનંદ અમારો ભાવે નિશદીન સંભારોરે.

'હે સજ્જનો !' આ સંબોધન સજ્જનો પ્રત્યે છે. સર્વ કોઇ સજ્જન હોવાનો દાવો કરે છે પણ શ્રુતિ 'સત્-જન' જેને કહે છે તેજ સાચો સજ્જન છે. સજ્જન શબ્દની વ્યાખ્યા આ રીતની જોવામાં આવે છેઃ—

'अस्ति ब्रह्मेति चेद् वेद संतमेनं ततो विदुः।'–બ્રહ્મ પરમાત્મા અવશ્ય છે, એમ જે જાણે છે તે જન-મનુષ્યને 'સત્-જન' કહેવામાં આવે છે. અર્થાત્ ઈશ્વરના અસ્તિત્વને માનનારોજ સાચો સજ્જન છે; પણ જેઓ ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારતા નથી તેઓને ઉદ્દેશીને તો શ્રુતિ કહે છેઃ— 'असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत्।'–જે કોઇ મનુષ્ય બ્રહ્મ-પરમાત્મા નથી એમ માને છે તે જન-મનુષ્ય 'અસત્-જન' કહેવાય છે; અર્થાત્ તેઓ માટે જો સત્ય કહી નાખીએ તો તેઓને 'જીવતે મુઆ' જેવાજ કહી શકાય. આવાજ આશયને દર્શાવતું એક વાકય જોવામાં આવે છેઃ-

के शवाः पुरुषा लोके येषां हृदि न केशवः।

આ જગતમાં ખરાં મુડદાં કયાં છે ! આના ઉત્તરમાં એમજ કહેવું તે યોગ્ય છે કે, જેઓના હૃદયમાં કેશવ–ભગવાન (ભક્તિના આશ્રય તરીકે) નથી વસ્યા તે પુરુષો ખરેખર મુડદાં છે–જીવતાં મુડદાં જેવાં હોય તો તેઓને જોઇ લેવા, અને તેથીજ અહીં આરંભમાં કહેવામાં આવ્યું કેઃ–

'હે સજ્જનો ! શિર ધણી છે દિલ ધારો,
ભાવે નિશદિન સંભારો રે.'

કદાચ કોઇ કહે કે જે મનુષ્ય અસજ્જન હોય તેને પણ ઉપદેશ આપવામાં શું હરકત છે ? આના ઉત્તરમાં કહેવાનું કે, આવો ઉપદેશ અસજ્જનને આપવો યોગ્ય નથી. ભગવાન શ્રીકૃષ્ણે પણ અર્જુનને બ્રહ્મવિદ્યા–શ્રીમદ્ ભગવદ્ગીતાનો ઉપનિષદ્‌રૂપે ઉપદેશ કરી તેનો અધિકાર સ્ત્રી–શૂદ્રાદિને પણ આપ્યો છે; કેમકે તેની સ્મૃતિમાં ગણના કરી છે, અથવા મહાભારતના અંતર્ગત તરીકે હોઇને તેને ઇતિહાસ પણ કહી શકાય છે; છતાં તેજ ભગવદ્ગીતાની અંતે શ્રીકૃષ્ણે સ્પષ્ટ કહી નાખ્યું છે કેઃ—

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥

જે મનુષ્ય તપશ્ચર્યા ન કરતો હોય, ભક્ત ન હોય, સેવા કરવા ન ઇચ્છતો હોય અને મારી અસૂયા કરતો હોય–મારામાં દોષારોપણ કરતો હોય તેવા મનુષ્યને આ ગીતાનો ઉપદેશ તારે કહેવો નહિ. આ રીતે દુર્જનને ઉપદેશ આપવો અયોગ્ય ગણ્યો છે; કારણકે જે લાભને ઉદ્દેશીને ઉપદેશ અપાય છે તે લાભ દુર્જનને પ્રાપ્ત થતો નથી; એટલે ઉપદેશ આપવો વ્યર્થ થાય છે. કારણકેઃ–

સોરઠો

"ફુલે ન ફુલે બેત, જો બરસે અરખા સુધા,
મૂરખ હૃદય ન ચેત જો ગુરુ મીલહી વિરંચ શિવ."

આમ દુર્જનને ઉપદેશ ન આપવામાં પહેલું કારણ

આ છે. વળી બીજું કારણ એ છે કે, કુપાત્રે દાન કરવાથી 'विद्या विवादाय धनं मदाय' તે ઉપદેશ વિદ્યા કેવળ અન્ય પ્રત્યે વિવાદ કરવામાંજ સાધનભૂત થાય છે. કારણકે દુર્જનો જે વસ્તુ સાર લેવા જેવી હોય છે તેમાંથી અસારજ ગ્રહણ કરે છે. તેઓનો સ્વભાવજ તેવા પ્રકારનો હોય છે. 'પીએ રુધીર પય ના પીએ લગી પયોધર જોક'–જળોને ગાય ભેંસના આંચળ પર મૂકશો તો તેમાંથી લોહીજ પીવા માંડશે, પણ દૂધ નહિ પીએ. મહારાજા ભર્તૃહરિ આ સંબંધે વિશેષ વિસ્તારથી કહે છેઃ—

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दंभः शुचौ कैतवं ।
शूरे निर्घृणता ऋजौ विमतिता दैन्यं प्रियालापिनि ॥
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे ।
कोऽसौ नाम गुणो भवेत् स गुणिनां यो दुर्जनैर्नांकितः ॥

અર્થાત્ લજ્જાયુક્ત મનુષ્યમાં જડતા માનવામાં આવે છે; વ્રત ઉપર રુચિવાળામાં દંભ ગણવામાં આવે છે; પવિત્રતાવાળામાં કપટ માનવામાં આવે છે; શૂરા મનુષ્યમાં નિર્દયતા ગણાય છે; સરળ મનુષ્યમાં બુદ્ધિહીનપણું મનાય છે; પ્રિય ભાષણ કરનાર વિષે દીનતા ગણવામાં આવે છે; તેજસ્વી પુરુષમાં ગર્વિષ્ઠપણું મનાય છે, વક્તા મનુષ્યમાં વાચાળપણું ગણાય છે અને સ્થિર સ્વભાવવાળામાં આસક્તિ ગણાય છે; ગુણવાન મનુષ્યોમાં એવો કયો ગુણ છે કે જેને દુર્જનોએ કલંકરૂપે ન ગણ્યો હોય ? કહેવાનું તાત્પર્ય એ છે કે, દુર્જનને ઉપદેશ આપવા જતાં તેને પોતાને હાનિ છે અને ઉપદેશના વિષયને પણ હાનિ છે એમ બંને રીતે હાનિજ જોવામાં આવે છે. જો કે વિષય તો જેવો છે તેવોજ રહેવાનો છે પણ દુર્જનને લાભ કરતાં હાનિ થવા વિશેષ સંભવ રહે છે; એ વધુ વિચારવા જેવું છે. આ ઉપર એક લૌકિક દૃષ્ટાંત કહેવાય છેઃ—"એક રજપૂત અને તેની સ્ત્રીએ સંપૂર્ણ મહાભારત સાંભળ્યું. પછી તેઓ બન્નેએ પરસ્પર પૂછ્યું કે મહાભારતમાંથી સાર શો લીધો ?

પુરુષે કહ્યું કે, સંપૂર્ણ મહાભારતમાંથી મેં તો એ સાર લીધો કે, અર્જુને લાખોને મારી નાખ્યા છતાં તેને પાપ ન લાગ્યું તો મેં તો લૂંટમાં હજી બેચારજ ખૂન કર્યાં છે, એટલે પોતાની આજીવિકા માટે ગમે તેટલી હત્યા કરવામાં આવે તોપણ પાપ લાગતું નથી. પછી સ્ત્રીએ કહ્યું કે, મેં એ સાર લીધો કે દ્રૌપદીને એકી સાથે પાંચ પતિ હતા ત્યાં સુધી તેનું સતીપણું જો જળવાઇ રહ્યું હતું તો મેં તો હજી તમારા સિવાય બીજો એકજ પુરુષ રાખ્યો છે, એટલે મને પણ શાસ્ત્રાનુસારે જોતાં હજી પાપ લાગ્યું નથી !"

અફ્સોસ ! દુર્જન તો દુર્જનજ. ઉત્તમ વસ્તુ પણ તેને અનર્થકર્તા એ રીતે બને છે. માટેજ અમે 'હે સજ્જનો !' એમ સજ્જનને સંબોધીને આરંભ કરીએ છીએ. આસ્તિકને ઉદ્દેશીનેજ અમારૂં આ કથન છે. કેમકે તે ઈશ્વરને માનેજ છે; તેથી તેના પ્રત્યે વધારે શું કહેવાનું છે ? માત્ર એટલુંજ કે, 'શિર ધણી છે દીલ ધારો'–શિર પર ધણી છે એમ માનવું તે જુદી વસ્તુ છે અને તેને દિલ પર ધરવી તે જુદી વસ્તુ છે. માટે તેને 'દિલ પર ધારો' એમ કહેવામાં અહીં તાત્પર્ય છે. હાલમાં આપણે દિલ પર શું ધારી રહ્યા છીએ ? અનેક સાંસારિક પ્રપંચો. પણ ભાઇ ?

ગરબી

"સમજી ગઈ હું રે" એ દેશી.

જગમાં મોહ્યા તે સહુ રોયા અંતે જાણવુંરે; એવા ન થવુંરે.
જુવે બીજાનું તોપણ ભૂલે હાલ ભલે એ મદથી ફુલે;
એને કાજે નહિ થાય કશું એ નવું રે. જગમાં૦
ભેળું કરે ભલે અહીં આજે, અંતે છે એ બીજા કાજે;
એની દાઝે કશું નથી સાથે થવું રે. જગમાં૦
મારૂં મારૂં કરતા ચાલ્યા, બાંધી ફુટી કુંડી બાળ્યા;
લાળા તનના થયા પછી શું માણવું રે. જગમાં૦
આ સહુ તો કંઈ કામ ન આવે, ત્યારે ત્યાં તું શાથી ફાવે;
એ માટે ઉપાય કરવા ઉર આણવું રે. જગમાં૦

અર્થાત્ 'શિર ધણી છે દિલ ધારો' અને તેને માટે

ઉપાય 'એને નિશદિન સંભારો રે, હે સજ્જનો!' આ ઉપરથી સાંસારિક કોઈ કામજ ન કરવું, એવો નિષેધ કરવામાં આવતો નથી, પણ જેમ કોર્ટમાં પ્રતિજ્ઞાપૂર્વક કહેવરાવવામાં આવે છે કે 'પરમેશ્વરને હાજર જાણી હું જે લખાવીશ તે સાચું લખાવીશ' તેમ 'શિર ધણી છે દીલ ધારો, એને નિશદિન સંભારો રે.' કારણકે એથી ભય ને લાલચ બન્ને એનાંજ બન્યાં રહેશે. ભગવાન શ્રીકૃષ્ણ આજ તાત્પર્યથી અર્જુનને આજ્ઞા કરે છેઃ—

तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयः ॥

માટે સર્વ કાળે તું મારૂં સ્મરણ કર અને યુદ્ધ કર. (તારા વર્ણને લગતું તારૂં કર્તવ્ય કર્મ તું કર્યા કર.) કેમકે પોતાના મનને તથા બુદ્ધિને જો તું મારામાં અર્પણ કરી દઇશ તો મનેજ પ્રાપ્ત થઇશ, એમાં સંશય નથી. અહીં પણ એજ કહેવામાં આવે છેઃ—'એને નિશદિન સંભારો રે.' સૂત પૌરાણિક આ વસ્તુ વિસ્તારથી સમજાવે છે કેઃ—

अविस्मृतिः कृष्णपदारविंदयोः क्षिणोत्यभद्राणि च शं तनोति ।
सत्त्वस्य शुद्धिं परमात्मभक्तिं ज्ञानं च विज्ञानविरागयुक्तम् ॥

શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણકમળનું નિત્ય સ્મરણ તે અમંગળોનો નાશ કરે છે, કલ્યાણ વિસ્તારે છે, અંતઃકરણની શુદ્ધિ અર્પે છે, પરમાત્મામાં ભક્તિ કરાવે છે અને વિજ્ઞાન તથા વૈરાગ્યયુક્ત જ્ઞાન ઉત્પન્ન કરે છે. અર્થાત્ શ્રીકૃષ્ણના ચરણારવિંદનું સદાકાળ સ્મરણ રહેવાથી શું થાય છે? સર્વ અમંગળો નાશ પામે છે; એક સાથે મન બે કામ તો નજ કરે, એટલે એકમાં રોકાયું હોય તેટલો વખત બીજું કરતું અટકે, જેથી પાપ તો નજ થાય; વળી તેમના સ્મરણદ્વારા તેમના રૂપ, ગુણ, ચરિત્રનું પણ સ્મરણ થવાથી આપણે પણ તેવું વર્તન કરતા થઇએ અને તેમને પ્રિય આચરણ કરવા પ્રેરાઇએ, જેથી કલ્યાણ-પુણ્યની વૃદ્ધિ થાય છે; જેના

પરિણામે ચિત્ત–બુદ્ધિ શુદ્ધ થાય એટલે પરમાત્મામાં પ્રીતિ પણ થાય છે. કારણકે શુદ્ધ બુદ્ધિથી સત્ય વસ્તુ સમજાય તેજ જ્ઞાન છે અને આ જ્ઞાન જેમ વધે છે તેમ વિજ્ઞાન તથા વૈરાગ્ય પણ વધ્યે જાય છે, માટેજ પુનઃ કહે છે કેઃ—

विद्यातपःप्राणनिरोधमैत्रीतीर्थाभिषेकव्रतदानजप्यैः ।
नात्यंतशुद्धिं लभतेंऽतरात्मा यथा हृदिस्थे भगवत्यनंते ॥

અનંત ભગવાન શ્રી પરમાત્માને હૃદયમાં (નિત્ય-સ્મરણથી) ધારણ કરવાવડે અંતરાત્મા જેવી અત્યંત વિ-શુદ્ધિ પામે છે તેવી વિદ્યા, તપ, પ્રાણાયામ, પ્રાણીમાત્ર પર મિત્રભાવ, તીર્થસ્નાન, વ્રત, દાન તથા જપ કરવાથી પામતો નથી. કારણકે આ બધાં સાધનો તો માત્ર એટલુંજ ફળ ઉપજાવી શકે છે કે, અંતરાત્મા ઉપરનો જે કંઈ મળ છે તેનેજ દૂર કરે છે. ભગવાન શ્રીકૃષ્ણ પણ ગીતામાં તેજ કહે છેઃ–यज्ञोदानं तपश्चैव पावनानि मनीषिणः । યજ્ઞ, દાન અને તપ બુદ્ધિમાન મનુષ્યને પવિત્ર કરનારાં છે.' પરંતુ એ સાધનોની ક્રિયા જેવી બંધ કરવામાં આવે છે કે તુરત પાછો અંતરાત્મા બીજાં કર્મો કરવા તત્પર થાય છે અને તેથી ફરી તેની અસર કે મેલ તે અંતરાત્મા ઉપર લાગવા માંડે છે; તેથી તેની અત્યંત શુદ્ધિ તો થતી નથી; પણ સદા શ્રી હરિનું સ્મરણજ હૃદય પર જો રહ્યા કરે તો અંત-રાત્માની અત્યંત શુદ્ધિ થાય છે; એટલુંજ નહિ પણ જ્ઞાન, વિજ્ઞાન તથા વૈરાગ્યયુક્ત ભક્તિ ઉત્તરોત્તર વધતી ચાલે છે અને તેથી બુદ્ધિમાં મલવાસના સમૂળગી રહેવા પામતી નથી; માટેજ અમે અહીં કહીએ છીએઃ–'શિર ધણી છે દીલ ધારો, એને નિશિદિન સંભારો રે.' ભગવાન સ્વયં આ વસ્તુને સ્પષ્ટ કહે છેઃ—

विषयान् ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥

વિષયોનુંજ ચિંતન કર્યા કરતાં મનુષ્યનું ચિત્ત વિષયો-માં આસક્ત થાય છે અને મારૂંજ નિત્ય ચિંતન કરનારનું

ચિત્ત મારામાંજ લીન રહે છે. દેવર્ષિ નારદ આ વસ્તુ પર દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

वैरेण यं नृपतयः शिशुपालपौंड्र
शाल्वादयोगतिविलासविलोकनाद्यैः ।
ध्यायंत आहृतधियः शयनासनादौ
तत्साम्यमापुरनुरक्तधिया पुनः किम् ॥

શિશુપાલ, પૌંડ્રક, શાલ્વ આદિ રાજાઓ ભગવાન શ્રીકૃષ્ણની ગતિ, વિલાસ, વિલોકન આદિદ્વારા સૂતાં-બેસતાં વૈરભાવે તેમનું ધ્યાન કર્યા કરતા હતા અને તે ધ્યાનદ્વારા તેમની બુદ્ધિ ભગવાનમાં આકર્ષાઇ જતાં તેઓ તેમની સમાનતાને પામ્યા છે. (આ રીતે વેરભાવે ભગવત્સ્મરણ કરતાં તેઓ ઉત્તમ ગતિને જો પામ્યા) તો પછી તે ભગવાનમાં પ્રેમયુક્ત બુદ્ધિથી ચિત્તને સ્થાપી દઇ તેમનું જો ધ્યાન કરવામાં આવે તો તેમાં કહેવુંજ શું? અર્થાત્ પ્રેમપૂર્વક ભગવત્સ્મરણ કરનારને ભગવત્પ્રાપ્તિ અવશ્ય થાય છે. તેજ આશયથી અહીં અમે કહીએ છીએઃ—'છે ધણી શિર દિલ ધારો, ભાવે નિશદિન સંભારો રે.' જેનું સ્મરણ કરવાનું છે તેનેજ માટે અમે 'ધણી' શબ્દ વાપર્યો છે. 'શિર ધણી છે દિલ ધારો, ભાવે નિશદિન સંભારો રે.' ધણી એટલે 'ધની' ધનવાળો-કંઇક મીલકતવાળો જે હોય તે માલીક. કંઇક ધન આપણી પાસે પણ છે, પરંતુ પૈસા એજ ધન કહેવાય એમ નથી. જેમ 'ગોધન'-ગાય રૂપ મીલકત-એમ હરકોઇ મીલકત અથવા ગમે તે પદાર્થ 'ધન' કહી શકાય છે. આમ સર્વ કોઇ પદાર્થ માત્રનો ખરો માલીક કોણ? ધન શબ્દથી કહેવાતા પ્રત્યેક પદાર્થ ઉપર જેની માલીકી છે તે ધની કે ધણી કોને કહી શકાય? રાજા તો શું વિસાતમાં છે? દેવો કે બ્રહ્મા પણ ભાડુતી, નોકર અને પરતંત્ર છે; સાચા ધની નથી. ત્યારે સાચો ધની કોણ? આ વિષે શ્રુતિ કહે છેઃ—

तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम् ।

पतिं पतीनां परमं पुरस्तात् विदाम देवं भुवनेशमीड्यम् ॥

તે–પરમેશ્વર ઇશ્વરોનો પણ પરમ મહાન ઈશ્વર છે. દેવોનો પણ પરમ દેવ છે. પતિઓનો પણ પરમ મુખ્ય પતિ છે અને સર્વ ભુવનોનો–સમગ્ર જગતનો તે જ ઇશ્વર હોઇ સ્તુતિ કરવા યોગ્ય છે. તે દેવનેજ અમે દેવ તરીકે જાણીએ છીએ–માનીએ છીએ. આ રીતે સાચો ‘ ધની ’ પરમેશ્વરજ છે અને તેમને ઉદ્દેશીને અમે અહીં ધણી (ધની) શબ્દ વાપરીએ છીએઃ—

‘ શિર ધણી છે દિલ ધારો, ભાવે નિશદિન સંભારો રે. ’

અને તેમની ઓળખાણ પણ અમે અહીં આપીએ છીએ કેઃ—

અચિત્-ચિતમાં વાસી, વિભુ ઈશ અવિનાશી;
સંત સુખરાશી આનંદ અમારો, ભાવે નિશ દિન સંભારોરે;
શિર ધણી છે દિલ ધારો. ’

તે આવા પ્રકારનો ‘ ધણી ’ અમે અહીં કહેવા માગીએ છીએ. તેનું જેટલું ધન છે તેનો સમાવેશ ‘ અચિત્ ’ અને ‘ ચિત્ ’ આ બે શબ્દોમાં સમાવેશ થઇ જાય છે. પણ આ બે પ્રકારનાં ધન તે સર્વેશ્વર દેવે રેઢાં મૂક્યાં નથી; પરંતુ પોતેજ તેમાં સર્વત્ર વસી રહેલ છે. આ વાત શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાન પોતેજ સ્વમુખે કહે છેઃ—

यावत् संजायते किंचित् सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात् तद्विद्धि भरतर्षभ ॥

હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! જે કંઈ સ્થાવર–જંગમ સત્વ (વસ્તુ કે પ્રાણી) ઉત્પન્ન થાય છે તે સર્વ ક્ષેત્ર (અચિત્) તથા ક્ષેત્રજ્ઞ (ચિત્) ના સંયોગથી થાય છે, એમ તું જાણ. એટલે જે કંઇ ધન બીજા રૂપમાં દેખાતું હોય તે સર્વ આ બે પ્રકારના ધનના મિશ્રણથીજ બનેલું છે. એમ સમજવું, અને તે સર્વ ધનનો સ્વામી તે પરમાત્માજ છે. શ્રુતિ પણ કહે છે—‘ प्रधान क्षेत्रज्ञ पतिः । પરમાત્મા

પ્રધાન તથા ક્ષેત્રજ્ઞના (પ્રકૃતિ-પુરુષના) સ્વામી છે.' અર્થાત્ અચિત્ અને ચિત્‌ના પતિ ભગવાનજ છે; અને તે બન્ને પ્રકારના ધન ઉપરનું સ્વામિત્વ ક્યાં રહીને ભગવાન કરે છે, તે પણ શ્રુતિ જણાવે છે. આ બેના સંયોગથી જે કંઇ ઉત્પન્ન થાય છે તે બધું-કંઇ પણ બાકી ન રહી જાય-તે માટે આ ગીતાજીના વાક્યમાં 'યાવત્' શબ્દનો પ્રયોગ કર્યો છે. શ્રુતિ પણ કહે છે:—

यच्च किंच जगत् सर्वं दृश्यते श्रूयतेऽपि वा ।
अंतर्बहिश्च तत् सर्वं व्याप्य नारायणः स्थितः ॥

જે કંઇ આ સર્વ જગત્ દેખાય છે અથવા સંભળાય છે પૃથ્વી-જળ-સૂર્ય-ચંદ્ર વગેરે દેખાય છે અને સ્વર્ગ-પાતાળ વગેરે સંભળાય છે, તે સર્વમાં અંદર ને બહાર શ્રીનારાયણ વ્યાપીને રહ્યા છે. આ રીતે સર્વના ધણીને ઓળખવાને અમે અહીં કહી રહ્યા છીએ-'અચિત્-ચિત્‌માં વાસી' આથી પણ વધારે ઓળખાણ આપવા માટે કહેવામાં આવ્યું છે:-'વિભુ ઇશ અવિનાશી' વિભુ-એટલે જેનાથી બીજો કોઇ પણ મોટો નથી. અચિત્ કે ચિત્ સિવાય કંઈ હોય કે ન હોય તો પણ તે તો સર્વત્ર છેજ અને તે અવિનાશી છે-સદા સર્વત્ર સૃષ્ટિ કે પ્રલય ગમે તે થાય-અચિત્ ચિત્‌ની ગમે તે દશા થાય પણ તે તો અવિચ્યુત દશામાંજ રહે છે, તે કદી ન હોય એમ બનતુંજ નથી. માત્ર અચિત્ અને ચિત્ જ્યારે જગતદશામાં હોય છે ત્યારે તેની સત્તા-શક્તિની સમજ પડે છે કે તે ધણી છે-ખરેખરો માલીક છે. વેદાંત શાસ્ત્રમાં જે જે મુખ્ય ઉપનિષદોને પ્રમાણભૂત માનવામાં આવે છે તેમાં પણ સર્વથી વિશેષ પ્રમાણભૂત ઉપનિષદ્ 'ईशावास्य' નામનું પહેલું માનવામાં આવે છે આ ઉપનિષદ્‌માં પહેલીજ શ્રુતિ આ પ્રમાણે કહે છે:-'ईशावास्यमिदं सर्वं यत् किंच जगत्यां जगत् ।' આ જગતમાં જે કંઇ જોવામાં આવે છે તે સર્વ, ઇશ-પરમાત્માથી વસાયલું છે તે તે સર્વમાં નિયંતા ધણી

વસી રહ્યો છે. આ વાતને બાલ્યાવસ્થામાંથીજ આપણને સમજાવવામાં આવે છેઃ—

'આસપાસ આકાશમાં અંતરમાં આભાસ;
ઘાસ-ચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ.'

એ પ્રમાણે જગતપતિ પરમેશ્વર સદા સર્વત્ર સત્તાથી વિદ્યમાન છે અને સર્વ ધનનો સાચો ધણી તેજ છે, એ આશયથી અમે અહીં ગાયું છેઃ—'અચિત્ ચિતમાં વાસી વિભુ ઇશ અવિનાશી.' પણ આવા તે અવિનાશી પ્રભુનું સ્મરણ કરવાનો અધિકાર કોને હોઈ શકે ? આ પ્રશ્નનો ઉત્તર એજ છે કે જે અતિશય વિશેષ લાભ લઇ શકતો હોય તેજ પ્રભુનું સ્મરણ કરી શકે. આવા અધિકારીઓ તો સજ્જનોજ હોઈ શકે છે માટેજ અમે અહીં તેઓને સંબોધ્યા છે. કેમકે સજ્જનોનો એવો સ્વભાવ જણાવ્યો છે કે 'સંત સુખરાશિ આનંદ અમારો' માટે 'એને નિશદિન સંભારોરે, છે ધણી દીલ ધારો ભાવે.' વળી 'સંત સુખરાશિ'—સજ્જનને સુખનો ભંડાર લાગે છે; ત્યારે અસંત દુર્જનને 'દુઃખરાશિ' દુઃખનો ભંડાર જણાય છે. તાત્પર્ય એજ કે પ્રભુ તો સર્વને સુખરાશિ છે, તે તો સર્વનું કલ્યાણ કરનાર છે, પણ જે દુર્ભાગી, બીજાને પીડા ઉપજાવવા તૈયાર થાય તેને તેમ કરતાં પ્રભુ અટકાવે છે, દુઃખીને ન્યાય આપે છે; છતાં દુર્જનો તે પ્રભુની સામા જો થાય છે તો તે પરમાત્માથી તેઓ દુઃખનેજ પામે છે, એટલે તેમને દુઃખરાશિ જણાય છે. જો કે દુઃખ એ શિક્ષારૂપ અને ઔષધરૂપ હોવાથી પરિણામે લાભકારકજ થાય છે અને તે દુઃખરૂપ શિક્ષાથી પાપીનાં પાપ ઉલટાં ધોવાય છે અને પાપી વિશુદ્ધ બને છે, તોપણ જે સ્વાદ સજ્જનને મળે છે અને તેમાં પણ એજ વસ્તુને જાણનાર અને એનેજ અમે અહીં કહ્યો તેવો માનનાર તથા વર્તનવેળા સમજનાર મનુષ્ય જે સુખ સંપાદન કરે છે તે તો અપૂર્વ છે. એ સુખ કયું ? 'આનંદ અમારો' એટલે 'સંત સુખરાશિ આનંદ અમારો ભાવે નિશદિન સંભારોરે સજ્જનો' આ વાતને

વધુ સ્પષ્ટ કરવાને ઐતિહાસિક સજ્જન તથા દુર્જનનું દષ્ટાંત અમે અહીં આપીએ છીએ. પિતા હિરણ્યકશિપુ તે દુર્જન અને પુત્ર પ્રહ્લાદ તે સજ્જન, તે આ પ્રમાણે છેઃ—

## શ્રી પ્રહ્લાદ-આખ્યાન

॥ मंगलाचरण ॥

प्रह्लादास्ति यदीश्वरो वद हरिः सर्वत्र मे दर्शय ।
स्तंभे चैवमिति ब्रुवंतमसुरं तत्राविरासीद्धरिः ॥
वक्षस्तस्य विदारयन्निजनखैर्वात्सल्यमापादयन् ।
आर्तत्राणपरायणः स भगवान्नारायणो मे गतिः ॥

પિતા-હિરણ્યકશિપુ, પુત્ર-પ્રહ્લાદને પૂછે છેઃ-' અરે ઓ પ્રહ્લાદ! શું ઇશ્વર કોઇ છે ? જો હોય તો બોલી નાખ અને સર્વ સ્થળે તું મને બતાવી દે, બોલ; આ થાંભલામાં છે ?' અસુર હિરણ્યકશિપુ પ્રહ્લાદને ધમકાવીને એમ પૂછી રહ્યો છે તેટલામાં તો શ્રીહરિ તે થાંભલામાંજ પ્રકટ થયા; તેના વક્ષઃસ્થળને પોતાના નખોથી ચીરી નાખ્યું, અને પ્રહ્લાદપર પ્રેમ કર્યો. એ રીતે દુઃખીઓનું રક્ષણ કરવામાં તત્પર રહેલા ભગવાન નારાયણ મારી ગતિ થાઓ-મારૂં શરણ થાઓ.

### શાર્દૂલવિક્રીડિત છંદ

રે પ્રહ્લાદ! શું ઇશ છે કહે! હરિ, સર્વત્ર દેખું અરે!
સ્તંભે એ કહ્યું રાક્ષસે પ્રકટ ત્યાં, તેવા થયા તે ખરે;
ફાડી તેનું નખો વડે હૃદયને, વાત્સલ્ય પાડ્યું અતિ,
આર્તત્રાણ પરાયણા નરહરિ, એ છે અમારી ગતિ.

માટેજ અમે ગાયું છેઃ—

હે સજ્જનો, શિર છે ધણી દિલ ધારો, ભાવે નિશદિન સંભારો,
એ અચિત-ચિતમાં વાસી, વિભુ ઇશ અવિનાશી;
સંતસુખરાશિ 'આનંદ અમારો' ભાવે નિશદિન સંભારો રે.

આ વાતનોજ ખુલાસો દષ્ટાંતથી કહેવાય છેઃ—

૫૬

રાગ શ્રીઝોટી. 'નારાયણુ નરસિંહ નરોત્તમ' એ દેશી

કશ્યપ પત્ની દિતિ સતીએ પતિને વીનવ્યા પ્રીતે રે,
શોકયોને સુખ સંતતિનું છે સળગું તેથી ચિત્તે રે,

[જે કાર્યનો આરંભજ દ્વેષપૂર્વક હોય ત્યાં પરિણામ સારૂં હોયજ કયાંથી? એકથી વધુ ર... ...રણુનારના ઘરમાં ક્લેશ કે દ્વેષ ન હોય એ તો ... ...ણાય; તે અનેક સ્ત્રીનો પતિ પછી ભલે મહાપતિ... . અથવા સ્વર્ગમાં ભલે પૂજાતો હોય, પણ ... ...શ અને દ્વેષનીજ રાજધાની હોય છે.]

સંધ્યા સમયે વળગી સલુણ.
ગર્ભ ધર્યો રૂદ્રના સમય પર .

[અનાજ કે ફૂલનો છોડ વ... અનુકૂળ છે કે પ્રતિકૂળ? તે જોવું પ... પક્ષનો છોડ જ્યારે ઉગાડવો હોય ... ન જોવાય? જે વેળા ઈશ્વિરસ્તવન ક... ઈશ્વરસ્તવન પડતું મૂકી કામસેવન ... તેમાંથી ઉત્પન્ન થતી પ્રજા કામભક્તજ શું છે? આ જગતમાં સૌથી મહાન એના સિવાય મોટો શત્રુ કોઈ નથી. પણ એજ કહે છે—'जहि शत्रुं .. હે મહાબાહુ અર્જુન! કામરૂપી મહા... નાખ.' આ કાળ શત્રુથી મુનિઓ કામનોજ વિજય જોવામાં આવે ... મહાસમર્થ કશ્યપઋષિ પણ હાર્યા, તે કવેળાના સમયે ઇર્ષ્યામય ક્ષેત્ર... પણ ખરૂં; પરંતુ મહર્ષિના સાત્ત્વિક વિરુદ્ધ બ થું, કામમય તથા ઇર્ષ્યામય વર્ષોસુધી વીર્ય સંરક્ષણ કરનાર મહર્ષિનું તેની મજબૂતીમાં તો કહેવુંજ શું?]

## લાવણી

હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ નામ પડ્યાં બેઉ ભ્રાત તણાં;
દૈત્ય દેહ તે કેમ સ્વીકારે ધર્મ કર્મ નિજ તાત તણાં.
પત્થર જેવી કાયા અંગો પહાડ જેવડાં ગાત તણાં;
સુખી થઈ બેઠા ને ભેગાં કર્યાં દુષ્ટ નિજ જાત તણાં.
હિરણ્યાક્ષ તન બળ ન સમાયું ગદા ગ્રહી ઉપડ્યો ત્યારે,
સ્વર્ગે જતાં સુરો સહુ નાઠા નીચે ફરી પડ્યો ત્યારે.
જળમાં પેસી ખળભળ્યો સાગર વરુણાલયે અડક્યો ત્યારે;
રણ માગ્યું કે હરિ દાખવ્યા મદે વિશેષ ચઢ્યો ત્યારે.

['મારી શોકયના પુત્રો, દેવો ગણીને જગતમાં જો પૂજાય છે તો મારા પુત્રો કેમ ન પૂજાય?' આવી માતાની ઈર્ષ્યા પુત્રોમાં પેઠી, અને તે ઇર્ષ્યાપ્રકૃતિના કારણથીજ હિરણ્યાક્ષ પોતાની માનસિક યોગ્યતા મેળવ્યા વિનાજ કેવળ શારીરિક બળપરજ કુદ્યો, જેનું પરિણામઃ-]

નારદજીથી ભાળ મેળવી છે વરાહ અવતાર થયો,
ભૂ પડાવવા પહોંચ્યો લડવા મનમાં ભારે ખાર થયો.
અડ્યો નડ્યો મદચઢ્યો લડ્યો બહુ પણ અંતે લાચાર થયો,
પૂરો પડ્યો ન પડ્યો અંત બુદ્ધ જગમાં જયજયકાર થયો.

[એ રીતે ભ્રાતાનો વધ થયો, તે જાણી બાકી રહેલો હિરણ્યકશિપુ ક્રોધે ભરાયો. દેવો તરફ તેનો દ્વેષ પ્રતિદિન વધતો ચાલ્યો. ખરેખર 'પાપે પાપ વધે ને પુણ્યે પુણ્ય વધે.']

### મનહર છંદ અથવા કવિત

હિરણ્યાક્ષ ભ્રાત થયો મોત વિષ્ણુ તણે હાથ;
સુણી વાત હિરણ્યકશિપુ વિફરી ગયો,
ભ્રકુટી ચઢાવી દાંત પીસી કકડાવી;
હોઠ ડસી ફફડાવી રંગ અંગનો ફરી ગયો.
મરી ગયો ભાઈ દુઃખ ભરી ગયો દીલમાંહી,
ઠરી ન ગયો કમાઈ સહેજ શું ઠરી ગયો;
ત્રિશૂલ ઉપાડી બૂમ પાડી પાદ પછાડીને,
કરી વાણી ઘાડી આંખ કાઢી ઉચરી રહ્યો.
હે શબર! ત્ર્યક્ષ ' શતબાહુ રે! નમુચિ! દક્ષ!

વિપ્રચિત્તિ ! આપો લક્ષ સહજ બીના નથી;
ફરી વૈરીઓનો પક્ષ જાણે આપણી સમક્ષ,
કર્યું ભ્રાતતણું ભક્ષ વિષ્ણુડ સુરોવતી.
આ ત્રિશૂલે તોડી શિશ રુધિર વડે આપીશ,
ભાઇને અંજલિ રીસ ત્યારે સમશે ખરી;
એ અરિ જશે મરી કે સુરોએ જશે વીખરી,
મૂળ નાખું હરી ફરી ડાળાંની તે શી ગતિ.
તમે બધા કરો સહાય વિપ્ર વેદ યજ્ઞ ગાય,
જપ તપ દાન થાય તેનો નાશ આદરો,
દેવ ઋષિ પિતૃ ભૂતનો એ છે ધણી કપૂત;
બને છે એથીજ મજબૂત એ ખરેખરો.
માટે ધાઓ ચારે પાસ આપો ત્રાસ કરો નાશ,
ન રાખો કચાશ ખાસ આશ આ પૂરી કરો;
સુણી દુષ્ટ ધાયા મહાકાયા મહામાયાવાળા,
કર્યા કાળા કાળા ત્રણે લોકના દેવો નરો.

प्रेतान् भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ।

તામસ લોકો પ્રેતોનું, ભૂતગણોનું તથા તેવા બીજા મદ્યમાંસભક્ષી તામસ પ્રકૃતિવાળાઓનુંજ યજન-પૂજન કરે છે. તેવા ક્રૂરનીજ સહાય લે છે. આ ગીતાવાકય પ્રમાણે આજે પણ ચીઠી, દોરા,ધાગા, પલીતા કરાવતા યતિઓ તથા ફકીરો શોધવાનું જ્યારે મન થાય ત્યારે જાણવું કે આપણામાં આસુરી ભાવે પ્રવેશ કર્યો છે. આ વાતને ઉદ્દેશીને પુનઃ ગીતામાં શ્રીકૃષ્ણ કહે છેઃ—

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥

પરિણામ, હાનિ, હિંસા કે પોતાના સામર્થ્યનો વિચાર કર્યા વિના કેવળ મોહથી જે કર્મ આરંભાય છે તેને તામસ કહેવામાં આવે છે. આવું તામસ કર્મ હિરણ્યકશિપુએ તથા તેના અનુયાયીઓએ ચોતરફ આરંભી દીધું, જેથી ત્રૈલોકય વેરાન થતું જણાયું અને તેઓ પોતે પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે, દેવો તો ભયથી નાસી ગયા,

પણ તેમની સાથે પ્રજાઓ પણ ભયભીત થઇને નાસી ગઇ! હવે રાજ્ય કોના પર કરવું? ગામો બાળી નાખવામાં આવે તો ઉપજ ક્યાંથી આવે? ગાયો-બળદો મારી નાખવામાં આવે તો ખેતી કયા સાધને કરવી? પ્રજા તથા નોકરોને ત્રાસ આપવામાં આવે તો સુખે સુવાય શી રીતે? કોનો વિશ્વાસ મેળવી શકાય? આવા વિચારો આવતાં તામસ કર્મથી ઉલટી હાનિ જોવામાં આવી; એટલે હિરણ્યકશિપુ પણ તામસ કર્મથી અટક્યો, કેમકે તામસ કર્મ અતિશય અધમ છે, એમ શ્રીકૃષ્ણ પણ ગીતામાં સૂચવે છેઃ—

*ऊर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः ।*
*जघन्यगुणवृत्तिस્था अधो गच्छंति तामसाः ॥*

'સત્વગુણમાં સ્થિતિ કરનારાઓ ઉચ્ચ ગતિને પામે છે, રજોગુણીઓ મધ્યમ ગતિને પામે છે અને અધમ ગુણની વૃત્તિવાળા તામસ લોકો (નરકાદિ) અધોગતિને પામે છે.' આવા અભિપ્રાયને લક્ષ્યમાં લઈ તામસ કર્મથી તે અટક્યો, પણ રાજસ વિચારો તેને થવા લાગ્યાઃ-'મારા ભાઇમાં શરીરબળ હતું પણ યોગ્યતા ન હતી, તેથીજ તે માર્યો ગયો છે; માટે મારે યોગ્યતા મેળવવી જોઇએ; પણ તે યોગ્યતા કોના જેવી હોવી જોઇએ? આસપાસ વિચારી જોતાં પિતામહ બ્રહ્મદેવ તરફ તેનું મન ગયું. પિતામહ બ્રહ્મ જેવો હું અજરામર થાઉં. તે શી રીતે તેવા થયા? કેવળ તપોબળથીજ! તો મારે પણ તપશ્ચર્યા કરવી જોઈએ અને તેમાં આરાધ્ય દેવ તરીકે બ્રહ્મનેજ શરણે જવું જોઇએ.' આવો વિચાર કરી તેણે બ્રહ્મદેવને પોતાના ઈષ્ટદેવ સ્વીકારી તેમને ઉદ્દેશીને તપશ્ચર્યા શરૂ કરી. ખરું છે કે રજોગુણી પ્રકૃતિવાળાઓની દષ્ટિ રાજસ દેવનેજ આરાધ્યદેવ તરીકે પસંદ કરે છે; રાજસ દેવનેજ મહાન દેવ દેખે છે; વળી સ્વભાવ પણ આસુરી એટલે તેનું કર્મ પણ રજોગુણી દેવને લગતુંજ હોય ને? જે મનુષ્ય જેવું કર્મ કરે તેને તેવું ફળ મળેજ, એવા દઢ વિચારથી ઘોર તપશ્ચર્યા તેણે

આરંભી દીધીઃ—

### લાવણી

અજર અમર તન અજિત, ત્રિભુવન પતિ થવા દીલ ધારીને;
મંદર ગિરિવર પર તપ કરવાને, પહોંચ્યો અસુર વિચારીને.
ઉભો અંગુષ્ઠભર ધરતી પર, ઉંચી નજર પસારીને;
દિન દિન તપબળ તેજ વધ્યું ફેલ્યું મહા આગ વધારીને.

માત્ર એક અહિંસાને યથાર્થ સિદ્ધ કરવામાં આવે છે તો 'अहिंसा परमो धर्मः' એ સૂત્ર જાળવ્યું મનાય છે; તો પછી તેણે તો સર્વ ઇંદ્રિયોનો એવો નિરોધ કર્યો કેઃ-

### ગીતિ

વળ્યો રાફડો તન પર, ઉગ્યા વાંસડા ખડ બહુ તે માથે;
ખાધું કીડીએ નવ કદી, ત્વચા રુધિર માંસ પગથી કે માથે.

ખરેખર, ક્ષમાની પણ સીમા આવી ગઇ; શાસ્ત્રીય કામકલેશથી સર્વ પાપો ભસ્મીભૂત બની ગયાં; જે દેહથી પૂર્વે પાપો કરેલાં તે તામસ દેહ પલટાઇ ગયો; તે દેહને તો લગભગ બીજા જંતુઓ ભક્ષ્ય કરી ગયા હતા. મનના અદ્ભુત આકર્ષણથી બ્રહ્મદેવ આકર્ષાયા; હિરણ્યકશિપુ જ્યાં તપ કરતો હતો ત્યાં તેમને આવવું પડયું, પણ તે મહાસુર તો તદ્દન ખવાઈ જઇને રાફડામાં ઢંકાઇ ગયો હતો; એટલેઃ—

### તોટક

નજરે ન પડયો ઝટ તેથી કરી, જોઈ ડાળ વધ્યા અજ ખૂબ કરી;
સુરનાં શતવર્ષ સુસ્થિર રહ્યો, તુજ તુલ્ય થશે નહિ કો ન થયો.

યોગશાસ્ત્રનું રહસ્ય જેઓ સમજે છે તેઓને આમાં કંઈ પણ અસંભવિત નથી જણાતું. બ્રહ્માએ જોયું કે તેનો દેહ પણ અવશેષ રહ્યો ન હતો, તેથી પોતાના જેવું સામર્થ્ય તત્કાળ ઉત્પન્ન કરી શકે, એવું મહાદિવ્ય જળ તેના અંગ પર બ્રહ્માએ છાંટયું; કેમકે આયુષ, બળ અને સામર્થ્યમાં પોતાની સમાનતા ઉપજાવી શકે તેવું જળ પોતે સાથેજ લાવ્યા હતા, અને પછી તોઃ—

જળ અંજલિમાંહે કમંડળથી લઈ ને છીટક્યું દિતિપુત્ર પ્રતિ;
બની વજ્રસમો ઝટ તે નીસર્યો કર જોડી નમી વિનતિ ઉચર્યો.

બ્રહ્મદેવ જગતના કર્તા મનાય છે. ઘણા લોકો તેમનેજ સર્વેશ્વરનું સાક્ષાત્ સ્વરૂપ સમજે છે, તે પ્રમાણે હિરણ્યકશિપુએ પણ તે દેવને મહાન્ ઈશ્વર માની લઈ સ્તુતિપૂર્વક નમસ્કાર કરતાં કહ્યું કેઃ—

अनंताव्यक्तरूपेण येनेदमखिलं ततम् ।
चिदचिच्छक्तियुक्ताय तस्मै भगवते नमः ॥

'અનંત અને અવ્યક્ત સ્વરૂપવાળા જેમણે આ સમગ્ર જગતને પોતાથી વ્યાપ્ત કર્યું છે તે ચિત્–અચિત્ શક્તિવાળા, ભગવાનને મારા નમસ્કાર હો.' આ રીતે હિરણ્યકશિપુએ બ્રહ્માને બ્રહ્મનુંજ સ્વરૂપ માની લઈ સ્તુતિ કરી, પણ તે સ્વરૂપ સાક્ષાત્ બ્રહ્મનું ન હતું કિંતુ બ્રહ્માનું હતું. કેમકે સાક્ષાત્ બ્રહ્મ તો 'यो ब्रह्माणं विदधाति पूर्वं—જે પહેલાં બ્રહ્મદેવને ઉત્પન્ન કરે છે' એ શ્રુતિવાક્ય પ્રમાણે બ્રહ્માને પણ ઉત્પન્ન કરનાર છે, કર્તાના પણ કર્તા છે અને તે માટેજ બ્રહ્મા પણ જેમનું ધન છે તેવા ખરા ધણીને સમરવા અમે હમણાંજ કહી ગયા છીએ. અહીં જેવા અસુરે વર્ણવ્યા તેવાજ અમારા ભગવાન છે, પણ તે બ્રહ્મા નહિ, પરંતુ—

અચિત્-ચિત્માં વાસી વિભુ ઈશ અવિનાશી,
સંત સુખરાશિ આનંદ અમારો, એને નિશદિન સંભારોરે.

આવા આનંદસ્વરૂપ પ્રભુ તે બ્રહ્માથી જુદા છે. બ્રહ્મા, પોતાના ઉપાસકને પોતાની તુલ્ય અજરામર કરી શકે પણ તે કયાં સુધી ? માત્ર પોતાની ગણત્રીનાં સો વર્ષો સુધીજ. પોતાનાં સો વર્ષે પોતાને પણ અસ્ત થવું પડે છે. આજ અભિપ્રાય ગીતાજીમાં ભગવાન કહે છેઃ—

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ! ।

હે અર્જુન ! બ્રહ્મલોક સુધીના સર્વ લોકો પુનરા-

વૃત્તિને પામે છે. તેઓને પણ વારંવાર જન્મમરણ અનુભવવાનાં હોય છે; એટલે બ્રહ્માનો ઉપાસક અવશ્ય જન્મમરણને પામે છે, પણ તેથી મુક્ત થઇ શકતો નથી; માટેજ જે ખરો ધણી છે તેને ઓળખી લેવા અમે વિનવીએ છીએ—'શિર ધણી છે દીલ ધારો' એ ધણીને જો નહિ ઓળખાય તો જરૂર ભગવાન શ્રીકૃષ્ણનાજ શબ્દોમાં—

न तु मामभिजानंति तत्त्वेनातश्चयवंति ते ।

તેઓ મને યથાર્થસ્વરૂપે ઓળખતા નથી તેથીજ (આ સંસારમાં જન્મમરણના ફેરામાં) પડે છે. બ્રહ્માને સર્વેશ્વર માનનાર હિરણ્યકશિપુની અંતે શી દશા થાય છે તે, અને ખરા ધણીને ઓળખનાર તેના પુત્ર પ્રહ્‌લાદને કેવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાય છે તે આપણે અહીંજ જોઇશું. પિતા–પુત્રની તકરારજ એ થઇ છે. હિરણ્યકશિપુ તો બ્રહ્માનેજ ચિત્–અચિત્ શક્તિવાળા અનંત પરમેશ્વર માનતો હતો અને તેથીજ તેણે એ આશયથી બ્રહ્માની સ્તુતિ કરી, એટલે પ્રસન્ન થઇને બ્રહ્મા બોલી ઉઠયાઃ—

૫૬

રાગ કલ્યાણ

કહે બ્રહ્મા અસુર વર માગ માગ, હિરણ્યકશિપુ ઉચર્યો નમતો,
માગ્યું એજ દો મહાભાગ. કહે બ્રહ્મા૦
ઘરમાં બાહેર ભૂ આકાશે, દિવસે બાહેર મરૂં ન જાતે;
મૃગ મનુષ્ય સુર સર્પ દૈત્યથી, મરૂં ન શસ્ત્ર તારા સર્જ્યથી;
સિદ્ધિ સાથે સૌનો સ્વામી, કરો અજિત તવ કૃપા થકી;
એ માગું પદ લાગું તેવું કર. કહે૦

દુહો

પ્રસન્ન તપ સ્તવને બન્યા, 'અસ્તુ' વદ્યા અજ ત્યાંજ;
લીધી અસુરે હાજરી, સુરની અજ જોતાંજ.

આ રીતે રજોગુણીના સેવનથી મહાસુર રજોગુણીજ બની ગયો. બસ, ઇર્ષ્યાનું ફળ તો પતી ગયું; હવે માતા-

પિતાના કામનું ફળ અનેક કામનાઓરૂપે પ્રકટી ઉઠયું, તપ કર્યું તોપણ રજોગુણે અટકયું.

**ગરબી**

"સારૂં સારૂં રે સુરત શહેર" એ દેશી.

ચાલ્યો ચાલ્યો રે અસુર મહાભાગ ધાર્યા વર પામી,
ઝાલ્યો ઝાલ્યો રે સ્વર્ગનો માર્ગ ધાર્યા વર પામી.
ભ્રાતાના હણનાર વિષ્ણુ પર દ્વેષ અતિશય લાવી રે,
ગયો સ્વર્ગમાં દેવો જિત્યા લીધાં સ્થાન પડાવી. ધાર્યા૦
ઈન્દ્ર ભુવનમાં વસ્યો ધણી થઈ રાજ્ય ત્રિલોકે કરતો રે;
સત્તા સ્થાપી થયો પ્રતાપી સુર ઋષિને કનડતો. ધાર્યા૦

અહીંજ પરીક્ષા થઈ ગઈ કે બ્રહ્માના ઠરાવ પર અપીલ ચાલીજ કયાં ?

**પદ**

'હે સજ્જનો' એ રાગ.

સુર ઋષિએ થાકી વધુ ન સાંખી,
વિનતિ ખરા પતિને ભાખી રે;
થઈ નભવાણી ભારે, પુત્રને પીડશે ત્યારે;
હું હણીશ એને વિચિત્ર આકારે. વિનતિ૦

આટલી તપશ્ચર્યાનું ફળ પણ પરિણામે નાશવંત છે, એમ જેના ઉપરથી દેવો તથા ઋષિઓએ જાણી લીધું તે શું ? તે એજ કે, હે સજ્જનો !

શિર ધણી છે, દિલ ધારો, ભાવે નિશદિન સંભારો રે.

પિતા-હિરણ્યકશિપુની આશાઓ, તેને પૂરી કરવાનો ઉપાય, તે માટે તેના ઉપાસ્ય દેવ અને તેમણે પ્રસન્ન થઇ જે ફળ આપ્યું તે આપણે જોયું; પણ તેનું પરિણામ તેના પુત્રની આશાઓ, ઉપાય, ઉપાસ્યદેવ અને ફળ જોયા વિના બરાબર નહિ સમજાય; માટે હિરણ્યકશિપુને ઓળખીને હવે આપણે પ્રહ્‌લાદને ઓળખીએ,

### ગઝલ

'એક ખુબસુરત ગભરૂ' એ દેશી.

છે ચાર પુત્ર દૈત્યના પ્રહ્લાદ તે વિષે,
વયે કનિષ્ઠ પણ વરિષ્ઠ સદ્‌ગુણે દીસે,
જાતિ તણા ગુણો ન ગુણો દૈવી સર્વ છે.

ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છે કે, 'द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च ।—આ લોકમાં બે પ્રકારની ભૂતસૃષ્ટિ જોવામાં આવે છે; એક દૈવી ને બીજી આસુરી' તેમાં 'दैवी संपद् विमोक्षाय निबंधायासुरी मता' દૈવી સંપત્તિ મોક્ષ માટે થાય છે, ત્યારે આસુરી સંપત્તિ બંધન માટે માનવામાં આવી છે. આ બે પ્રકારની ભૂતસૃષ્ટિમાંથી આપણે કઇ સૃષ્ટિમાં છીએ તેનો અવશ્ય વિચાર કરવો જોઇએ. અહીં દૈવી સંપત્તિવાળાનુંજ વર્ણન ચાલે છે, જેનાં આ લક્ષણ છેઃ—

"ધન રૂપ બુદ્ધિ કુળ છતાં ન લેશ ગર્વ છે.
સ્વભાવ રૂડો સત્ય વદે જિતેંદ્રિય એ,
સ્વઆત્મતુલ્ય જેને પ્રાણીમાત્ર પ્રિય છે;
સુખેદુઃખે સમાન વિષય સુખો ના ચાહે,
સદા નિમગ્ન ઈશ્વરના ધ્યાનમાં રહે.
સ્વાભાવિકીજ લાગી લગની વાસુદેવની,
રમે ભમે જમે છતાં ધુન એ રહે બની."

શ્રીશુકદેવજીના શબ્દોમાં કહીએ તો 'कृष्णग्रहगृहीतात्मा—શ્રીકૃષ્ણરૂપી ગ્રહે જાણે તેના આત્માને પકડી લીધો હતો." એટલે કે એ આનંદનિધાનનો સત્ય અનુભવ તેને થયો હતો, ને થયા કરતો હતો. એ શા ઉપરથી જણાતું હતું?

કદી હસે કદી રૂવે કદી સ્તુતિ કરે,
હરિજનમાં એની હોડ કોઈ ન કરે;

આ દૈવી સંપત્તિ જેને પ્રાપ્ત થઇ હોય તેનાં મુખ્ય લક્ષણ એજ હોય કે સર્વસદ્‌ગુણોથી યુક્ત હોઇ સંપૂર્ણ ભક્તિમાન તે હોય છે; સાચો સજ્જન તે એજ છે. એનેજ 'સંતસુખરાશિ આનંદઅમારો, ભાવે નિશદિન સંભારોરે.'

જેમ પ્રહ્લાદજીને—

ભણાવવા ગુરુઘરે પિતાએ મોકલ્યો,
ન ત્યાંસુધી ખરો પ્રભાવ પિતાએ કળ્યો.

પિતા તો માત્ર એટલું જાણી બેઠો હતો કે 'બસ, હવે તો હુંજ જગતનો મહેશ્વર છું. કારણકે ભોળા બ્રહ્માએ વર આપી દીધો કે તુરતજ સર્વ દેવોને તેણે દાસ બનાવ્યા હતા અને પોતે તો જાણે અજરામર બની ગયો હતો તેથી બ્રહ્માની સત્તા પણ નામનીજ રહી હતી. કંસ પાસે જેવી ઉગ્રસેનની સત્તા હતી તેવીજ માત્ર નામની; અને તેથી પોતે પોતાનેજ તે ઇશ્વર માનતો કે જેથી બ્રહ્મા કર્મથી ઇશ્વર બન્યા છે તેમ હું પણ ઇશ્વર બન્યો છું.' આ માન્યતા તેની દૃઢ બની ગઇ હતી. આ રીતે પોતાને પરમેશ્વર માનનારા અથવા પોતે પરમેશ્વર થઈ શકે છે, એમ માનનારા આને પણ ઘણા ધર્મનિષ્ઠો કે અધર્મનિષ્ઠો જોવામાં આવે છે, જેઓનાં સ્પષ્ટ નામો આપવાની કંઇ જરૂર નથી. અહીં તો હિરણ્યકશિપુ સ્પષ્ટ છે. તેણે—

૫૬

"નાથ નવ કરો" એ રાગ

તાતે શુભ સમે સપુતને તેડાવી રે;
ધારી ગોદ, આણી મોદ, પુછયું શું શીખ્યો છે બોધ;
બોલ હોંશ લાવી રે. તાતે૦
તવ તુરત વદ્યો બાળ સરળ ભાવે રે;
વિમળ ચિત, ધારી પ્રીત, સેવવા શ્રીકંથ નિત્ય;
એજ મને ભાવે રે. તાતે૦

બાળક પ્રહ્લાદે એથી પણ વિશેષ સ્પષ્ટ કહી દીધું કે,

तत्साधु मन्येऽसुरवर्य देहिनां सदा समुद्विग्नधियामसद्ग्रहात् ।
हित्वात्मपातं गृहमंधकूपं वनं गतो यद्धरिमाश्रयेत ॥

"હે અસુરશ્રેષ્ઠ! અસત્ વસ્તુનો સ્વીકાર કરવાથી સદા ઉદ્વિગ્નબુદ્ધિવાળા દેહધારીઓનું ખરૂં કલ્યાણ તો હું એજ

માનું છું કે, આત્માને ડુબાડનારા ઘરરૂપી અંધારીયા કુવા-નો ત્યાંગ કરી વનમાં જઇને શ્રીહરિનો આશ્રય કરવો.' આ રીતે બાલ્યાવસ્થાથીજ તેમનો આ સિદ્ધાંત હતો કેઃ—

'સંત સુખરાશિ આનંદઅમારો, ભાવે નિશદીન સંભારોરે.'

પોતાના પુત્રનાં એ વચન સાંભળ્યાં કે તુરતજ હિ-રણ્યકશિપુએ કહ્યું કેઃ—

ઝટ તપી વધો ગુરુ ભણી વાણી રે;
દ્વિજ કુજાત, આવી વાત, શીખવે શું દિવસ રાત;
મુજ ભયે ન આણી રે. તાતે૦
ગુરુ વધા ન એ, મેં કદી જણાવ્યું રે;
વધા તાત, રે પ્રહ્લાદ, છે શું આ સાચી વાત;
કયાંથી શીખ્યો આવું રે. તાતે૦

ત્યારે પ્રહ્લાદે કહ્યુંઃ—

શીખવનાર છે વિષ્ણુ વિશ્વસ્વામી રે;

પિતા–હિરણ્યકશિપુ બોલ્યોઃ—

મારા વગર, કોણ અવર, ઈશ છે દાખવ સત્વર;
વિષ્ણુ એ હરામી રે. તાતે૦
પ્રહ્લાદઃ— નવ જણાય એ, વિષ્ણુ આવી આંખે રે;
યોગી ધ્યાય, તવ જણાય, હૃદયમાંહ્ય જગતરાય;
એમ શ્રુતિ ભાખે રે. તાતે૦
હિરણ્યઃ— જગતરાય તો સઉ મને સ્વીકારે રે;
તદપિ કેમ, જેમ તેમ, બકે નાચહી સ્વક્ષેમ,
એને તે શું તારે રે. તાતે૦
પ્રહ્લાદઃ— નથીજ માત્ર એ, મુજ ધણી સુનામી રે;
સર્વ દેશ, સર્વ કાળ, સર્વ સ્થિતિમાં કૃપાળ,
સર્વનોજ સ્વામી રે. તાતે૦
હિરણ્યઃ— તુજ હૃદય વિષે, ભૂત કોઈ ભરાણું રે;
જેથી આજ, ચડવી દાઝ, બકે જાય તજી લાજ,
ભેદ ન હું જાણું રે. તાતે૦
પ્રહ્લાદઃ— નથી ભરાણું એ, મુજ વિષેજ માનું રે;
આપમાંહ્ય, એ જણાય, ભરાયું ત્રિલોકમાંહ્ય;
નથી કોથી છાનું રે. તાતે૦

न केवलं मे हृदयं स विष्णुराक्रम्य लोकानखिलानवस्थितः ।
स मां त्वदादींश्च पितः समस्तान् समस्तचेष्टासु युनक्ति सर्वगः

હે પિતા ! તે વિષ્ણુ ભગવાન્ કેવળ મારા હૃદયમાંજ બીરાજે છે, એમ નથી, કિંતુ સમગ્ર લોકોને દબાવીને તે ભગવાન રહ્યા છે; વળી તેજ સર્વવ્યાપક પરમાત્મા મને તથા તમને વગેરે સર્વને સમસ્ત ચેષ્ટાઓ કરવા પ્રેરે છે. અર્થાત્ તેજ પ્રભુ 'અચિત્-ચિત્તમાં વાસી' અને 'વિભુ ઈશ અવિનાશી' આ પ્રમાણે પ્રહ્લાદજીએ જે કહ્યું તેજ અહીં આપણે કહીએ છીએઃ—

'સંત સુખરાશિ આનંદ અમારો, ભાવે નિશદિન સંભારોરે.'

પણ આ વચન કોને ઉદ્દેશી કહી શકાય છે કે 'હે સજ્જનો ! છે શિર ધણી દીલ ધારો' પરંતુ અસત્-દુર્જનને આવાં વચનોનો ઉપદેશ કરવાથી પરિણામ શું આવે છે ? તે જુઓઃ—

૫૬

'થયા છો રે પતિ' એ રાગ.

તપીને રે તવ હિરણ્યકશિપુ વદ્યો અનુચરની સાથે,
અનુચરની સાથે વદ્યો કોપી સુતના માથે તપીને રે. ટેક.
પકડી જકડીને લઈ જાઓજ મારી નાખો હાલ,
અરિપક્ષી, અરિલક્ષી, કુળ વૈરી થશે ઝેરી;
તે અપશુભ વિનાશ કરશે થઈને અરિ આપણે હાથે. તપીને

અમે આગળ આ આનંદસ્વરૂપ પરમાત્મા વિષે લખી ગયા છીએ કે, અચિત્‌ને ચિત સર્વ વસ્તુ આપણા આનંદવાચક પરમેશ્વરની શક્તિઓ અથવા શરીરો છે. જેમ આ શરીર ને તેની શક્તિઓ બહુધા આપણી ઇચ્છાને અધીન વર્તે છે, તેમ ચિત્-અચિત્ સર્વની શક્તિઓ તે આનંદસ્વરૂપ પરમાત્માને અધીન વર્તે છે. અર્થાત્ આનંદસ્વરૂપ પરમાત્માનીજ તે સર્વ શક્તિઓ છે-એટલે તેમના સંકલ્પ વિના કંઈ પણ કરી શકતી નથી; એટલુંજ નહિ પણ સ્વ

હિરણ્યકશિપુને તે વાતની કંઇપણ અસર થઈ નહિ, ને તે તો આ પ્રમાણેજ બોલી ઉઠયોઃ—

ગઝલ

'બરસે યહાં કોન ખુદા કે લીયે આયા'-એ રાગ.

વદ્યો હિરણ્યકશિપુ અરે કુબુદ્ધિ બાળ,
અરિનો પક્ષ ફેરી નવ ધરીશ રે! કો-કાળ;
ન વદીશ કોઈ દિવસ અઘટિત એવી વાણી,
જવા દઉં છું આપી અભય બેસમજ જાણી.

પ્રહ્‌લાદ જેવા મહાજ્ઞાની હિરણ્યકશિપુની દૃષ્ટિએ બેસમજ! ને પોતે તેમને અભય આપવા તૈયાર થાય છે! અજ્ઞાનની કેટલી હદ! પણ એવાં દુર્વચન સાચો સંત કદી સાંભળી લે ખરો? પિતા કોઇ રીતે પણ સમજે તો મારે સમજાવવા છે, એ વાત પ્રહ્‌લાદે નક્કી કરી હતી; ત્યારે બીજી તરફથી પુત્ર કોઇ રીતે સમજે તો સમજાવવોજ છે, આવો પિતાનો નિશ્ચય હતો, જેથી તેઓ બન્ને વચ્ચે સમજભૂલની તકરાર આગળ વધી; અને તે વધેજ. કારણકેઃ—

ચાતુરસેં ચાતુર મીલે તો રસકી લૂટાલૂટ;
મૂરખસેં ચાતુર મીલે તો ઉલટી માથાકૂટ.

એ નિયમ પ્રમાણે માથાકૂટ શરૂ થઇઃ—

વદ્યા તદા જવાબમાં પ્રહ્‌લાદજી પાછા,
પિતાજી! અભય આપનાર શ્રીપતિ સાચા;
શરીર જન્મ મરણ તણાં એ ભયો ટાળે,
(જે બીજાથી ન ટળે)
સદૈવ અભય આપનાર એજ હયો ખ્યાલે.

અર્થાત્ 'શિર ધણી છે દીલ ધારો, ભાવે એને સંભારોરે.'

અને મૂળ ઉપદેશ આ શબ્દોમાંઃ—

भयं भयानामपहारिणि स्थिते मनस्यनंते मम कुत्र तिष्ठति ।
यस्मिन् स्मृते जन्मजरोद्भवानि भयानि सर्वाण्यपयांति तात ॥

'હે પિતા! ભયને દૂર કરનારા અનંત ભગવાન મારા

ભાવ સુધ્ધાં તે મહેશ્વરની ઇચ્છાને અધીન છે. આ વસ્તુ પ્રહ્લાદજી બરાબર સમજતા હતા ને માનતા હતા, એટલુંજ નહિ પણ તે પ્રમાણે પોતે અનુભવતા હતા; તેની તેમણે પિતા પાસે પરીક્ષા આપીને સાબિતી કરી આપી. પછી તોઃ—

ગઝલ કલ્યાણ

'કહું તુમસેં કાં કયા' એ દેશી.

સુણી દૈત્યેન્દ્રવાણ અસુર સેંકડો ઉપડયા,
ગ્રહીને શસ્ત્ર સકળ બાળક પર તૂટી પડયા;
રહ્યા પ્રહ્લાદ શાંત તવ ન જરી ગભરાયા,
વધા વસે છે શસ્ત્રની માંહી એ જગરાયા.

તે સમયે પ્રહ્લાદજીએ પ્રતિજ્ઞા કરીને આ સત્ય વસ્તુ સિદ્ધ કરી દેખાડી કેઃ—

विष्णुः शस्त्रेषु युष्मासु मयि चासौ यथास्थितः ।
दैतेयास्तेन सत्येन नाक्रामंत्यायुधानि मे ॥

'હે દૈત્યો! આ શસ્ત્રોમાં, તમારામાં ને મારામાં એમ સર્વત્ર વિષ્ણુ રહ્યા છે અને તેજ સત્યને આધારે આ હથિયારો મને અસર કરી શકતાં નથી,' અને બન્યું પણ તેમજઃ—

તાકી ચુકયા તમામ શસ્ત્ર બાળના તન પર,
જરી ન લાગી આંચ દેહ રહી સુંદરવર.

આ રીતે સિદ્ધ થયું કે શસ્ત્રોમાં હણી નાખવાની જે શક્તિ છે અને મારનારમાં તે શસ્ત્રો વાપરવાની જે શક્તિ છે તે પણ મૂળે પરમાત્માનીજ છે અને તેથીજ ઘટે છે કે, 'અચિત્-ચિત્માંવાસી વિભુ ઇશ અવિનાશી' અને તે પ્રહ્લાદજી જેવાને તો—

'સંત સુખરાશિ આનંદ અમારો, ભાવે નિશદિન સંભારોરે.'

એ પ્રમાણે સર્વ શસ્ત્રો નિરર્થક થયાં ને અનુભવ થયો છતાં 'હે સજ્જનો! શિર ધણી છે દિલ ધારો' એ ઉપદેશની અસર તો સજ્જનોનેજ થાય, એ કથન પ્રમાણે

હિરણ્યકશિપુને તે વાતની કંઇપણ અસર થઈ નહિ, ને તે તો આ પ્રમાણેજ બોલી ઉઠયોઃ—

ગઝલ

'ધરસે યહાં કાન ખુદા કે લીયે આયા'. એ રાગ.

વધો હિરણ્યકશિપુ અરે કુબુદ્ધિ બાળ,
અરિનો પક્ષ ફેરી નવ ધરીશ રે! કો-કાળ;
ન વદીશ કોઈ દિવસ અઘટિત એવી વાણી,
જવા દઉં છું આપી અભય બેસમજ જાણી.

પ્રહ્લાદ જેવા મહાજ્ઞાની હિરણ્યકશિપુની દ્દષ્ટિએ બેસમજ! ને પોતે તેમને અભય આપવા તૈયાર થાય છે! અજ્ઞાનની કેટલી હદ! પણ એવાં દુર્વચન સાચો સંત કદી સાંભળી લે ખરો? પિતા કોઇ રીતે પણ સમજે તો મારે સમજાવવા છે, એ વાત પ્રહ્લાદે નક્કી કરી હતી; ત્યારે બીજી તરફથી પુત્ર કોઇ રીતે સમજે તો સમજાવવોજ છે, આવો પિતાનો નિશ્ચય હતો, જેથી તેઓ બન્ને વચ્ચે સમજભૂલની તકરાર આગળ વધી; અને તે વધેજ. કારણકેઃ—

ચાતુરસેં ચાતુર મીલે તો રસકી લૂટાલૂટ;
મૂરખસેં ચાતુર મીલે તો ઉલટી માથાકૂટ.

એ નિયમ પ્રમાણે માથાકૂટ શરૂ થઇઃ—

વધા તદા જવાબમાં પ્રહ્લાદજી પાછા,
પિતાજી! અભય આપનાર શ્રીપતિ સાચા;
શરીર જન્મ મરણ તણાં એ ભયો ટાળે,
(જે બીજાથી ન ટળે)
સદૈવ અભય આપનાર એજ હ્યો ખ્યાલે.

અર્થાત્ 'શિર ધણી છે દીલ ધારો, ભાવે એને સંભારોરે.'

અને મૂળ ઉપદેશ આ શબ્દોમાંઃ—

भयं भयानामपहारिणि स्थिते मनस्यनंते मम कुत्र तिष्ठति ।
यस्मिन् स्मृते जन्मजरोद्भवानि भयानि सर्वाण्यपयांति तात ॥

'હે પિતા! ભયને દૂર કરનારા અનંત ભગવાન મારા

મનમાં બીરાજે છે તો મને ભય કયે સ્થળે હોઇ શકે ? જેમનું સ્મરણ કરતાં જન્મ તથા જરાથી થનારાં સર્વ ભય દૂર થાય છે.' પરંતુ આ ઉપદેશ તો સજ્જન હોય તેનેજ લાગે ને ? દુર્જનને તો તેની અસરજ શી ? આમ સમજીને પ્રહ્‌લાદજીએ છેવટે તેની સાથે માથાકૂટ મૂકી દીધી ને ભગવત્સંબંધી આનંદસાગરનો અનુભવ કરવા પોતે લાગી ગયા; અને તેને માટે શું કોઈ સાધન કે સમયની જરૂર રહે છે ? નહિજ. એ તો—

૫૬

'માથાના મુકુટ' એ રાગ.

મનના વિચારે ધારતાંજ બની આવે રે,
ગમે તેવા કષ્ટ માંહે શાંતિ એ અપાવે રે;
હરિરસ લાગ્યો મને સરવથી મીઠો રે,
એના સમ સ્વાદ બીજે ક્યાંહી નથી દીઠો રે.

તેની પણ અહીં પરીક્ષા થઇ ગઇ. કારણકે આવાં મધુર, સત્ય, હિતકર ને અમૃત જેવાં વચનો સાંભળીને પણ—

સુણી તપ્યો અસુર ક્રૂર સર્પ તેડાવ્યા;
ચલાવ્યા બાળપ્રતિ તદપિ ના જરી ફાવ્યા;

તેનું કારણ ? તે તો ઉપર કહેવાયુંજ છે; અને પ્રહ્‌લાદજી તો—

શ્રીનાથ ધ્યાનમાં નિમગ્ન બાળ બેપરવા.

અહીં મૂળ વચન આ પ્રમાણે છેઃ—

स त्वासक्तमतिः कृष्णे दश्यमानं महोरगैः ।
न विवेदात्मनो गात्रं तत्स्मृत्याल्हादसंस्थितः ॥

'શ્રીકૃષ્ણમાં આસક્ત બુદ્ધિવાળા પ્રહ્‌લાદજીએ તો મોટા મોટા સર્પો પોતાના શરીરને કરડી રહ્યા હતા છતાં કંઇ જાણ્યુંજ નહિ, અને શ્રીકૃષ્ણના સ્મરણથી ઉલટો તેમની તો આનંદમગ્ન સ્થિતિજ રહી હતી.' જેમ શ્રીકૃષ્ણ ભગવાન ગીતાજીમાં કહે છેઃ—

यस्मिन् स्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते ।

'જે પરમાત્મામાં સ્થિર થયેલા મનુષ્યને મોટામાં મોટું દુઃખ પણ લેશમાત્ર ડગાવી શકતું નથી.' આ વસ્તુને અક્ષરશઃ સત્ય કરતા પ્રહ્લાદજી સર્પદંશ થવા છતાં લગાર પણ ડગ્યા ન હતા અને ઇશ્વરસ્મરણમાંજ આનંદમગ્ન રહ્યા હતા; એ વેળા તેમને શરીરનેજ જાણ્યું ન હતું તો પછી સર્પદંશની તો તેમને શી ખબર પડે ? ને વેદનાનો વિચાર પણ ક્યાંથી આવે ? આવા પ્રકારનો 'સંત સુખરાશિ અમારો, (ને તેને એવા) ભાવે નિશદિન સંભારો રે.' બસ, એ રીતે બ્રહ્માનંદના મહત્ત્વની પરીક્ષા થઇ ગઈ, હરકોઇની શક્તિજ તે સર્વેશ્વરની છે, એ વાત સાબીત થઈ ગઇ; ને હજી આગળ જતાં તે સાબીત થશે. શસ્ત્રો નિષ્ફળ નીવડયાં અને સર્પો પણ થાકીને અંતે—

વદ્યા સમસ્ત સંપ લાગીને સામા ડરવા,
પડી અમારી દાઢો તાળવાં ગયાં ફૂટી;
જરી ન ભેદી ચામડી વિષો ગયાં ખૂટી.

પછી એજ દશા દિગ્ગજોની થઇઃ—

લાવણી

વઘો તવ અસુર દિગ્ગજોથી (૨)
ઉપડો તારો મારો નહિ એ મરે સહજ કોથી;
તદા ઉપડયા જબરા હાથી (૨)
પહાડો જેવી કાયા દંતૂશળ ગિંહોનાં ઘાતી.
બાળને ઝટ ઢાળી પાડયો (૨)
ગોવિંદ સ્મરણ કર્યેજ જતો તે શિદ પાડે રાડો;
તૂટયા ઉલટા દાંતો ભારે (૨)
થાકી જખ મારીને અસુરથી બોલ્યા લાચારે.
જનાર્દન સ્મરણના પ્રભાવે (૨)
માથાફોડ અમારી એ પર લેશ નહિ ફાવે.

આવો 'जनार्दनानुस्मरणानुभावः'—શ્રી પરમાત્માના સ્મરણનો પ્રભાવ છે. માટે "એને નિશદિન સંભારો રે.'

તે પછી અસુરે એના કરતાં પણ પ્રબળ પ્રયોગ અજમાવવા વિચાર કર્યો અને પ્રભુએ પોતાના અઘટિત ઘટના કરી બતાવનારા સામર્થ્યનો મહાન પ્રભાવ સામેથી બતાવી આપ્યો. જેમકે—

### લાવણી લંગડી

વધો અસુર નાંખો અગ્નિમાં ભસ્મ થશે એથી નક્કી
કહ્યું વાયુને, 'મદદ તું પણ આ સમયે દે પક્કી.
જબર લાકડાં ભેળાં કીધાં સળગાવી મોટી હોળી;

(કોઇ કહે છે કે હોળીનું મૂળ આ છે.)

અરર! બાળને ફેંકી દીધો કીધી કાયા ધોળી.
ભડ ભડ ભડ ભડ ભડકા ભભકયા, પવને તેને મહાય કરી;
જોનારાં સૌ કંપી ઊઠયાં બાળક ત્યાં વધો ફરી.
તાત! આગ આ કમળતણી શય્યા જેવી મુજને લાગે;
પવને શીતલ, જરીએ નથી દાઝતો હું આગે.

જે અગ્નિમાં દાહક શક્તિ રહેલી છે તેની તો ઉલટી આવી અસર થઇ, કારણકે—

અચિત્-ચિત્માં વાસી વિભુ ઇશ અવિનાશી;
શંત સુખરાશિ આનંદ અમારો, ભાવે નિશદિન સંભારોરે.

એ પ્રમાણે શરીર પરના સર્વ પ્રયોગો નિષ્ફળ નીવડયા એટલે માનસિક વ્યથા ઉપજાવનારા પ્રયોગો અજમાવી જોયા. જેમ અસુરો સામે દેવો યુદ્ધમાં ન ફાવ્યા ત્યારે બૃહસ્પતિએ તેમની માનસ શક્તિ હણી નાખવાને ચાર્વાક શાસ્ત્ર રચ્યું ને તે દ્વારા તેઓને ધર્મકર્મથી ભ્રષ્ટ કરી નાખી મનોબળથી ક્ષીણ કર્યા; તે પછી દેવો ઝટ ફાવ્યા. જ્યાં બળ કામ ન કરે ત્યાં કળથી કામ લેવાય છે—

### લાવણી મોટી,

વધા પુરોહિત તદા અસુર પતિ ... જ સરે નહિ,
જાણ્યું કે છ એવો કે એ ... નહિ;
સોંપો અમને અમે શીખવશું ... ડરે નહિ,

બુદ્ધિ ફેરવશું કે જેથી ફરી એવું ઉચરે નહિ.
તેમ છતાં એ ઉપદેશે કે સંગતથી એ ન સુધરશે.
છેલ્લો ઉપાય દંડ તણો તો છેજ તેથી નહિ ઉગરશે;
કૃત્યા મંત્રે ઉપજાવી છોડશું પાછી તે નહિ ફરશે,
એ વિણ અન્ય ઉપાય વડે એ નહિ સુધરશે નહિ મરશે.

## દોહરો

ગુરુ લાવ્યા પ્રહ્‌લાદને સ્વઘેર,
બોધ દેતાં પણ પડયો નહિ ફેર;
એક દિવસ ગુરુ ગયા હતા બહાર,
વદ્યા બાળોથી આપ તેણીવાર.

અરે! પણ ગુરુની શી શક્તિ! તેમનાથી એ પ્રહ્‌લાદની બુદ્ધિ ફેરવી શકાય, એ અસંભવિત હતું. ઉલટું આખી પાઠશાળાના સર્વ વિદ્યાર્થીઓની બુદ્ધિ પ્રહ્‌લાદે ફેરવી નાખી. કુમળાં બાળકોએ એ રસીલી વાત સત્વર સ્વીકારી લીધી. તે કહે છેઃ—

'પ્રીત કરવી છે સ્હેલ' એ દેશી રાગ માંડ.

સુણો રાખીને ધ્યાન, વાત આ સુણો રાખીને ધ્યાન;
રહો નહીં નાદાન, વાત આ સુણો રાખીને ધ્યાન. ટેક.
જન્મ બાળપણ યુવાજરા, મૃત્યુ અંતે થાય;
ફરી જન્મવું ફરી એવું એ, એમ સહુ અથડાય;
આપણું પણ છે એજ નિદાન. વાત૦
ગર્ભ જન્મનાં દુઃખ પછી, ભુખ તૃષા નિત થાય;
ઔષધ રૂપ અંન જળ છે તે, સુખદા કેમ ગણાય!
નિત્યનું લાગ્યું એજ તોફાન. વાત૦
મઢ્યું ચાંમડથી-ભર્યું, મહીં મળ મૂત્ર રૂધીર;
મોહ કર્યા જેવું તે શું છે, પડે સદા શરીર.
રૂણ દુઃખ ત્રિતાપ કષ્ટ મહાન. વાત૦
મુઆ પછી યમ યાતના, નર્કે કષ્ટ અપાર;
જેને માટે મથીએ નિત, તે કોઈ કરે નહીં વ્હાર.
જીવ વેઠે ભટકે સહુ સ્થાન. વાત૦
પ્રભુ ભજવા સ્મરવા વિષે, શો શ્રમ છે કહો ભ્રાત!
માટે બીજું પડતું મુંકી, હરી ભજો દીન રાત.

કરો વશ ભાવવડે ભગવાન. વાત૦
હરી રીઝયા કે સહુ મળ્યું, કષ્ટ ટળ્યાં તમામ;
સુર બ્રહ્માદીક જે માગે છે, તે મળશે સુખ ધામ.
કરો માટે સહુ હરી ગુણગાન. વાત૦

### ગીતિ

બોધ બાળ ઉર બેઠો, પુછ્યું પ્રેમથી પુન: પ્રહ્લાદ પ્રતી;
ક્યાંથી ઉપજી આવી, અતિ અલૌકીક આપ ઉરે સુમતી.

### પદ

'નારાયણ નરસીંહ નરોતમ' એ રાગ.

વદ્યા તદા પ્રહ્લાદ બાળકો, સુણો કથા મૂળ મ્હારીરે;
શી રીતે સદ્બોધ મળ્યો તે, વાત કહું વીસ્તારીને. વદ્યા૦
પિતા ગયા તપ કરવા ગીરી પર, તવ દેવે ભય છાડીરે;
કરી ચઢાઈ અસુર પર પાછી, આવ્યા સ્વર્ગે દોડીરે. વદ્યા૦
નાઠા દૈત્ય નધણીયા બ્હીને, ઇંદ્રે જય ઝટ કીધોરે;
મુજ માતા ગર્ભણીને પકડી, ત્રાસ મારવા દીધોરે. વદ્યા૦
ત્યાં નારદે કહ્યું સુરપતીને, શીદ સ્ત્રીને સંહારેરે;
ઇંદ્ર કહે છે ગર્ભ શત્રુનો, પીડ પછી વધારેરે. વદ્યા૦
નારદ કહે એ હરી ભક્ત છે, તુજથી કયમે ન મરશેરે;
સોંપ મને હું લઇશ સુધારી, અર્થજ એથી સરશેરે. વદ્યા૦
ઇંદ્રે માની માને છોડી, નારદ લાવ્યા સ્થાનેરે;
પીતા પધારે ત્યાં લગી સુખથી, પ્રીતે રાખી માનેરે. વદ્યા૦
તવ ઉપદેશ દીધો તે સુણતાં, મુજને જ્ઞાન થયું છેરે;
મા તો ભુલી ગઈ પણ મુજને, સઘળું યાદ રહ્યું છેરે. વદ્યા૦
એ સુણી બાળ રીઝયા ને માંન્યા; ગુરૂ રૂપ પ્રહ્લાદરે;
શાળા સઘળી ભક્ત બની ગઈ, કરે ભજન આલ્હાદરે. વદ્યા૦

### દુહો

ઘેર આવી ગુરૂએ લહી, કહી રાજાને વાત;
કૃત્યાથી હણવા કર્યું, નક્કી નૃપતિ સાથ.

### રાગ પીલુ

'રાજા વાત કહું છું સાચી' એ દેશી.

બોલ્યા પ્રથમ પુરોહિત પ્રીતે, પ્યારા લાલ સમજી જા;

વ્હાલા લાલ સમજી જા, રે શીદ શત્રુના ગુણ ગા. બોલ્યા૦
બ્રાહ્મણ કુળે ત્રિલોક ખ્યાતમાં, દૈત્યરાજ પીતુ ત્હારા;
તેને શું ઓછા સમજે છે, ડરે જેથી સુર સારા. બોલ્યા૦
તારે ને એ અનંતને શું, અન્યાશ્રયી ન થાવું.
ત્રિલોકપતિ પીતા તજીને શીદ, અરીનું પાસું સ્હાવું.બોલ્યા૦
સર્વ ગુરૂથી વડા ગુરૂ છે, પીતા શાસ્ત્રમાં ચાવા;
તેને ભજ તજ અરી પક્ષને, ત્રિલોક સ્વામી થાવા. બોલ્યા૦

## રાગ પીલુ

કર જોડી પ્રહ્લાદ કહે છે, ગુરૂજી મારૂં સાંભળો;
ગુરૂજી મ્હારૂં સાંભળો, હાજીહામાં ના ભળો. કર જોડી૦
બ્રાહ્મણ કુળમાં ખ્યાત ખરેખર, છે દાદા પરદાદા;
તે વરત્યા તેમજ વરતું છું, નથી તજતો મર્યાદા. કર જોડી૦
પીતા પુજ્ય છે શાસ્ત્ર પ્રમાણે, હું પણ તેમજ જાણું;
એ દુખ દે પણ હું નવ તે પર, કુભાવ લેશે આણું. કર જોડી૦
મારે તેને અનંતને શું, એમ તમેજ કહો શું ?
યજ્ઞ યાગ તપ ધરી સમાધી, તમેજ ચિત ચહો શું. કર જોડી૦
ધર્મ અર્થ કામ ને મોક્ષ છે, અનંતથી સહુ વાતો;
પેટ કાજ સુજ તાત રીઝવવા, માત્ર વદો છો આ તો. કર જોડી૦
એ પામ્યા તો સર્વે પામ્યા, એ વિણ બધું નકામું;
જુઠું વદતાં નવ અચકાતાં, શીદ ધમકાવો સ્હામું. કર જોડી૦

## રાગ પીલુ

બોલ્યા તુરત પુરોહિત તાડી, બડ બડ બડ બડ કરમાં બાળ;
બડબડબડબડ કરમાં બાળ, થામાં વધુવધુ વાચાળ. બોલ્યા૦
બાળ બુદ્ધિથી બકે જાય છે, મનમાં આવે તેવું;
ફરી વધો તો યાદ રાખજે, થાશે જોયા જેવું. બોલ્યા૦
મૂઢપણાથી જો નહીં માને કહ્યું અમારૂં કેમે;
તો કૃત્યા ઉપજાવી હણશું, હવે નહિ રહે ક્ષેમે. બોલ્યા૦

## રાગ પીલુ

કર જોડી પ્રહ્લાદ કહે છે, ગુરૂજી મારૂં સાંભળો;
મીથ્યા આપ કરો મનસૂબા, વાત વદો અજ્ઞાની;
રક્ષણ કરતા કે સંહરતા હ્યો શીદ ખુદને માની. કર જોડી૦
કોઈ ન રક્ષી શકે કોઈને, હણી શકે નહીં કોઇ;

રક્ષક કે સંહર્તા શ્રીવર વૃથા જાઓમાં મોહી. કર જોડી૦

એ રીતે આયુધબળ, પશુબળ, વિષબળ, અગ્નિબળ ને બુદ્ધિબળ અજમાવી જોયાં, પણ તે જ્યારે નિષ્ફળ થયાં ત્યારે દૈવી યંત્રબળ અજમાવવાનો આરંભ કર્યો. તે કહે છેઃ-

૫૬

'અમરફળ આવ્યું' એ રાગ.

એવું સુણતાં તો વિપ્રો ક્રોધમાં ભરાયા રે,
કૃત્યા ઉપજાવી હણવા લાલની કાયા રે;
ભયંકર રૂપ છે ત્રિશૂલ કર ધાર્યું રે,
ભભકતું પ્રકટયું સ્વરૂપ અણધાર્યું રે.
પાદને પછાડી ત્રાડી ત્રિશૂલ ઉપાડી રે,
દેવી ધસી બાળને મારવા દોટ કાઢી રે;
જોરથી ભોંક્યું ત્રિશૂલ વક્ષમાંહિ ભારે રે,
ભાગી ભુકો ભુકો થઇ ગયું તે તો ત્યારે રે.

અને એમાં કંઇ આશ્ચર્ય નથી. કેમકેઃ—

यत्रानपायी भगवान् हृद्यास्ते हरिरीश्वरः ।
भंगो भवति वज्रस्य तत्र शूलस्य का कथा ॥

અર્થાત્ જે હ્રદયમાં સર્વના ઇશ્વર અને અવિનાશી ભગવાન શ્રીહરિ (રક્ષક તરીકે) બિરાજે છે ત્યાં વજ્રના પણ ભાંગીને ભૂક્કા થઇ જાય તો પછી ત્રિશૂલની તો શી વાત? આ રીતેઃ—

ગીતિ

પાછી પડી કૃત્યા ને, વળી તુરત પ્રેરનાર વિપ્ર ભણી;
આવી બાળવા ધાતી, તવ પ્રહ્લાદે હરિની સ્તુતિ ભણી.

૫૭

'બતાદે સખી કૌન ગલી ગયો શ્યામ' એ રાગ.

બચાવો હરિ! દ્વિજવરને આ સ્થાન.
જેમ વસો છો જગમાં સઘળે, તેમ છો એમાંએ શ્રીમાન. ટેક.
શત્રુમાં પણ સમજું તમને, માટે રક્ષો ભગવાન, બચાવો૦

શત્રુને પણ મિત્ર ગણ્યા છે, એ સત્ય ઉગારે આ પ્રાણ. બચાવો૦

મહાન ભક્તો, પોતાના પ્રિયતમ ભગવાન વિના બીજું કંઇ પણ બીજે જોતાજ નથી. સર્વ શરીરો તેમનાં અને સર્વમાં તેમનીજ શક્તિ—એ જ્ઞાન યથાર્થપણે રૂઢ થતાં કોઈનાથી પણ ભય પામવાનું રહેતું નથી; પરંતુ સર્વના પર સ્નેહજ રહે છે; વળી તે જ્ઞાનબળના પ્રભાવે ભગવાન શ્રી હરિ પણ પોતાનું સત્યસ્વરૂપ તે સ્થળે સત્વર પ્રકટ કરે છે. જુઓઃ—

દુહો

એમ ઉચરતાં વેંત થઇ, કૃત્યા શાંત તમામ;
તવ આશીષ વિપ્ર કહી ગયા ભૂપને ધામ.

હરિગીત

વિપ્રાથી જાણી વાત ને પ્રહ્લાદને તેડાવીને,
પૂછવા લાગ્યો હિરણ્યકશિપુ યુક્તિથી સમજાવીને;
પ્રહ્લાદ! તારો આવડો સુપ્રભાવ શાથી છે થયો?
એવો કયો મહામંત્ર ને કોનાથી ને ક્યારે ગ્રહ્યો?

ગઝલ

'સુનો તુમ યાર પરદેશી' એ રાગ.

વદ્યા પ્રહ્લાદ કર જોડી, પિતાજી સત્ય હું ઉચરૂં;
ન શંકા ચિત્તમાં ધરજો, પ્રચંડ કહી નહિજ કરૂં. ટેક.
નથી કોઈ મંત્ર મેં સાધ્યા, ન બીજા દેવ આરાધ્યા;
હૃદયમાં શ્રીપતિ લાધ્યા પ્રભાવી એ વડેજ ઠરૂં. વદ્યા૦
ન બીજાનું હીણું ચાહે, નહિ તેનું હીણું થાએ;
વિના બીજ ફળ ન દેખાએ, કહું છું આ ખરેજ ખરૂં. વદ્યા૦

આ ઉપરથી પ્રત્યેક મનુષ્યે પોતાનું કર્તવ્ય આજ સમજી લેવું જોઇએ કેઃ—

एवं सर्वेषु भूतेषु भक्तिरव्यभिचारिणी ।
कर्तव्या पंडितैर्ज्ञात्वा सर्वभूतमयं हरिम् ॥

અર્થાત્ ભગવાન શ્રીહરિને સર્વભૂતમય સમજીને પંડિ-

તોએ એ રીતે સર્વભૂતોમાં અવ્યભિચારી ભક્તિ કરવી જોઇએ; પણ સર્વભૂતોને સ્વતંત્ર ન માનવાં; એટલે કે સર્વભૂતો ભિન્ન છે ને ભગવાન ભિન્ન છે, એમ ન સમજવું જોઇએ; કિંતુ સર્વત્ર એકજ ભક્તિ, એકજ ભાવ, એકને લઇનેજ પ્રેમ, સર્વત્ર બ્રહ્મભાવજ—આ રહસ્ય છે. ભગવાનમાં ભક્તિ એટલે તેમના સમગ્ર શરીરોમાં તેમના શરીર સિવાય બીજું કશું કયાંય પણ છેજ નહિ, એવી દૃઢ ભાવના. બસ, આજ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. આ વિષય પર ઘણું કહી શકાય, ઘણુંજ લખી શકાય, પણ તેથી અહીં વિસ્તાર વધી જાય એવા ભયથી આ માત્ર ઈશારોજ અહીં પૂરતો છે. તે પછીઃ—

### સાખી

સુણતાં સત્ય આ કોપ અસુર ઉર અતિશય ઉભરી આવ્યો,
મહાલય પરથી છેક મહી પર બાળકને ધીબકાવ્યો;
પડતી વખતે પણ બાળક શ્રીવરને સ્મરતાં ફાવ્યો,
ઝીલી લીધો ભૂમિએ પ્રેમે ભક્ત પ્રભુનો ભાવ્યો.

### ચોપાઈની ચાલ

જોઈ કુશળ નીચે સુત રાયે, તેડાવ્યો શંબરાસુર ત્યાંહે,
કહ્યું અમથી ન કેમે મરાય, દીસે માયાવી એ વજ્રકાય.

એ પ્રમાણે દૈવી મંત્રબળ પણ ખૂટયું, એટલે હિરણ્યકશિપુએ માયાબળ અજમાવી જોવા વિચાર કર્યો; પણ તે જાણતો ન હતો કે હરકોઈ પ્રકારની માયા તે પણ એ મહાન પરમેશ્વરનીજ અદ્ભુત શક્તિ છે; પ્રત્યેક શરીરીના શરીરઅંતર્ગત તેજ પ્રભુ છે અને દેવ, અસુર, મંત્ર કે માયા —એ સર્વનો તે ઈશ્વર છે. હિરણ્યકશિપુનાં વચન સાંભળીઃ—

કહે શંબર એના શું ભાર, ચલાવું હાલ માયા હજાર;
કોપી ચલાવી માયા ભાત ભાત, ભક્ત સમરે જતા જગનાથ.
જેમ માયાઓ વેગે ચલાવી, તેવું ઉભું સુદર્શન આવી;
હરીએ પઠાવ્યું ઝળહળતું, એકે એક માયાને ગળતું.
ત્યારે અસુરે સંશોષક વાયુ, ચલાવ્યો ને બાળ મુઝાયું;

તેવું અંતર્યામીએ જાણી, શોધી લીધો વાયુ પ્રેમ આણી.
હારી થાક્યો શંબર જખમારી, બાળને લીધો નાથે ઉગારી;
ફેરી મોકલ્યો તવ ગુરુ ઘેર, બુદ્ધિ ભેદ થાય કોઈ પેર.

પછી ગુરુજીએ છેલ્લો પ્રયાસ કરી જોયો:—

ગયા ગુરુને ભુવનેરે પ્રહ્લાદજી પુણ્યકૃતિ
રાજનીતિ ભણીનેરે થયો તૈયાર અતિ.
ત્યારે ગુરુએ આણ્યારે, પ્રેમે પિતાની પાસે;
કહ્યું કે લ્યો પરીક્ષારે શીખવ્યું છે આયાસે.
પૂછ્યું બાપે સુતનેરે, બોલો પ્રહ્લાદ પ્રીતે,
મિત્ર શત્રુની સાથે રે વર્તવું શી રીતે?
ઘર પુરજન સાથેરે, વને ગિરિ કિલ્લામાં,
ચાલવું કેવી રીતે રે થાતાં શત્રુ સામા.
જે જે વિશેષ શીખ્યો રે, કહી દે તે વિસ્તારે;
કર જોડી વિનયથી રે, વધા પ્રહ્લાદ ત્યારે.
મને શીખવ્યું ગુરુએ રે, પૂછો છો તે સઘળું;
યાદ રાખ્યું છે પણ હું રે, નહિ એમ તને મળું.

તેનું કારણ માત્ર આજ કેઃ—

सर्वभूतात्मके तात जगन्नाथे जगन्मये ।
परमात्मनि गोविंदे मित्रामित्रकथा कुतः ॥

પિતાજી સર્વભૂતોના આત્મા, જગતના નાથ અને જગતમય પરમાત્મા ગોવિંદ વિષે મિત્ર-અમિત્રની વાતજ શી? જે કંઇ છે તે પ્રભુજ છે-તેમનાંજ સર્વ શરીરો છે-તેજ સર્વનો શરીરી છે અને તેથી સર્વ કોઇ સમાનભાવે પૂજ્ય છે ત્યાં અમિત્રતરીકે કયું અંગ કે કયો ભાગ હોઇ શકે? એ મનાયજ કેમ? આજ સિદ્ધાંત પ્રથમ ચર્ચાઈ ગયો છે, તેને અહીં સ્પષ્ટ કરી કહે છેઃ—

આપમાં મુજમાં એરે, વસે સઘળા જનમાં;
વસ્યો એકજ વ્હાલોરે, ભેદ કેમ રહે મનમાં.
જે એ ભેદ વધારેરે, વિદ્યા તે નકામી છે;
રાજનીતી ન નીતીરે, અવિદ્યા એ સ્હામી છે.

વિદ્યા તો નામ તેનુંરે, જે મુક્તિ આપે;
મીત્ર શત્રુ ગણ્યાથીરે, રાગ દ્વેષ સંતાપે.
દેવ જન પશુ પંખીરે, શરીર હરીના છે;
એવું માની લે મનથીરે, તેને સુખ સીમા છે.

'હરહર શીવ' એ રાગ લાવણી જેવો.

એવું સુણતાં હીરણ્યકપીપુ, ક્રોધે કંપ્યો થર થર થર;
વિચારે જતાં વાક્ય પુત્રનાં, ચિત દાઝતું ચર ચર ચર.
ઊઠી તાડી પાદ પછાડી, બોલ્યો મુખથી હર હર હર;
હુકમ કર્યો અસુરોને, જોઇ રહ્યા છો શુંરે અરરરરર.

લલિત

જકડી નાગના, વજ પાસથી, પટકી ઘો ઉઠો, મારી પાસથી;

રાગ ઉપરનો : વચમાં લલિતનો અંતરો.

બગાડશે બીજાને બોધે, બાળ નથીરે એ છે કાળ;
સુણતાં ઉઠયા નોકર બાંધ્યા, નાગપાસથી તે તતકાળ.
ફેંક્યા દરીયામાં પણ તેથી, સમુદ્ર ક્ષોભ્યો થઇ બેહાલ;
ત્યારે ઉપર પર્વત નાંખી, દાટયો કહીનો કહીં એ બાળ.

છંદ

નથી મરી જતો, કોઇ રીતથી, દબવી રાખવો, ચાહ્યું ચિત્તથી.

---

ભક્ત નથી ડરતો ન વિસરતો, સમરે જતો મુખે હરી નામ;
સ્તુતી કરી ઉચરી ગુણગણ, ને ફરી ફરી કરી કરી પ્રણામ.
જ્ઞાન વધાર્યું ધ્યાન મનમાં, અંગ હરીનું લહ્યું તમામ;
અંગીના અનુસંધાને, માન્યું છે પોતે ઠામો ઠામ.

[ આ વાત છેક છેલ્લું રહસ્ય अहं ब्रह्मास्मि છે તે વિષે વિસ્તારે પ્રસંગે- ]

---

મહત ભાવએ, સ્થીર જ્યાં ઠર્યો, ગીરી તળેથી તે, બહાર નીસર્યો;

---

નભ ભુગી ઝારાને નિરખ્યાં, તવ માન્યું હું છું પ્રહ્લાદ;
પ્રતાપ પ્રિયતમનો પેખીને, ઊર ઉપજ્યો અનહદ આહ્લાદ.

હીરણ્યકશ્યપ એ જાણીને, પામ્યો ચિત સંપૂર્ણ વિશાદ;
મહી હાથમાં ખડ્ગ ઉપડમો, હવે બતાવું છેવટ હાથ,

નયન ફેરવી, ભ્રૂ ચઢાવીને, કહ્યું પ્રહ્લાદને, ત્યાં અડાવીને.

રે અવિવેકી મૂઢ કુલાધમ, બોલ બોલ બોલ બોલ બોલ;
આજ્ઞા તોડયા પહેલાં કર કંઇ, તોલ તોલ તોલ તોલ તોલ.
કોને જોરે નિત્ય બકે છે, ગોળ ગોળ ગોળ ગોળ ગોળ;
ખરૂં નામ કહદે ઝટ મનને, ખોલ ખોલ ખોલ ખોલ ખોલ.

વિનયથી વધ્યા, શુ-પ્રહ્લાદજી, નથીજ જાણતા, તાત શું હજી;

જેના જોરે આપ વડા છો, તેના જોરે બોલું બાપ;
બલવાનોના બલદાતા, બ્રહ્માદીકને જેમનો પ્રતાપ.
કર્તા ભર્તા સંહર્તા શ્રીવરને, સ્વામી માનો બાપ;
ઝીનો ઇન્દ્રીય સમતા રાખો, તો નહીં થાય કદી સંતાપ.

અસુર ઊચર્યો, આવ્યું મોત છે, નીકર આ રીતે, રે ન તું વદે;

હુંજ જગતનો પરમેશ્વર છું, બતાવ તું બીજો ક્યાં છે?
પ્રહ્લાદ કહે મુજમાં તમમાં, વ્યાપ્યો વિશ્વ બધામાં છે.
સ્તંભ બતાવી વધ્યો અસુર, કહેરે ક્યાં આ થાંભલામાં છે.
ભક્ત વધ્યા છે છે એ છે ત્યાં, હું દેખું છું છે ત્યાં છે.

નવ નિહાળી તે, દુષ્ટ વિફર્યો, ખડ્ગ કાઢીને, સ્પષ્ટ ઊચર્યો.

રે વાચાલ વૃથા બકનારા, તારૂં શીર્ષ ઊડાવું હાલ;
ઉછળ્યો મારી મુંઠી સ્તંભને, શબ્દ થયો હડડડ તતકાળ.
પહોંચ્યો તે અજ લોક સુધી ને, પડી અસુરના ઉરમાં ફાળ;
ત્યાંતો પ્રકટયા જય જય જય જય, જય શ્રીનૃસિંહ મહાવિકાળ.

મનહર

જોયું અસુરે સ્વરૂપ; હા! નથી મનુષ્ય રૂપ,
નૃસિંહે અનુપમ, આ શો ભીષ્મ આકાર છે;
સોના જેવાં ઝગે નેન, જોતાંવેત ગયું ચેન,
કેશવાળી જટાતણી, ઘટા પારાવાર છે.
મહત ડાઢો વિકાળ, ચઢી ભ્રકુટી કપાળ,
કાન ઉંચા તાડ, જીભ મુખ ફાડ બ્હાર છે;

ડાક ઢુંકી ઘટ્ટ જાડી, છાતી મોટી પ્હોળી ઘાડી,
અંગે રૂંવાટીની ઝાડી, મહા તેજદાર છે.
દીસે છે હજારો હાથ, નખ તીખા ખરેખાત,
શસ્ત્રોએ ધર્યાં છે સાથ, અગ્નીના અંબાર છે;
નાઠા દાનવો તમામ, રાખીને દૈત્યેંદ્રે હામ,
ગદા ઝાલી રાખી મામ, બોલ્યો હાં શા ભાર છે?
ગદા ત્યાં છાતીમાં તાડી, તેવો તો લીધો ઉપાડી,
કરમાં રમાડી, થોડીવાર ને જવા દીધો;
છુપી વાદળોની ઓથે, દેવો દેખે અને શોચે,
ભરાયો અસુર કોપે, ચિંતે ન જરી બીધો.
સાહી ઢાલ તરવાર, ધસ્યો કરી નહી વાર,
શ્રીનૃસીંહ આકારે, શું અટ્ટહાસ હા ! કીધો;
ગયો આંખ બંધ કરી, તેવો ઝાલી લીધો ફરી,
ખોળામાં પટકી અરીને લાગ પુરો લીધો.
નખે ફાડીને શરીર, જીભે ચાટીને રૂધીર,
આંતરડાં તજી ધીર, ધર્યાં ગળાને વિશે;
જોઈ ઊપડયા અસુર, તેવું ફેંકી શબ દૂર,
નખ શસ્ત્રે કર્યા ચુર, નાઠા તે ચારે દીસે.

## ૫૬

'દીનનો દયાળ' એના જેવું.

જય જય જય મંગલ હો, શ્રીનૃસિંહ સ્વામી;
શ્રીનૃસિંહ સ્વામી, નમું ચરણ શીર્ષ નામી. જય ટેક.
હીરણ્યકશિપુ હણી, સ્હાય કરી સ્વજન તણી;
ખરેખરા ધન્ય ધણી, પ્રકટયા જગ નામી. જય૦
દેવનાં વિમાન તણી, જામી ઝટ ભીડ ઘણી;
કુસુમ વૃષ્ટી કરી, ગણી પીડ સર્વ વામી. જય૦
દુંદભીના થાય નાદ, વાગે છે વિવિધ-વાદ્ય;
નાચે અપ્સરા સાથ, અતિ મોદ પામી. જય૦
બ્રહ્મા ઈશ દેવરાય, મળ્યા સુરો સમુદાય;
સ્તુતી સર્વ કરે જાય, વિનવે શીર નામી. જય૦
ક્રોધયુક્ત પેખી હરી, ગયા પાસ કો ન ડરી;
લક્ષ્મી પધારી છતાં, ડરી ગઈ સ્હામી. જય૦
બોલ્યા બ્રહ્મા પ્રહ્લાદ, જા તું પકડ પ્રભુ પાદ;

સઘ તે વિના વિશાદ, ધસ્યા હર્ષ પામી. જય૦
વધા જ્યાં પક્ષપાદ, પામ્યા નૃહરી આલ્હાદ;
મુકયો શીર હાથ સુતે, સ્તવ્યા પુર્ણ કામી. જય૦

## પદ

રાગ કાનરો 'ગીરધર બીજધર' એ દેશી.

શ્રીવર સુખકર દુઃખહર જયકર, જગકર જનપાલનકર ક્ષયકર;
પરમાનંદકર શુભ ગુણ આ કર, શ્રીવર સુખકર. ટેક.
પ્રીયકર શંખસુદર્શનધરકર, અભયપ્રદાકર અક્ષયસુધાકર;
શુભ સહસ્રકર અનંત બ્હાર કર. શ્રીવર સુખકર૦

## પદ

'પીયો પીયોજી' એ રાગ.

બોલ્યા પ્રેમે શ્રી નરહરી ક્રોધ હરી,
ક્રોધ હરી અતી પ્રીત ધરી. બોલ્યા. ટેક
રીઝયો છું હું તુજપર અતિશય, માગ માગ વર ફરી ફરી. બો૦
થાશે તારૂં શ્રેય સકળ વિધ, દૈત્યરાજ થા સર્વોપરી. બોલ્યા૦

## પદ

રાગ માલકોષ 'કરમ કર મેરે હાલ' એ દેશી.

કૃપા કર તું મુજ પર કહે છે પ્રહ્લાદ,
દયા કર દયાળુ તું છે નિર્વિવાદ. ટેક.
ન લલચાવ વર કાજ મુજને કદી,
ન ચાહું હું સુખકાજ તુજને કદી. કૃપા૦
નહીં કામના માત્ર ઉઠે કદી,
નહીં પ્રેમ તુજ પરનો ખુટે કદી. કૃપા૦
કૃપા માત્ર માગું છઊં કરગરી,
નમું છું નમું છું નમું છું હરી. કૃપા૦

## પદ

'પીયો પીયો' એ રાગનું.

બોલ્યા પ્રેમે શ્રીનરહરી પ્રીતે ફરી, પ્રીતે ફરી સ્થિર ચિત્તે ફરી. બો૦
ધન્ય પ્રહ્લાદ તું સંત શીરોમણી, પ્રીતી માની મેં તારી ખરી. બો
મન્વંતર લગી દૈત્ય પતિ રહે, સેવ કરે જા ભાવ ધરી. બો૦
પછી આવજે મારે ધામે, માગ માગ કંઈ ચાહ કરી. બો૦

પદ

માલકોમ એજ 'કૃપા કર'

ચહું એ પિતાએ કર્યાં દોષને,ક્ષમા આપો તેની હરી રોષને. કૃ૦

પદ

ઉપરનું 'બોલ્યા પ્રેમે' એ જારી.

એકવીશ પેઢી થાય પાવન, વાત તાતની ત્યાં શી ફરી.બોલ્યા૦
સ્પર્શ થયો એ તુજ પિતને મ્હારો, થયો શુચિન શંકાજરી.બો૦
પ્રેત ક્રિયા કરી બેશ ગાદી પર, શાસન મારૂં શીપ ધરી. બોલ્યા૦

બસ, જે કંઇ કહેવાનું તથા સમજાવવાનું છે તે સમજુ માટે સ્વતઃસિદ્ધ છે, છતાં આ આખ્યાનથી તે વિશેષ સ્પષ્ટ થાય છે. જો કે અહીં લંબાણુ થઇ ગયું છે પણુ તે અતિશય થયું હોય, એમ અમને જણાતું નથી. માટે હવે ઉપસંહારમાં એજ કે:—

શાર્દૂલવિક્રીડિત છંદ

કીધી પ્રેત ક્રિયા પછી વિધિ થકી પ્રહ્લાદ રાજા થયા,
બ્રહ્માએ પ્રભુને સ્તવી ફરી ફરી પ્રેમે નમી વિનવ્યા.
બોલ્યા ઇશ ન દૈત્યને વર ફરી આવો કદી આપજો,
તે સ્વામી નૃહરિ અનંત સહુનાં કષ્ટો સદા કાપજો.

પરંતુ તે માટે આપણે આપણું કર્તવ્ય જો સજ્જનને ઘટતું આચરીએ તો પ્રહ્લાદ જેવું થાય, અને જો દુર્જનને ઘટતું આચરીએ તો હિરણ્યકશિપુ જેવી દશા થાય; માટે સ્મરણમાં રાખવાનું તે આજ કે,

હે સજ્જનો ! શિર ધણી છે ક્લિધારો,ભાવે નિશદિન સંભારો.
અચિત-ચિતમાં વાસી વિભુ ઇશ અવિનાશી;
સંત સુખરાશિ આનંદ અમારો ભાવે નિશદિન સંભારો.

अच्युतं केशवं रामनारायणं कृष्णदामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपिकावल्लभं श्रीजानकीनायकं श्रीरामचंद्रं भजे॥

છેવટે, અમને મળેલી આશિષ આપને પણ—

चिरं जीव कल्याण रहो हरिकथा सुरस पीवो,
हरिभजनके साथी सज्जन बहुत वर्ष जीवो.

॥ श्रीनृसिंहप्रह्लादाभ्यां नमः ॥



# श्री कामन-आख्यान

## પૂર્વરંગ

. પદ

રાગ સોરઠ

હરિજન થઈ રહો સભાગી,
સેવો હુંપદ મદ ત્યાગીરે. હરિ૦ ટેક૦
ધન તન સહ આત્મા અર્પણ કરી,
લ્યો સેવન સુખ માગી રે. હરિ૦

આ પદમાં 'હે સભાગી!' એ સંબોધન છે. તે સભાગી કોણ? લૌકિક કહેવત છેઃ—

પહેલું સુખ તે જાતે નરા, બીજું સુખ પેટ દીકરા;
ત્રીજું સુખ સુલક્ષણી નાર, ચોથું સુખ કોઠીમાં જાર.

કવિ શામળભટ્ટ કહે છેઃ—

### છપ્પયા

રોગ રહિત તન રહે અધિક વિદ્યા અભ્યાસી,
પાળે પુત્રવચન સદા પર આશની રાશી;
મધુર વચન માનની કરજ શિર પર નહિ કોડી,
ચિત્ત સદા સંતોષ પ્રીત સજ્જનશું જોડી;
વળી અધિક અધિક વધતો દીસે, સંપ કુટુંબી વર્ગમાં,
પછી એ થકી હું પૂછતો નથી સુખ વિશેષ કંઈ સ્વર્ગમાં.

આ પ્રમાણે સર્વ પ્રકારની અનુકૂલતા તે પોતાના સ્વાધીનની વાત નથી, તોપણ જગતનો સુજ્ઞવર્ગ, લાગવગવાળા ને શ્રીમંત લોકો સભાગીઆ કહેવાય છે; પરંતુ અમારૂં કહેવું તેથી જુદું છે. અમે એ કહેવા માગીએ છીએ કેઃ—

જગમાં ગણાયા ડાહ્યા લોકોમાંહે વખણાયા;
થાય રઘવાયા ત્યારે તેડું આવે રામનું.
જેણે હરિને ન ભજ્યા તે બધા ઉંધું સમજ્યા;
મુવા પછી ડહાપણ આવશે તે શા કામનું.
માટેજ—'હરિજન થઇ રહો સભાગી ' કારણકે—
ભણે ગણે જન ધંધો શીખે, તે તો આ ભવ સારૂ;
પણ જે ખપ લાગે પરભવમાં તે સારૂ શું ધાર્યું.
જીવડા જો તું ખૂબ વિચારી.
વિચાર કે ભૂલી જા પણ, શિર એ ઘાંટી છે ભારે;
આંહી તો ચાર દિવસ ને ત્યાં તો, સદૈવ રહેવું તારે.
જીવડા જોતું ખૂબ વિચારી સ્થિતિ થશે શી તારી.જીવડાવ

અને તેથીજ અમારા અભિપ્રાયે તો—

સભાગી સાચા તેજ ગણાય, ભજનમાં જેનો દહાડો જાય.
જગના સભાગીયાનું ધન તો, સૌ મળી ફોલી ખાય;
અંતકાળે જતાં એકલાં અતિ વિમાસણ થાય.

સંસારના સ્વાર્થીપણા ઉપર ઈસપનીતિમાં આવું એક દૃષ્ટાંત છે-' એક હરણીને પગે ગોળી વાગવાથી તે માંદી પડી. એટલી બધી લુલી થઇ ગઇ કે ઘણે દિવસે પાછી હરતી ફરતી થઇ શકે; પણ સુભાગ્યે ત્યાં સમીપમાંજ જળથી ભરેલુ એક તળાવ અને ઘાસથી ભરેલુ એક ખેતર આવેલુ હતું, જેથી ખાનપાનની કશી સુંઝવણ ન હતી; પરંતુ સગાંવહાલાંઓનાં ટોળાં જબરાં હતાં ને પાછાં વિવેકમાં તેઓ પૂરાં હતાં, તેથી દરરોજ ટોળેટોળે હરણીને આરામ પૂછવા આવવા લાગ્યાં, ને ખાવાપીવાની પૂરતી સગવડ જોઇને વધુ વધુ વખત ત્યાં રોકાઇ જવા લાગ્યાં; એટલે ત્યાં જે ઘાસચારાની સગવડ હતી તેમાં ઘટાડો થવા લાગ્યો. થોડાજ દિવસમાં ખેતરમાં જે ચારો હતો તે ખલાસ થઇ ગયો ને હરણીનો પગ સારો થવાને તો હજી વાર હતી. એ રીતે ખાવાનું ખૂટવાથી સગાંવહાલાં જે જોવા આવતાં હતાં તે બંધ પડ્યાં અને હરણીને ભૂખે ડકાકા વેઠવા પડયા. તે બીચારી ભૂખમાંજ વધુ લેવાતી

ચાલી. એક વખતે કોઈ એક સગું રસ્તેથી જતાં એકબીજાની નજર એક થતાં વગરછૂટકે ઉભાઉભ હરણીને તબીયત પૂછવા લાગ્યું, ત્યારે હરણીએ તેને ઉત્તર આપ્યો કે મારો મંદવાડ તો મને પાછી સાજી કરે તેવોજ હતો, પણ તે મારા મંદવાડની ખબર પૂછવા આવનારાંઓએ મને એવી હાલતમાં લાવી મૂકી છે કે, માત્ર બે ત્રણ દિવસોજ મહામુશ્કેલીએ હું જીવી શકીશ. કેમકે તેઓએ અહીં આવી આવીને મારૂં જે ખાવાનું અહીં હતું તે ખૂટાડી દીધું છે અને મારે હવે ભૂખમાંજ દિવસો ગાળવા પડે છે. મારા સુભાગ્યે જો મારાં સગાંવહાલાં મારી ખબર પૂછવાના ઢોંગથી અહીં આવ્યાં ન હત તો હું સાજી થાત ત્યાંસુધી મારૂં ખાવાનું ખૂટી પડત નહિ અને મારે ભૂખે મરવાનું ન થાત.'

ઉપરના આ દષ્ટાંતથી સુજ્ઞ જનો સમજી શકશે કે સંસાર કેવો સ્વાર્થી છે? 'કાજી સાહેબની કુતરી મરી ગઇ ત્યારે તેના પર કબર ચણાવવાનો ઠરાવ થયો ને તેથી તેને દાટવા માટે કાજી સાહેબ પધાર્યા ત્યારે તેમની સાથે આખું ગામ નીકળી પડ્યું; પણ જ્યારે કાજી સાહેબ ખૂદ મરી ગયા ને તે વખતે તેમનો ચાર્જ સંભાળી લેવા બીજો નવો કાજી આવી ગયો ત્યારે તે મરણ પામેલા કાજી સાહેબને ઉપાડવા માટે પણ કોઇ ન ગયુ.' આવા આ લૌકિક દષ્ટાંતથી સિદ્ધ થાય છે કેઃ—

જગનાં સભાગીયાનું ધન તો, સહુ મળી ફોલી ખાય;
ભજન કરે તેની ખરચી તો, દિન દિન વધતી જાય.

માટે 'સભાગી સાચાં તેજ ગણાય, ભજનમાં જેનો દહાડો જાય.' અને તેથીજ અમે કહીએ છીએ 'હરિજન થઇ જાઓ સભાગી.' અર્થાત્ જેઓ ભજન કરે છે તેઓજ હરિજન અને સભાગી છે. જો કે ભજન તો સૌ કરે છે, પણ એમ નહિઃ—

રામ રામ સબ કો કહે, ઠગ ઠાકોર ઔર ચોર,
ધ્રુવ–પ્રહ્લાદ તરી ગયે, સો કહેના કછુ ઓર.

મતલબ કે 'સેવો હુંપદ મદ ત્યાગી રે, હરિજન થઇ જાઓ સભાગી.' સેવવામાં શું ? તિલક-માળા ધારવી ને ભજન-કીર્તન ગાવાં, એજ કે બીજું ? આના ઉપર એક કવિ કહે છેઃ—

ચંદ્રાવળા

છાપાં માળા તિલક તાણી, હરિજન ધરીયું નામ;
એવું હરિજન એક દિવસમાં થાય બાધું ગામ;
થાધું બાધા ગામે સુલભ, ઇન્દ્રિયો વશ કરવી દુર્લભ;
ગોવિંદ વેશની દેશી આણી, છાપાં માળા ટીલું તાણી.
હરિજન૦

ફોજદારની પરિક્ષા પાસ કરી સરકારથી રીતસરનો અધિકાર પ્રાપ્ત કર્યા વિના માત્ર ફોજદાર જેવો પોશાક ધારણ કરવાથી ફોજદાર થઇ જવાતું નથી. બાળપણમાં આપણે શીખ્યા છીએઃ—

સાચે કામ સરે સદા, જૂઠે નક્કી ન થાય;
કાગળની હોડી કરો, તેથી ન સિંધુ તરાય.

માટે 'સાચા હરિજન થઇ જાઓ સભાગી.' સાચા હરિજન એટલે શું ? 'સેવો હુંપદ મદ ત્યાગીરે' તે કઈ રીતે ? 'ધન તન સહ આત્મપદ અરપી હયો સેવન સુખ માગીરે, હરિજન' આપણી દશા તો આવી છેઃ—' પૈસો મારો પરમેશ્વર ને ઘર ધણીયાણી ગુરૂ; છૈયાં છોકરાં સાધુ સંત પછી કોની સેવા કરૂં.' વસ્તુતઃ ઇશ્વરભજન કરનારાઓની તો આ સ્થિતિ હોવી જોઇએઃ—

न नाकपृष्ठं न च सार्वभौमं न पारमेष्ठ्यं न रसाधिपत्यम् ।
न योगसिद्धिं न पुनर्भवं च वांछंति यत्पादरजः प्रपन्नाः ॥

'શ્રીહરિના ચરણરજને શરણે ગયેલાઓ સ્વર્ગપદને, ચક્રવર્તિપણાને, પરમેષ્ઠિપદને, ભૂલોકના આધિપત્યને, યોગસિદ્ધિને કે મોક્ષને પણ ઇચ્છતા નથી. માત્ર ભગવાનના ચરણરજનું સેવનજ તેઓ ઇચ્છે છે.' પ્રહ્લાદજી પર ભગવાન જ્યારે પ્રસન્ન થયા ત્યારે તેમણે સ્તુતિમાં એજ અભિપ્રાય

જણાવેલ છે અને તેમાં તેનાં કારણ પણ બતાવ્યાં છેઃ—

दृष्टा मया दिवि विभोऽखिलधिष्ण्यपाना-
मायुः श्रियो विभव इच्छति यान् जनोऽयम्।
येऽस्मत्पितुः कुपितहासविजृंभितभ्रू-
विस्फूर्जितेन लुलिता स तु ते निरस्तः॥
तस्मादमूस्तनुभृतामहमाशिषोऽज्ञ-
आयुः श्रियं विभवमैन्द्रियमाविरिञ्च्यात्।
नेच्छामि ते विलुलितानुरुविक्रमेण
कालात्मनोपनय मां निज भृत्यपार्श्वम्॥

હે પ્રભો! જનસમુદાય જેમની ઇચ્છા કરે છે તે લોકપાલોનાં આયુષ, લક્ષ્મી, તથા વૈભવ મેં જોઇ લીધાં છે. (એમાં કંઇ નથી, એ તો અતિશય તુચ્છ છે.) જેઓ અમારા પિતાના કોપયુક્ત હાસ્યથી ઉંચી ચઢી ગયેલી ભ્રુકુટિના વિલાસમાત્રથી નાશ પામી ગયાં હતાં; અને (એવા મહાસમર્થ) મારા પિતાનો પણ આપે નાશ કરી નાખ્યો છે; માટે એ રીતે ભોગોના પરિણામને જાણનારો હું પ્રાણીઓના ભોગોને, લાંબા આયુષને, લક્ષ્મીને કે બ્રહ્માના વૈભવથી માંડીને કોઇ પણ ઇંદ્રિયભોગ્ય વૈભવને ઇચ્છતો નથી; એટલુંજ નહિ પણ કાળરૂપ એવા આપના મહાન પરાક્રમથી નાશ પામતી અણિમાદિ સિદ્ધિઓને પણ હું ઇચ્છતો નથી. મને તો આપ પોતાના ભક્તજનની સમીપજ લઇ જાઓ—આપના દાસનો પણ દાસ બનાવી દો. માણસ સભાગી થઈ જઇને હિરણ્યકશિપુથી વધારે શું સભાગી થવાનો છે? મનુષ્યલોક તો શું હિસાબમાં છે? જે મનુષ્યો જેમની સદા કૃપા ચાહે છે તે દેવલોકના પણ આધિપત્યનો જો ખ્યાલ કરવામાં આવે છે તો પ્રહ્લાદ જેવાની અનુભવેલી નજરે ને પ્રત્યક્ષ જોયેલી સ્થિતિએ દેવોની કે તેમના રાજાની સમૃદ્ધિ પણ પોતાના પિતાની સમૃદ્ધિ આગળ કંઇ ગણતીમાં ન હતી. એટલુંજ નહિ પણ તે દેવો તો પોતાને ત્યાં દાસત્વ કરવા તૈયાર રહેતા હતા. આ ઉપરથી પ્રહ્લાદે

ભગવાનની સ્તુતિ કરતાં પૂર્વોક્ત વાક્યો ઉચ્ચાર્યાં છે; અને તેથીજ પોતે ભગવાનનું દાસત્વ માગી લે છે. તે પ્રમાણે અમે પણ એજ કહીએ છીએ કે:—

લ્યો સેવન સુખ માગીરે, હરિજન થઇ જાઓ સભાગી.

આ વસ્તુ સર્વ કોઇ સરળતાથી સમજી શકે તેમ છે કે, નાશવંત જગતનાં સુખ તો નાશવંતજ હોય છે; અને તેથીજ નિત્યસુખને અર્પણ કરનારા સર્વેશ્વર દ્વારા નિત્યસુખ પ્રાપ્ત થાય તે માટે પ્રયાસ કરવો તે તો યોગ્યજ છે; પરંતુ તેવી બુદ્ધિ થવી તે કંઇ સાહજિક અથવા સુગમ વાત નથી; કારણકે આપણે પૂર્વકાળમાં જે જે કર્મો કરેલાં હોય છે તેની વાસનાઓ તથા ફળો આપણને તેવી ઇચ્છા થવામાંજ પ્રતિબંધક થઇ પડે છે, અને તેનો અમલ કરાવવામાં એ વાત બરાબર સમજાઇ હોય છે છતાં અનેક જન્મો કઢાવી નાખે છે. આ વસ્તુ સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ સ્વમુખે ગીતામાં જણાવે છેઃ—

बहूनां जन्मनामंते ज्ञानवान् मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

જ્ઞાની મનુષ્ય અનેક જન્મોની અંતે મને પ્રાપ્ત થાય છે; અને 'સર્વ કંઇ વાસુદેવજ છે' એમ માનનારો તે મહાત્મા અત્યંત દુર્લભ છે;' પણ સાચો હરિજન ને સાચો સભાગી તો તેજ છે; માટે આશા તો તેવા જ્ઞાની થવાનીજ રાખવી જોઇએ; અને તેથીજ અમે એજ ચાહીએ છીએ ને ઇચ્છીએ છીએ કે:—

હરિજન થઇ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગીરે,
તન ધન આત્મા સહ અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે.

ભગવાન શ્રીકૃષ્ણના શબ્દોમાં કહીએ તો તેમને પ્રિય સેવવાની વસ્તુ પણ તે પ્રભુજ છે:—

प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ।

હું જ્ઞાનીને અત્યંત પ્રિય છું અને તે જ્ઞાની મને પ્રિય છે. પણ આવા ભગવત્પ્રિય કેવી રીતે થઇ શકાય ? તેના

ઉત્તરમાં કહેવાનું કે 'સેવો હુંપદ મદ ત્યાગી રે'–હુંપદ અને તેને લીધે મારાપણું–મમત્વ આ બેજ વસ્તુ મોટી બલા છે. આ વસ્તુ પણ અમને સમજાયલી છે અને તેથીજ એકવાર અમે ગાયું છે:—

### કુમરી

'મોએકુ નીંદીયાં' એ રાગ.

હું ને મારાપણું નિવારો હે ઇશ સૌના સ્વામી,
હું તો થયો નિમકહરામી બાંધી બેઠો છઉં સ્વામી;
એવીજ બંધાઈ રહ્યો પીડા પામી, હું ને મારાપણું૦
જડચર છે તમારૂં સોંપ્યું સેવા લેવા સારૂ,
સ્વતંત્ર પણું અમારૂં કીધું સુખ દેવા સારૂ;
તેવુંજ કરાવો અનુનાથ નમામિ. હું ને મારાપણું૦

આ માટે શું કરવું જોઇએ ? તે એજ કે:—

તન ધન આત્મા સહ અર્પણ કરી, લ્યો સેવન સુખ માગી રે;
હરિજન થઈ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગીરે;

અર્થાત્ એકવાર તો સવિધિ સમર્પણ થવું જોઇએ, જે નવવિધ ભક્તિનું છેલ્લું પરિણામ છે. નવવિધા ભક્તિ તે આ પ્રમાણે છે—પહેલું શ્રવણ, પછી કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસત્વ, સખિત્વ ને છેલ્લું 'આત્મનિવેદનમ્'–આત્મસમર્પણ. તે માટે ખૂબ લખી શકાય અને ઘણું કહી શકાય, પણ તેથી અહીં વિસ્તાર થઇ જવા ભય રહે છે, માટે સંક્ષેપમાં એજ કહેવાનું કે, 'હરિજન થઈ રહો સભાગી' ઈત્યાદિ.

પરમેશ્વરને સૌ કોઇ 'ધણી–માલિક' માને છે; સ્ત્રીનો જે ધણી હોય છે તે તો માત્ર તેણીના દેહનોજ; આ ધણીનું ધન તો આપણો દેહ તથા જીવ બન્ને ગણાય છે; બન્ને તેનાં શરીર અને તેની મીલકત મનાય છે, છતાં આપણે તો તે બન્નેને આપણાં માની લીધાં છે; એજ તેની આપણે ચોરી કરી છે, જેની શિક્ષામાંથી બચી જવાને માત્ર આજ ઉપાય છે:—

## લાવણી

આ જીવનું અર્પણ વહાલા તુજ પદમાં કરૂં છું.
(તેમાં કંઇ સપાડું નથી કરવાનું, કેમકે)
તારોજ મૂળે છઉં તે તુજ પદમાં વરૂં છું.
(મેં અનુભવથી જોયું છે કે,)
હું ને મારૂં કરવામાં બહુ કષ્ટો સહું છું.
તું તારૂં સાચવ જૂઠો હક્ક હું મૂકી દઉં છું.

આ માનસિક સમર્પણ છે. તે પછીનું વર્તનનું સમર્પણ આ રીતે ખરેખરૂં કર્યું ગણાય છેઃ—

મને નહિ માઠું લાગે કે મારૂં કેમ આ આમ થયું,
શોક હર્ષ નહિ થાય જરી કેમ આ બગડયું ને આ સુધર્યું.

હું અને મારૂં, આવો ભાવ ફરી કોઇ પણ પદાર્થ પર નજ થવો જોઇએ, પણ જેનું છે તેના માટે સદા હરકોઇ વસ્તુ વપરાવી જોઇએ. તેને માટે તેણે તો શાસ્ત્રરૂપી પોતાની આજ્ઞા આપી દીધી છે. શાસ્ત્ર એટલે હુકમ. તેમાં તન, મન, ધન, સાધન તથા જીવનો કેવો ઉપયોગ કરવો જોઇએ, તે વિષે અહીંજ કહેવામાં આવી ગયું છે; અને તેમાં પણ એ મહાન પરોપકારી પરમેશ્વરની એજ ખૂબી છે કે, હરકોઈ વસ્તુ તેની પોતાનીજ હોવા છતાં તેનો ઉપયોગ તેના પોતાના માટે લેશ પણ નથી; માત્ર આપણા માટે તે તે સર્વ વસ્તુઓ તે પ્રભુએ નિર્માણ કરીને તેને યોગ્ય રીતે વાપરવા આપણને પરવાનગી આપી છે, અને તે વસ્તુઓનો ઉપયોગ કરવાથી લાભ પણ આપણને થાય. વળી તે તે વસ્તુઓનો શી રીતે યોગ્ય ઉપયોગ કરવાથી આપણને હાનિ ન થતાં માત્ર સારો લાભ થાય તે પણ એ દયાળુ દેવે આપણને શાસ્ત્રોદ્વારા સૂચવ્યું છે. આ તેમની શાસ્ત્રીય આજ્ઞાનું આપણે યથાર્થ પાલન કરીએ તેજ આપણું 'કર્તવ્ય' છે અને તેજ કર્તવ્યને પરમેશ્વર પોતાનું 'યજન-યજ્ઞ' માની લે છે. ભગવદ્‌ગીતામાં સ્વયં ભગવાન કહે છેઃ—

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।

अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

પૂર્વે, પ્રલય પછી પુનઃ સૃષ્ટિના આરંભે યજ્ઞસહિત પ્રજાઓ ઉત્પન્ન કરીને પ્રજાપતિ-પરમેશ્વરે (સર્વ પ્રજાઓને ઉદ્દેશી) કહ્યું છે કે આ યજ્ઞવડે તમે પ્રજાઓ ઉત્પન્ન કરો, વૃદ્ધિ પામો અને આ યજ્ઞ તમારી ઇષ્ટ કામનાઓને પૂર્ણ કરો.

તેમાં બંને નાના-મોટા-મનુષ્ય-દેવ માટે વ્યવસ્થા બાંધી આપી. મનુષ્યો તે પ્રજાઓ ને દેવો તે પ્રજાઓના રક્ષક અધિકારીઓ. તેઓ બન્નેના પર પોતપોતાનાં કર્તવ્યોનાં ફરમાન તેણે છોડયાં. પ્રજાઓ રૈયત તરીકે રહી કર આપે ને રક્ષક અધિકારીઓ-પોલીસરૂપે હોઇ રૈયતનું રક્ષણ કરે. આવો અભિપ્રાય ગીતામાં ભગવાન દર્શાવે છે:—

देवान् भावयताऽनेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥

આ-યજ્ઞરૂપ કર્તવ્ય વડે તમે-પ્રજાઓ, દેવોનું પોષણ કરો અને તે દેવો તમારૂં પોષણ કરે. એ રીતે પરસ્પર એકબીજાનું પોષણ કરતા તમે (કર્તવ્ય પૂરાં થયે) પરમ કલ્યાણ-મોક્ષને પ્રાપ્ત કરશો. તેમાં વર્ણો તથા આશ્રમો, એમ વિભાગ પાડયા, ને તેઓનાં કર્તવ્યોને પણ ભિન્ન ભિન્ન ઠરાવ્યાં. આ બધાં કર્તવ્યો તે મહાન પ્રભુની આજ્ઞાઓરૂપે સેવવાં જોઇએ અને તેજ તે પ્રભુનું સેવન.

स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ।

પોતાનાં કર્તવ્ય કર્મવડે તે પ્રભુનું પૂજન કરીને મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે. આજ આશય અહીં જુદા શબ્દોમાં કહેવામાં આવ્યો છે:—'હરિજન થઇ જાઓ સભાગી.' જો કે કર્તવ્ય તો સર્વ કોઇ કરે છે પણ તેમાં જે ભૂલ થઈ જવાનો સંભવ હોય છે, તેથી સંભાળવાનું રહે છે. એક તો તે કર્તવ્ય શાસ્ત્રાજ્ઞા પ્રમાણે હોવું જોઇએ અને 'તે મારૂં છે કે મારા માટે હું કરૂં છું' આવી ભાવના તેમાં લેશમાત્ર પણ હોવી ન જોઇએ. તેજ અહીં સંક્ષેપમાં કહ્યું છે કે:—

સેવો હુંપદ મદ ત્યાગીરે, હરિજન થઈ જાઓ સભાગી.

તેમની ઇચ્છા પ્રમાણેજ આપણું કર્તવ્ય થયા કરવું જોઇએ. એ કર્તવ્યનું પરિણામ શું ? તે આપણે જોવાનું નથી. તે તો તેમની ઇચ્છાનુસાર તેમની શક્તિદ્વારા પ્રાપ્ત થશે તે માટે લેશ પણ ચિંતા આપણને હોવી ન જોઇએ. પ્રભુનો સ્વભાવ પરોપકાર કરવાનોજ છે. તેમણે આપણને આ શરીર આપીને યોગ્ય કર્તવ્યોમાં જોડયા છે, તે આપણે તેમની શાસ્ત્રાજ્ઞા પ્રમાણે કર્યે જવાનું છે. બસ, આટલુંજ આપણે સમજવાનું છે. બાકી 'विगतज्वरः'-કોઇ જાતનો સંતાપ ન કરવો-નિરાંત રાખવી-એટલે એથીજ સત્ય સુખ મળી રહેવાનું. તેજ આ શબ્દોમાં કહ્યું છેઃ—

તન ધન સહ આત્મા અર્પણ કરી,
લ્યો સેવન સુખ માગીરે, હરિજન થઈ રહો.

એવાં 'કર્તૃત્વાભિમાન રહિત' કર્તવ્યોનું ફળ શું ? તે પણ ભગવાન સ્વમુખે ગીતામાં દર્શાવે છેઃ—

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥

'આ મારા મતને નિત્ય જે મનુષ્યો આચરે છે, વર્તનમાં બરાબર મૂકે છે, શ્રદ્ધા રાખે છે અને અસૂયારહિત બને છે તેઓ પણ કર્મબંધનથી મુક્ત થાય છે' અર્થાત્ અસૂયા નહિ હોય તો શ્રદ્ધા થશે ને પછી અનુષ્ઠાન-કર્તવ્ય ો; અને તે પણ નિત્યનું બની રહેશે. શ્રુતિ એજ -र्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः। -કર્તવ્ય કરતાંજ સો વર્ષો જીવવાની ઇચ્છા રાખવી.'

કોઈ પ્રકારનું બંધન ન થઇ જાય તે માટે આજ સાચી ચાવી છે, જે ત્યાં ગીતાજીમાં પ્રભુએ બતાવી દીધી છેઃ—

यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥

જે કર્મ યજ્ઞનિમિત્તે નથી તે કર્મથીજ આ લોકને કર્મ-રૂપ બંધન પ્રાપ્ત થાય છે; માટે હે અર્જુન ! 'મારૂં કે હું' એવી આસક્તિનો ત્યાગ કરી-ફળની પણ ઇચ્છા ત્યજી દઇને તું યજ્ઞ માટેજ કર્મ કર તે પણ કોઈ જાતનું કર્મ 'હું મારી શક્તિથી કરૂં છું' એમ સમજીને નજ કરાવું જોઇએ, એ અવશ્ય લક્ષ્યમાં લેવા જેવું છે અને તે અહીં કહ્યું છેઃ—

સેવો હુંપદ મદ ત્યાગીરે, હરિજન થઇ જાઓ સભાગી.

હરકોઇમાં જે જે શક્તિ જોવામાં આવે છે તે તો એ પ્રભુનીજ છે. તે જો કરવા ધારે છે તોજ સર્વ કંઇ થઇ શકે છે, એટલે 'કર્તૃત્વાભિમાન' પણ ત્યજવું જોઇએ. માત્ર આ સર્વ પ્રભુજ કરાવે છે, આવો મનમાં ભાવ રાખીને કર્તવ્ય કર્યે જવું જોઇએ. ભગવાન શ્રી કૃષ્ણ પણ આજ આજ્ઞા ગીતાજીમાં ફરમાવે છેઃ—

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥

સર્વ કર્મોને અધ્યાત્મચિત્તથી મારામાં ત્યજી દઇને-એટલે 'સર્વાંતર્યામી હુંજ કરાવી રહ્યો છું', જેથી તમે કંઇ કરી શકો છો' એ રહસ્યને નહિ ભૂલીને, આશા તથા મમતાનો પણ ત્યાગ કરી દઇ 'મારૂં શું થશે' એ સંતાપને પણ દૂર કરી દઇ તું યુદ્ધ કર.' આ રીતે વસ્તુ-આત્મા ને સાધન-શરીર આ બન્ને, તે પરમેશ્વરની શક્તિ-નેજ અધીન હોઇ તેમની શક્તિદ્વારાજ કર્મ કરવા સમર્થ થઇ શકે છે તોપછી તેના ફળ ઉપરનો હક્ક આપણો શી રીતે હોઈ શકે? જગતમાંની કઇ વસ્તુ પર આશા કે મમતા કરવાનો આપણને હક્ક છે? સર્વ વસ્તુ તેમનીજ છે તો તેમનાજ કામમાં આવવી જોઇએ; એટલે કે તેમના દ્વારા

તેમની ઇચ્છા પ્રમાણેજ આપણું કર્તવ્ય થયા કરવું જોઇએ. એ કર્તવ્યનું પરિણામ શું? તે આપણે જોવાનું નથી. તે તો તેમની ઇચ્છાનુસાર તેમની શક્તિદ્વારા પ્રાપ્ત થશે તે માટે લેશ પણ ચિંતા આપણને હોવી ન જોઇએ. પ્રભુનો સ્વભાવ પરોપકાર કરવાનોજ છે. તેમણે આપણને આ શરીર આપીને યોગ્ય કર્તવ્યોમાં જોડયા છે, તે આપણે તેમની શાઆજ્ઞા પ્રમાણે કર્યે જવાનું છે. બસ, આટલુંજ આપણે સમજવાનું છે. બાકી 'विगतज्वरः'-કોઇ જાતનો સંતાપ ન કરવો-નિરાંત રાખવી-એટલે એથીજ સત્ય સુખ મળી રહેવાનું. તેજ આ શબ્દોમાં કહ્યું છે:—

તન ધન સહુ આત્મા અર્પણ કરી,
લ્યો સેવન સુખ માગીરે, હરિજન થઈ રહો.

એવાં 'કર્તૃત્વાભિમાન રહિત' કર્તવ્યોનું ફળ શું? તે પણ ભગવાન સ્વમુખે ગીતામાં દર્શાવે છેઃ—

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥

'આ મારા મતને નિત્ય જે મનુષ્યો આચરે છે, વર્તનમાં બરાબર મૂકે છે, શ્રદ્ધા રાખે છે અને અસૂયારહિત બને છે તેઓ પણ કર્મબંધનથી મુક્ત થાય છે' અર્થાત્ અસૂયા નહિ હોય તો શ્રદ્ધા થશે ને પછી અનુષ્ઠાન-કર્તવ્ય થઇ શકશે; અને તે પણ નિત્યનું બની રહેશે. શ્રુતિ એજ કહે છેઃ-'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । -કર્તવ્ય કર્મોને કરતા કરતાય સો વર્ષો જીવવાની ઇચ્છા રાખવી.' સાક્ષાત્ પ્રભુનો પણ આજ મત છે; એટલે બીજા મતમતાંતરો નકામા છે; છતાં પ્રભુના પોતાના આ મતથી જેઓ વિરુદ્ધ વર્તશે તેમને પણ એ મહાન દેવ ગીતામાં ચેતવણી આપે છેઃ—

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढाँस्तान् विद्धि नष्टानचेतसः ॥

'જે મનુષ્યો, આ મારા મતની અસૂયા કરે છે અને.

તે પ્રમાણે વર્તતા નથી તેઓ સર્વજ્ઞાનથી વિમૂઢ બન્યા છે એમ તું જાણુ અને તેઓ (જીવતા) વિનાશ પામ્યા છે તથા ભાન ભૂલ્યા છે, એમ તારે જાણવું.' અર્થાત્ સર્વને હિતાવહ છતાં જો આ મારા મતને જેઓ નહિ આચરે તેઓ જડ જેવા બની જશે અને ઉત્તરોત્તર કાષ્ટ-પાષાણતુલ્ય થતા જશે; માટે પ્રિય વાચકો! મનુષ્ય દેહ છે ત્યાં સુધીમાં પ્રભુના એ મતને માન આપી આચરણમાં મૂકો અને ભગવાન કહે છે તેમ યજ્ઞ-કર્તવ્યમાં પરાયણ રહી ભગવતાજ્ઞારૂપ વર્ણાશ્રમ ધર્મનું કેવળ ભગવત્પ્રીત્યર્થે સેવન કરી 'હરિજન થઇ રહો સભાગી, હુંપદ મદ ત્યાગી રે.'

હરિજન થવાનું મન તો થાય છે અને હરિનું સેવન પણ ઘણા કરે છે, છતાં હુંપદ, અહંભાવ, મમત્ર ત્યજીને 'તન મન આત્માસહ અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે' આવું સેવન કોણ કરી શકે છે? ભગવાનના શબ્દોમાંજ તે કહીએ તોઃ—

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥

પુણ્ય કર્મ કરનારા જે મનુષ્યોનાં પાપ નાશ પામ્યાં હોય છે (અને તે પાપોનો અંત આવી જતાં નવાં થતાં પણ બંધ પડયાં હોય છે) તે મનુષ્યો રાગ-દ્વેષાદિ જોડકાંઓથી મુક્ત થઇને દૃઢ વ્રતો ધારણ કરી મારૂં ભજન કરે છે.' અને તેથી તેઓજ સાચા 'સભાગી' છે. જેમનાં એવાં સદ્ભાગ્ય અને એવાં પુણ્ય હોય તેવા સમ્યક્તોને ઉદ્દેશી અમે અહીં સૂચવીએ છીએ. કેમકે તેવા ઉત્તમ મનુષ્યો આવા સદુપદેશનું સત્વર આચરણ કરે છે અને સાચા અધિકારી પણ તેઓજ છે; તેથી તેમને સંબોધીને અમે કહીએ છીએ. વળી તેઓ આટલા સભાગી પણ થયા છે કે તેઓની સકામ ભાવનાઓ છૂટી ગઈ હોય છે, હુંપદનો મદ ઉતર્યો હોય છે તો હવે 'તન મન સહ આત્મા અર્પણ કરી લ્યો સેવન સુખ માગીરે.' બસ, આજ ઉત્ત-

મોત્તમ ગતિ છે. ભક્તિ કરવા માંડે અથવા યજ્ઞયાગાદિ કરે, તેઓને પણ અંતે આ રસ્તે તો આવવું પડેજ છે.' હરકોઈ ભક્તને પ્રભુ, યુક્તિથી, બળથી કે છળથી પણ આ માર્ગેજ લાવીને મૂકે છે; તોપછી પ્રથમથીજ પ્રભુની ઈચ્છાને જાણી લઈ આપણા સત્ય કલ્યાણના માર્ગે આપણે પોતેજ. વળી જઈએ તો તેથી પ્રભુની પ્રસન્નતા વિશેષ પ્રમાણ-માં અવશ્ય થશે; તે માટેજ પ્રભુએ આપણી સમક્ષ અનેક ઉદાહરણો લાવી મૂકયાં છે, અનેક કથાઓ કાયમ રાખી છે; જેમાંની માત્ર એકજ કથા અહીં ઉતારવામાં આવે છે. આ કથામાં હરિજનનું ચરિત્ર, શ્રીહરિનું ચરિત્ર, હરિજન કેવા હોય, આત્મનિવેદન કેમ કરી શકાય છે, હુંપદનો ત્યાગ કેવી રીતે થઇ શકે છે, શામાટે હુંપદ ત્યજવું જોઇએ અને યજ્ઞો કેવી રીતે કરવા જોઇએ, તે સર્વનું યથાર્થ કથન હોઇને સાર તો એજ લેવાનો છે કેઃ—

હરિજન થઇ રહો સભાગી, સેવા હુંપદ મદ ત્યાગીરે.
તન મન સહ આત્મા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે.

## શ્રી વામન—આખ્યાન

### પદ

રાગ સોરઠ

હરિજન થઇ રહો સભાગી, સેવા હુંપદ મદ ત્યાગી રે,
ધન તન સહ આત્મા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગી રે.

### ચોપાઇની ચાલ

એક સમય કશ્યપ પતિ પ્યારા, અદિતિના આશ્રમમાં પધાર્યા.

કશ્યપ ઋષિને ઘણી સ્ત્રીઓ હતી. તેથી તે તે આશ્રમો તે તે સ્ત્રીના નામથી ઓળખાતા હતા. શું કશ્યપ ઋષિ બીજી સ્ત્રી પાસે ગયા હતા? નહિજ. શુકદેવજી ભાગવતમાં કહે છેઃ-'समाधेर्विरतश्चिरात्—લાંબા કાળની સમાધિથી તે વિરામ પામ્યા હતા.' અર્થાત્ તે ઋષિએ પોતાના આયુ-ષનો ઘણો ખરો ભાગ તો વનમાં એકાંતે રહી હરિધ્યાન-માંજ ગાળ્યો હતો; અને તે પણ એવી રીતે કે પોતાને

ઘેર શું થાય છે તેની પણ દરકાર કર્યા વિનાજ. તે સમયે દેવો ને અસુરો વચ્ચે યુદ્ધ થયું હતું; તેમાં સર્વ દેવો હારી જઈ સ્વર્ગને છોડી ગયા હતા, અસુરોએ સ્વર્ગનું રાજ્ય કબજે કર્યું હતું ને અસુરોના રાજા બલિએ તે અરસામાં નવાણું યજ્ઞો તો સંપૂર્ણ કર્યા હતા. સો યજ્ઞો પૂરા થાય એટલે તે શતક્રતુ–ઇન્દ્ર થઈ જવાની અણી પર આવ્યો હતો. તેણે જાણ્યું હતું કે 'ઇશ્વરનું શું પ્રયોજન છે? માત્ર કર્મ કરવાથીજ ફળ મળે છે; સો યજ્ઞો હું પૂરા કરીશ એટલે ઇન્દ્ર બની જઈશ.' પણ તે વેળા તેને આ વસ્તુ સમજવામાં ન હતી કે, કર્મફળને આપનાર તો ઇશ્વરજ છે; ઇશ્વર જો ફળ આપે તોજ મળી શકે છે. હરકોઈ વ્યક્તિ માત્ર એટલુંજ કરી શકે છે કે, તે તે કર્મ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવી. આ વસ્તુને ઉદ્દેશીનેજ ગીતામાં ભગવાન ઉપદેશ કરે છે:—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।

'તારો કર્મમાંજ અધિકાર છે–તારે કર્મો કર્યા કરવાં એ તારી ફરજ છે; તેના ફળ તરફ તારે જોવાનું નથી.' આમ હોવા છતાં બલિરાજાએ માની લીધું હતું કે હું સો યજ્ઞો કરીને મારી મેળે ઇન્દ્ર બની જઇશ. 'अस्तु.' આ સંબંધે આગળ જતાં વિશેષ કહેવામાં આવશે. અહીં ચાલુ સંબંધમાં એજ કે, એટલો બધો મહાન સમય વ્યતીત થઇ ગયો હતો છતાં કશ્યપ ઋષિને પોતાની બે પત્નીઓની બે પ્રજા–દિતિના દૈત્ય ને અદિતિના દેવ–એઓનું શું થયું છે, તેની પણ ખબર ન હતી. આવી ધ્યાનમગ્નસ્થિતિ તે કાળના મહર્ષિઓમાં હતી. માત્ર એકજવાર સ્ત્રીસંગ કર્યો કે પ્રજાની ઉત્પત્તિ થઇ જાય, આવા અમોઘવીર્યવાળા તે મહર્ષિઓનો સંયમ કેવો ઉચ્ચ પ્રકારનો હશે? અને આજ તો:–

કુત્તા કાર્તિક માસકા, તજે ભૂખ ઓર પ્યાસ;
તુલસી ઉનકી ક્યા ગતિ, (જાકે) બારેં કાર્તિક માસ.

જેઓ સદૈવ વિષયાસક્ત રહે છે અને નિરંતર તે માંટે પીડાયા કરે છે તેઓ શું હરિભજન કરી શકે? તેઓનાથી

સેંકડો વર્ષોની સમાધિ તો કેમજ સાધી શકાય ? આ સ્થિતિ હોવા છતાં આજકાલ કેટલાક યોગાચાર્ય હોવાનો દંભ કરી બીજાઓને યોગ સાધવા પ્રેરણાઓ કરે છે ! જેઓ યમ-નિયમાદિ અષ્ટાંગ તો શું ? પણ તેમાંનું એકે અંગ સાધવાને સમર્થ નથી. અસ્તુ

છેક લેવાઈ ગઈ જોઈ નારી બોલ્યા મુનિવર કરુણા ધારી.
( તે મોહથી નહિ પણ દયાથી. )
આવિ કેમ થઈ ગઈ વહાલી તારી લાલી ગઇ ક્યાંહા ચાલી.
( વિયોગથી તો આ સ્થિતિ સંભવતી નથી.)
શું તેં લોપ્યો છે ધર્મ મહાન, કે તેં લોપ્યો છે અગ્નિ નિદાન.

ઋષિના આ ઉપરના વાક્યથી જણાય છે કે પતિ, કોઇ બહારના કામે લાગે ને ગૃહિણીને ઘરનાં સર્વ કર્તવ્યો સોંપી જાય ત્યારે તેણીએ તે સર્વ કર્તવ્યો, શાસ્ત્ર-લૌકિક બન્ને દૃષ્ટિએ બરાબર સપૂર્ણ કરવાં જોઇએ.

શું ન થયો અતિથિ સંસ્કાર, કે તું ભૂલી હવનનો વિચાર.

એ રીતે ધર્મસંબંધી કર્તવ્યો પૂછીને હવે અર્થ-કામનાં કર્તવ્યો વિષે ઋષિ પૂછે છેઃ—

શું કીધું છે કોઈએ અપમાન, શું કંઈ ખોવાયું છે મૂલ્યવાન.
પુત્રો તો છે કુશળ સહુ તારા, વ્યાધિ પીડે છે શું કોઈ દારા.
ધર્મ-અર્થ કે કામ વિષેથી, દુઃખી શાથી છે કહે વિગતેથી.

### દુહો

પ્રશ્ન સુણી પ્રિય કંથના બોલી શાણી નાર;
પ્રશ્ન પૂછયા તે માંહિતું દુઃખ એકે ન લગાર.

### ગઝલ

રાગ પરજ

શું કહું સર્વજ્ઞ સ્વામી ત્રિકાલજ્ઞ તમે સદા.

ઋષિ ત્રિકાલજ્ઞ તો હતા, પણ સમાધિમાં એકાગ્ર થઇ તે વિષે જ્ઞાનદૃષ્ટિથી જુએ ત્યારે જણાય ને ? એમને તો સાંસારિક વિષયોની ગણનાજ કયાં હતી ? શા માટે એમને તે તરફ દૃષ્ટિ પણ કરવી પડે ? એવી વૈષયિક સમાધિ તો

તેમને આવતીજ ન હતી.

હું તપું છું પીડા પામી આવી ભારી આપદા.

આપત્તિ તો પ્રત્યેક પર આવે છે. તે વિષે એક કવિ લખે છે:—

ઉગ્ર કાળ વિકરાળની પાંખ ઉદય ને અસ્ત;
નિશ્ચય તેની છાંયમાં આવે વસ્તુ સમસ્ત.

કેવળ એક દેવાધિદેવ શ્રીહરિ વિના સર્વ દેવોને પણ દુઃખો અનુભવવાં પડે છે; ગ્રહોને પણ દુઃખ દેનાર અને તેમનાં ઘર ખાલી કરાવનાર હોય છે. આમ જગતમાં સર્વ કોઇ દુઃખી છે છતાં કેટલાક અજ્ઞાનીઓ બીજાઓ પાસે પોતાનાં દુઃખ રડવાને જાય છે, પણ તેઓએ વિચારવું જોઇએ કે:—

બંધેકોં બંધા મીલે છુટે કોન ઉપાય;
સેવ કરે નિર્બંધકી પલમેં દેત છુડાય.

આવાજ આશયથી અમે પ્રથમ કહી ગયા કે:—

હરિજન થઈ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગીરે.

અદિતિ કહે છે તે ઉપરથી જાણી શકાય છે કે દેવોની પણ કેવી દશા થાય છે:—

પુત્રો મારા સૌથી સારા ધર્મ ધરનારા સદા,
તે બિચારા થઈ ફરે છે છોડી ધનઘર સંપદા. શું કહું૦
વેશ બદલી વને રખડે ભય રહેતો પણ ઉરે;
રખે શત્રુ પ્રાણ લેશે કે વધુ કરશે વ્યથા. શું કહું૦

જુઓ, આ 'રાગ' ની દશા. દેવો ને દૈત્યો પરસ્પર ભાઇઓ થાય, છતાં તેઓમાં કુસંપ થયો. તેનું મૂળ કારણ તેઓના પિતાએ બે સ્ત્રીઓ કરી હતી, તેજ કહી શકાય. ખરેખર પિતાનો દોષ પ્રજાને નડે છે.

શોકયના સુત સુખે માણે રાજ્ય મારા પુત્રનું,
કેમ તે ઉરમાં ન સાલે વાત એ છે કષ્ટદા. શું કહું૦

આ દ્વેષનાં પૂર જુઓ. ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે:–

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत् तौ ह्यस्य परिपंथिनौ ॥

ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયોની વચ્ચે રાગ તથા દ્વેષ રહેલા હોય છે. માટે તેઓ બંનેને વશ થઈ જવું નહિ. કેમકે તેઓ બંનેજ આ જીવાત્માના શત્રુઓ છે. મહર્ષિ કશ્યપને કેવી શાંતિ હતી ? પુત્રોને પણ પરાણે ઘરબાર છૂટયાં તો કાં તેઓ પણ પિતાને માર્ગે ન જાય ? સંસારથી છૂટવા શા માટે તેઓએ પ્રયત્ન ન કર્યો ? પણ વિષયવાસનાઓનો સમૂળગો વિનાશ ન થયો હોય ત્યાં સુધી તેવો સન્માર્ગ દેખાતોજ નથી. જ્યાં સુધી સંસારસુખની ચાહના ચિત્તમાં જામેલી પડી હોય છે ત્યાંસુધી દુઃખ કદી પણ નહિ છોડે. સંસારસુખ અનિત્ય હોવાને લીધે અંતે જવાનું તો છેજ, છતાં તેવાં નાશવંત સુખ માટે અનેક દુઃખદ વ્યાપારોમાં સૌ કોઈ મચ્યાજ રહે છે. બલિરાજાએ તે નાશવંત સુખને અવિનાશી બનાવવા માટે સો યજ્ઞો કર્યાં, પણ નશ્વર તે શું અવિનાશી બને ? લગાર બે દિવસનો ચટાકો બતાવીને તેનું સુખ પણ ચાલી ગયું. સો યજ્ઞો કરેલા છતાં ભગવાને પોતે વચ્ચે પડી તેનું એ સુખ પડાવી લીધું. આવાં અનેક દૃષ્ટાંતો પ્રત્યક્ષ જોયા છતાં સૌ કોઈ તેજ માર્ગે આગળ ધપે છે. જગતનો મોહ તો જુઓ. ભગવાન કૃષ્ણ ગીતાજીમાં તેજ કહે છે:—

भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

જેઓ ભોગ તથા ઐશ્વર્યમાં આસક્ત થયેલા હોય છે અને જેઓનાં ચિત્તને ( ભોગૈશ્વર્યનીજ ) તે વાસનાએ આકર્ષી લીધાં હોય છે તેઓની બુદ્ધિ, સમાધિમાં નિશ્ચયાત્મક થતી નથી. આવાઓને મહાત્મા તુકારામના શબ્દોમાં કહીએ તો ‘ તૃષ્ણાચે બાપુડે ’–તૃષ્ણાનાં ગોલાં છે. દેવો કે અસુરો ગમે તે હો; જ્યારે એક પક્ષ યજ્ઞ–યાગાદિ કરે છે ત્યારે બીજો પક્ષ તેમાં ભંગાણુ પાડવા પ્રયત્ન ચાલુ કરે છે. આ સ્પર્ધા, આ દ્વેષ, આ કજીયા જ્યાં રૂઢ થઈ પડયા હોય અને શાસ્ત્રોનો પણ આવો સકામ ઉપયોગ જ્યાં થઈ રહ્યો હોય ત્યાં સાચી શાંતિ હોયજ કયાંથી ? માટેજ અમે

ગાઇએ છીએ:—

હરિજન થઈ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગીરે.

જુઓ તો ખરા, શાસ્ત્રો જાણનારાઓની શાસ્ત્રોનાજ માર્ગે ધર્મની લડાઇ ! પૃથ્વી માટે જો લડતા હોય તો તો તેનો અંત આવે. લડી લડીને મરણ પામે તો સ્વર્ગમાં જાય ને જો જીત મેળવી જીવે તો પૃથ્વીને ભોગવે; પણ જ્યાં બન્ને પક્ષની સ્વર્ગ માટે લડાઇ થતી હોય અને બન્ને પક્ષ સ્વર્ગમાંજ રહેતા હોય ત્યાં શું થાય ? તેનો માર્ગ જો પ્રભુ શોધી કાઢે તોજ નીકળે. કારણકે બન્ને પક્ષ પાછા ધર્મ માર્ગ પરજ છે.

સત્ત સ્થિર થાવા હવે એ યજ્ઞ કીધા જાય છે,
નવ્વાણું પૂરા કર્યાં છેલ્લો શરૂ કીધો તથા. શું કહું૦
તમારા પણ એ પુત્ર છે એ તમારે આધીન હું,
ચાહું છું એ ફરી સ્વર્ગે ઇન્દ્ર થઈ જાએ કદા. શું કહું૦

અદિતિનાં એ વાક્યો સાંભળી મહર્ષિ કશ્યપ વિચારગ્રસ્ત બની ગયા. તેમને અનુભવ થયો કે એ સમાધિનો અનુપમ સ્વાદ કયાં ? ને આ સાંસારિક ઝંઝટ કયાં ? સમાધિના આનંદમાં મગ્ન રહેનારના ઘરમાં વળી આ સ્થિતિ ? અહો ! સંસારનો મોહ તો જુઓ. પોતે મહાસમર્થ છતાં પોતાના ઘરમાં તે મોહદશા ટાળી ન શકયા ? ભૂવાની બૈરી–છોકરાંનાં શરીરમાં પણ ભૂતડાં ભરાઇ રહેલાં દેખાયાં ! તેમને આ સ્થિતિ જોઇ અતિશય આશ્ચર્ય થયું. મનમાં ને મનમાંજ તે બોલી ઉઠયા:—

अहो मायाबलं विष्णोः स्नेहबद्धमिदं जगत् ।
कस्येति पतिपुत्राद्या मोह एव हि कारणम् ॥

'અહો ! આશ્ચર્ય ! વિષ્ણુની માયાનું બળ તો જુઓ ! આ જગત સ્નેહબંધનથી કેવું બંધાયલું છે ! કોનો પતિ ? કોના પુત્રો ? આમાં મોહ એજ કારણ છે.' મેં મારૂં મારૂં નથી માન્યું તો મને કંઇ પણ થતું નથી; ત્યારે આ સ્ત્રીએ 'મારૂં' એમ માન્યું છે તો તેણીને કેવું દુઃખ થાય

છે ? આ દુઃખ ક્ષણમાં દૂર થાય તેવું છેજ નહિ. માટેજ પ્રભુએ કહ્યું છે કે 'त्रैगुण्यविषया वेदाः'-ત્રણ ગુણો એજ વેદોનો વિષય છે, કેમકે પ્રજાઓ ત્રણ ગુણોમાંથીજ ઉત્પન્ન થઇ છે. આ પ્રજાઓ ગમે તે અવળે માર્ગે જઇને વિનાશ ન પામી જાય, અને મર્યાદામાં વર્તે, એજ વેદોનું પરમ ધ્યેય છે. તેમાં પણ જેઓ સત્ત્વગુણની પરાકાષ્ઠાએ પહોંચી સત્ત્વગુણપ્રધાનનુંજ સેવન કરે છે તેઓ અનુક્રમે સત્ત્વગુણમાંજ સુદૃઢ બની શકે છે, અને તેવાઓની સર્વ કામનાઓ પૂર્ણ કરવાને ભગવાન પોતેજ તત્પર રહે છે. આજ ઈશારો ગીતામાં શ્રીકૃષ્ણે કર્યો છેઃ-'आर्त्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च।' એમ ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાનીને સર્વશ્રેષ્ઠ કહેવામાં આવે છે. હરકોઇ વ્યક્તિ સાત્ત્વિક, રાજસ અને તામસ-એવા પોતાના ગુણપ્રાધાન્યને અનુસરીનેજ તે તે સાત્ત્વિક, રાજસ તથા તામસ દેવોને ભજે છે. જેઓ વિષ્ણુ-પરમાત્માનું ભજન કરે છે તેઓ સાત્ત્વિકજ હોય છે. સાત્ત્વિક થવું એ અસાધારણ પુણ્યનું ફળ છે, એમ શ્રીકૃષ્ણ પણ ગીતામાં સૂચવે છે-'चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन। -હે અર્જુન ! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મારું ભજન કરે છે,' પણ 'न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः। પાપી અને મૂઢ એવા નરાધમો મારે શરણે આવતા નથી.' માટે પુણ્યશાળી એજ સભાગી છે-સુકૃતિવાળા છે, એમ અમે ગાઇએ છીએઃ—

હરિજન થઇ રહો સભાગી

મહર્ષિ કશ્યપે પણ પોતાને ત્યાં આ ધર્મસંકટ આવેલું જોઇ પત્નીને એજ સલાહ આપી કેઃ—

### ગરબી

'પુનમ ચાદની' એ રાગ.

બોલ્યા કશ્યપ શ્રી અદિતિ સાથે એ રીતે રે,  
કહું હું તે રીતે કર પયવ્રત પ્યારી નાર;  
મુજને વડી વિધિએ બ્રહ્માએ છે દાખવીરે,  
સહેલું છે શ્રીવરનું સેવન સર્વ પ્રકાર. બોલ્યા૦

## સાખી

ફાગણ શુદ એકમ થકી પૂરા દિવસો બાર,
દૂધ પીધું ભૂ પર સુવું શુચિ રહી સર્વ પ્રકાર;
યમ નિયમો પાળી નિત્ય કર્મ પરવારીનેરે,
કરવું હરી અર્ચાનું સેવન આંણી ત્યાર. બોલ્યા૦

વ્રત કરવા તો સૌ કોઇ તૈયાર હોય છે અને ઘણા લોકો વ્રતો કરે છે પણ ખરા, પરંતુ તેનો ઉદ્દેશ ભૂખ વેઠવી એટલોજ નથી. વ્રત એટલે ધર્મનિયમોનુ બરાબર પાલન. ઔષધ ચાલતું હોય ત્યારે પથ્ય પ્રથમ હોવું જોઇએ ને ઔષધ તે પછી, પણ હાલમા તો પથ્યનાજ વાંધા છે; ને પછી દોષ દેવાય છે ઔષધનો.

अर्चायां स्थंडिले सूर्ये जले वह्नौ गुरोरपि ।

આ પયોવ્રતમાં મૂર્તિ તરીકે પૃથ્વી, સૂર્ય, જળ, અગ્નિ કે ગુરુની પણ પ્રતિમાને લઇ શકાય છે. એમાં પરમાત્માની પૂજા કરવાનો સંપ્રદાય એ સમયે ઘણોજ પ્રચલિત હતો. બ્રહ્માએ પણ કશ્યપ ઋષિને તેમજ બતાવેલું. અગ્નિ, જળ, સૂર્ય, ધાતુ–આ બધી પરમાત્માનીજ મૂર્તિ છે. મૂર્તિ-પૂજાનાં મંડાણ એ રીતે છેક બ્રહ્મા પર્યંત મંડાયાં છે અને સૃષ્ટિના ઉત્તમ યુગોમાં પણ દેખાય છે. આવાં વ્રતો શું નિષ્ફળ છે? નહિજ. તે વ્રતોની વિધિઓ સાચી છે. માત્ર વ્રત કરનારનો અધિકાર ન હોય અથવા યોગ્યતા ન હોય તો વ્રતો નિષ્ફળ નિવડે, પણ તેથી વ્રતો તો નિર્દોષ અને સફળજ છે. આવાં વ્રત કરનારે મુખ્ય તરીકે પોતાના વર્ણાશ્રમ ધર્મનું પાલન અવશ્ય કરવું પડે છે અને પછી તેના પેટા વિભાગ તરીકે વ્રતના નિયમો બરાબર પાળવા જોઇએ. આ બન્ને પ્રકારની ન્યૂનતા જો હોય તો વ્રતનો શો દોષ?

પોડશ ઉપચારો શુચિ સામગ્રીથી કરી રે,
કરવા યજ્ઞ સ્તોત્ર ને જાપ વિધિ અનુસાર. બોલ્યા૦
ત્રયોદશીએ નોતરી વૈષ્ણવ વિપ્ર મહાન,
ચરૂ ધરાવી જમાડીને દ્વિજ ગુરુને દઇ દાન;
દિનભર ઉત્સવ ને કીર્તન કરવું રાત્રિએ રે,

પૂરા કરવા એવા બીનચૂકે દિન તેર;
પ્રકટી હરિ આપ વર આપી સુત થઈ જન્મશે રે,
થાશે અંતે અદિતિ નિશ્ચય લીલા લહેર. બોલ્યા૦

દુહો

વિધિ સુણી વિસ્તારથી સમજી લઈ સંપૂર્ણ;
કર્યું સતીએ તે રીતે પયવ્રત સંકટ ચૂર્ણ.
શુદ્ધ મતિ કૃતિ વૃત્તિથી રાખી શ્રીપતિમાં ધ્યાન;
વ્રત નિર્વિઘ્ન પૂરું થયું પ્રકટ થયા ભગવાન.

એમાં કંઇ નવાઇ પામવા જેવું નથી. આ કલિયુગમાં પણ નરસિંહ મહેતાએ માત્ર સાતજ દિવસ ગોપનાથ મહાદેવના લિંગની આરાધના કરી, તેટલામાં તો ભગવાન શંકર સાક્ષાત્ પ્રકટ થયા; તો પછી તે સત્યયુગના સમયે અદિતિ જેવા ઉત્તમ અધિકારી આત્માને પરમાત્માનાં દર્શન થાય તે કેમ ન સંભવે?

પુરાણોમાં પ્રાયઃ સર્વ સ્થળે આ વસ્તુ જોવામાં આવે છે કે ભગવાન વિષ્ણુનુ જ્યારે પ્રાકટ્ય થાય છે ત્યારે તેમનું પ્રથમ તો એક સરખુંજ સ્વરૂપ સર્વ આવિર્ભાવો વેળા હોય છે, તે પ્રમાણે—

ગીતિ

પીતાંબર ધનધારી, શંખ ચક્ર કર ગદા ધરી પ્યારી;
ચતુર્ભુજા સુખકારી, નીરખતાંજ અદિતિ ગઇ બલીહારી.

આ ભગવાન ક્યાંથી આવ્યા તે શું સમજાય? કોણે ક્યારે જણ્યા હશે એમ ધારવાનુંજ શું કામ? જે લોકો 'શ્રી હરિ છેજ, તે અમને અવશ્ય મળશેજ' આવી દૃઢ ભાવના બાંધી જેવી મૂર્તિને લક્ષ્ય કરીને તેમને સંપાદન કરવા મચે છે તેઓનાં તેવાં દિવ્ય દર્શન-દિવ્ય હલન-ચલન ભાષણ કરતી તે સર્વેશ્વરની મૂર્તિનો અવશ્ય સાક્ષાત્કાર થાય છે. આ સંબંધે ચારે યુગનાં અનેક દૃષ્ટાંતો મોજુદ છે અને ઉપનિષદો, વેદો, સ્મૃતિઓ, ઇતિહાસો તથા પુરાણોએ સર્વમાં પુષ્કળ પ્રમાણો વિદ્યમાન છે. આ વિષય પર પ્રસંગે વિશેષ કહેવામાં આવશે. અહીં તો આપણે જોવું કે અદિતિ-

એ મૂર્તિને સેવી ને પ્રભુને પ્રકટ સ્વરૂપમાં જોયા કે તુરતજઃ—

ગીતિ

સરરર પડી ઝટ પદમાં પરમ પ્રેમથી વારવાર નમતી;
ગદગદ કંઠે ઉચરી સ્તુતિ મૂર્તિ મોહનની મસ ગમતી.

પદ

'સુંદર ગુણમંદિર' એ રાગ.

જય જય જગદીશ દેવ દેવ મુરારિ;
યજ્ઞપતિ પૂજ્ય કૃતિ નિત હિતકારી. જય૦
ઉત્પત્તિ સ્થિતિ પ્રલય લીલા તમારી,
મંગલમય નામ ધામ તન મન હારી,
શુભ ગુણના ગ્રામ દિવ્ય વૈભવ ભારી. જય૦
દીનની, વિપત્તિ શ્રીપતિ ! વિનતિ, દીલ ધરીને,
દયા કરીને ન વિસારીને;
દુઃખ હરીને નાંખો વિદારી. જય૦
સર્વજ્ઞાત છો શું વાત કહું હું મારી
આશ આપનીજ નાથ ઉરમાં ભારી;
પૂરો પરમેશ સ્તુતિ સદ્ય સ્વીકારી. જય૦
સુર સાહુ, દુઃખ બહુ, ખમતા, ભમતા,
કરગરીને ફરી ફરીને;
પદ પડીને કહું હરિને કર એ પસારી. જય૦

પદ

ઠુમરી 'મેવારી બામના શુકન વિચારો' એ રાગ.

બોલ્યા શ્રીહરિ એ હે અદિતિ ! ના ગભરા. ટેક૦
અસુરો ધર્મ કરે યુદ્ધેથી નહિ મરે,
શિર ગુરુ એ છે જબરા. અદિતિ૦
સેવ અફળ ના જશે, તારૂં ધારેલ થશે,
ફીકર ન રાખીશ જરા. અદિતિ૦
પ્રકટીશ સુત હું થઈ, કોઇને કહીશ નહિ,
સુર થશે સુખીયા ખરા. અદિતિ૦

દુહો

આજ્ઞા આપી શ્રીહરિ થયા જ અંતરધાન,
સતી સંતોપી ચિત્તમાં પામી પ્રિય વરદાન,

'દેવો અંતર્ધાન થયા' એમ કહેવાય છે; એટલે ક્યાંથી આવ્યા ને ક્યાં ગયા તે સમજાતું નથી. અમે એ વિષે સ્તુતિમાં આવું સમજીને કહ્યું છે, તે સપ્રમાણ છેઃ—

જાના ન આના તુમકો કહીસે, જડચર મેં બસતે હો;
હોના પ્રકટ, નહોના નિજવશ, નાહક કયોં કસતેહો. મોઍકો પ્યારસે મીલો આકે મોઍકો પ્યારે. ઇત્યાદિ૦

ને, પ્રહ્લાદજીનું વચન પાળવા શ્રીહરિ નૃસિંહરૂપે પ્રકટ્યા તેથી એ વાત સિદ્ધ-પ્રસિદ્ધ થઇ ચૂકી છે.

દુહો

દેવો એ જાણી જઇ આવ્યા અદિતિ પાસ;
અંતરિક્ષ રહીને સ્તુતિ, અજ કહે ધરી ઉલ્લાસ.

આશા બંધાઈ એટલે પછી તો પ્રાર્થનાઓ આરંભી દીધી; સર્વ કોઇ તેમનાં દર્શનાભિલાષી તો રહે છેજ, ને બ્રહ્માદિને પણ તેમનાં અવતાર સુખકારી તો છેજ. વસ્તુતઃ સાહજિક સુખ તો તેમનો સાક્ષાત્કાર થાય તોજ મળે છે. સમાધિ વગેરેમાં તો કેવળ પોતાની ધારણાથી ધ્યેયને સિદ્ધ કરવું પડે છે, જેથી તે માટે અતિશય ક્લેશ સહન કરવો પડે છે; પણ જે પ્રત્યક્ષ દર્શન, વિના પ્રયાસે, ઇન્દ્રિયોદ્વારા અનુભવાય છે તેના જેવો તો કોઇ આનંદજ નથી; અને આજ આનંદને લૂટવા માટે આવા પ્રત્યક્ષ અવતારોરૂપે પરમાત્મા જ્યારે જ્યારે પ્રકટ થાય છે ત્યારે ત્યારે હલન ચલન-ભાષણ કરતા તે પ્રકટ પુરુષોત્તમનાં પ્રત્યક્ષ દર્શન અનુભવવાને બ્રહ્માદિ દેવો આતુર થઇને આવી પહોંચે છે અને તે મહાન દેવને પ્રત્યક્ષ જોઇ આનંદથી છલકાઈ જઇને સ્તુતિઓ કરે છે. આવો ક્રમ જાણે દેવોનો પરંપરાનો હોય એમ જણાય છે. એજ ક્રમે તે વેળા દેવો આવી પહોંચ્યા ને આવા અભિપ્રાયનું નિવેદન તેઓએ કર્યું કેઃ—

પદ

રાગ કલ્યાણ 'છે જન પાલક ટાલક દુઃખનો' એ દેશી.

હે દુઃખટાલક પાલક સુરના, ઝટપટ પ્રકટો શ્રીહરિ;

અમે સર્વ નાલાયક બાળક, કરગરીએ વિનતિ કરી. હે૦
જડ જંગમ કેરા આધાર, શક્તિ તારી અપરંપાર;
સ્વામી સર્વના વિશ્વાધાર, નમીએ તને ફરી ફરી. હે૦
અસુર પક્ષ આ સોમો થાય, પૂર્ણ થયો તો નથી ઉપાય;
સદા કરી છે આપે સહાય, આશ એથી આજે ધરી. હે૦
દઇએ શ્રમ તો વારંવાર, શું કરીએ છઇએ લાચાર;
વાર ન કરશો નાથ લગાર, દુઃખી દેખી દુઃખ દ્યો હરી. હે૦

દેવો થયા છતાં દુઃખ તો એનું એજ રહે અને તે માટે અંતે પરમાત્માને શરણે જઈ રોદણાં રોવાં પડે, તો પછી પ્રથમથીજ મહાન ઇશ્વરને શરણે જઇ સર્વ દુઃખનો વિનાશ શામાટે ન કરી લેવો જોઇએ ? તેમનું શરણ લેનારને સફળતા તો તેમણે પોતેજ પોતાના શબ્દોથી જ્યારે કરી દીધી છેઃ–'स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ।– સ્ત્રીઓ, વૈશ્યો કે શૂદ્રો પણ ( મારે શરણે આવેલાં ) પરમગતિને પામેજ છે.' એટલે કે ઇશ્વરભજન તે સર્વાધિકારની વસ્તુ છે, અને તેથીજ અમે જેમ પૂર્વે માગ્યું હતું:—

ઠામોઠામે નવ ફરીએ, નવ જગે જગે કરગરીએ,
ચરણોમાંહે સ્થિર ઠરીએરે, એવું કરજો.

તેમ અહીં પણ કહ્યું છેઃ—

હરિજન થઈ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગીરે.

દુહો

દેવો સ્તુતિ કરી રહ્યા, ઉર રાખી વિશ્વાસ;
ત્યાં પ્રકટયું અદિતિ ગૃહે, ઝળહળ તેજ પ્રકાશ.

પરમાત્માએ પોતે સ્વમુખે કહ્યું છેઃ–' जन्म कर्म च मे दिव्यम्– મારાં જન્મ-કર્મ દિવ્ય છે '– આ કથનને સત્ય કરી દેખાડવાજ તેમણે અદિતિગૃહે પુત્રરૂપે જન્મ લીધો. માતા અદિતિના ઉદરથી ભગવાન પ્રકટયા, પણ તે કેવા હતા ? જગતનાં બાળકો જન્મે છે તેવા હતા ? નહિ, તેવું સ્વરૂપ કે શરીર ભગવાનનું ન હતું; તેવી અજ્ઞાનતા કે અશક્તતા પણ નહિ; તેવું આવરણ કે બળનો લેશ પણ નહિ; પણ લોકનાં બાળકોથી જુદાજ, દિવ્ય

તેજ, જ્ઞાન, આકાર, અલંકાર અને આયુધોસહિત; આવું સ્વરૂપ શું ઉદરમાંથી જન્મે ? તેવાં દિવ્ય આભૂષણો, વસ્ત્રો તથા આયુધોયુક્ત તેવું મહાન સ્વરૂપ નાના ઉદરમાં કેમ રહી શકે ? એટલે કે તે વાતજ દિવ્ય છે. તે જન્મદાયી માતા ને તેમના પિતા માત્ર કહેવાનાંજ હોય છે. વસ્તુતઃ ભગવાનનો જન્મ તે જન્મ નથી; માત્ર ભક્તની ઇચ્છાનુસાર કે પોતાની ઇચ્છા પ્રમાણે કે પ્રાકટ્યજ કહી શકાય. માતાઓ, જેવા પુત્રોને જન્મ આપે છે તેવા પુત્રરૂપે ભગવાન થાય, તે સંભવતુંજ નથી. માત્ર ભગવાનનો ભક્ત, જે સ્ત્રીરૂપ કે પુરુષરૂપ હોય છે તેણે જેવી સ્થિતિમાં જે રૂપની ભાવના ધરી, જેવી મૂર્તિ રચીને જેવા ધ્યાનથી પૂજન-અર્ચન કર્યું હોય છે તેવા સ્વરૂપે ભગવાન તે ભક્તસમક્ષ પ્રત્યક્ષ થાય છે, એટલે તે ભક્ત ભગવાનની સ્તુતિ કરે છે, યાચે છે ત્યારે તેના ઉપરની કૃપાને લીધે તેને ઘેર વસવા, તેના પુત્ર કહેવરાવવા કૃપાથી ભગવાન વરદાન દે છે ને તે પછી તે પોતાના વચનપાલન માટે યોગ્ય અવસરે પુનઃ તેજ સ્વરૂપે પ્રત્યક્ષ થાય છે. અર્થાત્ ઉદરમાં આવ્યા પહેલાં જે પૂર્ણસ્વરૂપે પ્રત્યક્ષ થયા હતા તેજ પુનઃ ઉદરમાં થાય શી રીતે ? ને પછી પ્રકટયા, એમ કહેવાય કેમ ? એટલે એ રીતે માત્ર આવિર્ભાવ કે પ્રાકટ્યજ જે રીતે થયા કરે છે તેજ રીતે અદિતિના ઉદરથી પ્રકટ થઇ ભગવાન તેમના ઘરમાં પ્રત્યક્ષ થયા, એમ કહેવું યોગ્ય છે. તે વેળા પ્રભુનો આકાર કેવો હતો ?

૫૬

'એસી ચતુર નાર' એ રાગ.

જયજય શ્રીમાન, કરુણાનિધાન, તેજે થયા લજ્જિત કામ ભાન;
સુખધામ સ્વામીની પધારી સ્વારી. જય૦
પ્રિય પીતાંબર, શંખ ચક્ર ધર, ચારે શુભકર પર, ભૂષણવર;
મનહર રાજીવલોચન સુખકારી. જય૦
કિરીટ શ્રીમાન, કુંડલો કાન, શ્રીવત્સ, લક્ષ્મીનું વક્ષઃસ્થાન;
કાંચી નૂપુર પદમાં ઠમકારી. જય૦

દ્વાદશી વિજય મધ્યાહ્ન સમય, છે શ્રવણ ભાદ્રપદ મહાસુખમય
કશ્યપસુત કહેવાયા અસુરારી. જય૦

## પદ સોરઠ

પ્રકટ્યા પ્રભુ વામન અવતાર.
અદિતિ આશ્રમમાં અલબેલા, શો અદ્‌ભુત આકાર. પ્રકટ્યા૦
દેવ દુંદુભિ વાગ્યાં ડીમડીમ જય જય થયા ઉચ્ચાર;
સુરો સ્તવે બંદી બીરદાવે, થઈ રહ્યો થેઇથેઈકાર. પ્રકટ્યા૦
કુસુમ વૃષ્ટિથી કશ્યપ આશ્રમ, છાઈ રહ્યો તે વાર;
સ્વર્ગ થયું ત્યાં સર્વે ભેળું સેવવા નિજ સરકાર. પ્રકટ્યા૦
અદિતિ ઉર આનંદ માય નહિ, નીરખે વારંવાર;
સહુને દર્શન એ દઈ શ્રીવર, થયા બટુક આકાર. પ્રકટ્યા૦

પછી તો જે આકૃતિ મુકુટ, ભૂષણ, આયુધ અને પીતાંબર ધારી હોઇને સર્વ દર્શન કરનારને મોહિત કરતી હતી તે પોતાની આકૃતિને પ્રભુએ અદૃશ્ય કરી, ને તુરતજ બટુક–વામનસ્વરૂપે ભગવાન દેખાવા લાગ્યા. તેમનું બટુક-સ્વરૂપ કેવું હતું ?

## દુહો

અતિસુંદર પણ અતિલઘુ, સહુ શોભાના સાર;
નટ પેઠે પલટ્યા પ્રકટ, ઝટપટ બહુ આકાર.

આવા બટુકસ્વરૂપે ભગવાન કેમ થયા ? તે માટે અનેક ઉત્પ્રેક્ષાઓ હોઈ શકે:—

## દોહરા

સુરનું સંકટ જોઈને, શ્રીવર કૃપાનિધાન;
ફીકરમાંજ સોસાઇ શું, થયા બટુક તનવાન.
ભૂષણ ભૂષિત રૂપને, માગ્યું ન મળે દાન;
તેવું અંગ લઘુ કર્યું, જેવું હલકું કામ.
ત્રિલોકપતિ હરાવવો, એ પણ હલકું કામ;
એમ જાણી નાના થયા, મોટા હરિ સુખધામ.
પ્રભુને તો નાના ગણે, વડું ગણે નિજ કામ;
દર્શન દેવા ભાવ સમ, થયા લઘુ ભગવાન.

વળી આવા પણ વિકલ્પો કરી શકાય. આ બધા

તર્કો માનસિક હોવા છતાં શાસ્ત્રીય છેઃ—

સહુથી ભુંડી ભીખ છે, તે પણ લેવા કાજ;
સ્વજન સારૂ તત્પર થયા, એવા છે જગરાજ.
ભીખારી ગણીનેજ દે, તન મન ધન ને ધામ;
એ બહાને પણ તારવા બટુક થયા પ્રભુ આમ.
છળ કરીને પણ બાળહિત, કરતા નિત પ્રિય તાત;
એ ન્યાયે ઠગવા જતા ઠગ બનીને જગનાથ.

અસ્તુ, જે બન્યું છે તે સત્યજ બન્યું છે. આગળ શું થયું, તે જોઇએ. પરમાત્માનાં દર્શન કરવા સર્વ દેવો અદિતિના આશ્રમમાં એકત્ર થયા. તેમને સેવા કરવાનો મહાન મનોરથ હતો, તેથી એ તો પોતાની સેવા કરી શકે, એ માટે સેવવા યોગ્ય એવડું સ્વરૂપ દર્શાવવા લાગ્યા કે જે માટે ઉપનયન (જનોઈ) સંસ્કારનો મહોત્સવ આવશ્યક બનીને સૌ કોઇ તેમાં સેવા કરવાનો લાભ લઈ શકે. બ્રાહ્મણના ઘરમાં તો તેવાજ મહોત્સવો શોભા આપે ને ? એમનો ઉપનયન સંસ્કાર આરંભાયો; તેમાં ઘરધણી માતા-પિતા તો કયાંય રહી જવા લાગ્યાં, ને બીજા દેવો, ઋષિઓ તથા અધિકારી વર્ગજ જાણે મુખ્ય હોય તેમ જણાવા લાગ્યું. સર્વ કોઇએ તે મહોત્સવમાં લ્હાવો લીધો, પરસ્પર સેવા પણ દીધો; ને તેથીજ બ્રહ્માદિ સર્વ દેવો તથા ઋષિગણો તે અવસરે ભગવાનની સેવામાં તત્પર બની ગયા ને સર્વ કોઇએ હુંપદ તજીને હરકોઈ નિમિત્તે જેમ પોતાને રુચ્યું તેમ સેવન કરવા કોઇ ચૂકયાજ નહિ; પણ કેમ ચૂકે ? તેઓ સર્વનું સાચું શ્રેય તો તેથીજ છે ને ? આ વસ્તુ તેઓ સમજતા હતા. એ રીતે બ્રહ્માદિ સર્વે મહાન્ વ્યક્તિઓ જેમની સેવા વિના બીજું શ્રેયસ્કર ઇચ્છતા નથી, તો પછી આપણે તો કંગાલમાં પણ કંગાલ, અરે પામર પ્રાણી ! જેટલે દરજ્જે તે દેવગણોથી આપણે ઉતરતા છીએ તેટલા પ્રમાણમાં વિશેષ પ્રયાસથી—

સેવો હુંપદ મદત્યાગીરે, હરિજન થઈ રહો સભાગી.

વામન ભગવાનના તે સેવાપ્રસંગમાં કયા દેવે કેવી

રીતે સેવા કરી હતી તે જુઓઃ—

### ચોપાઈની ચાલ

રૂપ વામનનું નવું જોઇ, રહ્યા દેવ ઋષિ સહુ મોહી.

પરમાત્માના શરીરને કેવું-કેવડું ગણી શકાય ? ક્ષણમાં તો તે બદલાઇને બીજા પ્રકારનું દેખાયું.

### ચોપાઇ (ચાલુ)

દીધું ઉપવીત પ્રભુને પ્યારે, થયા ગોર પ્રજાપતિ ત્યારે.
રવિએ ગાયત્રી સંભળાવી, મેખલા કશ્યપેજ બંધાવી.
તનનો વેશ પ્રભુએ છે કહાડ્યો, દેવ ઋષિએ સામાન પૂરો પાડયો.
[તે કયો કયો ?]
બૃહસ્પતિએ બ્રહ્મસૂત્ર દીધું, ભૂએ કૃષ્ણાજિન ભેટ કીધું.
વસ્ત્ર કૌપિન માએ ઉલ્લાસે, છેલ છત્ર આપ્યું આકાશે.
અજે આપ્યું કમંડલ પ્રેમે, સપ્તર્ષિએ દીધા કુશક્ષેમે.
અક્ષમાળ આપી શારદાએ, ભિક્ષાપાત્ર કુબેર રાજાએ.
ભિક્ષા લઈ ઉમીયાથી મુરારિ, થયા પૂર્ણ બાલ બ્રહ્મચારી.
બટુ વેશ જુવે જે જે કોઇ, તે તે તુરત જાય છેક મોહી.

### દોહરો

બ્રહ્મા શિવ ભૂલા પડે એવો કરીને વેશ;
ચાલ્યા યજ્ઞ કરે જહાં દાની બલિ અસુરેશ.

શ્રી ભગવાનનુ શરીર એવું નથી, કે જેને ધારણ કરવાથી અજ્ઞાન કે અશક્તિ આવે; અને તેથીજ તેમને રસ્તાના ભોમીયાની, કોઇ વાહનની કે ખાધાખરચી વગેરેની સગવડ કરવાની પણ શી જરૂર હોય ? નાના બાલસ્વરૂપે પ્રકટ થતાંજ સર્વ દેવવર્ગની સેવા સ્વીકારી લઇ તેમને તે સેવાનુ તાત્કાલિક ફળ આપવા પ્રભુ તૈયાર થયા અને અસુરોની ખબર લેવા સ્વયમેવ નીકળી પડયા. તે કયાં ?

### દોહરો

સમારંભ યજ્ઞોતણો ભૃગુપુર નર્મદ તીર;
આવી પહોંચ્યા પલકમાં, શ્રીવર બટુક શરીર.

### દીંડી

બ્રહ્મતેજ સૂર્યતેજથી વધારે,

પ્રભુ પ્રભા કિરણ દશ દિશે પસારે;
દૂરથીજ દેખી ઋત્વિજો વિચારે,
આજ અદ્દભુત કોઈ મહાત્મા પધારે.

આવું તે વામન પ્રભુનું શરીર મહાન્ બ્રહ્મતેજવાળા ઋત્વિજોની દૃષ્ટિને પણ આકર્ષી રહ્યું હતું:—

સૂર્ય આપજ કે અગ્નિ દેહધારી,
સનત્કુમારની શું પધારી સ્વારી;
જુવે સર્વ રૂપ તેજ ધારી ધારી,
ઓળખી ન શકે થાકતા વિચારી.

આવા અપૂર્વ ને અચિંત્ય સ્વરૂપવાળા પરમાત્મા જાણવા લાગ્યા કે જે:—

ગઝલ

'એક ખુબસુરત ગબરૂ નાર' એ દેશી.

જણાય છેક નાનું રૂપ બાળ જેવડું,
તથાપિ તેજ શુક્ર થકીએ દીસે વડું.
બચુકડું શું છત્ર શિરે હસ્તથી ધર્યું,
બચુકડું કમંડલું ગ્રહ્યું જળે ભર્યું.
છે દંડ મૌંજી મેખલા અજિન ઉત્તરીય,
પવિત્ર યજ્ઞસૂત્ર આકૃતિ દીસતી પ્રિય.
ધીરે ધીરે ભરે પદો ગંભીરતા ઘણી,
નિહાળતાંજ થાય ઉભા વિપ્ર અગ્રણી.
સહી શક્યા ન કોઈ તેજ કોઈ જોઈ બાળને,
પધારીએ પધારીએ વદ્યા કૃપાળને.
કર્યું વિદિત સદ્ય બલિરાયને ફરી,
મહાન પુરુષ કોઈ પધાર્યા કૃપા કરી.
સઅર્ઘપાદ્ય આવ્યા બલિરાય દોડીને,
પ્રણમી અષ્ટ અંગ ઉભા હાથ જોડીને.
પખાળી પદ્મપાદ તીર્થ પ્રેમથી લીધું,
વિરંચીને સદા શિવ સમભાગ્યને કીધું.

ભગવાન કૃષ્ણ ગીતામાં કહે છે:—'यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्। યજ્ઞ, દાન તથા તપ બુદ્ધિમાનોને પવિત્ર કરનારાં છે.' એ પ્રમાણે તે દ્વારા શુદ્ધિ થયા પછી

પ્રભુદર્શન થાય છે. બલિરાજાને પણ તેમજ થયું. યજ્ઞયાગાદિથી ચિત્તશુદ્ધિ થતાંજ સાક્ષાત્ પ્રભુનાં તેમને દર્શન થયાં; માત્ર પ્રભુના મૂળસ્વરૂપથી તે અજ્ઞાત હતા. પરંતુ તેમનું વર્તન તો જાણે પોતે પ્રભુને પામી ચૂકયા હોય તેવુંજ થઈ ગયું હતું. જેમકેઃ—

### ગીતિ

ઉન્નત આસન દઇને, પૂજા સવિધિ પૂર્ણ કરી લઇને;
બે કર જોડી રહીને, બલિ બોલ્યા મૃદુ વાક્ય નમ્ર થઇને.

### લાવણી

'તુને જાદુયે મેરે પર ડારા'—એ રાગ.

ભલે ભલે પધાર્યા તપધારી, બ્રહ્મર્ષિ મહા મનહારી. ભલે૦

પ્રભુએ પ્રથમ તો બલિરાજાનું મન હરી લીધું—પોતામાં લગાડી દીધું. કેમકે યજ્ઞયાગાદિથી તે મન વિશુદ્ધ બની ગયું હતું ને તેથી તેની પાછળ તેનું સર્વસ્વ ચાલ્યું આવે એ સ્વાભાવિકજ છે. બલિનું મન હરાઇ ગયું તેમાં કારણ પરમાત્માનું સ્વરૂપદર્શનજ હતું. ખરેખર તે સ્વરૂપદર્શન, મનને સંસારથી નિવૃત્ત કરી દેવામાં ને પરમાત્મામાં લગાડી દેવામાં મોટામાં મોટું સાધન છે. આથી અનેક જીવોનો ઉદ્ધાર થયાના દૃષ્ટાંતો મળી આવે છે. ધ્યાન, પૂજન પણ તેમનુંજ કરવું, એ સંસાર તરવાનો ઉપાય છે અને તે દ્વારાજ તેમની પ્રાપ્તિ પણ થઈ શકે છે. બલિરાજા, પ્રભુ-દર્શન થતાંજ કેવા થઇ ગયા, તે તેમની આ વાણી જણાવે છે. તે પોતે સત્યવાદી તો હતાજ, એટલે જેવું હૃદયે તેવુંજ મુખે લાવી બોલી ઉઠયા. તે માત્ર વિવેકની ખાતર નહિ, પણ જેવું ભાસ્યું તેવુંજ વાણીદ્વારાઃ—

પાવન કીધું આજ ભવન મુજ, પવિત્રપદ પધારી. બ્રહ્મર્ષિ૦
પિતૃ તૃપ્ત થયા પરિપૂરણ, જાતિ પુનીત થઇ મ્હારી. બ્રહ્મર્ષિ૦

ભગવાન માત્ર દેવને ઘેર જાય ને દૈત્યને ઘેર ન જાય, તેવું હોતું નથી; માત્ર અભાગી જનો તેમને જોતાં જ લઢવા ઉઠે છે, ત્યારે સભાગીઓ તેમની સેવા કરવા મંડી પડે

છે. સત્કર્મ કર્યાં હોય તેઓને ભગવાનની સેવા સૂઝે છે, ત્યારે કુકર્મીઓને લઢવુંજ સૂઝે. શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં સત્યજ કહ્યું છે–'बुद्धिः कर्मानुसारिणी–મનુષ્યની બુદ્ધિ તેમનાં કર્મોને અનુસરનારી હોય છે.' આજ કારણથી ભક્ત મનુષ્યોની બુદ્ધિ પરમાત્મસેવનમાં લાગી-રહે છે. આવા ભક્ત થવા માટે આપણી બુદ્ધિ પણ તેજ માર્ગે પ્રેરાય અને પછી ચિત્તમાર્ગમાં પ્રભુનો આવિર્ભાવ થાય એટલે—

સેવો હુંપદ મદ ત્યાગી, હરિજન થઇ રહો સભાગી.

કારણકે, ઇશ્વરસેવન તેજ સર્વ સત્કર્મનું ફળ છે. બલિરાજાજ પોતાના શબ્દોમાં તે કહે છે:—

આ દર્શન એજ યજ્ઞોતું ફળ, કીધો અમિત આભારી. બ્રહ્મર્ષિ૦
સેવ જણાવો ઇચ્છા સુણાવો, લ્હાવો અપાવો દયાધારી. બ્રહ્મર્ષિ૦
જે જે માગો તે તે આપીશ, ધન ભૂ સમૃદ્ધિ ભારી. બ્રહ્મર્ષિ૦

બલિરાજાના આ શબ્દોમાં હજી આ ભૂલ ત્યાં જણાય છે કે, 'હું આપનાર ને આ બધું મારૂં છે.' આ ખામી રહી છે અને તેને દૂર કરવા માટેજ પ્રભુ તેની પાસે એવું બોલાવીને તેને એવા તો તૈયાર કરે છે કે જેથી શુક્રાચાર્યનો ઉપદેશ અથવા પોતાના ગુરુની આજ્ઞા પણ તેને પોતાના ધ્યેયથી ચલિત કરી શકતાં નથી. પ્રભુને પોતાનું સર્વસ્વ અર્પણ કરનારને સામેથી પ્રભુ તેથી અધિકગણું પાછું આપે છે. બલિએ પ્રભુને સ્તવ્યા એટલે સામેથી પ્રભુ પણ બલિરાજાની સ્તવના કરે છે; જેમાં પોતાની પણ હલકાઇ દર્શાવે છે:—

લાવણી

ધન્ય ધન્ય બલિરાય તને છે ધન્ય ધન્ય જનની તારી,
ત્રણે લોકમાં ઉજ્જ્વળ કીર્તિ સૂર્ય કિરણસમ વિસ્તારી.
તુજ સમ દાની સુણ્યો ન શ્રવણે ત્યાં દીઠાની વાતજ શી,
કુળને ઉચિત કહ્યાં તેં વચનો તેમાં નથી નવાઈ કશી.
નથી કોઈ અવતર્યો નમાલા પૂર્વજ તારા સહુ શૂરા,
થયા ભૂપ પ્રહ્લાદ પ્રતાપી શશી સમાન વિમળ પૂરા.
હિરણ્યાક્ષના બળથી અવધિ કર્યો દિગ્વજય પ્રતાપથી,
માંડ જિત્યો વિષ્ણુ પણ મનમાં ગર્વ ન લાવી શકયો. રતિ.

હિરણ્યકશિપુ તેના ભ્રાતા શુર ગિરિના કળશજ એ,
દેવો નામ સાંભળી થથરે ત્યાં બરાબરી કોણ કરે.
વિષ્ણુ પણ વૈકુંઠ તજીને એના ભયે ગયો સટકી,
કપટ રચ્યો પણ બળથી સામો સદ્ય ન આવી શકયો ટકી.
પિતા વિરોચન તારા એ પણ ન હતા એ કોઈથી ઓછા,
દેવ વેશ બદલીને આવ્યા બન્યા ભીખારી થઈ પોચા.
આયુષ માગ્યું તે પણ આપ્યું એવા દાની કોણ થશે,
સિંહ તણા તો સિંહ હવે નહિ કોઈ કદી તુજથી વધશે.
હિરણ્યકશિપુથીએ વધ્યો તું કે તેં પથ લીધો સીધો,
કલ્પવૃક્ષ સમજીને તારો આશ્રય મેં પણ છે લીધો.
વિપ્રો માગે હય ગજ ગામો એ તો બંધનકારી છે,
મારાં ત્રણ પગલાં ભૂમિ મળવાની આશા મ્હારી છે.

## ગીતિ

તેજસ્વી પણ બાળક, ભણ્યો ઘણું પણ ગણ્યો નથી દીસે;
એવું ઉરે વિચારી, બલિ બોલ્યા ધરી ગર્વ ઉરે અતિસે.

## ગરબી કે પદ

'મોહની છે લાગીરે'—એ રાગ.

માગો વિપ્ર વહાલારે માગો વિપ્ર વહાલા રે,
સુણીને તારા શબ્દ રસાળા રીઝયો છું રૂપાળારે. માગો૦
વૃદ્ધ બરાબર વાત કરો છો, પણ સ્વારથમાં બાળ ઠરો છો;
ક્ષુદ્ર માગણી શું ઉચરો છો, ફરી માગો શું દીલે ડરો છો.માગો૦
રીઝયો તમ પર હું જગસ્વામી, નવ રહેવી જોઇએ કંઈ ખામી;
નયાચના કરવા કોઈ સામી,દ્વિજરાજ્ય લૈ રહો સુખ પામી.મા૦

આટલું બધું હુંપદ! બલિરાજામાં આજ ન્યૂનતા હતી;
માટેજ અહીં પુનઃ પુનઃ કહેવાય છેઃ—

'સેવો હુંપદ મદ ત્યાગીરે, હરિજન.'

## પદ

'ડર મા તું દીલ સાથ'—એ રાગ.

ધન્ય બલિ! સાબાશ! હરિ કહે ધન્ય બલિ! સાબાશ!
તુજ સમ તુંજ છેજ ખાસ, હરિ કહે ધન્ય બલિ! સાબાશ.ટેક.
અપૂર્વ દાની રે, લીધો મેં માની રે;

જેવો તું છે દેનાર મહારાજા, દ્વિજ હું તેવો ન મૂકું તોય માઝા;
ત્રણ ડગલે જો તૃપ્તિ નથી થાવી, તો ત્રિલોકે તૃષ્ણા નથી જાવી;
નહિ કરૂં વધુ આશા પ્રકાશ, હરિ કહે ધન્ય બલિ સાબાશ.

ગીતિ

બલિ શોચે વાહરે દ્વિજ ! ન લોભી એવો કદી નથી દીઠો;
અનુભવે સમજાશે, લોભી એવો કદી નથી દીઠો.

સાખી મરાઠી

બલિએ તે દેવા ઉત્સાહે ઝટ મંગાવી ઝારી,
પણ ચેતી ગયા શુક્રાચારી હિત સ્વશિષ્યનું ધારી;
વધુ ન વિચારી, હાં હાં હાં હાં બોલ્યા પ્રકટ પૂકારી.

લાવણી

ઠેર ઠેર ઓ બલિ ! પ્રતાપી ! શું કરવા માંડયું,
શું કરવા માંડયું રે, આજ તેં ડહાપણ કેમ છાંડયું.
બટુક ભિક્ષુક પર ભૂલીશમાં છો જણાય નાનો;
વિષ્ણુ કશ્યપ-અદિતિને ત્યાં પ્રકટયો છે છાનો.

એ રીતે શુક્રાચાર્યે ભગવાનને ઓળખ્યા તો ખરા પણ કેવા ? રૂપથી કે ગુણોથી નહિ; માત્ર સ્થૂલ દૃષ્ટિએજ. એમને અર્પણ કરેલું તાત્કાલિક જાણે જતું હોય તેમ જણાય; અને હરકોઇ દાન તુરતમાં તો જતુંજ જણાય છે, પણ વસ્તુતઃ તેમ નથી. દાનમાત્ર જેટલું આવ્યું હોય તેથી વિશેષજ આપનાર થાય છે; અને અનંત-ભગવાનને અર્પણ કરેલું તો અતિશય અનંતગણું બને છે, આ વસ્તુનો શુક્રાચાર્યને ખ્યાલ ન રહ્યો. પોતા માટે આપવું પણ પ્રભુ માટે નહિ, એમ અહંભાવ તથા મમત્વયુક્ત ઉપદેશ તેમણે આપ્યો; ને તે પણ કયાં સુધી ? જે વસ્તુ પરમાત્માનીજ છે તે વસ્તુને પરમાત્મા પોતે માગે છે છતાં તે આપવાનો નિષેધ કરે છે. ખરેખર, કેવળ કર્મવાદી મીમાંસક, ખરૂં જોતાં ઇશ્વરને માનતોજ નથી. 'ઇશ્વરકૃપા ને મનુષ્યયત્ન' આ બે આંખ નથી, એમ માની નેજ શુક્રાચાર્ય એક આંખવાળા અથવા કાણા થયા હશે એમ જણાય છે. નહિ તો એ પ્રમાણે શ્રીહરિથી વિમુખ થવાનો ઉપદેશજ કેમ કરે ? આવા નાસ્તિકોને ઉદ્દેશીનેજ

સુજ્ઞ મહાપુરુષો તથા શાસ્ત્રો બન્ને કહે છે:–'તજ મન હરિવિમુખન કો સંગ.' બલિરાજાને તો પ્રભુનો સાક્ષાત્કાર થઇ ચૂકયો હતો. તેમની બુદ્ધિ નિર્મળ બની ગઇ હતી; એટલે એમણે તો નિશ્ચયજ કર્યો હતો કે, પ્રભુથી વિરૂદ્ધ કહેનાર ગુરુ–શુક્રાચાર્ય ગમે તેવો ઉપદેશ કરે; પણ તે માન્ય થાય તેમ નથી; છતાં શુક્રાચાર્યે તો પોતાનો ઉપદેશ ચાલુજ રાખ્યો.

મીઠી વાણી મધ ન સમજ એ અંદર છે ઝેરી,
સુરનો સાથી એજ સ્વાભાવિક અસુરોનો વેરી;
ટુંક પગો જોઇ ટુંક સમજનો જોજે તું થાતો,
ત્રણ ડગ તો ત્રણ લોકથી વધશે રખે ભૂલી જાતો.
એક પદે ભૂ બીજે નભ ને ત્રીજું બાકી રહેશે,
તું સર્વસ્વ દઇશ તોપણ શિર કરજ બન્યું રહેશે;
પૃથ્વીથી બન્યા નૃપતિ તે પૃથ્વી કેમ દે છે,
ધર્મ કરે પણ ધાડ ઊઠશે એ કેમ વિસરે છે.

શુક્રાચાર્ય બલિને કહે છે કે, કદાચ તું વિચારતો હઇશ કે મારાથી અસત્ય કેમ બોલાય? પ્રતિજ્ઞા ભ્રષ્ટ કેમ થવાય? તેથી તો ઘોર પાપ લાગે, પણ આ તારી વિચારણા યોગ્ય નથી. સામાન્ય ધર્મ તો એમજ કહે છે:—

स्त्रीषु नर्मविवाहेषु वृत्त्यर्थे प्राणसंकटे ।
गोब्राह्मणार्थे हिंसायां नानृतं स्याज्जुगुप्सितम् ।

'સ્ત્રીઓ પાસે, મશ્કરીમાં, વિવાહપ્રસંગે, આજીવિકા માટે, પ્રાણસંકટ પ્રસંગે, ગાયો તથા બ્રાહ્મણો માટે અને હિંસા થતી હોય તે અટકાવવા માટે અસત્ય ભાષણ પણ નિંદ્ય ગણાતું નથી.' જો કે તેવા પ્રસંગે અસત્ય બોલવું તે ઉત્તમ છે, એમ તો એ સામાન્ય ધર્મ પણ નથી કહેતો, છતાં આજીવિકા માટે અસત્ય બોલવામાં શાસ્ત્રની મનાઈ નથી. અસુરના ગુરુ હોય તે તો અસુર માટે એવીજ શાસ્ત્રીય કલમ શોધી કાઢે ને? શુક્રાચાર્યે ફરી આગળ ચલાવ્યું:—

કાલ ઠગાયો અમૃત માટે તોપણ કેમ ભૂલે,
ફાડી નાખશે પવન ભરે તેમ ફોકટ શીદ ફુલે.
ગજા ઉપરવટ દાન ન કરવું એજ ખરી નીતિ,

પાણી પહેલી પાળ બાંધવી એજ ખરી રીતિ.
દીપ પકડીને કૂપ બતાવું છું તેમાં પડ મા,
ઘણો વીમાસીશ નૃપ બનીને તું વૃથા હઠે ચઢ મા.
તારૂં જાય ખમાય કદી પણ શત્રુને દેશે,
એ સંખાશે નહિ પછી દુઃખ સદા બન્યું રહેશે.
થયો ભીખારી તને ભીખારી કરવાને સારૂ,
એ ખોટો છે પણ તું સાચો થઈશ માન મારૂં.
ચેત ચેત છે વખત હજી પણ મંગાવ મા ઝારી,
મેં તો મારો ધર્મ બજાવ્યો ખરી ખુશી તારી.

શુક્રાચાર્યનાં એ વચનોનું શ્રીવામન ભગવાને ખંડન ન કર્યું. તેમણે જોયું કે જે સત્ય હતું તે જણાઈ ગયું છે તે પણ ઠીક થયું છે. હવે 'આ તો ભૂલ થઇ ગઈ, સમજફેર થઇ' વગેરે વાંધો નહિ રહે. પોતાના પરથી ઠગાઇ કરવાનો આરોપ પોતાની મેળેજ દૂર થઈ ગયો. વળી તેમને ખાત્રી હતી કે બલિરાજા તો ચેતીજ ગયો છે ને પોતાનું સત્ય કલ્યાણ સમજી ગયો છે, એ પણ નિશ્ચય જણાતું હતું. પછી તોઃ—

દોહરો

બલિ ! ખરેખર તું બલી, નબળી ન કરી વાત;
સત્ય થકી ન ચળી વધો, સહ અંજલિ સાથ.

૫૬

રાગ—કાલીગડો.

થવા કાળ થશેજ ગુરુજી વૃથા ફિકર શીદ રાખો,
જવાનું છે તો જશે ગુરુજી નિશ્ચય છે મુજ પાકો. ટેક.
ગણું વિચારી તે અનુસારે દાન દેવું એ સારૂં,
પણ હું થઇ પ્રહ્‌લાદ તણો સુત વચન લોપું કેમ મારૂં. ગુરુજી૦
ધન કરતાં ધર્મ છે વધારે તન કરતાં યશ વધતો,
યશ ને ધર્મ રહે તો બસ છે, ભલે ગમે તેમ હું થતો. ગુરુજી૦
સત્પુરુષો સંપાદન કરતા સર્વ બીજાને માટે,
(અને આ પ્રભુ પોતાને માટે ક્યાં માગે છે ?)
અમર થવું સહેલું નથી સ્વામી યશ તો છે શિર સાટે. ગુરુજી૦
જેને સારૂં યજ્ઞ-યાગ આ સહુ સત્કર્મો કરીએ,
તે પોતેજ માગી લે ત્યારે પાછો પગ શીદ ધરીએ. ગુરુજી૦

કૃપા કરી બ્હાનું પોતે લે જાત જવાનું નક્કી,
લઢી પડાવી લેત પલકમાં એથી જિતે નક્કી. ગુરુજી૦
(દાદાનો દાખલો યાદ છે ને?)
તોપણ અંતે દયાજ કરશે, છળ ન છેવટ દેશે. ગુરુજી૦
માટે દેવું તે દેવું છે, રે ઝટ લાવો ઝારી;
આવ વામન તું આગળ, જણાવ કૃતિ એ ત્હારી. ગુરુજી૦

## ઢાંડી

કહ્યું ગુરુનું ન શિષ્યે કર્યું માન,
દીધો શાપ તેથી માની અપમાન;
લોપી આજ્ઞા તેં ધારી મનમાં ન,
'લક્ષ્મી નષ્ટ થશે તારી યજમાન.'

'ભુંડા ભુંડાનો ભાવ ભજવે' એ કહેવત પ્રમાણે શુક્રાચાર્યે છેવટ પોતાનું કંઇ ન ચાલ્યું ત્યારે 'शेषं कोपेन पूरयेत्'–એ ન્યાય પ્રમાણે ક્રોધ કરી શાપ દીધો. આ વિષે કોઈ પુરાણાંતરમાં આવી કથા છેઃ–'ઝારી લઈ બલિરાજા દાન દેવા તૈયાર થયા ને સંકલ્પ માટે ઝારીમાંથી હાથમાં જળ લેવા માંડયું ત્યારે શુક્રાચાર્યે યોગસામર્થ્યથી પોતાનું સૂક્ષ્મ સ્વરૂપ કરીને ઝારીમાં પેસી જઇ જળને રોકી રાખી તેના નાળચામાંથી એક આંખે જોવા માંડયું; એટલે આ નાળચામાં કંઈક ભરાઇ રહ્યું હશે, તેથી જળ નીકળી શકતું નથી, એમ માનીને બહારથી દર્ભની સળી નાળચામાં નાખી જેથી શુક્રાચાર્યની એક આંખ ફૂટી ગઇ.' આ ઉપરથીજ લોકમાં કહેવત શરૂ થઇ કે:—

હવે કોઈ ઓર લેવે કોઈ, બીચમેં શુક્રને દૃષ્ટિ ખોઇ.

## શાર્દૂલવિક્રીડિત છંદ

એથી એ ન જરી ડરી હૃદયમાં, મંગાવી ઝારી વળી;
લાવી તે કર ધારી પ્યારી સગુણી, રાણી શ્રી વિંધ્યાવળી.
આપ ભૂ પ્રભુ પાદ તીર્થ લઇને, ધાર્યું શિરે જે પળે;
દેવે એ કૃતિ દેખી શેખી તજીને, વાહ વાહ! વદ્યા તે સ્થળે.

એજ સમયે પ્રભુનું શરીર અત્યંત વધી ગયું. તે પરમાત્માના શરીરસંબંધે જોનારને વિચાર થયા વિના ન

રહ્યો કે, આ શરીર તે કઇ જાતનું? અને કેવડું?

ગઝલ

એક ખુબ સુરત-એ ઢાળ.

લેતાંજ હાથમાંહે કે ઉદક શ્રીપતિ વધ્યા;
સુર ઉર સંશય અસુર ઉરે ભય વધ્યો તદા.
ભક્તો નિમિત્ત ભીખ માગીને ખુશી થયા,
શું હર્ષથીજ પલકમાં પ્રભુ ફૂલી ગયા.

પરંતુ તે કેવડા વધ્યા? કેવા વધ્યા? આખા જગતને ક્યાંય પણ લગાર આંચ ન આવી અને ભગવાનનું સ્વરૂપ તો વધ્યેજ ગયું. સર્વ સ્થાવર જંગમ જગત એ વિરાટ સ્વરૂપમાં દેખાવા લાગ્યું, કંઇપણ તે સ્વરૂપની બહાર નહિજ. જેમ અર્જુનને દિવ્ય દૃષ્ટિ થતાં:—

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥

'દેવના દેવ તે ભગવાનના શરીરમાં તે વેળા અર્જુને, અનેક પ્રકારે વિભાગવાળું સમગ્ર જગત, એકજ સ્થળે રહેલું જોયું.' તેજ પ્રમાણે બલિ વગેરેએ તે વખતે શું જોયું?

વધ્યો શ્રીપાદ વ્યાપતો પાતાળમાં ગયો,
છવાઇ પૂરો થયો ન સ્તંભીને રહ્યો;
વધ્યો શ્રીપાદ અંગ એ રીતે વધ્યે ગયું,
તમામ નભે વ્યાપ્યું માંહી આવી સૌ રહ્યું.
ઉપાડી અન્ય પાદને ઉંચો કર્યો જદા,
પિતામહના સત્ય લોકમાં ગયો તદા;
બે પાદમાંજ ચૌદ લોક માપીને લીધું,
સ્વ અંગમાં શમાવીને સુરક્ષિત કીધું.

આ ઉપરથી વિચારી લેવાનું છે કે વામન ભગવાનનું તે શરીર અદિતિના પુત્રનું અંગ કેમ કહી શકાય? કેવું ને કેવડું તે? ખરેખર અચિંત્યજ. વામન ભગવાનના તે આ સ્વરૂપને નિઃસ્પૃહ તથા સર્વજ્ઞ બ્રહ્મવેત્તા શુકદેવજી પરીક્ષિત રાજા પાસે વર્ણવે છેઃ—

सत्त्रात्मनीदं भुवनं निरीक्ष्य सर्वेऽसुराः कश्मलमापुरंग ।

सुदर्शनं चक्रमसह्यतेजो धनुश्च शार्ङ्गं स्तनयित्नुघोषम् ॥
पर्जन्यघोषो जलजः पांचजन्यः कौमोदकी विष्णुगदा तरस्विनी
विद्याधरोऽसिः शतचंद्रयुक्तस्तूणोत्तमावक्षयसायकौ च ॥

હે રાજા ! સર્વાત્મા ભગવાન વિષે આ જગતને જોઇને સર્વ અસુરો મોહ પામ્યા; એટલામાં તો અસહ્ય તેજવાળું સુદર્શન ચક્ર, મેઘ જેવો શબ્દ કરતું શારંગ નામનું ધનુષ, મેઘ જેવા શબ્દવાળો પાંચજન્ય શંખ, વેગવાળી વિષ્ણુની કૌમોદકી ગદા, સો કુદડીઓવાળી વિદ્યાધર નામની તરવાર, અખૂટ બાણોથી ભરેલા બે ઉત્તમ ભાથા અને—

सुनंदमुख्या उपतस्थुरीशं पार्षदमुख्याः सह लोकपालैः ।

સુનંદ વગેરે મુખ્ય પાર્ષદો, લોકપાલો સાથે ભગવાનની પાસે આવીને હાજર થયા. અર્થાત્ એ રીતે તે વેળા પરમેશ્વરનું મૂળ સ્વરૂપજ ત્યાં પ્રકટ જોવામાં આવ્યું હતું. કેમકે, ભગવાનનાં તે મૂળ આયુધો જે સચેતન–સર્વજ્ઞ ને સમર્થ છે તે સ્વયમેવ ત્યાં જણાયાં હતાં અને વામન સ્વરૂપનાં મૌંજી–મેખલા, મૃગચર્મ વગેરે તો કયાંયે અદૃશ્ય થયાં હતાં. તે પણ શ્રીશુકદેવજી કહે છેઃ—

स्फुरत्किरीटांगदमीनकुंडलःश्रीवत्सरत्नोत्तममेखलाम्बरैः ।
मधुव्रतस्रग्वनमालया वृतो रराज राजन् भगवानुरुक्रमः ॥

હે રાજન્ ! ઝળહળતા મુકુટ, બાજુબંધ અને મકરાકાર કુંડળોને ધારણ કરતા ભગવાન ઉરુક્રમ, ભમરાઓથી ગણગણતી વનમાળા ધારણ કરી રહ્યા હતા અને શ્રીવત્સલાંછનથી, ઉત્તમ રત્નોની કટિમેખલાથી તથા પીતાંબરોથી શોભી રહ્યા હતા ! આવા આયુધો તથા અલંકારોથી યુક્ત તે વિષ્ણુસ્વરૂપ ત્યાં પ્રકટ થયું હતું. તેનું પ્રમાણ કેવડું હતું, તેનું વર્ણન કરતા શુકદેવજી કહે છેઃ—

क्षितिं पदैकेन बलेर्विचक्रमे नभः शरीरेण दिशश्च बाहुभिः ।
पदं द्वितीयं क्रमतस्त्रिविष्टपं न वै तृतीयाय तदीयमण्वपि ॥
उरुक्रमस्यांघ्रिरुपर्युपर्यथो महर्जनाभ्यां तपसः परंगतः ।

'ભગવાને એકજ પગલાથી તો બલિરાજાની પૃથ્વી

દબાવી દીધી; શરીરથી આકાશને તથા બાહુઓથી દિશાને પૂરી દીધી ને બીજા પગલાથી સ્વર્ગને દબાવી દીધું; પછી ત્રીજા પગલા માટે તો બલિરાજા પાસે તેનું પોતાનું કંઇ-પણ રહ્યું નહિ. કારણકે ઉરુક્રમ ભગવાનનો એકજ ચરણ ઉપર ઉપર મહર્લોક, જનલોક તથા તપલોકથી પણ આગળ પહોંચ્યો હતો.' આવા તે અનંત સ્વરૂપને ગીતા-જીમાં અર્જુને પણ પ્રત્યક્ષ જોઈ સ્વાનુભવથી આમ કહ્યું છેઃ—

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम्।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम्॥

'આપને મુકુટધારી, ગદાધારી, ચક્રધારી, તેજના રાશિ, સર્વ તરફ કાંતિમાન, દૃષ્ટિથી જોવા મુશ્કેલ અને ચોતરફ પ્રદીપ્ત અગ્નિ તથા સૂર્ય જેવા તેજસ્વી અને અમાપ જોઈ રહ્યો છું.' આ ઉપરથી વિચારી શકાય છે કે ભગવાનનું તે દિવ્ય શરીર પાંચભૌતિક કેમ હોઇ શકે? વળી આભૂષણમાં મુખ્ય કિરીટ અને આયુધોમાં મુખ્ય ગદા તથા ચક્રનું ધારણ દર્શાવીને સર્વ અલંકારો તથા આયુધોનું ધારણ પણ જણાવી દીધું છે અને તે પણ દિવ્યજ. ગીતામાં તે પણ વર્ણવે છેઃ—

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम्।
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम्॥

'એ સ્વરૂપ દિવ્ય માળાને તથા વસ્ત્રોને ધારણ કરી રહ્યું હતું; દિવ્યચંદનના વિલેપનવાળું હતું; સર્વ આશ્ચર્ય-મય પ્રકાશમાન, અનંત તથા સર્વવ્યાપક હતું.' આમ 'સર્વ પ્રકારે અદ્ભુત' એટલુંજ તે સ્વરૂપ માટે કહી શકાય. અર્જુન કહે છે આવું આ સ્વરૂપ હું પ્રત્યક્ષ જોઇ રહ્યો છું ને સાક્ષાત્ અનુભવું છું તેથી મારે માનવુંજ પડે છે કે મનુષ્ય જેવા જણાતા જે કૃષ્ણ મારો રથ હાંકનાર છે તેજ તમે—

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम्।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे॥

'પરમ જાણવા યોગ્ય અક્ષર બ્રહ્મ છો (જેને ઉપનિષદો પણ આશ્ચર્ય સાથે વર્ણવે છે અને રૂપ, રંગ, ઇન્દ્રિયો વગ-

રના કેવળ આત્મચૈતન્ય કહે છે તેજ તમે આવા રૂપ-રંગ, ઇન્દ્રિયોવાળા ? એટલે) તમેજ આ વિશ્વના પરમ આધારભૂત છો છતાં અવિનાશી અને નિર્વિકાર છો; તેમજ શાશ્વત-સનાતન હોઇ ધર્મના રક્ષક પણ તમેજ છો. મેં હવે માન્યું છે કે સનાતન પુરુષ તમેજ છો.' અર્થાત્ આટલા સમય સુધી માત્ર સાંભળ્યું હતું, પણ હવે તો સ્વાનુભવથી મેં જાણ્યું છે કે, સ્વેચ્છાથીજ સામાન્ય મનુષ્ય જેવડા બની મારો રથ હાંકી સારથિકર્મ કરનાર તમે લોક દૃષ્ટિએ ભલે દેખાઓ છો પણ વસ્તુતઃ તમે સાક્ષાત્ પરમેશ્વર છો, એમ મેં પ્રત્યક્ષ અનુભવ્યું છે.' આમ જેવા અર્જુને શ્રીકૃષ્ણને અનુભવ્યા તેજ પ્રમાણે બલિરાજાએ વામનજીને અનુભવ્યા. એક નાનકડું વામનસ્વરૂપ ક્ષણવારમાં ત્રિવિક્રમ બની ગયું. ત્રણ પગલામાં તો ત્રણે ભુવનને દબાવી દે તેવડું અને ચાહે તે કરવા સમર્થ થઇ ગયું. જેના બે ચરણમાં તો ચૌદ લોક સમાઇ ગયા એવું અદ્‌ભુત તે પરમાત્માનું સ્વરૂપ જોઇ બલિ વગેરે સર્વ અસુરો મૂઢ બની ગયા.

આ તો ઇશ્વરી સ્વરૂપની વાત કહી. હવે તેમનું માહાત્મ્ય જુઓ. અસુરોને તો મોહ થાય અને જગતના લોકોને તો ભ્રમ થાય પણ જગતના પિતામહ-દાદા અને વેદના વક્તા સાક્ષાત્ બ્રહ્મા તે સ્વરૂપને જોઈ શું માનવા લાગ્યા ? તેમને પણ એ સ્વરૂપ જોઇ કેવી અસર થઇ? તેમના લોકમાં આ સ્વરૂપ આખું તો માયજ ક્યાંથી ? માત્ર એક શ્રીપાદ પહોંચ્યો તે પરથી પણ શું થયું ? તે શ્રીમદ્‌ભાગવતમાં શુકદેવજી કહે છેઃ—

सत्यं समीक्ष्याब्जभवो नखेन्दुभिर्हतस्वधामद्युतिरावृतोऽभ्यगात्
मरीचिमिश्रा ऋषयो बृहद्व्रताः सनन्दनाद्या नरदेव योगिनः ॥

હે રાજા ! ભગવાનના ચરણને છેક સત્યલોકમાં આવેલો જોઇ બ્રહ્મા—કે જેમના લોકની કાંતિ ભગવાનના નખચંદ્રોથી નિસ્તેજ થઇ ગઈ હતી—અને જે પોતે પણ તે નખચંદ્રોથી વીંટાઈ ગયા હતા—તે બ્રહ્મા અને મરીચિ વગેરે મોટા વ્રત-

ધારી ઋષિઓ તથા સનંદન આદિ યોગીઓ પણ તે ચર-ણની પાસે જઈ પહોંચ્યા. આ રીતે આ જગતમાં જેમનાથી મોટો બીજો કોઇ જ્ઞાની નથી તે બ્રહ્મદેવ પણ ભગવાનના ચરણ પાસે આવીને—

अथांघ्रये प्रोन्नमिताय विष्णोरुपाहरत् पद्मभवोऽर्हणोदकम् ।
समर्च्य भक्त्याऽभ्यगृणाच्छुचिश्रवा यन्नाभिपंकेरुहसंभवःस्वयम्

છેક ત્યાંસુધી ઉંચે આવેલા વિષ્ણુ ભગવાનના ચરણને અર્ધ્યજળ અર્પણ કર્યું; ભક્તિથી પૂજા કરી અને જેમના નાભિકમળમાં પોતે ઉત્પન્ન થયા હતા એવા તે પવિત્ર કીર્તિ-વાળા બ્રહ્માએ પોતે તેની સ્તુતિ કરી. અર્થાત્ જગતકર્તા પોતાને પણ ઉત્પન્ન કરનાર પ્રભુના ચરણને તેઓ સર્વેએ જેમ સેવ્યો તેજ પ્રમાણે આપણે તેને સેવીએ, એજ અભિ-પ્રાયથી અહીં વારંવાર અમે ગાઇએ છીએઃ—

સેવો હ્રુપદ મદ ત્યાગીરે, હરિજન થઈ રહો સભાગી.

બ્રહ્માએ ભગવાનના તે ચરણનું પૂજન સત્યલોકમાં કર્યું હતું એ વાતની પ્રતીતિ હજી પણ થઇ શકે તેનો પૂરાવો. પૃથ્વી પર કાયમ રહ્યો છે અને તે શ્રીમદ્ભાગવતમાં આ પ્રમાણે જણાવ્યો છેઃ—

धातुः कमंडलुजलं तदुरुक्रमस्य पादावनेजनपवित्रतया नरेन्द्र ।
स्वर्धुन्यभून्नभसि सा पतती निमार्ष्टि लोकत्रयं भगवतो
विशदेव कीर्तिः ॥

'હે રાજા ! બ્રહ્માના કમંડલુનું જળ, જે ઉરુક્રમ ભગ-વાનનાં ચરણને ધોવાથી થયેલી પવિત્રતાથી આકાશમાં સ્વર્ગ-ગંગારૂપે બન્યું છે; અને તેજ ગંગા (આકાશમાંથી નીચે ઉતરીને) વહેતી ભગવાનની નિર્મળ કીર્તિની પેઠે ત્રણે લોકને પવિત્ર કરે છે.' આ ગંગાજી વિષ્ણુ ભગવાનનું ચરણોદકજ કહેવાય છે અને તે એજ કે બ્રહ્માએ તે વેળા ભગવાનના ચરણપૂજનમાં ઉપયોગ કરેલું પોતાના કમંડળનું જળ; ભગ-વાન શંકરે પણ તેજ આ ગંગાજળને અતિશય પવિત્ર ને પ્રિય ગણી પોતાના મસ્તક પર ધારણ કર્યું છે અને તેજ

ગંગાજળે ભગીરથના સાઠ હજાર પૂર્વજોનો ઉદ્ધાર કર્યો છે; તેજ આ ગંગાજળ વિષ્ણુના ચરણોદક તરીકે આજે પણ હિંદુસ્તાનની ચારે બાજુ વહી રહ્યું છે અને હજી પણ લોકો પોતાનાં મૃત્યુ પામેલાં સગાંસંબંધીઓનો ઉદ્ધાર કરવા માટે તેઓનાં અસ્થિ–અવશેષને એજ ગંગાજળમાં પધરાવે છે. સર્વ દેવો, ઋષિઓ તથા મનુષ્યોને સર્વ પ્રકારે માન્ય ગણાતું તે આ ગંગાજળ સર્વ દેશમાં સર્વ કાળે સર્વની સમક્ષ તે આ પુરાણી કથાની સાબીતીરૂપે અદ્યાપિ વિદ્યમાન છે, આથી વિશેષ પૂરાવો સુજ્ઞજનને શો મળી શકે? જેઓ અજ્ઞાની તથા આસુરી બુદ્ધિના હોય છે તેઓ તો તે વેળા પ્રત્યક્ષ ભગવાનને પણ મારવા ઉઠેલા અસુરોની પેઠે અસુરોજ રહેવાના. વામન ભગવાનના એ સ્વરૂપને વૃદ્ધિ પામેલું જોઇ અસુરો તો તેમને મારી નાખવા સજ્જ થઇ ગયા; જેમકેઃ—

લાવણી

આ દેખી અસુરો ક્રોધ કરીને ધાયા,
પણ પ્રભુ પાર્ષદનાં શસ્ત્રે સંધાયા.
બલિ વદ્યા લડો મા ભાઈ બની રઘવાયા,
પાતાળે પેસી જાઓ હાલ થઈ ડાહ્યા.

દુહો

થાકી પાકી સાંખીને અસુર ગયા પાતાળ,
કર્યો પછીથી કેશવે કેવો બલિથી તાલ !

પદ

'હે દેવા કેમ કરીને હું છુટું' એ રાગ.

હરિ બોલ્યા પૂરો કોલ કરી તોલ,
બલિ કેમ કાંઇ ન ભાખો રે. ટેક.
મારા બેજ પદ માંહી ગયાં ત્રિલોક સમાઇ,
ત્રીજો બાકી રહ્યો ભાઈ હજી આખો. બલિ૦
કહ્યું તમે તો વધારે, જોઇએ ચહ્યું તેજ મ્હારે;
માત્ર ભૂમિ ગ્રહું લઉં નહિ લાખો. બલિ૦

માલિની

બલિ નવ કંઇ બોલ્યા કે સ્મરી પક્ષી સ્વામી,

પ્રબળ વરુણપાશે બાંધી લીધા સુનામી;
પછી હરિ ઉચર્યો કે પૂર્ણ આપીશ જ્યારે,
કરીશ અસુર મુક્તિ બંધથી તેણી વારે.

દુહો

બલિ બાંધ્યો ન ભલી કરી, શોચે સુર ઋષિ સાથ;
શું ક્યાંથી દેશે, વધો, ત્યાં તો તે ભલી ભાત.

પદ કલ્યાણ

'ઈંદ્ર આવ્યા સુર સાથ' એ રાગ.

પ્રભુ સ્વામી સ્વતંત્ર ચાહે તેજ કરે.
નહિ વહેમ ધરો બોલી નથી ફર્યો,
ઋણી ખરે ખરો. ટેક.
કહ્યું ત્રણ પગલાં ભૂમિ આપવા જ્યારે,
ન'તાં પગલાં આવડાં પ્રભુજી ત્યારે;
આપવું મ્હારે છે વિના વારે, હાં હાં હાં હાં. પ્રભુ૦
બાકી તો છે પદ એકજ ભૂમિ દેવી,
દેહ મ્હારી પૃથ્વીથી બની છે તેવી;
સ્વીકારી લેવી-વિનતિ છે એવી, હાં હાં હાં હાં. પ્રભુ૦
તમે બાંધ્યો તેથી ન લેશ શરમાઉં,
આત્મ સુધાં તન અર્પી કૃતારથ થાઉં;
પાદ શિર સાહું નિત છુટી જાઉં, હાં હાં હાં હાં. પ્રભુ૦
બધું લીધું તે મોહ તોડવા સારૂ,
કીધું બંધન તે સદા છોડવા સારૂ;
વાહ શા સારૂ, કરો ઝટ સારૂં, હાં હાં હાં હાં. પ્રભુ૦

બલિરાજાએ પોતાના યજ્ઞમાં સર્વ દેવોનું આવાહન કર્યું હતું તેથી ત્યાં સર્વ દેવો પ્રત્યક્ષ થયા હતા. આ સંબંધે ભાગવતમાં શુકદેવજી કહે છેઃ—

ब्रह्मादयो लोकनाथाः स्वनाथाय समाहृताः ।
सानुगा बलिमाजह्रुः संक्षिप्तात्मविभूतये ॥
तोयैः समर्हणैः स्रग्भिर्दिव्यगंधानुलेपनैः ।
धूपैर्दीपैः सुराभिर्लाजाक्षतफलाङ्कुरैः ॥

'તે વેળા પોતાના અનુચરો સહિત બ્રહ્માદિ લોકપા-

લોએ પણ ઘણાજ આદરપૂર્વક પોતાના નાથ–શ્રી વામન ભગવાનને બલિદાનો અર્પણ કર્યાં હતાં; એટલે તે પ્રભુએ પોતાની વિભૂતિ સમેટી લીધી છે—પોતાનું વામન સ્વરૂપ સ્વીકારી લીધું હતું. પછી સ્નાનાદિનાં જળ, અર્ઘ્યજળ, પુષ્પોની માળાઓ, દિવ્ય ચંદનનાં વિલેપનો, સુગંધી ધૂપ, દીવા, શાળની ધાણી, અક્ષત, ફળ ને જવારાઓથી તેઓએ ભગવાનની પૂજા કરી હતી.' આવી રીતની ભગવાનની આત્મવિભૂતિ છે; એજ તેમનું સ્વરૂપ અને તેજ એમનું રૂપ; જેમાં હજી કેવડા થવાની શક્તિ છે, તે કહી શકાય નહિ. કારણકે બલિરાજાની સમક્ષ તો માત્ર બ્રહ્માંડનીજ માપણી કરવાની જરૂર હતી, પણ એવાં તો કરોડો બ્રહ્માંડોને એમણે માપી લીધાં છે–તેમના એક એક રોમમાં કરોડો બ્રહ્માંડો સમાઇને રહ્યાં છે, એમ શાસ્ત્ર કહે છે. આવા તે પ્રભુને બ્રહ્માદિ દેવો પણ સેવે છે. બલિરાજાએ પણ છેવટે તેજ પ્રભુની સેવા સ્વીકારી હતી. નવાણું યજ્ઞો કરીને બલિરાજાએ જે બુદ્ધિ સંપાદન કરી હતી અને તે યજ્ઞરૂપ સત્કર્મનું તેને જે ફળ મળ્યું હતું તેજ અમે અહીં કહીએ છીએઃ—

તન ધન સહ આત્મા અર્પણ કરી લ્યો સેવન સુખ માગી રે,
હરિજન થઇ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગી રે.

બલિરાજાને આ વસ્તુ પાછળથી બરાબર સમજાઇ હતી કે 'હું મોટો ઇશ્વર છું, મહા દાની છું'' આવો મદ રાખી મદાંધ બનીને આજ દિવસ સુધી મેં મોટી ભૂલ કરી હતી; અને એજ પોતાની ભૂલ કબૂલ કરતા બલિરાજા શ્રીમદ્ ભાગવતમાં ભગવાન પ્રત્યે સ્વમુખે કહે છેઃ—

त्वं नूनमसुराणां नः पारोक्ष्यः परमो गुरुः ।
यो नोऽनेकमदांधानां विभ्रंशं चक्षुरादिशत् ॥

'ખરેખર, આપ અમો અસુરોના પરોક્ષમાં રહેનારા (શત્રુના બહાને) શ્રેષ્ઠ ગુરુજ છો; જે આપ, અનેક જાતના મદોવડે આંધળા બનેલા અમને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરવા રૂપ

જ્ઞાનદષ્ટિ આપો છો.' અને તેજ કારણથી 'तेनाहं निगृहीतोऽस्मि भवता भूरिकर्मणा।-આવાં અનેક (દિવ્ય) કર્મો કરનારા આપે મને કેદ પકડ્યો છે'

એ પ્રમાણે બલિરાજાને ઘણા મોટા જોખમે, એટલા બધા મોટા પરિશ્રમે અને એટલાં ઘણાં સત્કર્મોથી જે લાભ કે ફળ મળ્યું હતું તેજ જો આપણે જો તુરત મેળવી લેવા માગતા હોઇએ તોઃ—

તન ધન સહુ આત્મા કરી અર્પણ,
લ્યો સેવન સુખ માગીરે [કારણ કેઃ—]

### દુહો

કથા સુણીને પૌત્રની, ત્યાં આવ્યા પ્રહ્લાદ,
બોલ્યા પ્રેમે પ્રણમીને પ્રાણપતિના પાદ.

### સાખી

સુરપતિપદ પ્રભુ ! આપે આપ્યું આપે તે ફરી લીધું,
મોહકારી કર્યું એ નવ રાખ્યું કૃપારૂપ એ કીધું.
જ્ઞાની મુનિ જેથી મોહે ત્યાં અસુરતણી શી વાત,
અખિલ લોકસ્વામી નારાયણ, કૃપા કરો જગતાત.

### દુહો

સંકટ સમજી સ્વામીનું, વિંધ્યાવલી પ્રવીણ;
આવી પ્રભુ પદમાં પડી, સ્તુતિ વદી બની દીન.

### પદ ભૈરવી

'જ્યાને કહે હું સભામાંહે આવું' એ દેશી.

પ્યારા પ્રભુ મુજ પતિને છોડો, કર છોડોરે નહિ કર છોડો.
હતું તમારૂં તે તો સમર્પ્યું, રહી નવ ખોડો હવે ન વખોડો.
બંધનમાં સુખ હોય તો છો રહ્યું, નહિતર છોડો
નહિ તરછોડો. પ્યારા૦

### ગીતિ

બ્રહ્માએ પણ આવી, કરી શીપારસ બલિની મન ભાવી;
વધા દયા દરશાવી, હરિ અજભણી કૃપા નિયમ નભાવી.

## ૫૬

'નારાયણ નરસિંહ નરોત્તમ' એ દેશી

મંદમતિ મુજ કૃતિ નવ સમજે, હું છઉં સહુ હિતકારી રે;
કળે બળે પણ એજ કરવું, એ રીતિ છે મારી રે. ટેક.
પૂર્વ કર્મ અનુસાર જીવ તો લીધા જાય અવતાર રે;
આપોપી ન કરૂં કરુણા તો, ક્યાંથી ઉતરે પાર રે. મં૦
કુળ ધન વિદ્યાના મદ વિધવિધ, ભાન એજ ભૂલાવે રે;
તે હું હરૂં એમ ચહીને કે, જીવ ઠેકાણે આવે રે. મં૦
દુઃખ પડે તેમ મને વધુ વળગે, તેજ સભાગી સાચા રે;
દુઃખ જોતાંજ મને મૂકી દે, તેને ગણવા કાચા રે. મં૦
ભક્ત છતાં પણ ચહે જગતસુખ, તેનો તે મોહ જાવા રે;
એ સુખનેજ કરૂં છું અળગાં, મનેજ કેવળ ચહાવા રે. મં૦
બલિ રાજા મમ પ્રિય મહાદુઃખમાં, જરીયે નવ ગભરાયો રે;
બહુ ગયું બંધાયો તોપણ, મનેજ મનથી ચાહ્યો રે. મં૦
હદ આવી રહી એના દુઃખની, હવે અચળ સુખ થાશે રે;
આ મન્વંતર પૂર્ણ થતાં એ ઇન્દ્રરાય કહેવાશે રે. મં૦

એક ઇન્દ્રનો અમલ ચાલતો હોય ત્યારે બીજો ઇંદ્ર થઇ શકે નહિ; એટલે ઇંદ્રનું સ્થાન જ્યારે ખાલી પડશે ત્યારે પ્રભુકૃપાથી બલિરાજાજ ઇંદ્ર થશે. કેમકે તેણે સો યજ્ઞ કરીને ઇંદ્ર થવાની યોગ્યતા તો મેળવી ચૂકી છે પણ ફળ તો ઇશ્વરાધીનજ છે ને? માટેજ 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। તારે કર્મ કરવાનોજ અધિકાર છે, ફળ તરફ કદી ન જો' એમ ગીતામાં શ્રીકૃષ્ણ પ્રભુ, અર્જુનને ઉપદેશ કરે છે. આજ ઉપદેશ પ્રમાણે:—

ત્યાંસુધી પાતાળે રહેશે, ભોગવશે સહુ ભોગ રે,
કદી કોઈ રીતે ફરી દુઃખનો, થશે નહિ સંજોગ રે. મં૦
હું શું જિતું સુજને જીત્યો, હવે ન કોઇથી હારે રે;
મારે એને દ્વાર વસી નિત, રક્ષણ કરવું મારે રે. મં૦

આજ વચન—આજ કોલ ભગવાન સ્વમુખે ભાગવતમાં બલિરાજા પ્રત્યે વદે છેઃ—

रक्षिष्ये सर्वतोऽहं त्वां सानुगं सपरिच्छदम्।

सदा संनिहितं वीर तत्र मां द्रक्ष्यते भवान् ॥

'હે વીર બલિરાજા ! અનુચરો ને પરિવાર સહિત તારી હું સર્વ તરફથી રક્ષા કરીશ અને ત્યાં પાતાલમાં સર્વદા પોતાની સમીપજ રહેલો તું મને જોઇશ' ત્રણે જગતમાં બલિરાજાનું તે વેળા કંઇ રહ્યું ન હતું, તેણે તો પોતાનું સર્વસ્વ શ્રીહરિના ચરણે અર્પી દીધું હતું; એટલે સર્વ કંઈ શ્રીહરિનું થઇ ચૂક્યું જેથી એની રક્ષા એમણે કરવી જોઇએને ? બસ આનું નામજ આત્મસમર્પણ. આવા આત્માર્પણમાં ખરી મજા છે. માટેજ અમે કહીએ છીએઃ—

તન ધન સહ આત્મા અર્પણ કરી, લ્યો સેવન સુખ માગીરે.

મંદાક્રાંતા

એવું બોલ્યા પ્રિય જગપતિ કે બંધનો સર્વ તૂટયાં,
હર્ષાશ્રુઓ બલિ ગુણીજનના નેત્રમાંથી વછૂટયાં;
પુષ્પો વેર્યાં જય જય રવ ને દુંદુભિ ગાજી ઉઠયાં,
શ્રી સ્વામીના ગુણ ગણ ગણતાં વર્ષનાં વર્ષ ખૂટયાં.

૫૬

રાગ પરજ 'મગ ચલત' એ દેશી.

જય શ્રીવામન ઉપકારી, દુઃખહારી, સુખકારી, ભારી;
વારી વારી બલિહારી. જય શ્રી વામન૦
પૂર્ણ કર્યા અદિતિના મનોરથ, કળને બળ જણવી ભારી. જ૦
પદસ્પર્શે ત્રિભુવન કર્યું પાવન, કૃપા સહિત રાખી જારી. જ૦
સુરઅસુરો સુખી કર્યા બેઉને, વહેંચણ કરી આપી ન્યારી. જ૦
યજ્ઞ કરાવ્યો સોમો પૂરો, રક્ષક બન્યા છડી ધારી. જ૦
સુરને સ્વર્ગ અપાવ્યું સ્નેહે, વસ્યા ઉપેન્દ્રરૂપ ધારી. જ૦

એકરૂપે દેવલોકમાં ને બીજારૂપે અસુર લોકમાં બીરાજ્યા—ત્યાં અદિતિપુત્ર કયા સમજવા ? હવે નથી વામન-આકાર કે નથી ત્રિવિક્રમ-આકાર ? એ રૂપ તો અત્યંત અદ્ભુત ને અલગજ દેખાયાં હતાં. આ બન્ને સ્વરૂપ ચતુર્ભુજ, શંખ-ચક્રગદાધારી ને આશ્ચર્યજનકજ છે. આવું આ પરમાત્માનું શરીર છે પણ તે શાસ્ત્રથી સાંભળેલ છે; તેથી તે શાસ્ત્ર કરનાર ને એકરૂપ ધરનારનેજ હું કહું છે કેઃ—

બહુ સંતોષ્યા પણ અનુસ્વામી બાકી રહી મારી વારી. જય૦

તે માટે જે ઉપાય છે તે સર્વને ઉદ્દેશી હું કહું છું અને મારે પણ તેજ કરવાનો છે. એ ઉપાય સૌથી સારો મને જણાયો છે તેથીજ બીજાને બતાવ્યો છે, જે આ રહ્યો:–

હરિજન થઈ રહો સભાગી, સેવો હુંપદ મદ ત્યાગી રે;
તન ધન સહ આત્મા કરી અર્પણ, લ્યો સેવન સુખ માગીરે;
હરિજન થઈ રહો સભાગી.

શ્રીહરિના સ્વરૂપ વિષે તેમણે પોતે જેટલું કહેવરાવ્યું તેટલું અહીં કહ્યું છે; કારણકે જેના ઉપરથી આ આખ્યાન લખવામાં આવ્યું છે તે શ્રીમદ્ ભાગવતમાં પણ શુકદેવજી આમજ કહે છે કે:—

पारं महिम्न उरुविक्रमतो गृणानो
यः पार्थिवानि विममे स रजांसि मर्त्यः ।
किंजायमान उत जात उपैति मर्त्य
इत्याह मंत्रदृगृपिः पुरुपस्य यस्य ॥

જે મનુષ્ય અનેક જાતનાં પરાક્રમો કરનારા વિષ્ણુ ભગવાનના મહિમાને કહી શકે છે તે, પૃથ્વીના રજકણોને માપી શકે છે અર્થાત્ પૃથ્વીના પરમાણુઓની ગણના જેમ અશક્ય છે તેમ વિષ્ણુ ભગવાનના ગુણોની ગણના પણ અશક્યજ છે. મંત્રદ્રષ્ટા વસિષ્ઠ ઋષિ કહે છે કે, 'આ જગતમાં જન્મ પામતો કે જન્મેલો મનુષ્ય શું પરમેશ્વરના મહિમાના પારને પામે છે? નહિજ.' એ વાત તદ્દન અશક્ય છે. अस्तु. शांतिः शांतिः शांतिः । ॐ तत्सत् ।



# श्री मार्कण्डेय-आख्यान

(શ્રીમહાભારત તથા શ્રીમદ્ ભાગવત ઉપરથી)

## પૂર્વરંગ

### પદ

રાગ કલ્યાણ.

સત્ સ્વામી શ્રીહરિ, બ્રહ્માથી સ્તંબ જીવ વશ છે;
માયા શક્તિ વડી, એ સત્ સ્વામી શ્રીહરિ. નમું સત૦
કાળના કાળ પણ એ છે, એ ચહે તેવુંજ બને છે;
અંત સાર અનંત એ છે, ગમ શાસ્રોથી પડી એ. નમું૦

ખરૂં તો 'સત્'જ છે. જ્યારે આ દૃશ્યમાન કંઇ ન હતું ત્યારે પણ એ હતું અને હાલમાં પણ તે તો છેજ. વળી જ્યારે આ દૃશ્યમાન કંઇ નહિ રહે ત્યારે પણ તે તો રહેશેજ. તે આ 'સત્' કોણ? આ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છેઃ–'સ્વામી'–માલીક–પરમેશ્વર–પરબ્રહ્મ જે કહો તે. તેનું કંઇ નામ છે? હા, 'શ્રીહરિ'. આ શ્રીહરિ તેજ સત્ સ્વામી છે. કોના સ્વામી? આના ઉત્તરમાં કહેવામાં આવ્યું છેઃ–'બ્રહ્માથી સ્તંબ જીવ વશ છે' બ્રહ્માંડમા સૌનાથી મોટા બ્રહ્મા છે અને સૌનાથી નાનો જીવ તે સ્તંબ કહેવાય છે. તે સર્વના સ્વામી શ્રીહરિ છે; અને તે એવો સ્વામી નહિ કે જેને કોઇ ગાંઠે નહિ અથવા જેની સામે કોઈ બંડ જગાવી શકે! એ સ્વામી તો મહાપ્રબળ છે. તેની સામે કોઇ પણ સું–ચાં કરી શકે નહિ કે બંડ જગાવી શકે નહિ. સર્વ કંઈ તેમના વશમાં છે. આ રીતે સર્વને તે વશ રાખે છે તે શાથી? એવો જો પ્રશ્ન થાય તો તેના ઉત્તરમાં કહ્યું છે કે 'માયા-

શક્તિ વડી'—એમની માયા નામની શક્તિ અતિશય મોટી છે-મહાપ્રબળ છે. તે શક્તિથી તેમણે સર્વને બાંધી લીધાં છે, એટલે તેમની ઇચ્છાવિરુદ્ધ કોઇ પણ લેશ માત્ર વર્તી શકતું નથી; તે માટેજ કહ્યું કે 'એ સત્ સ્વામી શ્રીહરિ.'

જો કે માયા નામની તે ઈશ્વરની શક્તિ કાળ પ્રમાણે સર્વને બાંધે છે; કારણકે દરેક વસ્તુ કાળે કરી બંધાય છે કે મુક્ત થાય છે. બ્રહ્મા, ત્રણુસો વર્ષો પૂરાં થયે મુક્ત થાય છે, એમ કહેવાય છે. આ ઉપરથી માયાનું બંધન કાળને આધીન છે, એ વાત ખરી છે પણ તે કાળ કોના વશમાં છે? આના ઉત્તરમાંજ કહ્યું છેઃ-'કાળના કાળ પણ એ છે.' કાળ આવ્યો કયાંથી? કાળને કોણે ઠરાવ્યો? 'સો વર્ષનું આયુષ' આવી કાળમર્યાદા કોણે મુકરર કરી? કાળ કોનાથી બંધાયો? એટલે વસ્તુતઃ એજ છે કે કાળ તે શ્રીહરિની ઇચ્છાશક્તિ છે અને માયા તે એમની ક્રિયાશક્તિ છે. માટેજ હરકોઇ જીવનું કે માયા અથવા કાળનું પણ 'એ ચહે તેવુંજ બને છે.' અર્થાત્ સર્વ કંઈ તેમની ઇચ્છાને આધીન છે. તેમની ઇચ્છામાં આવે તોજ કાળ કંઇ કરી શકે છે અથવા માયાનું સામર્થ્ય ચાલી શકે છે. 'કાળ કરે છે' એમ કહો, અથવા 'માયા કરે છે' એમ કહો કે 'જીવ કરે છે' એમ કહો-ગમે તેને પણ મોટાઇ કે કર્તૃત્વ આપો; પણ તે શાસિત કર્તૃત્વજ ગણાય છે; પરમાર્થદૃષ્ટિએ તો બ્રહ્માથી સ્તંબ પર્યંત મોટાં-નાનાં સર્વ કોઇ જે કંઇ કરી શકે છે તે એ મહાન પ્રભુની ઇચ્છાને લીધેજ. આ બધાંનું અસ્તિત્વ પણ એમની મરજીથીજ છે, માટેજ અહીં કહેવાયું છે-'અંત સાર અનંત એ છે.' આવડી આ મોટી વાતની-બ્રહ્મા સુધ્ધાંની તમને અલ્પ પ્રાણીને કયાંથી ખબર પડી? આમ કોઇ પૂછે તો તે માટેજ અમે અહીં ગાયું છેઃ-'ગમ શાસ્ત્રોથી પડી' અને તે એજ કેઃ—

સત્ સ્વામી શ્રીહરિ, એ સત્ સ્વામી શ્રી હરિ

જે દ્વારા આ જ્ઞાન અમે મેળવ્યું તે શાસ્ત્રોમાં પ્રથમ

તો વેદજ છે અને તેમાં પણ વેદાંત. આ વેદાંત શાસ્ત્ર એજ કહે છેઃ—सदेव सौम्येदमग्र आसीत्–હે સૌમ્ય! આ 'સત્'જ પ્રથમ હતું; અને તેજ 'આદેશ' કે પ્રશાસિતા એટલે સ્વામી હતું, છે ને હશે. આ 'સત્' નું નામ પણ તે વેદ-વેદાંત શાસ્ત્રના આરંભમાંજ સર્વત્ર સૂચવાય છે–'हरिः ॐ.' આ નામોચ્ચાર પછી તે શાસ્ત્રનું પઠનપાઠન થતું જોવામાં આવે ને અને તે વેદ, વેદાંત, મહાભારત તથા પુરાણોના મુખ્યાચાર્ય ભગવાન વેદવ્યાસ પણ એજ સાર કહે છેઃ—

वेदे रामायणे चैव पुराणे भारते तथा।
आदौ मध्ये तथा चांते हरिः सर्वत्र गीयते॥

વેદ, રામાયણ, પુરાણ તથા ભારતમાં આદિ, મધ્ય ને અંતે સર્વત્ર શ્રીહરિનુંજ ગાન કરવામાં આવે છે; માટે અમે અહીં ગાઇએ છીએઃ—'સત્ સ્વામી શ્રીહરિ.'

જો કે તે તે શાસ્ત્રોમાં બીજાઓનું પણ ગાન કરવામાં આવે છે, અનેક દેવો-ઋષિઓ વગેરેનાં પણ ગાન-વર્ણનો વગેરે મળે છે, માત્ર શ્રીહરિનુંજ ગાન કર્યું છે એમ નથી; પરંતુ સર્વ જીવોમાં સૌથી મોટા તો બ્રહ્માજ છે ને? તેમનાથી માંડીને સ્તંબ સુધીના સર્વ જીવો લ્યો, પણ 'બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે' એમ કયાં કહ્યું છે? તે પણ વેદ-વેદાંત શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે, જેમકે-'सर्वस्य वशी' પરમાત્મા સર્વને વશ રાખનાર છે. અને 'सर्वस्येशानः'–સર્વના ઈશ્વર છે-નિયંતા છે. અર્થાત્ બ્રહ્માથી માંડી સ્તંબ સુધીના સર્વ જીવોને તે પરમેશ્વરે માયાથી બાંધી રાખ્યા છે. આ જીવોમાં સૌથી મોટો તે બ્રહ્મા ને સૌથી નાનો તે 'સ્તંબ' એમ કહેવાય છે, બાકી જીવદૃષ્ટિએ તો સર્વ જીવો સરખાજ છે; અને સર્વને માયાનું બંધન વળગેલું છે. કદાચ કોઇ કહે કે બ્રહ્મા તો સર્વના કર્તા છે, તેમને માયા શી રીતે બાંધી શકે? આના ઉત્તરમાં કહેવાનું કે, બ્રહ્મા સૌના કર્તા છે, પણ તે બ્રહ્માના કર્તા કોણ? આ પ્રશ્ન શું નથી થતો? એ બ્રહ્માના પણ જે કર્તા છે તેજ શ્રીહરિ-પરમાત્મા

–પરમેશ્વર છે. તેમણે બ્રહ્માને માયાબંધનની બાંધીને ઉત્પન્ન કર્યા છે એટલુંજ નથી પણ તેમણે સુધ્ધાંએ કેવી રીતે વર્તવું ? તે સૂચવનાર પોતાની આજ્ઞારૂપ વેદો બ્રહ્માને અર્પણ કર્યા છે અને તે વેદરૂપી ઈશ્વરી આજ્ઞા પ્રમાણેજ બ્રહ્માને પણ વર્તવું પડે છે. આ વસ્તુ કયાં જણાવી છે ? તો વેદમાંજ–વેદાંત શાસ્ત્રમાંજ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં આ વાત જણાવી છે–'योब्रह्माणं विदधाति पुर्वे यो वै वेदाँश्च प्रहिणोति तस्मै ।–જે (પરમાત્મા) સૌની પહેલાં બ્રહ્માને ઉત્પન્ન કરે છે અને તેમને વેદો અર્પણ કરે છે.' આ વેદવાકયમાં 'જે' એવું સર્વનામ જેને લગાડવામાં આવ્યું છે તેજ 'સત્‌સ્વામી શ્રીહરિ.'

આ વિષે વિસ્તારથી બ્રહ્માએ પોતે નારદજી પાસે ખુલાસો કર્યો છે. શ્રીમદ્ ભાગવત દ્વિતીય સ્કંધના પાંચમાં અધ્યાયમાં નારદજી બ્રહ્માને પૂછે છે કેઃ—

नाहं वेद परं ह्यस्मिन् नापरं न समं विभो ।
नामरूपगुणैर्भाव्यं सदसत् किंचिदन्यतः ॥
स भवानचरद्‌घोरं यत् तपः सुसमाहितः ।
तेन खेदयसे नस्त्वं परां शंकां प्रयच्छसि ॥

હે વિભો ! આ જગતમાં જે કંઈ ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ છે અને તેમાં પણ મનુષ્ય વગેરે નામે કરીને બે પગાં વગેરે રૂપે કરીને તથા શ્વેત આદિ ગુણે કરીને જે કંઇ સાધ્ય છે; અને તેમાં પણ જે કંઇ સ્થૂલ તથા સૂક્ષ્મ છે તે સર્વ આપથીજ ઉત્પન્ન થાય છે, બીજા કોઈથી ઉત્પન્ન થતું નથી, એમ હું માનું છું. એ રીતે આપજ પરમેશ્વર છો છતાં આપે અત્યંત સમાધિનિષ્ઠ બનીને ઘોર તપ કર્યું, તેથી આપ અમને મોહ ઉપજાવો છો અને શંકા કરાવો છો કે, આપ વિના બીજો કોઇ પરમેશ્વર છે કે શું ? આ નારદપ્રશ્ન સાંભળીને બ્રહ્માએ ઉત્તર આપ્યો કે, ખરૂં છે કે તમે લોકો મને કર્તા દેખી સર્વના ઈશ્વર મનેજ માનો છો, પણ વસ્તુતઃ તેમ નથી. મારો પોતાનો પણ ખરો પરમેશ્વર તો બીજોજ છે. જુઓ, બ્રહ્માનાજ તે

આ શબ્દો શ્રીમદ્ ભાગવતમાં તે સ્થળે છે:–'सृजामि तन्नियुक्तोऽहं हरो हरति तद्वशः।–તે પરમેશ્વરની પ્રેરણાથી પ્રેરાઈને હું સૃષ્ટિરચના કરૂં છું અને શ્રી મહાદેવજી પણ તે પરમેશ્વરને વશ રહી સૃષ્ટિસંહાર કરે છે.' આ આશયને મનમાં રાખીને અમે અહીં ગાયું છે:–'બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે.' તે કોને વશ છે ? આ વાતનો સ્પષ્ટ ખુલાસો આ રહ્યો બ્રહ્માનાજ શબ્દોમાં:—

न भारती मेऽङ्ग मृषोपलक्ष्यते न वै क्वचिन्मे मनसो मृषा गतिः ।
न मे हृषीकाणि पतन्त्यसत्पथे यन्मे हृदौत्कण्ठ्यवता धृतो हरिः॥

હે નારદ ! ભક્તિના ઉભરાવાળા હૃદયથી મેં શ્રીહરિને ધારણ કર્યા છે–ધ્યાયા છે તેથી મારી વાણી અસત્ય થતી નથી, મારા મનના સંકલ્પો નિષ્ફળ થતા નથી અને મારી ઇન્દ્રિયો અવળે માર્ગે જતી નથી. બ્રહ્મા કહે છે કે મારા તપ અને ધ્યાનનો પ્રભાવ આવો સર્વોત્કૃષ્ટ કોને લીધે બન્યો છે ! શ્રીહરિને લીધેજ–શ્રીહરિનું શરણ મેં લીધું છે તેથીજ મારાં તપ અને ધ્યાન પ્રતાપી બન્યાં છે; તેજ 'સત્ સ્વામી શ્રીહરિ' અને તેમનેજ 'બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે' વળી પણ બ્રહ્મા પોતે ત્યાં કહે છે:—

नाहं न यूयं यदृतां गतिं विदुर्न वामदेवः किमुतापरे सुराः ।
तन्मायया मोहितबुद्धयस्त्विदं विनिर्मितं चात्मसमं विचक्ष्महे॥

હું, તમે ( નારદ વગેરે ) તથા શ્રીશંકર પણ જેમના સત્ય સ્વરૂપને જાણતા નથી તોપછી બીજા દેવો તો ક્યાંથીજ જાણે ? તેમની માયાથી મોહિતબુદ્ધિવાળા આપણે આપણા જ્ઞાન પ્રમાણે માત્ર એટલુંજ કહી શકીએ છીએ કે, આ પ્રપંચરૂપ જગત ભગવાનની માયાશક્તિથી રચાયલું છે. આવી ભગવાનની ' માયાશક્તિ વડી ' અને એ રીતે ' સત્ સ્વામી શ્રીહરિ.'

શ્રીમદ્ ભાગવતના તૃતીય સ્કંધમાં બ્રહ્મા, શ્રીહરિના નાભિકમળમાંથી પ્રકટ થયા, તે સંબંધે આવી કથા છે કે, પ્રલયકાળે શ્રીભગવાનની નાભિમાંથી જે લોકકમળ ઉત્પન્ન

થયું તે સ્વપ્રકાશ હતું અને તેમાં બ્રહ્માને શ્રીહરિએ ઉત્પન્ન કર્યા ત્યારે તેમણે આજુબાજુ દૃષ્ટિ કરતાં કંઇ પણ નહિ દેખાવાથી વિચાર કર્યો કેઃ—

क एप योऽसावहमब्जपृष्ठ एतत्कुतो वाब्जमनन्यदप्सु ।
अस्ति ह्यधस्तादिह किंचनैतदधिष्ठितं यत्र सताऽनुभाव्यम् ॥

'આ કમળના ઉપરના ભાગમાં હું છું તે કોણ છું ? આ એકજ કમળ જળમાં કયાંથી ઉત્પન્ન થયું ? જેના ઉપર આ કમળ રહ્યું છે તે અહીં નીચેના ભાગમાં કંઇ હોવું જોઈએ' આવો વિચાર કરી બ્રહ્મા, કમળના નાળના છિદ્રદ્વારા અંદર ઉતર્યા ને સો વર્ષ સુધી એમના એમ ઉતર્યેજ ગયા, પાર ન આવ્યો. સો વર્ષ ગુમાવ્યાં છતાં કંઇ ગમ ન પડી; પછી તો પ્રભુને સેવવાનોજ નિશ્ચય કર્યો, ઘોર તપશ્ચર્યા આદરી, એટલે પ્રભુ પ્રકટ થયા, વેદ–વરદાન આપી બ્રહ્માને સત્તાવાન બનાવ્યા; પણ તે સત્તા કેવા પ્રકારની ? નિયમિત કામ તો કરવાનુંજ, રીતસરની જગત્સૃષ્ટિ રચવી, ને વૈદિક આજ્ઞા પ્રમાણે વર્તવું, નિયમિતજ જ્ઞાન માત્ર બ્રહ્માંડ વિષેનુંજ અને નિયમિત સો વર્ષનું આયુષ. એમ પોતાની માયા શક્તિનું અતૂટ બંધન, એજ સત્તા અને તે પણ કાળશક્તિ નામની પરમેશ્વરની ઇચ્છાશક્તિની અંદરજ. આરીતે બ્રહ્મા પણ પરતંત્રજ છે; વેદરૂપી ભગવાનની આજ્ઞાને અધીન રહી તેમણે વર્તવાનું છે, એટલે શ્રીહરિ ચાહે તેમજ કરવાનું અને તે પણ એ મૂળ પુરુષને માટેજ; આવી જ્યાં બ્રહ્મા જેવા મહાન જીવની સ્થિતિ છે ત્યાં બીજાનું તો પૂછવુંજ શું ? શ્રીમદ્‌ભાગવતના એકાદશસ્કંધમાં સર્વ દેવોનું આ વચન છેઃ—

नस्योतगाव इव यस्यवशे भवन्ति
ब्रह्मादयस्तनुभृतो मिथुरर्यमानाः ।
कालस्य ते प्रकृतिपूरुपयोःपरस्य शं
नस्तनोतु चरणःपुरुपोत्तमस्य ॥

'પરસ્પર પીડાતા બ્રહ્માદિ સર્વ જીવો કાળના પ્રવર્તક

અને પ્રકૃતિ પુરુષના કારણ એવા આપને નાકમાં નાથેલા બળદોની પેઠે વશ થઈને રહ્યા છે. (પોતે કોઈ પણ બાબતમાં સ્વતંત્ર નથી.) તે આપ પુરુષોત્તમના ચરણ અમારૂં કલ્યાણ કરો.' આ વાત તો માત્ર એકજ બ્રહ્માંડની અને તેમાં વર્તતા જીવોની કહી છે, પણ એવાં અનંત બ્રહ્માંડો અને તેમાં વર્તતા જીવો સર્વે, એમની માયાશક્તિને આધીન વર્તે છે, તો એ માયાશક્તિ કેવડી? અને તે બધાં પાછાં કાળને વશ! ને તે કાળના પણ નિયંતા શ્રીહરિજ પોતે. આ ઉપરથી અમે સત્ય ગાયું છે કે, સદા સર્વદા સર્વત્ર 'સત્ સ્વાગી શ્રીહરિ, બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે, માયાશક્તિ વડી, કાળના કાળ પણ એ છે.'

અર્જુને એ કાળસ્વરૂપ પ્રત્યક્ષ જોયુ ને તેવો એ મહાવીર પણ થરથરી ગયો. તેણે ગભરાઈને પૂછયું:–' આ શું? આ હું શું જોઉં છું?' આ પ્રશ્નના ઉત્તરમાં તે કાળસ્વરૂપ શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો:–' कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धो ' લોકોનો ક્ષય કરનાર અને ઘણોજ વૃદ્ધિ પામેલો હું કાળ છું. ભગવાન્ શ્રીકૃષ્ણે આ વચન કહ્યું તે માત્ર કહેવાનું ન હતું, તે વચન પ્રમાણેજ બન્યું હતું. એ રીતે કાળ પણ જેને આધીન છે. શ્રુતિ પણ કહે છે–' मृत्युर्यस्योपसेचनः '–મૃત્યુ પણ જેના ખોરાકમાં અથાણું છે. વળી બીજી પણ એક શ્રુતિ એજ કહે છે–' मृत्युर्धावति पञ्चमः '–જેઓ તે પરમેશ્વરની આજ્ઞા ઉઠાવતા દોડાદોડી કરી રહ્યા છે, તેઓમાં પાંચમું મૃત્યુ પણ દોડી રહ્યું છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે 'કાળના કાળ પણ એ છે. એ ચહે તેવુંજ બને છે' એકી વખતે સર્વનો પ્રલય! એ કેવી સત્તા? આ વાતની ખબર 'ગમ શાસ્ત્રોથી પડી.' જે વસ્તુ શ્રુતિ કહે છે તેજ પુરાણો કહે છે. સર્વ સાત્ત્વિક મહાપુરુષોનો પણ આ વિષયમાં એકજ મત છે, માત્ર રાજસ અને તામસ પ્રકૃતિવાળાઓ તે મતથી જુદા પડે છે. પણ તેઓની બુદ્ધિ અયથાર્થ છે–યથાર્થ ગણાતીજ નથી. ગીતાજીમાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે:—

अयथावत् प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥

'વસ્તુને યથાર્થ સ્વરૂપમાં જે ન જાણે તે બુદ્ધિ, હે અર્જુન ! રાજસી છે અને સર્વ પદાર્થોને જે વિપરીત જાણે છે, તે બુદ્ધિ, હે પાર્થ ! તામસી કહેવાય છે.' શાસ્ત્રોના સંબંધમાં પણ શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છેઃ–' त्रैगुण्य विषया वेदाः । '–વેદો સુધ્ધાં ત્રૈગુણ્ય વિષયવાળા છે–વેદોનો વિષય પણ ત્રિગુણાત્મકજ છે, પણ હે અર્જુન ! તારે તો निस्त्रैगुण्यो भवार्जुन ।–ત્રિગુણરહિત થવાનું છે, માત્ર ' नित्य सत्वस्थः । ' નિત્ય સત્વગુણમાંજ તારે સ્થિતિ કરવાની છે' આમ જે સત્ત્વગુણી શાસ્ત્રો–સ્મૃતિઓ, પુરાણો તથા ઇતિહાસો છે– તેઓ દ્વારા અમને—

ગમ શાસ્ત્રોથી પડી, એ સત્ સ્વામી શ્રીહરિ.

જેમના પ્રતાપે ભગવાન વ્યાસજી પુરાણોના કર્તા બન્યા છે તે એમના પિતા ભગવાન પરાશર, પોતે રચેલા પુરાણરત્ન–વિષ્ણુપુરાણમાં ઘણીજ સ્પષ્ટતાથી આ સત્ય સમજાવે છે. દેવો પર જ્યારે સંકટ આવ્યું ત્યારે તેઓને ઉદ્દેશી બ્રહ્મા પોતે ત્યાં (વિષ્ણુપુરાણમાં) ખુલ્લું કહે છેઃ—

यं न देवा न मुनयो न चाहं न च शंकरः ।
जानंति परमेशस्य तद्विष्णोः परमं पदम् ॥

'જેને દેવો, મુનિઓ, હું કે શંકર જાણી શકતા નથી તેજ પરમેશ્વર વિષ્ણુનું પરમપદ છે.' તેનું માપ પણ જગતના આવી રીતના હિસાબથી આપે છેઃ–' यस्यायुतायुतांशांशे विश्वशक्तिरियं स्थिता । ' જેના દશ હજારમાં અંશમાં આ વિશ્વશક્તિ રહેલી છે. પુરાણો આ પ્રમાણે કહે છે ત્યારે ઇતિહાસો શું બીજા પ્રકારે કહે છે ? નહિજ. ઇતિહાસ ગ્રંથોમાં આ બે ગ્રંથો મુખ્ય ગણાય છે–વાલ્મીકિય રામાયણ અને વ્યાસકૃત મહાભારત. તે પૈકી રામાયણમાં રાવણનો વધ થયો તે પ્રસંગે બ્રહ્માદિ દેવોને તથા સ્વર્ગસ્થ દશરથ રાજાને સાથે લઇ ભગવાન શંકર જ્યારે રામચંદ્રજી

પાસે પધાર્યા ત્યારે શ્રી રામચંદ્રે બ્રહ્માના મુખથી કહેવરાવવા માટે કહ્યું કેઃ— 'सोऽहं यश्च यतश्चाहं भगवाँस्तद् ब्रवीतु मे।' હું જે હોઉં અને જ્યાંથી પ્રાપ્ત થયો હોઉં તે આપ ભગવાન મને કહો. આ સાંભળી સર્વ દેવો, ઋષિઓ, રાક્ષસો તથા વાનરોના સાંભળતાં 'अब्रवीच्छृणु मे वाक्यं सत्यं सत्यपराक्रम।' બ્રહ્મા બોલ્યા કે હે સત્ય પરાક્રમવાળા રામચંદ્રજી! તમે મારૂં સત્ય વાક્ય સાંભળોઃ—

भवान्नारायणो देवः श्रीमाँश्चक्रायुधः प्रभुः।
अक्षरं ब्रह्म सत्यं च मध्ये चांते च राघव॥

ચક્ર આયુધને ધારણ કરનારા આપ પ્રભુ શ્રીમાન નારાયણ દેવ છો અને હે રાઘવ! આદિ, મધ્ય તથા અંતમાં આપજ સત્ય અક્ષર બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરો છો આ શાસ્ત્ર વચનથી 'ગમ શાસ્ત્રોથી પડી, સત્ સ્વામી શ્રી હરિ.'

અને એજ પ્રમાણે ઇતિહાસનો બીજો મહાગ્રંથ મહાભારત શું બીજું કંઈ કહે છે? નહિજ. વેદાધ્યયન તો અમુક અધિકારીજ કરી શકે છે, ત્યારે મહાભારત તો સર્વ કોઇ વાંચી સમજી શકે છે; તેમાં સર્વ માટે સર્વ કંઇ છે, એ તો મહાસાગર છે. તેમાં પણ 'पंचरत्नानि भारते' પાંચ રત્નો અને તેમાં પણ શ્રીમદ્ ભગવદ્ગીતા તો મહા અદ્ભુત છે, જેને માટે ભગવાન શંકરાચાર્ય આજ્ઞા કરે છેઃ— 'गेयं गीता। ગાવા યોગ્ય તો ગીતાજ છે-ગીતાજ ગાયા કરવી જોઇએ.' તે શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ પોતેજ કહે છેઃ—'न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः। દેવગણો અને મહર્ષિઓ પણ મારી ઉત્પત્તિને જાણતા નથી.' પણ ક્યાંથી જાણે? 'पिताहमस्य जगतो। હું આ જગતનો પિતા છું' અને આ જગત તે તો મારી ગણતરીમાંયે નથી—'एकांशेन स्थितो जगत्। હું આ જગતમાં માત્ર એક અંશથી રહ્યો છું.' આ વસ્તુ શ્રીકૃષ્ણ પોતેજ માત્ર કહે છે એમ નથી, પણ અર્જુને તેનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કર્યો છે અને તે પણ આપણા જેવી ચર્મચક્ષુથી

નહિ, કિંતુ દિવ્યદૃષ્ટિથી જોઇને કહ્યું છે કે, 'पिताऽसि लोकस्य चराचरस्य।–તમે ચરાચર લોકના પિતા છો.' વળી તે પ્રભુના આધારે રહેલા 'ब्रह्माणमीशं' બ્રહ્મા તથા શંકર આદિને અર્જુને જોયા અને 'तत्रैकस्थं जगत् कृत्स्नम्' તે ભગવાન વિષે માત્ર એકજ બાજુએ સમાઈ ગયેલું સમગ્ર જગત તેણે જોયું. ભગવાન શ્રીકૃષ્ણ પોતે પણ કહે છે–જેમ હું અનંત છું તેમ–'नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप'–હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. આ રીતે સ્વયં ભગવાન પણ પોતાની વિભૂતિઓને અનંત–અગમ્ય કહે છે તો પછી તેમને પોતાને તો કોણ જાણી શકે તેમ છે? આ વિષે પણ ખુદ ભગવાન કહે છે:—

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत्।
मोहितं नाभिजानाति लोके मामजमव्ययम्॥

ત્રણ ગુણમય આ ભાવોથી આ જગત મોહિત થયું છે; તેથી અજન્મા અને અવિકારી એવા મને લોકમાં કોઇ જાણતું નથી અને તેનું કારણ આ પણ છે–'मम माया दुरत्यया। મારી માયા દુર્લંધ્ય છે–તેનો પાર પામવો મુશ્કેલ છે.' આમ સર્વમાન્ય ગણાતી ભગવદ્ગીતામાં ખુદ ભગવાન કહે છે, જેને સર્વ ઉપનિષદોના રહસ્યરૂપે સર્વ કોઈ પ્રમાણ ગણે છે. તો પછી આથી વિશેષ દૃઢ પ્રમાણની આવશ્યક્તા નથી. બસ, આ ઉપરથી એજ સિદ્ધ થયું કે 'સત્ સ્વામી શ્રીહરિ,' 'બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે,' અને માયાશક્તિ વડી.'

કાળના કાળ પણ એ છે, એ ચહે તેવુંજ બને છે;
'અંતસાર અનંત એ છે, ગમ શાસ્ત્રોથી પડી.'

શ્રીહરિ પણ ગીતાજીમાં એજ કહે છે:—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।
भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया॥

હે અર્જુન! આ સંસાર તે એક યંત્ર છે–ચકડોળ છે; તેના પર ચઢેલાં સર્વ પ્રાણીઓને માયાથી ભમાવતા ઈશ્વર

સર્વ પ્રાણીઓના હૃદય-પ્રદેશમાં રહે છે. આ શ્લોકવાક્યમાં 'સર્વ' શબ્દ વાપર્યો છે; તેથી કોઈપણ ભૂત બાકી રહેતું નથી. તને ભમાવવામાં ભગવાન, પોતાની માયાશક્તિનો ઉપયોગ કરે છે. સંસારયંત્ર પર આરૂઢ થઇ ભમનારા જીવોને 'भूतानि' શબ્દથી સૂચવ્યા છે, જે શબ્દ શ્રુતિઓમાં પ્રત્યેક સ્થળે વપરાય છે; ને તે જીવોને ભમાવનારો છે તેને 'ईश्वर' શબ્દથી સૂચવ્યો છેઃ તે પણ શ્રુતિઓમાં તેજ શબ્દથી પ્રાયઃ જોવામાં આવે છે. ईश्वर શબ્દનો પર્યાય 'ईश' અથવા 'સત સ્વામી શ્રીહરિ'—એ થઇ શકે છે. આ 'ईश्वर' શબ્દ ઉપર ભાષ્ય લખતા ભગવાન શંકરાચાર્ય લખે છેઃ—'ईश्वरः—ईशनशीलो नारायणः।' ઇશ્વર એટલે સર્વના નિયંતા નારાયણ એમ સ્પષ્ટ સમજાવે છે. આ રીતે ગીતાનો અને સમગ્ર શાસ્ત્રોનો જે અર્થ શિષ્ટ પુરુષોએ કર્યો છે તેજ અમે જાણ્યો છે અને તે પછીજ અહીં કહ્યું છેઃ—

'ગમ શાસ્ત્રોથી પડી સત્ સ્વામી શ્રીહરિ'
'બ્રહ્માદિ સ્તંભ જીવ વશ છે માયાશક્તિ વડી.'

તે મહાન પ્રભુની અલૌકિક ચમત્કૃતિ, તેમની અસંખ્ય શક્તિઓ પૈકી એક માયાશક્તિથીજ પૂરતી છે. તે શક્તિ કેવડી છે? કેવી છે? તેનામાં શું શું કરવાનું સામર્થ્ય છે? તે તે શું શું થઇ શકે છે? આ બધું ખરેખર દુર્જ્ઞેય છે; છતાં જેઓ તે અદ્ભુત શક્તિના સ્વામી શ્રીહરિની સેવા કરે છે તેઓને તે ભગવાન કંઇક અંશે પણ તે પોતાની શક્તિનું સ્વામિત્વ આપે છે; અને તેથીજ બ્રહ્માદિ દેવો તથા વિશ્વામિત્રાદિ મહર્ષિઓ, પ્રભુની તે અમાપ શક્તિનો મંત્ર કંઇક અલ્પ અંશ પ્રાપ્ત કરી આ જગતમાં કંઇક પણ કરી શક્યા છે, જેઓનાં દષ્ટાંતો જેટલાં આપીએ તેટલાં ઓછાં છે. આપણા ગુજરાત દેશમાં 'બિંદુસરોવર-સિદ્ધપુર' સમીપ વસેલા મહાત્મા કર્દમ ઋષિનું સામર્થ્ય જુઓ. તે તો એ પરમેશ્વરની માયાશક્તિનો લેશમાત્ર અંશ છે. તે મહર્ષિની કથા શ્રીમદ્ ભાગવતના તૃતીય સ્કંધમાં આ પ્રમાણે છેઃ—

ચક્રવર્તી મહારાજા મનુની ઘણીજ લાડકડી પુત્રી

દેવહૂતિ નામે હતી. તે પુત્રીને માટે યોગ્ય વરની તપાસ કરવાને મનુરાજા પોતે નીકળી પડ્યા હતા અને આખી પૃથ્વી પર ફરી વનમાં તપસ્યા કરતા તપસ્વી કર્દમઋષિને પોતાની પુત્રીના યોગ્ય પતિ તરીકે તેમણે શોધી કાઢ્યા હતા. મનુએ દેવ હૂતિને કર્દમ ઋષિ સાથે પરણાવી દીધી. તે પછી એ મહાસતીએ અનેક વર્ષો સુધી કેવળ પોતાના પતિની સેવાજ કર્યા કરી હતી, જે સેવાને ઉદ્દેશીને કર્દમ ઋષિને આખરે કહેવું પડયું છે કેઃ—

तुष्टोऽहमद्य तव मानविमानदायाः
शुश्रूषया परमया परया च भक्त्या ।
यो देहिनामयमतीव सुहृत् स्वदेहो
नावेक्षितःसमुचितः क्षपितुं मदर्थे ॥

'હે મનુની પુત્રિ ! માન આપનારી તારી ઉત્તમ સેવાથી અને પરમ ભક્તિથી આજે હું તારા પર પ્રસન્ન થયો છું. કારણકે જે આ શરીર પ્રત્યેક પ્રાણીને અતિશય પ્રિય હોય છે તે પોતાના સુયોગ્ય શરીરને પણ તેં મારા માટે ખપાવી નાખવામાં લગારે સંકોચ કર્યો નથી. તો હવે, સંપૂર્ણ વૈરાગ્યવાન છતાં મેં આજદિન પર્યંતની તપશ્ચર્યાથી જે કંઇ સંપાદન કર્યું છે તેને પ્રત્યક્ષ જોઈ તું મારી સાથે તેનો ઉપભોગ કરવા તૈયાર થા.' આવા અભિપ્રાયવાળું કર્દમનું વચન ત્યાં આ પ્રમાણે છેઃ—

ये मे स्वधर्मनिरतस्य तपःसमाधि विद्यात्म-
योगविजिता भगवत्प्रसादाः ।
तानेव ते मदनुसेवयाऽवरुद्धान् दृष्टिं प्रपश्य
वितराम्यभयानशोकान् ॥

'સ્વધર્મમાં આસક્ત રહેલા મેં તપશ્ચર્યા, સમાધિયોગ, અધ્યાત્મવિદ્યા અને આત્મયોગથી જે જે ભગવાનની કૃપાઓ સંપાદન કરી છે તેને મારી સેવા કરવાને લીધે તેં પણ પ્રાપ્ત કરી છે; માટે ભય તથા શોકથી રહિત તે ભગવત્કૃપાને તું પ્રત્યક્ષ જો, હું તને દિવ્ય દૃષ્ટિ આપું છું' આ રીતે પ્રભુસે-

વાથી પ્રભુની કૃપા પ્રાપ્ત થાય છે અને તે દ્વારા તેમની માયા-શક્તિ પર કંઇક અંશે સત્તા મેળવી શકાય છે. પ્રભુ પોતે પણ પોતાની માયાશક્તિથીજ જગતના વિચિત્ર ભોગો, ભોગનાં સાધનો તથા સ્થાનો ઉત્પન્ન કરે છે અને તે માયા-શક્તિ તેમને તો સંપૂર્ણ સ્વાધીન હોવાથી સંકલ્પમાત્રથી સર્વ કંઇ સત્વર ઉપજાવી શકે છે-એટલે પ્રભુ ચાહે તેમ તેવું તેજ સમયે માયામાંથી બની જાય છે. એ માયામાં અનેક પ્રકારે પણ થઇ જવાની શક્તિ છે અને તેજ શાસ્ત્રીય શબ્દોમાં આમ કહેવાય છે-'अघटितघटनापटीयसी माया। અઘટિત વસ્તુને ઘટવી આપવાને માયા સમર્થ છે.' આવી પ્રભુની તે માયા-શક્તિના બે મુખ્ય વિભાગ થઇ શકે છે—દૈવી ને આસુરી. જેમ ગીતાજીમાં સંપત્તિના દૈવી તથા આસુરી વિભાગ દર્શાવ્યા છે તેમ માયાના પણ તેવા બે વિભાગ થઈ શકે છે. તે પૈકી આસુરી માયા તે મિથ્યા જેવી હોય છે-માત્ર જેને માટે ઉપજાવી હોય તેનાજ અનુભવમાં આવે છે અને તે પણ અમુક સમય સુધીજ માત્ર દેખાવનીજ હોય છે. જેમકે સ્વપ્ન, નિદ્રા વગેરે આને આસુરી માયા કહી શકાય છે અને તે તમોગુણનું પરિણામ છે. તેમાં ભગવાન જે પદાર્થો જે જીવને દેખાડે છે તેજ પદાર્થો તેજ જીવના અનુભવમાં સ્વપ્ન હોય ત્યાંસુધીજ આવે છે. એજ રીતે શાસ્ત્રશ્રવણ તથા હરિસેવન કરીને અસુરો જે સત્તા મેળવે છે અને બીજાઓ-પર વાપરે છે તે સત્તા પણ આસુરી હોઈને સ્વપ્ન જેવી મિથ્યા અને ભ્રમણારૂપજ હોય છે. પરંતુ આ માયાશક્તિના બે ભેદો પૈકી જે દૈવી માયાશક્તિ છે તે પછી હોતી નથી. તે તો સંકલ્પમાત્રથી વિલક્ષણ વસ્તુઓ દેખાડી શકે છે, સત્ય-સૃષ્ટિના પદાર્થોની પેઠે સર્વના જોવામાં ને અનુભવવામાં આવે છે અને ત્રણ ગુણોની દૃષ્ટિએ પણ તે સાત્ત્વિકી હોય છે. આ પ્રમાણે તામસી તથા સાત્ત્વિકી માયાશક્તિમાં વિશેષતા રહેલી હોય છે; જો કે રજોગુણ તો બન્ને પ્રકારોમાં મિશ્રરૂપે રહેલો હોયજ છે છતાં દૈવી માયાશક્તિ ઉત્તમ ગણાય છે. આ સંબંધે દૃષ્ટાંતો અનેક છે છતાં અહીંના ચાલુ દૃષ્ટાંત

તરફજ આપણે દૃષ્ટિ કરીએ. ભગવાન કર્દમ ઋષિને જે માયા-શક્તિ પર હરિસેવનના પ્રભાવથી સત્તા પ્રાપ્ત થઇ હતી તે આસુરી જેવી મિથ્યાસ્વરૂપ ન હતી, કિંતુ તે સત્તા દૈવી હોઇને સર્વના અનુભવમાં આવી શકે તેવી હતી. તેમણે પોતાની તે દૈવી માયાશક્તિનો દેવહૂતિને સુખી કરવા માટે આ રીતે ઉપયોગ કરી બતાવ્યો હતો.

૫૬

'પ્રેમનો કોલ દીજે રાજકુમાર–'એ રાગ માઢ.

જણવ્યો ઝટપટ સુનિએ ચમત્કાર,
વિમાન ઝળહળતું બન્યું સ્તંભ કરે ચમકાર,
બારી અગાશી છજાં ઝરૂખાં સામન વિવિધ પ્રકાર;
ભર્યાં ભંડારો ઠારોઠાર. જણાવ્યો૦
પતિ આજ્ઞાથી દ્રો વિષે ન્હાવા પડી ત્યાં નાર;
વાટ વણાઈ ગયેલ વેણીની તન પર મેલ અંબાર;
વસ્ત્ર મેલાં દેખાય અપાર. જણવ્યો૦
પેઠી જળમાં કે દીઠી, સહસ્ર સ્રી તે ઠાર,
લાગી ગઇ સેવામાં સઘળી સાહિત છે તૈયાર;
સ્વપ્ન સમજે સતી ઉર મોઝાર. જણવ્યો૦
પરંતુ તે સ્વપ્ન ન હતું; તે તો સર્વ સત્ય ને દૈવી હતું.
નવીન વસ્ત્ર ભૂષણ ધર્યાં કર્યાં સકળ શણગાર;
દર્પણમાં મુખ જોતી મ્હોતી ખીલ્યું રૂપ અપાર;
તેવી અંબર ભૂષણની બ્હાર. જણવ્યો૦
સખીઓથી સેવાયેલી, પતિ સાંભર્યા તે વાર;
પાસે બેઠેલાજ દીઠા, છે મીઠા મનહર નાર;
યુવાન ધર્યા અંગ અલંકાર. જણવ્યો૦

શ્રીમદ્ ભાગવતમાં શુકદેવજીના શબ્દોમાં—

भर्तुः पुरस्तादात्मानं स्त्रीसहस्रवृतं तदा ।
निशाम्य तद्योगगतिं संशयं प्रत्यपद्यत ॥

પોતાના પતિની સમક્ષ એક હજાર સ્રીઓથી વીંટાયલી પોતાને જોઇને દેવહૂતિ, તે વખતે, પોતાના પતિના તે યોગપ્રભાવને જોઇ સંશયમાં પડી ગઇ, પરંતુ તેમાં કંઇ આશ્ચર્ય કે સંશય પામવાનું કારણજ ન હતું. પ્રભુપ્રતાપે

અને હરિભક્તિના બળે એવી માયા-શક્તિ હરકોઇને પ્રાપ્ત થઇ શકે છે અને તે સત્યસ્વરૂપેજ હોય છે. દેવહૂતિએ તે દિવ્ય ભોગોનો સો વર્ષસુધી ઉપભોગ કર્યો ને તે ઉપભોગમાં તેમના 'शतं व्यतीयुः शरदः ।' સો વર્ષ વીતી ગયાં. મહાત્મા કર્દમે તે દેવતાઇ ભોગોનો પોતાની પત્નીને ઉપભોગ કરાવ્યો હતો તે સંબધે શ્રીભાગવતકાર લખે છેઃ—

प्रेक्षयित्वा भुवो गोलं पत्न्यै यावत्स्वसंस्थया ।
बह्वाश्चर्यं महायोगी स्वाश्रमाय न्यवर्तत ॥

'મહાન યોગી કર્દમ ઋષિ, દ્વીપ-ખંડ-આદિ જેટલી રચનામાં આ ભૂમંડળ આવેલું છે તે સર્વ અનેક આશ્ચર્યથી ભરપૂર પોતાની પત્નીને બતાવીને પોતાના આશ્રમ તરફ પાછા ફર્યા.' ભગવાન શુકદેવજી અહીં ધ્યાન ખેંચતા કહે છેઃ-

किं दुरापादनं तेषां पुंसामुद्दामचेतसाम् ।
यैराश्रितस्तीर्थपदश्चरणो व्यसनात्ययः ॥

'જેઓએ તીર્થરૂપ ચરણવાળા શ્રીભગવાનનો, સર્વ દુઃખોને દૂર કરનારો ચરણ સેવ્યો છે, તેવા ધીર ચિત્તવાળા પુરુષોને કઇ વસ્તુ દુષ્પ્રાપ્ય છે ?'

આ વિષે દશ ઉપનિષદોમાંહેનું સર્વથી મોટું છાંદોગ્ય ઉપનિષદ્ સાક્ષાત્ સ્પષ્ટ કહે છે કે, શ્રીહરિનીકૃપા હરકોઇ જીવને એવો તો સમર્થ બનાવી શકે છે કે, હાલમાં જે માયાને વશ હોય છે તેજ માયાનો સ્વામી-નિયંતા બની જાય છે; હરકોઇ વસ્તુ તેના સંકલ્પમાત્રથી પ્રાપ્ત થાય છે. આજ અભિપ્રાય તે છાંદોગ્ય ઉપનિષદ્‌માં આ શબ્દોમાં કહ્યો છેઃ-' यं कामं कामयते सोऽस्य संकल्पादेव समुपतिष्ठति तेन संपन्नो महीयते । જે જે કામનાને તે ચાહે છે તે તે તેના સંકલ્પમાત્રમાં પ્રાપ્ત થાય છે; અને તે કામનાથી પૂર્ણ થઇને આ જગતમાં પૂજાય છે ' એટલુંજ નહિ પણ તે ભક્ત પુરુષ, પોતાનાં જેટલાં શરીરો કરવાં ધારે છે તેટલાં કરી શકે છે, તે પણ ત્યાં કહ્યું છેઃ-' स एकधा भवति त्रिधा भवति पंचधा भवति सप्तधा नवधा चैव । તે પુરુષ એક, ત્રણ, પાંચ, સાત

કે નવ સ્વરૂપે પણ થઇ શકે છે. અર્થાત્ તેની ઇચ્છા હોય તેટલાં સ્વરૂપો તે કરી શકે છે.' આજ આશય શ્રીમદ્ ભાગવતમાં કર્દમ ઋષિને ઉદ્દેશી કહેવાયો છેઃ–' नौधा विधाय रूपं स्वं सर्वसंकल्पविद्विभुः । સર્વના સંકલ્પો જાણનારા ભગવાન કર્દમ ઋષિએ પોતાનાં નવ સ્વરૂપો કરીને દેવહૂતિમાં વીર્યસ્થાપન કર્યું.' અર્થાત્ ભગવાનની ભક્તિ કરનાર પુરુષ, સર્વના સંકલ્પો જાણનાર કે સર્વજ્ઞ બની શકે છે અને પોતાની ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરવા સમર્થ થાય છે. તે પણ મિથ્યા નહિ, પણ સત્યજ સર્વ કોઈ અનુભવી શકે તેવાં; અને તેથીજ દેવહૂતિને નવ પુત્રીઓ થઈ હતી, જેનો વંશ વિસ્તાર ખૂબ ફેલાયો હતો.

'એવી માયાશક્તિ વડી' પણ તેના 'સત્ સ્વામી શ્રીહરિ.' ભગવાન કર્દમ ઋષિને દેવહૂતિ–બન્ને દંપતી એ દિવ્ય વિષયભોગોથી વિરાળ પામ્યાં ને મુક્ત થવાની તેમણે ચાહના કરી ત્યારે સ્વયં ભગવાન તેમને ઘેર પુત્રરૂપે પ્રકટ્યા ને કર્દમ ઋષિએ તે પ્રભુને સંપૂર્ણ ઓળખ્યા. શ્રીમદ્ ભાગવતમાં ભગવાન પ્રત્યે કર્દમ ઋષિ આ પ્રમાણે કહે છેઃ—

बहुजन्मविपाकेन सम्यग्योगसमाधिना ।
द्रष्टुं यतन्ते यतयः शून्यागारेषु यत्पदम् ॥
स एव भगवानद्य हेलनं न गणय्य नः ।
गृहेषु जातो ग्राम्याणां यः स्वानां पक्षपोषणः ॥

'જેમના ચરણનાં દર્શન કરવાને યોગીઓ, એકાંત સ્થાનોમાં રહી અનેક જન્મોથી પરિપકવ થયેલા યોગસમાધિથી સારી રીતે પ્રયત્ન કરે છે તેજ ભગવાન, આજે વિષયોમાં આસક્ત એવા અમારી સંસારીઓની લઘુતાને નહિ ગણીને અમારે ઘેર અવતર્યા છે. કારણકે પોતાના ભકતોના પક્ષનું પોષણ કરવા પોતે તત્પરજ રહે છે.' આમ કહી કર્દમ ઋષિએ ભગવાનનો સાક્ષાત્કાર કરી પુનઃ ત્યાં ભગવાન પ્રત્યે કહ્યું છે કેઃ–

परं प्रधानं पुरुषं महान्तं कालं कविं त्रिवृतं लोकपालम् ।
आत्मानुभूत्याऽनुगतं प्रपंचं स्वच्छंदशक्तिं कपिलं प्रपद्ये ॥

'હે ભગવાન્ ! આપ સર્વાંશે સ્વાધીન શક્તિવાળા છો, તેથી પરમેશ્વર છો, પ્રકૃતિરૂપ છો, તેના અધિષ્ઠાતા પુરુષ છો, મહત્તત્ત્વસ્વરૂપ છો, સર્વને શોભા પમાડનાર કાળસ્વરૂપ છો, અહંકારરૂપ છો, લોકરૂપ છો, લોકપાલોરૂપ છો, આપ વિષે આપની પોતાની ચૈતન્યશક્તિથી આ સર્વ પ્રપંચ લીન થાય છે અને આપ સર્વજ્ઞ છો, કપિલ અવતાર ધારણ કરનાર તે આપને હું શરણે આવ્યો છું.'

આવાં આવાં અનેક દૃષ્ટાંતોથી એજ સિદ્ધ થાય છેઃ–

'અંત સાર અનંત એ છે, ગમ શાસ્ત્રોથી પડી.'

'સત્ સ્વામી શ્રીહરિ.'

'બ્રહ્માદિ સ્તંભ જીવ વશ છે, માયા શક્તિ વડી.'

ભગવાન કર્દમ ઋષિને તો પ્રભુએ માયાનો કિંચિત્‌લેશ-આપી ભોગવાવીને છેવટે તેનાથી મુકત કર્યા હતા, પણું ભગવાન માર્કંડેયે તો અનેક વર્ષો સુધી તપશ્ચર્યા કરીને છેવટે પ્રભુ પાસે એજ માગ્યું કે 'મને આપની માયાનાં દર્શન કરાવો.' આ પ્રાર્થનાથી પ્રભુએ તેમને માયાદર્શન કરાવ્યું તે વખતે તેમને જે અનુભવ થયો છે તે ઉપરથી પણ એજ સાર નીકળે છેઃ—

'સત્ સ્વામી શ્રીહરિ'

'બ્રહ્માદિ સ્તંભ જીવ વશ છે, માયાશક્તિ વડી'

એ કથા માર્કંડેય ઋષિએ પોતેજ કહી છે ને મહાભારતમાં શ્રીવ્યાસે વર્ણવી છે; તે મહાભારત ભણીને શુકદેવજીએ તે કથા શ્રીમદ્ ભાગવતમાં કહી છે, જે અહીં આખ્યાનરૂપે કહેવામાં આવે છેઃ—

## શ્રી માર્કંડેય-આખ્યાન

॥ માયાદર્શન ॥

### ૫૬

'રાગ—કલ્યાણ.'

સત્ સ્વામી શ્રીહરિ, બ્રહ્માથી સ્તંભ જીવ વશ છે;
માયાશક્તિ વડી, એ સત્ સ્વામી શ્રીહરિ. નમું સત૦

કાળના કાળ પણ એ છે, એ ચહે તેવુંજ બને છે;
અંત સાર અનંત એ છે, ગમ શાસ્ત્રોથી પડી, એ નમું૦

મહાભારત એ પાંચમો વેદ કહેવાય છે; જેના કર્તા સાક્ષાત્ વેદવ્યાસ શ્રીહરિનો અંશાવતાર છે, તેના વનપર્વમાં આ માર્કંડેય કથા જોવામાં આવે છે. જે સમયેઃ—

### શાર્દૂલવિક્રીડિત છંદ

પાંડુ પુત્ર પવિત્ર પાંચ પૂરવે જ્યારે પ્રવાસે હતા,
માર્કંડેય મુનિ મહાન સુમતિ મ્હેમાન વાસે હતા;
આવેલા અતિથિ સ્વમિત્ર વળી ત્યાં લક્ષ્મી નિવાસે હતા,
પૂછયું પ્રશ્ન યુધિષ્ઠિરે સહુ જદા બેઠા અવાસે હતા.

મહામુનિ નારદનું શ્રીવ્યાસ પ્રત્યે ભાગવતમાં આ વચન છેઃ-

इदं हि पुंसस्तपसः श्रुतस्य वा स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः ।
अविच्युतोऽर्थःकविभिर्निरूपितो यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥

'હરકોઇ મનુષ્યના તપનું, શાસ્ત્ર શ્રવણનું, ઉત્તમ યજ્ઞયાગનું, સુંદર ભાષણનું, બુદ્ધિનું તથા દાનનું અવિનાશી ફળ પંડિતોએ એજ કહ્યું છે કે ઉત્તમ કીર્તિવાળા ભગવાનના ગુણોનું વર્ણન કરવું.' આ ઉત્તમ ફળને ઉદ્દેશીને જ્યારે એવીજ ભકત મંડળી અથવા સમાજ જ્યારે એકત્ર મળે છે ત્યારે ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણેઃ—

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः पर[illegible] ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमं[illegible]

'જેઓનાં ચિત્ત અને પ્રાણ [illegible]
તેઓ એક બીજાને પરસ્પર મારોજ [illegible]
કથાઓ કહ્યા કરે છે; અને તેમાં [illegible]
તથા આનંદ પામે છે.'

યુધિષ્ઠિરના વનવાસમાં એવી
જ્યાં ત્યાં મળતી. તેમાં જેનામાં જે
ગુરુ દત્તાત્રેયે જેમ ચોવીસ ગુરુ કર[illegible]
भागिनः। એમ તો સાર ગ્રહણ [illegible]
રાખી યુધિષ્ઠિર રાજા અનેકને ગુ[illegible]

રાજાએ એક વખતે વિચાર્યું કે 'सदैव सौम्येदमग्र आसीत्। પૂર્વે સૃષ્ટિની પહેલાં કેવળ આ એક સત્-પરમાત્માજ હતા.' આ શ્રુતિવાક્યના કથનનો યથાર્થ અનુભવ કોને થયો હશે? આ વિચાર લગભગ ચાલ્યાજ કરતો હતો તેવામાં તેમને ત્યાં માર્કંડેય મુનિ અતિથિરૂપે પધાર્યા. એટલે તો યુધિષ્ઠિરે પોતાની જિજ્ઞાસા પૂર્ણ થઇ ગઇ એમ માન્યું. તેમણે જોયું કે માત્ર આ એક માર્કંડેય મુનિએ તે વસ્તુનો પ્રત્યક્ષ અનુભવ કર્યો છે, માટે તેમનેજ એ સંબંધે આપણે પૂછીએ અને ઘોર તપશ્ચર્યા કરી જે અનુભવ તેમણે સંપાદન કર્યો છે તેનું જ્ઞાન આપણે એક પ્રશ્નથીજ મેળવી લઇએ. જાતે અનુભવ કરનાર જો આવ્યા છે તો શા માટે ચૂકવું જોઇએ? પદ-વાક્ય ને અર્થની કડાકૂટમાં શા સારૂ ઉતરવું જોઇએ? 'સત્ હતું' પણ તે કેવું? કોણ? આ સર્વ વસ્તુ માર્કંડેય સમજાવી શકશે, બીજો કોઇ કહી શકે તેમ નથી. યુધિષ્ઠિરની આ જિજ્ઞાસાની પૂર્તિ તે અહીં અમે ગાયું તેમાંજ છેઃ— 'સત્ સ્વામી શ્રીહરિ,' 'બ્રહ્માદિ સ્તંબ જીવ છે,' અને માયા-શક્તિ વડી-એ સત્.' આજ વસ્તુ જાણવા માટે યુધિષ્ઠિર તૈયાર થયા હતા. તે અહીં વિસ્તારથી કહેવાય છે, તે તમે સાંભળોઃ—

### સાખી

માર્કંડેય પદે પ્રણમી પૂછે છે સુધર્મરાય,
પ્રલય સમયની કથા બધી અદ્ભુતમય કહો મુનિરાય;
સ્થાવર જંગમ વિનાશ પામે ભેદ ન કંઈ સમજાય,
ન નિશદિન શીતવર્ષકાળ વિષમ મટી નિત સમજાય.

હે મહર્ષિ! તે વેળા તો પ્રલયનું વર્ણન એવું અમે સાંભળ્યું છે અને એ આધારે અમે એમ કહીએ છીએઃ—

### ગીતિ

તમ વિણ હશે ન કંઇ પણ, તમ વિણ હશે ન કંઇ પણ તે વેળા;
તમ વિણ કોઇ ન જાણે, તે તમામ કહો તમે મુનિ વ્હેલા.

મહર્ષિ માર્કંડેય, યુધિષ્ઠિર રાજાના એ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે કહે છેઃ-રાજન્! આ વાત સામાન્ય નથી. જગ-

તની વાતોથી ઘણીજ વિલક્ષણ છે. જગતના કોઇ પણ વહીવટને આ સાથે સબંધ નથી. માટે કદાચ તારા ચિત્તમાં આ વાત ન ઉતરે તોપણ તું માનજે કે, તે સંબંધે હું તને જે કંઇ કહું છું તે સત્યજ છે. કારણકે કોઇ અચિંત્ય વસ્તુનો પ્રત્યક્ષ અનુભવ તો ઇશ્વરકૃપા હોય તોજ થઇ શકે છે; અને જે મનુષ્ય પર પ્રભુકૃપા પૂર્ણ થઈ હોય તેજ એ વસ્તુને સંપૂર્ણ સમજી શકે છે; માટેજ ઇશ્વરકૃપાની રાહ જોનારા ઇતર જિજ્ઞાસુએ તો તેવી અચિંત્ય વસ્તુની કથા સાંભળી શ્રદ્ધાથી તેને યથાર્થ માનવીજ જોઇએ; કેમકે જે કોઇ મહાપુરુષે અતિ મહાન પરિશ્રમ સહન કરી જે યોગ્યતા પ્રાપ્ત કરીને જે વસ્તુ પ્રત્યક્ષ અનુભવી હોય છે તે વસ્તુને સામાન્ય બીજો મનુષ્ય માત્ર શ્રવણ કરવાથીજ તેના જેવો પ્રત્યક્ષ અનુભવ ક્યાંથી કરી શકે ? તે મહાપુરુષ જેવું દૃઢ જ્ઞાન માત્ર શ્રવણથીજ કેમ પ્રાપ્ત થઈ શકે ? શ્રવણથી તો તેની યોગ્યતા મેળવી શકાય છે. કદાચ તું કહીશ કે, તેવી યોગ્યતા મેળવવાની જરૂરજ શી ? તો—

ગીતિ

કરૂં શંકા આ શમન, પૂરણ કરૂં ધરી જે આશ મન;
અશ્રદ્ધા કરીશ ન મન, કહું કરી હરિપદે પ્રથમ નમન.

મહર્ષિ માર્કંડેયને જેના પ્રતાપથી આ જ્ઞાન અનુભવ પ્રાપ્ત થયેલો તેનું સત્વર તેમને સ્મરણ થયું ને તેથી તેના ઉપકારના બદલામાં પ્રથમ તો તેમને નમન કરવું એજ પ્રથમ કર્તવ્ય તેમને જણાયું. તે પછી યુધિષ્ઠિરનો આરંભ કર્યો. પરમેશ્વરનું સ્મરણ થતાં તેમનું હૃદય ભક્તિથી ઉભરાઇ જવા લાગ્યું અને તે બોલી ઉઠયાઃ—

पुरुषाय पुराणाय शाश्वतायाव्ययाय च ।
अव्यक्ताय सुसूक्ष्माय निर्गुणाय गुणात्मने ॥

એ 'સત્'–પરમાત્મા પુરુષરૂપ છે, પુરાણ છે–પ્રાચીનથી પણ પ્રાચીન છે, શાશ્વત–નિત્ય છે, અવ્યય–નિર્વિકાર છે, અવ્યક્ત અને સૂક્ષ્મ છે, તેથી નિર્ગુણ કહેવાય છે, છતાં

ગુણાત્મા પણ છે. અર્થાત્ નિરાકાર અને સાકાર-ઉભયસ્વ-રૂપ છે. આ વસ્તુને દૃઢ કરવા પુનઃ કહે છે:—

स एष पुरुषव्याघ्र पीतवासा जनार्दनः।
एष कर्ता विकर्ता च भूतात्मा भूतकृत प्रभुः॥

હે પુરુષવ્યાઘ્ર! (તે પુરુષને માત્ર કલ્પનાથી માની લીધો છે, એમ નથી) તે પીતાંબરધારી છે, જનાર્દન છે—પ્રલય સમયે સર્વ જીવોનો સંહાર કરનાર તેજ છે; પુનઃ સૃષ્ટિના કર્તા તેજ છે (પણ તેમનું કર્તાપણું કુંભાર જેવું શરીરની સહાયથીજ બની શકે તેવું નથી. કિંતુ) વિકર્તા છે (કુંભાર જેવું કતૃત્વ તેમના વિષે નથી અને તે પરમાત્મા જે ભૂતોને ઉત્પન્ન કરે છે તેથી ભિન્ન નથી પણ) ભૂતોના આત્મા છે (જો કે તે વેળા આ ભૂતોરૂપ શરીર હોતું નથી છતાં સૂક્ષ્મરૂપે તો શરીર હોયજ છે અને તેજ પાછળથી સ્થૂલરૂપે બને છે તેથી) એ ભૂતકૃત કહેવાય છે. (એ રીતે 'સત્' જ હતું અને તેજ કર્તા-કારણ-એમ સર્વ કારણરૂપ છે ને તેથીજ) તે પ્રભુ કહેવાય છે-સર્વથી મહાન તથા સમર્થ તેજ છે-તેમના જેવો સામર્થ્યવાન કોઈ પણ નથી. આ ઉપરથી પણ સાર તો એજ નીકળ્યો કે 'સત્ સ્વામી શ્રીહરિ.' સૃષ્ટિની પૂર્વે કેવળ એ એકજ 'સત્' હતું એમ શી રીતે કહી શકાય? તો 'બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે, માયાશક્તિ વડી.' આ વાતમાં પ્રમાણભૂત શ્રુતિ આ રહી:-'सदेव सौम्येदमग्र आसीत्। હે સૌમ્ય! સૃષ્ટિની પૂર્વે કેવળ આ એક સતજ હતું.' તેજ આ 'સત્' કયા ક્રમે સંકેલાઇને વિલીન થઇ ગયું? કેવી રીતે સર્વને પોતામાં લય પમાડી દઇ એક રૂપેજ અવશેષ રહ્યું? આ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે—સર્વના કર્તા એ પરમાત્માએ સર્વનું કાળનિયમન કર્યું છે; હરકોઇને માટે તેણે ક્યારે થવું? ક્યાં સુધી રહેવું? ક્યારે નાશ પામવું? તેનો કાલનિશ્ચય તેમણે કરેલો છે, એટલે તેમની ઇચ્છા એજ પ્રત્યેક પદાર્થની ઉત્પત્તિ, સ્થિતિ ને અંતનું કારણ છે; જેથી અમે અહીં એજ કહ્યું છે કે

'કાળના કાળ પણ એ છે, એ ચહે તેવુંજ કરે છે, અંત સાર અનંત એ છે' આ વસ્તુમાં સાબીતી જોઇએ, તો તે પ્રકટજ છે—કોઈને મરવું ગમે છે? ના, છતાં બ્રહ્માદિ હરકોઇનાં શરીરોને, તેમના ભોગોને તથા ભોગના ઉપકારણોને તે પડાવી લે છે; એટલુંજ નહિ પણ તેમનાં જ્ઞાન સુધ્ધાંને સંકેલી લે છે; તેમાં કોઈનાં કર્મ પણ આડે આવી શકતાં નથી; હરકોઇ કર્મ પોતાનું ફળ આપતું અટકી પડે છે; તે કર્મ ગમે તેવું હો અથવા ગમે તેટલી સંખ્યામાં હો, છતાં નકામું. આ બધું તે શાથી કરે છે? તેને ઉત્તર એજ છે કે તેમની મહા સમર્થ શક્તિ સર્વને અધીન રાખે છે, જેમકે 'બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે' કારણ—'માયાશક્તિ વડી.' આવા 'સત સ્વામી શ્રીહરિ.'

આપણું એક વર્ષ તે દેવોના એક રાત્રિદિવસ ગણાય છે. તે ગણત્રીનાં વર્ષો લઈ માર્કંડેય મુનિ આગળ ચલાવે છેઃ—

શાર્દૂલ

જાતાં બાર હજાર વર્ષ સુરનાં ચારે યુગો જાય છે,
એવી ચોકડીયો હજાર વીતતાં દા'ડો પૂરો થાય છે;
અંતે એ કલિ અંતમાંહિ વર્ષો વર્ષો વિના જાય છે,
ભાનુ ભારી તપે સમુદ્ર સરિતા સર્વેજ સુકાય છે.
ભસ્મીભૂત તમામ કાષ્ઠ-તૃણથી માંડી બધાં થાય છે,
ત્યારે આગ પ્રચંડ પેસી ભૂમિમાં પાતાળમાં જાય છે;
ભૂતો ભૂમિ રસાતળો સહ બધું અગ્નિરૂપે થાય છે,
તે પૂંઠે જળ મેઘ ભારી પડતાં અગ્નિ શમી જાય છે.
મેઘોએ વરસી બધે જળ ભરી ખાલી જદા થાય છે,
ત્યારે વાયુ પ્રચંડ મેઘ હણવા સર્વે દિશે વાય છે.

દોહરો

વરસે છે વરસો સુધી, મહા વસમો વરસાદ;
વાયુ વાઈ વેગે વળી, વેરે વાદળ સાથ;

ગીતિ

વાયુ પણ શમી જાતો, એકાર્ણવમાં ભેદ ન સમજાતો;
તવ આશ્રમ દેખાતો, હું તરતો ફરતો ડુબકાં ખાતો.

મહર્ષિ માર્કંડેયને પોતાને પ્રલયનો જેવો પ્રત્યક્ષ અનુભવ થયો હતો તે અહીં વર્ણવે છે. પોતે ચિરંજીવી રહેવાનું વરદાન માગેલું તેથી માત્ર પોતાનું શરીરજ તે પ્રલયકાળમાં વિનાશ પામ્યું ન હતું, બાકીનું સર્વ કંઇ પ્રભુની માયાશક્તિથી નષ્ટ થઇ ગયું હતું; અને તે પણ પ્રભુની ઈચ્છાથીજ. એ રીતે એકાર્ણવરૂપ થયેલી પ્રભુની માયાશક્તિ મને જ્યારે દેખાઈ ત્યારે તે શક્તિ કેવડી ને કેવી છે? એમ તેનો પાર જાણવા મેં પ્રયાસ કર્યો, એ વાત કહે છેઃ—

દીંડી

આવું અનુભવ્યું જદા પહેલી વાર, દીઠું કો ન તદા કશી વ્હાર;
મુઆં પ્રાણી માત્ર મહાપ્રલયમાં રે, એકલો રહ્યો કરવું શું મ્હારે.

શિખરિણી

તરૂં તે ક્યાં સુધી, અવધિ ન દીસે ક્યાંહી જળની,
ફરૂં તે ક્યાંસુધી, ઉરમહીં નથી આશ સ્થળની;
ધરૂં તે ક્યાંસુધી, ઉર મહીં ધૃતિ હું વિકળની,
વલે તે શી થાશે, હદ પણ ખુટી બુદ્ધિબળની.

'એવી માયાશક્તિ વડી' મારી ગભરામણ ઘણીજ વધવા લાગી. મેં શોચ્યુંઃ—

દોહરો

કરી ચિરંજીવ જાત શિદ, સહુ સાથે જીવ જાત;
રહ્યો માત્ર જીવ જાતમાં, નથી અન્ય જીવ જાત.

સાખી

ઘણું વિચારી મતિ હારી મેં ભૂલ કરી આ ભારી
તપ કરી દુઃખી કરી શ્રીહરિનો વૃથા કર્યો આભારી;
ન સૂઝ પડી આ ઘડીની ઘડી મનસુબો ચહ્યું આ શાને,
ભક્ષ કશું દશ દિશે નવ દીસે કંઈ પણ મુજ આશાને.

ભુજંગી

અતિ થાકીપાકીથયોપાણીપાણી, વીતી કેટલી વાર તે નામપાણી.
હલાવીહલાવી દુખ્યાછેક પાણિ, ન પાણીતણી વાટ કેમે કપાણી.

બસ, હવે તો 'પ્રભુ રાખે તેમ રહેવું' એમાંજ મેં મજા

માની. અલ્પ મતિ ને પરતંત્ર આપણે કયાં? અને અગાધ મતિ તથા સ્વતંત્ર તે સર્વેશ્વર કયાં? હવે તો એમજ ધારવું કેઃ—

સીતાવર જે કંઈ કરશે રે, તે કરશે સારૂ;
શીદ રાખું શિર હું જોખમ રે, ફોકટ મ્હારૂં.
જેનાથી નહિ કોઈ ડાહ્યો, તેણે મારો કર સ્હાયો;
શીદ થાઉં હવે રઘવાયોરે, કરશે સારૂં.

સકામ ભક્તિ ન કરવી જોઇએ. નિષ્કામ ભક્તિજ કરવા યોગ્ય છે. જો કે કંઇ પણ ન કરે તેઓના કરતાં સકામ ભક્ત ઉત્તમ તો છેજ; કેમકે પોતે ઇચ્છેલું ફળ અનુભવીને ક્રમશઃ તેઓ સકામ ભક્ત થઈ શકે છે અને તે દરમ્યાન તે સકામ ભક્તોને પ્રભુ ત્યજી દેતા નથી. ભગવાનની તો પ્રતિજ્ઞાજ છે–'न मे भक्तः प्रणश्यति। મારો ભક્ત વિનાશ પામતો નથી –ભક્તિમાર્ગથી ભ્રષ્ટ થતોજ નથી.' આ પ્રતિજ્ઞાનો મુનિ માર્કંડેયને અનુભવ તો હતોજ છતાં તેમને આ વાત તો તેજ વેળા લક્ષ્યમાં આવી કે, પ્રભુ કરતાં પોતે ડાહ્યા થવું, તે ઘોર અજ્ઞાન છે. સર્વ કંઇ પ્રભુની ઇચ્છાને અધીન સમજી યથાયોગ્ય કરવા પ્રભુનેજ સોંપી દેવું જોઇએ, આમ સમજનારા નિષ્કામ ભક્તો, પ્રભુની આગળ ડહાપણ ચલાવતા નથી, ને પોતાના મનથી કંઇ માગતા નથી. મુનિ માર્કંડેયે તો પ્રથમ સકામ ભક્તપણની પોતાના તપશ્ચરણનું ફળ માગ્યું જેનો અનુભવ કરવો હજી બાકી હતો. એ માયાદર્શનથી આખરે તે થાકયા, ત્રાસ્યા, તેનો પાર નજ આવ્યો. તે માટે સમય ગાળવો તે પણ તેમને નિષ્ફળ જણાયું ને તેમાં પોતે ફાવશે નહિ, એમ પણ પોતે અનુભવ્યું. ભગવાન શ્રીકૃષ્ણે પણ ગીતામાં તેજ કહ્યું છે–'मम माया दुरत्यया। મારી માયા તરવી મુશ્કેલ છે.' આ ઇશ્વરવાક્ય ખરેખર સત્ય છે. પોતાના કેવળ માનુષી બળથી સંસારનો પાર કદી આવતોજ નથી અને તે માટેજ શ્રીકૃષ્ણ ભાર દઇને કહે છે–'मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते। જેઓ મારેજ શરણે આવે છે તેઓ આ માયાને તરી શકે છે.' આ વાતનો અનુભવ જ્યાંસુધી થયો ન હતો ત્યાંસુધી તો એ માયાને તરવા માર્કંડેય મુનિએ ફાંફાં ઘણાં

માર્યાં, પણ તે શું કામનાં ?

માયા મને નિત્ય ભૂલાવે, પ્રભુજી ઘડી ઘડી ગભરાવે;
વિધવિધ વિષયી વેશ કરીને, મનડું મારૂં લલચાવે. હો માયા૦

એ રીતે માર્કંડેયને અનુભવ થવા લાગ્યો કે:—

मायां तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरम् ।

માયા એ પ્રકૃતિ છે અને માયાનો નિયંતા તે મહેશ્વર છે, એમ સમજવું જોઇએ. એ રીતે માર્કંડેય મુનિને પ્રકૃતિનાં દર્શન થયાં. તે પછી માયાવાળા મહેશ્વર દેખાયા. તે પણ માયાથી મુક્તજ રહીને કેવડા ને કેવા સ્વરૂપે ? એ તે મહર્ષિ પોતેજ કહે છે:—

ઉપેન્દ્રવજ્રા

ફરી ફરીને ફરી આર પાસે, કરે કરીને કરી મેં તપાસે;
વડે વડે તેજવડે પ્રકાશે, દીઠું મીઠું રૂપજ છેક પાસે.

એ સ્વરૂપ દેખી મુનિને વિચાર થયો કે, વળી આ શું ? પોતે પોતાને વીસરી ગયા, માયાને પણ ભૂલ્યા ને એ સ્વરૂપમાંજ મગ્ન બની ગયા. ખરેખર ઇશ્વરી સ્વરૂપની આજ ખુબી છે. તે પ્રભુ, જ્યારે સ્વરૂપ-દર્શન કરાવે છે ત્યારે એવું કોઇ સ્વરૂપ હોય છે કે ભકત સ્વયમેવ સમાધિસ્થ બન્યો હોય તેવો તન્મય બની જાય છે, જે સ્વરૂપદર્શન માટે દેવો ઉમેદવારીજ કર્યા કરે છે અને તે મજા મેળવવા 'नित्यं दर्शनकांक्षिणः'—હરહમેશ પ્રભુદર્શનને ઇચ્છતા તે દેવો જેવો ક્યાંય લાગ મળે છે કે તુરત ત્યાં દોડી જાય છે. જુઓ, રાવણ વગેરેનાં દુષ્કૃત્યોથી ભૂમિ પર ઘણોજ ભાર જ્યારે વધી પડયો ત્યારે પ્રભુ, રામચંદ્રરૂપે અવતર્યા; તે વેળા બ્રહ્માદિ સર્વ દેવો એકઠા મળી પ્રભુનો ઉપકાર માનવા દોડી ગયા હતા; તેમજ શ્રીકૃષ્ણસ્વરૂપે પ્રભુનું પ્રાકટ્ય થયુ ત્યારે પણ દેવો તેમનું દર્શન ઇચ્છતા આવી પહોંચ્યા હતા, એમ શુકદેવજી શ્રીમદ્ ભાગવતમાં કહે છે:—

अथ ब्रह्मात्मजैर्देवैः प्रजेशैरावृतोऽभ्यगात् ।
भवश्च भूतभव्येशो ययौ भूतगणैर्वृतः ॥

તે પછી પોતાના પુત્ર-સનકાદિ, દેવો અને પ્રજાપતિઓથી વીંટાયલા બ્રહ્મા તથા ભૂતગણોથી વીંટાયલા ભૂત-ભવિષ્યના સ્વામી શંકર ત્યાં ગયા. આ બધા કયાં ગયા? અને શા માટે ગયા? તે કહે છેઃ—

द्वारकामुपसंजग्मुः सर्वे कृष्णदिदृक्षवः ।
वपुषा येन भगवान्नरलोकमनोरमः ।
यशो वितेने लोकेषु सर्वलोकमलापहम् ॥

શ્રીકૃષ્ણનાં દર્શન કરવા ઇચ્છતા તેઓ સર્વે દ્વારકા ગયા. (જ્યાં) જે શરીર વડે મનુષ્યલોકનાં મનને આનંદ પમાડતા ભગવાન કૃષ્ણ, સર્વ લોકોનાં પાપને નાશ કરનારો યશ લોકોમાં ફેલાવી રહ્યા હતા. તેજ સર્વેશ્વરે એ વેળા વળી એવું અંગ ધારણ કર્યું હતું, કે જેથી મુનિ માર્કંડેય મુગ્ધ બની ગયા. તેવું મોહક સ્વરૂપ કર્યું હતું? તે મુનિ પોતે કહે છેઃ—

૫૬

'તેરા મુખ ચંદ' એ દેશી રાગ સોરઠ.

વટપત્ર ઉપર બાળક શું સુંદર રે,
બાળક શું સુંદર (૨) વટ. ટેક.
કુમળું પત્ર સુંવાળું બીછાનું,
તેવું રૂપાળું ઉપર છે અસ્તર રે. વટ૦
મહામસ્તક મણિસમ કાંતિ,
શાંતિકર ઉર શ્રીવત્સધર રે. વટ૦
હસે જરી ન ખસે વિકસેલાં,
કમળ નયન મીઠડાં રસભર રે. વટ૦
જોઉં મોહું ચિત્ત પ્રોઉં ખોઉં સુધ,
પાસ વાસ નવ નારી કે નર. વટ૦

ગીતિ

રે ઓ પડયું ઓ પડશે, ક્યાંથી આવ્યું તેર્યું પત્ર ઉપર શે;
ઉગર્યું પ્રલય ઉપર શે, ચહ્યું થવા મેં કૃતાર્થ તન-સ્પર્શે.

જેમ લોહચુંબક લોઢાને આકર્ષે તેમ એ બાલમુકુંદસ્વરૂપે મુનિને આકર્ષ્યા. તેમને આશ્ચર્ય થયું. તે વિચા-

રગ્રસ્ત બન્યાઃ-' રે આ સુંદર બાળક પર મને આટલો બધો પ્રેમ કેમ થાય છે?' આ વસ્તુ જાણવા માટે તેમણે પોતાની જ્ઞાનદૃષ્ટિનો ઉપયોગ કર્યો, છતાં પોતે કંઇ સમજી શક્યા નહિ. તે કહે છે—

तपसा चिंतयँश्चापि तं शिशुं नोपलक्षये ।
भूतं भव्यं भविष्यं च जानन्नपि नराधिप ॥

હે યુધિષ્ઠિર રાજા! (માર્કંડેય મુનિ કહે છે) તપથી ચિંતન કરતાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારો છતા હું તે બાળકને જાણી શક્યો નહિ, અર્થાત્ મારી તપઃશક્તિ તથા જ્ઞાનદૃષ્ટિ ત્યાં નિષ્ફળ નીવડી; તેટલામાં તો—

૫૬

રાગ મારુ

અહા! બાળ એ બોલ્યું, મુખડું ખોલ્યું મીઠડું હસી;
બોલ્યું મીઠડું શું હસી! છબી નથી હજીએ ખસી, અહા! ટેક૦
ઓળખ્યું હું ભૃગુપુત્ર ! તને હું, આવ માર્કંડેય આમ;
થાક્યો જાણી કરુણા આણી, આપવા ચાહું વિરામ. અહા૦
મન માને ત્યાંસુધી રહેજે, પેશ મારા તનમાંહ્ય;
તુઠયો તારા પર માન યથારથ, કર સુખથી ધન્ય કામ. અહા૦

શિખરિણી

મને લાગ્યું ત્યારે મનમહીં મારે કષ્ટ ઘણું એ,
નથી જ્યારે મ્હારે કહીં પણ કશું સ્થાન બણ્યું એ;
હસે છે એ બાળે તવ મશ્કરી મારી કરીને,
હશે છો એ બાળે શિશુભણી નહિ જોઉં ફરીને.

શાર્દૂલ

મેં એવું ચહી ચિત્ત દૂર તરીને જાવા ચહ્યું જે સમે,
ત્યાં ખોલ્યું મુખ બાળકે પરવશે ખેંચાઇ હું તે સમે;
એના એજ શિશુભણી જઇ ચઢી પેઠો મુખે ને પછી,
શું આશ્ચર્ય દીઠું અહા ઉદરમાં શી શી લીલા છે રચી.

૫૬

'અબ મેરી રાધેને બસી સુરાઇ' એ રાગ.

અહા! જીવ આ શું વિચિત્ર જણાય, આ તે જાગું કે સ્વપ્ન લેખાય.

પેસી શક્યો હું આવડો, એ બાળતણા મુખમાંહ્ય;
આ તે ઉદર કે જગત જબરૂં, એ તો હતી લઘુકાય. આ૦
વિશાળ ભૂ પર દોડયો દીઠાં નગર ગામ સમુદાય;
ગંગા-યમુના આદિ નદીઓ, ગિરિ-ક્ષેત્ર વરતાય. આ૦
ઘુઘવતો મહાસાગર દીઠો, ગગન શશિ દિનરાય;
સુંદર વન જન ચારે વરણો, ધર્મ યથાર્થ પળાય. આ૦
હિમ-ગંધમાદન-મંદર-ને, મેરુ ઝગમગ થાય;
પશુ-પક્ષી નર દેવો દીઠા, ભોગ ભોગવે જાય. આ૦
ફલાહાર કરતો ને ફરતો ફર્યો ઠેરી ન જરાય;
વર્ષ સેંકડો વીત્યાં તોપણ પાર દીઠો નહિ કયાંય. આ૦
દોડી રખડી રખડી થાક્યો, ગભરાયો મનમાંહ્ય;
અંતે શ્રીહરિને સંભાર્યા, છેલ્લો સિદ્ધ ઉપાય. આ૦

ततस्तमेव शरणं गतोऽस्मि विधिवत् तदा ।
वरेण्यं वरदं देवं मनसा कर्मणाऽथ च ॥

પછી તો તે સમયે વિધિપૂર્વક તેજ વરદાન દેનારા શ્રેષ્ઠ દેવને મન તથા કર્મથી હું શરણે ગયો. એટલે—

માલિની છંદ

શરણ વરણ એવું મેં કર્યું સત્ય ભાવે,
મહત પવન ચાલ્યો ત્યાં પ્રભુને પ્રભાવે;
મુખમહીં થકી પાછો આવી ઉભો બહાર,
હરિ જળ વડ પત્રે એજ દીઠી બહાર.

ગીતિ

એજ પીતાંબરવાળા, ઉદરે સમસ્ત જગના રખવાળા;
ઘનશ્યામ અતિવહાલા, સુતા સુખેથી નિરખ્યા મતવાલા.

પદ

'મોરી કર પકરત ગઈ બંગરી' એ રાગ.

હસી કહે બાળક એ મનહારી.
કેમ મુનિ પ્રવેશી મુજ તનમાં,
થાક કરી સ્થિર લીધો ઉતારી ? હસી૦
કષ્ટ કંઈ કનડયા તો ન કોઈએ,
વાત કહો તમારી વિસ્તારી. હસી૦
બે ઘડી ઠીક મઝા પડી કે નહિ,

કોઈ મળ્યું તો નથી દુ:ખકારી. હસી૦
આવવું નહોતું પેસાડયા પરાણે,
મા ગમ્યું કે ગમ્યું કહો તપધારી. હસી૦

ગીતિ

કમળ ચરણ શિરધારી, સુખદ શરણ માની ઉર ધીર ધારી;
કૃપાપણું અવધારી, વિનતિ કીધી ઉર આશ વધારી.

૫૬

'દીનનો દયાળ છોડી' એ રાગ.

કમળનયન દેવ કહો, કોણ આપ! આ શું?
ક્યાંથી અહીં કેમ આપ, ઉદરે શું ભાસ્યું. કમળ૦
જઠરમાંહિ જગત બધું, વસ્યું દીઠું ખાસું;
શી રીતે સમાયું સર્વ, એ ઉરે વિમાસું. કમળ૦
લેવાને થાહ મેં, ફરી બધું તપાસ્યું;
થાક્યો હાથે હૃદય, રખડીને ત્રાસ્યું. કમળ૦
પેઠો મુખમાં શું ખુલ્લું, થાતાં એ ખાસું;
નીકળ્યો શું તેમ આ, સ્વરૂપ શું પ્રકાશ્યું. કમળ૦
જે છ તે તુંજ છેજ, તુજથી ક્યાં નાસું;
સેહ ભાગ મોહ તોડ, જેથી હું ઉલ્લાસું. કમળ૦

૫૬

'ઓધવજી કરમનકી ગતિ ન્યારી' એ રાગ.

વદ્યા હરિ દેવદેવ દુ:ખહારી મારી વિનંતિ સદ્ય સ્વીકારી. ટેક.
દેવો પણ નથી જાણી શકતા વાત યથારથ મ્હારી;
પણ તુજ પર કરુણા આણીને, સત્ય કહું તપધારી. વદ્યા૦
પિતુ સેવા તેં બહુ કીધી છે, ભક્તિ મ્હારી પ્યારી;
બ્રહ્મચર્ય વ્રત પાળ્યું પૂરું, તુષ્ટ તેથી છઉં ભારી. વદ્યા૦
આ નાર તે અયન છે મ્હારૂં, શ્રુતિ-સ્મૃતિ એજ ઉચ્ચારી;
નારાયણ નામે છે ખાસ તો, કેવળ સંજ્ઞા મ્હારી. વદ્યા૦

अहं नारायणो नाम प्रभवः शाश्वतोऽव्ययः।
विधाता सर्वभूतानां संहर्ता च द्विजोत्तम ॥
अहं विष्णुरहं ब्रह्मा शक्रश्चाहं सुराधिपः।
यजंते वेदविदुषो मां देवयजने स्थितम् ॥

ऋग्वेदः सामवेदश्च यजुर्वेदोऽप्यथर्वणः ।
मत्तः प्रादुर्भवंत्येते मामेव प्रविशंति च ॥
सत्वस्था निरहंकारा नित्यमप्यात्मकोविदाः ।
मामेव सततं विप्राश्चिंतयंत उपासते ॥

માર્કંડેય કહે છે કે, તે બાલમુકુંદ વિષ્ણુ ભગવાને મને કહ્યું કે, હે દ્વિજોત્તમ ! નારાયણ નામે હુંજ છું. સર્વનું ઉત્પત્તિસ્થાન, નિત્ય, નિર્વિકાર, સર્વ ભૂતોનો સ્રષ્ટા અને સંહર્તા હું છું. હુંજ વિષ્ણુ, બ્રહ્મા તથા દેવોનો રાજા ઇન્દ્ર છું. વેદવેત્તાઓ દેવોના યજનમાં રહેલા મનેજ પૂજે છે. ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ તથા અથર્વવેદ મારાથી પ્રકટ થાય છે અને મારામાંજ પ્રવેશ કરે છે; અને સત્ત્વગુણમાં સ્થિતિ કરનારા, અહંકાર વિનાના તથા અધ્યાત્મને જાણનારા બ્રાહ્મણો સતત્ મારૂં ચિંતન કરતા મને નિત્ય ઉપાસે છે અર્થાત્ મારૂં નામ નારાયણ છે, સૌનું ઉત્પત્તિસ્થાન 'સત' રૂપ તે હું છું. અને તે પણ વિકારી નહિ; તેમજ બ્રહ્માની પેઠે એક કલ્પ માટે નહિ પણ શાશ્વત ને અવ્યય સ્વરૂપેજ. જો કે કર્તા તથા સંહર્તા બ્રહ્મા અને શંકર કહેવાય છે પણ તેમનો અને બ્રહ્માંડ સર્વનો કર્તા તથા સંહર્તા હુંજ છું. બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર વગેરે સર્વમાં મારીજ શક્તિ કામ કર્યા કરે છે. જેમ વહીવટદાર, ફોજદાર–એ બધામાં મુખ્ય રાજાનીજ શાસનશક્તિ કામ કરે છે–તે બધારૂપ રાજાજ છે તેમ હું સર્વ સ્વરૂપ છું. ગીતાજીમાં પણ તેજ કહ્યું છેઃ–'तपाम्यहमहं वर्षे'–હુંજ ગ્રીષ્મઋતુમાં તપું છું. હુંજ ચોમાસામાં વરસું છું વગેરે. આવા અભિપ્રાયથી વેદ જાણનારાઓ તે તે નામથી મનેજ પૂજે છે. કેમકે યજ્ઞમાં હુંજ રહેલો છું. ગીતાજીમાં પણ આજ કહ્યું છેઃ–'अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च। હુંજ સર્વ યજ્ઞોનો ભોક્તા તથા પ્રભુ છું.' લૌકિક દૃષ્ટિએ પણ તેજ કહેવાય છેઃ–'सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति । સર્વ દેવોને કરેલો નમસ્કાર વસ્તુતઃ પરમાત્માનેજ કર્યો ગણાય

છે.' વળી સર્વ શાસ્ત્રો અને તેનાં મૂળરૂપ મનાતા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદ મારામાંથી પ્રકટ થાય છે ને મારામાંજ પાછા વિલિન થાય છે. આ વસ્તુમાં ગીતા સાક્ષી પૂરે છેઃ–'वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृत्। હુંજ સર્વ વેદોથી જાણવા યોગ્ય છું, વેદાંતકર્તા હુંજ છું વગેરે.' આ વાતને યથાર્થ સમજનારાઓ અને તે પ્રમાણે વર્તનારાઓ કદી ભૂલમાં પડતા નથી પણ તેવા અધિકારીઓ વિરલ છે. આ વાત કોને લક્ષ્યમાં આવે? તે સંબંધે ગીતામાં કહે છેઃ–'येषां त्वंतगतं पापं'–જેઓનાં પાપ નાશ પામ્યાં હોય, તેઓને આ વાત લક્ષ્યમાં ઉતરે છે. જેઓ સત્ત્વગુણી હોઇને અહંકારરહિત હોય છે અને નિત્ય અધ્યાત્મશાસ્ત્રનુંજ સેવન કર્યા કરે છે, તેવા બ્રાહ્મણોજ મારૂં સદા ચિંતન તથા ઉપાસના કરે છે; અને તે પણ મન, વચન તથા કાયાથી. આ વસ્તુજ અમે અહીં ગાઈ બતાવી છેઃ—

સત્ સ્વામી શ્રીહરિ, બ્રહ્માદિ સ્તંબ જીવ વશ છે.

બાળમુકુંદ ભગવાન વળી માર્કંડેય પ્રત્યે બોલ્યા કેઃ—

બ્રહ્મા ઉઠે ત્યાંસુધી સુખથી આંહી રહો મુનિ ભારી;
હુંજ ઉઠાડીશ જગ સરજાવીશ, એ દ્વારા વિસ્તારી. વધા૦

આ ઉપરથી સિદ્ધ થયું કેઃ—

'કાળના કાળ પણ એ છે, એ ચહે તેવુંજ બને છે;'
અંતસાર અનંત એ છે, ગમ શાસ્ત્રોથી પડી,
એ સત્ સ્વામી શ્રીહરિ.

ફરી ભગવાને કહ્યું—

ગભરાતો જોઈ તને પ્રલયમાં, ઉદરે દીધો ઉતારી;
તોપણ તું શાંતિ નવ પામ્યો, જોઈ લીલા સહ મ્હારી. વધા૦
ત્યારે બહાર ફરી મેં કાઢ્યો, માયા જણાવી સારી;
વર આપેલા પૂર્ણ કર્યા મેં શીદ એ જાય વિસારી. વધા૦

આજ માયાની ખુબી! પ્રલયકાળનું દશ્ય, તેમાં વડનું ઝાડ, ને તેના એકજ પાંદડાં પર સુંદર બાળક, તે પણ એકલું. તેના ઉદરમાં વળી સમસ્ત જીવતું-જાગતું જગત! ક્ષણમાં જોતાં તો હજારો વર્ષો વીતી જાય! એ પણ અદ્ભુ-

ભવાય તે પ્રમાણે, ફરી તેના ઉદરમાંથી વિના મરણે અને સર્વનો વિનાશ દેખ્યા વિનાજ મુનિનું બહાર આગમન અને ત્યાં પણ પ્રલયદર્શન—આ સર્વ એ માયાનીજ અદ્ભુત કળા. પ્રભુ તે પોતાની શક્તિથી કેવું કરી બતાવે છે? કેવી રીતે સર્વને ધરે છે, સંહારે છે, જીવાડે છે અને બતાવે છે? આ બધું અચિંત્ય છે. આવી 'માયાશક્તિ વડી' અને તેનો 'સત્ સ્વામી શ્રીહરિ.'

તેનો પાર શું કોઇ પણ પામે? મુનિ માર્કંડેય પણ થાકયા. બહાર ભટકી ભટકીને તે પાર ન પામ્યા ને બાળમુકુંદના ઉદરમાં પણ પાર પામી શકયા નહિ. આજ પ્રભુની માયા છે. સૃષ્ટિવેળા પણ તે અપાર છે ને પ્રલયકાળે પણ તેનો પાર નથી જણાતો. એમાંથી છૂટવાનો—એનો પાર પામવાનો માત્ર એકજ ઉપાય છે અને તેજ ગીતાજીમાં દર્શાવ્યો છે—' मामेव शरणं गच्छ । મારેજ શરણે તું આવી જા.' 'मामेव ये प्रपद्यंते । જેઓ મારે શરણે આવે છે તેઓ એ માયાને તરી જાય છે.' આજ ઉપાયને આચરણમાં મૂકવા શ્રુતિ કહે છે:—' मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये । પ્રભુ પ્રત્યે નિત્ય પ્રાર્થના કરવી—હું મુમુક્ષુ આપને શરણે આવ્યો છું.' આમ આ ઉપાયને આચરણમાં મૂકનાર હરકોઇ વ્યક્તિ તે માયાને તરી જાય છે. મુનિ માર્કંડેયને બહાર રહીને તથા ઉદરમાં જઇને પણ જે મુંઝવણ મુંઝવતી હતી તે તે પ્રભુની કૃપા થઈ ત્યારેજ દૂર થઇ. ફરી એ માયાની ભૂલવણીમાં તું ભૂલથાપ નહિ ખાય, એમ સાંત્વન આપતા ભગવાને મુનિ માર્કંડેયને કહ્યું:—

હવે કદી નહિ તને ભૂલાવે, મમ માયા મોહકારી;
ઓળખ મ્હારી પૂર્ણ કરાવી, રાખ્ય સદા સંભારી. વધા૦

ગીતિ

કરી એવો વર પૂરણ, શ્રીવર સત્વર અંતર્ધ્યાન થયા;
ફરી દીઠું જગ પૂરણ, જળ વડ કે જગજીવન ત્યાં ન રહ્યા.

બસ, પોતાના પ્રત્યક્ષ અનુભવની આ કથા માર્કંડેય મુનિએ પૂરી કરી. આ પ્રમાણે જે એક પ્રલયના સંબંધ-

માં બને છે, તેજ અનેક પ્રળળના સંબંધમાં બને છે. જેવો નાનો પ્રલય તેવોજ મોટો પ્રલય. સર્વનો વિનાશ થયા પછી જે એકજ વસ્તુ બાકી રહે છે તેજ સર્વનો વિનાશ કરનાર અને પોતે અવિનાશી હોઇ તેજ સ્વરૂપે બાકી રહે છે. આ અવિનાશી વસ્તુ તે સ્વરૂપતઃ કોઇ પણ વસ્તુનો વિનાશ કરતી નથી, કિંતુ પ્રથમ કહી ગયા તે પ્રમાણે પોતામાં સર્વને સંકેલી લઇ રાખી મૂકે છે. તેજ એ વસ્તુ 'સત્–સ્વામી–શ્રીહરિ' આનેજ 'નારાયણ' નામે કહે છે. માર્કંડેયે દર્શન કરેલું બાળમુકુંદસ્વરૂપ પણ તેજ નારાયણ. હાલમાં તે ક્યાં હશે ? ને કેવા સ્વરૂપમાં હશે ? આના ઉત્તરમાં એજ કહી શકાય કે તેમનાં અનેક સ્વરૂપો છે અને તે સર્વત્ર છે–વ્યાપક છે. અને તે પણ કેવળ આ બ્રહ્માંડમાંજ નહિ પણ કોટિશઃ બ્રહ્માંડોમાં વ્યાપી રહેલ છે; છતાં 'नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः । હું સર્વને પ્રકટ જણાતો નથી. કેમકે યોગમાયાથી હું આવૃત્ત છું' એમ ભગવાન કૃષ્ણ પોતે સ્વમુખે કહે છે. વળી ગીતામાં તેજ પ્રભુ કહે છેઃ—

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥

'મનુષ્ય શરીરનો આશ્રય કરનારા મારો મૂઢ લોકો તિરસ્કાર કરે છે–મારું અપમાન કરે છે. કેમકે સર્વ ભૂતોના મહાન ઇશ્વર મારા સર્વોત્કૃષ્ટ સ્વરૂપને તેઓ સમજી શકતા નથી.' પણ ક્યાંથી સમજી શકે ? તે પરમાત્માની મહામાયાથી લોકો મૂઢ બન્યા છે–પોતાનું સ્વરૂપજ્ઞાન ભૂલ્યા છે. આવી બિભાન સ્થિતિમાં ઈશ્વરી જ્ઞાન ક્યાંથી હોઇ શકે ? માર્કંડેય મુનિ તો છેવટે એ માયાને પ્રભુકૃપાથી જીતી શક્યા છે, એટલે પોતાની જ્ઞાનદૃષ્ટિથી યુધિષ્ઠિર પ્રત્યે પુનઃ આ પ્રમાણે કહે છેઃ—

## દીંડી

સત્ય કહ્યું આ સમસ્ત ધર્મરાય, અનુભવેલું વીસારી ના જરાય;
દીઠા વટમાં જે સુતા કરી સેજ, કૃષ્ણ નારાયણ દીઠા આજ એજ.
આ માયાદર્શન કથા જે વેળા માર્કંડેયે યુધિષ્ઠિરની

કહી હતી તે વેળા ખુદ ભગવાન પોતે શ્રીકૃષ્ણ સ્વરૂપે ત્યાં પ્રત્યક્ષ હતા; જે આપણે પ્રથમ કહી ગયા છીએ.

'સ્વમિત્ર વળી ત્યાં લક્ષ્મીનિવાસે હતા.' તેમણે પણ માર્કંડેયની આ માયાદર્શનકથા સાંભળી હતી. તે વેળા મુનિ માર્કંડેયે, શ્રીકૃષ્ણને ત્યાં પ્રત્યક્ષ જોઇ આ પ્રમાણે કહ્યું હતું:–

દોહરો

આજ દીઠા મેં તે સમય, ફરી દીઠા તે આજ;
લાજ એજ તવ રાખતા હતા તવ એકલાજ.

મૂળ મહાભારતનાજ શબ્દો હવે અહીં ઉતારીશું. મુદ્દાની વાત બસ એજ છે કે 'સત્ સ્વામી શ્રીહરિ' તે કોણ? કેવા છે? અહા! તે ભક્તવત્સલ છે. મહાભારતમાં માર્કંડેય કહે છેઃ—

यत्स देवो मया दृष्टो पुरा पद्मायतेक्षणः ।
स एप पुरुपव्याघ्र ! संबंधी ते जनार्दनः ॥
अस्यैव वरदानाद्धि स्मृतिर्न प्रजहाति माम् ।
दीर्घमायुश्च कौंतेय स्वच्छंदमरणं मम ॥

'હે પુરુષવ્યાઘ્ર યુધિષ્ઠિર! કમળપત્ર સમાન વિશાળ નેત્રવાળા જે દેવને (બાલમુકુંદ સ્વરૂપે) પહેલાં મેં જોયા હતા તેજ આ તમારા સંબંધી (જણાતા) શ્રીકૃષ્ણ પોતે છે. આ પરમાત્માના વરદાનથી મને પૂર્વની સ્મૃતિ છોડતી નથી, મારું આયુષ લાંબુ થયું છે અને મારી ઈચ્છા પ્રમાણે મારું મરણ થશે. આ રીતે પ્રભુકૃપાથીજ મેં તેમની માયાશક્તિને તથા કાળશક્તિને વશ કરી છે.' અને એમાં આશ્ચર્ય પામવાનું કારણજ નથી. કેમકે પ્રભુ [illegible] પોતાના ભક્તને પણ પોતાની પેઠેજ માયા તથા કા[illegible] [illegible]ર્તા બનાવી શકે છે–તે બન્નેથી નિર્ભય કરે છે; [illegible] કેવા હો[illegible] જોઇએ? માત્ર તેમનુંજ શરણ [illegible] ચાદ્યં મપદ્યે' એજ આદ્ય પુરુષનું હું [illegible] ' એ પરમાત્મદેવને શરણે જનારો [illegible] કાળનો સ્વામી બની શકે છે. છેવટે યુધિષ્ઠિરને ઉપદેશ કરે [illegible]

गच्छध्वमेनं शरणं शरण्यं कौरवर्षभ ।

'હે કૌરવશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! શરણુ લેવા યોગ્ય એ પરમાત્માનું તમે શરણુ લો.' તમે યોગ્ય અધિકારી છો; વળી ખુદ ભગવાન પોતે આ શ્રીકૃષ્ણસ્વરૂપે નિત્ય તમારી સમીપજ છે. આવો સમય ફરી નહિ મળે; એમને શરણે જવું એ કંઇ કઠિન કાર્ય નથી, માત્ર તેમને નમન કરવું એજ તેમનું શરણુ લીધું ગણાય છે. તેમાં વાર શી ?

एवमुक्ताश्च ते पार्था यमौ च भरतर्षभौ ।
द्रौपद्या सहिताः सर्वे नमश्चक्रुर्जनार्दनम् ॥

'માર્કંડેય મુનિએ એ પ્રમાણે કહ્યું એટલે દ્રૌપદી સહિત સર્વ પાંડવોએ ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર કર્યો.' અરે ! પણ જ્યાં પ્રત્યક્ષ ભગવાન બીરાજે છે ત્યાં એમને નમન કરવામાં વિલંબજ કોણ કરે ? જેને કાળનો તથા માયાનો ભય ન હોય તેજ ભગવાનને નમસ્કાર કરતો અટકે. આ ભયથી કોણ મુક્ત છે ? તેમનું શરણુ લેનાર તો એ ભયથી મુક્ત છેજ, અને શરણુ એજ નમન છે—નમન એજ શરણુ છે. પાંડવો જેવા મહાપુરુષો જે માર્ગે ગયા છે, તે વિચારપૂર્વક ને પરીક્ષાપૂર્વકજ હોય, એમ નિશ્ચય કરી 'महाजनो येन गतः स पंथाः। મહાપુરુષો જે માર્ગે ગયા છે તેજ માર્ગ છે' એ વચન પ્રમાણે આ કથાનો સાર અથવા નીચોડ માત્ર એજ છે કે તે સર્વેશ્વરને શ્રદ્ધાપૂર્વક પ્રતિક્ષણ નમન કરવું; અને પ્રતિક્ષણ માનો કેઃ—

'સત્ સ્વામી શ્રીહરિ, બ્રહ્માદિ સ્તંભ જીવ વશ છે,
માયાશક્તિ વડી.'

બસ, આ સ્વાધ્યાયનો પ્રતિક્ષણ પાઠ કરવાથી આજ દિવસ સુધીમાં જે કંઇ કર્યું હશે તે પણ—

न्यूनं संपूर्णतां याति सद्यो वंदे तमच्युतम् ।

'જે ન્યૂન હશે તો સત્વર સંપૂર્ણ બની જશે.' માટે—

'श्रीकृष्णाय तुभ्यं नमः ।'

આ સ્વાધ્યાય નિત્ય-પ્રતિક્ષણ હોવો જોઇએ.



# શ્રી મુક્તાખ્યાન

## પૂર્વરંગ

### પદ

રાગ પીલુ

ઉરે વસ્યા શ્રીહરિ દઢ ધ્યાઉં, કહા કૃતાર્થ થાઉં એ ચાહું. ઉરે૦
ઉધમ અવર મૂકી અનુ મંડું, પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં. ઉરે૦

શ્રીહરિના ધ્યાન વિના કૃતાર્થ થવાતું નથી, એ વાત ચોક્કસ છે, પણ તે ધ્યાન કેવું હોવું જોઇએ ? તે ધ્યાનનો ઉદ્દેશ કેવો જોઇએ ? તે સમજવું જોઇએ. પુનઃ પુનઃ જન્મ-મૃત્યુ આપનાર આ દેહસંબંધ ફરી પ્રાપ્ત ન થાય, તેજ સત્ય કૃતાર્થતા છે, અને તેજ ઉદ્દેશે શ્રીહરિનું ધ્યાન હોવું જોઇએ. આજ કાલના સુધારકોની પેઠે સ્વતંત્રતાનાં બણગાં ફૂંકી નામની સ્વતંત્રતા (કદાચ) મેળવીને શું સ્વતંત્ર થવાય છે ? યુરોપ કે અમેરિકા પોતાને સ્વતંત્ર માનતા હોય તો તેમને જણાવી દેવું જોઇએ કે, તે સાચી સ્વતંત્રતા નથી. ભારતવર્ષ કે હાલનું હિંદુસ્તાન સ્વતંત્રતા માટે મથે છે તે પણ સ્વતંત્રતાનું સત્ય સ્વરૂપ ભૂલ્યું છે. સાચા સ્વતંત્ર કોણ ? જેઓ દેહબંધનથી મુક્ત થયા છે—શરીરરૂપી ભયંકર કેદખાનામાંથી છૂટી ગયા છે, જેમનાં દઢ માયાબંધનો સદાને માટે તૂટયાં છે તેઓજ સાચા સ્વતંત્ર અથવા મુક્ત છે. આ માયાબંધન કે શરીરબંધન કેમ તૂટે, તેને તોડી નાખવાનો સત્ય ઉપાય શો ? આનો ઉત્તર અહીં અપાયો છેઃ— 'ઉરે વસ્યા શ્રીહરિ દઢ ધ્યાઉં'—પોતાના હૃદયમાંજ બિરાજતા શ્રીહરિનું દઢ ધ્યાન તેજ સાચી મુક્તિનો સાચો ઉપાય છે.

સર્વ કોઈ કહે છે કે, 'મનુષ્યશરીર અતિશય દુર્લભ છે' પણ તે મહાદુર્લભ વસ્તુ મેળવી તોયે શું? આ વિષે અમે એક સ્થળે કહ્યું છેઃ—

શ્રીપતિને સ્નેહે સેવે તેજ સાચાં માણસ છે;
બીજાં તો પશુ–પક્ષી સમાનજ ગણાતાં રે. ટેક.

આમ કહેવાનું કારણ? જાત જાતના ઉદ્યમ કરીને–ગમે તે ઉપાયે પોતાનું પેટ તો સર્વ પશુપક્ષીઓ પણ ભરેજ છે ના? જુઓઃ—

અનેક ઉદ્યમ કરી પેટ તો પશુએ ભરે,
દહાડે ફરે ચરે રાત પડે સૂઈ જાતાં રે;
પતિ–પત્ની ભાવ ધરે, પ્રજાને એ પેદા કરે,
દુઃખ ટાળી સંભાળી પાળીને ખુશ થાતાં રે.
ઉદ્યમ કરીને ફરી ફરીને વસ્તુ સંઘરી,
કુટુંબને કાજ માળા બાંધતાં દેખાતાં રે;
શરીર–સંતાન માટે વૃથા કાળ પૂરો કરે,
મરે અવતરે એમ રહે અથડાતાં રે.
એ ઘટમાળથી છુટવાની દેહી માત્ર આ છે,
તે વૃથા ગુમાવે તે અનુ અંતે પસ્તાતાં રે.
માટે હું તો, 'ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં.'

અવધૂત યોગીએ દૃષ્ટાંતપૂર્વક યદુરાજાને કહ્યું છે કે, 'મારા ચોવીસ ગુરુઓ પૈકી એક ગુરુ કપોતનું કુટુંબ પણ છે. એક કપોત (હોલો) એક જગ્યાએ સુંદર માળો બાંધીને પોતાની પત્ની–કપોતી સાથે રહેતો હતો. રાત્રિદિવસ સાથે સાથેજ હરી, ફરી, ચરી, વસીને તેઓ બન્ને વચ્ચે ગાઢ પ્રીતિ બંધાઈ હતી; કેટલોક સમય એમ ને એમ પસાર થતાં કપોતી ગર્ભિણી થઈ, જેથી તેના પોષણનો બોજો કપોત પર આવી પડયો. કપોતીએ ઈંડા મૂકયાં ને સેવ્યાં, ને તેમાંથી બચ્ચાં પણ બહાર આવ્યાં. પછી તો એ બચ્ચાંઓને ઉછેરવાની ખટપટ વધી પડી; પણ તેમનાં સુંવાળા અંગ ને કાલાં ભાષણથી પોતાને કૃતકૃત્ય માની બન્ને કપોત–કપોતી તેમની સેવામાં મગ્ન રહી તેમાંજ આનંદ માનવા લાગ્યાં.

એક દિવસે બન્ને દંપતી બચ્ચાંઓ માટે ચારો લેવા ગયેલાં તેટલામાં તેમની ગેરહાજરીમાં કોઇ એક પારધીએ આવી તેમનાં બચ્ચાંઓને જાળમાં પકડી લીધાં. કપોતી ચારો લઇને આવી પણ કોને ખવરાવે? બચ્ચાંઓ જાળમાં ફસાઈ પડયાં હતાં. બચ્ચાંઓની એ સ્થિતિ કપોતીથી ન જોવાઈ, તેણીએ પણ પારધીની જાળમાં પડતું મૂક્યું. કપોતી એ રીતે ઇચ્છાપૂર્વક ફસાઇ પડી. તેટલામાં કપોત પણ ચારો લઇને આવી પહોંચ્યો; તેણે પોતાના આખા કુટુંબને જાળમાં ફસાયલું જોયું, તેનાથી પણ ન રહેવાયુ; પારધીની જાળમાં તે પણ કૂદી પડયો. એ રીતે આખું કપોત કુટુંબ પારધીની જાળનું ભોગ થઇ પડયુ. તે ઉપરથી હે યદુરાજ! મેં તે કુટુંબનેજ ગુરુ તરીકે સ્વીકારી લઈ તેમાંથી આ ઉપદેશ લીધો કેઃ—

एवं कुटुंब्यशांतात्मा द्वंद्वारामः पतत्रिवत् ।
पुष्णन् कुटुंबं कृपणः सानुबंधोऽवसीदति ॥

'હરકોઈ કુટુંબી આ રીતેજ અશાંત ચિત્તવાળો રહે છે; સુખદુઃખમાં આસક્ત બની આ પક્ષીની પેઠે કુટુંબનું પોષણ કરતો તે કુટુંબી, પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે.' આ વાતનેજ ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છેઃ—

अनेकचित्त विभ्रांत मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥

જેઓનાં ચિત્ત અનેક પ્રકારે ભ્રાંતિ પામ્યાં હોય છે એવા મનુષ્યો, મોહજાળથી વીંટાઇને કામભોગોમાં આસક્ત થાય છે અને (છેવટે) અપવિત્ર નરકમાં પડે છે. આ વસ્તુ મનુષ્યને ત્યારે સમજાય છે કે જ્યારે પોતાના પર તેને ખરેખરૂં મૃત્યુ આવેલું ભાસે છે.

કહેવાય છે કે મહમદ ગીજનવીએ પોતાના મૃત્યુ પછી પોતાની સ્મશાન યાત્રા કેવા પ્રકારે કરવી તે સંબંધે રાજ્યના મુખ્ય અધિકારીઓને આવો હુકમ આપ્યો હતોઃ— પોતાના 'જનાજા'–ઠાઠડી આગળ પોતાનું બધું લશ્કર,

બધા વૈદ્યો, હકીમો, મૌલવીઓ, બધું ધન, સરસામાન તથા સમૃદ્ધિને પણ બહાર કાઢવાં અને છેવટે પોતાના બન્ને હાથને 'જનાજાની બહાર ખુલ્લા રાખવા.' આવો હુકમ આપી પોતાની પ્રજાને તે એમ સમજાવવા માગતો હતો કે, 'જ્યારે પરમેશ્વરના ઘરનું તેડું આવે છે ત્યારે તેને પાછું વાળવા માટે મોટા મહારાજાનું સૈન્ય કે કોઇ જાતની સમૃદ્ધિ કંઇ કામ લાગતી નથી અથવા કોઇ પ્રકારનું ઔષધ, મંત્ર, યંત્ર કે ધન-દોલત-સાહિત્ય કામ લાગતાં નથી; આ સ્થિતિ હરકોઈ રાજા કે રંકની એકસરખી છે.' વળી પોતાના બન્ને હાથને 'જનાજા' બહાર ખુલ્લા રખાવી પોતે એ જણાવવા માગતો હતો કે, હવે અહીંથી ગયા પછી મારૂં શું થશે તે તો હું જાણતો નથી, પણ અત્યારે તો મારી પાસે અઢળક સંપત્તિ હતી છતાં આ રીતે ખુલ્લે હાથે હું એકલોજ ચાલ્યો જાઉં છું. 'બાંધી મુઠી આયોપે' પસારી હાથ જાનો હૈ.' આ વસ્તુ પ્રત્યેક મનુષ્યે સમજપૂર્વક લક્ષ્યમાં રાખવાની છે કેઃ—

વિચાર કે ભૂલી જા પણ શિર એ ઘાંટી છે ભારે;
અહીં તો ચાર દિવસ ને ત્યાં તો સદૈવ રહેવું ત્હારે.
જીવડા જો તું ખૂબ વિચારી સ્થિતિ થશે શી તારી. જીવડા૦
ભણે ગણે જન ધંધો શીખે તે તો આ ભવ સારૂ;
પણ ખપ લાગે જે પરભવમાં તે સારૂ શું ધાર્યું. જીવડા૦

પરભવ માટે તો આજ કર્તવ્ય હોવું જોઇએ-'ઉરે વસ્યા શ્રીહરિ' પરભવમાં સુખી થવા માટે પણ અનેક ઉપાયો છે, અનેક દેવ-દેવીઓ છે છતાં ભગવાન શ્રીકૃષ્ણ તે સંબંધે ઉદ્ધવ પ્રત્યે આ પ્રમાણે કહે છેઃ—

लोकानां लोकपालानां मद्भयं कल्पजीविनाम् ।
ब्रह्मणोऽपि भयं मत्तो द्विपरार्द्धपरायुषः ॥
कर्माणि दुःखोदर्काणि कुर्वन् देहेन तैः पुनः ।
देहमाभजते तत्र किं सुखं मर्त्यधर्मिणः ॥

જેઓ એક કલ્પ (સૃષ્ટિકાળ) સુધી જીવનારા છે તેવા

લોકો તથા લોકપાલોને પણ મારો ભય છે. અરે! એ પરાર્દ્ધ જેટલા લાંબા આયુષવાળા બ્રહ્માને પણ મારાથી ભય છે. (કે મારે પણ મરવું પડશે, મારૂં શું થશે? શ્રી હરિ શું કરશે વગેરે. તો પછી કંગાલ મનુષ્યોની શી ગણુતરી? તેઓ મૃત્યુથી મુક્ત થવા માટે પ્રયત્ન તો કરે છે પણ નકામા. જેમકે) આ દેહવડે પરિણામે દુઃખ દેનારા યજ્ઞયાગાદિ કર્મો કરે છે અને (તેના ફળ રૂપે) ફરી દેહને પ્રાપ્ત કરે છે-જન્મ મરણનો ફેરો ટાળવાના ઉદ્દેશથી પ્રયત્ન કરવા છતાં તે ફેરો ટળતો નથી, પણ ઉલટો આવ્યાજ કરે છે. આ રીતે નાશવંત ધર્મવાળા મનુષ્યને ( તે તે યજ્ઞાદિ કર્મો કરવામાં પરિણામે ) શું સુખ છે? જો વિચાર કરવામાં આવે તો દૃષ્ટાંત સ્પષ્ટ છેઃ—

को न्वर्थः सुखयत्येनं कामो वा मृत्युरन्तिके।
आघातं नीयमानस्य वध्यस्येव न तुष्टिदः॥

જેને વધ કરવાનો હુકમ રાજાએ ફરમાવ્યો હોય તેવા કોઈ મનુષ્યને જ્યારે વધસ્થાન પ્રત્યે લઈ જવામાં આવતો હોય ત્યારે ખાન-પાન આદિ કયો વિષય તેને સુખ આપી શકે છે? તેજ પ્રમાણે કાળના મુખમાં પડેલા મનુષ્યને કયો વિષય સંતોષ આપનાર થઈ શકે? ક્યારે મૃત્યુ આવી પહોંચશે, તેનું પણ જેને જ્ઞાન નથી એવો પ્રત્યેક મનુષ્ય જો ખરો વિચાર કરે તો એક રાત્રિ પણ નિદ્રા ન આવવી જોઈએ. ફાંસી દેવાનો હુકમ જેને થયો હોય છે તેને તો દિવસ-વારની પણ ચોક્કસ ખબર હોય છે; પરંતુ આપણને તો તેનીયે લગાર ખબર નથી. આ સંબંધે એક કવિ કહે છેઃ-

શ્વાસ શ્વાસપેં હરિ ભજો, વૃથા સાસ મત ખોય;
ક્યા જાને ફિર શ્વાસકા આવત હોય ન હોય!

ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છે કેઃ—

यं यं वापि स्मरन् भावं त्यजत्यंते कलेवरम्।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः॥

મરણ સમયે જે જે પદાર્થનું સ્મરણ કરતો જીવ,

શરીરને ત્યજે છે તેને તેનેજ (મરણ પછી) તે પામે છે. કેમકે નિરંતર તેજ પદાર્થની ભાવનાથી તે વાસિત થયો હોય છે. આજ વાતને વધુ સ્પષ્ટ કરતા ભગવાન શ્રીકૃષ્ણ ઉદ્ધવજી પ્રત્યે કહે છેઃ—

यत्र यत्र मनो याति धारयेत् सकलं धिया।
स्नेहाद्द्वेषाद्भयाद्वापि याति तत्तत्सरूपताम् ॥
कीटः पेशस्कृतं ध्यायन् कुड्यांतेन प्रवेशितः।
याति तत्सात्मतां राजन् पूर्वरूपमसंत्यजन् ॥

(મરણ સમયે) જ્યાં જ્યાં મન દોડી જાય છે ત્યાં ત્યાંથી સંપૂર્ણ તેને વશ કરી રાખવું જોઇએ—ત્યાં ત્યાં જતું અટકાવી રાખવું જોઇએ. કેમકે સ્નેહથી, દ્વેષથી કે ભયથી પણ જે જે પદાર્થનું મન ચિંતન કરે છે તે તે પદાર્થની સાથે તદ્રૂપતાને તે પામે છે. જેમ કોઇ એક કીડાને લાવી ભમરી પોતાના દરમાં પેસાડી દે છે તે વેળા ભયને લીધે ભમરીનુંજ ચિંતન કરતો કીડો પોતાના પૂર્વસ્વરૂપનો ત્યાગ કર્યા વિનાજ ભમરીરૂપ બની જાય છે. માટેજ હવેઃ—

ઉદ્યમ અવર મૂકી અનુ અંડં, પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં;
ઉરે વસ્યા શ્રીહરિ દઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું.

કેટલાક લોકો ઇશ્વરભજન માટે વખતનાં બહાનાં કાઢે છે, તેઓને તો ઉત્તર આપીજ દીધો છે કેઃ—

ક્યારે કરીએ હરિસ્મરણ એ કહેવું છેકજ ખોટું રે. ટેક૦
ખાવાપીવા વખત મળે છે અવસર મળે સુવાનો રે;
ઘર ધંધાનો વખત મળે કેમ ન મળે હરિ ભજવાનો રે.
નવરાં ગપ્પાં થોડાં મારો વખત ઘણોએ મળશે રે;
મોડા સૂવો વહેલા ઉઠો તો નિયમ બરાબર પળશે રે.

ઇશ્વરભજન કરવા માટે પણ નિયમ અવશ્ય રાખવો જોઇએ. આપણે બાળપણમાં શીખ્યા છીએઃ—

ચાર ચાર ગાઉ ચાલતાં લાંબો પંથ કપાય.
પોપટ પણ અભ્યાસથી શીખે બોલતાં બોલ;
કાયર થઈ આળસ કરે તે નર ખરને તોલ.

જો કે 'મન એ માંકડુ' છે.' તેને વશ કરવું મુશ્કેલ તો છેજ. અર્જુને પોતે માનસિક ચંચલતા સંબંધે શ્રીકૃષ્ણ પાસે ફરિયાદ કરી છે, પણ ભગવાન શ્રીકૃષ્ણ તે મનને વશ કરવાનો ઉપાય બતાવતા કહે છેઃ—

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥

હે મહાબાહુ અર્જુન! તું કહે છે કે મનને વશ કરવું તે મહા કઠિન છે, તે અવશ્ય ખરૂં છે. પણ હે કૌંતેય! ધીમે ધીમે અભ્યાસ કરવાથી અને વૈરાગ્ય વધારેં જવાથી મનને વશ કરી શકાય છે. અને આ રીતે મન જેવું વશ થાય કે તુરતજ—

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

મનને તું મારામાંજ સ્થાપી દે; તારી બુદ્ધિને પણ મારામાં પ્રવેશાવી દે. આમ કર્યા પછી તું મારામાંજ નિવાસ કરીશ–મારામાં એકાગ્ર ચિત્ત થઇ શકીશ, એમાં સંશય નથી. આ અભિપ્રાયજ અહીં ગાયો છે–'ઉરે વસ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઉં કદા કૃતાર્થ થાઉં એ ચાહું' અને તે માટે 'ઉદ્યમ અવર મૂકી અનુ મંડું પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં.' આ પ્રમાણે જો બને તો ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં વચન આપે છેઃ-

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥

મને પામીને–મારૂં શરણ લઇને પરમ સંસિદ્ધિને પામેલા મહાત્માઓ અશાશ્વત અને દુઃખના સ્થાનરૂપ એવા આ સંસારને પામતા નથી–જન્મ મરણના ફેરામાં પડતા નથી. અર્થાત્ ઇશ્વરનો સાક્ષાત્કાર એજ મુખ્ય કર્તવ્ય હોવું જોઇએ. ઉપનિષદ્ પણ એજ કહે છે–'आत्मा वाऽरे द्रष्टव्यः। અરે! આત્માનાંજ દર્શન કરવાં જોઇએ'–પરમ પ્રભુ પરમાત્માનાંજ દર્શન કરવાં જોઇએ કારણકે પરમેશ્વરનો સાક્ષાત્કાર થતાંજ શ્રુતિ કહે છે તેમઃ—

भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः ।
क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

પ્રકૃતિથી પર અને જીવથી પણ ભિન્ન એવા તે પરમાત્માનો સાક્ષાત્કાર થતાં હૃદયની અજ્ઞાનરૂપ ગાંઠ છૂટી જાય છે, સર્વ સંશયો છેદાઈ જાય છે અને એનાં કર્મો નાશ પામે છે. આ આત્મદર્શનનો ઉપાય પણ શ્રુતિ કહે છે—'श्रोतव्यो निदिध्यासितव्यः। આ આત્માનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવું જોઇએ.' અર્થાત્ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન એ ત્રણ આત્મદર્શનના ઉપાય છે. પરંતુ તે ઉપાયો કેવા પ્રકારે થવા જોઇએ ? આ સંબંધે એક લૌકિક દૃષ્ટાંત આ પ્રમાણે છે–એક રાજાએ બીજા રાજાની પાસે રૂપ, રંગ, તોલ, જાત, અલંકાર–એમ સર્વ પ્રકારે સમાનતાવાળી ત્રણ પુતળીઓ કિંમત કરાવવા માટે મોકલી. આ પુતળી તદ્દન એક સરખી જણાતી હતી; ઉપરથી જોનારને તેમાં કાંઇ પણ ભેદ માલુમ પડતો ન હતો જેથી ત્રણેની કિંમત ઉપલક જોનારને તો સરખીજ જણાતી હતી; પણ તેમાં ખાસ યુક્તિ કરવામાં આવી હતી અને તે એક ચતુર પુરુષે શોધી કાઢી. તેમાં યુક્તિ એ હતી કે, એક કાનમાં જળ નાખો કે બીજા કાનમાંથી સોંસરૂં નીકળી જતું હતું; એમ કાનમાં બન્ને બાજુ કાણાં કરવામાં આવ્યાં હતાં. આની કિંમત તો ફૂટી બદામનીજ આંકવામાં આવી. અર્થાત્ જેણે એક કાનેથી સાંભળીને બીજે કાને કાઢી નાખ્યુ તેની કિંમત કંઇપણ હોઇ શકેજ નહિ. હવે જે બીજી પુતળી હતી તેના એક કાનમાં જળ રેડયુ તો તે મુખમાંથી બહાર નીકળી જતું હતું; આની કિંમત સાધારણ આંકવામાં આવી. અર્થાત્ તે સમજે છે અને શ્રવણ સાથે મનન પણ કરે છે, પરંતુ માત્ર તેને કહેતાંજ આવડે છે; પોતાનામાં શ્રવણ કરેલું ઠેરવીને સ્થિર કરવા તે સમર્થ નથી. તે પછી ત્રીજી પુતળીના કાનમાં પાણી રેડવામાં આવ્યુ તો તે રેડતાંની સાથેજ પેટમાં ઉતરી ગયુ; તેની કિંમત ઘણીજ વધારે ને ઉત્તમ આંકવામાં આવી. કારણકે તે શ્રવણ કરી મનન તથા નિદિ-

ધ્યાસન પણ કરે છે અને તે ત્રણેને હૃદયમાં સ્થિર કરી શકે છે; તેને જે કહેવામાં આવે છે તે સાર્થક થાય છે. શ્રવણ, મનન તથા નિદિધ્યાસન–ત્રણ પૈકી પ્રથમનાં બે સર્વોત્તમ છે અને ધ્યાન માટેજ તે બન્ને કરવામાં આવે છે. તેથીજ અહીં' કહેવામાં આવ્યુ છેઃ—

ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં.

હવે પ્રશ્ન માત્ર એજ છે કે 'ઉરમાં વસ્યા શ્રીહરિ' તે ખરેખર વસ્યા છે? કાળજું કાઢીને તે જોઈ શકાતા નથી; તેમ બીજાને બતાવી શકાતા પણ નથી; જોવાનો એ માર્ગ પણ નથી. માટેજ શ્રુતિ તે બન્ને માટે ખાતરી આપે છે. અમે કહી ગયા છીએ કે આ પરમાત્મા માટેની બધી વાતો, ઉપાય તથા ફળ શાસ્ત્રગમ્ય છે. 'ब्रह्मविदाप्नोति परम्। બ્રહ્મને જાણનારો પરબ્રહ્મને પામે છે.' આ વૈદિક મહાવાકયનો ખુલાસો આ પ્રમાણે છે–આ શ્રુતિવાકય ચાર પદો દર્શાવે છે તેમાંનું પહેલું ब्रह्म પદ છે. તે માટે શ્રુતિ કહે છે–'सत्यं ज्ञानमनंतं ब्रह्म'–બ્રહ્મ તે સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંત છે. તે પછીનું 'वित्' પદ છે તે, 'यो वेद निहितं गुहायाम्। જે મનુષ્ય હૃદયગુહામાં રહેલાને ઉપાસે છે' આ શ્રુતિવાકયમાં કહેલી બ્રહ્મની ઉપાસના સૂચવે છે–એમ તે બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય જણાવ્યો છે. આ ઉપરથી નક્કી થાય છે કે તે પરમાત્મા હૃદયરૂપ ગુફામાં બીરાજે છે અને આવાજ અભિપ્રાયથી 'तत् त्वमसि। તે તું છે'—અર્થાત્ જેની ઇચ્છાથી આ જગત ઉત્પન્ન થયું છે, સ્થિતિ કરી રહ્યું છે અને વિનાશ પામવાનું છે તે તું છે, એમ કહેવામાં આવ્યું છે. એટલે કે ચોવીસ તત્ત્વોરૂપ પ્રકૃતિ, તેની અંદર જીવ ને તેની અંદર પરમાત્મા બીરાજે છે. અર્થાત્ હૃદય તે ઘર છે, જીવ તે પરમાત્માને બીરાજવાનું સિંહાસન છે ને તેના પર પરમાત્મારૂપ મહારાજા બીરાજેલો છે. આજ આશયથી આખા ઘરને દરબારગઢ–'તે તું છે' એમ કહી શકાય છે. વળી જેમ નદીઓ સમુદ્રમાં આવે છે તેમ 'एवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सत आगत्य न विदुः सत आगच्छामह इति।

હે સૌમ્ય ! આ સર્વ પ્રજાઓ તેજ પ્રમાણે ( સુષુપ્તિમાં ) ' સત્ ' પાસે આવે છે પણ તેમની પાસે આવીને તેઓ જાણી શકતી નથી કે ' અમે સત્ પાસે આવીએ છીએ ' એ રીતે શંકા નથી. નદી–સમુદ્રનું દૃષ્ટાંત આ શ્રુતિવાક્યમાં છે તેથી સિદ્ધ થાય છે કે ' જીવો અનેક છે, પરમાત્મા એક છે; જીવો ક્ષુદ્ર છે, પરમાત્મા અગાધ છે; જીવો પત્ની જેવા છે; પરમાત્મા પતિતુલ્ય છે; જીવો પરમાત્માને પામનારા છે, ત્યારે પરમાત્મા પ્રાપ્ત કરવા યોગ્ય છે.' આવા આવા ઘણા સંબંધો જીવ–પરમાત્મા વચ્ચે સિદ્ધ થાય છે; તેમજ સમુદ્રમાં મળેલી નદીઓ જેમ જુદી ન કહેવાતાં સમુદ્રજ કહેવાય છે તેમ ' તે તું છે ' એ શ્રુતિ ઐક્ય સૂચવે છે. પણ પ્રસ્તુત ' તું ' એટલે શરીરસ્થ પરતંત્ર જીવ અને ' તે છે ' એ પદ તે જીવની અંદર બીરાજતા સ્વતંત્ર પરમાત્માને જણાવનારૂં છે–અર્થાત્ જે પ્રાપ્ત વસ્તુ તારી અંદરજ છે અને તે તને ( સુષુપ્તિમાં ) થાય છે છતાં તું ( જીવ ) તેને ( પરમાત્માને ) જાણી શકતો નથી. માટે તેને જાણવા માટે તારે પ્રયાસ કરવો જોઈએ. સમીપમાંજ છે છતાં તું પ્રાપ્ત કરી શકતો નથી માટે હવે તો ' ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં,' અને તેજ અભિપ્રાયથી કે ' કદા કૃતાર્થ થાઉં એ ચાહું. ' વળી એક શ્રુતિ કહે છે–' गुहां प्रविष्टो । હૃદય-ગુહામાં બે પુરુષો પ્રવેશેલા છે–જીવ ને પરમાત્મા ' બીજી શ્રુતિ કહે છેઃ–' एष सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते । આ પરમાત્મા સર્વ પ્રાણીઓમાં ગુપ્ત રહ્યા છે, તેથી જણાતા નથી. ' વળી ત્રીજી શ્રુતિ કહે છેઃ—

एष म आत्मान्तर्हृदये ज्यायान् पृथिव्या ज्याया-
नंतरिक्षाज्ज्यायान् दिवो ज्यायानेभ्यो लोकेभ्यः ।
सर्वकर्मा सर्वकामः सर्वगंधः सर्वरसः सर्वमिदमभ्यातः ॥

'આ મારા હૃદયમાં રહેલો મારો આત્મા તે પૃથ્વીથી મોટો, અંતરિક્ષથી મોટો, આકાશથી મોટો, આ લોકોથી મોટો, સર્વ કર્મો કરી શકે તેવો, સર્વ કામનાઓ પૂર્ણ

કરી શકે તેવો સમર્થ છે અને તે પોતેજ સર્વ ગંધવાળો, સર્વ રસવાળો–એમ અસંખ્ય ગુણોવાળો ને કલ્યાણમય છે' આ પરમાત્માની જીવ ઉપાસના કરી શકે તે માટેઃ—

अंगुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते ॥

'ભૂત–ભવિષ્યના સ્વામી–નિયંતા આ પરમાત્મા (ઉપાસક પોતાની ઉપાસના કરી શકે તે માટે) ઉપાસકના શરીરની અંદર અંગુષ્ઠપ્રમાણુ થઇને રહે છે–કેવળ કૃપા કરીનેજ તે મહાન પરમાત્મા, શરીરમાં આવડા પરિમાણુવાળા થઇને રહ્યા છે, (આ વાતને ભૂલી જઈ) તેની અવગણુના કરવી ન જોઇએ.' એમ આ શ્રુતિ આજ્ઞા કરે છે. વળી બીજી શ્રુતિ પણુ આ વિષે ખુલાસો કરે છે–'अंगुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः। પુરુષ–પરમાત્મા નિર્ધૂમ અગ્નિ જેવા શુદ્ધ જ્યોતિ સ્વરૂપ છે અને અંગુષ્ઠપ્રમાણુ થઇને હૃદયમાં રહેલા છે.' અર્થાત્ આત્મા–જીવ તે તો હજી કર્મ–મય–પ્રકૃતિ–અજ્ઞાનના સંબંધવાળો હોઇને સધૂમ અગ્નિ જેવો છે; ત્યારે પરમાત્મા તો જ્યોતિસ્વરૂપ, સ્વચ્છ–નિર્ધૂમ અગ્નિ જેવા હોઇ હૃદયમાં (કેવળ ઉપાસક ઉપરની કૃપાને લીધેજ) અંગુષ્ઠ પ્રમાણુવાળા થઈને 'ઉરમાં અજવાળાં આનંદ પાડે–' આનંદ સ્વરૂપ આનંદકોશમાંજ સ્થિતિ કરી રહ્યા છે. આજ અભિપ્રાય ભગવાન શ્રીકૃષ્ણુ ગીતામાં કહે છેઃ–'सर्वस्य चाहं हृदि संनिविष्टः। હું સર્વના હૃદયમાં રહેલો છું'' આ રીતે પરમાત્મા સદૈવ સમીપમાંજ હૃદયપ્રદેશમાં રહે છે અને (સુષુપ્તિમાં) તેમનો ભેટો દરરોજ થાય છે છતાં તેમનો સાક્ષાત્કાર આપણે સમજી શકતા નથી; તેનું કારણુ પણુ ભગવાન શ્રીકૃષ્ણુ ત્યાંજ કહે છેઃ–'मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च। મારાથીજ એટલે મારી કૃપા થાય તોજ મારૂં સ્મરણુ તથા જ્ઞાન થાય છે અને મારા જ્ઞાનનું ઢંકાઈ જવું પણુ મારાથીજ થાય છે.' અર્થાત્ જ્ઞાનને ઉઘાડું કરવું કે ઢાંકી દેવું તે મારા હાથમાં છે. મારા હાથમાં જે વસ્તુ છે તેને જોવા કે અનુભવવા કોઇનું કંઇ ચાલતું નથી. આ વાત શ્રુતિ પણ કહે છેઃ—

न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम्।
हृदा मनीषामनसाभिक्लृप्तो य एनं विदुरमृतास्ते भवंति ॥

આ પરમાત્માની સમાન બીજું કોઈ પણ રૂપ ક્યાંય છેજ નહિ; એ પરમાત્માને પોતાનાં ચર્મચક્ષુથી કોઇ પણ પ્રાણી જોઇ શકતો નથી; માત્ર હૃદયથી, બુદ્ધિથી અને મનથી તન્મય બનેલા જે મનુષ્યો આ પરમાત્માને જાણે છે તેઓ અમૃત થાય છે–અજરામર બની મુક્ત બની જાય છે; આ શ્રુતિનું પૂર્વાર્ધ કાયમ રાખી મહાભારતકાર ઉત્તરાર્ધમાં ફેરફાર કરી આ રીતે ઉતારે છે કે–'भक्त्या च धृत्या च समाहितात्मा। ભક્તિથી અને ધીરજથી અંતઃકરણને પરમાત્મામાંજ એકાગ્ર કરનાર મનુષ્ય તેમનો સાક્ષાત્કાર કરી શકે છે.' અર્થાત્ એ પરમેશ્વરનું સ્વરૂપ ચર્મચક્ષુથી જોઇ શકાતું નથી, પણ અંતઃકરણની વૃત્તિને તેમના વિષે એકાગ્ર કરવાથી તેમનું સ્વરૂપ જોઇ શકાય છે; છતાં અંતઃકરણની વૃત્તિ, પરમાત્મવિષયક પ્રીતિ અને ધૈર્યરૂપ સાવધાની તે કેવળ તન્મય–તદાકારજ હોવી જોઇએ; તે અમે અહીં કહ્યું છેઃ—

ઉધમ અવર તજી અનુ મંડ' પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં.

આજ વસ્તુ ઉપરની શ્રુતિમાં દર્શાવી છે કે 'એને જે જાણે છે તે અમર થાય છે.' તેથી સિદ્ધ થાય છે કે 'ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં.' ભગવાન મનુ પણ મનુસ્મૃતિમાં એજ કહે છેઃ—

रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम्।

'સુવર્ણસમાન કાંતિવાળા અને સ્વપ્ન જેવી એકાગ્ર સૂક્ષ્મ બુદ્ધિથી જાણવાયોગ્ય એવા તે પર પુરુષ–પરમાત્માને જાણવા જોઇએ.' આવાજ અભિપ્રાયથી સર્વ કોઇ બ્રાહ્મણે ત્રિકાળ સંધ્યા કરી ગાયત્રી મંત્રદ્વારા 'तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि। તે સર્વસ્રષ્ટા પરમાત્મદેવના સર્વોત્કૃષ્ટ તેજનું અમે ધ્યાન કરીએ છીએ' એમ કહી તે તેજસ્વી પરમેશ્વરનુંજ ધ્યાન કરે છે ને પ્રાર્થના કરે છે કે, 'धियोयो नः प्रचोदयात्। તે સર્વેશ્વર દેવ અમારી બુદ્ધિને સન્માર્ગે પ્રેરો' અર્થાત્

સર્વમાન્ય આ દ્વિજવર્ણ માત્રના આ નિત્યાનુષ્ઠાનથીજ ધ્યાનરૂપ ઉપાય સિદ્ધ થાય છે. બાકી જુદાં જુદાં અનેક શાસ્ત્રવચનો ટાંકવામાં આવે તો સંખ્યાબંધ પુસ્તકો ભરાય તો પણ પાર આવે તેમ નથી. સર્વનો સંક્ષેપમાં આશય એજ નીકળે છે અને આજ નીચોડ સર્વમાન્ય છે કે ' ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં કદા કૃતાર્થ થાઉં એ ચાહું.'

ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં અર્જુન પ્રત્યે અને શ્રીમદ્ ભાગવતમાં ઉદ્ધવજીની પ્રત્યે ભગવતચિંતનરૂપ ઉપાયનો વિધિ પણ ખાસ બતાવ્યો છે અને શ્રીમદ્ ભાગવતમાં તો ભગવાનના સ્વરૂપચિંતનમાં કેવા પ્રકારનું ભગવત્સ્વરૂપ ચિંતવવું જોઇએ, તે પણ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કેઃ—

समं प्रशांतं सुमुखं दीर्घचारुचतुर्भुजम् ।

'ભગવાનનું સ્વરૂપ સર્વના પ્રત્યે સમાન ભાવવાળું, અતિશય શાંત, સુંદર મુખવાળું અને લાંબી સુંદર ચાર ભુજાઓવાળું છે.' આવા આ સ્વરૂપનું ચિંતન સર્વ કોઈ કરી શકે તે માટેજ સ્થળે સ્થળે તેવાં શાસ્ત્રોક્ત સ્વરૂપવાળી શ્રીહરિની પ્રતિમાઓ સ્થાપવામાં આવે છે અને તેવા ભક્તજનોને તો તેવા સ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન પણ અનેક સ્થળે થયાનાં દૃષ્ટાંતો મળી આવે છે. ભગવાનની જેવી મૂર્તિનું હૃદયમાં ચિંતન કરાય છે તેવીજ મૂર્તિ બહાર પણ પ્રત્યક્ષ જોઇ શકાય છે અને તેમનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર પ્રાપ્ત કર્યા પછી જે વસ્તુ માગવી હોય તે માગી પણ શકાય છે. આ વાતનો પૂરાવો અનેક દૃષ્ટાંતોથી સિદ્ધજ છે; છતાં તે દૃષ્ટાંતોમાંનું સુપ્રસિદ્ધ ધ્રુવનું દૃષ્ટાંત અહીં આખ્યાનરૂપે અમે ઉતારીએ છીએ. આ આખ્યાનથી સ્પષ્ટ સમજાશે કે પ્રથમ શ્રવણ, પછી મનન અને તે પછી નિદિધ્યાસન જો કરવામાં આવે છે તો અવશ્ય પ્રભુ સાક્ષાત્કાર થઇ શકે છે. આને માટે ખાસ આજ કર્તવ્ય છે કેઃ—

ઉદ્યમ અવર મૂકી અનુસંડ, પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં;
ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું.

# શ્રી ધ્રુવાખ્યાન

## પદ

રાગ—પીલુ

ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું;
ઉદ્યમ અવર મૂકી અનુમંડું, પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં.ઉરે૦

તે શ્રીહરિ કયા ? તે વર્ણવે છેઃ—

पित्रा भ्रातरमुत्तमासनगतं ह्यौत्तानपादिर्ध्रुवो ।
दृष्ट्वा तत्सममारुरुक्षुरधिकं मात्राऽवमानं गतः ॥
यं गत्वा शरणं तदाप तपसा हेमाद्रिसिंहासनं ।
ह्यार्तत्राणपरायणः स भगवान्नारायणो मे गतिः ॥

પોતાના પિતાએ, પોતાના ભાઇને ઉત્તમ આસન પર બેસાડેલો જોઇ ઉત્તાનપાદના પુત્ર ધ્રુવને પણ પોતાના ભાઈની સાથે તે આસને ચઢવાની ઇચ્છા થઈ, ને જેવા તે આસન પોતે ચઢવા ગયા કે તેજ સમયે સાવકી માતાએ તેમનું અપમાન કર્યું. 'જો આ આસને ચઢવું હોય તો શ્રીહરિનું તું આરાધન કર; (આવા ઉચ્ચ આસને શ્રીહરિની કૃપા વિના ચઢી શકાતું નથી.)' માતાજીનાં તે અપમાનજનક વાકય સાંભળી ધ્રુવજી તુરતજ તપશ્ચર્યા કરવા માટે મેરૂ પર્વતરૂપી સિંહાસને આરૂઢ થયા ને ઘોર તપશ્ચર્યા કરીને (ભગવાનને પ્રસન્ન કરી) સર્વોચ્ચ ધ્રુવપદ પ્રાપ્ત કર્યું. તે દીન-દુઃખીઓનું રક્ષણ કરવામાં તત્પર રહેનારા ભગવાન નારાયણ મારી ગતિ થાઓ—મારૂં રક્ષણ હો. (આ શ્લોકનું સમશ્લોકી ભાષાંતર આ પ્રમાણે છેઃ—)

દેખી ઉત્તમ ભ્રાત તાત નૃપના ખોળા વિષે જે ધ્રુવ,
પોતે ત્યાં ચઢવા જતાં અપર મા રોકી વદી તે તવ;
પ્હોંચી જે શરણે કરી તપ લીધી જેથી વડી સંપતિ,
આર્તોદ્ધારક તે શરણ્ય ભગવાન્ નારાયણો છે ગતિ.

કારણકે સમગ્ર શાસ્ત્રો આજ વસ્તુ મુખ્યત્વે કહે છેઃ—

આદિ ઈશ શ્રીમન્નારાયણ અજ તેની નાભિથી,

તેથી થયા સવ્યંભૂ મનુ સૌ પ્રજા જેમણે કીધી;
પ્રિયવ્રત-ને ઉત્તાનપાદ સુત તેના બેઉ પ્રતાપી,
તેમાં પણ ઉત્તાનપાદની કીર્તિ વધતી વ્યાપી.

તેમાં પણ ખરો વધારો તેમના પુત્રે કર્યો હતો કે જેને માટે એ પિતાને આપણે ઓળખવા પડયા; અને તે પુત્રને એટલા માટે ઓળખીએ છીએ કે તેમણે બાલ્યાવસ્થામાંથીજ આ નક્કી કર્યું હતું:—

ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું.

આ વસ્તુ બાળપણમાંજ તેમને કયાંથી સૂઝી ? તો હરકતથી. ખરૂં છે કે:—

હરકતમાં બહુ બરકત મનવા, ધરી નરતન ના ડર રે;
હરકતને તું હોંશે મળજે, બાહ્યરૂપ નવ જોતો;
ભીતર નીરખતાં પામીશ ખુબી, લાભ નહિ હોય છોટો. મ૦

એવી હરકત કઇ હતી અને તે કોણે કરી હતી ? તે સાંભળો:—

સુનીતિ અને સુરુચિ નામની એ નૃપને બે રાણી,
તેમાં પણ સુરુચિ વધુ વ્હાલી સુનીતિ છે પટરાણી;
'ઉત્તમ' સુત સુરુચિના ને 'ધ્રુવ' સુત સુનીતિના બાળ,
વ્હાલીનો વ્હાલો વધતો વધતી રાખે સંભાળ.

### શિખરિણી

સુરુચિને દે છે નરપતિ સુખો એ સહસ્રધા,
સભામાં બેસે છે સુખ થકી પ્રિયા એ સહ સદા;
મહિષી થઈ બેઠી નિજ પદ વિચારે નવ નવી,
સ્વપુત્રે માણે છે નિશદિન મઝાઓ નવ નવી.

### સાખી

એક દિવસ નૃપ રાજ્યાસન પર બેઠા સુરુચિ સાથે,
ઉત્તમને અંકે બેસાડી રમાડતા આહ્લાદે;
રમતે રમતે ધ્રુવજી પણ આવી પહોંચ્યા તે સ્થાન,
શોકયતણા સુતને જોઇ સુરુચિ ઉરમાં બળી મહાન.

### ગીતિ

પાંચ વર્ષના બાળક, શું સમજે રાગ-દ્વેષ એ તે શું;

ભ્રાત જોઈ પિતુ ખોળે, ચઢવા લાગ્યો ખુદ પણ હેતે શું?

'संगात् संजायते कामः। હરકોઇ વિષયની કામના સંગથી ઉત્પન્ન થાય છે.' સંસારમાં આજ વસ્તુ ખરાબ છે કે, આજુબાજુ જે કંઈ જોવામાં આવે છે તેવું મન થઇ જાય છે, અને તેથીજ અમે કહ્યું છે:—

કંપું હરિ કુસંગત જોઈ, સાચું સહાયી ન તું વિણ કોઈ,
જે દેખું તે મોહ કરાવે, ખાલી એમાં વય બહુ ખોઈ.
એમાં રહી એનાથી બચવું, કઠણ એ અતિ થાવી સોઈ;

આ માટે ઉપાય માત્ર આજ છે—'ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં' કારણકે:—

જે આવે તે તને ભૂલાવે, ભલે હોય સ્નેહી કે દ્રોહી. કંપું હરિ૦

હાલ તો ધ્રુવજીની સ્થિતિ આપણે જોઇએ. ધ્રુવજીએ પણ જોયું તેવું તેમને મન થયું. તેમણે પોતાની માનસિક ઇચ્છા પૂર્ણ કરવા તત્પરતા બતાવી, ત્યાં તો સામીજ તેમની દ્રોહી બેઠી હતી. તેણે શું કર્યું?

૫૬

'માયાના મુકુટ' એ રાગ.

ઝટ સુરુચિએ કર ઝાલી અટકાવ્યો રે,
નફટે સભાની વચ્ચે બાળને અડાવ્યો રે. ઝટ૦

નિષ્પાપ ધ્રુવજી તો જોઇજ રહ્યા! તેમને આશ્ચર્ય થયું કે 'આ શું? આમ કેમ?' ત્યાં તો:—

બોલી મન બોલી ભોળી સુરતની સહામું રે;
ગજા વિના મજા લેવાનું મન નકામું રે. ઝટ૦

અરે! પણ આમાં વળી ગજું શું? આનું સમાધાન કરતી સુરુચિ બોલી:—

અભાગણીને ઉદરે પાક્યો તું અભાગી રે,
આ ઉત્તમ પદ યોગ્ય 'ઉત્તમ' સભાગી રે. ઝટ૦

'પણ આનું કંઇ કારણ? પિતા તો મારા પણ છે ને?' ધ્રુવજીના આ પ્રશ્નનો ઉત્તર આપતી સુરુચિ કહે છે:—

વાત સાચી, પણ તેથી શું? તારી માતા તરફ તારે જોવાનું છે. જો—

અભાગીનો સુત છે, એ વાત ભૂલી જા માં રે,
સભાગીના સુત જેવું સુખ ચિત્ર મ્હા માં રે. ઝ૦

સારૂં જોઇને મન તો સૌને થાય, રાજ્યાસને બેસીને તારે યુવરાજ થવું છે કેમ? પરંતુ—

પદવી આ મોટી પણ આશા તારી ખોટી રે,
પાક્યો નહિ શાને મારા પેટમાં તું લોટી રે. ઝ૦

આ માટે હવે આ જન્મમાં શું બની શકે? આ દેહ તો કામ આવેજ નહિ. કારણકે તે તો પ્રારબ્ધ કરી ચૂકેલો છે-પૂર્વજન્મનાં ફળરૂપે પ્રાપ્ત થઇ ચૂકયો છે; તેથી હવે તો માત્ર એટલુંજ થઇ શકે કે આવતા જન્મ માટે આ દેહથી પ્રયત્ન કરવો. આ દેહે કરેલાં કર્મનાં ફળ તરીકે આવતો જન્મ જો સભાગિનીના પેટે લઇ શકાય તોજ તારી આ ઇચ્છા સફળ થઇ શકે, પણ તે માટે તારે શું કરવું જોઇએ? તે સાંભળઃ—

હજી હરિ ભજી ફરી જનમ પેટ મ્હારે રે,
તો તું પામે રાજ્યાસનરૂપ ભાગ્ય ભારે રે.

પણ તે તો જ્યારે બને ત્યારે ખરૂં. હાલ તો તારે તારા મનોરથ પૂર્ણ કરવા અશકય છે. અભાગી તરીકેનો જન્મ તે તેમાં મહાન વિઘ્ન તરીકે આડો ઉભો છે. આ રીતે ધ્રુવજીની કામના પૂર્ણ થવામાં સુરુચિ વચ્ચે વિઘ્નરૂપ થઈ પડી; અને તે કામના પૂર્ણ ન થઇ એટલે તો પછી શું થાય? નિયમ આવો છે કે 'संगात् संजायते कामः। સંગથી કામના ઉત્પન્ન થાય છે' અને તે કામના જો પૂર્ણ ન થાય તો 'कामात्‌ क्रोधोऽभिजायते। તુરતજ એ કામનાદ્વારાજ ક્રોધ ઉત્પન્ન થાય છે.' આ નિયમ પ્રમાણે ધ્રુવજીને પણ કામના પૂર્ણ ન થતાં ક્રોધ થઇ આવ્યો; પણ તેમણે જોયું કે હાલ તે ક્રોધને વશ થવામાં કંઇ ફળ નથી. મારી જે કામના છે તેને પૂર્ણ કરવા માટે મારી પાસે કોઇ ઉપાય

નથી. તે તો પિતાજીની ઇચ્છાની વાત છે; અને પિતાજી સાવકી માતાની સ્હેમાં તણાઇ ગયા છે. પોતાની સાવકી માતા અઘટિત કહે તો પણ તેને શાંતિથી સ્વીકારી લેનાર રામચંદ્ર કંઇ ઠેર ઠેર હોય છે ? જ્યારે આખા નગરે માન્યું કે, શ્રીરામચંદ્ર રાજ્યાભિષેક સારૂ સુમંત્ર સાથે દરબારમાં આવી પહોંચ્યા છે અને તે માટે ધામધૂમ ચાલી રહી છે, ત્યારે દશરથ રાજાની સમીપમાંજ રહેલી કૈકેયીએ કહ્યું કેઃ–

થાય ભરત અભિષેક, જાય વન રામ ચતુર્દશ વર્ષ પ્રભાતે;
મેં માગ્યું ને આપ્યું પોતે, દેવ સાક્ષીથી આ ગઈ રાતે.
ગજ વાજી ધન-ધાન્ય સમૃદ્ધિ ભરતકાજ રહેવા દો જ્યારે;
દંડક વનમાં જટા ચીર ધરી જાઓ, સુપુત્ર ગણાઓ ત્યારે.
વાત સુણી નિજ ઘાત સમી પણ, ચિત્ત ગમી રઘુનાથને ભારી;
કષ્ટ જરી ન ધરી ભયથી ન ડરી ચિત્તમાં, ઉચ્ચર્યા દઢ ધારી.
જાઉં વને હું પ્રસન્ન મને ધરી ચીર જટા પિતુનો વર પાળી;
રાજ્ય થકી નિજ પ્રાણ થકી, પિતૃ સેવ ગણું ચિત્તમાં વધુ વ્હાલી.

[ પિતા તો બિચારા એ ચાહતાજ ન હતા, પણ માતાની સ્હેમાં તણાઇ ગયા હતા. ]

તાત ભલે પણ આપ કહો કદી, તો પણ હું દઉં ભ્રાતને સંધુ;
નાર તજું ઘરબાર તજું, તમ કારણ તોએ ચિત્તે હું આનંદ.
માતુલમાં દૂત મોકલીને, પ્રિય ભ્રાતને સત્વર આત તેડાવો;
દંડક ઘોર અરણ્ય વિષે વિચરૂં, છઉં હાલજ વ્હેમ ન લાવો.

જગતમાં તે વાત સારી કહેવાઇ કે ખરાબ કહેવાઇ, પણ પોતાની માતાના મનોરથ પૂર્ણ કરવાને જે તત્પર બન્યા તે શ્રીરામચંદ્રજી સાક્ષાત્ જગતસ્વામી પરમેશ્વર હતા. આ વાતને સ્મરણમાં લાવી શ્રીમદ્ભાગવતમાં જનકરાજા પ્રત્યે યોગેશ્વર શ્રીકૃષ્ણ કહે છેઃ—

त्यक्त्वा सुदुस्त्यजसुरेप्सितराज्यलक्ष्मीं।
धर्मिष्ठ आर्यवचसा यदगादरण्यम्॥
मायामृगं दयितयेप्सितमन्वधावत्।
वंदे महापुरुष ते चरणारविंदम्॥

'અત્યંત દુસ્ત્યજ અને દેવોએ પણ ઇચ્છેલી રાજ્ય-

લક્ષ્મીનો ત્યાગ કરીને જે ધર્મિષ્ઠ ભગવાન, પિતા-દશરથનાં વચનથી અરણ્યમાં ગયા; અને ત્યાં પોતાની પ્રિય પત્નીએ ઇચ્છેલા માયામૃગની પાછળ દોડી ગયા હતા, હે મહાપુરુષ! તે આપના ચરણકમળને હું વંદન કરૂં છું.' આવા પિતૃભક્ત શ્રીરામચંદ્રની સેવામાં સદા જોડાઇ રહેવું તે શું યોગ્ય નથી? ને તેમની સેવામાં જો જોડાઇ રહીએ તો તેમની પ્રાપ્તિ શું દુર્લભ છે? નહિજ. માટેજઃ—

ઉરે વસ્યા શ્રીહરિ દ્દઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું.

ધ્રુવજી પણ મહાન ભક્ત થવાની યોગ્યતાવાળા તો હતાજ. તેથી એક પણ શબ્દ માતાની સ્હામે તેમણે ઉચ્ચાર્યો નહિ; જો કે પોતાની કામના પૂર્ણ નહિ થવાથી તેમને ક્રોધ તો આવ્યોજ હતો. તે ક્રોધ કેવો હતો? 'दण्डहतो यथाऽहिः। જેમ સર્પને લાકડીથી માર્યો હોય ને જેવો તે ખીજવાઇ જાય છે તેજ પ્રમાણે ધ્રુવજી ખીજવાઇ ગયા.' તેમણે જોયું કે, ऐश्वर्यमदमत्त। ઐશ્વર્યના મદથી છકી ગયેલો મનુષ્ય ગમે તેમ બકવાદ કરી નાખે છે, પણ પછીથી—

છરા તણો છેદ ઉપાય સૂઝે, કુવાક્યનો ઘાવ કદી ન રૂઝે.

આવાં દુષ્ટ વાક્યો, સાંભળનારના હૃદયમાં એવાં ઉંડાં ઉતરી જાય છે, જેનું પરિણામ તેવાં વાક્ય ઉચ્ચારનારને જે સ્વરૂપમાં અનુભવવું પડે છે-તે વિષે કવિ ખરૂંજ કહે છેઃ—

સુવાક્યથી સ્નેહ સદૈવ લાધે, કુવાક્યથી કલેશ હંમેશ બાધે.

સુરુચિનાં કુવાક્યો તેને પોતાને પશ્ચાત્તાપ કરાવનાર કેવી રીતે થયાં હતાં? અને તે કેવા રૂપમાં? તે આગળ જણાશે; પણ એટલું તો ખરૂંજ છે કે જેમ તેમ બકાવી નાખનારો ઐશ્વર્યનો મદ મહાદુઃખદાયી નીવડે છે. આવાજ કારણથી શ્રીહરિના ભક્તો ઐશ્વર્યને ઇચ્છતાજ નથી. अस्तु. ધ્રુવજીએ સુરુચિનાં વાક્ય સાંભળી શું કર્યું? તે હવે જોઇએઃ—

દોહરા

બાળનાર એ નારની, વાણી સુણતાં બાળ;

કાળ ચઢાવી નીકળ્યો, સભા થકી તત્કાળ.
સાપ સમો ફુંફાડતો, દુઃખે ફાડતો ચિત્ત;
મા પાસે આવ્યો સ્મરી, માની રીત વિપરીત.

રાગ—માઢ

પૂછે ધ્રુવને માડી, ખોળે બેસાડી કોપ્યો કેમ લાલ;
કહે કોપ્યો કેમ લાલ? દીસે નેત્રો કેમ લાલ. ટેક.
સાપ સમા શિદ મારે ફુંફાડા, નેત્રે ભરે કેમ નીર;
ફરકે અધર થયું મુખ રાતુ, શાને તારું વીર? પૂછે૦
કોણે તવ અપમાન કર્યું, કહ્યું કડવું કોપી કહેણ;
તાત તારા નૃપ જાણે છતાં, તને કોણ થયું દુઃખ દેન. પૂછે૦

રાગ વણઝારાનો

અંતરનો ઉભરો કાઢી ધ્રુવ બોલ્યા સાંભળ માડી;
હું ગયો સભામાં જ્યારે, અપમાન થયું તવ ભારે રે;
છે એજ વેદના ઘાડી. ધ્રુવ૦
હોંસે ગયો પિતુની પાસે, ખોળે બેસવાની આશે રે;
થઈ સુરુચિ ત્યારે આડી. ધ્રુવ૦
કર પકડી રોકી દીધો મુજને, અભાગીઓ કીધો એ;
દુર્ભાગી તને કહી કહાડી. ધ્રુવ૦
મુજ તાતે વધા ન લેશે, હું તપું છઉં એ ક્લેશે રે;
તુચ્છકાર્યો જનો અગાડી. ધ્રુવ૦

ગીતિ

સુણી વિગતથી વાણી, માત સુનીતિ દુઃખમાં લેવાણી;
પણ ઝટ ધીરજ આણી, ઉચરી શાણી જરી ન ગભરાણી.

ભગવાન દત્તાત્રેયે યદુરાજા પ્રત્યે કહ્યું છે કે, મેં આ જગતમાં ચોવીસ ગુરુઓ કર્યા છે. એક કવિએ પણ આ પ્રમાણે કહ્યું છેઃ—

ચારણી થોથાં રાખીને કાઢી નાખે સાર;
સુપડું સારજ સંગ્રહે, વરતો તે અનુસાર.

ગીતિ

લઘુ દોષે કહે મોટો, તેજ મિત્ર દે લાગ વિશુદ્ધ થવા;
લઘુ ગુણ વડો વખાણે, તેજ વેરી ફુલાવે મૂઢ થવા.

માતા સુનીતિએ ધ્રુવજી પ્રત્યે કહ્યું કેઃ—

इष्ट्वाऽभिपेदे दुरवापमन्यतो भौमं सुखं दिव्यमथापवर्ग्यम् ॥
तमेव वत्साश्रय भृत्यवत्सलं मुमुक्षुभिर्मृग्यपदाब्जपद्धतिम् ।
अनन्यभावे निजधर्मभाविते मनस्यवस्थाप्य भजस्व पूरुषम् ॥
नान्यं ततः पद्मपलाशलोचनाद्दुःखच्छिदं ते मृगयामि कंचन ।
यो मृग्यते हस्तगृहीतपद्मया श्रियेतरैरङ्ग विमृग्यमाणया ॥

જગતના રક્ષણ માટે જેમણે સત્ત્વગુણના આશ્રયવાળું શરીર સ્વીકાર્યું છે એવા શ્રી પરમાત્માના ચરણકમળને સેવીને બ્રહ્મદેવ, પરમેષ્ઠિના પદને પામ્યા છે કે જે પદ મનને તથા વાયુને જિતનારા યોગીઓને પણ વંદન કરવા યોગ્ય છે. વળી હે ધ્રુવ ! તમારા દાદા ભગવાન મનુએ પણ સર્વાન્તર્યામી દૃષ્ટિએ પુષ્કળ દક્ષિણાઓવાળા યજ્ઞો કરીને જે ભગવાનનું પૂજન કર્યું હતું અને તે દ્વારા બીજાં સાધનોથી દુર્લભ એવાં પૃથ્વીનાં સુખ તથા મોક્ષનાં સુખ સંપાદન કર્યાં હતાં, તેજ પરમેશ્વરનો હે વત્સ ! તું આશ્રય કર. તે ભગવાન ભક્તવત્સલ છે અને મુમુક્ષુ મનુષ્યોએ તેમના ચરણકમળનો માર્ગ શોધવો યોગ્ય છે. તું તારા સ્વધર્મથી શુદ્ધ કરેલા અને એકાંત ભાવવાળા મનમાં તે પરમેશ્વરને સ્થાપીને તેમનું ભજન કર. ઓ પુત્ર ! (હું વિચારું છું તો) કમળની પાંખડીઓ સમાન નેત્રવાળા તે ભગવાન વિના બીજા કોઇને પણ તારા દુઃખનો નાશ કરે તેવો હું જોતી નથી; તે ભગવાનને બ્રહ્માદિ દેવોથી પણ શોધાતી લક્ષ્મીદેવી, હાથમાં (દીવાની પેઠે) કમળને ગ્રહણ કરી શોધ્યા કરે છે. આ રીતે જેમ સુનીતિએ ભગવાનનું ભજન કરવા માટે ધ્રુવજીને ઉપદેશ કર્યો છે તેજ પ્રમાણે અમે અહીં તેજ આશય જણાવીએ છીએ કેઃ—

ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં કદા કૃતાર્થ થાઉં એ ચાહું.

ખરેખર સત્ય છે કે જેમને લક્ષ્મીદેવી સ્વયં શોધ્યા કરે છે તે રાજીવલોચન ભગવાન વિના બીજા કોઇનું પણ શરણ નિરર્થક છે. અને તેથીજ—

ઉદ્યમ અવર મૂકી અહ મંડ, પામી પ્રભુ પૂરમાં ન પૂરા

## સાખી

સાચું વળી સુરુચિ ભાગ્ય શુભ પુણ્ય કર્મથી થાતું,
ઉત્તમસમ ઉત્તમ ભાગી ઉત્તમ કૃતિ વિણ ન થાતું.
હીણ પુણ્યમય તેથી પ્રકટયો હીણભાગીને પેટે,
ઉત્તમ પ્રકટયો સભાગીણી ઉર ઉત્તમ કૃતિને પેટે.
નથી દોષ ધરવાનું કારણ ઉરે વિચારો સાચું,
નથી રોષ ધરવાનું કારણ સ્વભાગ્ય ધારો પાછું.
પૂર્વ કર્મસમ ભાઈ જનો મારો તારો જનમારો,
હામ હોય તો હજી હરિભજ છે સારોજ ઇશારો.

પૂર્વ કર્મનાં બહાનાં કાઢીને લોકો બાયલા રહે છે. નવાં કર્મો કરવાની તેમને કોણે મનાઇ કરી છે ? પૂર્વજન્મમાં (અશુભ) કર્મો કર્યાં છે તેથી આવું (અશુભ) પામ્યા છીએ તો આ જન્મમાં એથી જુદાં (શુભ) કર્મો કરીને આથી જુદું (શુભફળ) કેમ પ્રાપ્ત ન કરી શકાય ? 'उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः। પુરુષોમાં સિંહસરખા ઉદ્યોગી પુરુષને લક્ષ્મી પ્રાપ્ત થાય છે.' આમ કર્મ કરવાથીજ મોટા, નાના થઈ શકાય છે. પૂર્વનાં કર્મ, આ જન્મમાં સુખી થવા માટે જો પૂરતાં ન હોય તો આ દેહે પણ નવાં કર્મ કરીને ઇચ્છિત સુખ અવશ્ય પ્રાપ્ત કરી શકાય છે. આ વિષે પોતાનાજ કુળના દાખલાઓ આપી સુનીતિ ધ્રુવજીને ઉત્સાહ આપે છેઃ– તમારા દાદાનો દાખલો લો ને ? તેમણે જે કર્મ કર્યું તેજ તમારે કરવું યોગ્ય છે; અને તે કર્મ બીજું કોઇ પણ નહિ, જેમાં કોઇ જાતનું વિઘ્ન નડતું નથી તે ભક્તિપૂર્વક કર્મજ સર્વથા સફળ છે. આ વિષે ભગવાન કશ્યપ કહે છે–' अमोघा भगवद्भक्तिर्नेतरेति मतिर्मम। ભગવાનની ભક્તિ તે સર્વથા અમોઘ–સફળ કર્મ છે; બાકીનાં સર્વ સફળ નથી, એમ હું માનું છું'' આ કશ્યપવચન પ્રમાણે સુનીતિ ધ્રુવ પ્રત્યે કહે છેઃ—

यस्यांघ्रिपद्मं परिचर्य विश्वविभावनायात्तगुणाभिपत्तेः।
अजोऽध्यतिष्ठत्खलु पारमेष्ठ्यं पदं जितात्मश्वसनाभिवंद्यम् ॥
तथा मनुर्वो भगवान् पितामहो यमेकमत्या पुरुदक्षिणैर्मखैः।

इष्टाऽभिपेदे दुरवापमन्यतो भौमं सुखं दिव्यमथापवर्ग्यम् ॥
तमेव वत्साश्रय भृत्यवत्सलं मुमुक्षुभिर्मृग्यपदाब्जपद्धतिम् ।
अनन्यभावे निजधर्मभाविते मनस्यवस्थाप्य भजस्व पूरुषम् ॥
नान्यं ततः पद्मपलाशलोचनाद्दुःखच्छिदं ते मृगयामि कंचन ।
यो मृग्यते हस्तगृहीतपद्मया श्रियेतरैरङ्ग विमृग्यमाणया ॥

જગતના રક્ષણ માટે જેમણે સત્વગુણના આશ્રયવાળું શરીર સ્વીકાર્યું છે એવા શ્રી પરમાત્માના ચરણકમળને સેવીને બ્રહ્મદેવ, પરમેષ્ઠિના પદને પામ્યા છે કે જે પદ મનને તથા વાયુને જિતનારા યોગીઓને પણ વંદન કરવા યોગ્ય છે. વળી હે ધ્રુવ ! તમારા દાદા ભગવાન મનુએ પણ સર્વાન્તર્યામી દૃષ્ટિએ પુષ્કળ દક્ષિણાઓવાળા યજ્ઞો કરીને જે ભગવાનનું પૂજન કર્યું હતું અને તે દ્વારા બીજાં સાધનોથી દુર્લભ એવાં પૃથ્વીનાં સુખ તથા મોક્ષનાં સુખ સંપાદન કર્યાં હતાં, તેજ પરમેશ્વરનો હે વત્સ ! તું આશ્રય કર. તે ભગવાન ભક્તવત્સલ છે અને મુમુક્ષુ મનુષ્યોએ તેમના ચરણકમળનો માર્ગ શોધવો યોગ્ય છે. તું તારા સ્વધર્મથી શુદ્ધ કરેલા અને એકાંત ભાવવાળા મનમાં તે પરમેશ્વરને સ્થાપીને તેમનું ભજન કર. ઓ પુત્ર ! (હું વિચારૂં છું તો) કમળની પાંખડીઓ સમાન નેત્રવાળા તે ભગવાન વિના બીજા કોઈને પણ તારા દુઃખનો નાશ કરે તેવો હું જોતી નથી; તે ભગવાનને બ્રહ્માદિ દેવોથી પણ શોધાતી લક્ષ્મીદેવી, હાથમાં (દીવાની પેઠે) કમળને ગ્રહણ કરી શોધ્યા કરે છે. આ રીતે જેમ સુનીતિએ ભગવાનનું ભજન કરવા માટે ધ્રુવજીને ઉપદેશ કર્યો છે તેજ પ્રમાણે અમે અહીં તેજ આશય જણાવીએ છીએ કેઃ—

ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં કદા કૃતાર્થ થાઉં એ ચાહું.

ખરેખર સત્ય છે કે જેમને લક્ષ્મીદેવી સ્વયં શોધ્યા કરે છે તે રાજીવલોચન ભગવાન વિના બીજા કોઈનું પણ શરણ નિરર્થક છે. અને તેથીજ—

ઉદ્યમ અવર મૂકી અનુ મંડ, પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં.

કારણકે આપણે કંઇ રાજ લેવા માગતા નથીઃ—

રહ્યું નથી કંઇ નવું બાકી રે, જગત જોઇ મહીં મોહી રાઇ;
આખર ગયો થાકી રે, રહ્યું નથી કંઈ નવું બાકી રે.

લાકડાના લાડુ છે, પણ ધ્રુવે તો હજી તેને ચાખ્યા ન હતા, તેથીઃ—

'એસી ચતુર નાર' એ રાગ

માની માની વાણ, ધ્રુવજી સુજાણ, ઉચર્યા ઝટ જોડી પ્રાણ;
મા! ભૂલ મારી મેં ભારી પીછાણી. ટેક.
ન રહી દાઝ,સમજયો હું આજ, ભલે પામે ભ્રાત તાતનું રાજ;
નહિ ઇચ્છું એનું ઇર્ષ્યા ઉર આણી. માની૦
પાક્યો તારે ઉદર,નથી તેની ફિકર, જો કર્મ મારૂં તું ધીરજ ધર;
છે હજી સમય તું શિદ ગભરાણી. માની૦
સેવું શ્રીકંથ, કરૂં ભાગ્યવંત પામું પિતુથી પણ પદ મહંત;
નિશ્ચિંત રહે પ્રિય મા તુજ શાણી. માની૦

આ રીતે જેઓ શત્રુને પણ મિત્ર ગણે, શત્રુઓના પણ જેઓ આમ અદ્વેષ્ટા બને ને ઉત્સાહપૂર્વક ઉદ્યમ કરવા આ રીતે જેઓ તત્પર બને તેઓ શ્રીહરિની ભક્તિ કરવા અધિકારી છે; પણ તેથી વિરુદ્ધ વર્તન રાખ્યા છતાં હરિભક્તમાં જેઓ ખપવા ઇચ્છે છે તેઓ તો કેવી રીતે કૃતાર્થ થઇ શકે? માટેજ એક કવિએ ગાયું છેઃ—

રામભજન સબ કો કરે, ઠગ ઠાકોર ઓર ચોર;
ધ્રુવ પ્રહ્‌લાદ તરી ગયે સો કરના કછુ ઓર.

આ ધ્રુવચરિત્રમાં જોવાનું આજ છે કે, કોઇ પણ સારી નરતી વ્યક્તિનો સંગ કેવી અસર ઉપજાવે છે? સંગનો પ્રભાવ કેવો છે? પોતાની સાવકી માતાના એકજ ક્ષણના દુષ્ટ સંગથી ધ્રુવને કામ-ક્રોધ ઉત્પન્ન થયા; ત્યારે પોતાની સગી માતાના ઉત્તમ સંગથી ઉત્સાહ ને સંતોષનો અનુભવ થયો. ખરેખર 'सत्संगः शेवधिर्नृणाम्'—સત્સંગ એજ સાચો ખજાનો છે. એક કવિએ માતાને ઉદ્દેશી આ પ્રમાણે કહ્યું છે—

જનની જણ તો હરિ ભક્ત, કાં દાતા કાં શુર,

માતા સુનીતિએ પોતાના પુત્રને સંપૂર્ણ યોગ્યતાનાં બીજથી પૂર્ણ જાણીને મહાન ભક્ત, ઉદાર ને મર્દ થવા પ્રોત્સાહન આપ્યું:—

શાર્દૂલ

માતાએ સુણી વાણી ચાંપી હૃદિએ વારી લીધાં વારણાં,
તેવો સદ્ય કુમાર બહાર નીસર્યો ધારી ઉરે ધારણાં;
રસ્તામાં શુકનો થતાં પદપદે ત્યમ દ્રઢ વૃત્તિ કરી આકરી,
પામું ઉત્તમ સ્થાન લક્ષ્મીવરની ભારી કરી ચાકરી.

આ વાત નિશ્ચય છે કે હરકોઈ શુભ કર્મમાં શ્રીહરિ સદાકાળ સહાયક તરીકે હાજરજ રહે છે. જુઓ, આ ધ્રુવજીનુંજ દષ્ટાંત આ વાતમાં સબળ પ્રમાણ તરીકે જોઇ શકાય છે. પ્રથમ તો શુભ ઇચ્છા, ને તે પછી શુભ માર્ગે પ્રયાસ—એ વસ્તુ હોવી જોઇએ. આમાં જેટલો વાંધો તેટલોજ તે સફળ થવામાં વાંધો. ધ્રુવજીનો પ્રયાસ તો ખરેખરો કોઇ પણ જાતના વાંધા વિનાનોજ હતો. જેથી—

દોહરો

પુર બહાર જાતાં મળ્યા નારદ ભક્તિપૂર;
ઉર વિસ્મય થઈ જોઈ શિશુ વધ્યા સમજવા ઉર.

આ એક પ્રાચીન પદ્ધતિ છે કે, શિષ્ય કરતાં પહેલાં ગુરુએ તેની પૂર્ણ પરીક્ષા કરવી જોઈએ, તે અહિં શરૂ થઇ—

સાખી

શિશુના વિચાર સુણીને ઉચર્યા શ્રીનારદ રદીયામાં,
બાળબુદ્ધિ તજ બાળ કષ્ટ નવ ધાર ખાલી હદીયામાં.
ખેલ ખેલવાની વયમાં શીદ દુઃખ માને અપમાને;
હરી ન દુઃખ હરી દેતા ઝટ ઋષિના ધ્યાને લે ધ્યાને.

નારદ કહેવા માગે છે કે મોટા મોટા ઋષિઓ, વર્ષોપર્યંત વનવાસ વેઠીને જેમનું ધ્યાન ધરી મથે છે છતાં કંઇ પત્તો લાગતો નથી આવી અગમ્ય દુષ્પ્રાપ્ય વસ્તુ માટે તું કહે છે કે:—

ઉરે વસ્યા શ્રીહરિ દઢ ધ્યાઉં કદા કૃતાર્થ થાઉં એ ચાહું.

પુનઃ નારદજીએ કહ્યુંઃ—

परितुष्येत् ततस्तात तावन्मात्रेण पुरुषः ।
दैवोपसादितं यावद् वीक्ष्येश्वरगतिं बुधः ॥

બાપુ (ધ્રુવ)! ઈશ્વરની અનુકૂલતા વિના ઉદ્યમો સફળ થતા નથી, માટે ડાહ્યા પુરુષે જે કંઈ દૈવયોગે પ્રાપ્ત થાય તેટલાથીજ સંતોષ માનવો જોઇએ. અહીં હું પણ એજ કહું છું કેઃ—

ઉદ્યમ અવર મૂકી અનુમંડ, પામી પ્રણુ પૂરમાં ન પુરાઉં.

પણ ધ્રુવજી તેમ કહેવા હજી તૈયાર નથી; કારણકે તેમના હૃદય પર પહેલી છાપ કુસંગની પડી હતી. જો કે સત્સંગના પ્રભાવે તેમના હૃદયની ઉર્મિઓને અવળે માર્ગે જતી અટકાવીને સન્માર્ગે જતી કરી હતી, છતાં છેકજ તે ભુંસાઇ ગઇ ન હતી અને ભુંસાય તેમ હતી પણ નહિ. કેમકે તેનું મૂળ બીજ પ્રકૃતિમાં હતું—પૂર્વજન્મથી હતું; વળી ક્ષત્રિય શરીર તેમાં પ્રાપ્ત થયું હતું; આ વિષે આગળ કહેવામાં આવશે. અહીં તો—

ગીતિ

સુણિ નારદની વાણી, ધૃતિ બાળકની જરી ન લેવાણી;
સાચા દ્રઢતા જાણી, ઉચર્યા સંશય વિના વિણા પાણી.

દોહરો

અર્થ મેળવીશ બાળ તું, દીસે ખચીત સમર્થ;
વ્યર્થ ન જશે હરિભજન, અન્ય ઉપાયો વ્યર્થ.

तत्तात गच्छ भद्रं ते यमुनायास्तटं शुचि ।
पुण्यं मधुवनं यत्र सांनिध्यं नित्यदा हरेः ॥

માટે હે તાત (ધ્રુવ)! યમુનાના પવિત્ર કિનારા પર જ્યાં પવિત્ર મધુવન આવેલું છે—જ્યાં શ્રીહરિનું નિત્ય સાંનિધ્ય છે—ત્યાં તું (તપશ્ચર્યા કરવા માટે) જા, તારૂં કલ્યાણ થાઓ. નારદે, ધ્રુવને આ પ્રમાણે કહ્યું તેનું કારણ એ છે કે પ્રત્યેક કર્મના ફળમાં દેશ–કાળ–વિધિ–એ અતિશય સહાયક બને છે. આ વસ્તુ કોઇ યોગ્ય ગુરુના ઉપદેશથી અનુ-

ભવમાં આવી શકે છે, એમ નારદ ધ્રુવને જણાવવા માગે છે. ધ્રુવજીને પોતાની માતા તરફથી હરિભજન કરવાના ઉપદેશનું શ્રવણ પ્રાપ્ત થયું ને તે પછી વધુ શ્રવણ તથા મનન નારદજી તરફથી પ્રાપ્ત થયું. એટલે તુરતજ ધ્રુવજી નિદિધ્યાસન કરવા નીકળી પડયા. પ્રથમ પોતાની અપર માતા તરફથી હરિભજન માટે કટાક્ષમાં ઇશારો મળ્યો ને તેજ વાતને પોતાની સગી માતા તરફથી સ્પષ્ટ શબ્દોમાં પ્રેમપૂર્વક ઉત્તેજન મળ્યું, જેથી માતા સુનીતિના કહેવા પ્રમાણે સત્વર પ્રયાસ શરૂ કર્યો કે તેજ અરસામાં નારદજીનો સમાગમ થયો. જેમ તુલસીદાસને 'ભૂતન સેં હનુવા મીલે હનુમાન સેં રામ' એમ શ્રીરામચંદ્રજીનાં પ્રત્યક્ષ દર્શન થયાં હતાં. આ રીતે જ્યારે કોઇ હરિભક્તનો ભેટો થઇ જાય ને તેમનું કહેલું બરાબર લક્ષ્યમાં ઉતરે ત્યારે સમજવું કે 'હવે શ્રીહરિનાં પ્રત્યક્ષ દર્શન સમીપમાંજ છે. જેમ વિભીષણજીને લંકામાં હનુમાનજી મળ્યા ત્યારે તે બોલી ઉઠયા કેઃ—

અબ મોહે ભયા ભરોસ હનુમંતા;
બીનુ હરિકૃપા મીલહી નહિ સંતા.

વિભીષણજીના આ કથન પ્રમાણે ધ્રુવજીને પણ નારદજીના સમાગમથી પૂર્ણ ખાત્રી થઈ હતી અને તેથી તેમણે પણ માન્યું હતું કે, મારા સંજોગો સારા છે માટે હું તો હવે—

ઉરે વસ્યા શ્રીહરિ દઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું;
બસ, આજ લગની ધ્રુવજીને લાગી હતી, તેથીઃ—

## સાખી

ઉતમ વિગતે કરવું શું તે ઉચર્યા નારદ પ્રીતે,
તપમાં નિયમ પાળવા શા સેવન કરવું શી રીતે;
મંત્ર અર્થ ને ધ્યાનવિધિ કહી થાય કેમ સ્થિર ચિત્તે,
તે સઘળું સમજીને સેવક સોંડયો સાચી પ્રીતે.

ધ્રુવ એ સુપાત્ર શિષ્ય હતો. તેથી શ્રવણ સાથે મનન કરવાથી તે, નિદિધ્યાસન યોગ્ય બન્યો, ને સન્માર્ગે

ચાલ્યો. હવે બીજી તરફ શું બન્યું તે જોઈએ:—

### ચોપાઈ

કરી લાલને વને વિદાય, આવ્યા નારદ જ્યાં છે રાય;
સામો જઈ નૃપ લાગ્યો પાય, પધરાવ્યા મુનિ મહાલય માંહ્ય.
દીઠો નૃપતિ અતિ ઉદાસ, ફીકું મુખ મુકે નિઃશ્વાસ;
પૂછ્યું મુનિએ શું છે કષ્ટ, નૃપે સદ્ય સમજાવ્યું સ્પષ્ટ.

### શાર્દૂલ

દેવીએ દુભવ્યો કઠોર વચને તેથી તપીને ભલો,
વ્હાલો પાંચજ વર્ષનો વન ગયો રીસાઇને એકલો;
મેં દીધું નહિ માન ભાન મનમાં આવ્યું અરેરે હવે,
ખોયો લાલ અમૂલ્ય મૂઢ થઇને દાઝું છઉં એ દવે.

### લલિત

ધિક્ કઠોર મેં નારીને લીધે, ભવિષ્ય શું થશે શોચ્યું ના ચિત્તે;
ગુમ થઈ ચુક્યો રત્ન ને પછી, ઉર હવે તપું તાપથી અતિ.
ભટકતો હશે ક્યાં ભુખ્યો થઇ, વિલપતો હશે ક્યાં દુઃખી થઇ;
તરસ ટાઢથી એ ઠરી જશે. વન પશુ થકી એ મરી જશે.

### દોહરો

મુખે વચન ધારા વહી, નયન ધાર વહી નીર;
તવ નારદે દયા ધરી દીધી નૃપને ધીર.

### સવૈયો

નથી લાભ હવે નૃપ શોચ કરે કરી ભૂલ તદા ન વિચાર્યું રતિ,
રતિ તોપણ કષ્ટ ન રાખ્ય હૃદે સુતને ફળ એથી થશે કીમતી;
મતિ એની થઈ પ્રભુને ભજવા કરશે તન રક્ષણ વિશ્વપતિ,
પતિ આપ મળી અહીં મોકલશે ફરી સંશય એ મહિં લેશ નથી.

### ગીતિ

મુનિનું વચન પ્રમાણી, ભવિષ્ય એમજ ઉરમાં અનુમાની;
વાત નૃપે મન માની, વ્યથા કરી કંઇ કમતી મનમાની.

### લાવણી

મુનિવચન પ્રમાણે ધ્રુવ મધુવનમાં આવ્યા;
થઇ શુચિ સ્નાનથી ધ્યાન ધરે ઝટ ફાવ્યા;
મંત્રે મન શુદ્ધિ થતાં તુરત લહે લાગી,

ભય ભૂખ તૃષા ઉંઘની પીડા ગઈ આઘી.

નારદજીએ મન, વચન ને કાયાથી હરિસેવન કરવા કહ્યું હતુ તેમાં પ્રથમ કાયાથી હરિસેવન કરવાનું હતું તે માટે પવિત્ર પ્રદેશ મધુવન હતું; વળી તેમાં પણ વિશેષ કાયશુદ્ધિ થવા માટે યમુનાતટ સમીપમાંજ હતું., ત્યાં સ્નાનાદિ કરવાથી વિશેષ કાયશુદ્ધિ થતીજ હતી; ને તેથી પણ વિશેષ શુદ્ધિ પ્રાપ્ત થાય તે માટે નારદજીએ મંત્ર આપ્યો હતો. 'મંત્ર' એટલે જે વાક્ય અથવા પદ મનન કરનારને તારી શકે છે. આવા મંત્રથી વાચિક સેવા થઈ શકે છે. હવે જે માનસિક સેવા છે તે કંઇ એકદમ બની શકતી નથી; મનોજય થાય ત્યાંસુધી ખાવું-પીવું પણ જોઇએ. આ ખાન-પાનાદિ ક્રિયા જો કેવળ પોતાનેજ ઉદ્દેશીને પોતા માટેજ કરવામાં આવે તો ભગવાન શ્રીકૃષ્ણના વચન પ્રમાણે-' ते त्वघं भुंजते पापा ये पचंत्यात्मकारणात् । જે પાપીઓ કેવળ પોતાને માટેજ રાંધે છે તેઓ પાપ ખાય છે.' પણ ' यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः । યજ્ઞથી અવશેષ રહેલું-એટલે ભગવાનનું યજન-પૂજન કરી પ્રસાદીનો આહાર કરનારા પુરુષો સર્વ પાપથી મુક્ત થાય છે.' આમ સર્વ વસ્તુ ઇશ્વરાર્પણ કરીને પ્રસાદીરૂપે તે વસ્તુનો ઉપયોગ કરનારા ભક્તોનું શરીર જો કે પોષાય છે, પણ તે તો ગૌણ તરીકે-પેટામાંજ ગણાય છે-અર્થાત્ એ શરીર-પુષ્ટિનો ઉપયોગ પણ ધ્યાન કરવામાંજ હોવો જોઇએ. આ રીતે મન-વચન-કાયાથી ત્રણ ગણું હરિસેવન જો કરવામાં આવે તો નારદજી કહે છેઃ—

एवं कायेन मनसा वचसा च मनोगतम् ।
परिचर्यमाणो भगवान् भक्तिमत्परिचर्यया ॥
पुंसाममायिनां सम्यग् भजतां भाववर्धनः ।
श्रेयो दिशत्यभिमतं यद्धर्मादिषु देहिनाम् ॥

'એ પ્રમાણે પોતાના મનના (જેવા દઢ) ભાવ હોય તે પ્રમાણે શરીરથી (જળ વગેરેથી), મનથી (ધ્યાન વગેરેથી)

અને વચનથી (જળ વગેરેથી) ભક્તિયુક્ત સેવાવડે સેવાતા ભગવાન, નિષ્કપટ ભજન કરતા પુરુષોના ભાવને વધારનારા થઇ ધર્માર્થકામ–એ પુરુષાર્થોમાંથી મનુષ્યોને જે ઇષ્ટ હોય તે આપે છે' અને તેથીજ ઉપર કહ્યા પ્રમાણે ત્રણ ઘણો પ્રયાસ કરવાથી આપણે પણ 'ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું' આ રીતે કૃતાર્થ થવાની ચાહના કરવી જોઇએ; જો કે ધ્રુવની કૃતાર્થતા પ્રાપ્ત કરવાની ચાહના જુદા પ્રકારની હતી અને તેથીજ નારદજી તેમને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દે છે કે, જો તું આટલુ બધું કરે છે તો શામાટે નાશવંત ફળ માગી લે છે? કેમકે—

विरक्तश्चेन्द्रियरतौ भक्तियोगेन भूयसा ।
तं निरंतरभावेन भजेताद्धा विमुक्तये ॥

'ઇંદ્રિયજન્મ આનંદમાં વૈરાગ્ય પામેલા મનુષ્યે, સાક્ષાત્ મોક્ષ પ્રાપ્તિ માટે પુષ્કળ ભક્તિયોગથી અને અસ્ખલિત ભાવથી તે–ભગવાનનું ભજન કરવું જોઇએ.' આ વસ્તુનુંજ શાસ્ત્રદ્વારા શ્રવણ કરી અમે અહીં કહી સંભળાવીએ છીએ કે:—

ઉદ્યમ અવર મુકી અનુ મંડું, પામી પ્રભુ પૃરમાં ન પૂરાઉં.

નારદજીનું પૂર્વોક્ત વચન જો કે પરમ પ્રમાણભૂત છે, છતાં તેને આચરણમાં મૂકનારા નિષ્કામ ભકતો કોઇકજ મળી શકે છે. ધ્રુવજીની તે વેળાની સ્થિતિ સકામ ભક્ત તરીકેની હતી, અને સકામ ભક્ત પણ ભક્તિયોગથી જો કૃતાર્થ થાય છે, તો અનાયાસે આ વસ્તુ સિદ્ધ થાય છે કે, 'નિષ્કામ ભક્ત તો અવશ્ય કૃતાર્થ થાયજ છે.' જો કે નિષ્કામ ભક્ત થવાનાં ઉપદેશ–વચનની અસર તે વેળા ધ્રુવજીના મનમાં નજ થઇ, તોપણ સકામ ભક્ત તરીકે પ્રભુ–ભક્તિ કરવા ધ્રુવજી તે વેળા તૈયારજ હતા, તેથી નારદજીના ગયા પછી તેમણે ઉત્તરોત્તર અધિકાધિક હરિસેવન કરવા માંડયું; જેના પ્રભાવથી ક્ષુધા, તૃષા, નિદ્રા–વગેરે બાહ્ય ઇંદ્રિયોના વિષયો પર ધ્રુવજી વિજય મેળવતા ગયા; ને કાયા તથા વાચાની ક્રિયા

પણ તેમની પ્રતિદિન ઓછી થતી ચાલી; માત્ર માનસિક ક્રિયા–સેવા–ભક્તિ વધવા લાગી; અને તે પણ એટલી બધી ઝડપથી કેઃ—

પહેલે માસે ત્રણ ત્રણ દિને છે ફળાહાર લીધો,
બીજે માસે ખટ ખટ દિને પત્રનો ભક્ષ કીધો;
ત્રીજે માસે નવ નવ દિને તીર્થ પીને ચલાવ્યું,
ચોથે બારે દિન શય થતાં વાયુ ખાવા ઠરાવ્યું.

એમ કરતાં કરતાં ધ્રુવજીને સમાધિદશા સિદ્ધ થઇ ગઈ. એ સમાધિસ્થિતિ બાર બાર દિવસ સુધી એક સરખી ચાલુ રહેવા લાગી; બાર દિવસ પછીજ તેમની શ્વાસોચ્છ્વાસની ક્રિયા ચાલતી હતી–એટલે પછી તો કાયિક–વાચિક વ્યાપાર અને મૂર્તિ તથા મંત્રની સેવાનો બાહ્ય વ્યાપાર બંધ પડી જવા લાગ્યો; હૃદયમાં અજવાળાં ભાસવા લાગ્યાં; ને તે આનંદની અસરથી—

દોહરો

માસ પાંચમે તો છત્યા, ભૂખ પ્યાસ ને શ્વાસ;
એક ચિત્તે આરાધતાં, અંતરમાં શ્રીનિવાસ.

અન્નમય તથા પ્રાણમય–બન્ને કોશ છૂટી ગયા; કેવળ મનોમયની સહાયથી વિજ્ઞાનમય બની જઇ આનંદમયનો અનુભવ તે કરવા લાગ્યા; તેની અસર વિજ્ઞાનમય એવા પોતાના જીવાત્માને થવા લાગી; દેહમાં છતાં દેહના ધર્મ વિસરાઇ જવા લાગ્યા. ક્ષુધા–તૃષા–નિદ્રા તો પલાયનજ કરી ગયાં; અને પોતાના જીવાત્માનો પ્રભાવ એટલો બધો વધી ગયો કે તેની અસર દેહમાં જણાવા લાગી. તેમનું શરીર મહાપ્રતાપી બની ગયું. પછી તો—

ભુજંગ છંદ

ઉભા થૈ રહ્યા પાદઅંગુષ્ઠ ટેકે ડગ્યા ના જરી સ્થિર સાચીજ ટેકે;
ડગી ભૂમિ તે દિશના પાદ ભારે સુરો તેજથી બ્હીગયા ચિત્તભારે.

પરમાત્માના સંગ, સહવાસ ને સામીપ્યથી પરમાત્માનીજ શક્તિઓ ધ્રુવજીમાં આવવા લાગી. જેમ કાષ્ઠમાં અગ્નિના આક્રમથી અગ્નિનાજ ગુણો ભાસે છે ને છેવટે આખું કાષ્ઠ

અગ્નિસ્વરૂપજ બની રહે છે તેમ, ધ્રુવજીના સંબંધમાં પણ તેવુંજ બન્યું; અને તેથીઃ—

હરિગીત

જ્યાં ફેરવે પદ બાળ કે તત્કાળ તે ભણી ભૂ ડગે,
અચળો ચળે ખળભળે સાગર એક બાળકને ડગે.

પછી તો બાળક ધ્રુવના મનમાં 'હું ધ્રુવ છું' એમ રહ્યુંજ નહિ; માત્ર ધ્યેયનું ધ્યાન કરતાં ધ્યેય સાથેની એકતાનોજ અનુભવ થવા લાગ્યો. પ્રભુ અને પોતાનો જીવાત્મા—બન્નેનું ઐક્ય થઈ ગયું ને 'तत् त्वमसि' એ વૈદિક મહાવાક્યનો સત્ય અનુભવ થવા લાગ્યો, આ વાક્યનો સાચો અનુભવ ત્યારેજ થાય છે કે જ્યારે 'હુંપણું' છૂટે છે અને તુંપણું તે પણા સાથે એક થઇ જાય છે.' આ પ્રમાણે ધ્રુવજીનો શરીરી–આત્મા, ઈશ્વર સ્વરૂપ બની ગયો ને જેમ અરણિકાષ્ઠનું મથન કરતાં અગ્નિનું પ્રાકટ્ય થઇ જાય છે તેમ ધ્રુવજીને પણ સદ્ગુરુના પ્રતાપથી અને પવિત્ર દેશકાળના યોગથી કાયિક, વાચિક તથા માનસિક શુદ્ધિ થતાં હૃદયમાં પ્રભુનો સાક્ષાત્કાર થવા લાગ્યો; અને આ વાત ખરીજ પડી કેઃ—

'ઉરે વસ્યા શ્રીહરિ'

પછી તો તેમના દેહનો તથા દેહી જીવનો એટલો બધો પ્રભાવ વધી પડ્યો કેઃ—

દેવો સર્વ ભેળા થયા, ને ઈન્દ્રને વિનતિ કરી;
કોઈએ તપસ્યા આજ લગી, એ બાળક જેવી નહોતી કરી.

પણ ફરી દેવોને વિચાર આવ્યો કે 'तत् त्वमसि' આ મહાવાક્યનું સંપૂર્ણ જ્ઞાન, ધ્રુવજીને હજી અનુભવસિદ્ધ નહિ થયું હોય અને તેથી શરીરમાં 'હું તે ધ્રુવ છું' એમ તે જાણતો હશે; માટે તેને છેડી જોવો જોઇએ, તપાસવો જોઇએ ને ડરાવી જોવો જોઇએ. આવા વિચારથીઃ—

ગીતિ

યામા ને કૂષ્માંડ મહામાયાવી સુરોનીજ જાત;
કરવા ભંગ સમાધિ, આવ્યા ક્ષેપી રીઝવવા નાથ.

ઇન્દ્રને રીઝવવા માટે જે આસુરી માયા કેવળ નિષ્ફળ નિવડે છે તે આસુરી માયા જાણનારો વર્ગ દેવોમાં પણ છે; તેમનાં નામ યામા તથા કૂષ્માંડા છે. તેમણે તોફાન શરૂ કર્યું.

દુહો

અતિકુનીતિવાન કોઈ, બન્યો સુનીતિ માત;
ધરી કુપ્રીતિ દીલ પ્રતિ ઉચર્યો પ્રીતિ સાથ.

શિખરિણી

બની માતા રૂપે, કરી વળી મુખે સાદ સરખો;
વધો પાસે આવી, નવ કોઈ થકી જાય પરખ્યો.
અરેરે ઓ વ્હાલા, દુઃખ અતિ ધરે અંગ શીદને;
કરે યત્નો હાલા, ફળ ચિત્ત ચહ્યું આથી ન બને.
દીધું મ્હેણું શોખે, દીલ શીદ ધર્યું આવું વસમું;
મને નાંખી શોકે, ક્રૂર નવ દીસે કોઈ તું સમું.
ઉભો છે શું આવી, દુઃખમહિં મૂકી મા તફડતી;
શકે શું તું ફાવી, હઠ તજ મૂકી વાત પડતી.

સાખી

પાંચ વર્ષના લાલ લાડકા શું બેઠો વન આવી,
રમવું ભણવું સ્વધર્મ મૂકી ક્રિયા કરે શું આવી;
દયા કરી ભર ઉરમાં તું ઉલ્લાસ તુરત આ માની,
નહિ તો પાડીશ પ્રાણ જોઇશ તું લાશ તુરત આ માની.

એ પ્રમાણે પ્રસંગાનુસાર રૂપ, સ્વર તથા કથન કરીને ધ્રુવને ધ્યાનભ્રષ્ટ કરવા તેમણે બનતું કર્યું, પણ તે સાંભળ્યુંજ કોણે ? જો કંઇક પણ સાંભળવામાં આવે તો અસર થાય ને ? તેનું કારણઃ—

દોહરો

ધ્રુવ હરિરસ મીન છે, સુણે ન સુર બકબાદ;
રોઈ કળકળી કરગરી થાક્યો કરી બકબાદ.

‘ ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં કદા કૃતાર્થ થાઉં એ ચાહુ” એ ચાહના મજબૂત હોવાથી ધ્રુવ કૃતાર્થ થયેલ છે. પોતાના હૃદયમાંજ બીરાજતા શ્રીહરિના અનુભવ રૂપ આન-

દરઅમાં તે નિમગ્ન છે. તેમની દૃષ્ટિ અંતર્મુખ થયેલી હોવાથી આત્માની સમગ્ર આનંદલહરીને તેઓ અનુભવ કર્યા કરે છે, આત્માનો લેશ પણ અનુભવ જેને થાય છે તેના સંબંધમાં ભગવાન શ્રીકૃષ્ણ પણ ગીતાજીમાં કહે છે:—

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।
यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते॥

'જે આત્માનંદને સંપાદન કરી મનુષ્ય, બીજા કોઈ પણ લાભને તેથી અધિક માનતો નથી અને જે આત્મલાભમાં સ્થિતિ પામેલા મનુષ્યને ભારેમાં ભારે દુઃખ પણ ડગાવી શકતું નથી.' અર્થાત્ જે આત્માનંદ પ્રાપ્ત કર્યા પછી બીજો કોઈ પણ આનંદ તેથી અધિક ભાસતો નથી; ક્યાંથી ભાસે! સાંસારિક હરકોઈ આનંદ જે પોતે અનુભવેલા હોય છે, તે તો તેને અતિશય તુચ્છ અને અલ્પજ જણાય છે, વળી આત્માનંદનો અનુભવ મનુષ્યને એવો તો એકતાન અને તલ્લીન કરી મૂકે છે કે જેથી મોટામાં મોટું કષ્ટ પણ તેને

ચહુ દિશાથી ઘોર રાક્ષસો આ ધાય ધાય રે;
કહ્યું ન માન્યું પુત્ર જો હું લાગી લાહ્ય લાહ્ય રે,
વિનાશ થાય નાશ નાશ ખાય ખાય ખાય રે.

સવૈયો.

ત્યાં પ્રકટ્યા દશ દિશ નિશાચર અંગ પ્રચંડ અતિ ભયકારી,
બૂમ કરી કર શસ્ત્ર ધરી ધસતા કરતા તન ધાવજ કારી;
ગાજી રહ્યું વન ને નભ ભૂ ધમકી રહી તોપણ લાગી નકારી,
શ્રીવરમાંહિ નિમગ્ન ધ્રુવે નવ આ ધુમધામ જરી ગણકારી.

ગીતિ

શીઆળ થઇને ભૂંક્યા, ગરજ્યો બનીને સિંહ-કરી-હારે;
થાક્યા અધ્રુવ લોભી, હરી ચિત્ત રત ધ્રુવ કેમ કરી હારે?

પદ

'આજ શ્યામ મોહેલીની' એ રાગ

થાકીને સુરો ગયા, તમામ ઇન્દ્રની પ્રતિ;
ગર્વ છોડી હાથ જોડી, કીધી પાછી વિનતી. ટેક.
બાળ તેજ વધે જાય, આંચ હવે ન સહેવાય;
નવ રહ્યો ઉપાય હારી, કૃતિ ને મતિ ધૃતિ થાકીને૦

ગીતિ

જે હરિને ઉર ધારે, તેના અરિ સુર સુરપતિ પણ હારે;
અંત તેજ હરિ શરણે, ગયા વધ્યા ત્યાં વિનતિ સુખકારે.

તેમની વિનતિ શ્રીમદ્ભાગવતમાં આ પ્રકારે છેઃ—

देवदेव जगन्नाथ परेश पुरुषोत्तम ।
ध्रुवस्य तपसा तप्तास्त्वां वयं शरणं गताः ॥

'હે દેવોના દેવ! હે જગતના નાથ! હે પરમેશ્વર! હે પુરુષોત્તમ! ધ્રુવના તપથી સંતાપ પામેલા અમે આપને શરણે આવ્યા છીએ.' દેવોની આ વિનતિ સાંભળીને સર્વના હૃદયમાં બીરાજતા ભગવાન શ્રીહરિ, તુરતજ ત્યાં પ્રકટ થયા: ધ્યાતા-ધ્યેયનું ઐક્ય થયું. દેવોને પણ શ્રીહરિનું તેજ સૌમ્ય છતાં આકર્ષક જણાયું. જાણે 'दिने दिने कलाशेषैः शशांकः पूर्यते यथा ।' પ્રતિદિન અવશેષ કળાઓથી પૂર્ણ થતો ચંદ્રમા હોય તેમ ક્ષણે ક્ષણે સૌમ્ય છતાં આકર્ષક

દરસમાં તે નિમગ્ન છે. તેમની વૃત્તિ અંતર્મુખ થયેલી હોવાથી આત્માની સમગ્ર જ્ઞાનરશ્મિ તેનો અનુભવ કર્યા કરે છે, આત્માનો લેશ પણ અનુભવ જેને થાય છે તેના સંબંધમાં ભગવાન શ્રીકૃષ્ણ પણ ગીતાજીમાં કહે છેઃ—

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥

'જે આત્મલાભને સંપાદન કરી મનુષ્ય, બીજા કોઈ પણ લાભને તેથી અધિક માનતો નથી અને જે આત્મલાભમાં સ્થિતિ પામેલા મનુષ્યને ભારેમાં ભારે દુઃખ પણ ડગાવી શકતું નથી.' અર્થાત્ જે આત્માનંદ પ્રાપ્ત કર્યા પછી બીજો કોઇ પણ આનંદ તેથી અધિક ભાસતો નથી; ક્યાંથી ભાસે? સાંસારિક હરકોઈ આનંદ જે પોતે અનુભવેલા હોય છે; તે તો તેને અતિશય તુચ્છ અને અલ્પજ જણાય છે; વળી આત્માનંદનો અનુભવ મનુષ્યને એવો તો એકતાન અને તલ્લીન કરી મૂકે છે કે જેથી મોટામાં મોટાં કષ્ટ પણ તેને ચલાયમાન કરી શકતાં નથી. આત્માનંદના અણુ અનુભવની પણ જો આ સ્થિતિ હોય છે તો પછી તેના અનંત અનુભવની તો વાતજ શી? તે અનંત અનુભવ કરનારને બહારના ગડગડાટની, ખભડાટની કે ખડખડાટની શી અસર થાય? અને તેની જો અસરજ ન થાય તો પછી કેવળ શરીરજ પ્રારંભ્ધોને ભલેને ભોગવ્યા કરે? કેવળ જડ જણાતું શરીર આત્માનંદની મજામાં ભંગ શી રીતે કરી શકે? ને જો તેમાં કોઈ પ્રકારે ભંગ કરી શકાય નહિ તો તે વસ્તુતેજ કૃતાર્થ થયો છે, એમ શા માટે ન કહી શકાય? આ આશયથીજ પ્રત્યેક સુજ્ઞ મનુષ્યે પ્રાર્થવું જોઇએ કેઃ—

ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં કદા કૃતાર્થ થાઉં એ ચાહું.

અસ્તુ. પેલા દુષ્ટ દેવોએ તો ધ્રુવજી આગળ તેથી પણ વધુ ગડબડ શરૂ કરી દીધી. જેમકેઃ—

### નારાચ છંદ

વધો ફરીથી બૂમ પાડી બાળ હાય હાય રે,

ચહુ દિશાથી ઘોર રાક્ષસો આ ધાય ધાય રે;
કહ્યું ન માન્યું પુત્ર જો હું લાગી લાહ્ય લાહ્ય રે,
વિનાશ થાય નાશ નાશ ખાય ખાય ખાય રે.

સવૈયો.

ત્યાં પ્રકટ્યા દશ દિશ નિશાચર અંગ પ્રચંડ અતિ ભયકારી,
બૂમ કરી કર શસ્ત્ર ધરી ધસતા કરતા તન ધાવજ કારી;
ગાજી રહ્યું વન ને નભ ભૂ ધમકી રહી તોપણ લાગી નકારી,
શ્રીવરમાંહિ નિમગ્ન ધ્રુવે નવ આ ધુમધામ જરી ગણકારી.

ગીતિ

શીઆળ થઇને ભૂંક્યા, ગરજ્યો બનીને સિંહ-કરી-હારે;
થાક્યા અધ્રુવ લોભી, હરી ચિત્ત રત ધ્રુવ કેમ કરી હારે?

પદ

'આજ શ્યામ મોહેલીની' એ રાગ

થાકીને સુરો ગયા, તમામ ઇન્દ્રની પ્રતિ;
ગર્વ છોડી હાથ જોડી, કીધી પાછી વિનતી. ટેક.
બાળ તેજ વધે જાય, આંચ હવે ન સ્હેવાય;
નવ રહ્યો ઉપાય હારી, કૃતિ ને મતિ ધૃતિ થાકીને૦

ગીતિ

જે હરિને ઉર ધારે, તેના અરિ સુર સુરપતિ પણ હારે;
અંત તેજ હરિ શરણે, ગયા વધા ત્યાં વિનતિ સુપ્રકારે.

તેમની વિનતિ શ્રીમદ્‌ભાગવતમાં આ પ્રકારે છેઃ—

देवदेव जगन्नाथ परेश पुरुषोत्तम ।
ध्रुवस्य तपसा तप्तास्त्वां वयं शरणं गताः ॥

'હે દેવોના દેવ! હે જગત્‌ના નાથ! હે પરમેશ્વર! હે પુરુષોત્તમ! ધ્રુવના તપથી સંતાપ પામેલા અમે આપને શરણે આવ્યા છીએ.' દેવોની આ વિનતિ સાંભળીને સર્વના હૃદયમાં બીરાજતા ભગવાન શ્રીહરિ, તુરતજ ત્યાં પ્રકટ થયાઃ ધ્યાતા-ધ્યેયનું ઐક્ય થયું. દેવોને પણ શ્રીહરિનું તેજ સૌમ્ય છતાં આકર્ષક જણાયું. જાણે ' दिने दिने कलाशेषैः शशांकः पूर्यते यथा । ' પ્રતિદિન અવશેષ કળાઓથી પૂર્ણ થતો ચંદ્રમા હોય તેમ ક્ષણે ક્ષણે સૌમ્ય છતાં આકર્ષક

ને સુંદર તેજઃસમૃદ્ધિ વધતીજ ચાલી; અને જો એજ ક્રમ જારી રહે તો છેવટ 'પાગી પ્રભુ ન પૂરે પૂરાઉ' એમજ થઈ જાય; પણ જ્યાં વાસનાઓનું દુર્લક્ષ્ય પૂર પૂર્ણ જુસ્સામાં વહ્યા કરતું હોય ત્યાં એ દુર્લભ ભાવના ક્યાંથી જાગ્રત થાય? કૃપાળુ શ્રીહરિને તો દેવોની તથા ધ્રુવની–બન્નેની મનઃકામના પૂર્ણ કરવાની હતી; તેથી તુરતજઃ—

પદ

'દઇએ સુમતિ મતિ' એ રાગ

દેવોનું દરદ સુણી શ્રીહરિ; આપી આપ દિલાસો ખાસો,
થયા ગરુડ પર સ્વાર;
ન કરી વાર, જગદાધાર, ચાલ્યા હરખ ધરી. દેવોનું૦
નાથ કરવા સનાથ, ધરતો ધ્યાન જે મન સાથ,
તે સાક્ષાત્ ભલી ભાત;
આવી પાસે ઉભા ઉચર્યા, માગ માગ ધ્રુવ માગ,
ખોલ્યાં ભાગ, આપ્યો લાગ, અનુરાગ ધરી. દેવોનું૦

' જે ભગવાન ધ્રુવના હૃદયમાં હતા તેજ દેવોની દૃષ્ટિએ પડ્યા હતા. માત્ર તફાવત એટલોજ કે એકસ્વરૂપ પૃથ્વી પર ધ્રુવના ધ્યાન માટેજ પ્રકટેલું; ત્યારે બીજું સ્વરૂપ દેવોનું દરદ દૂર કરવા આવિર્ભાવ પામેલું. જાણે કે દેવોને 'તમારૂં દરદ કેટલી ઝડપથી હું દૂર કરૂં છું' એમ બતાવવા તેજ સ્વરૂપ ગરૂડારૂઢ થઇ પધારે છે; અને ધ્રુવ પાસે આવીને સ્થિર થાય છે; બીજી તરફ ધ્રુવને ધ્યાનનું ફળ આપવા માટે સમય આવી પહોંચ્યો, એટલે હવે હૃદયમાં દેખાતા શ્રીહરિ અંતર્ધાન થયા–એમ ધ્રુવને જણાવા લાગ્યું; ને પછી શું થયું? હૃદયમાં વસી રહેલા પ્રભુ બહાર પ્રત્યક્ષ દેખાયા–અર્થાત્ મનથી કલ્પતાં ધ્યાનમાં દેખાતા શ્રીહરિ, ચર્મચક્ષુથી સાક્ષાત્કાર થઇ શકે તેમ બહાર પ્રકટ થયા. તે પણ આપણીજ પેઠે હાલતા ચાલતા બોલતા જણાયા. અહા! શું એ રૂપ, રંગ શબ્દ, શોભા, સુગંધ!'! ! સર્વ કંઇ અલૌકિક! એ તો એટલીજ પવિત્રતા અને એટલીજ તપશ્ચર્યા જેઓમાં હોય તેઓનાજ અનુભવમાં આવે! સાધારણ પ્રાણીની ચર્મચક્ષુ

વગેરે ઇન્દ્રિયો એ દિવ્યથી પણ દિવ્ય વિષયનો કદી અનુભવ કરી શકે નહિ. ધ્રુવ જેવા મહાતપસ્વીઓ અને મહાયોગીઓજ એ દુર્લભ પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવા યોગ્ય હોઈ શકે છે. એ પરમાત્મસ્વરૂપ એ રીતે યોગીઓ તથા તપસ્વીઓની ઇન્દ્રિયોનો વિષય થઈ શકે છે, તેથીજ શાસ્ત્રીય સગુણ નિર્ગુણવાદ ઉદ્ભવે છે; અને વસ્તુતઃ તે બન્ને વાદ સત્ય પણ છે; તેનો અનુભવ અજ્ઞાનીને કદી થઈ શકે નહિ. માત્ર એવા પવિત્ર જ્ઞાનીઓજ તે અનુભવી શકે છે. જુઓ, ધ્રુવજીને તે અનુભવ થયો ! તે કેવો ?

અભંગ

એ મીઠી વાણ, કેરૂં સુધાપાન, પડયું જેવું કાને જાગ્યો જ્યોતે;
ખોલી નેન જોયું, તેનું મન મોહ્યું, જેમાં ચિત્ર પ્રોયું તે એ પોતે.
ગરૂડની સ્વારી, શંખ ચક્ર ધારી, ભૂષણો છે ભારી કાંતિમાન;
ઉદ્યા કોટિભાન, આનંદ નિધાન, એને એ સમાન શ્રેય ખાણ.
વંદ્યા ઝટ પાદ, ઉભર્યો આલ્હાદ, ટળ્યા બધા બાધ થયા ધન્ય;
સ્તુતિ તણી વૃત્તિ, થૈ ચિત્ત પ્રતિ, પણ નથી મતિ(ન)ગતિ અન્ય.

ગીતિ

કશું ન સૂઝયું ત્યારે, ફરી પદ પડી ઉચર્યા અલ્પ મતિ;
મને મને મતિ આપો, કરૂં સ્તુતિ જેથી તમને ગમતી.

કહેવાય છે કેઃ—

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदं माधवम् ॥

અર્થાત્ જેમની કૃપા મુંગા–બોબડા મનુષ્યને છટાદાર ભાષણ કરનાર કરી દે છે અને પાંગળા પ્રાણીને પર્વત ઓળંગતો કરી શકે છે તે પરમ આનંદસ્વરૂપ લક્ષ્મીપતિ ભગવાનને હું વંદન કરૂં છું. આ વસ્તુ અહીં દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે. ભગવાન પરાશર મૈત્રેયને કહે છેઃ—

शंखप्रांतेन गोविंदस्तं पस्पर्श कृतांजलिम् ।
उत्तानपादतनयं द्विजवर्य जगत्पतिः ॥

હે દ્વિજશ્રેષ્ઠ મૈત્રેય ! જગતપતિ ગોવિંદે, બે હાથ

જોડી રહેલા ઉત્તાનપાદના પુત્ર તે ધ્રુવને શંખના છેડાથી સ્પર્શ કર્યો:—

સાખી

શંખ મુખતણો સ્પર્શ પ્રભુએ બાળકને મુખ કીધો,
સ્તવનકાર મહામતિ જનોમાં શિશુને પ્રમુખ કીધો;
તનનો મેલ મોહ સહુ મનનો ક્ષણમાં વિમુખ કીધો,
સન્મુખ વદે સ્તુતિ જાણે કે અવર ચતુર્મુખ કીધો.

વસંતતિલકા

જેને સ્તવી ન શકતા સુર ઇન્દ્ર જેમ,
જેને સ્તવી ન શકતા સુર ગૌર તેમ;
જેને સ્તવી ન શકતા અજ શંભુ શેષ,
તેને સ્તવ્યા શિશુ ધ્રુવે સહુથી વિશેષ.

દોહરો

હરિ વધા દુઃખ દઉં હરી, મુખથી વર વર માગ;
શ્રીવરને વરવા તદપિ ભાગ્ય ન આવ્યું ભાગ.

સાખી

સર્વ જાણનારને શું જણવું જણવું તદપિ નાથ,
દુર્લભ પણ તું દે નથી દુર્લભ તુજને કોઇએ વાત;
રાજ્યાસન શું માગું પામે ઇન્દ્રો તમથી રાજ,
અનુચ્છિષ્ટ ઉત્તમ પદ આપો એવું ચહું મહારાજ.

જો કે સંસારી હરકોઇ મનુષ્ય, બીજા ઉપરના દ્વેષને લીધે બીજાનું ઉત્તમ સ્થાન પોતે ચાહવા તત્પર થાય છે; એ નિયમ પ્રમાણે ધ્રુવજીને પોતાના ભાઇ ઉત્તમ સાથે તકરાર હતી, તેથી તેનુંજ રાજ્યાસન પોતે લઈ લેવા ધાર્યું હોત તો બની શકત, પણ જેઓ શ્રીહરિના સાચા ભક્ત છે, જેમના હૃદયમાં શ્રીહરિ સદૈવ પરમ ઉપાસ્ય તરીકે વસી રહ્યા હોય છે અને જેઓ શ્રીહરિનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરવા સંપૂર્ણ યોગ્ય થઇ ચૂકયા હોય છે તેઓ એવી તુચ્છ અભિલાષા કેમ સેવે ? તેવા મહાન ભકતો બીજાનું પડાવી લેવા માગણી કેમ કરે ? અને સર્વના પર સમભાવ ધરાવતા પ્રભુ શ્રીહરિ પણ અન્યાયી કે દ્વેષી મનુષ્યને સહાય

પણ કેમ કરે! આવાજ કારણથી ધ્રુવજીએ પ્રભુ પાસે એવું પદ–સ્થાન માગી લીધું કે જે અદ્યાવધિ કોઇની માલીકીનું ન બન્યું હોય. જેને કોઇએ કદી ભોગવ્યું ન હોય, જેની સરખામણીમાં જગતનાં કોઇ પણ સ્થાન મુકાબલો કરી શકે નહિ, જે સર્વ સ્થાનો કરતાં અતિશય મહાન ગણાતું હોય, જે પ્રાપ્ત કરવાથી પોતાની સાવકી માતાનું મહેણું પણ ભાગે અને પોતે તે સાવકી માતા તથા તેના પુત્રના મુકાબલામાં અત્યંત વિશેષ સભાગી ગણાય તેવું સર્વોત્કૃષ્ટ સ્થાન ધ્રુવજીએ ઇચ્છયું; ને પોતાના પર દ્વેષ ધરાવતી પોતાની અપર માતાનું સ્થાન એમનું એમ આબાદ રાખવા ચાહ્યું, અને પોતાને એથી સારૂં મળે તેમ માગ્યું— આ ઉપરથી એટલું તો ચોક્કસજ ગણાય કે બીજા સંસારી દ્વેષી લોકોની માગણી કરતાં ધ્રુવજીની માગણી સર્વોત્કૃષ્ટ તથા પવિત્ર–નિર્દોષ હતી; અને તેથી તે પોતે પોતાને કૃતાર્થ થયેલા કદાચ માને; પણ વસ્તુતઃ તે કૃતાર્થતા સત્ય નથી, કારણકે 'પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં' એ અભિલાષા હોવી જોઇએ. સાચો હરિભક્ત તો હરિનો દાસ થવાજ ઇચ્છે એથી બીજું કંઇ પણ માગે નહિ. ધ્રુવજીએ એવું શ્રીહરિનું દાસત્વ કેમ ન માગ્યું ? તેનું કારણ શ્રીપ્રભુ પોતેજ સ્વમુખે ખુલ્લુ કરે છેઃ—

### શાર્દૂલ

ઇચ્છા બાળતણી સુણી હરિ વદ્યા ધાર્યું બધું એ થશે,
પૂર્વે તું દ્વિજબાળ ભૂપ ભુવને જાતો લીલાને મસે;
ભક્તિમાં ચિત્ત હોય ભૂપસુતની દેખી બધી સમૃદ્ધિ,
તૃષ્ણા એ ઉરમાં રહી તન મહીં આજે ચહી તે વદી.

આ રીતે ક્ષત્રિય રાજકુમારનો દેહ છતાં જન્મની સાથેજ ઉગ્ર હરિભક્તિ ને તેના ફળમાં રાજ્યાસનની આસક્તિ થવી—આ બધાનું મૂળ કારણ એજ હતું કે પૂર્વજન્મની જે વાસના અવશેષ રહી ગઈ હતી અને રાજકુમારના સંગને લીધે જે વાસના જન્મી હતી તેનાજ પ્રભાવથી

ધ્રુવજીને તેવું માગવા ઇચ્છા થઇ હતી, નહિ તો ભગવાને પોતેજ ત્યાં શ્રીમુખે જણાવી દીધું છે કેઃ—

मामाराध्य नरो मुक्तिमवाप्नोत्यविलंबितम् ।

'મારૂં આરાધાન કરીને મનુષ્ય સત્વર મુક્તિને પ્રાપ્ત કરે છે' અને પ્રભુ પણ ઝટ તેજ આપવા તત્પર હોય છે, પણ ધ્રુવે તે માગ્યું નહિ. કારણકે તેને પૂર્વજન્મની વાસનાનું આકર્ષણ હતું; પૂર્વજન્મે ભક્તિ કરીને રાજકુમારનું રાજ્યસુખ મેળવવા મન કર્યું હતું તેથીજ ધ્રુવની બુદ્ધિ મુક્તિસુખથી વિમુખ થઇ હતી. આ ઉપરથી આપણે બોધ લેવો જોઇએ અને ઉપરનું શ્રીહરિનુંજ વચન લક્ષ્યમાં લઇ આ પ્રમાણે ચાહીએ તેજ યોગ્ય ગણાય કેઃ—

પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં, ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં.

ધ્રુવજી પરમ ભક્ત તો હતાજ અને તેથીજ તેમણે તો પોતાની અપરમાતાનું તથા સાવકા ભાઇનું પરમ મંગળજ ચાહ્યું હતું; પણ ધ્રુવજીને પોતાને જે કષ્ટ ભોગવવું પડયું હતું તેમાં નિમિત્તકારણ તો તેમની સાવકી માતાજ બની હતી; તે અપરાધ પ્રભુએ માફ ન કર્યો. તેમનું ભવિષ્ય ભગવાને પોતેજ ત્યાં કહી દીધું કે જેની માતા આવી ગર્વિષ્ઠ ને અવિચારી છે, તેનું શિક્ષણ પુત્રને પણ તેવુંજ મળે ને ? વસ્તુતઃ ખરી અભાગિણી તો દુર્બુદ્ધિજ છે, ને તેથીજ તેનો પુત્ર પણ આખરે અભાગીજ થવાનો. ભગવાન શ્રીહરિ, ધ્રુવજીને ઉદ્દેશી બોલ્યા કેઃ—

### વસંતતિલકા

જા તું ભલે ઘર પ્રતિ અતિમાન થાશે,
આજેથી મોહ ફરીથી મતિમાં ન થાશે;
ભ્રાતા શિકાર રમતાં વનમાં મરાશે,
માતા વિછુટી રખડી દવમાં દઝાશે.

એટલે કે પોતાના આસને બેસવાના તારા જે મનોરથ હતા તે પણ સફળ થશે. તે કેવી રીતે–કે સાવકાભાઇનું તથા અપરમાતાનું તો આવી સ્થિતિએ સમાધાન થશે. વળીઃ

### તોટક

તજી રાજ્ય પિતા વન નીસરશે, સરશે તવ અર્થ ભૂમિ વરશે;
વરસે છતરીશ હજાર થશે, નભશે તુજ રાજ્ય યથેચ્છ થશે.

सूर्यात् सोमात् तथा भौमात् सोमपुत्राद् बृहस्पतेः ।
सर्वेषामुपरि स्थानं तव दत्तं मया ध्रुव ॥

'હે ધ્રુવ ! સૂર્ય, ચંદ્ર, મંગળ, શનિ તથા બૃહસ્પતિ એ સર્વના ઉપર જે સ્થાન આવેલું છે તે, તને હું અર્પણ કરૂં છું.' અને:—

केचिच्चतुर्युगं यावत् केचिन्मन्वंतरं सुराः ।
तिष्ठंति भवतो दत्ता मया वै कल्पसंस्थितिः ॥
सुनीतिरपि ते माता त्वदासन्नाऽतिनिर्मला ।
विमाने तारका भूत्वा तावत्कालं निवत्स्यति ॥

કેટલાક દેવો ચાર યુગ સુધી દિવ્ય લોકમાં સ્થિતિ કરે છે અને કેટલાક દેવો મન્વંતર સુધી સ્થિતિ કરે છે; પણ તને તો હું આ સૃષ્ટિકાળ પર્યંત તે ઉચ્ચ સ્થાનમાં સ્થિતિ અર્પણ કરૂં છું; એટલુંજ નહિ પણ તારી માતા સુનીતિ પણ તારી પાસેજ અતિશય તેજસ્વી તારારૂપે થઇને દિવ્ય વિમાનમાં તેટલોજ કાળ નિવાસ કરશે.

અહો ! સૂર્ય-ચંદ્ર વગેરે ગ્રહમંડળ તો શું ? પણ સર્વ જ્યોતિ કરતાં પણ ઉચ્ચ સ્થાન અને તે પણ કલ્પ-પર્યંત સ્થાયી રહેનારૂં-સૃષ્ટિના અંતકાળ સુધી ટકી રહે-નારૂં ને ત્યાં પણ જેના પ્રતાપે પ્રભુસાક્ષાત્કાર થયો તે માતા પણ સાથેજ ! પોતે પોતાની માતાને સભાગિની કરવા સંક-લ્પ કરેલો તે પણ સંપૂર્ણ સફળ થયો; અને તે પણ છેક પોતાની સ્થિતિ સુધી ! આવું દુર્લભ વરદાન ધ્રુવજીએ મેળવ્યું ને પોતે કૃતાર્થ થયા. આ વસ્તુ લક્ષ્યમાં રાખીનેજ અમે કહ્યું છે કે:—

ઉરે વસ્યા શ્રીહરિ દ્રઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું

તે પછી વિશેષમાં એ પણ કહેવાયું છે કે:—

ઉદ્યમ અવર મૂકી અનુ મંડું પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં.

આમ શા માટે ? તે અહીંજ જુઓ:—

### ગીતિ

વર આપી શ્રીવર તો, ધ્યાન-દૃષ્ટિથી અંતર ધ્યાન થયા;
ભાન આવ્યું તવ ધ્રુવજી, અંતે રાજી અંતરમાં ન થયા.

આનું કારણ એજ કે પોતાના હૃદયમાં પ્રભુસાક્ષાત્કારનો આનંદ, અનુભવ તથા તેની સીમારૂપ પ્રત્યક્ષ દર્શનનો જે લાભ પ્રાપ્ત થતો હતો તે હવે હૃદય તથા દૃષ્ટિ-બન્ને આગળથી દૂર થયો અને ત્યારેજ સમજ પડી કે:—

### દોહરો

જગસુખની લાલચ કરી, ઝટ ન ચહ્યું હરિધામ;
એ ધ્રુવને સાલ્યા કર્યું, ઉરમાં આઠું જામ.

કારણકે નાશવંત, દુઃખથી મિશ્ર અને અલ્પસુખના લેશવાળું આ પ્રાકૃત-સાંસારિક સુખ ક્યાં ? ને અવિનાશી સંપૂર્ણ સુખમય તે બ્રહ્માનંદ ક્યાં ? અહા ! પ્રત્યક્ષ અનુભવીને તથા સંપાદન કરીને તે મહાન્ આનંદ ગુમાવ્યો ! ધ્રુવજીના પશ્ચાત્તાપને સૂચવતા શ્લોકો શ્રીમદ્ ભાગવતમાં અહીં ઘણા આલેખાયા છે. મૈત્રેય વિદુરજીને કહે છે કે સર્વ લોકો મારા જેવા ખરેખર ભાગ્યશાળી ન હોય કે આ પ્રમાણેજ કેવળ ચાહે કે:—

ઉદ્યમ અવર મૂકી અનુ મંડં પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં.

આ પ્રમાણે જે તાત્પર્ય અહીં કહેવાનું હતું તે તો કહેવાઈ ગયું છે, માટે હવે આખ્યાનનો ઉપસંહાર કરીએ:—

### સાખી

ધ્રુવ વિયોગથી નૃપ પસ્તાતો સુખે ન પીતો ખાતો,
હરિ મળ્યા સુતને એ તેણે સુણી લોકથી વાતો;
મરતાં જીવાડવા વદતા માન્યું પહેલું મનમાં તો,
નારદજીએ પૂરી સાખ તવ ઉઠયો હરખથી ધાતો.

### શાર્દૂલ

ચાલ્યા સત્વર ભૂપસંગ શિબિકામાંહી બેઉ નાર છે,
સેના ને પુરલોક થોક ગરજે વાદિત્ર ગાનાર છે;

દેખી દૂરથી દિવ્ય પુત્ર ઝગતો ભેટયા ધસ્યા ભાવથી,
ત્યાં ઝંખાઈ ગઈ સુરુચિ શું મળ્યું પાપિષ્ઠ શા ભાવથી.

### માલિની

પિતૃપદ શિરનામી ધ્રુવજી તો સધ ધાયા,
પ્રથમ સુરુચિકેરા પ્રેમથી પાદ સાહ્યા;
તુજ વચન વડે મેં જાત મારી સુધારી,
ગણું ગુરુ નથી ચિત્તે લેશ મા રીસ ધારી.

### હરિગીત

વનમાં ગુમાવેલ વત્સની મા દીન ગૌ સમ દુબળી,
આજે અચાનક તેજ સુતને સભાગી થઇને મળી;
દુર્ભાગીને કીધી સભાગી સભાગી સુત સાંપડયો,
પદમાં પડયો તેને ઉપાડી છાતીની સાથે જડયો.

### પદ

રાગ 'ખમાચ'

માના મનમાં મોદ ના માય ટેક.
ફરી દાબે ઉર ફરી જુવે મુખ,
કર શિર ધરી ધરી ના ધરાય, માના૦
ચુંબન કરે ભરે નયને જળ, ગણે સ્વપ્ન સત્ય ન મનાય. મા૦
વને વાઘ-વરુમાં વિચરેલો, કયાંથી કુશળ ફરી જણાય. મા૦
ન્હાનો આવ્યો વહી બાળશિર, અભિષેક એ દૂધે થાય. મા૦
ધન્ય માત એ ધન્ય સપૂત, સુર જન હરિએ ગુણો ગાય. મા૦

### શાર્દૂલ

ભ્રાતા મિત્ર ગુરુજનો પુરજનો ભેટયા પછી ભાવથી,
ચાલ્યા સ્વારી કરી ફરી પુરમતિ ભૂપાલના લ્હાવથી;
શૃંગારી નગરી વધાવી કુસુમે લે વારણા સુંદરી,
આનંદે ઉભરાઈ સર્વ નીરખે ધ્રુવને ઉમંગે કરી.

### વસંતતિલકા

જેને ન કોઈ કરતું પુરમાં પ્રણામ,
જેનું ન માત પિતુએ પણ રાખ્યું માન;
તે એજ માત પિતુ ને પુરથી પૂજાય,
શ્રીકંથસેવી તરણ પણ મેરુ થાય.

### સાખી

શ્રીવર રીઝે શી બાકી રહે પામ્યા ભૂપર રાજ્ય,
મુવા પછી મળ્યું સર્વ દેવના સ્થળથી ઉપર રાજ્ય;
પ્રલયસમય તે ક્ષય થાતાં પણ થશેજ ધ્રુવ નારાજ
શ્રીવૈકુંઠમાં સંગ રાખશે સદૈવ જગના રાજ.

એ પ્રમાણે ધ્રુવજીએ માતા પાસેથી તથા નારદજી-પાસેથી શ્રવણ અને મનન કર્યું ને તેનું ધ્યાન એટલે નિદિધ્યાસન કર્યું, તો પરમાત્માનું દર્શન પણ થયું. તે કયાં? પ્રથમ પોતાનાજ હૃદયમાં. અને તે કયા સાધનથી? બહારના ભાગમાં પોતેજ બનાવેલી મૂર્તિની પૂજાથી. એ મૂર્તિપૂજા જ્યારે અંતરમાં પ્રકટી ત્યારે પ્રભુદર્શનનો વિશેષ પ્રાદુર્ભાવ થયો; પ્રભુની મૂર્તિ તેન્મેમય બની ગઇ ને પછી જ્યારે તે મૂર્તિ બહારના ભાગમાં પ્રત્યક્ષ દિવ્ય સ્વરૂપે જોઇ ત્યારે તેમણે જાણ્યું કે જે મારા હૃદયમાં બીરાજે છે તેજ આ મૂર્તિમાં રહેલા હાલતા, ચાલતા, બોલતા ચતુર્ભુજ ઘનશ્યામ છે; એમ રૂપ, રંગ, આકાર, વસ્ત્ર, ભૂષણ, આયુધવાળા શ્રીહરિ પોતેજ આ પ્રત્યક્ષ સ્વરૂપે દેખાય છે. આજ કારણથી 'तत् त्वमसि। તે તું છે' એમ વેદમાં કહેવામાં આવ્યું છે; અને તે કેવળ સત્યજ છે. આપણે સર્વ તે સર્વવ્યાપક દેવના મંદિરરૂપ તથા મૂર્તિરૂપ છીએ, જે મહાન પરમેશ્વર અંદર, બહાર, સર્વત્ર, સર્વમય છે, એમ ઉપનિષદો, પુરાણો, ઇતિહાસો તથા સ્વાનુભવ પણ જણાવે છે. આજ વસ્તુનો સાર ખેંચી અવશ્ય ગ્રાહ્ય તરીકે જે સ્વીકારવા યોગ્ય છે તેજ અહીં આદિ, મધ્ય તથા અંતે કહેવામાં આવ્યો છે કેઃ—

ઉરે વસ્યા શ્રીહરિ દૃઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું;
ઉદ્યમ અવર મૂકી અનુ મંડું, પામી પ્રભુ પૂરમાં ન પૂરાઉં.ઉર૦



# श्री गजेन्द्रमोक्ष-आख्यान

## પૂર્વરંગ

### પદ

રાગ સોરઠ 'એક પલ નિંદિયાં ન આઈ' એ દેશી

સજ્જન શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ,
શીદ રહો છો સંસારમાં લોભાઈ લોભાઇ. શ્રીહરિ૦
સહેલો સમરવો દેવ અમરનો,
સંકટે સંભારે આવે ધાઇ, સુખદાઇ. તમે શ્રીહરિ૦

અહીં સજ્જનને ઉદ્દેશી પ્રશ્ન કરવામાં આવ્યો છે કેઃ—

'શીદ રહો છો સંસારમાં લોભાઇ?'

સંસારમાં તો આપણે બધાય છીએ, પણ તેમાં 'લોભાઇ' રહીએ છીએ, તેજ યોગ્ય નથી કરતા. કારણકે શાસ્ત્ર કહે છે-'लोभमूलानि पापानि'-હરકોઈ પાપનું મૂળ લોભજ છે. ભગવાન શ્રીકૃષ્ણ પણ ગીતાજીમાં નરકનાં ત્રણ દ્વારોને ગણાવતા-कामः क्रोधस्तथा लोभः। એમ લોભને સૌથી છેલ્લો ગણાવે છે. અને તેને 'द्वारं नाशनमात्मनः। આત્માનો વિનાશ કરનારૂં દ્વાર લોભજ છે' એમ વિનાશક તથા મહાઅનર્થકારક સૂચવે છે. અર્વાચીન કવિઓ પણ કહી ગયા છે કે 'બેલોકે બુડાડે લોભ'-લોભજ બન્ને લોકમાં બુડાડનારો છે. અર્થાત્ આ લોકમાં તથા પરલોકમાં ભયંકર નુકસાન કરનાર લોભજ છે. આવા દુષ્ટ લોભને આપણે જો જાણીને તો કેમજ રાખીએ? તેનો છેક ત્યાગ કરવાથી સંસાર બગડે છે, એમ બિલકુલ નથી; કિંતુ લોભનો ત્યાગ કરવાથી સંસાર સુધરેજ છે. આજ અભિપ્રાય ભગવાન શ્રીકૃ

જીમાં સૂચવે છે—

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वाऽपि न निबद्ध्यते ॥

દૈવયોગે જે કંઇ મળી આવે તેથી સંતોષ રાખનાર, રાગ–દ્વેષ–સુખ–દુઃખ–વગેરે જોડકાં જેને અસર ઉપજાવી શકતાં નથી, મત્સરનો જેણે ત્યાગ કર્યો છે અને હરકોઈ પોતાનું ઇષ્ટ સિદ્ધ થાય કે ન થાય તોપણ જેનું મન સમાન સ્થિતિએ રહે છે એવો (નિર્લોભ) મનુષ્ય, ગમે તે કર્મ કરીને પણ બંધાતો નથી. આમ સ્વયં ભગવાન સ્વમુખેજ કહે છે છતાં આપણે તેમ ન કરીએ તે શું યોગ્ય છે? આ આશયથીજ અહીં કહેવામાં આવ્યું છે કેઃ—

શીદ રહો છો સંસારમાં લોભાઇ.

આપણે સમજીએ છીએ–જાણીએ છીએ છતાં તે પ્રમાણે વર્તન કરી શકતા નથી, તેનું ખરૂં કારણ કુસંગ છે. બીજાઓ જે પ્રમાણે વર્તન કરી રહ્યા છે તે જોઇને આપણાથી પણ તેમ કરાઇ જવાય છે. તે માટે 'સિકંદર' જેવા જગવિજયી મહારાજાને ઉદ્દેશી એક કવિ કહે છેઃ—

યહ ધુમ ધડકકા સાથ લીયે, કયોં ફીરતા હૈ જંગલ જંગલ,
એક તીનકા કામ ન આવેગા, ગર્ આેકુફ્ જબ અન્ન ઔર જલ,
ઘરબારી અટારી ચૌબારી, કયા ખાસા તનસુખ ઔર મલમલ,
કયા ચિતવન પરદે ફર્શ નયે, કયા લાલ પલંગ કયા રંગમહલ,
સબ ઠાઠ પડા રહે જાવેગા, જબ લાદ ચલેગા બનજારા.
મગરૂર ન હો તલવારોં પર, મત ભૂલ ભરોંસે ઢાલોં કે,
સબ પટા તોડકે ભાગેંગે મુંહ દેખ અજલ કે ભાલોં કે,
કયા ડબ્બે મોતી હીરે કે, કયા ઢેર ખજાને માલોં કે,
કયા બુચકે તાશ મુજકકરકે, કયા તખ્તે શાલ દુશાલોં કે,
સબ ઠાઠ પડા રહે જાવેગા, જબ લાદ ચલેગા બનજારા.
કયા રખ્ત મકાન બનાતા હૈ, ખમ તેરે તનકા હૈ પોલા,
તું ઉંચે કોટ ઉઠાતા હૈ, વહાં તેરી કબરને મુંહ ખોલા,
કયા રેની ખંડક રૂંદ બડી, કયા બુર્જ કંગુરે અન મોલા,
ઘર કોટ રાહ તોપેં કિલ્લે, કયા શીશ ઔર દારૂ ગોલા,

સબ ઠાઠ પડા રહે જાવેગા, જબ લાદ ચલેગા બનજારા.

વળી કહેવાય છે કે મહમદ ગીજનવીએ પોતાના મૃત્યુ સમયે નસીયત કરી હતી કે 'મારો જનાજો અમુક રીતે કાઢજો' ને તેની ઇચ્છા પ્રમાણેજ તેનો જનાનો કાઢવામાં આવ્યો ત્યારે સૌથી આગળ મોટું લશ્કર, પછી વૈદ્યો, પછી રાજ્યના મંત્રીઓ, જંત્રીઓ, પછી બધોય ખજાનો ને સૌથી છેલ્લો પોતે જનાજામાં સુતેલો હતો. તે વેળા તેનું આખુંય શરીર ઢાંકેલું હતું, માત્ર બે હાથ બન્ને તરફ બહાર ઉઘાડા રાખવામાં આવ્યા હતા. એનું તાત્પર્ય લોકોને એ સમજાવવાનું હતું કે, હું આવો મહાસમૃદ્ધિમાન મહારાજા હતો, મારી પાસે આવી સર્વ સામગ્રી મૌજુદ હતી છતાં છેવટે તેમાંનું કંઇપણ કામ ન આવ્યું ને આખરે—

બાંધી મુઠી આયા પેં પસારી હાથ જાતા હૈ.

આજ તાત્પર્યનું બીજો એક સંસ્કૃત કવિ કહે છેઃ—

घनानि भूमौ पशवश्च गोष्ठे भार्या गृहद्वारि जनाः श्मशाने।
देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एकः॥

ધન ભોંયમાં દાટેલાં રહી જાય છે, પશુઓ વાડામાં બાંધેલાં રહી જાય છે, સ્ત્રી ઘરના દરવાજા સુધીજ પાછળ આવે છે, સગાંસંબંધીઓ શ્મશાનસુધી આવે છે અને શરીર ચિતામાં બળી ભસ્મ થઈ જાય છે. માત્ર એકલોજ જીવ, પોતાનાં કર્મોને અનુસરતો પરલોકમાર્ગે પ્રયાણ કરે છે. આ વાત કોઇનાથી અજાણી નથી; સર્વ કોઇ અનુભવી રહેલ છે; માત્ર પ્રતિક્ષણ આ વાતનું સ્મરણ કર્યા કરવું આવશ્યક છે. તે માટે પણ આપણે જોઇએ છીએ કેઃ—

ગિરધારીના ગરબાનો રાગ.

મરવું છેરે, એ નવ ભૂલી જાવું, શરણું શ્રીવરનું સ્હાવું,
ન પ્રમાણ વડા—નાનાનું રે, નથી નક્કી રોગી રાજાનું રે;
આવતું અચાનક છાનું રે, તે માટેરે, જલ્દી સજ્જ થૈ જાવું, શ૦
જન નિત્ય જાય છે ચાલ્યાં રે, બહુ ગયાં આપણાં વ્હાલાંરે;
જેણે વૃથા વય ગાળ્યાં રે, તે સૌનેરે, પડશે હશે પસ્તાવું, શ૦
સૌ શ્મશાન જ્ઞાની થાતાં રે, પણ ક્ષણમાં ભૂલી જાતાં રે;

એ મૂરખમાં લેખાતાં રે, ન એવાં રે કદી આપણે થાવું.
શરણું શ્રીવરનું સ્હાવું, મરવું છેરે, એ ન ભૂલી જાવું.૩૧૦

અર્થાત્ લક્ષ્યમાં રાખવાનું કેઃ—

શીદ રહો છો સંસારમાં લોભાઈ બાઈ! ભાઈ!
તમે શ્રી હરિનેજ સ્મરી લ્યો ભાઈ.

કારણકે પરલોકનું ઔષધજ આ છેઃ—

जा दिन परेगो काम जमके जसु सनतें ।
ता दिन तिहारे काम रामनाम आवेगो ॥

સર્વ કોઇ જાણે છે કે તે મૃત્યુ સમયે—

विष्णुपोतं विना नान्यत् किंचिदस्ति परायणम् ।

'વિષ્ણુ ભગવાનના શરણરૂપ વહાણ વિના બીજું કંઇ પણ પરમ આશ્રયરૂપ નથી.' અરે ! આપણે પ્રત્યક્ષ તે સમયના રીતરીવાજો જોઈએ છીએ. જુઓ, મૃત્યુસમયે પ્રત્યેક મનુષ્યને સંસાર ઉપરથી વિરક્ત થવાનું કહેવામાં આવે છે; પાસે વાલની વીંટી પણ અતિશય પ્રીતિપાત્ર હોવા છતાં કોઇ રહેવા દેતું નથી; ક્ષૌર–સ્નાન કરાવી તિલકમાલા ધારણ કરાવવામાં આવે છે, તુલસી–તીર્થજળ આપીને છેવટ રામનામ સંભળાવાય છે; ને તેનું મોટેથી ઉચ્ચારણ કરી મરનાર પાસે પણ કરાવવવામાં આવે છે; એટલુંજ નહિ પણ તે હરિસ્મરણનો પડઘો, તે દેહત્યાગ થઇ ગયા પછી પણ છેક સ્મશાન સુધી મૃતશરીરને પહોંચાડતાં ચાલુ રાખવાને સૌ કોઇ હરિનું નામોચ્ચારણ જારી રાખે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સર્વ કોઇ આ રહસ્ય સમજે છે કે જગતમાં કેવળ સત્ય વસ્તુ શ્રીહરિનું નામ સ્મરણજ છે અને તેજ વસ્તુતઃ જીવને સંસાર તરવા ઉપયોગી સાધન છે. પરંતુ એ આવશ્યક સાધનનો જીવનકાળમાં પ્રતિક્ષણ ઉપયોગ થવો જરૂરી હોવા છતાં 'संदीप्ते दहने तु कूपखननं । આગ ભભૂકી ઉઠયા પછી કૂવો ખોદવા મંડી પડવું' એ પ્રમાણે અંતકાળેજ આજકાલ થતો જોવામાં આવે છે. માટે સંસારમાં રહીને, પોતાનાં કર્તવ્ય કર્મો કર્યે જઇને પણ પ્રતિક્ષણ ભગવત્સ્મરણ કર્યા

કરવું, એજ આવશ્યક છે. આજ ઉપદેશ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે ઉપદેશે છેઃ—

तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयः ॥

માટે હરકોઇ સમયે તું મારૂં સ્મરણ કર્યા કર ને યુદ્ધ પણ કર. તારા મનને તથા બુદ્ધિને તું મારામાં અર્પણ કરી રાખીશ તો અવશ્ય તું મનેજ પ્રાપ્ત થઇશ. અર્થાત્ હરકોઇ મનુષ્યે હરકોઈ કાળે ઈશ્વર સ્મરણ કર્યાજ કરવું જોઇએ ને સાથે સાથે પોતાનું કર્તવ્ય કર્મ પણ કર્યે જવું જોઇએ. કેમકે જે કંઈ કર્મફળ મળવાનું છે તે ઈશ્વરસ્મરણથીજ મળે છે, પણ તે સ્મરણ ચાલુ રાખવાનું કામ મન તથા બુદ્ધિનુંજ હોવાથી ભગવાન કહે છે કે, જેણે મારામાં મન તથા બુદ્ધિ અર્પણ કરેલાં છે તે મનેજ પામે છે, એમાં સંશય નથી. આ પ્રમાણે ખુદ ભગવાનનાંજ વચન છે, માટે—

'શ્રી હરિનેજ સ્મરી લ્યો ભાઇ.'

અને મન તો કોઇ પણ વખતે સંકલ્પહીન રહી શકતુંજ નથી—

એની મેળે ઉઠ્યા કરે જગના વિચાર,
એક પછી બીજો કેમે આવે નહિ પાર.

આવા સંકલ્પસ્વભાવવાળા મનને નકામા ફોકટ સંકલ્પોથી વાળી લઇને—

નવરાશમાં કુતર્ક કર્યાની ટેવ સમૂળી ટાળોરે,

અને છેવટે—

અનુ તમામ વખત ફુરસદનો હરિભજનમાં ગાળો રે.

આમ નવરાશનો સમય પ્રભુભજનમાં ગાળવો, એ કંઈ કઠિન કાર્ય તો નથીજ. આ સંબંધે એક કવિ કહે છેઃ—

नारायणेति शब्दोऽस्ति वागस्ति वशवर्तिनी ।
तथापि नरके घोरे पतंति ह्येतदद्भुतम् ॥

'नारायण' એ શબ્દ જો વિદ્યમાન છે અને વાણી-તે

શબ્દનું ઉચ્ચારણ કરવું-એ પોતાનાજ વશમાં છે, છતાં મનુષ્યો ઘોર નરકમાં પડે છે, એ આશ્ચર્ય છે. પણ તેનું મુખ્ય કારણ આ છે—

શીદ રહો છો સંસારમાં લોભાઇ ! ભાઇ! ભાઈ?

જો આપણે સંસારમાં ન લોભાઇ રહીએ તો આ વાત સહજ અને સહેલીજ છે કે, 'શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ' અને એ પણ નિશ્ચય માનવું કે, એ હરિસ્મરણનો લેશ પણ પરિશ્રમ સાર્થકજ છે, એમાં સંદેહ ન કરવા ઉપર શ્રીહરિનુંજ વચન છે અને તેથી સિદ્ધ થાય છે કે, 'સહેલો સમરવો દેવ અમરનો.' વળી તે મહાન દેવ જેમ સૌથી મોટો શ્રીમાન છે તેમ મનથી પણ અતિશય મોટો છે-તે કેવો કેઃ—

સંકટે સંભારે આવે ધાઈ સુખદાઈ,
તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ.

દેવતાઓને જ્યારે સંકટ પડ્યું, ને તેઓએ બ્રહ્માદ્વારા પ્રાર્થના કરી ત્યારે ભગવાન પોતેજ મથુરામાં પ્રકટ થયા. તે વખતે બ્રહ્માએ સ્તુતિ કરતાં કહ્યુંજ છે કેઃ—

**सत्त्वं विशुद्धं श्रयते भवान् स्थितौ शरीरिणां श्रेय उपायनं वपुः**
**वेदक्रियायोगतपःसमाधिभिस्तवार्हणं येन जनः समीहते ॥**

'હે ભગવન્ ! આપ પ્રાણીઓની રક્ષા કરવા માટે શુદ્ધ સત્ત્વગુણમય અને પ્રાણીઓના કલ્યાણના ઉપાયરૂપ શરીર ધારણ કરો છો; જેથી લોકો વેદ, ક્રિયા, યોગ, તપ અને સમાધિવડે આપનું પૂજન પ્રાપ્ત કરી શકે છે.' વળી તેજ સ્થળે બીજા શ્લોકમાં કહે છે કે, જો આપ તેવી કૃપા ન કરો તો આપ જગતમાં વિદ્યમાન છો, એવી ખાત્રી અમને કયા આધારે થઇ શકે? કેમકે અમે પોતે તો આપનો સાક્ષાત્કાર કરવા પોતાની મેળે તો સમર્થજ નથી; તો પછી આપના ગુણ-સ્વભાવને જાણવા માટે તો કેમજ સમર્થ હોઇએ ? પરંતુ—

હિત કરનાં હિ સ્વભાવ પ્યારે,
લક્ષ્મી વરકા હિતકારનાં હિ સ્વભાવ.

એ દયાળુ પ્રભુ કેટલા પ્રકારે હિત કરે છે તે ખરેખર ગણવું અશક્ય છે તો પણ કહ્યું છે કેઃ—

शास्त्रैरनादिनिधनैःस्मृतिभिस्त्वदीयदिव्यावतारचरितैः शुभया च दृष्ट्या ।
निःश्रेयसं यदुपकल्पयसि प्रजानां सा त्वत्कृपाजलनिधेः खलु सिञ्चनश्रीः ॥

હે પ્રભો ! આદિ–અંતરહિત શાસ્ત્રોદ્વારા, મન્વાદિ-પ્રણીત સ્મૃતિઓવડે, આપના દિવ્ય અવતારોનાં ચરિત્રોવડે અને શુભ દૃષ્ટિવડે આપ પ્રજાઓનું જે કલ્યાણ કરો છો તે ખરેખર આપની કૃપાના સમુદ્રના જળની છોળો ચોપાસ સિંચાઇ રહી છે. અર્થાત્ સમુદ્રની છોળોના છંટકાવનો જો પાર આવે તોજ પરમાત્માની પ્રાણીઓ પરની કૃપાનો પાર આવે. આ કૃપાપરંપરાને પ્રભુ જેમ બીજાઓદ્વારા કરી રહ્યા છે તેમ પોતે જાતે પણ કરવામાં કંઇ કચાશ રાખતા નથી. પોતે સર્વના પર જ્યારે કૃપા કરે છે ત્યારે નાનું–મોટું કંઇ પણ જોતા નથી. એ તો 'દેખા કલ્પતરૂ' જાણે કે કલ્પવૃક્ષ હોય તેવા છે. શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં કથા છે કે, છેક દ્વારકાથી પોતે જાતે ચાલીને સાથે સાત્વિક મહર્ષિમંડળને લઇને ભગવાન શ્રીકૃષ્ણ જનકપુરમાં પોતાના ભક્ત જ્યાં રહેતા હતા ત્યાં તેમને દર્શન કરાવવા સારૂંજ પધાર્યા હતા. તે સ્થળે એ નગરનો રાજા અને એક રંક બ્રાહ્મણ–એમ બે પોતાના ભક્તો સમાન સ્વભાવવાળા હતા જેથીઃ—

भगवाँस्तदभिप्रेत्य द्वयोः प्रियचिकीर्षया ।
उभयोराविशद् गेहमुभाभ्यां तदलक्षितः ॥

ભગવાન શ્રીકૃષ્ણ, બન્નેનો અભિપ્રાય જાણીને બન્નેનું પ્રિય કરવાની ઇચ્છાથી બન્ને ન જાણે તેમ બન્નેના ઘેર (બેવડાં સ્વરૂપો ધારણ કરીને) પધાર્યા. બન્નેની સેવાનો એકજ સમયે સ્વીકાર કર્યો; અરે ! જેટલી ગોપીઓ તેટલાં સ્વરૂપો ધારણ કરી સર્વના મનને સંતોષ ઉપજાવ્યો. એ તો રાસવેળાની વાત, પણ નારદજીએ નજરે જોયું કે દ્વારકામાં સોળ હજાર

એકસો ને આઠ ભુવનોમાંઃ—

એક હરિને અનેક ધામે એકજ વખતે દીઠા,
સઘળે સમાન સોહામણા લાગ્યા મનને મસ મીઠા;
નારાયણ નર ચેષ્ટા કરતા પૂરે સૌની આશ.

અરે પણ એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? તે શ્રીકૃષ્ણ પ્રભુ પોતેજ ગીતાજીમાં કહે છે—'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन ! तिष्ठति ।'—હે અર્જુન! સર્વ પ્રાણીઓના હૃદયપ્રદેશમાં ઈશ્વર સ્થિતિ કરી રહ્યા છે એટલે કે 'नतदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ।'—હરકોઇ સ્થાવર-જંગમ પ્રાણી તેવું કોઇપણ જગતમાં નથી કે જે મારા વિના હોઇ શકે! અર્થાત્ મારા વિનાનું કોઇ પણ પ્રાણી કે કોઇ સ્થળ નથી. માટેજ પરમેશ્વર સર્વવ્યાપક ને પૂર્ણ કહેવાય છે. આખાય જગતનું તે મહેશ્વર ભરણ-પોષણ કરે છે તેથીજ 'વિશ્વંભર' નામ ધારણ કરે છે. તે પ્રભુ પોતેજ કહે છે—'अहं वैश्वानरो भूत्वा पचाम्यन्नं चतुर्विधम् । પ્રાણીમાત્રના જઠરમાં જઠરાગ્નિ રૂપે સ્થિતિ કરીને હુંજ ચારે પ્રકારના અન્નનું પાચન કરું છું.' એમ પોતે ભગવાનજ સર્વમાં રહીને કોઇની પ્રેરણા વિનાજ ગુપ્તપણે સર્વના પર કૃપા કર્યા કરે છે, ને સર્વનું રક્ષણ કરે છે; તો પછી જેઓ પ્રતિક્ષણ તેમનું સ્મરણ કર્યા કરે તેઓનું રક્ષણ તે પ્રભુ કરે તેમાં આશ્ચર્ય શું છે! આવાજ આશયથી અહીં કહ્યું છે—'સંકટે સંભારે આવે ધાઇ સુખદાઇ' અર્થાત્ તેવી ચેષ્ટા કરતા જણાઈને પોતાના ભક્તોને ભગવાન સંતોષેજ છે, માટે 'શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ' અને તે પ્રભુ સ્મરણનું માહાત્મ્ય એટલું બધું છે કેઃ—

आर्त्ता विषण्णाःशिथिलाश्च भीता घोरेषु च व्याधिषु वर्तमानाः ।
संकीर्त्य नारायणशब्दमात्रं विमुक्तदुखाः सुखिनो भवन्ति ॥

જેઓ ગમે તે પીડાથી પીડિત થયા હોય, ખિન્ન થયા હોય, શિથિલ થઇ પડયા હોય, ભયભીત બન્યા હોય અને ભયંકર રોગોના ભોગ થઇ પડયા હોય તેઓ પણ 'नारायण' એ શબ્દ માત્રનું ઉચ્ચારણ કરી દુઃખમુક્ત થઇને સુખી થાય છે. અન્તમિલની સ્થિતિ તો જાણીતીજ

છે. તેનામાં સંપૂર્ણ સર્વ કુલક્ષણો હતાં છતાં તેણે 'નારાયણ' એ નામોચ્ચારણ કેવળ પોતાના પુત્રના નામેજ કર્યું હતું; ભાવથી કે ભક્તિથી જ્ઞાનપૂર્વક તે નામોચ્ચારણ તેણે કર્યું ન હતું તો પણ તે સર્વ દુઃખોથી મુક્ત થઈ સુખી થયો ને વૈકુંઠલોકમાં સ્થિતિ કરવાને ભાગ્યશાળી થયો. અર્થાત્ 'નારાયણ' એ નામોચ્ચારણજ સર્વ સુખોનું બીજ છે, એમ સમજી લઇ આખરે અજામિલ ચેત્યો ને તેનીજ પાછળ લાગી મંડયો, જેથી સર્વ દુઃખોથી મુક્ત થઇ સંસારને તરી ગયો. આ અજામિલ તો મનુષ્ય હતો; પણ તેના કરતાં પણ વિશેષ આકર્ષક બીજું દૃષ્ટાંત જો લઈએ તો આપણને અત્યંત આશ્ચર્ય સાથે નામસ્મરણનું અદ્ભુત માહાત્મ્ય અવશ્ય ખ્યાલમાં આવે. એ દૃષ્ટાંત મનુષ્યનું નથી પણ પશુ જાતિનું છે. અજામિલ તરી જાય, એ તો કદાચ સંભવી શકે તેવું છે. કેમકે એક તો તે મનુષ્ય, વળી બ્રાહ્મણજાતિનો, પૂર્વજન્મના શુભ સંસ્કાર અને અમુક વર્ષો સુધી તેણે સ્વધર્મ પણ સારી રીતે પાળેલો અને તેથીજ તેને પ્રભુના 'નારાયણ' નામ પર એવી પ્રીતિ થયેલ હોવી જોઇએ કે જેથી તેણે પોતાના પ્રિય પુત્રનું 'નારાયણ' એવું નામ પાડેલું અને મરણ સમયે પણ કંઇક પૂર્વના સંસ્કારોના કારણે અને પ્રભુના પાર્ષદોનાં દર્શનના કારણે એમ બન્ને કારણોના બળથી તેને ઇશ્વર સ્મરણ સુઝી આવ્યું. પણ જે આ બીજું દૃષ્ટાંત આપણે લઇએ છીએ તે તો ભણે ગણે શું ? પશુજાતિમાં જન્મ અને તેજ સ્થિતિમાં લગભગ વૃદ્ધાવસ્થાએ પહોંચેલો એક હાથી! જેને કોઈપણ જાતની સહાયનો લેશમાત્ર સંભવજ નહિ. જે એક પાકો સંસારી અને જેને પોતાનાં સર્વ સંબંધીઓ પણ ત્યજી ગયેલાં, ને પોતે પણ છેક સર્વ પ્રકારનું બળ અજમાવી લઇ એ સ્થિતિએ જઇ પડેલો કેઃ—

છીનભર સૂંઢ રહી જલ બાહેર તબ હરિ નામ પૂકાર્યો.

પણ તુરતજ 'નાથ કૈસે ગજકો બંધ છુડાયો' એ હાથી પૂર્વ શ્લોકમાં કહેલા સર્વ દુઃખોથી વ્યાપ્ત હતો. તેણે

માત્ર નારાયણનું નામોચ્ચારણ કર્યું અને તે કેવળ સંકીર્તન રૂપે-અર્થાત્ ઘણીજ સારી રીતે સમજી-વિચારીને શુભભાવે કીર્તન કર્યું–જેના પ્રભાવથી સદાકાળ સુખમાંજ સ્થિતિ કરાવવા અને સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત કરવા ભગવાન પોતે–

'સંકટે સંભારે આવ્યા ધાઈ સુખદાઈ.'

માટેજ અમે કહીએ છીએ કે 'શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ.' આખરે અંતકાળ જ્યારે સમીપ આવશે ત્યારે કશુંય કામ નહિ આવે અને આ વસ્તુ પણ તમે આ ઉપરથીજ સમજશો કેઃ—

શીદ રહો છો સંસારમાં લોભાઈ ભાઈ!
ભાઈ! તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ!

શ્રી હરિકથા પરમ પ્રમાણભૂત છે. મહાભારતમાં પાંચમા વેદ તરીકે હરિકથાનેજ કહી છે. મહાભારતરૂપ મહાસાગરમાં પાંચ રત્નો વિદ્યમાન છે, જેમાંનું એક 'ગજેન્દ્રમોક્ષ' કહેવાય છે. શ્રીમદ્‌ભાગવત પણ એ રીતેજ વર્ણવે છે; જેને વાંચતાં એજ સાર નીકળી આવશે કે 'તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ.'

## શ્રી ગજેન્દ્રમોક્ષ–આખ્યાન

॥ मंगलाचरण ॥

॥ शार्दूलविक्रीडितं छंदः ॥

नक्रग्रस्तपदं समुद्धतकरं ब्रह्मादिदेवासुराः ।
पाल्यंतामिति दीनवाक्यकरिणं त्रातुं न शेकुः सुराः ॥
मा भैषीरिति यो ददेऽभयवचो नक्रं च तं जघ्निवान् ।
आर्तत्राणपरायणः स भगवान्नारायणो मे गतिः ॥

શાર્દૂલ

ઝૂડે ઝાલી લીધો પગે ગજ જદા બ્રહ્માદિ દેવો બધા,
રક્ષો એમ રડ્યો બની દીન છતાં કોઈ ન ધાયા તદા;
ના બ્હીજે કહી નક્ર ચક્ર કરમાં ધારી હણ્યો તે પતિ,
આર્તત્રાણપરાયણ પ્રભુતણા નારાયણ છે ગતિ.

એ દૃષ્ટાંતને લક્ષ્યમાં લઈ—

### પદ

રાગ સોરઠ

સજ્જન શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ,
શીદ રહો છો સંસારમાં લોભાઈ બાઈ ભાઈ,
તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ. ટેક.
સહેલો સમરવો દેવ અમરનો,
સંકટે સંભારે આવે ધાઈ, સુખદાઈ. એ શ્રીહરિનેજ૦

એ ગજેન્દ્રમોક્ષનો બનાવ ક્યાં અને કેવી રીતે બન્યો, તેની કથા હવે આપણે ચલાવીએ. આ કથા મહાભારતના શાંતિપર્વમાં આવેલી છે અને શ્રીમદ્‌ભાગવતના અષ્ટમસ્કંધમાં વર્ણવેલી છે. તેજ અહીં આલેખાય છે.

### ગરબી

રાગ 'અમદાવાદ નામે' એવો.

એક ઉત્તમ ગિરિવર મહાન, ક્ષીરસાગરની માંહે રે;
જેનું ત્રિકૂટાચલ છે રૂડું નામ, ત્રેણ શિખર દીપે ત્યાંહે રે.
કનક ચાંદી ને લોહવરણ, અણ ઠગો ઝળહળતા ભાસે રે;
ધાતુ વૃક્ષ વેલ નદી સરો ઝરણ, ભર્યાં મહીં ને ચોપાસે રે.
ધસી અઠી હસી લપસી, ખસી જાય ક્ષીરસાગરની છાળો રે;
સદા ઉમંગી તરંગી દેખાય, એ શ્રીરંગનો હીંચાળો રે.
સિદ્ધ ચારણ કિન્નરો દેવ સ્ત્રીઓ, નિત્ય રમવાને આવે રે;
ગીત વાદ્ય નાદ કરતાં આલ્હાદ, વનો ઉપવનો ગજાવે રે.

### દોહરો

અસુર મદ્ય પી ગરજતા, કરે સુર સુધાપાન;
ષટ્‌પદ પરાગ ચૂસતા, સૌ સૌમાં મસ્તાન.
સિંહ વાઘ રીંછ વરૂ હાથી મસ્ત, ઉંડી ગુફાઓ ગજાવે રે;
પક્ષીવૃંદ વદીને સ્વચ્છંદ, રમ્ય ત્યાં આનંદ ઉપજાવે રે
જળ સ્થળ મૃદંગ ગરજતી, ભાવ કરે તરૂ ડાળ;
મયુર થનગન નાચતા, કોયલ ગાય રસાળ.
ડાળ કરે થઈ ફળો હાલે ખૂબ વૃક્ષો, જનને લલચાવે રે;
લતા છોડ પુષ્પ સુગંધી સદૈવ, ભૂમિ ઉપર વરસાવે રે.

ઝૂલે પક્ષી ડાળ પર જળચર તરંગ માંહ્ય;
સુર નર ઝૂલે ઝૂલતાં, ઉર ઉમંગ ન સમાય.

વડાવૃક્ષ તણી ઘટા બની ઘટ્ટ, રવિકિરણ જ્યાં ન ફાવે રે;
ફળો પડી સડી ચઢી જતા ઢેર, કામ ખાતરમાં આવે રે.
એનાં કોયલ ને કીર કરે શોર, ઢેલ મોરને નચાવે રે;
ફરે મનહરણાં હરણાંનાં વૃંદ, બપૈયા પીયુ સ્મરાવે રે.
નદી કીનારાને ટપી વધીજાય, તરૂ તીરનાં પડાવે રે;
ઘણાં ઝરણાં સુખકરણાં સોહાય, નાદ મધુરા સુણાવે રે.
પડે ધોધ કરી ક્રોધ શ્વેત અંગ, પાછું જળ બહુ ઉડાવે રે;
ફેલી જાય ઘુમરી ખાય, માંહ્ય માંહ્ય ઘાટ વિધવિધ ઉપજાવે રે.
ભર્યુંસર વચમાં મનોહર વિશાલ, ઘણું નિર્મલ છે પાણી રે;
ચારે તીર છાએ તરૂ સવ કાળ, ભેટ પુષ્પ ફળો આણી રે.
માંહે કંચનનાં કમળ ખીલે ભવ્ય, જેની પાંખડી હજારો રે;
ફરી ભોગી ભ્રમરો ત્યાં ચોગમે, કરે ગણ ગણ ગુંજારો રે.
ચારે કાંઠે જળ છાળો લેહેરાય, મંદ મંદ ધ્વનિ કરતી રે;
હંસ કારંડવ જળચર સમુદાય, શોભા સઘળી મનહરતી રે.

તે સરોવર કેવડું હતું? તેનું મહાભારતમાં આ પ્રમાણે વર્ણન છેઃ—

शतयोजनविस्तीर्णं दशयोजनमायतम् ।
पंचयोजनमूर्धानं सरमेतत् प्रमाणतः ॥
हिमखंडोदकं राजन् सुस्वादममृतोपमम् ।
त्रैलोक्येऽदृष्टपूर्वं च यत् तत् सरमनुत्तमम् ॥

હે રાજન્! તે સરોવર પ્રમાણમાં સો ચોજન પહોળું હતું, દશ ચોજન લાંબુ હતું અને પાંચ ચોજન ઉંડું હતું. તેનું પાણી જાણે બરફનો ટુકડો હોય તેવું શીતળ અને અમૃત જેવું અતિ સ્વાદિષ્ટ હતું. ત્રણે લોકમાં એવું સરોવર કોઇએ કદી જેયું નહિ હોય એવું તે સર્વોત્તમ હતું.

છપ્પય

જળચર સારૂં જળાશયો જળથી છલકાતાં,
પક્ષીકાજે સફળ તરૂ નવ ગણ્યાં ગણાતાં;
પશુઓ માટે ગુફા સફા, નદીનાળાં પાસે,
વેલો સારૂ તરુ ઉભાં અડતાં આકાશે.

જનને માટે મનહર જગા, સુર સારૂ એકાંત છે,
ભોગી માટે ક્રીડાસ્થળો, જોગીકાજ સ્થળ શાંત છે.

સવૈયો

ભારી ગિરિમહીં એક કૂટે ભમતાં નિશાચારી સ્વદેશ સુધારી,
ધારી ઉમંગ બીજી કૂટમાં રમવા નિત આવતી દેવ સવારી;
વારિતણું સર ભારી ભર્યું હતી તેજ ત્રીજી કૂટ સર્વથી સારી,
સારી કૃતિ મતિમાન જુવે જીવ અન્ય ન જોઈ શકે પરભારી.

અહીં એક શાસ્ત્રીય રહસ્ય સમજાય છે કે, આ વિશાળ પૃથ્વી પર અમુક (ગિરિ–નદી વગેરે) પદાર્થો એવા દ્રવ્યના બનેલા હોય છે કે પાપી દૃષ્ટિવાળા મનુષ્યો તેને જોઇ પણ શકતા નથી. જેમ શ્રીહરિનું દિવ્ય દર્શન દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થતાં અર્જુનને થયું હતું તેમજ તે શ્રીહરિથી ઉતરતી કોટિમાં ગણાતા છતાં આપણાથી અતિ ઉચ્ચ કોટિના દેવો તથા ઋષિઓ આદિનું દર્શન તથા તેમના નિવાસસ્થળો, આપણે હાલ જે સ્થિતિમાં છીએ તેની તેજ સ્થિતિમાં જો રહીશું તો કદી પણ પ્રાપ્ત કરી શકીશું નહિજ. જો કદાચ આપણે આપણી સ્થિતિમાં સુધારો કરીએ અને જીવનનાં તત્વોને ઉચ્ચ કક્ષામાં જો લઈ જઇએ તોજ તેવાં સ્થળો જોવાને આપણે યોગ્ય થઈ શકીએ; અને તે સ્થિતિ સંપાદન કરવાને છેક છેવટ સુધી કામ લાગે તેવો માત્ર આજ ઉપાય છે કેઃ—

શીદ રહો છો સંસારમાં લોભાઈ, બાઈ ભાઇ,
તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ.

કારણકે તે વિના બુદ્ધિ નિર્મળ થઇ શકશે નહિ અને બુદ્ધિ જ્યાં સુધી નિર્મળ ન થાય ત્યાં સુધી વાસ્તવિક સત્ય આપણે મેળવીએ, તે કેવળ અશક્ય છે. આ વસ્તુને સૂચવતાં એજ સ્થળનું વર્ણન કરતા મહાભારતકાર લખે છેઃ—

तृतीयं ब्रह्मसदनं प्रकृष्टं शृंगमुत्तमम् ।
पद्मरागसमप्रख्यं तारागणसमन्वितम् ॥

તે ત્રિકૂટાચળ પર્વતનું જે ત્રીજું શિખર છે તે અતિશય ઉત્તમ હોઇ બ્રહ્મસદન કહેવાય છે. તેની શોભા પદ્મ-

રાગ મણિની સમાન છે અને તારાઓના સમૂહથી તે યુક્ત છે.

नैतत् कृतघ्नाः पश्यंति न नृशंसा न नास्तिकाः ॥
नातप्ततपसो लोके ये च पापकृतो नराः ॥

જેઓ કૃતઘ્ન, ક્રુર, નાસ્તિક, તપશ્ચર્યા નહિ કરનારા અને લોકમાં પાપકર્મ કર્યા કરતા હોય છે તેવા મનુષ્યો એ ત્રીજા શિખરનાં દર્શન કરી શકતા નથી. ત્યારે આપણે પણ તેવાજ છીએ કે 'नानाराधितगोविंदाः शैलं पश्यंति ते नराः। જેઓએ ગોવિંદ ભગવાનનું આરાધન કર્યું નથી તેવા મનુષ્યો એ ત્રિકૂટાચલ પર્વતને જોઇ શકતા નથી.' તેમાં પણ આ ગોવિંદના આરાધનની વાત છેલ્લી કહી છે. કારણકે ઇશ્વરપૂજનમાં પ્રથમ જેમ શારીરિક શુદ્ધિ આવશ્યક છે તેજ પ્રમાણે અને તેથી પણ વિશેષ પ્રમાણમાં માનસિક શુદ્ધિની આવશ્યકતા રહે છે; પણ જેઓ આ અતિશય અશુદ્ધ સંસારમાં લોભાયલા રહે છે તેઓને તે માનસિક શુદ્ધિ કયાંથી પ્રાપ્ત થાય ? માટે જો હરિભજન કરવાની તમન્ના હોય તો સંસાર ઉપરનો લોભ પ્રથમજ ત્યજવો જોઈએ, અને પછી 'શ્રીહરિને સ્મરી લ્યો ભાઈ.'

### ૫૬

રાગ ધનાશ્રી

વસે મહાગજરાય, એ સ્થળે વસે મહાગજરાય;
જોડી જેની ન જણાય, એ સ્થળે વસે મહાગજરાય. ટેક.
ગિરિ ચાલતો ગગનવરણ એ, હૃષ્ટપુષ્ટ દેખાય. એ૦
વડા દંતુસળ અંગે શશિસમ, કરણે પંખા થાય. એ૦
અનેક હાથિણીસંગ લાડતો, વડો વંશસમુદાય. એ૦
મદઝરતો રહે સદા વિફરતો, લાલ નયન લહેરાય. એ૦
કેળ નેતરો પગે ચગદતો, ધક્કે તરૂ ઢળી જાય. એ૦
રમતાં તોડે તરૂની ડાળો, નાદ નભે ફેલાય. એ૦
મદગંધે નાસે છે સિંહો, વાઘ રીંછ મહાકાય. એ૦
સસલા હરણાદિ સંગ વસતાં, નિર્ભય સદા જણાય. એ૦
સૂંઢ ફેરવે સ્ત્રી બચ્ચાં પર, અંગ બીરૂ ઘસાય. એ૦
ગજરાજ એ વનમાં રાજા, અદ્વિતીય સમજાય.. એ૦

## સાખી

રમતો ભમતો જમતો રંગે થયા ખરા મધ્યાન્હ,
તપ્યો તેને ને તૃષા લાગતાં પેઠું જળમાં ધ્યાન;
પરસેવે ન્હાતો મલકાતો ધાતો સહુ પરિવાર,
આવ્યો મહાસુંદર સરતીરે લાગી ન જરી વાર.

## પદ

ભૈરવ રાગ

જળમાં ગજરાજ પડયો હરખી, ટેક.
શીતળ જળ નિર્મળ પ્રિય લાગ્યું, લાગી'તી તનમાં તડકી.જ૦
મચ્છકચ્છ જળચર તે થળથી, ભાગી ગયાં આઘાં ભડકી.જ૦
પીધું જળ બચ્ચાંને પાયું, ન્હાઈ સંગ હાથિણી સરખી.જ૦
સૂંઢ જળે ભરી છાંટે ખેલે, લડાવતો પ્યારી પરખી.જ૦
તોડે કમળ ઉછાળે ઝીલે, ગાજે મસ્ત બની કડકી.જ૦
આજુબાજુ પશુપંખીનાં નાદે જાય હૃદય ફડકી.જ૦
પ્રજાની પ્રજા સંગ રમે છે, લાડ કરે બરકી બરકી.જ૦
બહુ વર્ષોથી મજા ભોગવે, પણ આજે ન વિશેષ ટકી.જ૦

ભાઈઓ! આ ઉપરથી સમજવાનું છે કે સંસારસુખ કેવું ક્ષણિક છે! કેટલી ઝડપથી તે ચાલ્યું જાય છે! કે તેને વીજળીની ચપળતાનું દૃષ્ટાંત અપાય છે. આ વસ્તુ એવે પ્રસંગેજ સ્પષ્ટ સમજાય છે ત્યાંસુધી બરાબર સમજ પડતી નથી અને તેથીજ મૂઢ રહી જવાય છે, પણ સદા સર્વકાળ આ વસ્તુ લક્ષ્યમાં રાખો કે 'શીદ રહો છો સંસારમાં લોભાઇ, ભાઇ! ભાઇ!' કારણકે:—

## ગીતિ

ક્યારે ક્યાંથી કેવી? વિપત્તિ આવશે એ કોઈ નવ સમજે;
[અહીંજ જુઓને?—]
જળમાં બળમાં મગરે, ગ્રહ્યો હાથીને પગે, હતો સમજે.

ખરેખર! આ વસ્તુ પ્રત્યેક મનુષ્ય સમજી શકે છે કે, 'શેરને માથે સવાશેર હોયજ છે.' ગજરાજ તો ભૂમિપર વનમાં રાજ્ય કરતો, ત્યારે પેલો મકરરાજ સરોવરમાં રાજ્ય કરતો હતો. જેવડું ગજરાજનું વનરાજ્ય હતું તેવડું-

જ મકરરાજનું સરોવર–રાજ્ય હતું. જેમ એ ગજરાજ સહેલગાહ કરવા જળમાં પડતો તેમ પેલો મકરરાજ પણ કોઇ કોઈવાર સહેલગાહ કરવા પૃથ્વી પર આવતો; પરંતુ પોતપોતાનું બળ તો પોતપોતાના સ્થાન પરજ સૌ કોઇ અજમાવે છે ને? આ સંબંધે એક કવિએ ગાયું છેઃ—

**ઘરમાં ઘરબારી બજારે વેપારી,**
**દરબારે દરબારી ને વગડે રબારી.**

એક કહેતી છે કે એક બિલાડી ને બગલા વચ્ચે મિત્રતા જામી, જેથી બગલે જમણવાર કરી બિલાડીને પોતાને ત્યાં ભોજન માટે નોતરી. તે વખતે તેણે સુરાઈમાં ખીર ભરીને બિલાડીને પીરસી ત્યારે બિલાડીબાઇનું કંઇપણ ન ચાલ્યું ને ભૂખ્યાં ભૂખ્યાં ઘેર જવું પડ્યું. એજ પ્રમાણે એક વખતે બિલાડીએ બગલાને મીજમાન તરીકે નોતર્યો, ને તેણીએ એક થાળીમાં બગલાને ખીર પીરસી, ત્યારે બગલાભાઇની પણ એજ સ્થિતિ બની. એટલે કે સર્વ કોઇનું સર્વ સ્થળે કંઇ ચાલતું નથી; તેથી જ્યારે કોઇ પણ સ્થાનભ્રષ્ટ થાય છે ત્યારે એજ સ્થિતિ થાય છે. કહ્યું છે કેઃ—

**स्थानभ्रष्टा न शोभंते केशा दंता नखा नराः ।**

'કેશ, દાંત, નખ અને મનુષ્યો જ્યારે સ્થાનભ્રષ્ટ થાય છે ત્યારે શોભતા નથી' પણ ઉલટા પતિત અધમ થઇ પડે છે અને તેથી તેઓનો ઝટપટ બીજાઓથી પરાજય થઇ શકે છે. એજ પ્રસંગ આ હાથીના સંબંધમાં પ્રાપ્ત થયો. જુઓ તો ખરા! બિચારા એ હાથી પરની આપત્તિ ક્યાં જળમાં છુપાઇ રહી હતી? એ નિશ્ચય સમજી રાખવું જોઇએ કે, પ્રાણીમાત્ર પર આપત્તિ જ્યારે આવી પડે છે ત્યારે ગમે તે સ્થળેથી અકસ્માત પલકમાં આવી પહોંચે છે અને ગમે તેવા ધીર મનુષ્યને અથવા હરકોઈ બળવાન પ્રાણીને પણ ક્ષણમાં લાચાર ને કંગાલ કરી મૂકે છે. આ સંબંધે પ્રત્યેક મનુષ્યને સેંકડો દૃષ્ટાંતો લક્ષ્યમાં હશે ને તે તે અનેક વ્યક્તિઓને તે ઘોર આપત્તિકાળ આવ્યા પછી પશ્ચા-

તાપ કરતા જોયા પણ હશે. માટે તેવો ઘોર આપત્તિકાળ સદાને માટે હરજ રહ્યા કરે તે માટે હાલ આ સમયથી-જ 'શીદ રહો છો સંસારમાં લોભાઇ, ભાઈ! ભાઇ! તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ!' જુઓ, આ ગજરાજના હાલહવાલ! જેવો જળમાં મકરરાજે પગ પકડયો અને જેવા સાઠમારીમાં કાંટાવાળા હોય છે તેવા સાણસે પગ જકડયો અને તે પણ માત્ર મુખથીજ પકડ નહિ, પણ અંદરની ખીલા જેવી દાઢો પગમાં જ્યારે પેસી જવા લાગી ને જેમ ખેંચે તેમ વધુ ને વધુ પેસવા લાગી ત્યારે ગજરાજે—

માલિની છંદ

અરરરરર એવી કારમી ચીસ પાડી,
ભરરરરર નાસાં સૌ સગાં દોટ કહાડી;

(જુઓ, સંસારી સગાંઓની ક્ષુદ્રતા—)

જેની પંચાતોમાં કાઢી નાંખો બધો કાળ,
ખરી વેળા કોઇએ તે નહિં લે સંભાળ.

જહાંગીર બાદશાહ 'તુજકે જહાંગીરી' નામની પોતાની કિતાબમાં લખે છે કે 'એક વેળા શેરના શિકારમાં તેની ગોળી ખાલી ગઇ ને શેર તેની મંડળી પર જેવો ધસી આવ્યો કે તુરતજ તેના બધા સાથીઓ પોતપોતાનો જીવ બચાવવા તેને પડતો મૂકી પલાયન કરી ગયા; તે એટલે સુધી કે, તેઓની હડફટમાં પોતે પછડાઇ પડયો ને કોઇ કોઇ તો તેના શરીર પર પગ મૂકતા તેને ચગદી નાખીને પણ નાસી ગયા.' ખરેખર! મૃત્યુનો ભય એવોજ છે. મૃત્યુનો ઘુરકાટો જેવો સંભળાય છે કે સર્વની એ સ્થિતિ થાય છે. આ પણ લક્ષ્યમાં લઇ સત્ય માર્ગ એજ ધ્યાનમાં રાખો કે, 'શીદ રહો છો સંસારમાં લોભાઇ.' કદાચ કોઇ સારાં સગાં પોતાનો ભોગ આપવા પણ તૈયાર હોય, તોપણ તેથી શું લાભ? કહ્યું છે કેઃ—

ખરાં દુઃખો તો જાતે ખમવાં; જન તો રહે છે જોઈ,
જગતમાં કામ ન આવે કોઈ.

સ્નેહી સગાં હોય સાચાં પણ, ખરી આફતે નકામાં;
દુઃખી થઈને દુઃખ વધારે, બેસી રહીને સ્હામાં.

એવું બની શકે છે ખરૂં કે કોઇ પણ સગું પોતાના દુઃખી સગાનું દુઃખ ઉછીનું લઇ શકે, અથવા વેચાણ લઇ શકે! અથવા બીજા કોઇ પણ પ્રકારે કોઇ કોઈનું કષ્ટ ઓછું કરી શકે છે ખરૂં? એવું કંઈ બની શકતુંજ નથી, તેથી એજ ચોક્કસ છે કે, ખરી વેળા–જે મૃત્યુનીજ ગણાય છે તે વખતે તે કોઇ સહાય કરી શકે તેવું બનતુંજ નથી. એટલે—

ખરી અડચણમાં સરવકો નકામ છે.
અનુપતિ માત્ર તારી ખરી હામ છે જો,
પ્રભુ આપવિના કોઈ અમારૂં નથી જો.

આ અભિપ્રાયથીજ અહીં વારંવાર કહેવામાં આવે છે કેઃ–

'શ્રી હરિનેજ સ્મરી લ્યો ભાઈ.'

જુઓ, હવે ગજરાજની દુર્દશાઃ—

થરરરરર કંપ્યાં શું થયું એ વિમાશી,
ચરરરરર દાઝયું ચિત્ત કષ્ટેથી ત્રાસી.

ઉપેન્દ્રવજ્રા

ઘણી તીણી દાઢ ગઈજ પેસી, ગ્રહી મુખે પાદ રહ્યો ન બેસી;
ઉંડા જળે ખેંચી જવા અરિને, દીધું ઘણું જોર ગ્રહે ફરીને,

હરિગીત

પહેલાં ન કોઈ સમજ્યા બની આ બીના તો પાણી મહીં;
હાથી પુકારી વધો ત્યારે વાત એ જાણી તહીં;
ત્યાં તો દીઠું કે મકર ખેંચી જાય છે પાણી મહીં,
મંડયાં તદા ગજ અને મંડળ ધૈર્ય ઉર આણી તહીં.

આપણા મરવાથી પોતાનો સ્વાર્થ બગડશે, એમ માની આપણાં સગાંવહાલાં થોડી વાર તો દોડધામ કરે છે પણ તેનો વેગ આપણા મરણ પછી જેમ જેમ કાળ વહેતો જાય છે તેમ તેમ મંદ પડતો જાય છે. ખરેખર, સર્વના પ્રેમની કસોટી કાળ કરી આપે છે; ને અંતે એમજ કબૂલ કરવું પડે છે કેઃ—

શીદ રહો છો સંસારમાં લોભાઈ ખાઈ! ભાઈ!
શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ.

૫૬

'ઓધવજી કરમનકી ગતિ ન્યારી' એ રાગ

ચાલી સરતીરમાં જબર લડાઈ, ગયું નિર્મળ જળ ડહોળાઈ.
પગ છોડાવવા જોર કરે તેમ, દાઢો પેસે વધુ માંહી;
દારુણ વેદના એથી ઉઠે તે, જાય ન કેમે ખમાઈ. ચાલી૦
મારે પછાડા બીજા પગે સૂંઢે પાડે બૂમો ગભરાઈ;
મકરે પછાડી સ્વપુચ્છને ખેંચે! કાયા શી મોટી દેખાઈ! ચા૦
એક તરફથી ખેંચે પગ શત્રુ, બીજી તરફથી વીંટાઈ;
સગાં બધાં સૂંઢ ભેરવી ખેંચે, બહાર કાઢવા ચાહી. ચા૦

એ રીતે સગાં વહાલાં પણ પોતાનાથી બનતી સહાય તો કરવા લાગ્યાં, પણ શરીર કોનું ખેંચાતું હતું? શેઠની નવી બૈરી નીચે રહે, ને જૂની મેડી ઉપર. રાત્રે જ્યારે શેઠ મેડી પર સૂવા જાય ત્યારે જૂની ઉપરથી ચોટલી પકડીને ખેંચે; ને નવી નીચેથી પગ પકડી ખેંચે. શેઠ બિચારા દાદર પર બન્ને બાજુથી ખેંચાતા ઘણાજ કષ્ટાય; અને જો તે વેળા બન્ને સ્ત્રીઓ છોડી દે તો તો નીચે પછડાઇ પડીને શેઠના ખારજ વાગી જાય. આવી હાલત ખરી વિપત્તિમાં દરેકની થાય છે. ચોળવું, ચાંપવું, શેક, પ્લાસ્ટર બધું એજ શરીર પર ને?

તન ખેંચાય હાથીનું બેઉગમ જોર ન જાય સ્હેવાઇ,
થાય હાડકાં સાંધા જુદા, જાય ઘણેજ મુંઝાઈ. ચા૦
મગર માને જળમાં ખેંચી જઈ, તુષ્ટ થાઉં ભક્ષ ખાઈ;
સગાં સમજે એ શરીર બચાવી, સંગ રહીએ હરખાઈ ચા૦
બેના સ્વાર્થમાં આ બાપડાના, ભોગ વધુ મળે ભાઈ;
અર્થ એકેનો સરે ઝટ ક્યાંથી, કર્મની છે કઠણાઈ. ચા૦
જળમાં બળ કોઇનું નવ ચાલે, બને શી રીતે સહાયી;
ગજબળ અંહળબળથી મગરની, બળમાં છે અધિકાઈ. ચા૦
કાળ બની આવ્યો મકર શેં છોડે, થાકે ક્યાંથી દુઃખદાઈ,
દિવસ ને રાત ગયા કંઈ વીતી તોએ ચાલી એ લડાઈ. ચા૦
ભૂખ્યાં થાક્યાં બાળ બચ્ચાં બીચારાં અંતે ગયાં અકળાઈ;

માસો વીતે મોટાં પણ પછી થાકયાં, વેળા ન કોથીવળાઇ. ચા૦
આવે જાય લે ખબર તોએ અહીં, પાર ન આવે કાંઈ;
આશ મૂકી અંત સરવ છોડી ગયાં, જાતે રહ્યો કષ્ટમાંહી.ચા૦

જ્યારે કોઇ મહાન રોગ લાગુ થાય ને માંદગી લાંબો સમય ચાલે ત્યારેજ સંસારી સગાં-વહાલાંઓની સાચી પરીક્ષા થઇ શકે છે અને શરીર મેળવવાથી ખરૂં જોતાં સુખ છે કે કેવળ દુઃખજ છે, એ પણ પૂર્ણ અનુભવ થઈ જાય છે. આવા કારણથી અહીં પુનઃ પુનઃ એજ સ્મરણમાં રાખવા સૂચવાય છે કેઃ—

શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ,
શીદ રહો છો સંસારમાં લોભાઈ, બાઈ! ભાઈ!

### લલિત છંદ

નવ રહ્યાં સગાં, કોઈ સંગમાં, ભુખ દુઃખો સહે, ભારી અંગમાં.
પગની એ પીડા, જાય છે વધી, સુખી સ્થિતિ મટી, રે ગઇ બધી.
હાથણી યૂથમાં, મ્હાલવું વને, સ્વપ્રિય સંગમાં ચાલવું વને;
સકળ શત્રુને, સાલવું વને, અરર શું નહિ, કોઇ હી બને.

અને પછી તો આજ ગીત ગાવાનું કેઃ—

ઘડપણ કોણે મોકલ્યું, જાણ્યું જોબન રહેશે સહુ કાળ.
ઘડપણ કોણે મોકલ્યું !

અરે ભાઇઓ ! લગાર વિચાર તો કરોઃ—

સુખનું સ્વપ્નું વહી જશે, પછી ન બનશે કાંઈ;
સહુ સગવડ છે ત્યાં લગી, કંઈક કરી લ્યો કમાઈ.

એ સાચી કમાઇ કઇ ? તે આજ કેઃ—

શ્રીહરિને સ્મરી લ્યો ભાઇ,
શીદ રહો છો સંસારમાં લોભાઈ, બાઈ! ભાઈ!

જુઓ, હવે ગજરાજની હાલતઃ—

### પદ

'બેડો બાઇ બુડતો તારો' એ રાગ.

શોચે ગજરાજ વિચારી, સ્થિતિ આ શી થઈ ગઈ મ્હારી.
જેને માટે દિનરાત મેં ચિંતા, રાખ્યા કરી મનમાંહ્ય;
તે સર્વે મને છેક વિસારી, મોજ માણે વનમાંય. શોચે૦

જેને ખવાડ્યા મેં ખાઈ ન જતે, મીઠા મેવાના અહાર;
તે મને નજરે જોવાને ન આવે, ક્યાંથી કરે કશી વ્હાર. શોચે૦
દેખું સ્હામું વનફળ ગજસંયુત, પણ ન હું થી ત્યાં જવાય;
દેખવું ને દાઝવું રહે મ્હારે, એ તે શી રીતે સહેવાય. શોચે૦
ખાય પીએ સહુ મારૂંજ ભોગવે, મારે પીડાવું આ ઠામ;
પાર તેનો પણ કેમ ન આવે, રહેતી નથી હવે હામ. શોચે૦

આપણે જોઇએ છીએ કે એક વૃદ્ધ મનુષ્ય, જ્યારે લાંબી માંદગીમાં પડયો હોય ને જ્યારે પોતે નાહિંમત બની હામ છોડી દે છે ત્યારે બીજાં તેનાં સગાંવહાલાં બોલેજ છે કે 'દાદા તો મરતાય નથી ને માંચો મૂકતાયે નથી. હવે તો છૂટે તો સારૂ-વગેરે'

બહુને દીઠાં રડતાં સડતાં બડબડતાં મુંઝાતાં;
કેમ તારૂં નહિ થાયે એવું, જગમાં ગોથાં ખાતાં.

એટલાજ માટે—

બાઈ! ભાઈ! શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ!

જો કદાચ એ મહાદુર્દશા ન આવે, ને આશાઓથી ભરેલા ભરપૂર જુવાનીમાંજ મરવાના વારા આવે તો તો એથી પણ વધારે દુર્દશા! એથી પણ ભયંકર સ્થિતિ! જેમકેઃ—

સર્વ રહ્યાં ને જવું પડે મ્હારે ક્યાંથી આવી મ્હારી વારી,
એ સંકલ્પ ઘણોજ સાલશે વ્હેશે નયનથી વારિ.
ઓસડ વેસડ આવી રહેશે ને દુનીયાં મેલશે ઠેલી,
તે સમે ઓ હરિ! તારા વિના મ્હારી એકે ન ઓથ રહેલી.

આ વસ્તુ સમજીનેઃ—

શીદ રહો છો સંસારમાં લોભાઈ, બાઈ! ભાઈ!
તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ.

હવે તે ગજરાજનું શું થયું, તે જોઇએઃ—

ઘણા સહ્યા તાઢ તડકા ને વૃષ્ટિ, ભુખ ને થાક અપાર;
આશા આશામાં વર્ષ વીતાડયાં, સંખ્યાનો તે શું વિચાર. શો૦
જાય સમય તેમ થાય વધુ ભય, શ્રમ શું થશે સહુ ફોક;
જળમાં ખેંચાઈ મરી જઇશ? શું થઇશ મકરનો ભોગ. શો૦
જગમાં આધાર રહ્યો નહિ કોઇનો, નિજબળ ખૂટયું છેક;

શત્રુ ખેંચી જાય જળમાં વધારે, હવે નથી રહેતી ટેક. ૨૭૦

### શિખરિણી

વિચારે એવું ત્યાં બળ વધુ કર્યું શત્રુ મકરે,
અરે! ચાલ્યો તાણી જળમહીં હવે હાથી શું કરે!
ડુબ્યો રે ઓ ડુબ્યો! મરી મરી મથી માંડ ઉગરે,
સુઝ્યું ત્યાં તો ચિત્તે જગપતિને જાચ્યુંજ ખરે!

પણ એવે વખતે તે ગજરાજને એવું ક્યાંથી સૂઝ્યું? તેનું કારણ પણ ત્યાં દર્શાવ્યું છે કેઃ—

### સાખી

'હાહા' 'હુહૂ' નામ હતા બેઉ ગાયન ઉત્તમકાર,
રાગરાગણી સઘળી બન્ને ગાતા શ્રેષ્ઠ પ્રકાર;
સુરપતિ સમીપે બેઉએ ગાયું પામ્યું હૃદય વિકાર,
કોણ શ્રેષ્ઠ એ પૂછ્યું ઇન્દ્રને કરી બેઉએ અહંકાર.
ઇન્દ્ર કહે હું નિપુણ ન પૂર્ણ નિર્ણય આપું શાથી,
દેવલ ઋષિ પૂરા જ્ઞાતા છે જાઓ બેઉ ત્યાંહાં સાથી;
ગાઓ મુનિ પાસે ને પૂછો પછી ત્યાં ખુલાસાથી,
આવ્યા બન્ને દેવલ મુનિને આશ્રમ શુભ આશાથી.
મુનિ મગ્ન છે ધ્યાન વિષે પણ ગાંધર્વે કરી વાત,
અમ બેઉ માંહિ કુશળતા કારણ મુનિવર! પડ્યો વિવાદ;
શ્રેષ્ઠ ખરો જે લાગે તેને કહેજો ઉમંગ સાથ,
એમ વદી બન્નેએ ગાયું ખેંચીને બહુ સાદ.

### ગીતિ

ગાઇ ચૂક્યા તવ પૂછ્યું, પણ ધ્યાનસ્થ મુનિ શું ઉત્તર દે;
તવ તો બન્ને બોલ્યા, મૂર્ખ પરસ્પર ધારી કોપ હદે.

### તોટક

અતિમૂઢ મુનિ સમજે ન કશું, કરી ફૂટ વૃથા મહા મૂરખ શું;
ખર આખર સાકરને ન લહે, વિષ્ઠસ્વાદ લહે શું જવાબ કહે.

### અભંગ

બહુ બકવાદ સુણી મુનિનાથ, જાગી કોપ સાથ, બોલ્યા શાપ;
ધર્યું અભિમાન, કર્યું અપમાન, ચુકાવ્યું સુધ્યાન, કીધું પાપ.
હૂહૂ તું તો મગર થા સરે, હાહા દેહ ધરે ગજ પ્રાણી;
પડો પૃથ્વીમાંહ્ય, ધરો એવી કાય, એવું મુનિરાય, બોલ્યા વાણી.

ભુજંગી

સુણી શાપ કંપ્યા બેઉ ત્રાસ પામી,
 વધા હાથ જોડી કૃપા માગી સ્હામી;
ક્ષમા ધારીને છૂટવાનો ઉપાય,
 કહો સ્વામીજી લાગીએ બેઉ પાય.
ઋષિજી વદ્યા કે ત્રિકૂટે તમે બે,
 અનાયાસ ભેળા થશો જે સમે બે;
થશે યુદ્ધ ને હારશે હાથી જ્યારે,
 પ્રભુ તારશે ત્યાં થઈ સાથી ત્યારે.

દેવલ ઋષિએ સ્થૂલ દૃષ્ટિથીજ પ્રથમ જોઇ લીધું હતું કે, આ અલ્પ પુણ્યશાળી છે, ને તેથીજ તેને મકર થવા કહ્યું હતું. અને હાહાનું પુણ્ય વિશેષ જાણી તેને હાથી થવા જણાવ્યું હતું. એ ગંધર્વ અવસ્થામાં પણ તેઓનાં પુણ્યની ન્યૂનાધિકત્તા તેમણે તેમની સ્તુતિ ઉપરથી પોતાની જ્ઞાન દૃષ્ટિનો ઉપયોગ કરી પૂર્વજન્મની સ્થિતિ દ્વારા જાણી હતી કે, હાહાના વિશેષ પુણ્યનું કારણ એ હતું કે, તે ગાયનના શોખથી જો કે ગંધર્વ જન્મ્યો હતો, પણ પૂર્વજન્મમાંઃ—

શાર્દૂલ

ઇન્દ્રદ્યુમ્ન નૃપાલ દેહ દ્રવિડ પ્હેલી સભાગી મળી,
ત્યારે શ્રીવરની પૂજા કમળથી કીધી અતિનિર્મળી;
તે દીઠાં કમળો તદ્દાજ સ્થિતિએ સર્વે ગઈ સાંભરી,
તે લાગી ગઈ કામ તેથી સ્તુતિએ કીધી શુભક્તિ ભરી.

આ ભવિષ્ય મુનિએ દિવ્ય દૃષ્ટિથી જોઇને જાણી લીધું હતું કે, દૈવેજ મને પ્રેરણા કરીને હાહાને ગજરાજ થવાનું વચન કહાવ્યું છે, તેથી અવશ્ય તેને પ્રભુ પ્રાપ્તિ થશે; અને તેજ પ્રસંગ ખરો સમય આવ્યો ત્યારે આવી પહોંચ્યો. પૂર્વજન્મના સંસ્કારબળથી ગજરાજને પ્રભુની સ્તુતિ કરવા મન થયું; પરંતુ ગંધર્વજન્મમાં સ્વર્ગની સ્થિતિનું તો તેને ભાન હતુંજ અને તેથી તેને દેવોની સમૃદ્ધિ પરનો મોહ લગાર પણ ન હતો. એટલે હવે તો જે દેવોનો પણ મહાન દેવ છે તેનેજ શરણે જવા તેણે નિશ્ચય કર્યો. કારણકે દેવોના

રાજા ઇન્દ્ર આગળ પોતાની ગાયન-કળાનું પ્રદર્શન કરાવવાથી અને તેની કદર કરાવવાની અભિલાષાથી પોતાને જે ફળ મળ્યું હતું તેને તો તે ભોગવીજ રહ્યો હતો, આવાજ આશયથી તે સ્તુતિ કરવા લાગ્યો કેઃ—

### પદ

'લક્ષ્મીના પતિરે' એ રાગ

જે હોય જગપતિ રે, તે મુજ વ્હારે વેગે ધાજો;
સુણી મુજ વિનતિ રે, આ સંકટ હણનારા થાજો. ટેક.
સગાં સંબંધી હતાં ઘણાંએ, પણ તે ઠર્યાં નકામાં;
જે માટે વય કાઢી તે તો, ગયાં તજીને સ્હામાં. જે૦
મુજ બળ પર મદ ધરતો તે પણ, હવે રહ્યું નવ લેશ;
બાપ આપ નહિ સહાય કરો તો વેળા મારી વળશે. જે૦

આ ગજરાજની સ્થિતિ હરકોઇ સાંસારિક ગૃહસ્થને બરાબર લાગુ થાય છે અને તે ગજરાજ વનનો રાજા હતો તેથી તેની સ્થિતિ કોઇ રાજાધિરાજને પણ બરાબર લાગુ થાય છે. જેમ ગજરાજને વનનું રાજ્ય હતું તેમ કોઇ મહારાજાને પૃથ્વીના અમુક ખંડનું રાજ્ય હોય છે, જેમ ગજરાજને મકરે પકડયો હતો તેમ હરકોઇ ગૃહસ્થ મનુષ્યને લાંબી માંદગી મકરની પેઠે પકડે છે; તે વેળા વૃદ્ધાવસ્થા આવી જઈને અતિશય લાચારી ને દીન દશા થઇ પડે છે. તે વેળા સ્વપ્ન સરખાં યૌવન-સુખ વગેરે તો ફરી નથી સાંપડતાં; પોતાના દેખતાંજ પોતાનું બીજાઓ ઇચ્છાનુસાર ભોગવે છે, ને પોતાને તુચ્છ ગણી સૌ કોઈ તિરસ્કારે છે. માંદગી વધુ લંબાય છે તો અંતરનાં સગાં પણ કંટાળે છે; માંદાને જ્યાં ત્યાં પડેલો મૂકી સૌ સૌને કામે સૌ લાગી જાય છે. કદાચ કોઇ સારાં સગાં અનુકૂલ વર્તતાં હોય તોપણ ગયેલાં યૌવન સુખને શું તેઓ આપી શકે છે? અથવા અસાધ્ય રોગને શું લઇ શકે છે, કે દૂર કરી શકે છે? નહિંજ. તેમાંથી તો મર્યેંજ છૂટકો થવાનો; અને મુવા પછી પણઃ—

ક્યાં જાવું ને ત્યાં શું કરવું કોણ મદદ ત્યાં દેશે, [કારણકેઃ—]

આ કંઈ તો કંઈ કામ ન લાગે, સર્વે અહીંજ રહેશે.

આટલા માટેજ મહાભારતમાં પાંચ મહારત્નો પૈકી 'ગજેન્દ્રમોક્ષ' નામનું મહારત્ન પસંદ કરી વિદ્વાનોએ તેને ઉચ્ચ મહારત્નની કોટીમાં મૂકેલ છે. આ મહારત્નનો સાર એજ નીકળે છે કેઃ—

શીદ રહો છો સંસારમાં લોભાઈ, ભાઈ, ભાઈ!
તમે શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઈ.

ગજરાજની આ સ્તુતિમાંથી પણ એજ સાર નીકળે છે કે 'શ્રીહરિનેજ સ્મરી લ્યો ભાઇ' કારણકે જગતનો મહાન પતિ તે એકજ છે; એમ તેમાં સિદ્ધ થયું છે. અને ખરો જગતપતિ કોણ છે, તે સિદ્ધ કરવાનેજ ગજરાજે મોઘમ સ્તુતિ કરી છે. કારણકે તેણે પોતાના પૂર્વજન્મમાં રાજાપણાનો, દેવ થઇ ગંધર્વપણાનો અને ગજરાજ થઈ વનરાજપણાનો પણ અનુભવ જાતે લઇ લીધો હતો અને તે સર્વ સ્થિતિનો સ્વાદ ચાખી લઇ તેને ખાત્રી થઇ ગઇ હતી કે, જગતનો કોઇ મહાન પતિ જુદોજ છે. આ તો એકમાંથી બીજામાં ને ત્રીજામાં સપડામણજ છે. જગતનું સ્વામીત્વ આવું દુઃખ ભરેલું કદી ન હોય. આ સપડામણ તો એવું વિષમ છે કે આમાંથી છૂટવું પણ ઘણું કઠિન છે, આવો સંપૂર્ણ વિચાર કર્યા પછીજ તેણે નિશ્ચય કર્યો હતો કે હવે તો સાચા જગતપતિનુંજ શરણ મારે લેવું, ને એનેજ વળગી પડવું કે જેના હાથમાં દેવો, ઋષિઓ વગેરે સર્વનાં બંધન છે, જે બંધનનું મૂળ માયા છે અને એ માયાના તો જે સ્વામીજ છે. આ માયા તે શું અને તેનો સ્વામી તે કોણ? આ રહસ્યને શ્રુતિ-વચનજ નક્કી કરી આપે છે કે 'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्। પ્રકૃતિને માયા જાણવી અને માયાનો જે સ્વામી છે તે મહાન ઇશ્વર પોતેજ છે.' આ શ્રુતિ વાક્યનું વિશેષ સ્પષ્ટીકરણ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પ્રભુ પોતેજ કરે છેઃ—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते॥

'આ દૈવી ગુણમયી મારી માયા ખરેખર દુર્લંઘ્ય છે; જેઓ મારે શરણે આવે છે તેઓજ આ માયાને તરે છે.' આ પ્રભુવચન પ્રમાણે ગજરાજે શ્રીહરિશરણનેજ સર્વ દુઃખ-નિવૃત્તિનું કારણ અથવા માયા તરવાનું કારણ જાણી લીધું હતું; જોકે ગીતાનો ઉપદેશ આપનાર શ્રીકૃષ્ણજ માયાના સ્વામી છે અને માયાથી છોડાવનાર છે, એ વસ્તુ તે ગજ-રાજના જાણવામાં ન હતી; કેમકે તે વેળા તેણે ગીતાજીનું શ્રવણ કર્યું ન હતું, તેથીજ મોઘમપણે તે સ્તુતિ કરવા તત્પર થયો હતો; પણ તે સત્ય વસ્તુને સ્પષ્ટ કરવાને તેની સ્તુતિ સર્વાંશે પૂર્ણ હતી. તેણે સ્તુતિ કરતાં આગળ ચલાવ્યું કેઃ—

સર્વ દેવના દેવ હોય જેનો, ન હોય ફરી ઈશ;
જડચરનું જે આદિકારણ, વ્યાપક છે દશદિશ. જે૦

यस्मिन्निदं च यथेदं येनेदं य इदं स्वयम् ।
योऽस्मात् परस्माच्च परस्तं प्रपद्ये प्रभुं स्वयम् ॥

'જે પરમાત્મામાં આ જગત રહ્યું છે, જે આ જગત-સ્વરૂપ છે, જેમને લીધે આ કંઈ છે, જે પોતેજ આ સર્વસ્વરૂપ છે અને જે આ જગત તથા પેલા જગતથી પર છે તે પ્રભુને હું જાતે શરણે ગયો છું.'

દેવ મનુષ સહુ નાશ પામતાં પણ, જે રહે અવિનાશ;
પ્રથમ હતા ને પછીએ રહેશે તે પૂરે મુજ આશ. જે૦
દેવ ઋષિ પણ નથી જાણતા, જેનું સ્વરૂપ ખાસ;
એવા એક અચિંત્ય અગોચર, કેહું છું તેની પાસ. જે૦
સદા સુરી જેને સેવે છે, આ અંડતણી પાર;
જેનાં નામ ગુણો કર્મો ને, નથી પ્રાકૃત આકાર. જે૦

એ પ્રમાણે સ્તુતિદ્વારા પરમતત્ત્વનો નિર્ણય કરી લેવા તેણે ચાહ્યું, ને તેમની પાસેથીજ સહાય માગવા પ્રાર્થના કરવા માંડી. જેમ તુલસીદાસજીએ કહ્યું છેઃ—

બને તો રઘુવરસેં બને કે બીગડે ભરપૂર,
ઓરનસેં જો કુછ બનેં વા બનવેમેં ધુર.

ગજેન્દ્રની આ સ્તુતિ ચાલી રહી હતી ત્યારે આકાશમાં

દેવોની ઠઠ જામી ગઈ હતી; કારણકે તે ગજેન્દ્ર પરમતત્ત્વને પોકારી રહ્યો હતો અને તેનો નિશ્ચય પણ તુલસીદાસજીના પૂર્વોક્ત દોહરા જેવોજ જોવામાં આવતો હતો, તેથીઃ—

### દીંડી

સુણી સ્તુતિ દીનતણી એવી દેવો,
    વંધા લાભ એને આપણે ન દેવો;
સ્તુતિ આપણી નથી કરતો ભાઈ,
    રહ્યો છે અચિંત્ય ઈશમાં લોભાઈ.

એમ કહી દેવો ફરી બોલ્યા કે, આપણે જોઈએ તો ખરા ! આની આ સ્તુતિથી કોણ અહીં આવે છે ? આના આ ચિંતનથી કોણ તેનું દુઃખ દૂર કરે છે ? દેવોના આ કથનની જાણે અસર થઈ હોય તેમ તે વેળા બન્યું પણ તેમ. પૂર્વજન્મના પ્રભુસેવનના પ્રભાવથી ગજરાજને સન્મુખ કમળ જોતાંજ કમળનયન અને કમળસેવા સ્મરણમાં આવી; પછી તોઃ—

### સાખી

ગજે ધ્યાન શ્રીવરનું ધારી કરી માનસિક સેવ,
ભેટ ધરે શું કશું ન વશમાં સ્મરણ થયું તત્ખેવ;
કનકકમળ સરમાંથી સૂંઢે તોડીને ધરી રાખી,
અતિદીન આતુર ઉરથી દૂરથી સ્તુતિ સ્મરી ભાખી.
[ જેમકે— ]

नमो नमः कारणवामनाय नारायणायामितविक्रमाय ।
श्रीशार्ङ्गचक्रासिगदाधराय नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय ॥

'ભક્તોનાં સંકટ દૂર કરવાના કારણે વામનસ્વરૂપ ધારણ કરનારા, અમાપ પરાક્રમવાળા અને શારંગ ધનુષ, ચક્ર, તરવાર તથા ગદાને ધારણ કરનારા પુરુષોત્તમ નારાયણને મારા નમસ્કાર હો.' આ સ્તુતિના આશય પ્રમાણે અમુક આકૃતિમાં ચિત્ત એકાગ્ર બન્યું કે તેજ ક્ષણે જાણે તેજ આકૃતિથી દર્શન દેવાને પરમાત્માને પોતાને આકર્ષણ થયું હોય, તેમ બન્યું. ખરેખર ! કોઈ જાતનું મહાન કષ્ટ જ્યાં સુધી ન આવ્યું હોય ત્યાં સુધી આર્ત્તિ કે તીવ્ર વેદના

થતી નથી; આર્ત્તિ કે મનોવ્યથા જ્યાં સુધી ન હોય ત્યાં સુધી દીનતાપૂર્વક હૃદયની આર્દ્રતા થતી નથી અને તેવી હૃદયની આર્દ્રતાપૂર્વક સ્તુતિ કરવામાં ન આવે ત્યાં સુધી પ્રભુનું ખેંચાણ પણ થતું નથી. કેમકે ખરો ભાવ ત્યારેજ પ્રકટે છે, ને ભગવાન તો ભાવનાજ ભૂખ્યા છે, પણ તેવો સાચો ભાવ પ્રસંગો વિના કદી પ્રકટતો નથી; માટેજ કહ્યું છે કે:—

રામ નામ સબકો કહે, ઠગ ઠાકોર ઓર ચોર;
ધ્રુવ પ્રહ્લાદ તરી ગયે, સો કહેના કછુ ઓર.

આ ગજેન્દ્રના સંબંધમાં પણ કવિએ એજ કહ્યું છે:—

નાથ કૈસે ગજકો બંધ છુડાયો,
રામા યેહી અચરજ મોકું આયો.

આ ગજેંદ્રમોક્ષ–આખ્યાનમાં આગળ પાછળની તે સમયની હકીકતનો પૂર્ણ વિચાર કરી જો તેમાં સકારણ લક્ષ્ય આપવામાં આવે તો તેમાંથી ઘણુંજ સમજાય, ઘણુંજ દેખાય, ઘણુંજ ગ્રહણ કરી શકાય ને ઘણુંજ ઉપયોગી થઇ પડે તેવું છે. જુઓ, ગજેન્દ્રનો પૂર્વજન્મ દેવતાઇ હતો, એ નિર્ણય થતાંજ પ્રભુભજન માટે અધિકારી તથા ઉપાયનો પણ નિર્ણય થઇ જાય છે. પ્રથમ તો અધિકારી હોવો જોઇએ તે પછી તેના હૃદયની આર્દ્રતા હોવી જોઇએ; તે અધિકારી પછી તે ગમે તે જાતિનો હોય તે પર કંઇ આધાર નથી; ઉપાયમાં માત્ર પુષ્પ! અર્થાત્ જે સમયે જે કંઇ હાજર હોય તેજ તે વેળા પ્રભુને આકર્ષવા પૂરતું છે. તે સાથે માત્ર હૃદયની સાચી પ્રાર્થના હોવી જોઇએ; તે પણ બનાવવી કે ગોઠવવી પડતી નથી; પોતાની આપવીતી પ્રભુને નિવેદન કરવી ને તેમાંથી પોતાની મુક્તિ પ્રાર્થવી. જુઓ, અહીં ગજરાજ તેની આપવીતી કહે છે, તે પણ ધ્યાનપૂર્વક ને કરમાં કમળ ગ્રહણ કરી કહે છે. હાથી જેવું પ્રાણી હાથ જોડી શકે તે સ્થિતિમાં ક્યાંથી હોય? તેને તો એકજ કર–સુંઢ–હાથ–જે કહો તે હોય છે અને તેવાળો જે હોય

તેનેજ 'હાથી' કહેવામાં આવે છે. તે કર-સૂંઢ-હાથ તેણે ઉંચો કર્યો, અને કરવોજ પડે તેમ હતું. કારણકે જો તે હાથ ઉંચો ન કરે ને તેમાં જો પાણી પેસી જાય તોપણ તેના પ્રાણ ચાલ્યા જાય. કેમકે હાથીનું એ નાક-શ્વાસ-લેવાની નળી છે; એ પોતાના હાથદ્વારા મૃત્યુ પ્રવેશ ન કરી જાય, તેથી તેને ઉંચો રાખી તેમાંજ પ્રભુને અર્પણ કરવા કમળ ગ્રહણ કરી તે પ્રાર્થના કરી રહ્યો હતો, એટલે પોતાના પ્રાણને યમદેવ ન લઈ જાય તે માટે પરમેશ્વરને તે બોલાવી રહ્યો હતો; જોકે દીન-દુઃખી તો પ્રભુને બોલાવેજ છે, પણ પ્રભુ તે વેળા શું કરે છે તે જોવા જેવું છે. આવાં આખ્યાનનો મુખ્ય વિષય પરમાત્માના ગુણો સમજવા-સમજાવવાનોજ હોય છે, તેથી તે પરમાત્માના ગુણોનું વર્ણન કરવા કરતાં તેમના વર્તનનેજ જણાવી દેતાં તેમના ગુણો સ્પષ્ટ રીતે સમજાઇ જાય છે; પણ તેમનું વર્તન કોઇ પ્રસંગને અનુસરીનેજ હોય છે ને ? તે પ્રસંગ કયો ? જુઓ, આ ગજેન્દ્રનો ઉદ્ધાર કરવાનો પ્રસંગ ! દીન-દુઃખી ગજેન્દ્ર પ્રાર્થના કરતો ટળવળી રહ્યો છે તેની પ્રાર્થના આ રહીઃ—

## ૫૬

રાગ આશાવરી 'પ્રારથું પ્રારથું'—એ દેશી

પ્રારથું પ્રારથું હે અસુરારિ ! ધાઓ ધાઓ ઝટ હે ચક્રધારી;
ટગર ટગર સૌ જુવે દેવ મળી, કોઇ કરે ન સહાયજ મારી, પ્રા૦
ખેંચે મગર ડબું છું દેવા, આવી ચૂક્યું સૂંઢ સુધી વારિ. પ્રા૦
શક્તિસાધન કશું ન મુજમાં,દીનઅકિંચન સ્થિતિવિચારી.પ્રા૦
આતુર ઉર ભક્તિપૂર મારૂં,કેવળ કમળ ધરૂં લો સ્વીકારી.પ્રા૦
અન્ય ન સૂઝે ધ્રૂજે તન થરરર, આવ્યો શરણ કહું પોકારી.પ્રા૦

नमस्ते पुंडरीकाक्ष ! भक्तानामभयंकर ! ।
सुब्रह्मण्य ! नमस्तेऽस्तु त्राहि मां शरणागतम् ॥
तावद् भवति मे दुःखं चिंता संसारसागरे ।
यावत् कमलपत्राक्ष ! न स्मरामि जनार्दन ॥

ગજરાજની આ પ્રાર્થના પ્રભુ પાસે પહોંચી કે તુરત—

## પદ

ખમાચ રાગનું

સુણતાં ગજરાજનો પુકાર, ધાયા સત્વર શ્રીજગદાધાર. સુ૦
સુખે સુતેલા શ્રી વૈકુંઠમાં, ઉઠી ધસ્યા સુરીના સરકાર. સુ૦
પૂછ શ્રી ઉત્તર દેવાની પણ, નવ પૂરી કરી વાર. સુ૦
ન પાદુકા પણ પગમાં પહેરી, ન કહ્યું ગરુડ થાઓ તૈયાર. સુ૦
અડવાણા ધાયા જગરાયા, કરવાનેજ કમળ સ્વીકાર. સુ૦
પહોંચ્યા પૂંઠે ગરુડ-પાદુકા, પહેરી થયા તવ આપ સ્વાર. સુ૦
ગરુડ ઉપર પણ સાથળ હલવે, ઉતાવળ હાસે અપાર. સુ૦

## પદ

રાગ કલ્યાણ 'એ આવે હરિ હસતા'—એ દેશી

આવી પહોંચ્યા જગરાયા અહાહા! દૂરથી ઝળળ જણાયા. અ૦
સરરરરરરર પવન વેગમાં, સુર નભમાંહે તણાયા. અ૦
ફ્રરરરરરરર પાંખ શબ્દ સૂણી, શ્રવણ એ સ્વરથી પૂરાયા. અ૦
ઝળળળળળળ દિવ્ય જ્યોતિથી, સુરવર સૌ અંજાયા. અ૦
થરરરરરરર કંપ્યા અસુરો, ઋષિ-મુનિ નીરખવા ધાયા. અ૦
ખરરરરરરર ઉતર્યા નીચે, જ્યાં હબે ગજકાયા. અ૦

## સાખી

ગજે કમળ ફેંક્યું છે સ્હામું આવ્યા પ્રભુ વિલોકી,
તે સ્વીકારી કરુણા ધારીને રીઝયા નાથ ત્રિલોકી;
ચલવ્યું ચક્ર ગયું જળમાંહી વિદારી મકરની કાયા,
હરિ સમરતાં વેંતજ ગજપતિ ગ્રાહથકી મૂકાયા.

## ગીતિ

પડી ગ્રાહની કાયા, તેનું દૈવતન પ્રકટ થઈ નીકળ્યું;
ગજતન પણ પ્રભુ સ્પર્શે, થયું દેવ તન ન જાય કશું કળ્યું.

પણ ક્યાંથી કળી શકાય ? ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં એજ કહે છે કેઃ—

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही॥

જેમ મનુષ્ય, જૂનાં વસ્ત્રો ત્યજીને નવાં ધારણ કરે છે તેમજ પ્રાણી જૂનાં શરીરો ત્યજીને બીજાં નવાં ધારણ કરે છે. તેમાં પણ મકરને તો માત્ર ઋષિવચનથી તેમની

શિક્ષારૂપ–કેદખાના જેવો પોશાક માત્ર મળેલો, તે શ્રીવિષ્ણુ ભગવાનના સુદર્શન ચક્રનો સ્પર્શ થતાંજ છિન્નભિન્ન થઈ ગયો, ને પોતાના મૂળ ગાંધર્વસ્વરૂપમાં તે પ્રકટી નીકળ્યો; પણ ગજરાજ તો મૂળ–રાજાના જન્મથીજ ભગવાનનો ભક્ત હતો, તે પોતાનાં અવશેષ રહેલાં પ્રારબ્ધ કર્મને આ ગજ શરીરમાં મકરદ્વારા ભોગવી લઈ પરમ વિશુદ્ધ થયો હતો, એટલે સુખપૂર્વક પોતાના તે ગજરાજરૂપ જીર્ણ શરીરને છોડીને નવા દિવ્ય દેહમાં દીપી રહ્યો, ને તેજ દિવ્ય શરીરે તેણે પ્રભુની સ્તુતિ આરંભી દીધીઃ—

### પદ

'દઈએ સુમતિ–' એ રાગ

બોલ્યા શ્રીગજ જય જય જગદીશ;
શાપ અનુગ્રહ કર્યો દાસનો, જણાવી કૃપા અમાપ,
ટળ્યાં પાપ, માને બાપ, પ્રણમું નમાવી શિશ. બોલ્યા૦
તાત, જગતના નાથ, છો સાક્ષાત,
ભલી ભાત, સિદ્ધ કરી આજ વાત,
સ્મરણ કર્યું કે આવી ઉભા, શંખ–ચક્ર ધરનાર,
કરી વ્હાર, વિના વાર, તે ન કદી વિસરીશ. બોલ્યા૦

### ગીતિ

હવે પરમપદ આપો, પાપો કાપો સમસ્ત સુખદાઇ;
સદા સેવમાં સ્થાપો, થવા ન દ્યો ક્ષણ પણ પદથી જુદાઇ.

### પદ

ધનાશ્રી અથવા ગમે તે રાગ

મુક્ત થયા ગજરાય, આહથી મુક્ત થયા ગજરાય;
રીઝયા સુરસમુદાય, આહથી મુક્ત થયા ગજરાય.
બ્રહ્માદિ આવી નમી પદમાં, નીરખે ને હરખાય. આહથી૦
દેવ કરે કુસુમોની વૃષ્ટિ ગાંધર્વો ગુણ ગાય. આહથી૦
પરથી પર હરિ! આપથી પછી પર, કોઈ ન ક્યાંહી જણાય આહ૦
નિર્ગુણ સગુણ જે કહો તે એ, નારાયણ સિદ્ધ થાય. આહથી૦
ગજકાજે અડવાણા ધાયા, કીર્તિ જગે ગવાય. આહથી૦
એજ કથા સંભારી ભારી, અનંત પ્રણમું પાય. આહથી૦

આ ઉપરથી સારરૂપ આ શ્લોક છે કેઃ—

विश्वं धियैव विरचय्य निचाय्य भूयः
संजहुपस्सति समाश्रितवत्सलत्वे ।
आजग्मुपस्तव गजोत्तमबृंहितेन पादं
परामभूपुपोऽपि च का मनीषा ॥

'હે પ્રભો ! સંકલ્પ માત્રથીજ જગતને સરજનાર, પાળનાર તથા સંહારનાર એવા પણ આપ, એક હાથીના પોકારથી ( તેનું રક્ષણ કરવા ) દોડી આવ્યા, તે ઉપરથી આપનું ભક્તો પ્રત્યે પ્રેમાળપણું કેટલું બધું છે ! તે ખરેખર વિચારવા જેવું છે; અને આપનાં પ્રત્યક્ષ દર્શન થતાં આપના ચરણનો સ્પર્શ કરનાર આત્માની કેવી ઉચ્ચ ગતિ થઇ જાય છે. તે પણ આ ગજેન્દ્રમોક્ષ ઉપરથી સમજી શકાય છે.' ભગવાન પોતાના અવતારોથી તથા પ્રાકટયથી એજ સૂચવવા માગે છે કે, ભકતોને તથા આશ્રિતોને સંપૂર્ણ સંતોષવા, એ તો મારૂં મુખ્ય ધ્યેય છે; હરકોઈ ભકતને પ્રોત્સાહન આપવાની મારી ભાવના હોય છે કે, જુઓ, હું તમારા માટે કેટલી કાળજી ને લાગણી ધરાવું છું ? તમારા માટે હું કેટલો બધો પરિશ્રમ લઉં છું ? આવા મારા ગુણો છે, અર્થાત્ મારા ગુણો શ્રુતિઓમાં વર્ણવેલા છે તે ગુણોને હું અવતારોથી સ્પષ્ટ સમજાવું છું. ભગવાનના આ ગુણો લક્ષ્યમાં લઇ સમજુ મનુષ્યોએ આ અસાર સંસારમાં હવે વધુ ગુંચાઇ રહેવું ન જોઇએ, ને એ ભગવાનનેજ ચિત્તમાં વિશેષ ચાહી એનું સ્મરણ સદા સર્વદા કર્યા કરવું જોઇએ. આવાં આખ્યાનોનું વાંચન કરી અથવા શ્રવણ કરી તેનું મનન તથા નિદિધ્યાસન કરનાર હરકોઇને વધુમાં વધુ સ્પષ્ટ થશે કેઃ—

સહેલો સમરવો દેવ અમરનો,
સંકટે સંભારે આવે ધાઈ સુખદાઈ,
તમે શીદ રહો છો સંસારમાં લોભાઈ, ભાઈ, ભાઈ,
તમે શ્રીહરિને સમરી લ્યો ભાઈ.'

બસ સૌ કોઇને એમજ કહેવું, ને પોતે પણ એવાજ થઇ રહેવું, એમ સૌ ચાહો, તેમજ થાઓ, એ આકાંક્ષા ! !



# श्री अंबरीष-आख्यान

## પૂર્વરંગ

### પદ

રાગ પીલુ

શ્રીહરિનું જ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન;
એથી અન્ય અનંત ઉતરતું, કરતું તો ગણીએ જીવ જીવન. શ્રી૦

હરકોઈ મનુષ્યનું પ્રથમ ધ્યાન પોતાના શરીર સેવન તરફજ જાય છે. એ સંબંધે એક કવિ લખે છે:—

આસ બસ ડોલતસો યાકો વિશવાસ કહા,
સાંસવશ બોલે મલમાંસ હિકા ગોલા હૈ;
કહે પદમા કર બિચાર છીનભંગુર યહુ,
પાનીકો સો ફેન જૈસે ફલક ફોલા હૈ.
કરમ ફેરોરા પંચતત્વન બટોરા કરે,
ઠૌર ઠૌર જોડા ઔર ઠૌર ઠૌર પોલા હૈ;
છોડ હરિનામ નહિ પૈહે બીસરામ અરે,
નિપટ નિકામ તન ચામહીકા ચોલા હૈ.

આવા કારણુથીજ અહીં કહ્યું કે, 'શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન.' વળી આગળ જતાં તેજ કવિ વિશેષ લખે છે:—

આવત ગલાનિ જો બખાન કરૂં જ્યાદા યહુ,
માદા મલમૂત મેદ મજ્જાકી સલીતી હૈ;
કહે પદમા કર જરા જો જાગ ભીંજી તવ,
છીજી દિન રૈન જૈસે રેતુહિકી ભીતિ હૈ.
સીતાપતિ રામકે સનેહ બસ બીતી જોતો,
તો તો દિવ્ય દેહ જમ જાતનાતેં જીતી હૈ;
રીતિ રામનામતેં રહી જો બીનકામ તો યા;
ખારીજ ખરાબ હાલ ખાલકી ખલીતી હૈ.

આવા અભિપ્રાયથીજ કહેવાયું કે:—

**શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.**

કેટલાક આપણા લોકો રાજાનું સેવન કરે છે, પણ વિચાર કરીએ તો, આપણે કદાચ રાજા થઈએ તો પણ શું વિશેષ ? જુઓ, રાજાની સદા આ સ્થિતિ હોય છે:—

ખાતાં પીતાં ઝેર ભય, સૂતાં શત્રુ વૈરભય;
સદા બહાર ઘેર ભય, રાજ કોઇ નડશે.
સ્રીનો ભય શોકય ખારે, પુત્ર રાજ્યલોભે મારે;
સૈનિકોનો ભય ભારે, સ્હામા થઇ લઢશે.
સભા વિષે માનભય, પ્રજામાં તોફાનભય;
કાળનો મહાન ભય, શું ન મેઘ પડશે.
ભય સહુ સમાન બણ્યો-ત્રિતાપને મૃત્યુ તણો;
અંતે ગણો યમ ભૂપને બહુ કનડશે.

પ્રાચીન કાળના રાજાઓની સ્થિતિ એ પ્રમાણે હતી; હાલના રાજાઓને ( અંગ્રેજી રાજ્ય દરમ્યાન ) કદાચ પૂર્ણ સુખ હોય એમ જણાય છે. પણ તેથી શું ? તેઓના સંબંધમાં પણ એક કવિ કહે છે:—

**ચહુ દેશમેં આણ ફેલાવતા હૈ, ઓર દ્દાણ આવે વાટ ઘાટકા હૈ;**
**બડે મ્હેલ કીલ્લા બગીચાહુ, ખેલ ત્રિયાસંગ ખાટકા હૈ,**
**ભાતભાતકે ભોજન થાલ હુયે, માંહે બિશ પચીશાહુ વાટકા હૈ;**
**બ્રહ્માનંદ કહે ચેત ચેત પ્યારે, સબ કાળકી એક થપાટકા હૈ.**

આ ઉપરજ અમે કહીએ છીએ કે:—

**કોઈ મસ્ત રહે દેખી ધનના ભંડાર ભર્યા,**
**કોઇ મસ્ત રહે શેખી ધરી ધામ ગામની;**
**કોઈ મસ્ત રહે વિદ્યા બુદ્ધિ બહુ કેળવ્યાથી,**
**કોઇ મસ્ત રહે જાણી ખ્યાત ફેલી નામની.**
**કોઈ મસ્ત રહે દાસી દાસ પ્રજાના પૂજ્યાથી,**
**કોઈ મસ્ત રહે પામી પુત્ર પુત્રી ભામની;**
**કાળ મસ્ત કરે ત્યાં અનંત એ વસ્તુ સમસ્ત,**
**બની જાય અવસ્તુ વસ્તુ એકે નહિ કામની.**

અને જ્યારે કંઇ હોય છે ત્યારે પણ ઉપરનોજ

દેખાવ, ડોળ કે ઉપરનીજ મસ્તાની હોય છે. ખરી રીતે અંદરખાને ભય તો બધામાં ભર્યોજ છે. જુઓઃ—

भोगे रोगभयं सुखे क्षयभयं वित्ते नृपालाद् भयम् ।
ज्ञाने वादभयं तपे च्युतिभयं रूपाद् भयं योषिति ॥
इष्टे शोकभयं रणे रिपुभयं काये कृतांताद् भयम् ।
सर्वं वस्तु भयान्वितंभुवि नृणां विष्णोः पदं निर्भयम् ॥

ભોગમાં રોગનો ભય, સુખમાં તેનો ક્ષય થવાનો ભય, ધનમાં રાજાનો ભય, જ્ઞાનમાં વાદવિવાદનો ભય, તપમાં ભ્રષ્ટ થવાનો ભય, સ્ત્રીમાં રૂપ હોવાથી ભય, ઈષ્ટ વસ્તુમાં શોક થવાનો ભય, યુદ્ધમાં શત્રુઓનો ભય, શરીરમાં યમરાજાથી ભય—એમ પૃથ્વી પર મનુષ્યોને સર્વ વસ્તુ ભયથી યુક્ત છે; માત્ર એક વિષ્ણુપદજ નિર્ભય છે. માટેજ અહીં કહેવામાં આવ્યું કેઃ—

શ્રીહરિનું જ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.

આ વસ્તુનું વિશેષ સ્પષ્ટીકરણ એક પદથી આપણે કરીએ. કારણકે આ પૂર્વરંગ છે,તેમાં બધી જાતના રંગ જોઇએઃ—

### પદ

'પ્રાણીયા ભજી લેને કીરતાર' એ દેશી

જગના મ્હોટા ખોટા માન, હરિ સેવે તેજ ભાગ્યવાન.
જગના મ્હોટા ચાર દિવસના, અંતે થાતા હેરાન;
સુખ-દુઃખ ક્ષણિક ખમી હરિજન તો,સદા થતા શ્રીમાન. જ૦
જગમાં ડાહ્યા બહુ ગણાય પણ, અંતે ભૂલે ભાન;
એજ વખત હરિજનના ઉરમાં, ઉપજે ઉત્તમ જ્ઞાન. જ૦
જગમાં મોજો કરે તેમને, મૃત્યુ થાય મ્હોંકાણ;
હરિની સેવા કરનારાને, એથીજ મળે લ્હાણ. જ૦
જગના ધનિક મૂકી અહીં સઘળું, જાય મહાદુખસ્થાન;
જગ છૂટતાં હરિજનને તો, મળે અપૂર્વ વિમાન. જ૦
જગના મહારાજાનો અંતે જમ પકડે છે કાન;
ખરા હરિજનને લેવાને, આવે દેવ મહાન. જ૦
મેળવતાં રાખતાં જતાં દુઃખ, મોટપ દુઃખજ સમાન;
અનુ સાચી મ્હોટાઈ જોઇએ તો, સેવ્યા કરે ભગવાન. જ૦

કારણકે આજ વસ્તુ નિશ્ચય સત્ય છે કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.

આ કલિકાળમાં જ્યારે આખાય દેશમાં મહાઉત્પાત ચાલતો હતો અને રાજકીય ઉથલપાથલ સાથે હિંદુજાતિ પર મહાત્રાસ ઘુમ્યા કરતો હતો, તે કાળે દક્ષિણ દેશના ખૂણામાં 'દેહુ' નામના એક નાના ગામડામાં 'તુકો' નામે એક ગરીબ હરિભક્ત થઈ ગયેલ છે; જેનું નામ ગામે ગામ અથવા સમગ્ર દેશમાં દેવની પેઠે આજ પણ વિખ્યાત છે, તેનું કારણ શું ? તે એજ કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.

એ 'તુકારામ' મહાભક્તે શ્રીહરિનું સેવન કરી સિદ્ધ કરી આપ્યું છે કે, એજ વસ્તુ સર્વોત્કૃષ્ટ છે. માટે મિથ્યા વાદવિવાદનો પરિત્યાગ કરી તે મહાભક્ત શી રીતે સેવન કરતા હતા અને કોનું કરતા હતા, તે માટે તેમનાંજ વચનામૃતમાંથી થોડું જોઇએઃ—

સ્ફુટ અભંગ નં. ૩

સદા માઝે ડોળે, જડો તુઝે મૂર્તિ, રખુમાઇચ્યા પતિ, સોયરિયા.
ગોડ તુઝેં રૂપ, ગોડ તુઝેં નામ, દેઈ મજ પ્રેમ, સર્વકાળ.
વિઠો માઊલિયે, હાચિ વર દેઇ, સંચરોનિ રાહિં હૃદયામાઝી.
તુકા મ્હણે કાંઈ ન માગે આણીક, તુઝે પાચીં સુખ, સર્વ આહે.

એ તો 'શ્રીહરિનુંજ.' એમાં જકાર શું કામ છે ?

નં. ૧૪૨

આણિ કાંચી સ્તુતિ, આહ્માબ્રહ્મ હત્યા, એક વાંચુનિ ત્યા પાંડુરંગા.
આહ્માં વિષ્ણુદાસાં એકવિધ ભાવ, ન મ્હણોં વાદેવ, આણી કાંસી.
શતખંડ માઝી, હોઈલ રસના, જરીયા વચના પાલટેન.
તુકા મ્હણે મજ, આણિકા સંકલ્પેં, અવધ્યિચ પાપે ઘડતીલ.

આવો અનન્ય ભાવ હોવો જોઇએ. આવા ભાવ માટેજ ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીમાં સ્થળે સ્થળે આગ્રહ કર્યો છે. એનું કારણ એજ છે કે, એનાથી સર્વ કંઇ પ્રાપ્ત થાય છે. વળી તે હરિસેવન કેવા સ્વરૂપનું કરવું જોઇએ, તે વિષે પણ તેજ ભક્તરાજ કહે છેઃ—

નં. ૯૦

ઘેઉ નિયાં ચક્રગદા હાચિ ધંદા કરિ તો,
ભક્તા રાખે પાયા પાસીં દુર્જાંસી સંહારી;
અવ્યક્ત તેં આકારલેં રૂપાં આલે ગુણવંત,
તુકા મ્હણે પુરવી ઇચ્છા જયા તૈસી વિઠ્ઠલ.

ભગવત્સેવનથી પોતાને કેટલી મસ્તી ચઢી તે જુઓઃ—

નં. ૧૨૬

ચવદા ભુવને જ્યાચિયે પોટીં, તો ચિઆહી કંઠી સાઠવિલા;
કાય એક ઉણેં આમુચીયે ઘરી, વોળંગતી દ્વારીરિદ્ધિ સિદ્ધિ.
અસુર જ્યાને ઘાતલે તોરડીં, તો આહ્માસી જોડી કર દોન્હી;
રૂપનાહિં રેખા જ્યાસિ આકાર, આહ્મીતો સાકાર ભક્તિ કેલા.
અનંત બ્રહ્માંડ જ્યાચિયે અંગી,સમાન તો સુંગી આહ્મા સાઠી;
રિદ્ધિસિદ્ધિ સુખે હાંણિ તલ્યા લાતા,તેથ યા પ્રાકૃતા કોણ માની.
તુકા હ્મણેઆહ્મી દેવાહુનીબળી,જાલોંહિ નિરાળી ઠેવનીંઆશા;

આમ પોતાના ઘરમાં બેઠા બેઠા માત્ર બોલવાનુંજ ન હતું, પણ તેની સંપૂર્ણ પરીક્ષા થઇ. એક સંત તરીકેનો તેમનો મહિમા કેટલો હતો, તેમના મનની મોટાઈ કેવી હતી અને તે મહાન જન, ધીમાન તથા શ્રીમાન પણ કેવા હતા ? તે સર્વની સંપૂર્ણ પરીક્ષા થઇ હતી. શિવાજી મહારાજ જે સમયે વિજયયાત્રાએ નીકળી ઉપરાઉપર વિજયવાવટો ફરકાવ્યે જતા હતા તે સમયે પોતે રાજાધિરાજ પદે પહોંચેલા હતા, છતાં ભક્ત તુકારામની સમક્ષ એક રંક જેવા ઠર્યા હતા. મોટા આદરથી મહારાજાને તેડાવ્યા છતાં પોતે બેપરવાઇથી તેમની પાસે નજ ગયા તો પણ મહારાજા લેશમાત્ર કોપ્યા નહિ, પણ અનેક પ્રકારની અગવડ હોવા છતાં પોતે જાતે એ ગરીબ વાણીયા તુકારામની ઝુંપડી તરફ લાંબી મુસાફરી કરી કેવળ તેમના દર્શનાર્થેજ ગયા હતા; એટલુંજ નહિ પણ તે વેળા લાખોની દોલત તેમના ચરણમાં ભેટ ધરી, છતાં તે વખતે તેમની રૂણરૂમાં પણ એજ ધ્વનિ ને એજ બેપરવાઈ ! એમના ચટેલ ભક્તિરંગમાં કદી પણ લેશમાત્ર ફેર પડયોજ ન હતો.

આનું નામ તે પાકો રંગ. જુઓઃ—

નં. ૪૩૭૫—૭૬—૭૭

મુંગી આણિ રાવ, આહ્માં સારખાચિ જીવ;
ગેલા મોહ આણિ આશા, કળિકાળાચા હા ફાંસા.
સોને આણિ મોતી, આહ્માં સમાન હે ચિતી;
તુકા મ્હણે આલે, ઘરા વૈકુંઠ સગળે.
તિહીં ત્રિભુવની, આહ્માં વૈભવાચે ધ્વનિ;
હાતા આલે ઘાવ ડાવ, આમચા માય બાપ દેવ.
કાય ત્રિભુવનીં બળ, અંગી આસુચ્યા સકળ;
તુકા ક્ષણે સત્તા, અવઘિ આમુચી ચ આતાં.

એ રીતે પોતાની આગળ મોટો મહારાજા પણ કેવો કંગાળ છે, તે સમજાવીને તેને પણ તેવા થવા માટે તેજ સ્થળે આ ઉપાય બતાવ્યો છેઃ—

આહ્મી તેણે સુખી ક્ષણા, વિઠ્ઠલ વિઠ્ઠલ મુખી;
તુમચે ઘર વિત્ત ધન, તેં મજ મૃતિકે સમાન.
કંઠી મિરવા તુલશી, વ્રત કરા એકાદશી;
ક્ષણવા હરિ ચે દાસ, તુકા ક્ષણે મજ એ આશ.

એ પ્રમાણે હરિભક્ત થવા ઉપદેશ કરીને તુકારામે શિવાજી પ્રત્યે કહ્યું કે, તું જગતમાં મહારાજા કહેવાય છે તેના કરતાં 'હરિદાસ–હરિભક્ત' કહેવાય, તે અતીવ સર્વોત્કૃષ્ટ છે. વળી હીરા–મોતી વગેરે તુચ્છ વસ્તુઓને અતીવ કિંમતી ગણી બીજી પણ તેવી તેવી વાતો કરે છે, અને જગત પર આજ્ઞા ચલાવે છે તેના કરતાં તુલસી ધારણ કરી હરિનું ભજન કરી શ્રીહરિનાં વ્રતો કરતો રહે તો અવશ્ય તારૂં કલ્યાણજ થઇ જાય. જો તું મને પ્રસન્ન કરવા ચાહતો હોય તો 'તું હરિભક્ત બને' એ મારી આશાને તું પૂર્ણ કર. આમ ઉપદેશ કરીને તેમણે એ વિષય પર તે વેળા મોટું આખ્યાન કહી સંભળાવ્યું હતું; ને તેની અસર પણ તાત્કાલિક એટલી બધી થઇ હતી કે, મહારાજા શિવાજી તુરતજ વૈરાગ્યનિષ્ઠ બની સંસાર ત્યજવા તત્પર થઇ ગયા હતા; તે ઉપરથી તેમના મંત્રીમંડળે સત્વર તેમના માતા-

જીને ત્યાં તેડાવી લીધાં હતાં અને માતાજીના અતિશય આગ્રહથી મહારાજાએ પુનઃ રાજ્યસત્તા હાથમાં લીધી હતી. આવો પૂર્ણ પ્રભાવ શિવાજી જેવા વીરશિરોમણિ પર પાડનાર આપણા પરમવલ્લભ સંતશિરોમણિ તુકારામ બાવાનું આટલુંજ જીવન ચરિત્ર શું સિદ્ધ કરી આપે છે? કેવું સ્પષ્ટ સમજાવે છે કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન,
એથી અન્ય અનંત ઉતરતું, કરતું તે ગણી એ જીવ જીવને.
શ્રીહરિનું જ.

ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીના નવમાં અધ્યાયમાં આ વસ્તુ ઘણા વિસ્તારથી સમજાવી છે. રાજવિદ્યા ને રાજગુહ્ય તે આ છે. એ સ્થળે તે સ્પષ્ટ સમજાવ્યું છે ને ત્યાં જે આ વિશેષણો આપ્યાં છે તેનું તો સ્મરણ થતાં ઘણોજ આનંદ થાય છે કે, 'सुसुखं कर्तुमव्ययम्। એ કરવું ઘણુંજ સહેલું છે છતાં અવિનાશી છે.' આનું કારણ આજ છેઃ—

રાગ–કાલીંગડો

કરવું સહુ એનું એ જીવડા, પણ નવ ગણવું મ્હારૂં;
છે સઘળું જેનું એ જીવડા, ગણવું તેને સારૂં. ટેક.
ન્હાઈ ધોઇ તન ચોખ્ખું કરવું, સેવા લાયક થાવા;
રસોઈ કરવી તે પણ પ્રીતે, પ્રભુને થાળ ધરાવા. જીવડા૦
સરસામાન કરવો તે સઘળો, પ્રભુની વસ્તુ ધારી;
શ્રીવિષ્ણુ મંદિર માનીને, રાખો ધામ સુધારી. જીવડા૦
પ્રભુએ સોંપ્યું કુટુંબ માટે, સહુનું રક્ષણ કરવું;
એ સહુ વરતે ગમે તેમ પણ, તારે પ્રભુથી ડરવું. જીવડા૦
એ સહુ સેવા કરવા માટે, ઉદ્યમ કરી કમાવું;
પણ પ્રભુએ જે પાપ ઠરાવ્યું, તે રસ્તે નવ જાવું. જીવડા૦
એમ પ્રભુ સેવાજ નિમિત્તે, જે જગ કાર્ય કરે છે;
તે અનુશ્રીવરના નિત સેવક, ભવજળ સુખે તરે છે. જીવડા૦

આ કંઇ સાધારણ ધર્મ નથી. સંન્યાસ આદિ કોઇ પણ ધર્મથી ઉતરે તેવો નથી. આટલો ધર્મ આ કલિકાળના વિષમ સમયમાં પણ બની શકે તેવો છે. પૂર્વકાળમાં પણ

આજ ધર્મ મુખ્યત્વે પળાતો. જેમના તેજથી અંજાઇ જઇ વિશ્વામિત્રે પોતાનું રાજ્યાસન ત્યજી દેઈ તપશ્ચર્યાદ્વારા બ્રહ્મર્ષિપદ મેળવ્યું હતું તે ગુરુ વસિષ્ઠ કયો ધર્મ પાળતા હતા? આજ ધર્મ તેમણે ઘણા કાળસુધી પાળ્યો હતો. તે ત્યાગી ન હતા. તેમને સ્ત્રી, પુત્રો, ઘર વગેરે સર્વ હતું. પોતાના યજમાનોને યજ્ઞયાગાદિ કરાવવા, તેમના દ્વારા પુષ્કળ ધન મેળવવું અને તે ધનદ્વારા પોતાનો વર્ણાશ્રમ-ધર્મ યથાયોગ્ય પાળ્યે જવો, તેમાં તે કદી ન ચૂકતા. વેદાજ્ઞા, અનુજ્ઞા, હરિદાસત્વ બરાબર કર્યે જતા. એવાજ પ્રકારનું ગૃહસ્થ-ધર્મનું તેમનું વર્તન કેટલાય સમય સુધી રહેલું જોવામાં આવે છે; જેમાં પુરોહિતપદે પોતે એના એજ રહ્યા છે અને તેમના યજમાન સૂર્યવંશી રાજાઓ કેટલાય બદલાઇ ગયા છે. એ ગૃહસ્થધર્મનું પાલન કરવા છતાં તેમણે પોતાનો બાહ્યપ્રભાવ એવો ને એવોજ જાળવી રાખ્યો હતો. તે શાથી જળવાયો? એ જો તપાસીએ તો આજ સાર નીકળે કેઃ—

શ્રીહરિનું જ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.

એવા એવા તો અનેક બ્રહ્મર્ષિઓના દાખલા મોજુદ છે. ઉપરાંત એક વધુ દાખલો લઇએ. જગતમાત્રના સર્જક પિતામહ બ્રહ્મા શું સંન્યાસી છે? સાવિત્રી દેવીના તે પતિ ગણાય છે. તે શું કરે છે? શાથી તેમણે 'બ્રહ્મા' પદની પ્રાપ્તિ કરી છે? ત્રિવિક્રમ વિષ્ણુ ભગવાનનો ચરણ પોતાના લોકમાં આવ્યો કે તુરતજ લેશમાત્ર વિલંબ નહિ કરતાં પવિત્ર જળ-પુષ્પાદિ લઇને તે દોડી ગયા હતા, તે ઉપરથી શું સિદ્ધ થાય છે? તે એજ કેઃ—

શ્રીહરિનું જ કરે પ્રિય સેવન, એજ મહાજન શ્રીમન ધીમન.

હવે દષ્ટાંતોની હદ આવી રહે છે. તેથી માત્ર એજ નિશ્ચય થાય છે કેઃ—

એથી અન્ય અનંત ઉતરતું, કર તું તો ગણી એ છલ છલન.

આ મનુષ્ય-લોકને પાવન કરવા જે અખૂટપણે વહ્યા કરે છે તે સાક્ષાત્ ગંગાજી, એ ત્રિવિક્રમ વિષ્ણુ ભગવાનના

ચરણોદક તરીકે અને તે વેળા બ્રહ્મદેવે કરેલા વિષ્ણુભગવાનના ચરણસેવનના પૂરાવા તરીકે હજીપણ તીર્થરૂપ થઇને અનેકને સંસારભયથી ઉગારે છે. એટલે તે સંબંધે નાના મોટા ઘણા પૂરાવા ટાંકવા કરતાં પ્રાસંગિક આખ્યાનનોજ હવે આપણે આરંભ કરી દઇએ; તેથી પણ અમે એજ ઠસાવવા માગીએ છીએ કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.

## શ્રી અંબરીષ-આખ્યાન

### ૫૬

રાગ પીલુ

શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન;
એથી અન્ય અનંત ઉતરતું, કર તું તો ગણી એ જીવજીવન.

ભગવાન શ્રીશંકરાચાર્યે શ્રીમદ્ ભગવદ્‌ગીતાના અગીઆરમાં અધ્યાયના આ છેલ્લા શ્લોકને સર્વોત્કૃષ્ટ અનુષ્ઠાન માટે ગણ્યો છેઃ—

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ।।

'હે પાંડવ! જે મનુષ્ય મારા આરાધનરૂપજ સર્વ કર્મ કરે છે, મારા પરાયણ રહે છે, મારૂં ભજન કર્યા કરે છે, કર્મના ફળની આસક્તિનો ત્યાગ કરે છે અને કોઇ પણ પ્રાણી ઉપર વૈરભાવ રાખતો નથી તે મને પ્રાપ્ત થાય છે.' અર્થાત્ ભગવાનના આરાધનરૂપેજ સર્વ કર્મો કરવાં જોઈએ; તે તે કર્મોમાં ઉદ્દેશ પણ શ્રી હરિજ હોવા જોઇએ; ને તેમનુંજ સેવન કર્યા કરવું તે પણ અતિશય પ્રીતિ-ભક્તિપૂર્વકજ. વળી તેમાં કોઈ જાતનું વિઘ્ન ન આવે, તે માટે હરકોઇ કર્મના ફળનો સંગ ત્યજવો જોઇએ; તેમજ ઇતર ત્યાજ્યનો સંગ પણ ન હોવો જોઇએ. જો કદાચ કોઈ વૈરી વૈર કરે તો પણ તેના પર વૈરભાવ ન રાખતાં પોતે પોતાનું ભજન-કાર્યજ કર્તવ્ય સમજી જે તેથી ભ્રષ્ટ ન થાય તે પ્રભુને પામે છે; અને તેજ ઉપરના પદમાં દર્શાવ્યા જેવો

ગણાય છે. આવા શ્રીમાન અને ધીમાન અંબરીષ મહારાજા હતા: તે કોણ હતા? કયાંના હતા? તે સંબંધે આ જુઓઃ—

## સાખી

મરાઠી ચાલની

**પ્રસિદ્ધ શ્રી નાભાગના સપુત ભૂપ અંબરીષ નામે,**
**પિતા પરમ પદ પધારવાથી બેઠા તેને ઠામે;**
**મહાગુણગ્રામે હાં-હાં ચલવ્યું રાજ્ય નિષ્કામે.**

સંસાર પ્રાપ્ત થાય, એટલે તેને ત્યજીને ચાલ્યા જવું નહિ, કિંતુ તેને ભગવત્સેવા સમજી તેમાં વેગ જોડવો; ને જેમ બને તેમ તે સંસાર સંબંધી મોહનો જે નશો ચઢી જાય છે તેને તોડી નાખવો. એમ કરવાથી સંસાર એ ભગવત્સેવન કરવાનો એક અવસર મળેલો થઈ પડે છે. અને તેમાં જેટલો યત્ન થાય તેટલું મહાભાગ્ય માની શકાય છે. મહારાજા અંબરીષે તેમજ કર્યું હતું. કેમકે 'राजा कालस्य कारणम् । રાજા એ હરકોઈ કાળનું કારણ બને છે.' અંબરીષ મહારાજા રાજ્યગાદી પર આવ્યા એટલે તેમણે કઇ જાતનું શાસન શરૂ કર્યું, તે જુઓઃ—

**પહેલું પ્રસિદ્ધ કર્યું પ્રજામાં હરિ હરિજનને સેવો,**
**નહિ તો નૃપના દોષિત ઠરશો હો ચાહે ભૂદેવો.**
**હુકમજ એવો હાં.........અમલ થતાં પડી ટેવો.**
**જય ગંગા ને જય ગોદાવરી, કંઈક શ્રદ્ધા ને કંઈક જોરાવરી.**

રાજાના તે હુકમનો કોઇ પણ અનાદર કરી શક્યું નહિ. ભલે બળજબરીથી ઉપયોગ કરાવાય, પણ ઔષધ કયાંથી? એ રાજ્યશાસનનું પરિણામ શું આવ્યું?

**દેશ શ્રીવૈષ્ણવ વેશ થયો, નહિ ક્લેશ દ્વેષ લવલેશે,**
**ભ્રાંતિ ગઇ સઘળે થઈ શાંતિ, પાપ પછી કયાં પેસે,**
**કરી પરમેશ-હાં-હાં.........સહુ પર કૃપા વિશેષે.**

ખરેખર, આલંબન વિનાજ જો ભક્તિની ઉત્પત્તિ, વૃદ્ધિ તથા પ્રચાર જો થઈ શકતો હોય તો તે વિસ્તરે કયાં? તે માટે સ્થાનની અત્યંત આવશ્યકતા હોય છે; તેથી—

મંદિર નૃપે બનાવી નૌતમ, વૈભવ રાખી ભારે,
શ્રીપતિ ને શ્રીને પધરાવ્યાં, પોતે પવિત્ર પ્યારે,
વસી તે ઠારે-હાં-હાં........સેવે સર્વ પ્રકારે.

એવાં હરિમંદિરો જો ન હોય તો ભક્તજન ' पत्रं पुष्पं फलं तोयं ' ક્યાં શી રીતે અર્પણ કરે ? વળી ' यत्करोषि यदश्नासि तत्कुरुष्व मदर्पणम् । જે કંઇ તું કરે કે ભોગવે તે સર્વ તું મને અર્પણ કર ' ઈત્યાદિ માટે પણ એજ સર્વોત્તમ ઉપાય છે. બીજાને ભક્ત થવાનો ઉપદેશ આપવો, એ ઠીક છે, પણ તે સાથે પોતે તેવા થઈ કરી બતાવવાની અસર વિશેષ થાય છે. તેમાં પણ રાજા એટલે ' यथा राजा तथा प्रजाः । જેવા રાજા તેવી પ્રજા ' એ ન્યાય પ્રમાણે રાજાના ખુદના આચરણની ઘણીજ ઉત્તમ અસર થાય છે. વળી મનનો સ્વભાવજ છે કે જેમાં તેને લગાડે તેમાં આસક્તિ થાય છે ને પછી વ્યસન તથા પ્રેમ નીપજે છે; તે આશયથીઃ—

ગઝલ

રાગ બીહાગ

શ્રી અંબરીષ નૃપાલ, ભક્તિમાન બહુ થયા;
જેને ન બીજો ખ્યાલ, ભક્તિમાન બહુ થયા.
વિષયો વિષે ન વશી, ગણી વિષસમા સહુ વસમા;
જાણ્યું જગત નિર્માલ્ય ભક્તિમાન બહુ થયા.

હરકોઈ વિષયની માનસિક પ્રીતિ જ્યારે અમુક કોઈ એકજ વિષયમાં થાય છે ત્યારે જો તે વિષય તુચ્છ જણાય તોજ તેમાંથી તે પ્રીતિ દૂર થાય છે; એ નિયમ પ્રમાણે સાંસારિક વિષયો જો તુચ્છ જણાય તો અવશ્ય તે ઉપરનો વૈરાગ્ય અતિશય દૃઢ થાય છે અને તે ઉપરની પ્રીતિ પણ દૂર થતી જાય છે. એક કોઇ રાજાને તો તેવો વૈરાગ્ય થયો, એ અત્યંત આશ્ચર્યજ ગણાય. કેમકે રાજા એટલે તેને લલચાવનારાં સાધનોની લેશમાત્ર ખામી ન હોય અને આ તો વળી ચક્રવર્તી મહારાજા ! એટલે તેમાં તો પૂછવુંજ શું ? પણ તેમને જ્યારે એ સર્વ સાંસારિક સાધનો તુચ્છ જણાયાં, એટલે તેમને ભગવાન પર ભક્તિ થઇ. આ મહારાજાના સંબંધમાં આ શ્લોક છે:—

अन्ययां च श्रियं लब्ध्वा विभवं चातुलं भुवि ।
मेनेऽतिदुर्लभं पुंसां सर्वं तत् स्वप्नसंनिभम् ॥

'પોતાની પેઢીઓ સુધી નહિ નાશ પામનારી રાજ્યલક્ષ્મી સંપાદન કરીને તેમજ પૃથ્વી પર જેની તુલના ન થઇ શકે તેવો રાજ્યવૈભવ પ્રાપ્ત કરીને પણ તે બીજા પુરુષો માટે અતિદુર્લભ એવા પણ સર્વ પદાર્થોને અંબરીષ મહારાજાએ સ્વપ્ન સમાન માન્યા.' અને ખરી રીતે તો એમજ છે કે, જગતના કોઇ પણ પદાર્થ તેવાજ છે, પરંતુ સર્વને ભ્રમિત કરનારા મોહને લીધે સૌ ભૂલી જાય છે અને વિપરીત માન્યતા પર ચઢી જાય છે. આ મોહની ભ્રાંતિમાં ન ફસાય તેવા તો વિરલજ જોવામાં આવે છે—જેમકે મહારાજા અંબરીષ.

ભગવાનને ભાગવતની સેવા વિષે રહેવા,
હેવાયલા સહુકાળ ભક્તિમાન બહુ થયા.
(અને તે ત્યાં સુધી કેઃ—)
રસના ન નવરી લવરી કરવા શ્રીહરિ સ્મરતી,
ગુણ ગાય લલિત રસાલ, ભક્તિમાન બહુ થયા.
(છતાં પ્રભુના ગુણનો પાર ક્યાં આવે તેમ છે ?)
હરિકથા વીણ સુણતા ન બીજું કાનથી કદીએ,
(એ કાર્ય ઉત્તરોત્તર વધતુંજ ચાલ્યું.)
સુણી ગુણ બને બેહાલ, ભક્તિમાન બહુ થયા.

એક તો શ્રીમંત મહારાજા એટલે તેમની પાસે કોણ ન આવે ? વળી તે ભક્ત બન્યા ! એટલે તો પૂછવુંજ શું ? છતાંઃ—

નયને હરિ કે હરિજનવિણ અન્ય ન નિહાળે,
(બીજાઓ તો જોયા ન જોયા જેવાજ.)
નીરખતાં ઉભરે વ્હાલ, ભક્તિમાન બહુ થયા.
(કારણકે હરિભક્તિમાંજ તેમની પ્રીતિ જામી હતી.)
કર ચરણ સેવા કર્યાથી નવ ક્ષણે પરવારે,
(બસ એજ વિષયનો તેમને શોખ થઇ પડયો.)
તન મન તણા એ હાલ ભક્તિમાન બહુ થયા.

(જેમ કોઇ સંસારી પોતાનું સર્વસ્વ પોતાના પ્રિયજનને સમર્પી દે છે તેમ—)

રિદ્ધિ સમૃદ્ધિ ભોગ અર્પે સર્વ શ્રીવરને.

(અને જગતનાં મનુષ્યો કોઇ સારી ચીજ પોતાનાં બાળકોને પ્રથમ આપે છે તેમ—)

દે સંતને ઘરમાલ, ભક્તિમાન બહુ થયા.

આમ પ્રતિદિન વધ્યેજ જતી વૈષ્ણવતા અનુક્રમે સત્યસ્વરૂપમાં પ્રકટી નીકળી; શાસ્ત્રીય પરવશતા પણ સાથેજ રહી; ખરેખર, આવાને ઉદ્દેશીનેજ આપણે કહીએ છીએઃ-'શ્રીવરનુંજ કરે પ્રિય સેવન.' તે આવી રીતે કરવું જોઇએ. આવો હરિભક્ત પોતે કેમ વરતે છે, તે પણ જોવા જેવું હોય છે. તેથીજ તેવા માટે કહી શકાય છે કે 'એજ મહાજન શ્રીમન ધીમન.' તે વસ્તુ હવે જોઇએઃ—

ચોપાઈની ચાલ

અનિવેદિત કશુંએ ન ખાય, તીર્થ વિણ તે કેમ પીવાય.

જેઓ સદાને માટે પથ્ય વસ્તુનું સેવન કરે તેઓને શું કદી રોગ થાય છે? 'आहारशुद्धौ सत्त्वशुद्धिः। જ્યારે આહાર શુદ્ધ અને પથ્ય લેવામાં આવે છે ત્યારે અંતઃકરણ પણ શુદ્ધ બની જાય છે.' એટલુંજ નહિ પણ ભક્તિનો સ્વાદ પણ ત્યારેજ સમજી શકાય છે; ભક્તિની સફળતા પણ ત્યારેજ થાય છે ને તેનો મહિમા પણ ત્યારેજ જણાય છે. ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છે-'यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्विषैः।' જે સજ્જનો વૈશ્વદેવ આદિ યજ્ઞો કરતાં બાકી રહેલા અન્નને યજ્ઞની પ્રસાદી તરીકે જમે છે તેઓ સર્વ પાપોથી મુક્ત થાય છે. જ્યારે સર્વ પાપોથી મુક્ત થાય છે ત્યારે સર્વ રોગોથી મુક્ત કેમ ન થાય? રોગનાં મૂળજ પાપ છે.

છત્રી તો શું ઉપાનહે ન પહેરે, જાય મંદિર તજી શીદ ઘેરે,

કહ્યું છે કેઃ—

શરીર કાજે કરો તેટલું, જેથી શરીર ચાલે;

મૂરખના ઘરમાંજ નોકરો, ધણીથી વધુ મ્હાલે.

એટલે આત્માના કલ્યાણ માટેજ જે વસ્તુ ઉપયોગી હોય તેજ ભગવાને સમર્પણ કરીને વાપરવી યોગ્ય છે: કેમકે જેનું છે તે તેને અર્પણ કર્યા વિના ઉપયોગમાં લે તો ચોરી ઠરે છે, માટે પોતે હક્ક જેટલુંજ લઈ શકે છેઃ—

ખાવા પીવા શરીર માગે, તે તો પડશે દેવું;
પણ સાટે ત્હારે પણ તેથી, કામ બરાબર લેવું.

કારણકે, ગીતાજીમાં વચન છે કે ‘अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति–હે અર્જુન ! ઇન્દ્રિયોમાં રમણ કરનારો–ઇન્દ્રિયોનેજ તૃપ્ત કરનારો મનુષ્ય પાપી જીવનવાળો હોઇને નિષ્ફળ જીવન ગાળે છે.’ કારણકે, મનુષ્ય જીવનથી જે કમાવાનું છે અને જેને માટે મનુષ્યજીંદગી મળેલી છે તે તો બાજુ પર રહી જાય છે અને ઇન્દ્રિયોના વિષયોમાંજ તે ફસાઈ પડે છે. માટે ઇન્દ્રિયતૃપ્તિનો ઉદ્દેશ રાખ્યા વિનાજ હરકોઇ વસ્તુને પરમાત્માની સમજી તેમને સમર્પીનેજ કેવળ શરીર ધારણ પૂરતી ઉપયોગમાં લેવી જોઇએ, છતાં જેઓ પરમાત્માએ આપેલું તેમને અર્પીને વાપરતા નથી તેઓ તોઃ—

ते त्वघं भुंजते पापा ये पचंत्यात्मकारणात् ।

‘જેઓ કેવળ પોતાને માટેજ રાંધે છે તે પાપીઓ પાપનુંજ ભોજન કરે છે’–કેમકે તેમણે રાંધેલું તે અન્ન પાપરૂપ હોય છે. આમ સમજીને સર્વ કંઈ ભગવદર્પણ કરી તેમની સેવામાંજ જીવન ગાળવું જોઇએ. માટેજ કહ્યું છે કે ‘અનંત એથી અન્ય ઉતરતું, કર તું તો ગણી એ જીવ જીવન.’ જુઓ, મહારાજા અંબરીષનું વર્તન ! તેમની વાત તો એટલી બધી વધી ગઈ કે જેમ કોઈ સંસારી પોતાનાં સ્ત્રી–પુત્રાદિ માટે હેરાન થાય છે, તેમઃ—

ખાનપાન શયનની ન પરવા, દેહધારી હરિસેવા કરવા;
એજ સ્વાદ અતિ લાગ્યું મનથી, જીવી શકતાજ સેવાજીવનથી.
હરિ એજ ઇષ્ટ એજ સ્વામી, દૃષ્ટિ દીધી ન અવરના સ્હામી;
નમ્યા તે નમ્યા એમાં વિરામી, ગમ્યા તે ગમ્યા એ ગુણગ્રામી.

ખરેખર, ભગવાન શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણેજ તેમણે કરવા માંડયું–'मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय। કેવળ મારામાંજ તારૂં મન પરોવી દે, અને મારામાં બુદ્ધિને સ્થાપી દે.' એ ઉપદેશપ્રમાણે તેમણે પોતાની બુદ્ધિને ભગવાનમાં એવી તો જોડી દીધી કેઃ—

રાણીઓ ભણી પછી તો ન જોતા,ક્ષણે બીજા કામે નથી ખોતા,
પુત્ર-પુત્રીઓથી નથી મ્હોતા, રાજ કાજે હૃદય નવ પ્રોતા.

એ રીતે ભગવદ્દભજનનુંજ વ્યસન જ્યારે વધી પડયું ત્યારે પોતાના શરીર, ધન, સાધન વગેરેનો કયાં ઉપયોગ કરતા ? અને સમય કેવી રીતે ગાળતા ? તે જુઓઃ—

દોહરો

યજ્ઞ-યાગ કરતા ગયા દઈ અનેકવિધ દાન;
પદમાં થીર ઠરતા ગયા થઇ વિરક્ત મતિમાન.

હરિગીત

કાઢતા સ્વારી ભારી ભારી ઉત્સવો ઉપજાવતા,
દંપતિને સંપત્તિથી નૃપતિ અતિજ લડાવતા;
મંત્રીઓ સંપી રાજ્યતંત્ર સુયંત્ર તુલ્ય ચલાવતા,
આવે ઉપજ તે ઈશ અર્થે આપ સકળ અપાવતા.

તેમના મનને સંસારમાંથી કાઢવું પડયું નહિ પણ પોતાની મેળેજ તે સંસારથી મુક્ત બન્યું, તેમણે પોતે સંસાર છોડયો ન હતો, પણ પોતાની મેળે સંસારજ છૂટી ગયો હતો. ત્યારે કદાચ કોઈ કહે કે તેમના યોગ-ક્ષેમનું શું થતું ? તેમનો નિર્વાહ શી રીતે થતો ? રાજ્ય તો મંત્રીઓ ચલાવતા, પણ તેમના શત્રુઓથી તેમનું રક્ષણ કોણ કરતું ? આનો ઉત્તર ભગવાનનાજ શબ્દોમાં આ રહ્યોઃ—

अनन्याश्चिन्तयंतो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्।

'જે મનુષ્યો બીજી કોઇ વસ્તુમાં ચિત્ત રાખ્યા વિના કેવળ મારૂંજ ચિંતન કરતા મારીજ ઉપાસના કર્યા કરે છે તેવા મારામાં નિત્ય આસક્ત રહેનારા મારા ભક્તજનોનું

યોગ–ક્ષેમ હુંજ ચલાવું છું તેઓના યોગક્ષેમની ચિંતા મને હોય છે.' આ ભગવદ્વચન પ્રમાણે અંબરીષ મહારાજાના યોગક્ષેમની ચિંતા પ્રભુએજ કરવા માંડી. જુઓ આ શ્લોકઃ–

तस्माददाद्धरिश्चक्रं प्रत्यनीकभयावहम् ।
एकांतभक्तिभावेन प्रीतो भक्ताऽभिरक्षणम् ॥

( અંબરીષ રાજાએ કેવળ શ્રીહરિનુંજ શરણ લીધું તેથી ) તેના અનન્ય ભક્તિભાવથી પ્રસન્ન થએલા શ્રીહરિએ પોતાના ભક્તોનું રક્ષણ કરનાર અને શત્રુસેનાઓને ભય ઉપજાવનાર સુદર્શન ચક્ર, અંબરીષ રાજાને અર્પણ કર્યું. જુઓ, ભગવાનની ભક્તવત્સલતા ! જે ચક્રને પોતે સ્વહસ્તે નિત્ય ધારણ કરે છે તેને ભક્તની રક્ષા માટે નિયુક્ત કર્યું ! એટલે તેમનું સુદર્શન ચક્રજ તે રાજાના યોગ–ક્ષેમનું રક્ષક બન્યું. અને રક્ષક બને તેમાં કંઈ આશ્ચર્ય પણ નથી. કેમકે અંબરીષનું પોતાનું તો કંઇ હતુંજ નહિ. તેણે તો સર્વ કંઈ ઇશ્વરાર્પણ કરી દીધું હતું–અરે ! તે પોતે પણ પ્રભુનાજ થઈ થઇ ચૂકયા હતા, તો પછી તેમના માલમિલકતની તો વાતજ શી ? એટલે પ્રભુની માલમિલકતને પ્રભુનું ચક્ર રક્ષે તેમાં શું નવાઇ છે ? સરકારી માલની રક્ષા સરકારી અમલદારો કરેજ. આ રીતે સર્વ કંઇ ભગવાનને અર્પી દઇ પોતે પણ ભગવાનનાજ બની રહેવું જોઇએ; અને ત્યારેજ ભગવાન યોગક્ષેમનો નિર્વાહ વગર કહ્યે કરેજ છે. આવી રીતે પોતાનામાંથી મારાપણું જેવું નીકળી જાય છે અને સર્વ કંઇ પ્રભુનુંજ હોઇ કેવળ પ્રભુપ્રીત્યર્થેજ ઉપયોગમાં લેવું સુદૃઢ થાય, એટલેજ સત્ય શ્રીમંતાઈ અને બુદ્ધિમત્તા આવેલી મનાય છે અને મહામનુષ્ય તરીકે ત્યારેજ થઇ શકાય છે, માટેજ કહ્યું છે કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.

જે સુદર્શનને સમગ્ર જગત નમે છે તે વગર માગ્યે ને વગર કહ્યે એક ચોકિયાત તરીકે જેની સેવામાં નિત્ય હાજર રહે, એનાથી બીજી કોઇ મોટાઇ હોઇ શકે ? આનું

નામજ સાચું હરિસેવન કહી શકાય.-અંબરીષ રાજા ખરૂં હરિસેવન કરનારા હતા. તેમના પર કોઈ જાતની લાલચની કે ભયની કંઈપણ અસર થતી ન હતી; પણ આ વસ્તુને જગત શી રીતે સમજે ? જગતને સમજાવવા માટેજ તેમની આ પરીક્ષા થઇ હતી.-( અહીંથી જે કથા આરંભાય છે તે બીજાં પુરાણોમાં મળે છે, શ્રીમદ્ભાગવતમાં નથી. મહારાજશ્રી રઘુવીરસિંહજીની 'ભક્તમાળા' માંથી આ ભાગ લીધો છે.)

સાખી

એક ભૂપને ભુવને પ્રકટી ભાવિક ભલી કુમારી,
બાળક પણ હરિસ્મરણની તેને બણી ખુમારી;
વિષયો વિષે વળી નહિ વૃત્તિ શીઘ્ર રોકે મન મારી,
સહુ સોંડાડી શ્રીવર સ્હામી સત્સંગથી સમારી.
પુત્રી થઈ પરણાવા લાયક પિતા પડયા ચિંતામાં,
બાળા બોલી મારૂં મન છે અંબરીષ રાજામાં;
તાતે રળીયાતે એ વાતે સઘ સંમતિ દીધી,
માગું મહિપતિએ મોકલવા ઘટીત ગોઠવણ કીધી.

ગીતિ

દ્વિજ આવ્યો નૃપ પાસે, આપ્યો અંબરીષે અતિ સત્કાર;
કહ્યું આગમન કારણ, નૃપે કર્યો નહિ તુરત તિરસ્કાર.

પદ

'દયાંરે' એ રાગનું.

વિપ્રરાયા ! પરણું તે હવે શાને સારૂ રે વિપ્રરાયા. (૨)
શાને સારૂ એ હું ધારૂં કહો વારૂ હે વિપ્રરાયા! ટેક.
રાત દિવસ અવકાશજ ક્યાં છે, સેવાથી પળે નહિ પરવારૂં રે, વિ૦
જાણોજોગી હરિરસ ભોગી, જગસુખ લાગે હવે છેક ખારૂં રે. વિ૦
છે રાણીઓ છતાં સ્હામું જોતા નથી,
છતાં આણું નવી એમાં શું સારૂં રે, વિ૦

સાખી

વિપ્ર વાત ઉતારી ઉર આવીને કહી તે વાર,
કુંવરી કહે વરૂં તો એનેજ મરૂં નહિ તો નિરધાર;
જાઓ કહો દ્વિજ નિશ્ચય મ્હારો ફરી નથી ફરનાર,

સ્ત્રી હત્યા લે કે પરણે નૃપ અવર નથી ઠરનાર.

### ઢાંઢી

ફરી આવ્યો દ્વિજ અંબરીષ પાસ,
કહ્યું આવ્યો નૃપ ખરો ધર્મપાશ;
નહિ પરણો તો મરશે સુકુમારી,
કહી છુટું હું બજાવી ફરજ મ્હારી;
લહ્યું નૃપે ગળે પડી વિમળ નાર,
કહ્યું ફુરસદ નથી મુજને મળનાર;
ખાંડું પઠવું તેથી વરાવી લાવો,
લેશ મુજથી શું આહીં આવી લ્હાવો.

### દુહો

તેમ કીધું ભૂપે તુરત, આવી વરી સુનાર;
શોચે જન સર્વે સ્વગત, અહાવી વરી શું નાર.
નવરી રહીશ નવરી તું, ન વરી હોત તો ઠીક;
એવી નવીને વીનવી, નવી કહે નથી એ બ્હીક.

### ગીતિ

દિવસ પાંચ દશ વીત્યા, છતાં થયું નવ દર્શન સ્વપતિનું;
તવ રાણીએ જાણ્યું, સકલ દિનકૃત્ય પ્રપન્ન નૃપતિનું.

### રાગ વિલાસ

ચાર ઘડી રાતે ઉઠી નૃપ નિત્ય ન્હાય છે,
પુંડ્ર-સંધ્યાદિ કરીને મંદિરમાં જાય છે. ટેક.
દઇને બુહારી હાથે, જળ ભરી લાવે જાતે;
સેવાની સાહિત્ય સંધી, કરે શુચિકાય છે. ચાર૦

અહા ! તે રાજાને હરિસેવન કેવું પ્રિય હશે ? આવું સેવન તે વેઠરૂપ કેમજ હોય ? તે તો તેમનો એક ખોરાકજ થઇ પડયો હતો. એટલા માટેજ 'કર તું' તો ગણી એ જીવજીવન.' તે પછી—

રાણીએ એ જાણી વાતે, ઉઠી ખટઘડી રાતે;
શુચિ થઈ ભલી ભાતે, કીધું જે ત્યાં થાય છે. ચાર૦
આવીને રાજાએ જોયું, એટલું કૈંકર્ય ખોયું;
કોણ સભાગીએ ગ્રોયું, મન શેવામાંદ્ય છે? ચાર૦

રાણી તુરતજ છુપાઇ ગઇ ને પોતાની વાત પ્રસિદ્ધ ન થઇ જાય, તે માટે તેણીએ ગોઠવણ કરીજ હતી. તેથી રાજા પણ તુરત કંઇ સમજી શકયા નહિઃ—

નો'તી રહી ત્યાં તો રાણી, તેથી વાત તે ન જાણી;
બીજે દિને ના દેખાણી, રહી તે ન ત્યાંહ્ય છે. ચાર૦

એ રીતે રાણી રાજાની પરીક્ષા લે છે ને પોતાની પરીક્ષા આપે છે. રાજાએ પણ આવા ચોરનો પોતાને પત્તો નહિ મળવાથી તેને પકડવા માટે કોઇને પણ જણાવ્યા વિના પોતેજ મનમાં નિશ્ચય કર્યો. તે પછી—

ત્રીજે દિને ઉઠી વ્હેલા, જોયું ભૂપે કે તે વેળા;
(રાણીને જોઈ તો ખરી, પણ ઓળખી નહિ.)

બોલ્યા વળી કોની વેળા? જે કૈંકર્ય ચાહ્ય છે. ચાર૦
બોલી દાસી નવી રાણી, રાજાએ ત્યારે વખાણી; [પણ-]
કહ્યું આથી તો કમાણી મ્હારીજ ચોરાય છે. ચાર૦

જુઓ, રાજા અંબરીષ હરિસેવાને કેવી ગણે છે? આપણે જોઇએ છીએ કે હરકોઇ સંસારી સેવક-અમલદાર પણ પોતાના કામમાં જો કોઇ હાથ નાખે છે તો નારાજ થાય છે; તેથી રાજાએ રાણીને કહી દીધું કેઃ—

હોય જો સેવાનું મન, કરાવો મંદિર અન્ય,
વદી રાણી સ્વામી ધન્ય, દાસી એજ ચાહ્ય છે. ચાર૦

એ નવી રાણી હરિસેવાનો સ્વાદ લેવાનેજ એવા હરિસેવક પતિને પરણી હતી; તેથી તેની જેવી શરૂઆત કરી કે તુરતજ વાત સરાડે પડવા લાગી; વિના માગે આજ્ઞા મળી ગઈ. ખરેખર પ્રભુભક્તને ભગવાન પોતેજ સર્વ ગોઠવણ કરી આપે છે; પ્રભુનો છટકોજ થતો નથી; માટેજ હરિભકત પણ સર્વ કંઇ ત્યજી દેઇ 'શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.'

શ્રીવૈષ્ણવ-ભકત તરીકે જો વેશ કાઢયો છે તો તેને બરાબર ભજવવોજ જોઇએ, પણ તે ભજવવામાં પ્રભુની સહાય તો જોઇએજ માટેજ અમે પ્રાર્થના કરીએ છીએ કેઃ-

લક્ષ્મીવર! મેં વેશ શ્રીવૈષ્ણવનો ધર્યો
જો જો જગમાં હવે જાય નહિ લાજજો;
નામ પ્રમાણે મતિ-કૃતિ સુજ રાખજો,
જાળવજો સુજને હે જગરાજ જો.

તેજ સ્થિતિ એ નવી રાણીની હતી, પણ તે તો મૂળથીજ સ્વાભાવિક રીતેજ હરિભક્ત હતી, તેનો હરિપ્રેમ સત્ય ને સ્વાભાવિક હતો. તે જુઓઃ—

## સાખી

રાગ ભૈરવ

વડી પ્રભાતે અતિ આહ્‌લાદે ભૂપે આજ્ઞા દીધી;
નવી રાણીનું મંદિર સુંદર બન્યું ભરી માંહી રિદ્ધિ.
મહારાણી મોહન પધરાવ્યા વિધિ શાસ્ત્રથી કીધી;
રાણી વસી જઈ તેમાં હરિ સેવતાં ન જનથી બીધી.

## ગરબીનો રાગ

જે સેવનથી શરમાશે તેની લાજ આખરે જાશે
ભક્તિ ખૂબ કરોરે ખૂબ કરો;
જગનાં જનથી ન ડરોરે, ભક્તિ ખૂબ કરોરે. (કારણકે-)
શ્રીવરનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.

## પદ

'ઐસી ચતુર નાર' એ રાગ

તજી ખોટી લાજ, ખોટી પતરાજ,
જાણી સ્વામી શ્રીજગના રાજ;
કરી સખી સમાજ હરિ સેવવા લાગી. ટેક.
સ્નેહે સેવે શ્યામ, જાતે કરતી કામ,
વાળે ઝાડ મંદિર હાથે ઘસતી ઠામ;
મુખથી ન નામ વિસરે બડભાગી. તજી૦
નથી કોઇને રોક, નથી કોઇને ટોક,
ધરે વિવિધ ભોગ, આવે સંત લોક;
તેને દે છચોક પ્રસાદી વીણ માગી. તજી.
ફેલી પુરમાં વાત, થઇ રાણી ખ્યાત,
જે આવે તે પામે પ્રસાદ;
ઘણાં પુનિત ગાત ને સંગતિથી દહે લાગી. તજી૦

આજકાલ કેટલાંક મંદિરોમાં પેટભરા સેવકો થાળ ધરે છે, ને તે થાળને વેચી નાખી પૈસા ઘડે છે! અથવા જે કોઇ ભક્ત હોય તેને પણ પ્રસાદી તરીકે વેચાતો પ્રસાદ આપે છે!! આ સ્વાર્થી ને ઢોંગી રીતભાત કયાં ને તે નિઃસ્વાર્થ તથા પરોપકાર દૃષ્ટિએ અન્યને પણ પ્રસાદદ્વારા પવિત્ર કરવાની ભાવના કયાં? લોકોની મંદિરો તરફની જે અરુચિ આજકાલ જોવામાં આવે છે તે મંદિરોમાં બિરાજતા પ્રભુ પ્રત્યેની નથી કિંતુ આવા ધર્મઢોંગી ધતીંગીયાઓના કારણેથી છે. પ્રભુ તો 'अश्नामि प्रयतात्मनः। મારામાં એકાગ્ર ચિત્તવાળા ભક્તે જે કંઈ શ્રદ્ધાથી મને અર્પણ કરેલું હોય છે તેને હું પ્રેમથી આરોગું છું' એમ પોતાના ભક્તોને ઉદ્દેશી જણાવે છે, એટલે તે પ્રભુનો પ્રસાદ જે કોઈના ઉદરમાં જાય તેને પણ પવિત્ર અને ઉચ્ચ ભાવનાઓ તરફ આકર્ષનાર કેમ ન કરે? કરેજ. પણ તે પ્રસાદ જ્યારે વેચાતો અપાય ત્યારે તે લેનાર ને આપનાર બન્નેને અધોગતિમાંજ લઇ જાય છે, અને એમાં નવાઇ નથી કે આ સ્થિતિ જોઇને આજકાલના સમાજનું તે તરફ રોષભરેલું વાતાવરણ હોય! अस्तु.

## ૫૬

'કહો કહો કુંવરજી' એ રાગ

જાણ્યું ભૂપે થઈ રાણી, ભારી ભક્તિવાળી એ;
ભક્તિવાળી એ, થઈ ભાગ્યશાળી એ જાણ્યું. ટેક.
થઈ જોવા મરજી ભારી, એક દિન સાંજે પરવારી;
જાણે ન જેમ નરનારી,
 પેસી ગયા મંદિરમાં તેમ સંભાળી એ. જાણ્યું૦
હરિ સ્હામી શોભે સહેલી, કર તંબુર ધરી સુર ભેળી;
પદ ગાતી પ્રેમે છકેલી,
 નયનમાંથી હરખ આંસુ રહ્યાં ચાલી એ. જાણ્યું૦
છાના રહી ન શકયા રાજા, ઝટ આવી પાસ બીરાજ્યા;
જોઈ પતિ આણીને માઝા,
 તંબૂર છોડી હાથ જોડી ઉભી વ્હાલી એ. જાણ્યું૦

નૃપ વધા મને જો ચાહો, તો ગાતાંહતાં તેમ ગાઓ;
હરિગુણ અમૃતરસ પાઓ,
અતિ તૃષિત થઈ રહી મુજ કર્ણ પ્યાલી એ. જાણ્યું૦
નૃપ શાસનને ઝટ માની ફરી ગાવા લાગી જ્ઞાની;
બેઉ બની ગયાં એક ધ્યાની,
પલક જેવી પેખી આખી રાત ગાળી એ. જાણ્યું૦

### લાવણી

બ્રહ્મ મુહૂર્ત થાતાં નૃપતિજ મંદિર આવ્યા,
ચાલી વાત નવી રાણીએ નાથ રીઝાવ્યા;
સુણી ભેદ બધી રાણીએ એજ પથ લીધો,
વશ થાય પતિ એથીજ બની જઈ સીધો.
મંદિર મોટાં મોટાં તૈયાર કરાવ્યાં,
વિગ્રહ શ્રીવરનાં માંહી ભવ્ય પધરાવ્યાં;
નિત ઉત્સવ પ્રસાદ ક્રમ ચાલી રહી હારે,
ચડસાચડસીમાં સેવ થતી ગઇ ભારે.
સામંત શ્રીમંતે પણ એ રીતજ ઝાલી,
બની ભક્તિમંત અંતમાં થયાં યશશાળી;
એકના પ્રતાપે નગર થયું અઘહારી,
સૌના સાચા તો અંબરીષ ઉપકારી.

### ચોપાઈ

ઘરઘર મંદિર ઘરઘર ગાન, ઘરઘર પૂજાતા ભગવાન;
ઘરઘર એકાદશી ઉપવાસ, ઘરઘર જાગરણો ઉલ્લાસ.
ઘરઘર થાતી સાધુસેવ, ઘરઘર થાતા પ્રસન્ન દેવ;
પુરનારી નર જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં પરચા સહુ પરખાય.
પુરી સુધરતાં સુધર્યો દેશ, તેથી સુધર્યો સમીપ પ્રદેશ;
ઉત્સવ યાત્રા અનેક કરે, દાન માન સહુ દેતા ફરે.
આ લોકની ફિકર ન વિશેષ, પરલોકનો વિચાર હમેશ;
રાજા તથા પ્રજાજન થાય, એ કહેવત અહીં સ્પષ્ટ જણાય.

ને સૌ કોઇ કહેતાં કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન;
એથી અનંત અન્ય ઉતરતું, કર તું તો ગણી એ જીવ જીવન.

અને એમ જ્યારે બને ત્યારેજ તેનો લાભ પોતાને

તથા બીજાને મળે. જુઓ, એકથી કેટલાં સુધર્યાં ? તુકારામના કેટલા અનુયાયીઓ બન્યા ? આપણા હિંદુસ્તાનમાં આટલા બધા પંથ ચાલી રહ્યા છે, તેનું વાસ્તવિક બીજ શું ? તે તે પંથના મૂળ આચાર્યોનો પ્રભાવ કયા કારણથી હતો ? ભક્તમાળ તથા રામાયણ વગેરે કેમ લખાયાં છે ? શામાટે તે તે સુંદર ગ્રંથો ઘેર ઘેર ગવાય છે ? પુરાણ તથા ઇતિહાસનું રહસ્ય શું ? સ્મૃતિઓ અને વેદના સ્રષ્ટા ઋષિ-મુનિઓ કયા કારણથી પ્રામાણિક નેતાઓ ગણાયા છે ? આ બધાનાં મૂળ કારણ તપાસીએ તો તે આ એકજ છે કે, તે તે સર્વમાં સત્ય વસ્તુ યથાર્થપણે સમજાયલી તથા સંમજાવાયેલી છે. તે તે સર્વ પ્રાચીન આદર્શ મનુષ્યો યથાર્થ વસ્તુ સમજીને તેજ પ્રમાણે વર્તતા હતા અને તેથી એજ સિદ્ધ થાય છે કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન.

આજ કારણથી ખરી મોટાઇ ને સત્ય શ્રેષ્ઠતા મહારાજા અંબરીષની શ્રીમદ્ભાગવતમાં વર્ણવી છે. તે પરથી હવે તે કથા આપણે સમાપ્ત કરીએ. એ કથાનો ઉત્તર વિભાગ પણ ઉત્તમજ છે. સ્ત્રી કે પુરુષનું જીવન એટલામાટેજ હોય છે કે તેણે જેમ બને તેમ પ્રભુ સેવા કરવા તરફ જીવન વ્યતીત કરવું. અંબરીષની રાણીએ તે કરી બતાવ્યું. રાજાનું પોતાનું તો હતુંજ તેની પરીક્ષા હવે થાય છે. સ્ત્રી તો પરીક્ષામાં પાસ થઇ. હવે પુરુષની પરીક્ષા લેવાય છે. સ્ત્રીની પરીક્ષા તેના ગજા પ્રમાણે કરાય છે અને પુરુષની પરીક્ષા તેના ગજા પ્રમાણે હોય છે.

'અબ મેરી રાધેને બંસી ચુરાઈ' એ રાગ

એવે આવ્યો કાર્તિક મહિનો જ્યારે, વ્રત ભૂપે કીધું ભારે. ટેક
છાડી અયોધ્યા આવ્યા મધુવન, કાલીંદીના કિનારે;
રાણી સંગે સુવ્રત આચર્યું, સ્નાન સહિત તે ઠારે. વ્રત૦
અભયા વૈતરણી વ્રત પાળ્યું, પૂરું મહિના બારે;
છલ્લે ત્રણ ઉપવાસ કરીને, પૂજ્યા પ્રિયતમ પ્યારે. વ્રત૦
મહાભિષેક કરી ગૌહાનો, દીધાં સહ અલંકારે;

વિપ્ર જમાડી માગ્યું આપી, પારણું કરવા ધારે. વ્રત૦
ત્યાં આવ્યા અતિથિ દુર્વાસા, અસંખ્ય શિષ્યો હારે;
અર્ઘ્ય પાદ્ય કરી દીધું નિમંત્રણ, પારણું કરવા પ્યારે. વ્રત૦

## શાર્દૂલવિક્રીડિત છંદ

મધ્યાન્હિક કરી આવું હું નૃપતિ એવું વદીને ઋષિ,
ચાલ્યા શ્રીયમુનાતટે લઈ બધા શિષ્યો બનીને ખુશી;
જોતા વાટ નૃપાલ વાર મુનિને થાયાથી ઝાઝી થઈ,
વીતી દ્વાદશી સર્વ માત્ર ઘટિકા બાકી હવે તો રહી.
કીધી સદ્ય સલાહ અન્ય દ્વિજથી વ્રતે ન જાવા દીધું;
ને લાગે નહિ દોષ માત્ર જળને તેથી જરી પી લીધું;
ત્યાં આવ્યા દુર્વાસ સત્ય સમજી રોષે ભરાયા મહા,
રાતાં લોચન ભ્રૂ ચઢાવી થથરી બોલી ઉઠ્યા હા ! અહા !

## ૫૬

'દૈરી દૈયા લચક ચલત આવે' એ રાગ

રે રે રાજા કર્યું મારૂં અપમાન, ભારી મદ ધારી;
વિષ્ણુ ભક્તિ તણી મસ્તીમાં, ધર્મ વિસારી. ટેક.
નોતરીને ખાસ મને, જમાડ્યો નહિ તે અને;
જમી બેઠો જાણ્યો તને, ધનના અહંકારી. રાજા૦
કીધો તેં મહા અપરાધ, શિક્ષા લે તેની સાથ;
જોડી હાથ ઉભા શાંત, નૃપતિ અવિકારી. રાજા૦

## લાવણી લંગડી

ક્રોધે દુર્વાસાએ જેવી જટા ધરા ઝટપટ છોડી,
રે ત્યાં પ્રકટી કારમી કૃત્યા જેની નવ જોડી;
પ્રલય આગસમ બળતી ઝગતી પગથી ધ્રુજાવતી ધરતી,
ખડ્ગજ ધરતી ખાઉં હા ! ખાઉં ફાડી મુખ ઉચરતી.
અંબરીષ ઉપર દોડી પણ જરીએ તે તો ચસ્યા નહિ,
શાંત ઉભા છે ત્યાંથી એકે ડગલુંએ ખસ્યા નહિ;
પ્રકટ્યું ત્યાં ઝળળળળ સુદર્શન અંબરીષનું રક્ષક એ,
થયું સપાટે રાંકડી કૃત્યાનું તો ભક્ષક એ.
પછી ધસ્યું દુર્વાસા પર કે ત્રાસ્યા ભાસ્યા ગભરાયા;
જીવ બચાવા ગુરુજી ગબડી કાઢીને ધાયા.

મહારાજ રઘુરાજસિંહજી પોતાની બનાવેલી ભક્ત-

માળામાં લખે છેઃ—

દોહરો

ભાગે બચબ નહિ દીખ્યો, કિન્હો તબ સિદ્ધેશ;
મંદર કંદર અંદરે, બંદર સદશ પ્રવેશ.

ચોપાઇ

રાગ પીલુ

ચક્રતેજ પાવક ગિરિ લાગી, જંતુ જમાતી નાદ કરી ભાગી;
ભઈ તેહિ ગુહા આંચ અધિકાઈ, દુર્વાસા કઢી ચલ્યો પરાઈ.
પૂર્વ દક્ષિણ પશ્ચિમ ઉત્તર, બચ્યો ન કહું ચક્ર તે મુનિવર;
પૈઠી ગયો સાગર જલમાંહી, ચક્ર ધસ્યો કરી તેજ તહાંહિ.
લાગ્યો સુસન સિંધુ કરનીરા, તહાં તે મુનિ ભાગ્યો તજી ધીરા;
સાત લોક મુનિ ધસ્યો પતાલા, દાનવ જાની ચક્ર નિજ કાલા.
લીયે દંડવારન તેહિ કીન્હે, બચિહેં નાહિ ભાગ હું કહી દીને;
ભાગ્યો પુનિ તહિં તે દુર્વાસા, મિટતિ જાતી જીવનકી આશા.

દુર્વાસાના તપનો પ્રભાવ પૃથ્વી-પાતાલ વગેરે સર્વ સ્થળે પ્રસરી શક્યો; તેણે જ્યાં જ્યાં જવા ધાર્યું ત્યાં ત્યાં અધિય તે જઈ શક્યા, પણ ચક્રથી તે બચી શક્યા નહિ. જ્યાં જાય ત્યાં ચક્ર તો પાછળજ હતું; તેમને બચાવવા માટે કોઇ પણ સમર્થ થઇ શક્યું નહિ. તેમને કોઇએ પણ પોતાને ત્યાં નિર્ભય સ્થિતિ આપી નહિ. કેમકે સુદર્શન ચક્ર તે કંઇ સામાન્ય અસ્ત્ર ન હતું. તેની આગળ દુર્વાસાનો શો હિસાબ? 'सुदर्शनमहाज्वाला कोटिसूर्यसमप्रभा। સુદર્શન ચક્રની મોટી જ્વાળા કરોડો સૂર્યસમાન કાંતિવાળી છે.' આવી કરોડો બ્રહ્માંડના અધિપતિની દાહક શક્તિને દૂરથી પણ કોણ સહન કરી શકે? સમગ્ર જગતમાં તે સુવિદિત થયું. જ્યાં જ્યાં દુર્વાસા ગયા ત્યાં ત્યાં સર્વના મનમાં અનુભવ સિદ્ધ થયું કે, અત્રિ ઋષિના તથા અનસુયાના પુત્ર અને શંકરના પ્રત્યક્ષ અવતાર દુર્વાસા મુનિ કે જેમના તપશ્ચરણનો પાર ન હતો તેમની પણ આ દુર્દશા? આવા મહાન તપસ્વી કરતાં પણ હરિસેવન પર પ્રીતિ ધરાવનાર એક મનુષ્ય-રાજાની આટલી બધી મહત્તા?

ખરેખર, તે મહારાજા, આવા મુનિવર કરતાં પણ બુદ્ધિમાં, શ્રીમંતાઇમાં તથા મહત્તામાં ઘણોજ આગળ વધ્યો છે; જેના પ્રતાપથી પ્રેરાઇને શ્રીહરિનું આ સુદર્શન ચક્ર મહર્ષિ દુર્વાસાનો વિનાશ કરી નાખવા તૈયાર થયું છે. અહો! આ ચક્ર હવે શું કરશે? દુર્વાસાને પણ ભસ્મ કરી નાખશે કે શું? ખરૂં છે ભાઇ!

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, તેજ મહાજન શ્રીમન શ્રીમંન.

પણ ઇન્દ્રાદિ દેવોને દુર્વાસાની આ દુર્દશા જાણવામાં ન હતી, અને દુર્વાસાના મનમાં પણ થયું કે કદાચ તેઓને શરણે જવાથી હું બચી શકીશ, તેથી તેમને શરણે તે દોડી ગયાઃ—

ઇન્દ્ર વરુણ યમ લોકનમાંહિ, મુનિવર ગવનત જહાં જહાં હિં;
તહં તહં દેવ દેવાઇ કીંવારા, નહિ બચિહોં અસકરત ઉચારા.
ત્રિભુવન માંહી પર્યો આતંકા, માને સબેં ચક્રકી શંકા;
સ્વર્ગલોક મહં બચવ ન દેખી, વિધિપુર ગયો ત્રાણ નિજ લેખી.

અમે તો પ્રથમજ કહી ગયા છીએ કે 'અનંત એથી અન્ય ઉતરતું' પરંતુ તે બરાબર સિદ્ધ થવું જોઇએ. હવે તો છેક છેલ્લા લોક રહ્યા. છેલ્લા દેવ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશનું દુર્વાસાને સ્મરણ થયું. જુઓ, હવે ત્યાં શું થાય છે? તે દેવો હવે શું કહે છે? શું કરે છે? અહીં હવે પરીક્ષા તથા પરિણામમાં કંઈ વિલંબ નથી. તે તે જગત-પ્રસિદ્ધ વાત છે તો પણ શાસ્ત્રપ્રમાણથી અહીં આલેખીએ છીએ. બ્રહ્મા, વિષ્ણુ તથા શિવમાં સમાનપણું માનનારા-ઓના મનને અમે દુભાવવા માગતા નથી. પણ મુનિ શુકદેવજી દુભાવે તો તેમાં અમારો દોષ નથી. આ પ્રસંગે શુકદેવજીનાજ શબ્દો અહીં ઉતારીશું:—

ब्रह्मोवाच—स्थानं मदीयं सहविश्वमेतत्क्रीडावसाने द्विपरार्द्धसंज्ञे।
भ्रूभंगमात्रेण हि संदिधक्षोःकालात्मनो यस्य तिरोभविष्यति॥
अहं भवो दक्षभृगुप्रधानाः प्रजेशभूतेशसुरेशमुख्याः।
सर्वे वयं यन्नियमं प्रपन्ना मूर्ध्न्यर्पितं लोकहितं वहामः॥

બ્રહ્મદેવ બોલ્યાઃ-'કાળસ્વરૂપ ભગવાનની આ ક્રીડા બે પરાર્ધકાળના અંતે જ્યારે પૂરી થશે ત્યારે સર્વ કંઇ બાળી નાખવાને (તેમની) ઇચ્છા થતાંજ સમગ્ર જગતની સાથે આ મારૂં સ્થાન પણ તેમની ભ્રુકુટિ માત્ર વાંકી થતાં અદૃશ્ય થઈ જશે; તે ભગવાનની આજ્ઞાને હું, શંકર, દક્ષ પ્રજાપતિ, ભૃગુ વગેરે પ્રજાપતિઓ, ભૂતપતિઓ, તેમજ ઇન્દ્રાદિ સર્વે-અમે, લોકોનું હિત થાય તેમ ધારણ કરીએ છીએ.' ( માટે એ ભગવાનના ભક્તનો દ્રોહ કરનાર તમારી રક્ષા કરવાને હું સમર્થ નથી. ) એ રીતે દુર્વાસા, દેવોથી મારી રક્ષા થશે, એમ માની પ્રથમ બ્રહ્મા પાસે ગયા ત્યારે બ્રહ્મદેવે રોકડું પરખાવી દીધું કે, 'બની શકે ત્યાંસુધી શરણાગતનું રક્ષણ કરવું એ ધર્મ છે, પણ આ સ્થળે મારૂં કંઈ ચાલી શકે તેમ નથી; એટલુંજ નહિ પણ તમે જ્યાં જ્યાં જશો ત્યાંથી આજ ઉત્તર મળશે. અમે જગતમાં મોટા છીએ, એ વાત ખરી પણ શ્રીહરિ પાસે અમારી મોટાઇ કામની નથી. અમે તો બધાય તેમના શાસનનું પાલન કરનારા સેવકો છીએ. તેમના શસ્ત્ર સામે અમારૂં સર્વ બળ નકામું છે' બ્રહ્માનાં એ વાક્યોથી દુર્વાસાને સત્ય વસ્તુનું ભાન થયું, પણ ચક્રનો તાપ અસહ્ય થઇ પડવાથી હજી સંપૂર્ણ ખાત્રી કરવા માટે ને જગતને પણ નિશ્ચય કરાવવા માટે શંકરદેવને શરણે તે ગયા, એમ શુકદેવજી શ્રીમદ્ ભાગવતમાં કહે છેઃ—

प्रत्याख्याते विरिंचेन विष्णुचक्रोपतापितः ।
दुर्वासाः शरणं प्राप्तः शर्वं कैलासवासिनम् ॥

'બ્રહ્મદેવે એ પ્રમાણે ના પાડી એટલે વિષ્ણુચક્રથી તપી રહેલા દુર્વાસા, કૈલાસમાં વસતા શંકર ભગવાનને શરણે ગયા.' તે વેળા દુર્વાસાની દુર્દશા જોઇ શંકર પ્રભુને તેમના પર ઘણીજ દયા આવી ગઇ; તેમણે પણ પોતાનું અસામર્થ્ય બતાવતાં 'હે તાત !' એમ સંબોધીને જણાવી દીધું કેઃ—

वयं न तात प्रभवाम भूम्नि यस्मिन् परेऽन्येऽप्यजजीवकोशाः ।

भवंति कालेन भवंति हीदृशाः सहस्रशो यत्र वयं भ्रमामः ॥

'હે તાત ! જે મહાન પરમેશ્વર સર્વથી પર છે અને જેમના બ્રહ્મારૂપ જીવોને ઉપાધિરૂપ બ્રહ્માંડરૂપી શરીરો અને બીજાં પણ હજારો આવાં બ્રહ્માંડો ઉત્પન્ન થયા કરે છે તથા નાશ પામ્યા કરે છે; જે બ્રહ્માંડોમાં લોકેશ્વરનું અભિમાન ધરાવનારા અમે ભટકયા કરીએ છીએ, તે કાળસ્વરૂપ પરમેશ્વરની આગળ અમે (કંઇ પણ કરવાને) સમર્થ નથી.' કારણકે આ ચક્ર કોઇ સામાન્યનું નથી, પણ—

तस्य विश्वेश्वरस्येदं शस्त्रं दुर्विषहं हि नः ।
तमेव शरणं याहि हरिस्ते शं विधास्यति ॥

'જગતના ઈશ્વર તે ભગવાનનું આ અમારાથી પણ સહન ન કરી શકાય એવું સુદર્શન ચક્ર છે, માટે તે ભગવાનનેજ શરણે તું જા, શ્રીહરિ તારૂં કલ્યાણ કરશે.' આવાં અનેક પ્રમાણો ને તેમાં પણ જે નામનો પ્રયોગ જોવામાં આવે છે તેને કાયમ રાખીને અમે તો વારંવાર એજ કર્તવ્યનો નિર્દેશ કર્યા કરીએ છીએ કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, તેજ મહાજન ધીમન શ્રીમન.
અનંત એથી અન્ય ઉતરતું, કર તું તો ગણીએ જીવજીવન;

દુર્વાસાને શંકર તરફથી પણ ઉપર પ્રમાણેજ જણાવવામાં આવ્યું ત્યારે તેને માટે બીજો કોઇ પણ માર્ગ રહ્યો નહિ, અને વિષ્ણુચક્ર તો દાહ ઉપજાવતું ધસ્યુંજ આવતું હતું, તેથીઃ—

ततो निराशो दुर्वासाः पदं भगवतो ययौ ।
वैकुंठाख्यं यदध्यास्ते श्रीनिवासः श्रिया सह ॥

'તે પછી નિરાશ થયેલા દુર્વાસા, વૈકુંઠ નામનું શ્રીહરિનું જે સ્થાન છે–જ્યાં લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન, લક્ષ્મીદેવીની સાથે વાસ કરે છે–ત્યાં દોડી ગયા.' ત્યાં જઇને તેમણે ભગવાનને શું કહ્યું ? તે શુકદેવજી કહે છેઃ—

संदह्यमानोऽजितशस्त्रवन्हिना तत्पादमूले पतितः सवेपथुः ।
आहाच्युतानंत सदीप्सित प्रभो कृतागसं माऽव हि विश्वभावन ॥

અજિત-ભગવાનના શસ્ત્ર-સુદર્શનના તેજથી અત્યંત બળી રહેલા દુર્વાસા થર થર કંપતા શ્રીહરિના ચરણના મૂળમાં લોટી પડયા ને બોલ્યા કે, 'હે અચ્યુત! હે અનંત! હે સત્પુરુષોના ઇષ્ટદેવ! હે પ્રભો! હે જગતનું કલ્યાણ કરનારા! મેં આપના ભક્તનો અપરાધ કર્યો છે, તોપણ આપ મારી રક્ષા કરો.' દુર્વાસાને કોઇ શરણ નજ રહ્યું ત્યારે તેણે હરિશરણ લીધું હતું. સર્વ તરફથી નિરાશા જોવામાં આવી ત્યારેજ તે ભગવાન પાસે ગયા હતા. આ જગતમાં કોઇ પણ દેવાદિ શ્રીહરિના શાસનને અટકાવી શકે તેવો સમર્થ નથી, એમ ખાત્રી થયા પછીજ તેમણે શ્રીહરિના ચરણમાં મસ્તક ઝૂકાવ્યું હતું. તેમને ખાત્રી થઇ હતી કે, મેં હરિભક્તને સંતાપ્યો તે ઘોર કૃત્ય કર્યું છે. તે પણ જાણી બુઝીને કંઇક બ્હાનું કાઢીને રાજા અંબરીષને હેરાન કર્યો છે, તેનું આ ફળ આવી પડયું છે. રાજા અંબરીષે માત્ર વ્રત જાળવવા સારૂંજ જળનું પારણું કર્યું હતું, ભૂખ તો વેઠીજ હતી, છતાં તેણે પારણું કરી લીધું, એમ માની લઇ મેં તેના પ્રાણ લેવાનીજ કોશીશ કરી અને તેને બાળી નાખવાનો નિશ્ચય કર્યો કે તુરતજ મનેજ બાળી નાખનારૂં આ ચક્ર મારી પાછળ દોડી રહ્યું છે. આમ સંપૂર્ણ હરિપ્રભાવ જણાયા પછીજ તેણે પોતાનો અપરાધ કબૂલ કરતાં શ્રીહરિને પ્રાર્થના કરી હતી. પુનઃ દુર્વાસાએ શ્રીહરિને વિનવણી કરી કેઃ—

अजानता ते परमानुभावं कृतं मयाऽघं भवतः प्रियाणाम्।
विधेहि तस्यापचितिं विधातर्मुच्येत यन्नाम्न्युदिते नारकोऽपि॥

'ઓ વિધાતા! હું આપનો મહાન પ્રભાવ જાણતો ન હતો, અને તેથીજ મેં આપના પ્રિય ભક્તનો અપરાધ કર્યો છે; તોપણું મેં કરેલા તે અપરાધનું હવે આપ નિવારણ કરો. કેમકે આપનું માત્ર નામજ લેતાં નારકી જીવ પણ મુક્ત થઇ જાય છે. તો હું તો સાક્ષાત્ આપને શરણે આવ્યો છું ને તે પણ પ્રત્યક્ષમાં તેમજ આપને સંપૂર્ણ ઓળખીનેજ.' દુર્વાસાને જો કે ખાત્રી તો થઇજ હતી તોપણ શ્રી

હરિએ જાણ્યું હતું કે, હજી યથાર્થ સ્વરૂપમાં શ્રીહરિ-સેવનનું માહાત્મ્ય દુર્વાસા સમજી શકયો નથી, માટે તે વસ્તુ તેણે બરાબર જાણવી જોઇએ, એમ વિચાર કરી શ્રી-હરિ પોતે કારણપૂર્વક દુર્વાસાને કહે છેઃ—

अहं भक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विज ।

હે બ્રાહ્મણ ! હું ભકતોના વશમાં રહું છું; જાણે અસ્વ-તંત્ર હોઉં તેમ ભકતો મને પરાધીન કરી મૂકે છે. તેનું કારણ એજ કેઃ—

वशीकुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा ।

'જેમ ઉત્તમ સ્ત્રીઓ, ભક્તિથી ઉત્તમ પતિને વશ કરે છે તેમ ભકતો મને ભક્તિથી વશ કરે છે.' આવું ભક્તોનું માહાત્મ્ય છે. એટલે કે મારા કરતાં પણ મારૂં સેવન વધી જાય છે, અને તે દ્વારા મારા સેવકો પણ મારા કરતાં ચઢી-યાતા બને છે. આવા કારણથી હું પણ તારૂં રક્ષણ કરવા સમર્થ નથી; તેમજ અહીંથી નિરાશ થયેલા માટે બીજો કોઈ માર્ગજ રહેતો નથી. મારાથી અધિક કોઇ પણ જગ-તમાં નથી. તે માટેજ અમે કહીએ છીએઃ—

અનંત એથી અન્ય ઉતરતું, કર તું તો તે ગણી જીવજીવન.

આ ઉપરથીજ સર્વને નિશ્ચય થશે કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, તેજ મહાજન ધીમન શ્રીમન.

દુર્વાસા પણ મહાન ભક્ત મહાન તપસ્વી, મહાજ્ઞાની અને મહાસમર્થ હતા, પણ પોતે પ્રભુપ્રિય તથા પ્રભુદ્વારાજ મોટાઇ મેળવીને તેનો દુરુપયોગ કરવા તત્પર થયા, તે ઠીક કર્યું ન હતું, એ વસ્તુ સમજાવવાને પ્રભુ પોતે સ્વમુખે તેમને ઉપદેશ કરે છેઃ—

तपो विद्या च विप्राणां निःश्रेयसकरे उभे ।
ते एव दुर्विनीतस्य कल्पेते कर्तुमन्यथा ॥

'તપ અને વિદ્યા—એ બન્ને બ્રાહ્મણોનું પરમ કલ્યાણ કરનારાં છે, (આ બન્નેમાંથી એક હોય તો પણ કામ થઇ જાય છે ત્યારે તમારામાં તો તેઓ બન્ને છે, પરંતુ ) તે બન્ને

વસ્તુ, ઉદ્ધત બ્રાહ્મણનું અકલ્યાણ કરવાને પણ સમર્થ થઈ શકે છે, આવાજ કારણથી તે બન્ને વસ્તુ તમારૂં અપ્રિય કરનાર થયા કરે છે. તમને તે બન્નેનો ગર્વ રહ્યા કરે છે અને તેથીજ તમે સાહજિક યોગ્ય વર્તનમાં પણ અયોગ્યપણું માન્યું ને પોતાનામાં જે કંઈ તપઃશક્તિ હતી તેનો દુરુપયોગ કરવા તત્પરતા બતાવીને તમે કૃત્યાને ઉત્પન્ન કરી; પણ આ તમારૂં વર્તન છેકજ અયોગ્ય છે, એમ તમને જણાવવા માટેજ આ સંકટ તમારા પર આવ્યું છે. જો કે સામો જે ભક્ત છે તે તપ તથા વિદ્યામાં તમારા કરતાં દેખીતો ઘણોજ ઉતરતો છે પણ તેનો ઉપયોગ કરવામાં તમારા કરતાં ઘણોજ ચઢીયાતો છે. તેનું કારણ એજ છે કે તે ભકત ભકિતનિષ્ઠ હોઇ બરાબર પથ્ય જાળવીને હરિસેવન કરે છે. જો કે તમે બ્રાહ્મણું હોવાથી ચઢીયાતા હોઇ હરિસેવન પણ કરો છો, છતાં જે પથ્ય હોવું જોઇએ, તે તમારામાં નથી.' આ વસ્તુ હવે આપણે જોઇએ કે, રાજામાં કેટલી બધી છે? તે પછી જે કંઇ બન્યું તે આપણે સંક્ષેપમાં હવે પતાવીએ છીએઃ—

### શાર્દૂલવિક્રીડિત છંદ

બ્રહ્માએ સમજાવ્યું સ્હાય શું બને, દુભ્યા હરિભક્ત ત્યાં,
શંભુએ સમજાવ્યું થાય ન કશું, કોપ્યું હરિચક્ર ત્યાં;
વિષ્ણુએ સમજાવ્યું જાય દુઃખ તો જાશેજ એ ભક્તથી,
નાસી ત્રાસી નિરાશી પામી વળીયા, દુર્વાસ સર્વત્રથી.

### લલિત છંદ

પીડિત ચક્રના તાપથી અતિ, શ્રમિત માર્ગના થાકથી અતિ;
ભ્રમિત ભક્તના ત્રાસથી અતિ, મુનિ ફરી ગયા પૃથ્વીની પ્રતિ.
પદ જઈ ગ્રહ્યા અંબરીષના, નહિ વદી શક્યા કાંઈ એ બીના;
નિરખીને મુનિને દયામણા, નૃપ સ્તુતિ તદા ચક્રની ભણ્યા.

### ૫૬

'નમું નમું ગિરિજાપતિને' એ રાગ

નમું નમું શ્રી સુદર્શન તાત.
સહસ્રધારા ધારી કાંતિ, પ્રસારી અપરંપાર.
ધરી પ્યાર, કરો વ્હાર, મારી દિવસ ને રાત. ટેક.

શશિ રવિ અગ્નિ માંહિ પ્રતાપ, આપનો અમાપ બાપ.
આપો દુષ્ટોને સંતાપ; નમું૦
કાપો અડો તેનાં પાપ, છાપો સંતો ભુજે છાપ.
મન સમવેગી, અસ્ત્ર અવિદ્યા તમના હર્તા નાથ;
રક્ષો વિપ્ર દયા સાથ, સ્તવું દાસ જોડી હાથ. નમું૦

દુહો

સ્તુતિ સુણી અગ્નિ શમી, ચક્ર તણી તત્કાળ;
દુર્વાસા આશિષ દઇ, વદ્યા વધુ ધરી વ્હાલ.

પદ.

રાગ કાતરો

આજ દીઠી હરિજનની વડાઈ, ધન્ય ધન્ય કહું મંગલ ચાહી.ટેક
અપરાધે ઉપજાવી ઉપાધિ, તે પર આપે જણવી ભલાઈ. આ૦
વાટજોઈરહીભૂખ્યાઉભાહજી,એથીવધુશીહોયઅધિકાઈ. આ૦

સાખી

નૃપે વિપ્રને વિનયવડ વિનવીને ખુબ જમાડયા,
આશિષ અનેક વિધ આપી એમણે ઉભરા કહાડયા;
પછી પ્રસાદ લીધો પોતે પ્રિય પવિત્ર પ્રમદા સંગે,
અજ શિવ હરિથી નવ થયું તે થયું સેવ પ્રસંગે;

માટેજ પુનઃ પુનઃ કહેવામાં આવે છે કેઃ—

શ્રીહરિનુંજ કરે પ્રિય સેવન, તેજ મહાજન ધીમન શ્રીમન;
અનંત એથી અન્ય ઉતરતું, કરતું પણ ગણી એ જીવજીવન.

કદાચ આપણે પણ યથાશકિત હરિસેવન કરતા હોઇએ, તો પણ આ આખ્યાનના પૂર્વભાગથી એ શીખવાનું છે કે, શ્રી હરિસેવન તન તથા ધનથી કેવું કરવું જોઇએ; અને ઉત્તર વિભાગથી એ લક્ષમાં રાખવાનું છે કે તેમાં મન કેવું રાખવું જોઇએ ? એ રીતે જો કાળજીથી હરિસેવન કરવામાં આવે તો તેજ હરિપ્રાપ્તિનો ઉપાય કેવો સંપૂર્ણ સિદ્ધ થાય છે, તે આ આખ્યાનમાં વર્ણવેલા તેના મહિમાથી ત્રિલોકમાં સુવિદિતજ થયું છે, અને તેજ પ્રમાણે ઈતિહાસ તથા પુરાણોમાં અનેક સ્થળે જોવામાં આવે છે. આ ઉપરથીજ અમે હરિસેવનજ કરવા કહ્યું છે અને તે સૌ કોઇ કરતા રહે એ ચાહ્યું છે. ॐ तत् सत् शान्तिः शान्तिः शान्तिः ।



# श्री शबरी-आख्यान

## પૂર્વરંગ

### ગરબીનો રાગ

'હરિ તોમે બોલે મોરી બલા' એ દેશી.

સેવ્યા જેવા છે દેવાધિદેવાજ શ્રીરામ,
જીવ જાત માત્રના વિરામ એ. ટેક.
સંત પ્રભાવે નિર્મલ ભાવે,
આવે ચાલીને ગુણગ્રામ. એ સેવ્યા જેવા છે૦

કયો 'આર્ય' મનુષ્ય 'શ્રીરામ' નામથી અજાણ્યો હશે ? તેમના વૈભવ માટે તેમનોજ સાક્ષાત્કાર કરનાર શ્રી તુલસીદાસજી કહે છે, તેજ પ્રત્યક્ષ પુરાવા તરીકે બસ છે. જુઓ:-

તુલસી દેવલ રામકે, લાગે લાખ કરોર;
કાક અભાગી હગમરે, મહિમા ભયો ન થોર.

નાના ગામડામાં પણ રામજીમંદિર તો હશેજ; ને આખું ગામ રામભજન કરતું હશે. છેવટ સાંજના જઇને નમસ્કાર પણ કોઇ કરતું હશે; અને કોઇક વર્ષમાં એકાદ દિવસ પણ તે મંદિરમાં જઇ નમન કરતોજ હશે; આ શ્રી રામચંદ્રજીનો મહિમા—

લંકાથી હિમાલય સુધી, કલકત્તાથી કચ્છ પ્રવેશ;
પંજાબી સિંધી સોરઠીયા, દક્ષિણ માલવ આદિ દેશ.

એમ સર્વત્ર એક સરખો પ્રસરેલો જોવામાં આવે છે. હિંદુસ્તાનને છેડે પથરાઓને પણ શ્રીરામે તાર્યા, ને છેક ઉત્તરમાં અયોધ્યાના કીડાઓ સુધ્ધાંનો પણ ઉદ્ધાર કર્યો, છતાં કોઇ કાક જેવા તેમની નિંદા કરે અથવા તેમના મંદિરની

અવજ્ઞા કરે તો તેજ દુર્ભાગી ગણાય; પણ વસ્તુતઃ એ વાત સિદ્ધ થઇ ચૂકી છે ને અમલમાં પણ મૂકાઈ ગઈ છે કે, 'શ્રી-રામ' નામનો મહિમા અમાપ છે અને તેજ કારણથી હજી-પણ નવાં નવાં રામજીમંદિરા બંધાતાંજ જાય છે ને ભવિ-ષ્યમાં બંધાયાજ કરશે. તે ઉપરથીજ નક્કી થાય છે–'સેવ્યા જેવા છે દેવાધિદેવાજ શ્રીરામ.'

પ્રભુ શ્રીરામચંદ્રજીના સાક્ષાત્ સેવનની તો વાતજ ઘણી મોટી છે, પણ તેમના નામનોજ કેટલો બધો મહિમા છે ? તે જુઓઃ—

ઓસડ વેસડ આવી રહેશે ને, દુનીયાં તો મેલશે ઠેલી;
તે સમે ઓ હરિ! ત્હારા વિના મ્હારી, એકે ન આથ રહેલી.

તે હરિ કોઇ જુદા નથી; શ્રીહરિ તે શ્રીરામજ. જુઓ–
તલ મંગાવો ને તુલસી મંગાવો, રામ નામ સંભળાવો રે;

તે છેક હિમાલયની તળેટી સુધીમાં પણ 'રામ નામ સત્ય હૈ' એમ જોરશોરથી ને ભક્તિભીનાં હૃદયથી પોકારાય છે. તે ક્યારે ?—

જૈહે જબ શ્વાસો ઢીગથા તાકો ખુલાસો કરી,
સબ સું કહહી યાકોં નિકાસો નીકાસો રે. [એ રીતે—]
જા દીન પરેગો કામ જમકે જસુ સનતે,
તા દિન તીંહારે કામ રામ નામ આવેગો.

જે સમયે કોઈ ચક્રવર્તી મહારાજા પણ દીન–કંગાલ બની ગયો હોય છે અને જે સમય બ્રહ્મદેવ સુધ્ધાંને માટે નિર્માણ થઇ ચૂકેલ છે તેનું માત્ર એકજ ઔષધ તે આ છેઃ—

સેવ્યા જેવા છે દેવાધિદેવાજ શ્રીરામ.

કદાચ કોઇ અજ્ઞાની કહે કે, બ્રહ્મા તો યુગોના આદિના છે ને 'શ્રીરામ' તો તે પછી કેટલોય સમય વીત્યા બાદ થયા છે, તેનું કેમ? આનો ઉત્તર ખુદ બ્રહ્મદેવ પોતે શું કહે છે ? જે વેળા શ્રી રામચંદ્રે રાવણનો વધ કર્યો તે વખતે પ્રભુ શ્રી-રામચંદ્રજી છૂપા રહેવા ઇચ્છતા હતા, પણ તે સમયે દેવ-મંડળની સાથે આવેલા બ્રહ્મદેવે શ્રીરામચંદ્રજીને સત્યસ્વરૂપ-

માં પ્રકટ કરતાં કહ્યું છે કેઃ—

भवान्नारायणो देवः श्रीमान् चक्रायुधः प्रभुः ।

(જેમની નાભિમાંથી હું ઉત્પન્ન થયો છું તે) આપ, શ્રીમાન ચક્રધારી પ્રભુ નારાયણ દેવ છો. અમારી પ્રાર્થનાથી આપ પૃથ્વી પર પ્રકટ થયા છો, આમ પરમ પ્રમાણભૂત ને ઐતિહાસિક ગણાતા 'વાલ્મીકિય રામાયણ'માં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે. તે ઉપરાંત અદ્વૈતવાદી વેદાંતીઓને અતિશય પ્રિય થઇ પડેલો 'અધ્યાત્મ રામાયણ' નામનો ઐતિહાસિક ગ્રંથ જે કેવળ ઐતિહાસિકજ નથી પણ સાક્ષાત્ આધ્યાત્મિક જ્ઞાન ગ્રંથજ છે અને જેનો આરંભ ભગવાન શંકર તથા પાર્વતીના સંવાદરૂપેજ કરવામાં આવેલ છે તેમાં સાક્ષાત્ જગદંબા દેવી પાર્વતી પ્રત્યે ભગવાન શંકર આ પ્રમાણે કહે છેઃ—

रामः परात्मा प्रकृतेरनादिरानंद एकः पुरुषोत्तमो हि ।
स्वमायया कृत्स्नमिदं हि सृष्ट्वा नभोवदंतर्बहिरास्थितो यः ॥

'શ્રીરામચંદ્ર પ્રકૃતિથી પર–શ્રેષ્ઠ–પરમાત્મા છે, અનાદિ છે, આનંદ સ્વરૂપ છે, એકજ છે અને પુરુષો–સર્વ ચેતનોમાં ઉત્તમ છે; જેમણે પોતાની માયાથી આ સગ્રગ્ર જગતને સરજીને તેની અંદર તથા બહાર આકાશની પેઠે નિવાસ કર્યો છે–તે વ્યાપક પરમેશ્વર તે રામચંદ્ર છે.' તેજ આ શ્રુતિના શબ્દોમાં કહેવાયું છે—

अंतर्बहिश्च तत् सर्वं व्याप्य नारायणः स्थितः ।

આ સર્વ જગતમાં અંદર ને બહાર શ્રીનારાયણ વ્યાપીને રહ્યા છે. એ રીતે શ્રુતિ વાક્યનો તથા રામાયણનાં વચનોનો બરાબર સમન્વય થાય છે. ભગવાન બ્રહ્મા જે કંઇ કહે છે તેજ ભગવાન શંકર પણ કહે છે. શ્રુતિવાક્ય પણ તે બન્નેનાં વચનમાં સાક્ષીભૂત બને છે. આ વસ્તુ સર્વમાન્ય હોઇ શ્રૌતસ્માર્ત સર્વ ગ્રંથોમાં સર્વાનુમતે જોવામાં આવે છે. તેથી સિદ્ધ થઇ ચૂક્યું છે કે, 'સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.' બ્રહ્મદેવે સ્વકંઠે તે વસ્તુનો નિર્દેશ કર્યો, ને

પોતે આવીને તેમનુ સ્તવન પણ કર્યું. ભગવાન શંકરે પણ પાર્વતી પ્રત્યે કહ્યું છે કેઃ—

**भजंति चाहर्निशमप्रमत्ताः परं पदं यांति तथैव सिद्धाः ।**

'એ સર્વમાન્ય દેવ શ્રીરામચંદ્રજીને સિદ્ધ પુરુષો અહર્નિશ સાવધાન રહી ભજ્યા કરે છે, તે પરમપદને પ્રાપ્ત કરે છે.' આ ઉપર દૃષ્ટાંત પણ સુપ્રસિદ્ધ છેઃ—

મરાં મરાં કહેતે મુનીશ વાલ્મીક ભયે,
રામ રામ કહેતે ન જાને કોન પદ હૈ;
રામ નામ લીયો તાને રામજી કો ધામ પાયો,
પ્રબલ પ્રતાપ સબ પોથીનમેં ગદ હૈ;

બીજી પોથીઓનું શું કામ છે? શ્રી કાશીખંડમાંજ જોઈ લો; જેના આધારે તેમજ બીજા અનેક પ્રામાણિક ગ્રંથોના આધારે ગોસાંઇજી શ્રી તુલસીદાસ કહે છેઃ—

મહામંત્ર જો જપત મહેશુ, કાશી મુક્તિહેતુ ઉપદેશુ.

આ વાતથી કોઇકજ અજાણ્યું હશે. કાશીમાં મરણ પામવાથી મુક્તિ કયા કારણે મળે છે? આનો ઉત્તર માત્ર એજ હોઈ શકે કેઃ—

સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.

એ રામ તે બીજા કોઇ નહિ પણ જે સીતાજીની શોધમાં વનવગડે ભટક્યા હતા, જેમને શંકર ભગવાને ઉપાસ્ય દેવ તરીકે પ્રણામ કર્યા ત્યારે સતીને ઉલટો સંદેહ થયો હતો. આ પ્રસંગ દેશપ્રસિદ્ધ તુલસીકૃત રામાયણમાં આ રીતે વર્ણવ્યો છેઃ—

શંભુસમય તીંહીં રામહીં દેખા,
ઉપજા હીમ અતિ હર્ષ વિશેષા.
ભરી લોચન છબી સિંધુ નિહારી,
કુસમય જાની ન કીન્હ ચીન્હારી.
જય સચ્ચિદાનંદ જગપાવન,
અસકહિ ચલે મનોજ નશાવન.
ચલે જાત શિવ સતી સમેતા,
પુની પુની પુલકિત કૃપાનિકેતા.

એ રીતે કેવળ દર્શનથીજ કૃપાસાગર ભગવાન શંકરના અંગમાં આનંદ ઉભરાઇ ગયોઃ—

એવા સેવ્યા જેવા છે દેવાધિદેવાજ શ્રીરામ. [પરંતુ—]
સતી સો દશા શંભુકી દેખી, ઉર ઉપજ્યા સંદેહ વિશેષી;
શંકર જગતવંદ્ય જગદીશા, સુરનર મુનિ સબ નામત શીશા.
ઉન્હ કીન્હે નૃપ સુતહિ પ્રણામા, કહી સચ્ચિદાનંદ પર ધામા;
ભયે મગ્ન છબી તાસુ વિલોકી, અજ હું પ્રીતિ ઉર રહત ન રોકી.
અસ સંશય મન ભય હુ અપારા, હોય ન હૃદય પ્રબોધ પ્રચારા;
યદ્યપિ પ્રકટ ન કહેઉ ભવાની, હર અંતરયામી સબ જાની.
સુનહુ સતિ તવ નારી સભાઉ, સંશય અસિ ન ધરઉ ઉરકાહુ;
જાસુ કથા કુંભજ મુનિ ગાઈ, ભકિત જાસુ મૈં મુનિહિ સુનાઈ.
સોઇ મમ ઈષ્ટદેવ રઘુવીરા, સેવહી જાહિ સદા મુનિ ધીરા;

છંદ

મુનિધીર યોગી સિદ્ધ સતત વિમલ જન જેહિ ધ્યાવહિ,
કહિ નેતિ નિગમ પુરાણ આગમ જાસુ કીરતિ ગાવહિ;
સોઈ રામ વ્યાપક બ્રહ્મ ભુવનિ કીય પતિ માયા ધની,
અવતરે અપને ભક્ત હિત નિજ તંત્ર શ્રી રઘુકુળ મણિ.

આ પ્રમાણે ભગવાન શંકરનાં શ્રીમુખનાં વચનમાં પણ જો શંકાદષ્ટિથી જોવાય તો આગળ ઉપર શા હાલ થાય? તે માટે તે પ્રસંગ રામાયણમાંથી કાઢીને વાંચી લેવો ને પછી કબૂલ કરવું કેઃ—

સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.

કારણ એજ કે જ્યારથી શ્રીરામચંદ્ર પ્રકટ થયા ત્યારથી માંડીનેજ ત્રિકાલજ્ઞ ભગવાન શંકરને તેમનું નામ એટલુ બધું તો પ્રિય થઇ પડયું ને એમના નામમાહાત્મ્યથી એટલા બધા તો જાણીતા હતા કેઃ—

નામ ભાવ જાન શિવનીકો, કાલકૂટ ફલ દિન્હ અમીકો.

અને પછી તોઃ—

મહિમા જાસુ જાન ગણરાઉ, પ્રથમ પૂજીયત નામ પ્રભાઉ.

એક સમયે-પોતાના બીજા અવતારમાં (પાર્વતીના સ્વરૂપમાં) સતી દેવીએ જ્યારે એકાદશીનું વ્રત કર્યું હતું

ત્યારે દ્વાદશીના દિવસે પોતાના નિત્ય નિયમ પ્રમાણે સહસ્ર નામનો પાઠ જો કરે છે તો દ્વાદશી પારણાનો તે દિવસે ઘણોજ અલ્પ સમય હોવાથી વ્રત કર્યું અફળ જતું હતું અને દ્વાદશી પારણા કરી લે છે તો પોતાના નિત્ય નિયમનો ભંગ થતો હતો; તે વેળા—એ ધર્મ સંકટના સમયે સતી દેવી ઘણાંજ ગુંચવણમાં પડયાં ત્યારે સર્વજ્ઞ ભગવાન શ્રીશંકરે તેમને કહ્યું કેઃ—

राम रामेति रामेति रमे रामे मनोरमे ।
सहस्रनामतत्तुल्यं रामनाम वरानने ॥

એમ શંકરદેવે જણાવ્યું એટલેઃ—

**સહસ્રનામસમ સુની પ્રિયવાણી,**
**જપી જે બીજ પ્રિય સંગ ભવાની.**

આમ શંકર ભગવાનનું આખુંય કુટુંબ રામરસમાં લીન રહ્યા કરે છે. માટે સિદ્ધ થાય છે કે આ જગતમાં રામ એ સર્વોત્કૃષ્ટ મહાન દેવ છે, તેમનાથી બીજો કોઇ મોટો દેવ છેજ નહિ. પંચાયતન—પૂજનમાં ત્રણ અંગો મળી નક્કી કરવામાં આવ્યું છે કે બીજાં જે બે અંગ છે તે સૂર્ય ને વિષ્ણુ છે અને તે બન્ને સ્વરૂપ શ્રીનારાયણ છે. આ નારાયણ તે બીજા કોઇ નહિ, પણ સૂર્યવંશમાં પ્રકટ થયેલા શ્રીરામચંદ્ર તેજ શ્રીનારાયણ છે. કેમકે સૂર્ય તથા વિષ્ણુ બન્ને એક મળી તે રામસ્વરૂપે નારાયણજ પ્રકટ થયા છે. તેજઃ—

સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.

અને જો તુલસીદાસજીના શબ્દોમાં કહીએ તોઃ—

ચાલું એદ ડખોલકે, આખર કહેઓ રામ,
તુલસી તાતે બસ કરો, રખો યાહિસે કામ.

ભગવાન શંકરદેવ તેમનોજ મહિમા દર્શાવતા વદે છેઃ-

रामः सत्यं परं ब्रह्म रामात् किंचिन्न विद्यते ।
तस्माद्रामस्वरूपोऽयं सत्यं सत्यमिदं जगत् ॥

રામ એજ સત્ય પરબ્રહ્મ છે. રામથી બીજું કંઇ પણ આ જગતમાં નથી. માટે શ્રીરામસ્વરૂપજ આ સર્વ કંઇ છે

અને તેથીજ આ જગત સત્ય સત્યસ્વરૂપ છે.

અને 'શ્રીરામ' નામના જપથી પણ આ સર્વોત્કૃષ્ટ ફલપ્રાપ્તિ કહેવામાં આવે છે:—

श्रीराम रामेति जना ये जपंति च सर्वदा ।
तेषां मुक्तिश्च भुक्तिश्च भविष्यति न संशयः ॥

જે મનુષ્યો 'શ્રીરામ રામ' એ પ્રમાણે સર્વદા જપ્યા કરે છે તેઓને આ જગતના સર્વ ભોગો તથા અંતે મોક્ષ પણ પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી. આનું કારણ માત્ર એજ છે કેઃ—

જીવ જાતમાત્રના વિરામ એ,
સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.

વેદોમાં જે કંઇ કહેવામાં આવ્યું છે તેને પોતાના અવતાર દ્વારા શ્રીરામચંદ્રજીએ જગતને શીખવવા માટેજ પોતાના આચરણમાં આચરી બતાવ્યું છે. તેની સાબીતી તેમના પ્રત્યક્ષ અનુભવી મહર્ષિ વાલ્મીકિએ ચોવીસ હજાર શ્લોકથી (રામાયણ સ્વરૂપે) સમગ્ર જગત આગળ ધરી દીધી છે, અને શ્રીશુકદેવજીએ પણ શ્રીમદ્ ભાગવતમાં ખાસ પ્રસંગ લાવીને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધી છે. જુઓઃ—

भगवानेष साक्षाद् ब्रह्ममयो हरिः ।

આ શ્રીરામચંદ્રજી સાક્ષાત્ બ્રહ્મમય ભગવાન શ્રીહરિ પોતેજ છે; અને—

तस्यानुचरितं राजनृषिभिस्तत्त्वदर्शिभिः ।
श्रुतं हि वर्णितं भूरि त्वया सीतापतेर्मुहुः ॥

'હે રાજા પરીક્ષિત! તત્ત્વદ્રષ્ટા ઋષિએ પુષ્કળ વર્ણવેલું તે સીતાપતિ શ્રીરામચંદ્રજીનું ચરિત્ર, તેં વારંવાર સાંભળ્યું હશે.' મહર્ષિ વાલ્મીકિએ વર્ણવેલા એ શ્રીરામચરિત્રના સંબંધમાં સર્વ કોઇ કહે છેઃ—

चरितं रघुनाथस्य शतकोटिप्रविस्तरम् ।
एकैकमक्षरं पुंसां महापातकनाशनम् ॥

. - રઘુનાથ શ્રીરામચંદ્રજીનું ચરિત્ર સો કરોડ શ્લોકોના વિસ્તારવાળું છે. તેનો એક એક અક્ષર મનુષ્યોનાં મોટાં પાપોનો નાશ કરનાર છે. મહર્ષિ વાલ્મીકિ તે આદિ કવિ હતા; તેમણે પ્રારંભમાંજ રામચરિત્ર વર્ણવ્યું, ને તે પછી બીજાઓએ તેમનુંજ વર્ણવેલું જુદી જુદી ભાષાઓમાં ને જુદા જુદા શબ્દોમાં રામચરિત્ર આલેખ્યું; તે ઘણું કરી સર્વ કોઇએ સાંભળ્યુંજ હશે. એ પરમેશ્વરના ચરિત્રમાં ખાસ નોંધવા લાયક એજ વસ્તુ છે કે, 'જીવજાત માત્રના વિરામ.' ને તે કેવા જીવોના ? હરકોઈ કામી, લોભી–ગમે તેવો જીવ હોય તોપણ તે પ્રભુ તેને પોતાનોજ ગણે છે–સંતોષે છે. આવું અગાધ કરુણાસાગરપણું સ્મરણમાં આવતાં શ્રીશુકદેવજી સંક્ષિપ્ત રામચરિત્ર દર્શાવતા કહે છેઃ—

गुर्वर्थे त्यक्तराज्यो व्यचरदनुवनं पद्मपद्भ्यां प्रियायाः ।
पाणिस्पर्शाक्षमाभ्यां मृजितपथरुजो यो हरीन्द्रानुजाभ्याम् ॥
वैरूप्याच्छूर्पणख्याः प्रियविरहरुषा रोपितभ्रूविजृंभ- ।
त्रस्ताब्धिर्बद्धसेतुः खलदवदहनः कोशलेन्द्रोऽवतान्नः ॥

'જે શ્રીરામચંદ્ર, પોતાના પિતા માટે રાજ્યનો ત્યાગ કરી સીતાજીના હાથનો પણ સ્પર્શ સહન ન કરી શકે તેવા કોમળ ચરણથી પ્રત્યેક વનવગડામાં ભટકયા હતા; જેમના માર્ગના પરિશ્રમને હનુમાનજી તથા લક્ષ્મણજીએ દૂર કર્યો હતો; શૂર્પણખાના નાક–કાન કાપી લઇ તેણીને વિરૂપ કરવાથી (તેણીએ લોભાવેલા રાવણે સીતાજીનું હરણ કર્યું ત્યારે) પ્રિયાના વિરહને લીધે ઉત્પન્ન થયેલા ક્રોધથી જેમની ભ્રૂકુટી ચઢી ગયેલી હતી અને તે ભ્રૂકુટીના વિલાસમાત્રમાં જેમનાથી સમુદ્ર ત્રાસી ગયો હતો, અને (પછી સમુદ્રની વિનતિથી) જેમણે સમુદ્ર પર પૂલ બાંધ્યો હતો તે રાવણ આદિ ખળ પુરુષોના વનને દાવાનળ સમાન કોશલેન્દ્ર રામચંદ્રજી, અમારૂં રક્ષણ કરો.'

પોતાની પ્રિયા સીતાજીના કમળ જેવા કોમળ હાથનો સ્પર્શ પણ કઠોર લાગે એવા ચરણોથી શ્રીરામ પ્રભુ વન-

વગડે શામાટે ભટકયા હતા ? કેવળ ભક્તજનોનાં સંકટ દૂર કરવા માટેજ. રાજા દશરથે સામાન્ય સેવાકર્મ કરી પોતાના પુત્ર થવા પ્રાર્થના કરી તેટલામાં તો તે સેવાના બદલામાં પોતે તેના પુત્ર તરીકે અવતરી તેને પોતાના ગુરુ ગણ્યા !! તેની પ્રિયા કૈકેયીને પણ પરમપૂજ્ય માતા ગણી. કામવશ થયેલા પિતાના વચન પાલન ખાતર પોતાને પ્રાપ્ત થતી સંપૂર્ણ રાજ્યલક્ષ્મીનો સત્વર પરિત્યાગ કરી વનવાસનાં કષ્ટ સ્વીકારી લીધાં, તેનું રહસ્ય પણ ભક્તવાત્સલ્યપણુંજ હતું. આવા પરમ દયાળુ ને પોતે સર્વજ્ઞ તથા સમર્થ છતાં કેવળ અન્યના માટેજ પરિશ્રમ સહન કરનાર પ્રભુ, ખરેખર બીજા કોઇપણ જગતમાં દુર્લભજ છે. માટેજ કહેવું યોગ્ય છે કેઃ—

સેવ્યા જેવા છે દેવાધિદેવ એ શ્રીરામ.

માની લયો કે, માતા–પિતાનું કાર્ય તો કરે એમાં કંઇ નવાઇ જેવું નથી, પણ જે પ્રીતિ નિઃસ્વાર્થી પોતાના બંધુ લક્ષ્મણ પર હતી તેજ પ્રીતિ સ્વાર્થી ને મતલબી સુગ્રીવ પર ! બન્ને પર સમાન મિત્રભાવ ! એમ લક્ષ્મણ તથા સુગ્રીવની સેવા સ્વીકારી આનંદપૂર્વક પોતે વનમાર્ગ કાપ્યો. તેનો ઉદ્દેશ ? તે પણ એજ કે મહર્ષિઓ પોતાની ભકિત કરી રહ્યા હતા, તેમનાં દુઃખો દૂર કરવાં હતાં. તે માટેજ તેમના આશ્રમોમાં ભટકયા, ને શૂર્પણખા જેવીથી પણ વૈર કર્યું; જેના પરિણામમાં પોતાની પ્રિયાના હરણ સુધીનો પ્રસંગ આવી પહોંચ્યો. તે પણ સહ્યો. તેમના સામર્થ્યનું માપ તો જુઓ ! લગાર ક્રોધ કરી આંખ ઉંચી કરી, તેટલામાં તો સમુદ્ર થરથરી ગયો. તુરતજ પોતાના ઉપર પથ્થરો તારી પૂલ તૈયાર કરી આપ્યો. વળી કેવળ ઋષિમુનિઓનું કલ્યાણ કરવા માટેજ સીતાવિયોગ સહન કરી તેના નિમિત્તે દુષ્ટ રાવણ જેવાઓના કુળરૂપી વનને બાળીને ભસ્મ કરી નાખ્યું, ને પૃથ્વીનો ભાર ઓછો કર્યો. અર્થાત્ સર્વ નિમિત્ત પોતાના ઉપરજ ઉભું કરી સર્વ દુઃખ પોતે જાતેજ સહન કરી કેવળ

પરાર્થે પોતાનાં સર્વસ્વનો તથા સુખનો ભોગ આપનાર એવો રામચંદ્ર જેવો પ્રભુ ક્યાં છે? એવાં કષ્ટ સહેવાં, એ કહેવું સહેલું છે, પણ સહી બતાવવું કઠિન છે. માટેજ 'સેવ્યા જેવા છે દેવાધિદેવા શ્રીરામ' ને છેવટે જેટલી પોતાની પ્રજા ગણાઇ જે કોઇ કોશલવાસી પ્રાણી હતું તે સર્વનો ઉદ્ધાર!! આવો ઉદ્ધાર કોણ કરી શકે? માટેજ એ 'જીવ જાત માત્રના વિરામ' કહેવાયા છે. આમ સમજીનેજ શુકદેવજી પોતે પણ પોતાનું રક્ષણ તેમની પાસેથીજ માગી લે છેઃ–'તે કોશલેન્દ્ર રામચંદ્રજી અમારૂં રક્ષણ કરો.' અર્થાત્ શુકદેવજી જેવા પણ પ્રાર્થનાપૂર્વક સેવન કરી બતાવે છે, તેથી અતિશય દૃઢ થાય છે કે, એવા સમર્થ પ્રભુજ 'સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ' અને તે પણ 'જીવજાતમાત્રના વિરામ.' એટલે કે સંપૂર્ણ આનંદનીજ આ રામકથા છે. તેનું સંક્ષિપ્ત વર્ણન ગોસાંઇજી શ્રીતુલસીદાસજી લખે છેઃ—

### પદ

ગમે તે રાગમાં ગાઈ શકાય છે.

ઐસે રામ દિનહિતકારી,
અતિકોમળ કરુણાનિધાન, બીનકારણ પર ઉપકારી. ઐસે૦
સાધનહીન દીન નિજ અઘવશ, શિલા ભઈ મુનિનારી;
પ્રહ તે ગવની પરસી પદપાવન, ઘોર શાપતેં તારી. ઐસે૦
અધમ નિષાદ યદ્યપિ તામસતન, મૂઢમતિ વનચારી;
ભેટયો હૃદય લગાઈ પ્રેમવશ, નહિ કુલજાત બિચારી. ઐસે૦
યદ્યપિ દ્રોહ કીયો સુરપતિ સુત, કહી ન જાય અઘભારી;
સકલલોક અવલોકી કહન સો, શરણ ગએ ભય ટારી. ઐસે૦
વિહંગયોનિ આમિષ અહાર પર, ગીધ કૌન વ્રતધારી;
જનક સમાન ક્રિયા કીની નિજકર, સબ બાત સમારી. ઐસે૦
કપિ સુગ્રીવ બંધુ ભયે બ્યાકુળ, આયો શરન પુકારી;
સહિ ન સકે જનકો દારુણ દુઃખ હન્યો વાલી સહી ગારી. ઐસે૦
રિપુકો બંધુ બિભીષણ નિશિચર, કૌન ભજન અધિકારી;
લંકપતિ કર દીયો પ્રથમ તે, ભેટે ભુજા પસારી. ઐસે૦
અશુભ હોત જીનકે સમરન તે, વાનર રીંછ વિકારી;
વેદવિદિત પાવન કિય તે સબ, મહિમા નાથ તુમ્હારી. ઐસે૦

કહાં લગી કહું દીન અગણિત, જીનકી તુમ વિપતિ નિવારી;
કલિમલગ્રસ્ત દાસ તુલસી પર, કાહે કૃપા બિસારી. ઐસે૦

આમાં તુલસીદાસજી તો 'કૃપા બિસારી' એમ કહે છે, પણ વસ્તુતઃ શ્રીરામ પ્રભુએ તેમના પર કૃપા વિસ્તારી હતી. તે ત્યાંસુધી કે ત્રણ ત્રણ વખત પ્રત્યક્ષ સાક્ષાત્કાર!!! તુલસીદાસજીને પ્રત્યક્ષ રામદર્શન થયેલાં, તેમાં જગતનું આ વચન પ્રમાણભૂત છેઃ—

ચિત્રકોટ કે ઘાટ પર, ભઇ સંતન કી ભીડ;
તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર.

એટલે આજના આ ઘોર કલિકાલમાં પણ તેજ પ્રભુ—

જીવ જાત માત્રકા વિરામ એ, સેવ્યા જેવા છે દેવાધિદેવા શ્રીરામ.

પણ એ રામભજન પહેલાં આટલું જો બની જાય તોજ એ પ્રભુનો સાક્ષાત્કાર દુર્લભ નથીઃ—

સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણગ્રામ
એ. સેવ્યા૦

કારણકે શ્રીતુલસીદાસના સંબંધમાંજ કહેવાય છે–'ભૂતનસેં હનુવા મીલે, હનુમાનસેં રામ.' તુલસીદાસજીનું જીવન જોઇએ તો, પ્રથમ એ એક મહાન સંસારી હતા. અત્યંત સ્રીલુબ્ધ! છતાં પાછળથી 'સંત પ્રભાવે, (થયા) નિર્મલ ભાવે' અને પછી તો પ્રભુ એવા આકર્ષાયા કેઃ–

ચાલીને આવ્યા ગુણગ્રામ એ, સેવ્યા જેવા છે દેવાધિદેવા.

પરંતુ આપણે કેવળ આપણા પોતાના બળ ઉપરજ આધાર રાખીને જો રામભજનનો સત્વર આરંભ કરી દઇએ તો એ નિશ્ચય છે કેઃ—

જીવ જાતમાત્રના વિરામ એ, સેવ્યા જેવા છે દેવાધિદેવા શ્રીરામ.

આ વચન પ્રમાણે આપણે પણ શ્રીરામનો સાક્ષાત્કાર કરી શકીએ, એમાં સંશય નજ હોય. મહારાજથી વિભીષણ ક્યાં ? ને હનુમાનજી ક્યાં ? તુલસીદાસનાં વચનમાં વિભીષણ કહે છેઃ—

સુનહુ પવનસુત રહની હમારી,

છમી દસનન બીચ ઝીભ બીચારી;
તામસ તન કછુ સાધન નહિ,
પ્રીત ન પદસરોજ મનમાંહી. [પરંતુ—]

અબ મોહે ભા ભરોંસ હનુમંતા,
બીનુ હરિકૃપા મીલહી નહિ સંતા.

જ્યારે હરિકૃપા થાય છે ત્યારે ભગવાન પોતેજ કોઈ સંતને મોકલી આપે છે, જેનો સહયોગ થતાં આપણું હૃદય સંપૂર્ણ નિર્મળ બની રહે છે. ખેડુત જમીનને ખેડી રાખે છે, ત્યારે સમય થતાં ઇશ્વર વરસાદને મોકલેજ છે; પછી તે તૈયાર ખેતરમાં નિર્મળ જળ પડે છે અને તેમાં છૂટાં છૂટાં વેરી નાખેલાં ઝીણાં ઝીણાં બીજોમાંથી કેટલાંગણાં બીજો તૈયાર થાય છે? તેજ પ્રમાણે આ હૃદયક્ષેત્રમાં વાવેલાં ભક્તિનાં બીજ ઉપર ઇશ્વરસેવનરૂપી જળનું સિંચન થતાં તેમાંથી અનેકગણાં બીજો તૈયાર થાય છે. માટે આપણાથી બને તેટલી સેવાભક્તિ કર્યેજ જવી; પરંતુ તેનો ક્રમ આવો છે.

સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણગ્રામ એ.

કદાચ માનીએ કે મહારાજા વિભીષણ તો મૂળથીજ ઋષિપુત્ર હતા અને મહાશ્રીમંત પણ હતા, તેથી તેમને પ્રભુનો ભેટો થાયજ ને? પરંતુ ઉપરના પદમાંજ એક સમાધાનકારક કડી મૂકી દીધી છે, તે આ રહી:—

અધમ જાતિ શીવરી યોષિત, કહાં લોક વેદ તે ન્યારી;
જાની પ્રીત દે દરશ કૃપાનિધિ, સો રઘુનાથ ઉદ્ધારી.
ઐસે રામદિન હિતકારી.

આવા શ્રીરામચંદ્રજીનું અદ્ભુત ને ઉદ્ધારક ચરિત્ર છે. તેનો આ અમુક વિભાગજ 'શબરી ચરિત્ર'માં અહીં આલેખાય છે; જેના વાંચનથી સાત્વિક સજ્જનો સત્વર નિશ્ચય કરી લેશે કે:—

સેવ્યા જેવા છે દેવાધિદેવા શ્રીરામ, જીવજાત માત્રના વિરામ.
સંત પ્રભાવે નિર્મલ ભાવે, આવે ચાલીને ગુણગ્રામ એ.

તે કેવી રીતે? તે આ આખ્યાન જુઓ:—

# શ્રી શબરી–આખ્યાન

## પદ

સેવ્યા જેવા છે દેવાધિદેવાજ શ્રીરામ,
જીવજાત માત્રના વિરામ એ. ટેક.
સંત પ્રભાવે નિર્મલ ભાવે, આવે ચાલીને ગુણગ્રામ એ.

જેમ શબરીને ઘેર ભગવાન શ્રીરામચંદ્ર પોતે ચાલીને ગયા હતા. તે ક્યારે ? ક્યાં ? એ શબરી કોણ હતી ? તે એના પૂર્વજન્મની કથા જે પુરાણાંતરમાં છે તે સહિત અહીં કહેવામાં આવે છે:—

### મરાઠી સાખી

ઋષિ દંપતી ખુશીથી અતિ, રહેતાં હતાં ભુવનમાં;
સતીને પ્રીતિ હતી પતિ પર, ધરતી પતિવ્રત વનમાં;
રહેતી સેવનમાં હાં હાં......ન ચૂકતી કો ક્ષણમાં.
કંદમૂળ ફળ લેવા સારૂ, વને ગયા પતિ ત્યાં તો;
પ્રસવ્યો પુત્ર ભોળી બ્રાહ્મણીને, ખુશી થઈ મનમાં તો;
ન કર્યો તાંતો હાં હાં આં......રાખ્યું છાનું જનમાં તો.
પતિ આવ્યા કે પાદ પખાળ્યા, પૂજન કરી જમાડયા;
ત્યાં રોયો સુત એ અદ્દભુત લહી, સમજ્યા પૂરા દહાડા;
તેવા તાડયા હાં આં......ઉરના ઉભરા કહાડયા.

ઋષિ તો નિત્ય ધ્યાનમાંજ મગ્ન રહેતા. તેમને સ્ત્રીના અંગ સામે જોવું પણ શામાટે ? તેમને તો તેજ વખતે જ્યારે બાળક રોયો ત્યારેજ ખબર પડી, એટલે સ્ત્રીના તરફ બરાબર જોઈને બોલી ઉઠયા:—

કોણ રૂવે છે રે એ નારી, બોલી સત્ય બિચારી;
સુત પ્રકટયો પણ સેવા કરવા, વાત ન સદ્ય ઉચારી;
તમને ભારી હાં આં......અડચણ પડશે ધારી.

### ગઝલ

'અહો પ્યારા પ્રભુ મ્હારા' એ રાગ.
એટલે 'સુનો તુમ યાર પરદેશી' એ દેશી.

વધા ત્યારે તપી ભારે, મુનિ એ નારને તાડી;
અરે ભુંડી કરી ભુંડી, ઉંડી બુદ્ધિ ન પહોંચાડી. ટેક.

અશૌચજ તેં નથી પાળ્યું, મને જમવાનું પણ આલ્યું;
આભડછેટેજ ઘર ઘાલ્યું, બધી વય ધૂળમાં કહાડી. વધા૦

એ બ્રાહ્મણી જન્મથીજ બિચારી ધંગધડાવિનાની વ્યવહારકુશળ તો નજ હતી; અગડમબગડમ કરીને એવા ધાર્મિક ગોટાળા કંઈ કંઇ કર્યાજ કરતી, તેથી તેના પતિ કંટાળી તો ગયાજ હતા, પણ તેના સર્વોત્કૃષ્ટ પાતિવ્રત્યના ગુણથી આકર્ષાઇને બીજું સર્વ કંઇ સહન કર્યે જતા હતા. પણ આજે તો મિજાજ ગયો. તેમણે ઉભરો ઠાલવ્યો કેઃ—

કરે વનમાં એવું શબરી, આવી એ છેક બેખબરી;
જનમી થા ભીલડી જબરી, કાળો કહી કહી તને દહાડી. વધા૦
સુણી રોઈ કંપી ગઈ નારી, થઈ ગઇ તોજ થાનારી;
અનુગ્રહ કરો દયા ધારી, વદી પડી પાદની અગાડી. વધા૦
દયા મુનિને દીલે આવી, શાપ્યું કરી ભૂલ જે ભાવી;
બતાવી પ્રીત પતિવ્રતમાં, કૃતિ બીજી નથી આડી. વધા૦

સામાન્ય વર્ણાશ્રમ ધર્મના પાલન કરતાં સ્ત્રીઓ માટે પાતિવ્રત્ય ધર્મ મહાપ્રબળ છે, અતિશય ઉત્કૃષ્ટ છે. તે જાળવવાના લોભમાં આ સ્ત્રીએ શૌચાદિ સામાન્ય ધર્મનો લોપ કર્યો છે, તેથી ધાર્મિક દૃષ્ટિએ પણ હાનિ ઓછી થવી જોઇએ, અને લાભ વિશેષ થવો યોગ્ય છે. કારણકે હરકોઇ મતિવાળી સ્ત્રી માટે તો તેણીનો પતિ એજ મહાન આરાધ્ય દેવ હોઇ તે પતિજ પ્રભુનો પ્રતિનિધિ ગણાય છે. તેની સેવા આ બિચારીએ અત્યંત આગ્રહપૂર્વક કરવા જતાં સામન્ય ધર્મની અવગણના કરી છે. પતિભક્તિ પર આ સ્ત્રીને એટલો બધો પ્રેમ છે ને તે માટે એટલો બધો આગ્રહ છે કે જેના પ્રભાવથી અન્ય ધર્મનો લોપ પણ હાનિકર્તા નજ થવો જોઇએ. કેમકે તુલનાત્મક દૃષ્ટિએ જોતાં તેના મુખ્ય પાતિવ્રત્યધર્મની મહા અમૂલ્ય કીંમત અંકાઇ ચૂકી છે; જેના બદલામાં આ પવિત્ર સ્ત્રીને તેણીનો પતિ જે મહાન પતિનો પ્રતિનિધિ છે તેનીજ દુર્લભ પ્રાપ્તિ થવી યોગ્ય છે. આ સ્ત્રીએ પોતાના પતિની ઉત્તમ સેવા કરી છે તેના સામર્થ્યથી તેણીનો આ જન્મ પછીનો જન્મ એવો પ્રાપ્ત થશે,

કે જેમાં સર્વ જીવોના પતિ પ્રભુ પરમાત્માનો તેણીને પ્રત્યક્ષ સાક્ષાત્કાર પ્રાપ્ત થશે. જો કે પ્રથમ આવેશમાં જે શાપ અપાઇ ગયો છે તે મિથ્યા તો નહિજ થાય, પણ તેનું પરિણામ સફળ ને સુંદરજ આવશે અને ખરા પ્રભુના સાક્ષાત્કારમાં ઉલટો તે નિમિત્તકારણ બનશે. ખરેખર, ખરા હૃદયથી પાળેલા પાતિવ્રત્ય ધર્મનું કેવું મહાન બળ છે ! એ અહીં સિદ્ધ થઇ ગયું છે. આ રીતે બરાબર સમજીને હરકોઇ જીવ પોતાના સાચા પતિ પરમેશ્વરની સેવા ભક્તિ કરી જો સાચો પાતિવ્રત્ય ધર્મ પાળે તો જગતના આ સ્ત્રીઓ માટેના પાતિવ્રત્ય ધર્મ કરતાંયે કેટલો બધો ઉચ્ચ ફળને આપનારો તે થાય ? તે સત્ય પતિવ્રત ધર્મનું પાલન કરનાર સાચો ભક્ત જો કદાચ સામાન્ય આચારધર્મનો વિલોપ કરે તોપણ તેને કોઈ જાતની હાનિ પહોંચતી નથી, તે આ ગીતાવાક્યમાં ખુદ ભગવાન કહે છેઃ—

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥

'જે મનુષ્ય અસ્ખલિત ભક્તિયોગથી મારૂં સેવન કરે છે તે આ સર્વ ગુણોને ઓળંગી જઇ બ્રહ્મસ્વરૂપ થવાને યોગ્ય બને છે.' આ શ્રીપ્રભુવચનના આધારે સિદ્ધ થાય છે કે, આ બ્રાહ્મણીને પણ તે શાપ અનુગ્રહરૂપ થવો જોઇએ. કેમકે તેણીએ પોતાના પતિને સાક્ષાત્ પ્રભુ સમજી અસ્ખલિત ભક્તિયોગથી તેમનું સેવન કર્યું હતું. તેણીએ સામાન્ય ધર્મપાલનમાં ભલે ભૂલ કરી પણ, તે પરિણામે લાભકર્તા થઇ પડયો, એમાં સંશય નથી. આ રીતે સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં સેવાભક્તિનો ક્રમ જો બરાબર જળવાય છે તો આ વાત નક્કી છે કેઃ—

સંત પ્રભાવે નિર્મલ ભાવે, આવી મળે ગુણગ્રામ.

કારણકે સંતવાક્ય કદી મિથ્યા હોયજ નહિ. જુઓ, નારદજીના શાપથી યમલાર્જુનનું કામ થઈ ગયું; દેવલમુનિના શાપથી હાહા તથા હૂહૂ નામના ગાંધર્વોને પ્રભુ

મળ્યા. તેજ પ્રમાણે અહીં પતિશાપના પરિણામે પ્રભુનો સાક્ષાત્કારજ થવો જોઇએ, આમ વિચાર કરી ઋષિ અનુગ્રહ કરતા બોલી ઉઠયાઃ—

પ્રતિવ્રત ધર્મ તેં પાળ્યો, તેથી આ ધર્મ તેં ટાળ્યો;
જશે નહિ શાપ તો ટાલો, થશે ફળ એથીજ અગાડી. વધા૦
કરીશ તું સંતની સેવા, દેખીશ તું દેવના દેવા.
ચાલી ઘેર આવશે લેવા, પ્રીતિ પોતેજ દેખાડી. [તે કોણ ?]
સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ. [કારણ કે—]
જીવ જાત માત્રના વિરામ એ. સેવ્યા જેવા છે૦

ગીતિ

આ ભવનું એ અવળું, પરભવ માટે પડયું પૂરું સઘળું;
ટળ્યું શરીર લઘુ દીનમાં, વનમાં શબરીતણું શરીર મળ્યું.

ચોપાઇ

પૂર્વના પતિવ્રતના પ્રતાપે, સંતસેવા ગમી આપો આપે;
જાતિ નીચ પોતાની વિચારી, પાસે તો જઇ ન શકે બીચારી.

પૂર્વજન્મમાં પતિસેવારૂપ જે-સત્કર્મ કર્યું હતું તેનાં બીજ, ફળરૂપે થવાનેજ શબરીને એ ભિલ્લજાતિનું શરીર મળ્યું હતું. જોકે શાપના પ્રભાવથી તેણીને ભિલ્લ જેવી નીચ જાતિમાં જન્મ લેવો પડયો હતો, પણ તેજ જન્મમાં પૂર્વનાં સત્કર્મોનું ફળ મળવાનું હતું, જેથી માટી પણ સોનાવાળી હતી ને ? કદાચ પૂર્વસંસ્કારના સહયોગથી ભલે તામસ શરીર પ્રાપ્ત થઇ જાય, પરંતુ જો મનોવૃત્તિ સાત્વિક હોય તો ડરવાનું કંઈ કારણ નથી. શરીર પરતું અભિમાન તે તો મિથ્યાજ મનાય છે, એટલે પ્રભુ પ્રાપ્તિમાં શારીરિક ઉચ્ચતા કે નીચતા કારણ નથી, કિંતુ માનસિક શુદ્ધિ અને મનનીજ નિર્મળતા મુખ્ય કારણ બને છે. માટેજ રૂપમદ, ધનમદ, યૌવનમદ તથા કુલમદ વગેરેને ત્યાજ્ય તરીકે શાસ્ત્રોમાં દર્શાવવામાં આવે છે; કેમકે તેની અસર મન પર થતાં માનસિક સાત્વિકતા નાશ પામે છે; ને પરિણામે મનની નિર્મળતા જતી રહેતાં તેમાં મલિનતા જામે છે. સેથી શબરીને તો એના પૂર્વજન્મના પતિનો શાપ કેવળ

અનુગ્રહરૂપજ થઇ પડયો. વીર અર્જુન ઉર્વશીના શાપના ભયથી કાલવશ નહોતા થયા; તેમણે નપુંસક થવાનો ઉર્વશીનો શાપ સ્વીકારી લઇને પણ અનીતિથી દૂર રહેવાનું ઉત્તમ માન્યું હતું. એ તેમને લાગેલો શાપ વિરાટનગરમાં ગુપ્ત રહેવાને ઉપયોગી થઈ પડયો હતો. એમ હીનપણામાંથી ઉત્તમપણું કરવાને પ્રભુ સમર્થ છે ને તેથીજ કહેવાય છે કે 'રામ કરે તે રૂડું.' એ વાત ચોક્કસ છે કે, પોતાના ભક્તના હીનપણામાંથી ઉત્તમપણું કરવા પ્રભુ તત્પરજ રહે છે. માટેજ કહ્યું છે કે, 'ગેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.'.

પણ તે પ્રભુનું સાક્ષાત્ સેવન સત્વર મળી શકતું નથી, જેથી તે માટે તે પ્રભુના સેવનનો અધિકાર પ્રથમ સંપાદન કરવાને તેમના ભક્ત-સંતોની સેવા આરંભમાંજ કરવી પડે છે, જેથી તેમના દ્વારા આપણને પણ પ્રભુપ્રાપ્તિ અવશ્ય થાય છે ને સાક્ષાત્ સેવનનો લાભ મળેજ છે. કેમકે પ્રાણીમાત્ર તે ભાગવત શરીર છે અને જેનો સંગ કરવામાં આવે છે તેના ગુણદોષ આપણામાં આવેજ છે. એ નિયમ પ્રમાણે સત્સંગથી આપણામાં તેમના ગુણો અવશ્ય આવે છે. આજ અભિપ્રાય આ શ્લોકમાં છેઃ—

संगः सर्वात्मना त्याज्यः स चेत् त्यक्तुं न शक्यते।
स सद्भिरेव कर्तव्यः संगः संगारिभेपजम् ॥

[અર્થાત્—] સંગ સર્વથા ત્યાજ્ય છે, પણ જો રહી ન શકાય;
તો કરવો તે સંતથી, (જે) કુસંગ દોષ ઉપાય.

એટલુંજ નહિ પણ સત્સંગનો લાભ જુઓઃ—

गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा।
पापं तापं च दैन्यं च सद्यः साधुसमागमः ॥

'ગંગા પાપને હરે છે, ચંદ્ર તાપને દૂર કરે છે, કલ્પવૃક્ષ દારિદ્રયનો નાશ કરે છે, ત્યારે સત્પુરુષનો સમાગમ પાપ, તાપ ને દારિદ્રય-એ ત્રણેને તત્કાળ દૂર કરે છે.' પણ આવા સત્પુરુષ કયાં મળે? આવાં બહાનાં સૌ કોઈ

કાઢે છે; ત્યારે ઘેર માંદગી આવતાં ઔષધ માટે વૈદ્ય કે દાક્તરની શોધમાં મુંબઇ કે ઉજ્જયિની સુધી જતાં પણ આળસ કે વિલંબ કોઇ કરતું નથી. સંસારરૂપી મહારોગને દૂર કરવા માટે સંતરૂપી વૈદ્યને પણ સત્વર ઉત્સાહથી શોધી લેવા તત્પર થવું જોઇએ. જો શોધીએ તો સંતસમાગમ અવશ્ય થાય છે. તેમજ 'એવા સંતોની સેવા આપણાથી કેમ થઇ શકે?' આ પણ બીજું એક બહાનું કાઢવામાં આવે છે. પણ તે માટે જુઓ આ શબરીનું વર્તન. તેણે પોતાનો સંસાર-રોગ દૂર કરવા માટે ઉત્તમોત્તમ મહર્ષિ મતંગનો આશ્રમ શોધી કહાઢયો, તેમની સેવા કરવા પોતે મન પર લીધું, ને સત્વર તે માટે પોતાનાથી બનતું કરવા તે તત્પર બની. તેણે મહર્ષિની સેવા કયા પ્રકારે શરૂ કરી?

**રાતે રાતે કાપી વૃક્ષ ભારી, બાંધે ઇંધણાંની રૂડી ભારી;**
**છાની નાખી આવે પરભારી, થાય એવી રીતે આભારી.**

હમેશાં લક્ષ્યમાં રાખવાનું છે કે હરકોઇ પ્રકટ સત્કર્મ કરતાં ગુપ્ત સત્કર્મ વિશેષ ફળદાયી થાય છે; કેમકે તેજ ખરેખરૂં ઈશ્વરાર્થે-યજ્ઞાર્થે થઈ શકે છે. પ્રકટ સત્કર્મ જે કરવામાં આવે છે તે જેને ઉદ્દેશીને કરવામાં આવે છે તેના જાણવામાં હોવાથી છેવટ તેના આશીર્વાદરૂપ તેનો બદલો પણ મળી જાય છે; તેમજ તેવું સત્કર્મ કરનાર મનુષ્ય પણ યશ કે કીર્તિ સંપાદન કરીને તેનો ફળભાગી થઇ જાય છે અને તે પોતાનો યશ કે કીર્તિ પોતાના સાંભળવામાં આવતાં તે કર્મ કરનારો મનુષ્ય કદાચ તેના એ પ્રત્યક્ષ ફળમાં ફસાય પણ ખરો; જેથી તેનો જે શુદ્ધ સાત્ત્વિક ભાવ હોય છે તે અને તે કર્મનો ઉદ્દેશ કેવળ પરમેશ્વર પ્રીત્યર્થેજ હોય છે, તે ચાલ્યો જાય છે, એટલુંજ નહિ પણ તેનાં મનની સ્થિતિ પણ બદલાઇ જાય, એવો સંભવ આવી લાગે છે. જેથી તેને પ્રાપ્ત થનારૂં ફળ પણ ઉચ્ચ સ્થિતિનું મટી હીન સ્થિતિનું બની જાય છે; તેની શુદ્ધ સાત્ત્વિક વૃત્તિનો જે યથાર્થ માર્ગ હતો તે પણ પલટાય છે અને બુદ્ધિની સાત્ત્વિકતા પણ હણાય છે. જે

મનુષ્ય કેવળ સાત્વિક પ્રકૃતિવાળો હોય છે તેને તો સત્કર્મ કરવાંજ ગમે છે, સાત્વિક કર્મની વાસના તેને તેવાં કર્મોમાંજ પ્રેરે છે ને તેથી ઉત્તરોત્તર સત્ત્વગુણનું આધિક્ય થતાં 'सत्वात् संजायते ज्ञानम्' તેવા મનુષ્યમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે, જેના પ્રતાપે 'ऊर्ध्वं गच्छंति सत्वस्थाः'-સત્ત્વગુણમાં સ્થિર થયેલા તે મનુષ્યો ઉચ્ચ પદે-ઉચ્ચ ગતિએ આરૂઢ થાય છે; માટે જો વિઘ્ન ન આવે તો નિત્ય સત્સંગમાંજ જોડાઈ રહેવું, જેથી સત્ત્વગુણની વૃદ્ધિ થતાં અનાયાસે ઇષ્ટસ્થાન પ્રાપ્ત કરી શકાય છે. આવા દૃઢ વિચારથી શબરીએ સત્ત્વગુણી સંતજનનાજ આશ્રમની શોધ કરી તેમનું સેવન કરવા માંડ્યું. જો કે તેણીનું શરીર ભિલ્લ જાતિનું હતું, પણ તેવા સન્માર્ગમાં જનારને પોતાની કોઇ જાતિ સાથે લેશમાત્ર સંબંધ નથી. એવા સત્સંગનિષ્ઠ મનુષ્યોને પોતાની જાતિનો સંબંધ રૂચતોજ નથી; કારણકે તેઓનું મન તો કેવળ ઉચ્ચપદ માટેજ અભિલાષ ધરાવતું હોય છે. આવાજ અભિપ્રાયથી પૂર્વજન્મની બ્રાહ્મણી તે શબરી સત્સંગ કરવાજ તત્પર બની, ને એટલા સત્સંગથી પણ તે ધરાઇ નહિ:-

પંપાસર જવાને રસ્તે, વાશીદાં વાળી રાખે સ્વહસ્તે;
કાઢી કાંટા કંકર હરખાય, જાણી જાવા દીસે ડરાય.
જોતાં જોડે જંગલ સરખાય, કીધેલો શ્રમ ઝટ પરખાય;
પ્રાત અચરજ સૌને લેખાય, કરનારૂં કોઇ ન દેખાય.

કોઇ બહારવટીયાને મદદ કે આશ્રય આપનાર મનુષ્યને પણ રાજનીતિ જો શિક્ષાપાત્ર ઠરાવે છે તો સ્નાન, ધ્યાન, તપ, તર્પણ તથા હરિભજન કરનારના કામમાં જો કોઇ સહાયક બને તો તે સહાયક ! મનુષ્ય, પુણ્યનો ભાગી કેમ ન બને? માટે જેને એ પ્રકારે સંતસેવા સ્વાભાવિક રીતેજ રુચતી હોય તે તો ધન્યવાદને પાત્ર છેજ, પણ જેઓને તેના તરફ રુચિ થતી ન હોય ને તે સિવાયના બીજા વિષયો તરફ વિશેષ પ્રીતિ થતી હોય તેઓએ સત્વર ચેતી જવાની જરૂર છે. તેઓએ પોતાના સત્ત્વ મનને જે

કંઇ ગમતું હોય તેને રજોગુણ તથા તમોગુણથી મિશ્ર સમજીને તથા પોતાનાં પૂર્વજન્મનાં કર્મોને પણ તેવાંજ રાજસિક તથા તામસિક જાણી લઈ, હવે ચેત્યા ત્યાંથી સવાર, એમ માની લઇ પોતાના મનને સુધારવાને તથા સત્ત્વગુણનિષ્ઠ બનાવવાને તુરતજ સત્સમાગમરૂપ ઉપાય આદરી દેવો જોઇએ, અને સંતસેવામાંજ પોતાનો સમય વ્યતીત કરવા પ્રયત્ન કરવો જોઇએ. એવા પ્રકારનો જે આરંભ તે પોતાના અભ્યુદયનોજ આરંભ છે, એમ માની લઇ પ્રતિદિન તે તરફ વિશેષ રસિક બનતા જવું જોઈએ. કારણકે જગતમાં આવીને જે કંઇ સાચી કમાણી કરવાની છે તેનો લાભ જો માત્ર સત્સંગથીજ થતો હોય તો સંતસેવનથી તેવો લાભ કેમ ન થાય ? જેમ વધુ સત્સંગ થાય તેમ વધુ લાભ મળેજ છે ને તે પણ જો આપોઆપ આવી મળે તો તેથી બીજું અહોભાગ્ય કયું ? અને તે સંતજન જો આપોઆપ કૃપા કરે તો પછી ખામી શી રહે ? ભગવાન શ્રીકૃષ્ણ, અર્જુનને ગીતાજ્ઞાન ઉપદેશતા એજ વસ્તુ પર વિશેષ ભારપૂર્વક કહે છેઃ–' प्रणिपातेन परिप्रश्नेन सेवया '–સજ્જનોને પ્રણામ તથા પ્રશ્ન કરીને તેમજ તેમની સેવા કરીને પણ તું તે જ્ઞાન સંપાદન કર. અર્થાત્ તાત્ત્વિક યથાર્થ ફળ સંત–સેવા વિના કદી પણ પ્રાપ્ત થતું નથી. માટેજ અમે કહીએ છીએઃ–' સંત પ્રભાવે નિર્મળ ભાવે '–એટલે કે ઈશ્વરપ્રાપ્તિમાં આ મુખ્ય ક્રમ છે. કેમકે સંતપ્રભાવથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને ચિત્તશુદ્ધિ પ્રથમ હોવીજ જોઇએ, એમ શાસ્ત્રો પણ ખાસ આજ્ઞા કરે છે. આ સંતપ્રભાવ શબરીને તો પૂર્વજન્મમાંજ પ્રાપ્ત થઈ ચૂક્યો હતો; માત્ર પોતાના ભાવમાં જે ભૂલ થઇ હતી, તેજ સુધારવાની હતી, જે પોતાના એ બીજા જન્મમાં તેણીએ સુધારી લીધી હતી, જેથી તેણીનો ભાવ પણ નિર્મળ થઇ ચૂક્યો હતો; છતાં સંતસેવાજ તેણીએ ચાલુ રાખી ને તે દ્વારા સાચી કમાણી કરી લેવા તે તૈયાર થઈ હતી. પછી તો તે સાચી કમાણી ક્યાં જવાની હતી ? પ્રકટ સત્કર્મજ મૂલ્યવાળું ગણાય છે, ગુપ્ત સત્કર્મ તો અમૂલ્ય છે.

### ગીતિ

મુનિમાં મતંગ જાતે, સહુ જન જાણે આશ્રમ કરનાર;
(આશ્રમના માલિક આ મતંગઋષિ પોતેજ છે.)
મુનિમાંથી સમજ્યા તે, સહુજન જાણે આ શ્રમ કરનાર.

આશ્રમના સર્વ મુનિઓએ તપાસ કરી કે આશ્રમની આ સફાઇ અને તે માટે આટલો બધો પરિશ્રમ કોણ કરે છે ? પણ કોઇથી તે વ્યક્તિ શોધી શકાઈ નહિ.

### હરિગીત

તેથી કહ્યું શિષ્યને જાગી રાતમાં મહેનત કરી, (તેને—)
શોધી કાઢો તે તમે જાગી રાતમાં મહેનત કરી;
અમથી કરે નહિ કોઈ મહેનત હેતુ કોઈ હશે જરૂર,
અમથી કરે નહિ કોઈ ખટપટ હેતુ કોઇ હશે જરૂર.
(આ તો અમારાથી પણ વધારે હિતેચ્છુ જણાય છે.)

### ગઝલ

રાગ પરજ

સ્વામીનું શાસન સ્વીકારી, શિષ્ય જાગ્યા રાતમાં;
આજ નક્કી ચોર પકડી, કબજે કરવો હાથમાં. ટેક૦
મધ્ય રાત વીતી ગઈ ત્યાં, ઉઠી શબરી યથાક્રમ;
નથી માહિતી રતિ શિષ્ય, ગુરુ તણી આ વાતમાં. સ્વામીનું૦
કાપવા લાગી તરુ કે, ખડાખટ શબ્દો થયા;
ધસ્યા તેવા શિષ્ય, પકડી રાખી બળથી બાથમાં. સ્વામીનું૦
(તેમનાં મનમાં તો એમજ હતું કે ચોર પકડાયો.)
ડરી ને પરહરી કરથી કુહાડો થથરી ગઈ;
કરી કબજ લઇ ગયા, મુનિ પાસ શિષ્યો સાથમાં. સ્વામીનું૦

ખરેખર, સત્કર્મ બળજબરીથી પણ સદ્ગુરુને મેળવી આપે છે. માત્ર તે સત્કર્મ નિર્મળ મનથી કરવું જોઇએ. જો તે સત્કર્મ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરવામાં આવ્યું હોય તો અવશ્ય તે ઇશ્વરનેજ પહોંચે છે અને તેથી તે અવશ્ય ફળદાયી બનેજ છે. સર્વના અંતર્યામી ને વ્યાપક પરમેશ્વર કયાં નથી ? જે સ્થળે તેમને યોગ્ય જણાય છે તે સ્થળે તે પોતે હરકોઇ

દેહદ્વારા મનુષ્યને ફળદાતા બને છે. એ રીતે શબરી પકડાઇ એટલે શિષ્યો તો ખુશખુશ બની ગયા. તેઓ સત્વર તેણીને પોતાના કુલપતિ ગુરુ મતંગ ઋષિ પાસે તેણીને લઈ ગયા. બસ, હવે ગુરુદ્વારા શબરીના સત્કર્મનો બદલો સમીપજ આવી પહોંચ્યો. ખરેખર 'नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति' ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છેઃ—હે તાત! કલ્યાણજનક હરકોઇ સત્કર્મ કરનાર મનુષ્ય કદી દુર્ગતિમાં જતો નથી–તેને માટે તો પ્રભુનાં દ્વાર ખુલ્લાં બની જાય છે. કર્યું કર્મ કદી પણ અલેખે જતું નથી. તે પછીઃ—

૫૬

'તેરા કુમથા જીપરવા' એ રાગ

વદ્યા મતંગ વાણી (૨) હાં રે વદ્યા મતંગ વાણી,
રે હો શબરી શાણી. ટેક૦
થરથરતી ભય ધરતી શાને, શીદ દુઃખમાં લેવાણી. શીદ૦
મહા ઉપકારી થઇ સુખકારી, ભારી ભારીઓ આણી. રે હો૦
મફત કાઇ તારાં નહિ લઈએ, દીન દુર્બલ જાણી. રે હો૦
લે નિત દામ નામ પાડીને, કર ચાહી કમાણી,
હાં રે કર ચાહી કમાણી. રે હો૦

હરકોઇ કર્મનું પ્રથમ ફળ સાંસારિક હોય છે. સત્કર્મનું ફળ શુભ હોય છે, તે માટે અનેક જાતની લાલચો સામે આવી ખડી થાય છે, પણ જેનું મન સાત્વિક બન્યુ હોય છે તે એવા પોતાના શુભ ભાવના બળથી એવી ફળની લાલચોમાં કેમ ફસાય ? સાત્ત્વિક કદી ભૂલેજ નહિ.

ઉભી રહી સુણી મુનિની વાણી શબરી જોડી પાણિ,
દીન બનીને થરથરતી ભરતી લોચનમાં પાણી;
સેવામાં લેવાને ચહાતી નિજ આશ્રિત સમ જાણી,
રહેવા આશ્રમમાં થઇ આજ્ઞા નિજ આશ્રિત સમજાણી.

તે તો સાધુસેવાનેજ ચાહતી હતી; 'इष्टं वैद्योपदिष्टम्' ભાવતું હતું ને વૈદ્યે રજા આપી. એ પ્રમાણે શબરીને તો અત્યંત આનંદ થયો. તેણીએ સાધુસેવા તુરતજ પ્રકટમાં સ્વીકારી લીધી. હવે તો બીનવારસી મટવાને ચાલ્યુ. પ્રભુને

ચીધું અર્પણ કરી શકવાની યોગ્યતા હજી તેનામાં નહોતી આવી; તેથી પ્રભુના સાચા સેવકોની સેવિકા બનવા તેણીની જન્મની જે ઇચ્છા હતી તે સફળ થઇ. તેણીએ તો એ પ્રભુભક્તોનેજ પોતાના પ્રભુ સ્વીકારી લીધા. ગુરુને પણ તેણીની કૃતિ ઉપરથી કંઇક અટકળ તો બંધાઇ હતી, ને તેની આકૃતિ, સભ્યતા તથા વિનયયુક્ત ભાપણથી સંપૂર્ણ પરીક્ષા થઈ ગઈ. ગુરુદેવ તે અતિ દીન, સાત્ત્વિક, શરણાગત ને મુમુક્ષુ શબરીને નિહાળીને એ ક્ષણનાજ સમાગમથી પ્રસન્ન થયા, એટલે તો શબરીના તાપ, પાપ ને દીનતા રહેજ કયાં ? એવા પવિત્ર સાધુપુરુષનાં દર્શન થયાં ને તે પણ અતિશય પ્રસન્ન સ્થિતિમાં ! એટલે પૂછવુંજ શું ? તે વેળા પોતે કેવા થવું જોઇએ ? કેવી રીતે રહેવું તથા વર્તવું જોઇએ ? એ ભાવ બરાબર પ્રકટી નીકળ્યો. શુદ્ધ ને પવિત્ર વાતાવરણની વચ્ચે શબરીના સત્કર્મનું ફળ મળી ચૂકયું ને ખાત્રી થઈ ગઈ કે એક ક્ષણનો પણ સત્સમાગમ કેવી સુંદર અસર ઉપત્તવે છે ? ખરેખર ઉત્તમ કૃતિવાળાની ઉત્તમ ગતિજ હોય. શબરીને મુનિઆશ્રમમાં વાસ અભીષ્ટ હતો, તે તેણીને મળ્યો.

### દોંડી

ભક્ત જાણીને વિરક્ત બહુ ભાવી,
પૂર્વજન્મ શોધી સમજ્યા મુનિ ભાવી.

શબરીની આકૃતિ, વિકૃતિ તથા પ્રકૃતિ જોઈ મુનિએ સમાધિદ્વારા સર્વ જાણી લીધું. તેમને જોશીની પેઠે કુંડળી કરવી પડે તેમ ન હતું. એ તો ત્રિકાલજ્ઞ હતા. તે પછીઃ—

કરી શિષ્ય હતી સાત્ત્વિક સ્વભાવી,
કૃપા જણવી દીધી પદે નિભાવી.

આશ્રમમાં નિવાસ કર્યો પછી શબરી, પોતાને યોગ્ય સેવા કરવા લાગી. કથા સમયે દૂર બેસી એકાગ્ર ચિત્તે તે કથાશ્રવણ કરવા લાગી. ઉચ્છિષ્ટ પ્રસાદ મળે તેને પણ પ્રભુ-પ્રસાદ સમજી તન-મનની શુદ્ધિ માટે અને જીવનની સફળતા

કરવા માટે તે પ્રેમપૂર્વક લેવા લાગી, ને એક ક્ષણ પણ હરિસ્મરણ વિનાનો ન જાય, તેની કાળજી રાખી શ્રીહરિને પણ ધીમે ધીમે ઓળખવા લાગી. એ રીતે રામ હૃદયમાં તો આવી પહોંચ્યા ને ઘણાજ ભાવવા લાગ્યા. પણ કેમ ન આવે:–

સંત પ્રભાવે નિર્મળ ભાવે, આવે ચાલીને ગુણગ્રામ એ
સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.

અને પ્રભુસ્મરણનું માહાત્મ્ય તો પ્રસિદ્ધજ છે. જુઓ:—

अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।
यः स्मरेत् पुंडरीकाक्षं स वाह्याभ्यंतरः शुचिः ॥

'મનુષ્ય અપવિત્ર હોય અથવા પવિત્ર હોય, ગમે તે સ્થિતિમાં રહ્યો હોય તે વેળા પણ શ્રીહરીનું જે સ્મરણ કરે છે તો તે બાહ્ય–આભ્યંતર સર્વથા પવિત્ર બની જાય છે' ખરેખર, ઘાયલની સ્થિતિ ઘાયલજ જાણે છે. સમજુના પરિશ્રમની કદર સમજુજ કરી શકે છે; કહ્યું છે:—

विद्वानेव विजानाति विद्वज्जनपरिश्रमम् ।
न हि वंध्या विजानाति गुर्वीं प्रसववेदनाम् ॥

'સમજુ મનુષ્યજ સમજુની કદર કરી શકે છે. વાંઝણી સ્ત્રીને પ્રસવની ભારે વેદનાની ખબર હોય ? વાંઝણીને તેનું ભાન હોતું નથી.' એજ પ્રમાણે ગુરુજી પોતે સંત હોવાથી સંતની સ્થિતિને સમજી શકતા હતા. શબરી, રામનામથી ગળગળી બનતી, કથાશ્રવણમાં એકચિત્ત થતી, અને જ્યાં પ્રભુભજન થતું હોય ત્યાં ઘણોજ રસ લેતી, એ જોઈ ગુરુદેવ સમજી ગયા કે, આ સ્ત્રી સંપૂર્ણ અધિકારી છે; શ્રીરામની પૂર્ણભક્ત છે; એટલે કે:—

### લાવણી લંગડી

પૂર્વજન્મ સમરી હરિજન જાણી મુનિ છાછ બહુ નવ રાખે;
પણ નવરાં જન એથી નિંદા અનેક વિધની ભાખે.

જેમ જેમ તે વધુ ભક્તિરસથી આર્દ્ર બની તેમ તેમ ગુરુજીની તેણીના પર વિશેષ કૃપા થવા લાગી; ને તેમ તેમ અજ્ઞાની જ્ઞાનીઓ, તથા કુળ, વિદ્યા ને તપના મિથ્યા અ-

ભિમાનીઓ એ વાતને ઉલટી સમજી તેમાં અનેક જાતની નિંદા કરવા લાગ્યાઃ—

શબરીમાં મોહ્યા મતંગ છે, એમ કોઇ દુષ્ટો બોલે;
કોઇ કહે છે ભીલના સ્પર્શે, બીજાને પણ બોળે.

પણ તેઓ આ વાતને ક્યાંથી જાણેઃ—

न शूद्रा भगवद्भक्ता विप्रा भागवताः स्मृताः ।
सर्ववर्णेषु ते शूद्रा न भक्ताः श्रीजनार्दने ॥

'ભગવાનના ભક્તો જો શૂદ્ર જાતિના હોય તોપણ તેઓ ભગવાનમાં નિષ્ઠાવાળા બ્રાહ્મણોજ કહેવાય છે; માટે જેઓ શ્રીવિષ્ણુ ભગવાનના ભક્ત નથી તેઓજ હરકોઇ વર્ણમાં શૂદ્ર ગણાય છે.' અર્થાત્ ભગવાનની ભક્તિથી જાતિની હલકાઇ ટળી જાય છે ને ભગવાનની ભક્તિ નહિ કરવાથી ઉચ્ચ જાતિ પણ હલકીજ ગણાય છે. આ વાતની આ આખ્યાનમાંજ આગળ જતાં ખાતરી થશે. આ તો શબરીની કસોટી થવા લાગી હતી; અને કસોટી થાય પણ ખરી. સુવર્ણ તો કસોટીએ ચઢેજ. સુવર્ણને તાપ દીધા વિના તેનું સત્યસ્વરૂપ પ્રકટતું નથી, તેજ પ્રમાણે ભક્તોની પણ કસોટી તો થવાનીજ. શબરીની ભિલ્લ જાતિરૂપી બાહ્ય મલિનતા તે પ્રભુએજ ગોઠવી હતી. હવે 'હરકત શરૂ થઈ, પણ તેમાં બરકત હતી' કારણકે તેથી તે ડગવાની ન હતી. જુઓઃ—

મનમાં સહુજ કિલ્બિષ રાખે ગણી વડા મુખે કોઈ ન ભાખે,
સર્વજ્ઞ મુનિ સમજીને પણ પરવા જરી ન રાખે;
શબરી પર થઈ સહુને દ્વેષ્યાં, ભીલડી થઈ ક્યાંથી વ્હાલી,
ધણી બાપ કે જણાતું નથી રાંડનું કોઈ વાલી.
નિંદા આશ્રમતણી કરાવે અન્ય મુનિમાં એ રંડી,
ભક્ત બીચારી, પળે સેલડી મંડળે એરંડી;
ગુરુજ જાણે શિષ્ય કોઇએજ ન એ શબરી સમ જે,
ગુરુજ જાણે શિષ્ય કોઇએજ એ શબરી સમ છે.

રાગ પ્રભાતિયું

ઉઠી ઉષા સમય શીવરી, સંત સેવ કરતી;
જય શ્રીરામ રામ રામ, મુખ થતી ઉચરતી. ટેક.

પંપાસરતણો પંથ, જાય આવે જહાં સંત;
વાળી રાખવાને ખંતથી, નથી વીસરતી. ઉઠી૦
કાંટા કંકર ભોંકાય, રખે કોઈ મુનિ પાય;
એ ભય ધરતી સદાય, સ્વચ્છ કરે ધરતી. ઉઠી૦
એક દિવસ ચિમ કોઈ, જતા હતા ભાન ખોઈ;
ઉડી ધૂળ અડી અંગ, શબરીને વરતી. ઉઠી૦
જાણી અતિ નીચ જાત, ભાન ભૂલી કોપ સાથ;
ઉપાડીને હાથ દીધી, ગાળો બહુ નરતી. ઉઠી૦
શબરીએ ક્ષમા ચહી, ભૂલ જોઈ રોઈ ગઈ;
ઋષિએ તો ક્રોધી થઈ, લઈ નાખી ઝટતી. ઉઠી૦
કરગર ગઈ અવળી, દુઃખી થઈ પાછી વળી;
આશ્રમમાં આવી વળી, નયન નીર ભરતી. ઉઠી૦

તે દિવસથી શબરીએ મનમાં સંકલ્પ કર્યો કે, હવેથી વાળવા માટે આટલી બધી મોડી નહિ જાઉં; કારણકે આજે મહાન અપરાધ થઈ ગયો. ઋષિને દુઃખ દીધું, એમ માની તે તો બિચારી રડયાજ કરી; પણ પ્રભુ તો અંતર્યામી છે ને ? તે તો સર્વ જાણે છે. તેમણે એવીજ ગોઠવણ કરી દીધી કે જેથી તેણીને બીજા દિવસથી ત્યાં વાળવા જવાનુંજ આપોઆપ બંધ થયું; એટલુંજ નહિ પણ ઋષિઓ તે માર્ગે સ્નાન કરવા જતા બંધ થઈ ગયા. ' એકના પાપે વહાણ ડુબે ' એ કહેતી પ્રમાણેજ બન્યું. જોકે આશ્રમના ઘણાખરા મુનિઓ શબરી વિરુદ્ધ હતાજ; કારણકે શબરીની જાત હલકી હતી છતાં આશ્રમના મુખ્ય ગુરુની તેણીના પર પૂર્ણ કૃપા હતી, તે તેઓથી સહન થતી ન હતી. પણ તેઓની એ અજ્ઞાનતા હતી. તેઓ નહોતા સમજતા કે, સમગ્ર જગતના સ્વામીની પણ તેણીના પર પૂર્ણ કૃપા હતી, અને તેથીજ તેના પર મુખ્ય મુનિની કૃપા થઈ હતી. ઈશ્વરની તે કૃપા હવે પ્રકટ થવા લાગી હતી. જો કે તુરતમાં કોઈ ન સમજી શકયું. હકીકત એવી બની કે તેજ દિવસના પ્રાતઃકાળમાં—

રાગ ભેરવી

પંપાસર પર મુનિવર જાતા, કૌતુક ત્યાં જોઈ ગભરાતા. ટેક.

રુધિર રંગનું બની ગયું જળ, નહાતાં સર્વે સંકોચાતા. પંપા૦
દુર્ગંધીને પ્રસારતા કીડા, આવ્યા ક્યાંથી ઉભરાતા. પંપા૦
ઝરણાં કુવા શોષવા લાગ્યા, પાણી સારૂ અથડાતા. પંપા૦
ભેદ નહિ સમજ્યા કોઈ સાચો, પણ જળવિણ મન મુંઝાતા. પં૦
ધારી આશા રઘુનાથ પધારી, કરશે પદથી સુખસાતા. પંપા૦

સર્વ આશ્રમવાસીઓએ તે શુભ સમાચાર સાંભળ્યા. તે પરથી દરેક મુનિઓ આવા મનોરથ કરવા લાગ્યાઃ—

ગઝલ

રાગ ભેરવી

આવશે સત્વર હવે શ્રી રઘુપતિ અહીં આવશે;
આવશે ઉર ભાવશે આ સ્થાનને શોભાવશે. ટેક.
ચહે તપસી રહે તપસીવેશ માંહે સુરેશ એ;
તેથી નક્કી અમારાં સ્થાનો વસી દીપાવશે. આવશે૦
કહે ધ્યાની ધ્યાન રાખીને અમારૂં ધ્યાનમાં;
સ્થાનમાં આવી અમારા ઉરે ઉરજ લગાવશે. આવશે૦
કહે જ્ઞાની મહાજ્ઞાની એ ન માની અન્યનું;
અમારામાંની કુટીમાં સુખે વસવું ફાવશે. આવશે૦
યજ્ઞકાર કહે અરે એ યજ્ઞમૂર્તિ આપ છે;
નહિ તે સર્વજ્ઞ બીજામાંજ લગન લગાવશે. આવશે૦
કહે દાની અન્યની નાદાની માની મન વિષે;
દાની દાનીની પરીક્ષા કરી શ્રેષ્ઠ ઠરાવશે. આવશે૦
સત્યવાદી કહે સત્યસ્વરૂપ સત્ય પ્રશસ્ત એ;
મળી વિપ્ર સમસ્તને અહીં સ્વસ્થતા કરશાવશે. આવશે૦
સાધનો બળથી બળી નબળી ન આશા કોઈ કરે; (પણ—)
(પ્રભુ તો) ભલભલા ભલભલી ભૂલે ભૂલે છે એ જણાવશે. આ૦

પરમાત્માને પ્રાપ્ત કરવામાં જે જે ઉપાય કહેવામાં આવ્યા છે તેને તેને તે આશ્રમવાસી જુદા જુદા ઋષિઓ પોતાને રુચે તેમ શ્રેષ્ઠ ગણી આચરે છે, અને માને છે કે તે સર્વોત્તમ ઉપાયને લીધે ભગવાન શ્રીરામચંદ્ર પોતાના આશ્રમે સૌ પહેલાજ આવશે; કારણકે તેઓ પોતપોતાની દૃષ્ટિએ પોતપોતાને તથા પોતે સ્વીકારેલા તે તે ઉપાયોને શ્રેષ્ઠ માને છે, પણ એવી માન્યતા તો અનેક મનુષ્યોની

છે, ને પ્રભુ પોતે તો એકજ છે અને તે સર્વજ્ઞ તથા સર્વાંતર્યામી હોવાથી જાણી શકે છે કે, આ જે પ્રત્યેક પોતાને તથા પોતાના માર્ગને જે શ્રેષ્ઠ ગણે છે તેજ એઓની ભૂલ છે; અને તેઓ એમ માને છે કે, હું તેઓએ સ્વીકારેલા ઉપાયના બળથી આકર્ષાઇને પરતંત્રપણે તેઓને આશ્રમે જવા બંધાયેલો છું, પરંતુ તેઓની આ ગંભીર ભૂલ છે. વસ્તુતઃ પ્રભુને શું પ્રિય છે ? પ્રભુ શાથી આકર્ષાય છે ? તેની પરીક્ષાનો આ પ્રસંગ છે. પ્રત્યેક મંડળ પોતે શ્રેષ્ઠ કરવાને અત્યંત ઉત્સુક છે, ત્યારે પરમાત્માએ કોઇ જુદીજ ગોઠવણ કરી છેઃ—

## શાર્દૂલવિક્રીડિત છંદ

જાણી તંગ સમો મતંગ મુનિએ ચોખ્ખું કરી અંગને,
આણીને ઉછરંગ ભંગ કરીને માયા તણા સંગને;
જાવા શ્રીવર ધામ સજ્જ થઇને અગ્નિ ચિતાનો કરી,
છેલ્લે એ શબરી પ્રતિ હરખથી બોલ્યા પિતા નોકરી.

મતંગ ઋષિએ પોતાને હાથે વિધિપૂર્વક અગ્નિ પ્રજ્વલિત કરી, તેમાં પોતાના શરીરનો લય કરવાદ્વારા પોતાનું અવસાન થવાનું છે, એમ જાણી લઈ તેમણે શાસ્ત્રોક્ત વિધિપુરઃસર સર્વ તૈયારી કરી; અને પછી કેવળ શબરી ઉપરજ પોતાની પૂર્ણ કૃપાને જણાવીને ભવિષ્યવૃત્તાંતને જાણી લઇ કહ્યું કેઃ—

### પદ

'પરજ' રાગ

શબરી સુખથી રહેજે, થયો વખત જાઉં છું પરમ પદ;
મરીશમાં, વિયોગ સહેજે. ટેક.

કારણકે પોતાને તો ચિતામાં પડયા પછી તુરતજ તેજ દિવસે પરમપદમાં પ્રભુપ્રાપ્તિ થઈ જવાની હતી, પણ શબરીને તો તેજ જન્મમાં પ્રત્યક્ષ શ્રીરામપ્રભુની પ્રાપ્તિ થવાની હતી, તેથી તેમણે કહ્યું કેઃ—

આ આશ્રમ તુજને સોંપું છું, રક્ષિત રહેશે તપ તેજે. શ૦

શ્રીરામ અહીં પોતે પધારશે, દર્શન–સેવન–સુખ લેજે. શ૦
જરૂર મળશે ઝટ જગત્પતિ, જન જે જે કહે તે સહેજે. શ૦

દુહો

આજ્ઞા આપી આગ થઈ, મતંગ મુનિને દેહ;
માને શબરી આવશે, શ્રીરામ નિઃસંદેહ.

કારણકે, અમે પ્રથમજ કહી ગયા છીએ કે 'સંત-પ્રભાવે નિર્મલ ભાવે' આ બન્ને વાત શબરીના લક્ષ્યમાં છે. હવે માત્ર બાકી એજ હતું કે 'આવે ચાલીને ગુણગ્રામ એ' તે અવશ્ય થવુંજ જોઇએ. કેમકે સંતના પ્રભાવથી શબરીનો ભાવ નિર્મળ હતો; તેથી તે અહર્નિશ મનોરથો કરતી હતી:—

પદ

'હો સ્વામી નાથજી મૈયર જાવું મ્હાલવા' એ દેશી

હા આજ તો નક્કી, શ્રીરામ સ્વામી આવશે;
શ્રીરામ સ્વામી આવશે, આ દીન દાસી ફાવશે. ટેક.
ગુરુ વચન પર રાખી ભરોંસો, શબરી કરે નિત આશ;
સાંજ પડવા લગી વાટ જુવે ને, થાય પછીથી નિરાશ રે. શ્રીરામ૦
પ્રાત ઉઠી પથ વાળી રાખે છે, લાવી રાખે પુષ્પહાર;
સામીજતી બેસતી પંથ ઝાંખતી, રહેતી દિવસભર બ્હાર રે. શ્રી૦
મીઠાં મીઠાં ફળ રાખે વીણીને, ચાખે પડે જહાં વ્હેમ;
ખાટાં ફેંકી દે મધુર સંઘરે, પ્રભુ કારણ ધરી પ્રેમ રે. શ્રીરામ૦
દીન દીન દીન બની ગભરાતી, વધે આતુરતા અંગ;
સાંભળ્યું આજ પધારશે નક્કી, રગરગ ઉછળ્યો ઉમંગ રે. શ્રી૦

મહારાજ રીંવા અધિપતિ શ્રીરઘુરાજસિંહ અહીં લખે છે:—

કવિત

માથે મેં જટામુકુટ મંડિત અખંડિત,
ઉદંડિત કોદંડ દોર્દંડ અંડ પાલમેં;
લહલહી ઇંદીવર શ્યામતા શરીર સોહી,
ડહડહી ચંદનકી રેખ શજે ભાલમેં.
કરમેં નિષંગ બાણ પેરત અનુજ સંગ,
ગુંજરત મંજુલ મિલિંદ બનમાલમેં;
વનનમેં બોલનકી ચાહ ભરે રઘુરાજ,

શબરી નિહારનકી નૈનન વિશાલમેં.
પથિકન પૂછત સપ્રેમ પ્રભુ પેખી પેખી,
શબરી હમારી પ્યારી બસૈં કેહી ઠોર હૈ;
કૌન વાકો ગ્રામ ઇહાં કૌન વાકો નામ કહૈ,
કૌન વાકો ધામ જાસોં કામઈ કમોર હૈ.
કૌન પુરી ઐહે જામેં નયન નિહારી હૌમેં,
ખૈહોં ફલસ્વાદ સુધાસરિસ સઘોર હૈ;
રઘુરાજ જૈદિન બિલોકીના વિલોચનેંસોં,
બીતત પલક સમ કલ્પ કરોર હૈ.
જ્ઞાન ઔ વિરાગ યોગસાધન સુખાને તનુ,
મુનિજન ખોજે જાહિ ધારે શ્વેત કબરી;
શંભુ ઔ સ્વયંભૂ જાકે મનકોં મવાસી સદા,
દાસી ભઈ સિંધુજા બેદાઈ પ્રીત જબરી.
જાકો નામ લેત લાગે લ્વારી નાહી લાલચકી,
લૂટી જાતી પાપ લાદલો પહોતી લવરી;
સોઇ રઘુરાજ રઘુરાજ પંપા કાનનમેં,
પૂછત ફીરત કહાં કહાં મેરી શબરી.

ખરેખર સત્ય કહ્યું છે કે ' અંતરજામી જાણે સંધુ જે મન ખૂણે છાંને.' સર્વજ્ઞ ભગવાન શ્રીરામચંદ્ર શબરીનો ભાવ જાણતા હતા અને તેથીજ શ્રીકૃષ્ણાવતારમાં જેમ કહ્યું છેઃ—

ये यथा मां प्रपद्यंते ताँस्तथैव भजाम्यहम् ।

'જેઓ જે રીતે મારે શરણે આવે છે તેઓને હું તેજ રીતે ભજું છું-પ્રાપ્ત થાઉં છું.' આ કથન પ્રમાણેજ પોતે વરતે છે અને કરી બતાવે છે કે ' આવે ચાલીને ગુણગ્રામ એ.' આ માટેજ ' સેવ્યા જેવા છે દેવાધિદેવા ' અને તેથીજ સર્વ મહર્ષિમંડળોના આશ્રમોને છોડી દઇ સામેથી ચાલતા, પૂછતા ને અત્યંત ઉત્સુક અવસ્થા દર્શાવતા શ્રીરામપ્રભુ શબરીની શોધ કરતા પોતે જાતે મતંગ ઋષિના આશ્રમમાં પધારે છે. એટલે પછી તોઃ—

પદ

' ધન્ય ધન્ય દિન રે સજની ' એ રાગ

શબરી બડી બડભાગી, ભાગી આશ્રમની બહાર રે.
જય જય હો૦

હરિ દર્શનની અનુરાગી, લાગી લગની તૈલધાર રે. જય૦
નાની જાતિ ભ્રમ ત્યાગી, જાગી ઉર પ્રીત અપાર રે. જય૦
ચાલી જતી આધી આધી, ત્યાં દીઠા જગ સરકાર રે. જય૦

કેટલાય દિવસથી જેને શ્રીહરિદર્શનની ઝંખના હતી તેને એ પ્રભુ કેમ આવી ન મળે? તેમાં વળી 'સંત પ્રભાવે' અને અતિશય 'નિર્મળ ભાવે.' તેથી હવે શબરી શું જોઇ રહી છે?—

ચાલીને આવે ગુણગ્રામ એ;
સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.

જ્યાં એકબીજાની દૃષ્ટિ એક થઇ, એટલે પછી તોઃ—

બેઉ સ્હામાં સ્હામાં ધાયાં, પ્રેમમાંહે રઘવાયાં;
હર્ષ અશ્રુ ઉભરાયાં દડદડદડ, શબરી બડી બડભાગી.

પદમાં પડી જઈ જેવી, ભૂલી ભાન વિધિ આચાર રે.
જય જય હો૦
ભુજ ગ્રહી ઉઠાડી તેવી, બ્હાવરી બની ગઈ નાર રે. જય૦
શું કરવું કહેવું ઘટે તે, ઉપજે નહિ ઉર મોઝાર રે. જય૦
રોમ રોમ આનંદ વહે છે, હરખે થરથરતી નાર રે. જય૦

ધબ ધબ ચંત થાય, ગદ ગદ કંઠ થાય;
ના બોલાય ના ચલાય, અહાહાહાહા. શબરી૦

તે વેળાનુ રાજાધિરાજ કવિરાજ વર્ણન લખે છેઃ—

પ્રેમ દશા નહી કહી જાતિ રઘુરાઉ દોઉ,
તન મન બચનકી શુદ્ધિ બીસરાયે હૈ.
ભલે આપ મીલે મોહી ભલી મીલી તૈં હું,
યહ કહત દુહુનકે 'ભ'કારે ભરી આયે હૈ.

## પદ

રાગ માંડ

ધન્ય ધન્ય ધન્ય રઘુરાજ,
જય હો શબરી બોલે તે શું અન્ય રઘુરાજ.
દાસી છે અનન્ય રઘુરાજ,
જય હો શબરી બોલી આજે થઇ ધન્ય રઘુરાજ.
પધારો પધારો મ્હારા નાથ,

જય હો બતાવે પંથ હલાવી હાથ. મારા નાથ૦
પદે પદે પડે નમી પાદ,
જય હો ઉરે નવ સમાયે આલ્હાદ. મારા તાત.
પૂછે વારે વારે મારા નાથ,
જય હો શબરી ધામ ક્યાં છે તુજ ભારે. મારા નાથ૦

પૂની પૂની પૂછે પ્રભુ તેરી કુટી કેતી દૂર,
જામે હૌં બસૌંગો ઓઘ આનંદકે વારીકે.
કોશલતે મીથલાતે કમલાનિવાસહુતે,
પાયો મેં સનેહ સુખ તાહાકોં નીહારીકે.

આવ્યા તેને દ્વારે દયા સાથ જયહો,
શબરી કુસુમ છાબો વારે ખંમા નાથ,
નજર ઉતારે પ્રીતિ સાથ જયહો,
શબરી મનથી જીવન ખંમા તાત;
મુની તો સંભારે છેજ નાથ જયહો,
પ્રભુ તો ભૂલ્યા ભોળી પ્યારે મારા તાત.

## ૫૬

'ડરમાં તું દિલ સાથ' એ રાગ

આવ્યા શબરી ધામ, રઘુવર આવ્યા શબરી ધામ;
દીનના બંધુ શ્રીરામ, રઘુવર આવ્યા શબરી ધામ. ટેક.

પાંદડાની કુટીરે, ગઈ છે વછુટી રે,

તેમાં તુટેલી ચટાઈ બીછાવી, તે પર બેઠા પ્રભુ મોદ લાવી;
નાચતીશબરીતાળીબજાવી, દીધીઆસિદ્ધિએભાનભૂલાવી,
ફરી ફરી નીરખે ઘનશ્યામ, રઘુવર આવ્યા શબરી ધામ.

લક્ષ્મણ સાથે બેઠા રઘુનાથેરે,

તેવી ગઈ ઝટ અંદર દોડી, દડીયાઓની આણી કઇ કઈ જોડી;
પૂરાં ભર્યાં ફળ તોડીરે તોડી, ચાખેલ રાખેલ દઈ કરજોડી,
ઉભી લજ્જિત ઠરી ઠામ, રઘુવર આવ્યા શબરી ધામ.

બની અલીલાખીરે, વધા હરી ચાખીરે.

વ્હારે વ્હા! શીછે ફળની મીઠાઇ,તુચ્છએની પાસે દળની મીઠાઇ;
ચાખી ચખાડે ચાખો તો આ ભાઈ,ભાઈ પ્રસંશા કરે છે સવાઈ,
થયા પ્રસન્ન પરણ કામ, રઘુવર આવ્યા શબરી ધામ.

## સવૈયો

( શ્રીરઘુરાજસિંહ કૃત )

બારહિ બારભને, લખની ? જનની પયપાંન જો મોહી કરાયો;
કૈશત સાઠીસુભાત સુભોજન, ભાતી અનેકની રોજ ખવાયો.
મંદીરમે મીથીલેશસુકે રઘુરાજ, સુવ્યંજન આનન આયો;
પાયો નહિ અસ સ્વાદ કહું, જસ મેં શબરી બદરીમહીં પાયો.

પ્રભુની ઉદારતા તો જુઓ. પોતાનો ભક્ત જે કંઇ 'पत्रं पुष्पं फलं तोयं' ભક્તિથી નિવેદન કરે તેને પોતે સર્વોત્કૃષ્ટ ને પરિપૂર્ણ માની પ્રેમથી સ્વીકારે છે. શબરીએ ભક્તિથી અર્પણ કરેલાં ફળોને શ્રીરામચંદ્ર પ્રભુએ આદરથી સ્વીકાર્યાં ને તેનો સ્વાદ જગતમાં કોઈ પણ ફળથી ઘણોજ અધિક દર્શાવ્યો. માટેજ કહ્યું છે–' સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.' તેમાં અધિકાર કોનો ? એ જોઇએ તો સાબીત થાય છે કે હરિસેવનમાં અધિકાર હરકોઇનો છે. જુઓ, શબરી ભિલ્લ જાતિ હોવા છતાં તેમાં પૂર્ણ અધિકારી ઠરી ચૂકી. તેથીજ કહ્યું છે કે–' જીવજાતમાત્રના વિરામ એ,' પણ તેમાં પ્રભાવ કોનો ? તો 'સંત પ્રભાવે' અને પછી 'નિર્મળ ભાવે ?' જેવો ભાવ નિર્મળ થયો કે તુરતજ ' આવે ચાલીને ગુણગ્રામ એ.' ભગવાનના ગુણગ્રામ કેવા છે ? એ તો તેમનું ચરિત્ર જુઓ, વિચારો, એટલે સમજાઇ જશે. પછી ખાત્રીથી કહેવુંજ પડશે કે, 'હા હા, સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.'

ભગવાન પોતે તો દેવો તથા મુનિવરોને પણ સેવનીય અને પરમ પૂજનીય છે, છતાં પોતાના આશ્રિત–શરણાગત ભક્તોને તે કેવડા મહાન બનાવે છે ? કેવા સર્વોત્કૃષ્ટ ખુદ પોતે માને છે, તે અહીં દર્શાવ્યું છે. અરે ! તે પણ હજી અહીં પૂરતું નથી. કારણકે ભિલ્લની જાત, તેમાં પણ અશુચિ ગણાતી સ્ત્રીજાતિ ! અને તેણીનાં પણ બોર પોતે ખાધાં ! ! કોઈ તો કહે છે કે, તે બોર પણ એઠાં હતાં. આ સંબંધમાં એટલુંજ સ્પષ્ટ સમજી લેવાનું છે કે, જે મનુષ્ય ભગવાનનો પોતાનો બની ગયો–જેણે ભગવાનને સ્વાત્મ સમર્પણ કરી

શ્રીરામ કહે વિપ્રપદ ન થયું, ભાર ક્ષત્રિયના શા.

આમ કહી ભગવાન શ્રીરામચંદ્ર એ કહેવા માગે છેઃ— તમને બધાને જ્ઞાનનો તથા જાતિનો ઘમંડ છે, મારા પોતાના પ્રિયભક્તમાં જ્યારે તમે નીચ જાતિની અધમતા જુઓ છો ત્યારે મારામાં પોતામાં પણ કેમ ન જુઓ ? કારણકે હું પણ તમારી દૃષ્ટિએ એક ક્ષત્રિય છું, ગુહ જેવા નીચ જાતિનો મિત્ર છું, ને જટાયુ જેવા તિર્યંચ જાતિને પણ પિતૃપિંડ અર્પનારો છું; ઉપરાંત હાલમાં ભિલ્લજાતિની શબરીનો મહેમાન છું, તેથી તમારી દૃષ્ટિએ હું પણ અધમજ છું, તો એ જળ સુધારવાનું કામ મારાથી કેમ બનશે ? આ મર્મવાક્યનો ભાવ નહિ સમજીને બ્રાહ્મણો—

સહુ વળગ્યા કે આપ ચરણની અમને છે આશા. (પછી—)
સહુની હઠથી ઉઠયા રઘુવર જઈ પદ અડકાડયો,
બગડયું જળ ત્યાં બમણું પરચો અવળો દેખાડયો;
શ્રીરામ કહે કહ્યું નવ માન્યું કરી બતાવ્યું છે,
સહુ વળગ્યા સાચું કહો શ્રીવર શું ઉર આવ્યું છે.

કારણકે તે બ્રાહ્મણો પાછળથી જાણી શકયા હતા કે, આમ થવામાં પ્રભુનો કોપજ કારણ છે; તેથીઃ—

### સોરઠ પદ

'જસોદાજીના લાલ લાડકા' એ રાગ

ઉચર્યા રઘુવર મુનિવરથી,
અવર ન ઉપાય નજર મહીં આવે કંઈરે. ઉચર્યા૦
શબરીનો અપરાધ કર્યો છે;
વાંક વગર દ્વિજવરે અહીંરે. ઉચર્યા૦
ત્યારથીજ આ જળ બગડયું છે,
સમજી જશે દાવિત ચિત્ત મહાંરે. ઉચર્યા૦
લઈ જઇ પદ પરસાવો થાય જો,
જળ વિમળ તો વાત એજ સહી રે. ઉચર્યા૦

### પદ

'જાઇને કહે હું સભામાંહે આવું' એ દેશી ભેરવી

દ્વિજ સમજ્યા નિજ ભૂલ આ ભારી;

દીધું તે તો 'स बाह्याभ्यंतरः शुचिः'–બાહ્ય ને આભ્યંતર–સર્વ પ્રકારે પવિત્ર બની જાય છે. ત્યાં અપવિત્રતાનું નામ નીશાન રહેતું નથી. એ રીતે ભગવદ્ભજન અથવા શ્રીહરિસેવન ભકતોને કેવા શુચિ–પવિત્ર ને નિર્મળ કરે છે, તે હવે પછી સમજાશે. વળી એકાગ્ર ચિત્તે કહેલું શ્રીહરિચિંતન પણ મનને કેવું નિર્મળ બનાવે છે? તે સ્પષ્ટ સમજી શકાશે. પરંતુ આ રીતે શારીરિક તથા માનસિક પવિત્રતા અથવા નિર્મળતા કયા મુખ્ય ઉપાયથી પ્રાપ્ત થાય છે? તે આજ ઉપાય છે–'સંતનું શરણ–વરણ–સેવન.' આ ઉપાય ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે; સરળ છે, સુખસાધ્ય છે, હરકોઈથી બની શકે તેવો છે. આવા સામાન્ય ઉપાયથી પણ મનુષ્ય કેવો ને કેવડો મહાન બની શકે છે? ને તેથી કેવાં અશુચિ તથા અજ્ઞાની સ્ત્રીજાતિ જેવાં પણ સર્વોચ્ચપદે આરૂઢ થવા ભાગ્યશાળી થાય છે, ને તે પણ માત્ર અકિંચનતાથીજ, તે અહીં આપણે તપાસીએ:—

### લાવણી

'ધર્મધુરંધર ધીર વીર' એ રાગ

મુનિઓના મનમાંની મનમાં રહી ગઈ વાત,
વરી પ્રેમથી શબરી તે હરી ખરી શુચિ ગાત;
વધાઈ સુણી પ્રભુ આવ્યાની આવ્યા સર્વે ધાઇ,
દેખી દ્વિજને ઉઠયા રઘુવર લેખી સ્વજન ચાહી.

(કેમકે તેઓ પણ ભક્ત તો હતાજ.)

હળ્યા મળ્યા હેઠા બેઠા સહુ બહુ હરખ પામી,
સભા ભરાઈ શબરીના ધામે ધન્ય દયા ધામી;
વિપ્ર વદ્યા હરિ! અચરજ અહીં તો એક થયું ભારી,
સુંદર પંપાસર જળ બગડયું કૃમિ પડયા ભારી.
જળ વિણ પડે મુંઝવણ જબરી તે હરી આપ હરો,
પદ પરસાવી દયા દર્શાવી સંકટ બાપ હરો;

જેમ ગૌતમનું ધામ વસતું કર્યું ને શલ્યા મટાડી અહલ્યા કરી તેમ અહીં પણ કરો. બ્રાહ્મણોનાં એ વાકયનો શ્રીરામપ્રભુ મર્મમાં ઉત્તર આપે છે:—

શ્રીરામ કહે વિપ્રપદ ન થયું, ભાર ક્ષત્રિયના શા.

આમ કહી ભગવાન શ્રીરામચંદ્ર એ કહેવા માગે છેઃ— તમને બધાને જ્ઞાનનો તથા જાતિનો ઘમંડ છે, મારા પોતાના પ્રિયભક્તમાં જ્યારે તમે નીચ જાતિની અધમતા જુઓ છો ત્યારે મારામાં પોતામાં પણ કેમ ન જુઓ? કારણકે હું પણ તમારી દૃષ્ટિએ એક ક્ષત્રિય છું, ગુહ જેવા નીચ જાતિનો મિત્ર છું, ને જટાયુ જેવા તિર્યંચ જાતિને પણ પિતૃપિંડ અર્પનારો છું; ઉપરાંત હાલમાં ભિલ્લજાતિની શબરીનો મહેમાન છું, તેથી તમારી દૃષ્ટિએ હું પણ અધમજ છું, તો એ જળ સુધારવાનું કામ મારાથી કેમ બનશે? આ મર્મવાક્યનો ભાવ નહિ સમજીને બ્રાહ્મણો—

સહુ વળગ્યા કે આપ ચરણની અમને છે આશા. (પછી—)
સહુની હઠથી ઉઠ્યા રઘુવર જઈ પદ અડકાડ્યો,
બગડ્યું જળ ત્યાં બમણું પરચો અવળો દેખાડ્યો;
શ્રીરામ કહે કહ્યું નવ માન્યું કરી બતાવ્યું છે,
સહુ વળગ્યા સાચું કહો શ્રીવર શું ઉર આવ્યું છે.

કારણકે તે બ્રાહ્મણો પાછળથી જાણી શક્યા હતા કે, આમ થવામાં પ્રભુનો કોપજ કારણ છે; તેથીઃ—

### સોરઠ પદ

'જસોદાજીના લાલ લાડકા' એ રાગ

ઉચર્યા રઘુવર મુનિવરથી,
 અવર ન ઉપાય નજર મહીં આવે કંઈ રે. ઉચર્યા૦
શબરીનો અપરાધ કર્યો છે;
 વાંક વગર દ્વિજવરે અહીં રે. ઉચર્યા૦
ત્યારથીજ આ જળ બગડ્યું છે,
 સમજી જશે દ્રાવિત ચિત્ત મહીં રે. ઉચર્યા૦
લઈ જઇ પદ પરસાવો થાય જો,
 જળ વિમળ તો વાત એજ મહીં રે. ઉચર્યા૦

### પદ

'જાને કહે હું સભામાંહે આવું' એ દેશી ભૈરવી

દ્વિજ સમજ્યા નિજ ભૂલ આ ભારી;

કરી કબૂલ થયા હરિના આભારી. દ્વિ૦
ક્ષમા માગી કરજોડી શબરીની, લાચારી બતાવે તે બીચારી. દ્વિ૦
લઈ ચાલ્યા પંપાસર પાસે, સહુ ચાલી જાતી શુચિ નારી. દ્વિ૦
પગપાણીને પરાણે અડાડયો, થયું શુચિવારિ ગયાંજનવારી. દ્વિ૦
સ્વજનને સુધારી ઉદ્ધારી, જોયું તપધારીએ જાતે પધારી. દ્વિ૦

આમ પોતાના ભક્તજનનો મહિમા વધારવાને માટેજ ત્યાં 'આવ્યા ચાલીને ગુણગ્રામ એ.' માટેજ કહેવામાં આવ્યું છે કે, 'સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ.' તેમાં સત્ય ઉપાય તે પણ આજ—'સંત પ્રભાવે' ને પછી 'નિર્મળ ભાવે.' આમ સંતનું કેટલું માન? તેના શિષ્યોની આવી અગાધ શક્તિઓ જગજાહેર બની છે.

શાર્દૂલ

ટેલ્યા શ્રી રઘુનાથ ભ્રાતસહ એ સાધ્વી તણા સ્થાનમાં,
ઠેર્યા ત્યાં દિનરાત ખ્યાત, કરી એ સાધ્વી તણા માનમાં;
ચાલ્યા કે શબરી ધરી હરિ છબી બેસી ગયાં ધ્યાનમાં,
પહોંચ્યાં સદ્ય પ્રભુ પદે અનુ વદે એના ગુણોગાનમાં.

આ ઉપરથી રહસ્યરૂપ સારાંશ આજ નીકળે છેઃ—

સેવ્યા જેવા છે દેવાધિદેવા એ શ્રીરામ;
જીવ જાત માત્રના વિરામ એ. ટે૦
સંતપ્રભાવે નિર્મળભાવે આવે ચાલીને ગુણગ્રામ એ.

આ વિષે જેટલું કહીએ તેટલું ઓછુંજ છે. માટે અહીં આટલુંજ કહી સમાપ્ત કરવામાં આવે છે.

॥ श्रीजानकीनायकं श्रीरामचन्द्रं भजे ॥





# श्री भरत-भागवत-आख्यान

## પૂર્વરંગ

### પદ.

'અચરા પકર' એ દેશી

અહંકાર મમકાર કહાડો, પદે લેટાડો, સ્વસેવામાં લગાડો;
વળે તેજ દહાડો. અહંકાર. ટેક.
અનુ મૂળથી આડો, ન જુવે વાડ કે ખાડો, ઝટ શ્રીરામ સ્વામી,
સુમારગે ગાડ પાડો, પદે લેટાડો સ્વસેવામાં લગાડો.

'અહંકાર' ને 'મમકાર'–આ બે વસ્તુ ભયંકર છે; તેજ મહાદુષ્ટ છે અને તેજ સર્વ અનર્થકર્તા છે, એમ કોણ નથી જાણતું ? છતાં તે બન્નેથી અલિપ્ત કોણ છે ? કોણે તે બન્નેનો ત્યાગ કર્યો ? પ્રસંગે કોણ તે નથી કરતું ? પરંતુ તે માટે ભગવાન શ્રીકૃષ્ણ સ્વમુખે ગીતાજીમાં જે કહે છે તે સ્મરણમાં રાખવા જેવું છેઃ—

ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान् सुखी ।
आढ्योऽस्मि जनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ॥

'હું ઇશ્વર છું–મહાસમર્થ છું, ભોગી છું, સિદ્ધ છું, બળવાન છું, સુખી છું, ધનવાન છું, કુટુંબના મનુષ્યોથી યુક્ત છું. મારા સમાન બીજો કોણ છે ?' આમ બકવાદ કરતા અહંકારીઓ બક્યાજ કરે છે, પણ તેવા તેઓ ખરેખરા સુખી શું હોય છે ? નહિજ. માત્ર ઉપર ઉપરની સુખની ભ્રમણાઓ તેઓને ભમાવ્યા કરે છે અને તેથી તેઓ બક્યા કરે છે. કદાચ ઉપલક સુખમાં અમુક સમય સુધી ભલે તેઓ રહ્યા હોય પણ તેઓનુ તે સુખ કેટલા સમયનું હોય છે ?

વધુ લાંબા સમય સુધી તેઓ સુખી રહી શકતા નથી. અંતે અત્યંત દુઃખી થઈ જતા જોવામાં આવે છે. છેવટે મરણ પામતાં પણ તેઓ દુઃખનો અનુભવ કરતા જાય છે ને પરલોકમાં પણ તેઓ દુઃખીજ થવાના. આ શ્રીહરિના પોતાનાજ શબ્દો છે; કારણકે તે ભગવાન પાછું ત્યાંજ કહે છેઃ—

अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥

અનેક વિષયોમાં તેઓનાં ચિત્ત ભટકયા કરે છે; એટલે જાણે ભ્રાંત—ગાંડા—પાગલ જેવા—સદા વિકળ—અસ્વસ્થ ચિત્તવાળા તેઓ જણાય છે; ને તે સ્થિતિમાં તેઓની બુદ્ધિ કોઈ પણ એક નિશ્ચયવાળી રહી શકતી નથી. કેમકે મોહની જાળથી તેઓ વીંટાયલા હોય છે—એટલે સૌ કોઇ તેઓને ઠગી જાય છે, સૌ હાજી—હાજી કરનારા ને ઉપરથીજ મીઠું મીઠું બોલનારા તેઓને ફોલી ખાય છે. જ્યારે ખરો સમય આવે છે ત્યારે તે હાજીઆઓ લગારે કામ આવતા નથી ને જૂઠાઠગારા ઠરે છે. આવાઓથીજ તેઓ વીંટાઇ રહે છે. આ તો બહારથી વીંટાવાની વાત કહી; પણ અંદરથીયે અનેક કદી પૂર્ણ ન થઇ શકે તેવી કામનાઓથી તે વીંટાયલાજ રહે છે; જે કામનાઓ તેઓને વિકળ સ્થિતિએ પહોંચાડે છે—ગાંડા જેવા કરી મૂકે છે. ઉપરાંત તે તે કામનાઓ પૂર્ણ કરવા જતાં જે ભયંકર પાપો થતાં હોય ને જે જે વાસનાઓ તથા રુચિઓ ઉત્પન્ન થયા કરતી હોય તેથી પણ તેઓ વીંટાયલા હોય છે. આ સર્વ મોહજાળ છે. પછી જ્યારે આ મોહજાળ જેવી ખસી જાય છે ને આ પાર્થિવ શરીર છૂટી જાય છે ત્યારે તો તેઓની ખરી દુર્દશા થાય છે—અશુચિ નરકમાંજ તેઓ ધકેલાઈ પડે છે. માટેજ આ ઉપદેશામૃત યાદ રાખોઃ—

પુણ્ય પૂર્વનાં ખાતાં હમણાં સૂઝે છે તોફાન,
એ ખરચી ખૂટી કે આગળ વસમું છે મયદાન.
જીવડા માન રે માન હજીએ કેમ ન આવે સાન.

ઓ મનુષ્ય ! જરા જોઇ લે, વિચારી લે !

છત્રે થાતી છાંય છડીધર છાજતા,
હાથી હોદ્દા માંહે રસિક બીરાજતા;
રિદ્ધિ સિદ્ધિ અનેક ભરેલી ભાગ્યમાં,
તે સુતા દિન એક ઉછળતી આગમાં.
વૈભવનો નહિ પાર નગરીનાં નોખમાં,
કોટીધ્વજ શાહુકાર ગર્જતા ગોખમાં,
સુંદરીઓ ગુણસાર મહાગુણ મર્દમાં;
કો જાણે કંઈ ઠાર ગળી ગયાં ગર્દમાં.

આ તો મનુષ્યોના સંબંધમાં કહેવામાં આવ્યું છે; પણ મનુષ્યોની ગણનામાં જેઓ ન હતા તેઓના સંબંધમાં બીજો એક કવિ કહે છે તે પણ ધ્યાનમાં લેવા જેવું છેઃ—

રાજા રાવણ મર ગયે, મર ગયે કુંભકરણ;
ઇન્દ્રજિત બી ઉઠ ગયે, હિરણ્યકશિપુ હીરણ.
હિરણ્યકશિપુ હિરણ, બાણસરખા બોળાયા,
ક્યાં વૈભવ ક્યાં રાજ, ક્યાંહાં ગઈ એ મહાકાયા.
કહેતે ગીરધરરાજ, પ્રકટ તુમ દેખ્યા પરખ્યા;
માનવી સો કોણ માત્ર, રહ્યા નહિ રાવણ સરખા.

અને શું તેઓ પણ પોતાના જીવનકાળમાં સુખી હતા ? લેશમાત્ર નહિ. શિર પર શત્રુઓ ગાજ્યા કરતા હોય અને આંતરિક કામનાઓ જ્યાં આમ તેમ તડફડાવી રહી હોય ત્યાં કયું સુખ હોઈ શકે ? માટે ભગવાન કહે છે તેજ ખરો સુખી છે–' निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति '– જેણે મમતા તથા અહંકારનો ત્યાગ કર્યો છે–જેનામાંથી તે બન્ને વસ્તુ નીકળી ગઇ છે તેજ શાંતિને પામે છે–તેજ ખરો સુખી છે. માટે આ ઉપદેશને આપતા તે ભગવાન પ્રત્યે આપણે એજ પ્રાર્થીએ છીએઃ—

અહંકાર મમકાર કહાડો, પરે ભેટાડો,
સ્વસેવામાં લગાડો, વળે તોજ દહાડો.

કદાચ કોઇ કહે કે, આવી પ્રાર્થના કરવાની શી જરૂર છે ? મનુષ્ય પોતાના મનોબળથીજ તે અહંકાર તથા મમકારને કાઢી શકે છે. આમ કહેવું તે સત્ય તો છે, પણ

પોતાના મનોબળથી મનુષ્ય કેટલા વખત માટે તે બન્નેને કાઢી શકે છે?

જબ લગ અંકુશ શીશ પર, તબ લગ નિર્મલ દેહ;
તુલસી અંકુશ બાહીરે, શીર પર ડારત ગેહ.

બહુ બહુ કરે તોઃ—

સાજા શરીરે વૈરાગ્ય દેખાતો, જરી માંદા થતાં રહે જાતોરે;
સાચું કહું છું નથી શરમાતો,હરિ મને મૃત્યુનો ભય છે ભારેરે.

એક કવિ કહે છેઃ—

ઉષ્ણ ઋતે અવની વિષે, બીજ નવ દીસે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇન્દ્રિય વિષય આકારજી.
ચમક દેખીને લોહ ચળે, ઇન્દ્રિય વિષય સંયોગજી;
અણભેટે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી.

તેમાં કારણ એજ છે કે, શરીરનું બંધારણજ એવું છે. આ સંબંધે ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છેઃ—

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥

આ પૃથ્વી પર કે આકાશમાં અથવા સ્વર્ગ વિષે દેવોમાં એવું કોઇ પણ પ્રાણી નથી કે જે પ્રકૃતિથી ઉત્પન્ન થનારા આ ત્રણ ગુણોથી મુક્ત હોય! આવા કારણથીજ બ્રહ્માદિ સમર્થ દેવોમાં પણ અહંકાર, મમકાર ને તેથી પ્રાપ્ત થનારાં દુઃખો જોવામાં આવે છે. આ સંબંધે પુરાણો તથા ઇતિહાસોમાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે; માટે એથી બચવાનો ઉપાય આ એકજ માત્ર હોઈ શકે–'અમારા શિર પર રક્ષક રહો.' આવી પ્રાર્થના સિવાય તેથી બચવાનો બીજો કોઈ માર્ગ નથી. કેમકે—

ભૂલ્યા અજ શિવ ઇન્દ્ર, ઋષિ અધિકારીઓ;
રેણુકા, તારા, અહલ્યા નારીઓ.
કામથી, ક્રોધથી, લોભથી, દ્વેષથી, જીવ હારીઓ;
ત્હારી માયા વશજ ત્હારે, અન્ય શી રીતે ઉગારે.
શરણ થાતાં વેંતજ ત્યારે, તું ઉગારે તું સુધારે;
તેથી અનંત પુકારે હરિ હો—શિર પર રક્ષક રહો.

અને ભગવાન પણ કયા માર્ગે રક્ષા કરે? તે માટે—

અહંકાર મમકાર કહાડો, પદે લેટાડો;
સ્વ સેવામાં લગાડો, વળે તોજ દહાડો.

ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીમાં સ્પષ્ટ સમજાવી દીધું છેઃ—

स्वभावजेन कौंतेय ! निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥

'હે અર્જુન! તું તારા સ્વભાવથી ઉત્પન્ન થયેલા પોતાના કર્મથી બંધાયલો છે; મોહને લીધે તું જે કરવાને ઈચ્છતો નથી, તેને તું પરવશ થઇને પણ કરીશ.' અર્થાત્ અહંકાર ને મમકાર ત્યજવા મુશ્કેલ છે, છતાં તેનો ત્યાગ થઇ શકે એવો માત્ર એક પણ માર્ગ તો છેજ. તે માર્ગ આ શ્લોઃ—

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥

'તું જો મારામાં ચિત્ત રાખીશ તો મારી કૃપાથી સર્વ સંકટો તરી જઇશ; પણ અહંકારને લીધે મારા આ ઉપદેશને જો શ્રવણ નહિ કરીશ તો વિનાશ પામીશ.' અર્થાત્ તું તારા સ્વબળ પર આધાર રાખતો હોય તો તેથી વળવાનું નથી. તેથી તો તું અહંકારને અધીન થઇશ ને તે દ્વારા વિનાશના માર્ગે જઇ પડીશ. માટે મારામાંજ ચિત્ત રાખી મારૂંજ કેવળ શરણુ લે. આમ શ્રીહરિશરણુ એજ અહંકાર-મમકારને ત્યજવાનો માર્ગ છે. આ વસ્તુના બીજરૂપે ગીતાજીમાં નવ અધ્યાય આગળ ને નવ પાછળ-એમ સર્વત્ર તેનું તેજ ઉપદેશાયું છે. છેક છેવટે ગુહ્યતમ ઉપદેશ તરીકે સંપૂર્ણ ગીતારહસ્ય માત્ર એકજ શ્લોકમાં તારવી કાઢી ભગવાન પુનઃ તેનું તેજ અનુષ્ઠાન કરવા યોગ્ય હોઇ ઉપદેશે છેઃ—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।

'તું મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારૂં યજન કર, મને નમસ્કાર કર.' બસ આજ વસ્તુ સંપૂર્ણ ગીતારહસ્ય છે અને તેજ અમે અહીં કહેવા માગીએ છીએઃ—

અહંકાર મમકાર કહાડો, પદે લેટાડો, સ્વસેવામાં લગાડો.

કારણકે 'વળી તોજ દહાડો.' તે શી રીતે ? તો 'मामेवैष्यसि युक्त्वैव'-મારામાં મન યોજીને તું મનેજ પ્રાપ્ત થઇશ. આ માર્ગનો આજ દિવસ સુધી અનાદર કર્યો, તેથીજ આપણે આ વિષમ સંસારમાં રઝળ્યા કરીએ છીએ. પ્રભુનાં વચન ન પાળ્યાં તેનુંજ આ પરિણામ છે અને આજ દિવસ સુધી તે ઉપદેશ કેમ ન આચર્યો તે 'અનુ મૂળથી આડો જુવે ન વાડ ખાડો.'-અહંકાર ને મમકારના જુસ્સામાં તણાઇ જવાથી કુટુંબરૂપી જાળમાં ફસાઇ જઇ સ્ત્રીરૂપ કે છેવટ નરકરૂપ ખાડામાં આ જીવ ધકેલાઇ પડયો, અરે જો વિચારાય તો જણાય કે જાણી જોઇને તે ઘોર ખાડામાં પડયો, પડતાં પડતાં લગાર પણ અચકાયો નહિ; પણ હવે પડયા પછી શું કરવું ? તેથી ઉગરવાને પોકાર કરવાજ જોઇએ કે 'ઝટ રામ સ્વામી ગાડું સુમારગે પાડો.' તે કેવી રીતે ? 'પદે બેટાડો સ્વસેવામાં લગાડો.' આ સંસારને જો સમુદ્ર કહીએ તો આ દેહને નૌકા કહી શકાય, ને જો સંસારને ઘોર જંગલ કહીએ તો આ દેહને ગાડું કહી શકાય છે. એમ આ શરીરને નૌકા કહેવામાં આ એક પ્રાચીન કવિ સાક્ષી પૂરે છે-'ઘેરી ઘેરી નદીયાં નાવ પુરાની, મૌલા ઉતારે બેડા પાર' અને શરીરને જો ગાડું કહીએ તો આ શ્રુતિવચન સાક્ષી પૂરે છે:—

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।

આત્મા એ રથમાં બેસનારો રથી છે, ત્યારે શરીર એ રથ છે-ગાડું છે; પણ તે રથને સન્માર્ગે લઇ જઇ શકે તેવો હોશિયાર સારથિ જો કોઇ હોય તોજ આ શરીરરૂપ રથ સુમાર્ગે જઇને ઇષ્ટ સ્થાને પહોંચી શકે ને ? તે માટે તેવા યોગ્ય સારથિ શ્રીહરિ થાય તોજ ઇષ્ટ સ્થાને-પ્રભુપદે પહોંચી શકાય અને તેથીજ આ દેહરૂપી રથની લગામ તે પ્રભુના હાથમાંજ સોંપી દેવી જોઇએ. તે કેવી રીતે સોંપાય ? એમના ચરણમાં સ્વાત્મ સમર્પણ કરવું એજ તેમને લગામ સોંપી ગણાય; અને તે માટે આ પ્રાર્થના હોવી જોઇએ:—'પદે બેટાડો, સ્વસેવામાં લગાડો.' કારણકે સુમાર્ગ એજ છે. સૌ કોઈ એ સુમાર્ગને જાહેર કરતા કહે છે:—

एष निष्कंटकः पंथा यत्र संपूज्यते हरिः ।
कुपथं तं विजानीयाद् गोविंदरहितागमम् ॥

જેમાં શ્રીહરિનું સારી રીતે પૂજન દર્શાવવામાં આવે છે તેજ નિષ્કંટક-સુમાર્ગ છે, પણ જેમાં ગોવિંદ-શ્રીહરિનું પૂજન-સ્મરણ નથી તે કુમાર્ગ છે એમ સમજવું. અર્થાત્ ભગવાન શ્રીહરિનું નામસ્મરણ પણ જ્યાં નથી તે સર્વે કુમાર્ગો છે; એટલે કે 'શ્રીહરિભક્તિ' એજ એક સુમાર્ગ છે. આ વસ્તુમાં જો પ્રમાણ શોધીએ તો શ્રીકૃષ્ણ પ્રભુના પોતાનાજ શબ્દો મળી આવે છેઃ—

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।

'અવ્યભિચારિણી ભક્તિથી જે મારૂં સેવન કરે છે તેજ બ્રહ્મસ્વરૂપ થઇ શકે છે.' આ ઉપરથી સિદ્ધ થાય છે કે ભક્તિ એજ એક નિષ્કંટક માર્ગ છે. બાકી જ્યાં જશો ત્યાં કાંટા પથરાયા છે. આ અભિપ્રાયથીજ કહ્યું છેઃ–' અનુ મૂળથી આડો જુવે ન વાડ ખાડો ' જ્યાં જ્યાં ઉપલક સુખો–બાહ્ય વૈષયિક સુખો જોવામાં આવે છે તે તે બધાય ખાડા છે અને તેજ મોહની વાડ સમજવાની છે. છેક બ્રહ્મદેવના લોક સુધી જાઓ પણ તે સુખ્ધાંની ખાડામાં ગણના કરેલી છે અને તે બધીય મોહની વાડો છે. માટે હવે–'ઝટ રામ સ્વામી ગાડું સુમારગે પાડો ' અને તે પણ આજ માર્ગે–' પટે ભેટાડો સ્વસેવામાં લગાડો.' આમ કેવળ સેવનમાંજ લગાડી દેવાની પ્રાર્થના શા માટે? ન્યાયજ એ છે. ભગવાન શ્રીકૃષ્ણના શબ્દોજ આમાં પ્રમાણભૂત છે તે તપાસોઃ—

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।
तासां ब्रह्म महद् योनिरहं बीजप्रदः पिता ॥

'હે અર્જુન ! સર્વ યોનિઓમાં જે મૂર્તિઓ–દેહો ઉત્પન્ન થાય છે તે મૂર્તિઓની યોનિ પ્રકૃતિ છે અને તેમાં જીવરૂપ બીજ મૂકનાર પિતા તે હું છું.' માટેઃ—

પેદા કીધા છે શ્રીહરિએ, કેમ બીજા કાજ કાંઈ કરીએ;
દેહ બનાવીને એ આપે, ત્યારે તો અવતરીએ.

તે પામી મૂક્યા કે તુરતજ, શું એનેજ વિસરીએ. કેમ૦

શ્રીહરિસેવન વિના બીજું કંઇ પણ કરવાનો આપણને હક્ક નથી; કારણકે:—

એની આપેલી વસ્તુથી, તનનું પોષણ કરીએ;
તેને તે પહેલેથી ન ધરી, લુણ હરામ શું ઠરીએ. કેમ૦

અરે! આપણે આપણા શરીરનું પોષણ કરવાને જે કંઇ ભાવ્યું તેને હોજરીમાં હોમીએ છીએ, પણ તે કૃપાળુ ભગવાન એ હોજરીમાંયે જો ન હોય તો તે હોમેલું ઉલટું નુકસાન કરે છે. ભગવાન કહે છે:—

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥

'હું વૈશ્વાનર–જઠરાગ્નિરૂપે થઇને પ્રાણ તથા અપાન વાયુની સાથે પ્રાણીઓના શરીરમાં રહું છું, ને ચાર પ્રકારના અન્નને પચાવું છું.' આ રીતે ચાર પ્રકારનું અન્ન જે આપણે ખાઇએ છીએ તેને પણ તે મહાપ્રભુ શરીરમાં પ્રવેશ કરી પ્રાણાપાન સાથે જોડાઇને જો પચાવે છે તોજ આપણું શરીર ચાલે છે. અરે! તેથી પણ આગળ વધો તો પ્રાણ કોના? પાણી કોનું? તેજ કોનું? આ સંબંધે પણ ભગવાન કહે છે:–' तपाम्यहमहं वर्षं '–હુંજ તપું છું, હુંજ વરસું છું. આ ઉપરથી સમજી શકાય છે કે આપણું શું? આપણે શું કરી શકીએ છીએ? જે કંઈ કરીએ છીએ તે કોના આધારે? અને કેવળ પોતાનાજ બળથી કેટલું કરવા સમર્થ છીએ? દયાળુ ભગવાન આપણા માટે કેવળ નિઃસ્વાર્થપણે કેટલું બધું કર્યા કરે છે? તે પ્રભુએ આપણને કેટલું બધું આપ્યું છે? ક્ષણે ક્ષણે તે આપણા પર કેવળ નિઃસ્વાર્થ દૃષ્ટિએ કેટલા ઉપકારો કર્યા કરે છે? આ ઉપર એક કથા ધ્યાનમાં લેવા જેવી છે:—

એક જણાએ બાર વર્ષો સુધી પથ્થર પર ઉભા રહી ઘોર તપશ્ચર્યા કરી. પ્રભુ પ્રસન્ન થઇને પ્રકટ થયા ને વરદાન માગવા કહ્યું. એટલે પેલાએ માગ્યું કે, મારી બાર વર્ષની મહે-

નતના બદલામાં જે મારૂં વ્યાજબી લેણું થાય તે મને આપો. પ્રભુએ કહ્યું કે ભાઇ! તારા લેણાની વાત જવા દે. પેલાએ કહ્યું–કેમ ? શામાટે ? હું તમારો લેણદાર છું, દેવાદાર નથી. અરે! તમારો તો શું પણ આ જગતમાં કોઇનો પણ હું દેવાદાર નથી. પછી પ્રભુએ કહ્યું—ઠીક છે, તું કહે તો ખરો, તેં કોના પર ઉભા રહી તપશ્ચર્યા કરી ? પેલાએ કહ્યું—આ પથ્થર પર. પ્રભુએ કહ્યું–ત્યારે પ્રથમ તો આ પથ્થરનોજ તું દેવાદાર છે. બાર વર્ષ સુધી તેને પોતાના મસ્તક પર ઉપાડીને તું ફર્યા કર. પ્રથમ તો તારે તેનો હિસાબ ચૂકવવો પડશે; તે પછી મારી સાથેનો હિસાબ કરજે. પેલો વિચારમાં પડયો. પછી તેણે કહ્યું—અરે! પથ્થરને વળી ભાર લાગતો હશે ખરો ? પ્રભુએ કહ્યું–હા. પથ્થરમાં પણ જીવ રહ્યો છે. છતાં તે તું ન માનતો હોય તોપણ એ પથ્થરનો ઉપયોગ કરવાનો તને શો હક્ક છે ? એ કંઇ તારી માલિકીનો તો નથીજ ને ? ( અંગ્રેજી પહેલી ચોપડીમાં છે-માણસ ઘર બાંધી શકે છે પણ તે કાંઈ પથ્થર બનાવી શકે છે? નહિજ અસ્તુ. ) આ સિવાય તારા તપનો મારી સાથેનો હિસાબ કરવા બાબત જો તને વધુ ખુલાસો જોઇતો હોય તો તું અહીંથી ત્રણ ગાઉ દૂર પેલું જે ગામ દેખાય છે ત્યાં ચાલ્યો આવ, એટલે તે હિસાબ હું તને કહીશ. એમ કહી પ્રભુ અંતર્ધાન થયા. પેલો તપસ્વી માણસ ત્યાંથી ચાલ્યો. બરાબર જેઠ મહિનો હતો. ખરા બપોરનો સમય અને રેતાળ માર્ગ હતો. સૂર્ય પ્રખર તપી રહ્યો હતો. લગભગ અર્ધો ગાઉ તે ચાલ્યો એટલે તૃષાથી ગળું સુકાવા લાગ્યું, પ્રાણ જવાની સ્થિતિ લગભગ આવી પહોંચી. તેટલામાં પ્રભુની પ્રેરણાથી કોઇએક પૂજારી પવિત્ર જળથી ભરેલી એક સુરાઇ લઇને ચાલ્યો આવતો દેખાયો. આ તપસ્વીએ તેની પાસે જળની યાચના કરી, પણ પેલો આપેજ શાનો ? તેણે સાફ સુણાવી દીધું કે, અરે! ભાઇ! તું તો હિસાબે વર્તનારો છે, તેથી સમજી શકે છે કે મારી પાસે કંઇ તારૂં લેણું નીકળે છે ? કયા હિસાબે હું તને જળ આપું ? તે જળ માગવાનો તારો કયો હક્ક

છે? માટે મફત જળ નહિ મળે. તે સાંભળી તપસ્વી બાવાએ ગળગળા થઇ કહ્યું કે, ભાઇ ! તારી વાત સારી છે, પણ મારી પાસે કંઇએ નથી. મેં તો બાર વર્ષ તપ કરવામાંજ ગાળ્યાં. છે. પેલા પૂજારી બોલી ઉઠયો—ત્યારે તો તું ખૂબ કમાયો છે. તારી એજ કમાણીમાંથી અર્ધો ભાગ જો તું મને આપી દે તો તેના બદલામાં એક પ્યાલો જળ હું તને આપું. તપસ્વીએ વિચાર કર્યો—આ માણસ ઘણોજ લોભી જણાય છે; મને મફત જળ આપે તેમ જણાંતું નથી; માટે જળ વિના જો મારા પ્રાણ નીકળી જશે તો તપશ્ચર્યાનું ફળ મારે જે કંઇ લેવાનું છે તે સમૂળગું જશે, તેથી 'જો જાતા ધન જાણીએ તો આધા લીજે બાંટ' એ કહેવત પ્રમાણે કરવું તેજ અત્યારે ડહાપણ ભરેલું છે. આવો વિચાર કરી તેણે તપશ્ચર્યાનો અર્ધો ભાગ આપી દઇ જળનો એક પ્યાલો પેલા પાસેથી લીધો ને પાણી પીને કંઇક શાંતિ મેળવી પછી ત્યાંથી ચાલતો થયો. લગભગ અર્ધો ગાઉ આવ્યો ત્યાં તો બમણી તૃષા લાગી. પેલો પાણીવાળો સાથેજ ચાલ્યો આવે છે, એટલે ફરી તેની પાસે જળની માગણી કરી. પેલાએ તો સાફ જણાવી દીધું કે, હવે તો સંપૂર્ણ તપ તું મને આપી દે તોજ તને પેટપૂર પાણી પાવાને હું તૈયાર છું. એ સાંભળી તપસ્વી ભાઇ તો વિચારમાંજ પડી ગયા. તેણે એમને એમજ એંચી કાઢવા પ્રયત્ન કર્યો, પણ ગામે પહોંચતાં પહેલાંજ પ્રાણ નીકળી જશે, એમ ખુલ્લું જણાતાં 'જીવતો નર ભદ્રા પામે' એ કહેતીને અનુસરી વિના ઉપાયે સંપૂર્ણ તપ પેલાને આપી દઇ પેટપૂર પાણી પીધું. તે પછી તુરત ચાલવા માંડયું એટલે પ્રભુએ કહેલું ગામ આવી પહોંચ્યું ને પ્રભુ પણ ત્યાં સ્હામાજ દેખાયા. પછી તો એ તપસ્વી બરાબર સમજી ગયો કે, પાણી તો શું ? પણ માત્ર એકજ શ્વાસની કીંમત કેટલી બધી છે? તે આપવાને પણ આપણે લેશમાત્ર સમર્થ નથી. તે શ્વાસ લેવા માટે ને અપાર વાયુરૂપી ધન ચોતરફ પ્રભુએ આપણા માટે જે ભરી રાખ્યું છે; તેના બદલામાં આપણે તેમને શું

આપી શકીએ તેમ છીએ ? મતલબ કે પ્રભુ વિના આપણું કશુંય કામનું નથી. માટેજ પ્રભુ-સેવન વિના બીજું કંઈ પણ કરવાને આપણો હક્ક નથી; અને તેથીજ પ્રભુ-સેવન વિના બીજું કરવામાં ખરું સુખ પણ નથી. માટેજ નિષ્કંટક માર્ગ તે પ્રભુ-સેવનજ છે, જેથી એજ માગવું કેઃ—

અહંકાર મમકાર કાઢો, પદે ભેટાડો;
સ્વસેવામાં લગાડો, વળે તોજ દહાડો.

ભગવાન્ શ્રીકૃષ્ણ પણ ગીતાજીમાં સ્વાત્મ સમર્પણપૂર્વક પોતાનું સર્વસ્વ અર્પણ કરી પોતાનું ભજન કરવા માટે કહે છેઃ—

यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत् तपस्यसि कौंतेय ! तत् कुरुष्व मदर्पणम् ॥

'હે અર્જુન ! તું જે કંઈ કરે, ખાય, હોમે, દાન કરે અને તપ કરે તે સર્વ તું મને અર્પણ કરી દે.' અને આવું સમર્પણ કરવાથી જેમ આપણે 'હું-મારૂં' કરીએ છીએ ને બધુંય નભાવીએ છીએ છતાં આપણા કોઈ નોકર વગેરે ઉપર પ્રસન્ન થઇને (તેના પગાર ઉપરાંત) ઇનામ વગેરે આપીએ છીએ તેમ પ્રભુ પણ પ્રસન્ન થઇને કહે છેઃ—

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।

'હું, તેઓનો મૃત્યુરૂપ સંસાર સમુદ્રથી ઉદ્ધાર કરૂં છું.' આ રીતે મોટામાં મોટું સંસારસમુદ્રથી ઉદ્ધાર કરવાનું જે કામ છે તેને પણ એ પ્રભુ કરી આપવા તૈયાર રહે છે. માટેજ કહ્યું છે-'વળે તોજ દહાડો' માટે 'પદે ભેટાડો, સ્વસેવામાં લગાડો.' કારણ એજ છે કે સુંદર નામનો એક કવિ જેવું કહે છે તેવુંજ માણસ માને છેઃ—

મેરો દેહ મેરો ગેહ મેરો પરિવાર સબ,
મેરો ધન માલ મૈંતો બહુબિધ ભારો હું.
મેરે દાસી દાસ મેરો હુકમ કોઉ મેટે નાહિં,
મેરી યુવતિકો મૈં અધિક પીઆરો હું.
મેરો વંશ ઉંચો મેરે બાપ દાદા એસે ભયે,

કહા કહું મેહું મેરે કુલકો ઉજારો હું.
સુંદર કહત મેરો મેરો કરી માને સબે,

આમ બધુંય મારૂં, મારૂં ગણે છે પણ 'હું કોનો છું' એમ કોઇ વિચારે છે?—

ઐસો કયોં ન જાને મેં હું કાલહીકો ચારો હું.

અરે! ભાઇ! હું કાળનો એક કોળીયો છું, એ વાત કેમ ભૂલી જવાય છે?—

કયા કરીએ કયા જોડીએ, થોડે જીવનકાજ;
છોડ છોડ કે ચલ ગયે, દેહ ગેહ ઓર રાજ.

માટે હવે ભ્રમણામાં ભટકવું તે મૂર્ખાઇ છે. હવે તો પ્રભુ પાસે આજ પ્રાર્થના કર્યા કરવી જોઇએ:—

અહંકાર મમકાર કહાડો, પટ્ટ બેટાડો, સ્વસેવામાં લગાડો.

મૃત્યુ પછી તો 'कर्मानुगो गच्छति जीव एकः। કર્મ પાછળ ઘસડાતો જીવ, જ્યાં કર્મો લઈ જાય છે ત્યાં જાય છે.' આમ જીવની પરતંત્રતા સ્પષ્ટ છે; પણ જીવનકાળમાંય પરતંત્રતા સ્પષ્ટ દેખાય છે. જુઓ:—

રાગ કાફી
ધીરાના પદનો

પરતંત્ર છે પૂરો રે, શાને અભિમાન ધરે;
મમતા ધરીને રે, પ્રભુને તું કેમ વીસરે.
તનને તું તાજે સમજીને, કરે કંઇક તોફાન;
પણ પેટમાં ચુંક પાડે કે, ઝટ ભૂલે તું ભાન;
આરોગ્યતા તારી રે, એને વશ છેક ખરે. પરતંત્ર૦
બાંધે મ્હોટા મ્હેલ ભરે મહીં, સામન તું બહુ ભાત;
પોતાનું માનીને માણે, મોજ ભલે દીન રાત;
એકજ અંગારે રે, પલકમાં રાખ ઠરે. પરતંત્ર૦
ધન બહુ ભેળું કરી ધરી મદ, એ પર રહે છે મસ્ત;
ચોર પાસ ઘડીકમાં હરાવે, નવ ભંડાર સમસ્ત;
પતોજ ન લાગે રે, ભલે તું શોધતો ફરે. પરતંત્ર૦
પાળી પોષી પરણાવીને, પ્રિય માને પરિવાર;

એક સપાટે કોગળીયામાં, કરી નાખે સંહાર;
વૈદ્ય ને બાધાએ રે, કશોજ ન અર્થ સરે. પરતંત્ર૦
ઘણું ભણે અનુભવ લે ઝાઝો, વગ ચારે દિશ થાય;
હામ હોય એ સહુની બહુ પણ, ક્ષણમાં મન ખસી જાય;
ગાંડો કરી નાખે રે, ફુળ ફીંદતોજ ફરે. પરતંત્ર૦
માણસને સઘળું સોંપ્યું પણ કુંચી હરીને હાથ;
એ જાણી એનો ભય આણી, નમ્ર બની દિનરાત;
સેવ અનુસ્વામી રે, સ્વતંત્ર તો એજ ઠરે. પરતંત્ર૦

આ સંબંધે શ્રુતિ પણ પ્રમાણ તરીકે સાક્ષી પૂરે છેઃ—‘ पतिं विश्वस्य आत्मेश्वरम् । પરમેશ્વર સમગ્ર જગતના ને આત્માના પણ ઇશ્વર છે તથા સ્વામી છે.’ આમ જીવ પોતે પરતંત્રજ છે છતાં તે પોતાનેજ સ્વતંત્ર માને છે, અને તેટલે-થીજ નથી અટકતો, પણ તેથી આગળ વધી કેટલીયે વસ્તુઓ પર પોતાની માલિકીનો દાવો કરે છે ને તે તે વસ્તુઓ માટે કેટલાય અન્ય જીવોને પીડા ઉપજાવવા તૈયાર રહે છે. આમ કરવાનું કારણ ‘ અનુમૂળથી આડો જુવે ન વાડ ખાડો ’ માટે હવે તો ‘ ઝટ શ્રી રામ સ્વામી સુમારગે ગાડું પાડો.’ એ રીતે જેમ શ્રુતિ પ્રભુને સર્વના પતિ કહે છે તેમ કવિ સુંદરદાસ પણ જણાવે છેઃ—

જો હરિકો તજી આન ઉપાસત, સો મતિમંદ ફજેતહિ હોહી;
જ્યું અપને ભરતારહિ છાંડી, ભઈ વ્યભિચારિની કામિની કોઇ.
સુંદર તાહિન આદરમાન, ફિરૈં વિમુખી અપની પત ખોઇ;
બુડી મરૈં કીન કૂપ મોંઝાર, કહા જગ જીવત હૈ શઠ સોઈ.

અરે ! કૂવામાં બુડી શું મરે ! પ્રભુ શ્રીકૃષ્ણ ગીતાજીમાં સ્વમુખે કહે છેઃ—

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥

‘સર્વ યજ્ઞોનો ભોક્તા અને પ્રભુ હુંજ છું, છતાં તે (અજ્ઞાની)ઓ, મને યથાર્થ રીતે જાણતા નથી તેથી પડે છે.’ ક્યાં ? નરકના ખાડામાં. આ વસ્તુજ અહીં કહેવાય છે કે ‘ અનુ મૂળથી આડો, જુવે ન વાડ-ખાડો ’ પણ હવે જો સમ-

જાયું હોય તો સુંદરદાસ કહે છે તેમ આજથીજ આ ક્ષણેજ આચરવા માંડી પડવું જોઇએ. તે કેવી રીતે ?—

હોઈ અનન્ય ભજે ભગવંતહિ, ઔર કછુ ઉરમેં નહિ રાખે;
દેવીરૂ દેવ જહાં લગ હૈ, ડરકે તીનસું કભી દીન ન ભાખે.
યોગ હું યજ્ઞમતાદિ ક્રિયા, તનકુ તું નહિ સ્વપને અભિલાખે;
સુંદર અમૃતપાન કીયો તબ, તો કહુ કૌન હલાહલ ચાખે.

ભગવતી શ્રુતિ પણ સમજાવે છે–'रसो वै सः, रसं ह्येवायं लब्ध्वा आनंदी भवति। તે પરમાત્મા રસરૂપ છે. એ રસ સ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત કરી આ જીવાત્મા આનંદી થાય છે.' આમ સર્વત્ર એ પ્રભુ પ્રાપ્તિનેજ પ્રધાન ગણી ઉપદેશ આપવામાં આવે છે, માટે પ્રતિક્ષણ આજ પ્રાર્થના હોવી જોઇએઃ– 'પદે ભેટાડો, સ્વસેવામાં લગાડો, વળે તોજ દહાડો.' પણ તે પ્રાર્થના હૃદયપૂર્વક હોવી જોઇએ. હૃદયની જો પ્રાર્થના ન હોય તો તે ભેટાડે કોને ? ભેટવા કોઈ આવ્યું હોય તો ભેટાડેના ? માટે પ્રથમ તો પ્રભુને ભેટવાની અત્યંત આતુરતા થવી જોઇએ; જે આતુરતા આ નીચેના પદમાં સ્પષ્ટ છેઃ—

### લાવણી

'અધખીચ મહોબત તોડી' એ રાગ

આ જીવનું અર્પણ વ્હાલા, તુજ પદમાં કરૂં છું;
તારોજ મૂળે તો છઉં, તે તુજ પદમાં વરૂં છું. આ જીવનું૦
મન કર્મે વચને સ્વપ્ને, બીજું ના ચહું છું;
તન ધન આયુષ્ય તુજ કાજે, વાપરવા કહું છું. આ જીવનું૦
હું ને મારૂં કરવામાં, બહુ કષ્ટો સહું છું;
તું ત્હારૂં સાચવ, જૂઠો હક્ક હું મૂકી દઉં છું. આ જીવનું૦
કહ્યું તેમ ખરેખર કરવું, તુજ વશમાં લહું છું;
અનુ તે સારૂ શિરનામી, દઢ શરણ ગ્રહું છું. આ જીવનું૦

આમ શરણાગમન જે કામ કરશે તે બીજું કોઇ પણ સાધન કરી શકશે નહિ. તે માટેજ અહીં કહેવાય છેઃ–'ઝટ શ્રીરામ સ્વામી સુમારગે ગાડુ પાડો.' ભગવાન શરણાગતવત્સલ છે, એમ જે કહેવાય છે તે જો સ્પષ્ટ દેખાયું હોય તો ભગવાનના તે રામાવતારમાંજ સ્પષ્ટ છે. આ અવતારમાં જેવા

ભગવાન જણાયા છે તેવા બીજા કોઇ અવતારમાં જણાયા નથી. પોતાનું શરણ કે વરણ હરકોઇ વ્યક્તિએ કે જાતિએ હરકોઇને માટે પણ જો સ્વીકાર્યું હોય તો પણ તે પ્રભુ પોતાનું શરણાગતવત્સલપણું લેશમાત્ર ચૂકયા નથી. આ વસ્તુને દર્શાવનારૂં આ એક કાવ્ય નીચે ઉતાર્યું છે; તે લગાર ધ્યાન પૂર્વક ગાઓઃ—

૫૬

'બંસરી દીજીયે હો વ્રજનાર' એ દેશી. રાગ કાફી

દાસ થયો છું શ્રીરામ જાણી ખરા સુખ ધામ. ટેક.
છોડી વૈકુંઠ ધામ થયા નર સુર હિત સારૂ,
સહજ સંબંધે સકળ અવધ કીધું અતી પ્યારૂં;
રૂપી સારૂ ઉભા રહ્યા રાત દિવસ એક ઠામ,
પદ પરસાવી નારી ઉદ્ધારી કર્યું જનકનું કામ. દાસ૦
કૈકયીના પ્રિય કાજ સુખે વનવાસ સ્વીકાર્યો,
ભીલ્લ છતાં ભરદ્વાજ તુલ્ય પ્રિય મનમાં ધાર્યો;
દુખ દંડક વાસી તણું કીધું દૂર તમામ,
શબરીનાં બોરાં આરોગી આપ્યું અચિચળ ધામ. દાસ૦
પીતા તુલ્ય ગૃધ્રરાજ ગણી હાથેથી સાર્યું,
કપિપતિનું કાજ શરણ થાતાંજ સુધાર્યું;
સાગર ઉપર ક્ષમા કરી શરણ થયા જે ઠામ,
સૌની ના છતાં વિભીષણનું કર્યું લંકપતિ નામ. દાસ૦
રાવણને પણ શરણ થવા બહુ વિધ ચેતાવ્યો,
જયંત જેવો દુષ્ટ છતાં શરણું ધરી ફાવ્યો;
અવધ સકળ તારી દીધું એક વખત એક ઠામ,
અનંત તેથી તરવા માટે પ્રેમે ઠર્યો ગુલામ. દાસ૦

સંપૂર્ણ રામાયણ વાંચવાથી તો પૂરેપૂરૂં શ્રીરામચરિત્ર સમજાય, એમાં કંઈ કહેવાનું ન હોય; પણ શ્રીરામચંદ્રજીનાં સ્વમુખનાંજ આ બે વચનો વાંચવાથી કે સાંભળવાથી શ્રી રામચંદ્રજીનું દિવ્ય ચરિત્ર લક્ષમાં આવી જાય છેઃ—'બસ, એક વચન એક બાણ.'—

द्विः शरं नाभिसंधत्ते रामो द्विर्नाभिभाषते।

'રામ કદી બે વાર બાણ સાંધતો નથી ને બે વાર કદી

બોલતો નથી'–અર્થાત્ 'એક વચન એક બાણ.'

જે વેળા વિભીષણ, શ્રીરામને શરણે આવ્યા ને સૌએ શરણે રાખવા તેમને ના પાડી તે વેળા શ્રીરામચંદ્ર, સુગ્રીવ મહારાજને આજ્ઞા કરતા કહે છેઃ—

विभीषणो वा सुग्रीव यदि वा रावणः स्वयम् ।
आनयात्र हरिश्रेष्ठ दत्तमस्याभयं मया ॥

'હે વાનરશ્રેષ્ઠ સુગ્રીવ ! વિભીષણ હોય કે રાવણ પોતે હોય, તેને મારી પાસે હાજર કરો.' ('પદે બેટાડો ને સ્વ-સેવામાં લગાડો' કારણ કે તેની તેવી માગણી છે ને તે અહં-કાર–મમકાર કાઢીને જો શરણે આવ્યો છે તો) મેં તેને અભય આપ્યુ છે. અર્થાત્ મારો અપરાધી રાવણ પોતે આવ્યો હોય તોયે શું ? મારે શરણે આવ્યો એટલે બસ છે. તેને અભય દાન મળી ચૂકે છે. અરે ! ગમે તે હોય નહિ ! મારે શરણે આવેલો સદાકાળ નિર્ભય બને છે, આવા આશયનું શ્રી રામચંદ્રનું આ વચન જુઓઃ—

सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ।
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥

માત્ર એકજ વાર મારે શરણે આવ્યો હોય અને 'હું તમારો છું' આમ મારૂં શરણ માગી રહ્યો હોય તો તેને સર્વ પ્રાણીઓથી હું અભય આપું છું, આ મારૂં વ્રત છે. આ ખુદ રામ પ્રભુનાં વચન છે. તે પ્રભુ કહે છેઃ–'શરણે આવેલાનું રક્ષણ કરવું એ તો મારૂં વ્રત છે' આ પ્રભુનાં વચન પર જો વિશ્વાસ હોય તો નક્કી કામ થઇ જાય છે. એ રામ પ્રભુ આજે પણ ક્યાંય ચાલ્યા ગયા નથી; અરે ! આજે પણ 'ઘટઘટ ભીતર રામ રમૈયા'–એ પ્રભુ સર્વત્ર વ્યાપી રહ્યા છે અને તેમનું એ વ્રત પણ ગૂકાઈ ગયું નથી. એ વ્રત દર્શાવતા તે પ્રભુએ ત્યાં વર્તમાનકાળનો નિર્દેશ કરી બતાવી દીધું છે કે આ વ્રત મારૂં સદાકાળ રહેનારૂં છે અને તેમના પોતાનાજ પાછળના બીજા અવતારોમાં તે વ્રત જળવાઈ રહેલું પણ જોવામાં આવે છે; તેથી અમે અહીં તેમના ચરણનું શરણ, વરણ ને સેવન–

એજ માગી લીધેલ છે. સર્વ પ્રકારની શુદ્ધિ થવા માટે પણ બસ તેમનેજ પ્રાર્થના કરવી, તેમનુંજ શરણ લેવું, બીજા ધર્મ કે કર્મની જરૂર નથી. બસ એમનેજ આ પ્રાર્થના કર્યા કરવીઃ—

અહંકાર મમકાર કઢાવો, પદે ભેટાડો, સ્વસેવામાં લગાડો.

પણ તે પછી વર્તવું કેમ ? તે માટે કોઇ દૃષ્ટાંત જોઇએ. કારણકે, નહિ તો 'અનુમૂળથી આડો જુવે ન વાડ ખાડો.' તેથીજ 'શ્રીરામ સ્વામી ગાડું સુમારગે પાડો.' જ્યારે જ્યારે ભગવાન, શરણાગતનું રક્ષણ કરવા માટે આ પૃથ્વી પર અવતાર લે છે ત્યારે ત્યારે જેવો પોતે 'શરણ્ય' વેષ સ્વીકારે છે તેવોજ એક બીજો 'શરણાગત'નો વેષ ભજવી બતાવનારને પણ પોતે સાથે લાવે છે. જેમ ભગવાન રામચંદ્ર પોતે શરણ્ય તરીકે પ્રકટ્યા ત્યારે શરણાગત તરીકે તેમની સાથેજ ભરતસૂરિ પ્રકટ્યા; શ્રીકૃષ્ણાવતારમાં 'નરનારાયણ' પ્રકટ્યા ને રામાવતાર માટે લોકો ગાય છે પણ ખરા— 'રામલક્ષ્મણ જાનકી જય બોલો હનુમાનકી.' આમ હોવાથી તેમનાજ ચરિત્રનો થોડો સાર અહીં ઉતારીએ, એટલે તે લક્ષ્યમાં રાખી કહેવું ઠીક પડશે કે—

અહંકાર મમકાર કઢાવો, પદે ભેટાડો,
સ્વસેવામાં લગાડો, વળે તોજ દહાડો.

## શ્રી ભરત-ભાગવત-આખ્યાન

### ૫૬

અહંકાર મમકાર કાઢો, પદે ભેટાડો, સ્વસેવામાં લગાડો;
વળે તોજ દહાડો. અહંકાર. ટેક.
અનુમૂળથી આડો, જુવે ન વાડ કે ખાડો, ઝટ શ્રીરામસ્વામી,
સુમારગે ગાડું પાડો, પદે ભેટાડો સ્વસેવામાં લગાડો.

જેમ શ્રીમદ્ ભરતસૂરિને પદે ભેટાડ્યા હતા ને સ્વસેવામાં લગાડ્યા હતા તેજ પ્રમાણે અમને પણ 'પદે ભેટાડો સ્વસેવામાં લગાડો.' શું તે સેવામાં નહોતા લાગ્યા ? કહે છે કે તે તો સ્વામી થઈ જવાના હતા તેથી સેવામાં ક્યાંથી લાગે, પણ ખરું કહીએ તો તેમનુ સેવન ખરેખર બીજા માટે અશ-

ક્ય છે, તેવું સેવન બીજાથી બની શકે નહિ. વળી તેમને અહંકાર મમકાર-મૂળથીજ ન હતા, તેથી તે મૂળથીજ આડા પણ ન હતા; ને તેઓ કદી પ્રમાદી જીવન ગાળતા ન હતા. તેથી કોઈ વાડ કે ખાડો તેમના માર્ગમાં આવતોજ નહિ. માત્ર નીચનો કંઈક સંગ થયો હતો, તેથી તેના ગુણદોષની અસર પોતે સ્વભાવસિદ્ધ સાત્ત્વિક હોવા છતાં પોતાને કંઈક નડી હતી. આમ સત્ત્વગુણમાં સ્થિતિ કરનારાઓને પણ દુર્જનોના સહયોગથી સહેવું પડે છે તો પછી આપણી તો શી ગતિ કહી શકાય? કારણકે આપણે તો જન્મથીજ આડા ને ઉચ્છૃંખલ છીએ. આપણી તો શી ગતિ થશે? એ ભરતસૂરિ જન્મથી આડા ન હતા તેનું કારણ શું? તે માટે તેમના જન્મની કથાથી આરંભીને તેમનું ચરિત્ર આપણે જોઇએ. આ ચરિત્ર લેવામાં મુખ્ય વાલ્મીકિય રામાયણનો આધાર લીધો છે.

### મરાઠી સાખી

અષ્ટમાંશ ચરુભાગ રૂપથી કૈકેયીને કુખ,
પ્રકટયા પાંચજન્ય અવતારી ભરત ભાગવત મુખ્ય;
દશરથ ભૂપને........શું ન હોય જગસુખ.

તેમનું શરીરજ કર્મના બંધનરૂપ ન હતું, કિંતુ વિષ્ણુસ્વરૂપ, યજ્ઞના એક ભાગરૂપ અને શુદ્ધ આત્મસ્વરૂપ હોઇને દિવ્ય હતું. તે ભરતજી સાક્ષાત્ પરમાત્માના એક પાર્ષદ હોઈ પ્રભુની સાથે તેમની સેવા કરવા માટેજ પધાર્યા હતા. એટલે તેમને સાંસારિક દુઃખ કેમ હોઇ શકે? રાજાને ઘેર માનીતી રાણીના પુત્ર તરીકે તેમનો જન્મ થયો હતો, અને તેમાં પણ શ્રીરામચંદ્ર સાથે સહવાસ હોવાથી તેમના દિવસો આનંદમાં જતા હતા. પ્રભુનો વિયોગ તેમને કદી થયો ન હતો જેથી પ્રભુની સેવાનો નિત્ય લાભ હોવાની સાથે જગતનું સુખ પણ તે પ્રાપ્ત કરતા હતા. પ્રભુના પ્રયાસે પ્રયાસ, પ્રભુ પ્રકટયા તો પોતે પણ પ્રકટયા, પ્રભુ રાજપુત્ર તો પોતે પણ રાજપુત્ર ને પ્રભુ જનક રાજાના જમાઇ થયા તો પોતે પણ ત્યાંજ પરણ્યા.

નાના જનક કુશધ્વજ દુહિતા સતી માંડવી સાથે,

પરણ્યા પ્રીતે રૂડી રીતે સંગે ચારે ભ્રાતે;
દશરથ તાતે......લ્હાણુ લીધી ત્રણ માતે.

સર્વ સ્થળે પ્રભુ પ્રયાસ કરતા, પોતે તો કેવળ ફળ-ભોક્તા બનતા; એટલે વૈકુંઠની પેઠેજ અહીં પણ તેમનું વર્તન હતું:—

भोगमात्रसाम्यलिंगाच्च जगद्व्यापारवर्जं प्रकरणात् ।

એ દાર્શનિક સૂત્રમાં જેમ સિદ્ધ કરવામાં આવ્યું છે તેમ જગતમાં કંઇ પણ વ્યાપાર કર્યા વિના પ્રભુની સમાન ભોગો મુક્ત આત્માઓને હોય છે, એમ પ્રકરણથી જણાય છે. અર્થાત્ પરમપદમાં જે સુખ નિત્ય મુક્તને હોય છે તેજ સુખ ભરતસૂરિને હતું, છતાં એક વાતની ન્યૂનતા જણાતી હતી. પ્રભુ સાથે જગતમાં પોતે પ્રકટ્યા હતા તેમાં પિતા તો બન્નેના એકજ હતા, પણ માતા જુદાં જુદાં હતાં. લક્ષ્મણની માતા સુમિત્રા જેવાં સાત્ત્વિક ને નિર્લોભ હતા તેવાં ભરતજીની માતા ન હતાં. તેમની માતાને કુસંગના પ્રભાવથી તેવાં સાત્ત્વિક થવાનો લાભ મળ્યો ન હતો, પણ સંગદોષના બળથી તે રાજસી ને લોભી બન્યાં હતાં. માતામાં રજોગુણના પ્રાધાન્યથી ભરતજીને ખૂબ સહન કરવું પડ્યું હતું, તેમની કસોટીનો આરંભ માતા પક્ષ તરફથીજ થયો હતો અને તેના મંડાણમાંજ એજ કે, માતાના રાજસી પક્ષના પ્રાબલ્યથી ભરતજીને શુદ્ધ સાત્ત્વિક પરમાત્માથી જુદા પડવું પડયું હતું. આપણે તો જન્મથીજ નઠારા હોઇને બૂમો પાડીએ છીએ કે:—

અનુ મૂળથી આડો, જુવે ન વાડ કે ખાડો.

પણ ભરતજીના સંબંધમાં તેવું ન હતું, તે તો જન્મથીજ સીધા, સરળ ને ભક્ત હતા, છતાં કુસંગે તેમને ઘસડયા હતા, તેથી તે ઘસડાયા, આડા ખેંચાયા, ને ખાડામાં જઇ પડયા. તે ખાડો કયો ?—

સ્રગ્ધરા

આવ્યા ત્યાં તેડવાને ભરત સગુણીને શ્રીયુધાજિત મામા;

શત્રુઘ્ને સંગ ચાલ્યા પિતુપદ પડીને, બેઉ આનંદ પામ્યા.
દેખીને બેઉ લાલા અતિ ઉર હરખ્યો, કૈકયે વૃદ્ધ કાળે;
મોસાળે મોજ માણે કુંવર બેઉતણા, લાડ નાનાજી પાળે.

આ રીતે કુસંગથી ભરતજીને પ્રભુનો વિયોગ થયો. તે પોતાના મોસાળમાં રહી મહાલવા લાગ્યા; અને તે રૂપી ખાડામાં કે વાડમાં તે પડયા. અર્થાત્ કુસંગથી તેમને પણ એવુંજ થયુ-'અનુમૂળથી આડો, જુવે ન વાડ કે ખાડો.' એ રીતે ભરતજી પણ ખાડામાં તો પડયા, પણ તે તો પ્રભુના પ્રિય ભક્ત હતા, તેથી પડતાંની સાથેજ જાગ્યા, એટલે કે પ્રભુએજ તેમને સૂચક સ્વપ્નરૂપી ઇશારો કરીને જગાડયા-સાવચેત કર્યા. આ ઉપરથી એમજ કહી શકાય કે, 'ઝટ રામ સ્વામી સુમારગે ગાડું પાડો.' ભરતજી ગબડી પડયા પણ પ્રભુ તેમને ગબડવા કેમ દે. પ્રસંગ એવો બન્યો કેઃ—

૫૬

'લાલન મારી ખાઈ' એ રાગ

ઉઠયા ઝબકીને જાગી, ભરતજી ઉઠયા ઝબકીને જાગી;
એક દિવસ દુઃસ્વપ્ન આવતાં છેકજ નિદ્રા ત્યાગી;
અહા ઉઠયા ઝબકીને જાગી. ભરતજી૦
જાગી ગયા સહુ કોઈ, વદી ન શક્યા એ મોહી;
થોડીવારે દીધું રોઈ, મિત્રો સહુ રહ્યા જોઈ.
વાતો આડી તેડી કાઢી, ઘણીએ ગમત પાડી;
વૃત્તિ ન કયાંહી લગાડી, બોલ્યા એ ઉભરો કાઢી,
આશ તાતની ત્યાગી. ભરતજી૦

ભરતજીનું તે સ્વપ્ન સત્યસૂચક હતું. ખરેખર, અયોધ્યામાં અનિષ્ટ બન્યુંજ હતું, અને તે પણ ભરતજીના માટેજ; કારણકે ભરતજીએ રામસેવા ત્યજીને મોસાળમાં જગતનું મિથ્યા સુખ પ્રિય માન્યું હતું, પ્રભુ વિના એકલાજ ભરતજી મોસાળમાં મોજ માણતા હતા, પણ તે મિથ્યા સુખથી બચાવી લેવા પ્રભુએ અહીં ગોઠવણ કરી હતી. તેમના મોસાળનું મૂળ તેમની જે માતા હતી તે દ્વારાજ એવી ગોઠવણી

કરવામાં આવી કે ભરતજીને પિતાનુંજ સર્વસ્વ મળે ને તે દ્વારા સંપૂર્ણ સંસારસુખ પ્રાપ્ત થાય, પણ તે ગોઠવણી અવળી હતી કેમકે તે ગોઠવણી પ્રભુને મૂકીને અહંકાર મમકારવાળી હતી ને પ્રભુની વસ્તુ ઉપર દાવો કરાવનારી હતી; એટલે આખરે સર્વ કંઇ બગાડનારી હતી. આ બધું ભરતજી સમજી ગયા. તેમને સ્પષ્ટ જણાયુ કે આ બધી બાજી આવા કારણથી બગડેલી હતી; કારણકે તે આપણા જેવા મૂઢ ન હતા. તે તો સૂરિ હતા; તેથી ઝટ સમજી ગયા. પોતાને જણાયું કે ભૂલ થઇ છે અને તેજ ભારે થઇ પડી છે. ભોગો ભોગવવાની લાલસા કરી, ને તે આવા મોટા સ્વરૂપમાં વધી જઈને પરિણામે અનિષ્ટ કર્તા બની છે. પ્રભુ જે વેળા આપવા બેસે છે તે વેળા શું બાકી રાખે છે? પણ જ્ઞાની જન તેથી ચેતી જાય છે ને ત્રાસી ઉઠે છે. ભરતજીના સંબંધમાં પણ તેમજ બન્યુ. તેમની સમક્ષ તે સર્વ ત્રાસમૂર્તિ ખડી થઇ ગઇ. આવાજ કારણથી ભરત 'ભાગવત' કહેવાયા છે. તે મહાન ભક્ત હતા; તેથી તેમને તુરત સર્વ ભોગો પર અરુચિ ઉત્પન્ન થઇ ગઇ; પણ પ્રથમ જે ભોગલાલસા કરી હતી તેણે તો પોતાનો ભાવ બરાબર ભજવ્યો, ને તે આ રીતે કે, સ્વપ્નનો ગોટાળો હૃદયમાં ઘોળાયાજ કર્યો. તેવામાં તો—

આવ્યા ત્યાં અવધજન, તેડવા ફિક્કે વદન;
વ્હેમ ઘણો પડયો મન, નીકળ્યા જવા વતન;
અપશુકનો એ ભાસે, આવ્યા જ્યારે પુરપાસે;
લાગ્યું જાણે ખાવા ધાશે, ત્યારે છેક છાડી આશે;
સ્વપ્ન સાચું એ ભૂલ ભાગી. ભરતજી૦

જો કે કોઇપણ મનુષ્યે તેમને સત્ય વૃત્તાંત જણાવેલ ન હતું છતાં તેમને પેલા સ્વપ્ન ઉપરથી પોતાના પિતા વિષેનોજ વહેમ દૃઢ થઇ ગયો, જેથી નગરમાં પેસતાંજ—

પદ

'એસી ચતુર નાર' એ રાગ

ધસ્યા તાત ધામ, દીઠા નવ તે ઠામ,
તવ માત પાસ, ગયા હતી હામ;

તે પણ સકામ, ઉઠી આવી ભેટી રીઝી. ધસ્યા૦
(કેમકે તેણીનું તો મનગમતું થયું હતું.)
વધા વદો માત, ક્યાં છે મારા તાત,
બોલી લોલી ન ડરી હૃદય સાથ;
થયા માત સુણતાં, ઢળી પડયા ગયા સીઝી. ધસ્યા૦

તેણી તો વધામણીના રૂપમાં વધુ કહેવા જતી હતી, પણ ભરતજીની સ્થિતિ જોઇ વધુ ન કહેતાં ઠંડે કલેજે આટલુંજ વચન બોલીઃ—

या गतिः सर्वभूतानां तां गतिं ते पिता गतः ।

'પ્રાણી માત્રની જે આખર ગતિ થાય છે તેજ ગતિએ તારા પિતા ગયા છે' એમાં કંઇ નવાઈ જેવું બન્યું નથી, પણ તને રાજ્ય મળ્યું એ નવાઇની વાત છે. આમ તે કહેવા માગતી હતી. કારણકે એવડા મોટા જોખમે તેણીએ એ મહાન વિજય મેળવ્યો હતો. પતિના જોખમે પણ પુત્રને રાજ્ય મળ્યું છે, એમ માની તે મલકાતી હતી; પણ પુત્ર તો શુદ્ધ સાત્ત્વિક હતો. તેને એવા રાજ્યની લેશમાત્ર સ્પૃહા નથી. તેને તો લાગી આવ્યું કે માતાના સંબંધને લીધે નાની સરખી જે ભૂલ થઇ તેનું આ વિષમ પરિણામ આવ્યું છે; એ વસ્તુ તેમને હવેજ જણાઇ. પ્રભુને મૂકી સંસાર-સુખની સ્પૃહા કરીને તે મેળવ્યું પણ ખરૂં ! પણ તે કેવું ? પરિણામે ભયંકર ને બન્ને લોકને બગાડનારૂં—મહાન દુઃખ રૂપજ. આ વસ્તુ બરાબર સમજી લઇ તેમણે તો માની લીધું કે, પિતા ગયા તે ગયાજ છે, પણ સાચા પિતા તો વિદ્યમાનજ છે. પ્રભુ પોતેજ કહે છે (ગીતાજીમાં)—पिताऽहमस्य जगतो माता धाता पितामहः। હુંજ આ જગતનો પિતા છું, માતા છું, પોષક છું ને પિતામહ છું-સર્વનો મોટો દાદો છું.' આ વચન પ્રમાણે ભરતજી રામપ્રભુનેજ પોતાના પિતા ગણે છે અને માતા પણ તેમનેજ ગણવાના હતા, પણ બરાબર પૂરેપૂરૂં તે નહોતા સમજ્યા ત્યાંસુધી તો એટલુંજ બોલ્યા કેઃ—

બોલ્યા ફરી જાગી નથી હું અભાગી,
પિતા રામ ગણું ને બનું સભાગી.

-यो मे भ्राता पिता बंधुर्यस्य दासोऽस्मि धीमतः ।

'જે બુદ્ધિમાન રામચંદ્રજીનો હું દાસ છું તેજ મારા ભાઇ છે, પિતા છે ને બાંધવ છે.' ભરતજીની આવી વિશાળ દૃષ્ટિ હતી, એ વાતની માતા કૈકેયીને કયાં ખબર હતી? અને ખબર પડે પણ કયાંથી? તેણીની દૃષ્ટિ રાજસી હતી. તેનું સ્વરૂપ તો જે કોઇ સાત્વિક અને જ્ઞાની હોય તેજ સમજી શકે. તે ભરતજી જેવા પ્રભુ ભક્તોજ આ વસ્તુ સમજી શકે છે કે, પ્રત્યેક આત્મા તે પ્રભુનો દાસ છે; પણ તેણીએ તો આત્માને સ્વતંત્ર ગણ્યો હતો. ને અહંકાર-મમકારને તે અધીન બની હતી, તેથીજ તેણીએ ભરતજીને પણ પોતાના માર્ગે અનુસરવાની પ્રેરણા કરી હતી. તેણીએ પોતાના જેવાજ ભરતજીને માનીને તેમની આગળ પોતાનો ભરમ ખરા મનથી ખોલ્યો હતો; પણ—

સુણી બધી વાત, શું હો ગયા ખીજી. ધસ્યા૦

જ્યારે એ પ્રમાણે ખરો પ્રસંગ આવ્યો ત્યારે તે ભરતજી પણ પોતે જેવા હતા તેવા પરખાઇ જઈ બોલી ઉઠયાઃ—

ન હું ચહું રાજ, ગણું દુઃખનો સાજ,  
તેડી લાવું રામ, કરૂં ધાર્યું કાજ. ધસ્યા૦

મૂળ વાલ્મીકિય રામાયણમાં જે ભરતજીના શબ્દો છે તે આ રહ્યાઃ—

अहं हि पुरुषव्याघ्रौ न पश्यन् रामलक्ष्मणौ ।  
केन शक्तिप्रभावेण राज्यं रक्षितुमुत्सहे ॥

પુરુષોમાં વ્યાઘ્રસમા રામલક્ષ્મણને નહિ જોતો હું, કઈ શક્તિના પ્રભાવથી રાજ્યની રક્ષા કરવાનો ઉત્સાહ કરી શકું?—અર્થાત્ રામલક્ષ્મણના બલથીજ હું બળીયો છું, તેમના વિના કેવળ નિર્બળ થઇ પડેલો છું. કેવી રીતે રાજ્ય કરી શકું? મારામાં તે શક્તિજ કયાં છે? આમ કહી ભરતજી પોતાને શક્તિહીન કહેવા માગે છે એમ નથી, પણ કૈકેયી જેવી રીતે ઇચ્છે છે તેવી રીતે પોતાની શક્તિ વાપરવાની તેમને ઇચ્છાજ નથી. એટલે કે કેવળ પોતા-

નાજ સુખ માટે રામનું પોતાનું પોતે મેળવી લે અને તેનો ઉપભોગ કરે તેવી શક્તિ પોતામાં નથી, એમ ભરતજી કહે છે, એટલે આવી રાજસી શક્તિ મારામાં નથી; આ રાજસ માર્ગે શક્તિનો વ્યય કરવા હું ઇચ્છતો નથી; અને—

अथवा मे भवेच्छक्तिर्योगैर्बुद्धिबलेन वा।
सकामां न करिष्यामि त्वामहं पुत्रगर्द्धिनीम्॥

અથવા બુદ્ધિબળથી કે યોગસામર્થ્યથી મારામાં શક્તિ હોય તોપણ શું? તને પુત્રની લોભણીને સકામ નહિ કરૂં અર્થાત્ તારા જેવી લાલચુ માતાના અભિલાષ પૂર્ણ કરવાને હું તૈયાર નથી; માટે હું તો આમજ કરીશઃ—

निवर्तयित्वा रामं च तस्याहं दीप्ततेजसः।
दासभूतो भविष्यामि सुस्थितेनांतरात्मना॥

રામચંદ્રજીને વનવાસથી પાછા વાળીને મહા પ્રદીપ્ત તેજવાળા તે પ્રભુનો હું દાસ થઇ રહીશ અને તે પણ અતિશય શાંત ને સ્વસ્થ ચિત્તે—ખૂબ શાંતિથી—સ્વરૂપાનંદના પરિપૂર્ણ સુખથી. વસ્તુતઃ સર્વ જીવો માટે ઉત્તમોત્તમ વાત આજ છે; પ્રત્યેક જીવનું અવશ્ય કર્તવ્ય આજ છે. શ્રીકૃષ્ણે પણ અર્જુનને તેવા થવા માટેજ ભારપૂર્વક ગીતાજીમાં સમજાવ્યું છેઃ—

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः॥

'સર્વ યોગીઓમાં પણ જે યોગી કેવળ મારામાંજ અંતરાત્મા સ્થાપી દઇને શ્રદ્ધાળુ થઇ મારૂં ભજન કર્યા કરે છે તેજ મહાન યોગી છે, એમ હું માનું છું.' આમ સર્વ યોગીઓમાં અત્યંત શ્રેષ્ઠ થવું અને તે પરમાત્મામાંજ અંતરાત્માને સ્થાપી દઇ તેમનું સેવન કર્યા કરવું; આજ મનોરથ ભરતજીએ વ્યક્ત કર્યો, અને તે એવો દૃઢ કર્યો કે કદી ફરે નહિ. કારણકે તે મનોરથ કેવળ કહેવાનોજ ન હતો, કિંતુ આચરણમાં મૂકવાનો ને લોકસમક્ષ તેમ કરી બતાવવાનો હતો. જે લોકોએ રાજ્ય લેવા માટે દબાણ કર્યું તે સર્વ

લોકોનાં મન ફેરવી નાખીને પોતે ચાલી નીકળ્યા. શું કરવા?

૫૬

'બન ગયો બેદ' એ રાગ

ભરતજી સીધાવ્યારે કહ્યું કરવાને. ટેક૦
ક્રિયા કરાવી શાંત ઠરાવી, સૌએ બહુ સમજાવ્યા;
પણ નિજ નિશ્ચયથી ન ડગીને,
સૌને સ્વસંગ તૈયાર કરાવ્યા. ભરતજી૦

તે એવા મહાન ભાગવત હતા—એવા મોટા પ્રભુભક્ત હતા, જેથી તેમને સૌ કોઈ રાજ્ય માટે આગ્રહ કરવા લાગ્યા, રાજ્ય લેવા ઢસડી જવા લાગ્યા ને રાજ્યરૂપ ખાડામાં કે મોહની વાડમાં ધકેલી દેવા તૈયાર થઈ ગયા, છતાં પોતે પોતાના આત્મબળથી તે ખાડામાં ન પડયા, પણ ઉલટા બીજાઓને પણ તે ખાડામાંથી ખેંચી લઈ પોતાના અગાધ પ્રેમબળથી સર્વનો પરાજય કરી પોતે બચી ગયા ને બીજાઓને પણ તેમણે બચાવ્યા. તે વેળા પણ પોતે તો પરાધીન એક દાસજ છે, એ વાત પોતે ભૂલી ગયા ન હતા. 'રામ પ્રભુ ઉપર હું મારી ઇચ્છા પ્રમાણે અમલ કરીશ' એમ તેમણે માન્યુ ન હતું પણ મારી પોતાની ઈચ્છા પ્રમાણે હું પોતે તો અમલ કરીશજ, આવો દૃઢ નિશ્ચય કરી તેમણે પોતાનો એ નિશ્ચય પોતાના કુલગુરુ વશિષ્ઠ સમક્ષ જાહેર કર્યો.

यदि मात्रा कृतं पापं नाहं तदपि रोचये।
इहस्थो वनदुर्गस्थं नमस्यामि कृतांजलिः ॥

જો કે મારી માતાએ તો પાપ કર્યું છે, પણ હું તે પાપને પસંદ કરતો નથી. (હું તો ખૂબ આજીજી ને પ્રાર્થના કરીને શ્રીરામચંદ્રને પાછા લાવીશ, અને જો તેઓ અહીં નહિ પધારે તો) હું અહીં રહ્યો રહ્યો વનદુર્ગમાં રહેલા તે મારા પ્રિય પ્રભુને બે હાથ જોડી નમન કર્યા કરવાનો—બસ મારૂં તો આજ કર્તવ્ય છે. કારણકે હું કોણ? મારાથી આ બને?

कथं दशरथाज्जातो भवेद्राज्यापहारकः?।

राज्यं चाहं च रामस्य धर्मवित् किं न वेत्सि भोः॥

હું દશરથથી જન્મેલો પારકું–મારા મોટા ભાઈનું રાજ્ય કેમ પડાવી લઉં? (જે દશરથે રામના વિયોગ માટે રાજ્ય તો શું? પણ દેહ તથા પ્રાણ તજ્યા–તેજ દશરથનો પુત્ર થઇ હું રામનો વિયોગ સહન કરી તેમનું રાજ્ય ભોગવવા તત્પર થાઉં? આ કેમ બની શકે? બીજાનું હરવું–ચોરવું એ તો મહાન અપરાધ, મોટું પાપ ગણાય છે. આવું પાપ ભરેલું રાજ્ય મારાથી સુખે નજ ભોગવી શકાય! તે વળી કોનું? રામનું?) અરે! આ રાજ્ય તથા હું પોતે પણ રામનાજ છીએ, એ આપ ધર્મવેત્તા શું નથી સમજી શકતા?–આપ તો મહર્ષિ છો, ધર્મ–અધર્મને બરાબર જાણી શકો છો; મારી આ દલીલમાં આપ કેમ ના પાડી શકો? અરે! ધર્મ દૃષ્ટિએ જે બોલે તે તો એમજ કહી શકે કે, આ જગતમાં હું ને મારૂં જે કંઇ છે તે મારા માટે નથી, તે તો તે પ્રભુ માટેજ છે. આ વસ્તુ સમજીનેજ અહીં કહેવાયું છે કે:–

અહંકાર. મમકાર કાઢો, પદે બેઠાડો;
સ્વસેવામાં લગાડો, વળે તોજ દહાડો.

આ માટે સર્વ કોઇએ પ્રયાસ કરવો આવશ્યક છે; પણ "અનુ મૂળથી આડો, જુવે ના વાડ કે ખાડો.' પરંતુ આટલું પણ આપણે ક્યાંથી સમજી શકીએ છીએ? આવા ભરત જેવા મહાન ભગવદ્ભક્તના ચરિત્રથી આ અમુક વાડ કહેવાય કે ખાડો કહેવાય તે જાણી શક્યા છીએ. ભરતજીએ પુનઃ કહ્યું કે:—

राममेवानुगच्छामि राजा स द्विपदांवरः।
त्रयाणामपि लोकानां राज्यमर्हति राघवः॥

બસ, હું તો રામની પાછળજ જઇશ. તેજ સર્વ મનુષ્યોના રાજા છે; રાઘવ–શ્રીરામચંદ્ર ત્રણે લોકોનું રાજ્ય કરવાને પણ યોગ્ય છે. અર્થાત્ રામચંદ્રનો અનુચર થવાને હું યોગ્ય છું; તેમની ઇચ્છા પ્રમાણે તે ચાલે તેમ તેની પાછળજ જવાની મારી ઇચ્છા છે, તેને હું આચરણમાં

મૂકીશ. કારણકે મને ખરો લાભ તેમ કરવાથીજ મળવાનો છે; કેમકે સર્વ માનવોના તે રાજા છે-રંજન કરનાર છે. તે ભગવાન બે પગાં માનવોની વચ્ચે મનુષ્ય તરીકે જે પ્રકટ્યા છે, તે કેવળ મનુષ્યોને શિક્ષણ આપવા માટેજ; બાકી પોતે તો ત્રણે લોકના રાજ્યને યોગ્ય છે—ત્રૈલોક્યનું રાજ્ય તો એ રાઘવનેજ ઘટે છે; પરંતુ આટલો બધો પરિશ્રમ તે કરે ખરા? કદાચ લેતા હોય તો પણ શી ખબર? બાકી યોગ્ય તો એમજ છે; પણ હાલ પોતાના વશમાં જે કંઈ છે તેના રાજા બનાવવાને તો તેમણે યત્ન આરંભી દીધો:–

શ્રીરામ સુખથી આવે, માટે રસ્તા સાફ કરાવ્યા;
સેન પ્રજા મંત્રી માતાઓ,
સંગેજ લઈ જવામાં અંત ફાવ્યા. ભરતજી૦

છેક કૈકેયી સુધ્ધાંને પણ તેમણે સાથે લઈ જવા તૈયાર કરી. કારણકે, નગરની સર્વ પ્રજામાં માત્ર વિમુખ હોય તો તે એકજ હતી; પણ જ્યાં ભરતજી પોતેજ સત્ય વસ્તુ જાહેર કરે ત્યાં કોણ ના પાડી શકે? ભરતવાક્ય સાંભળતાંજ:—

तद्वाक्यं धर्मसंयुक्तं श्रुत्वा सर्वे सभासदः ।
हर्षात् मुमुचुरश्रूणि रामे निहितचेतसः ॥

'ધર્મથી યુક્ત એવું તે ભરતજીનું વાક્ય સાંભળીને જેઓએ શ્રીરામ વિષે પોતાનાં ચિત્ત સ્થાપી દીધાં હતાં એવા સભાસદો હર્ષનાં અશ્રુઓ વરસાવવા લાગ્યાં.' કેમકે શ્રીરામચંદ્રે પ્રથમથીજ તેઓ સર્વને રંજિત કરી મૂકયા હતા, અગાઉથીજ રાજા તો એજ ઠરી ચૂકયા હતા ને આ વખતે ભરતજીએ પુનઃ તેમનેજ રાજા ઠરાવ્યા, એ વધાઈ સાંભળીને સર્વ નાગરિકો રાજી થઈ ગયા. કેમકે રામનું સ્વામીપણું પોતાના પર કાયમ રહેશે, એમ તેઓને ખાત્રી થઇ, અને ખરી રીતે રાજ્યના હક્કદાર તો એજ હતા ને? આથી બધા હર્ષ પામ્યા, અને તે આ રીતે:—

સર્વ પ્રસન્ન ધન્ય થઈ, નીકળ્યા ભરત અતિ મન ભાવ્યા;
ક્યારે વ્હાલા રામ નીરખશું,

એજ વિચારે ઉમંગ ઉભરાવ્યા. 

કદાચ કોઈ કહે કે, એવા તે કેવા ગુણો શ્રીરામમાં હતા ? જેથી પ્રજા તેની પાછળ લગભગ દીવાની બની હતી ? તે ગુણો જો કે વર્ણવી શકાય નહિ છતાં સંક્ષેપમાં વર્ણવતી પ્રજા રટણ કરતી હતીઃ—

मेघश्यामं महाबाहुं स्थिरसत्त्वं द्रढव्रतम् ।
कदा द्रक्ष्यामहे रामं जगतः शोकनाशनम् ॥

અર્થાત્ 'मेघश्यामम्'–જેમ શ્યામ મેઘ તાપને દૂર કરે છે તેમ એ શ્રીરામરૂપી શ્યામ મેઘ સર્વ પ્રાણીઓના ત્રણ પ્રકારના તાપને માત્ર પોતાની સૌમ્ય દૃષ્ટિથીજ દૂર કરવા સમર્થ છે. વળી 'महाबाहुम्'–મોટી ભુજાઓવાળા અર્થાત્ જ્યારે એ આપવા માંડે છે ત્યારે તેમની ભુજાઓ થાકે એવી નથી, તેમ સર્વ સ્થળે તે ભુજાઓ પહોંચી વળે છે. વળી 'स्थिरसत्त्वम्'–તેમનું સત્ત્વ સ્થિર છે–તે પોતાનો ઉદાર સ્વભાવ કદી છોડતા નથી–ક્ષમાના તો સાગર છે. જે વેળા પોતે અયોધ્યાથી વનવાસ માટે નીકળ્યા હતા તે વેળા ઘણી પ્રજા માત્ર બેજ ગાઉ પાછળ આવીને પાછી નગર તરફ જતી રહી છતાં તેજ પ્રજા પુનઃ તેમને મળવા જાય તો તે વેળા તે તો તેમના પર પણ કૃપાળુજ રહેવાના; તેમના મનમાં એ વિચાર સુધ્ધાં પણ નજ આવે કે, આવી નબળાઇ પ્રજાજનોએ બતાવી હતી–આવા સ્થિર સત્ત્વ તે છે; તેમજ 'द्रढव्रतम्'–તેમનું વ્રત દૃઢ છે. તેમણે જે વ્રત લીધું તેને તે કદી છોડતાજ નથી. સામેથી ગમે તેવું વર્તન કરવામાં આવે તોપણ તેમનું વ્રત છોડાવવા કોઇ સમર્થ થઈ શકતું નથી. આવા વ્રતધારી રામચંદ્રજીનાં દર્શન માટે આતુર બનીને પ્રજાઓ પરસ્પર કહેતી હતી કે, તેમનાં આપણે ક્યારે દર્શન કરીશું ? તેમનાં દર્શનથી શું થાય છે ? અને તેમનું નામ 'રામ' એવું શાથી છે ? તે સર્વને રમાડે છે–આનંદિત કરે છે ને સર્વત્ર તે રમી રહ્યા છે, માટેજ 'जगतः शोकनाशनम्'–જગતના શોકનો

નાશ કરનાર છે. આપણે પણ તેમને શરણે જઇએ તો જરૂર આપણા શોકનો પણ તે નાશ કરનાર છે. માત્ર તેમનું જો શરણ લઇએ, ને આપણે પણ ધરબાર ઉપરના અહંકાર-મમકાર છોડી તેમનેજ પોતાનાં સ્વામી માનીએ ને તેમના વિના પોતાને દુઃખી માનીએ તો જરૂર આપણા શોકનો પણ તે નાશ કરેજ. જેઓ તેમને શરણે નથી જતા-તેમને પોતાનાં સ્વામી નથી સ્વીકારતા તેઓનાં દુઃખ કાયમ રહેવાનાંજ, તે માટે અહીં કહી ગયા છીએ કે 'પટે લેટાડો સ્વસેવામાં લગાડો.' કારણકે તેમનાં જેવાં દર્શન થયાં કે તુરતજ શું બને છે? તેનો અનુભવીઓ તો કહે છેઃ—

द्रष्ट एवं हि नःशोकमपनेष्यति राघवः ।
तमः सर्वस्य लोकस्य समुद्यन्निव भास्करः ॥

તે રામચંદ્ર, આપણે દર્શન કરીશું કે તુરતજ આપણા શોકનો નાશ કરશે; જેમ ઉદય પામતો સૂર્ય સર્વ લોકના અંધકારનો નાશ કરે છે તેમ. આ રીતે પ્રેમથી પ્રજાજનો ઉપડયા. તેઓ આવા પ્રેમી હતા, તેથીજ છેવટે શ્રીરામચંદ્ર તેઓ સર્વને વૈકુંઠમાં સાથેજ લઇ ગયા હતા; પણ કેમ ન લઇ જાય? જ્યાં ભરતજી જેવા તેમના આચાર્ય હતા; ત્યાં શી ખામી હોય? ભગવાનને કેમ વશ કરી શકાય છે, એ આચરી બતાવવાનેજ ભરતજી જગતમાં અવતર્યાં હતા. જુઓ, તે પછી તેમણે આગળ શું કર્યું? સર્વ લોકો તો માત્ર સાથે ચાલ્યાજ, પણ ભરતજીએ તો પહેલેજ મુકામે—

ભુજંગી છંદ

મળ્યા માર્ગમાં ગુહ તેથી લહીને,
જટા બાંધી પોતે પ્રતિજ્ઞા ગ્રહીને;
વિચારો ભરદ્વાજ પાસે જણાવ્યા,
પ્રભુનો પત્તો પામતાં મોદ લાવ્યા.

ત્યાં પ્રભુના પ્રિયજન ગુહને પોતે મળ્યા કે તેથી પોતે જાણે કંઇ પાગી ચૂક્યા હોય તેમ પ્રભુને પ્રિય વેષ ધરનાર બની ગયા અને તે વેષ બરાબર ભજવવા પ્રતિજ્ઞા પણ ત્યાંજ

કરી કે આગળ જતાં મહાસંત ભરદ્વાજ મુનિનાં દર્શન થયાં, એમ ઉત્તરોત્તર કામ ચઢતુંજ ગયું. આ પ્રમાણે જેઓ પ્રભુને મળવા આતુર બને છે તેઓને પ્રથમ તો પ્રભુના પ્રિય જનોનોજ ભેટો થાય છે. તે આ રીતે પ્રથમ તો પ્રભુને પ્રિય વેષ ધારણ કરવા સૂચવે છે, ને તે પછી વળી બીજો કોઇ પ્રભુભક્ત તેમને પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવે છે; એમ ઉત્તરોત્તર આગળ વધતાં છેવટે કોઇ ને કોઇ પ્રભુનો સાક્ષાત્કાર કરાવનાર પણ મળી રહે છે. આમ થતાં પ્રભુને પ્રાપ્ત કરવા કેમ ગહન થાય ? માર્ગ તદ્દનજ સરળ ને સુગમજ છે, પણ:—

'અનુ મૂળથી આડા, જુવે ના વાડ કે ખાડા.'

ને તેથીજ ઝટ પ્રાર્થના કરવી પડેજ કે:—

'ઝટ રામસ્વામી, સુમારગે ગાડું પાડો.'

કદાચ કોઇ કહે કે, ભલે, આપણે તેવી પ્રાર્થનાઓ શ્રીરામસ્વામીને કર્યા કરીએ, પણ તે આપણાથી જ્યાં દેખાતાજ નથી ત્યાં શી રીતે આપણું કહેલું સાંભળવાના છે ? પણ એમ કહેનારની ભૂલ છે. તે પ્રભુ સર્વના અંતર્યામી છે, સર્વત્ર તે વસી રહ્યા છે, હૃદયમાં ચાહેલું પણ તે જાણી શકે છે; તે એ પ્રમાણે કે બીજો કોઇ પણ તેવું જાણી શકતો નથી. જુઓ, આ પ્રસંગમાંજ તે વિષેની ખાતરી થઇ જશે. એ પ્રમાણે જ્યારે ભરતજી રામચંદ્રજી પાસે જઈ રહ્યા હતા ને લગભગ રામચંદ્રજીના નિવાસ પાસે પહોંચવા આવ્યા કે તે સમયે—

સેન ભરતતણું આવતું વિલોકી,
વદ્યા લક્ષ્મણ અવળું સમજી ચોંકી;
હાલહાલ દઉં શરથી સહુ રોકી,
હણું ભરતઘોની શાસન શુભ શ્લોકી.

કારણકે લક્ષ્મણજી એમ સમજ્યા હતા કે રાજ્ય પડાવી લઇને પણ ભરત હજી પૂંઠે પડયો છે. તે આપણને હેરાન કરવા આવતો જણાય છે, તેથી લક્ષ્મણજી ક્રોધે

ભરાઇને શ્રીરામ પ્રત્યે કહે છેઃ—

यन्निमित्तं भवान् राज्याच्च्युतो राघव शाश्वतात् ।
स प्राप्तोऽयमरिर्वीर भरतो वध्य एव मे ॥

'હે રામચંદ્ર! જેના કારણથી આપ, પોતાના વંશ-વારસાના રાજ્યથી ભ્રષ્ટ થયા છો તે આ શત્રુ ભરત અહીં આવી પહોંચ્યો છે, માટે હે વીર! તેને મારે હણી નાખવોજ જોઇએ.' અહીં લક્ષ્મણજીનું પણ 'अहं ब्रह्मास्मि'—એ વિષયક જ્ઞાન જોવાનું છે. જે કંઇ રામનું છે તેને પોતે પોતાનુંજ માને છે. આવી પરબ્રહ્મ સાથેની એકતા લક્ષ્મણ પામી ચૂકયા છે. શાશ્વત રાજ્ય જે પિતાએ પડાવી લીધું તેમાં કારણ તો ભરતજ હતા ને? તેજ ભરત આપણો શત્રુ બનીને પાછો બહાદુરી બતાવતો આપણને હેરાન કરવા અહીં આવે છે, માટે તેને મારે મારવોજ જોઇએ. આ રીતે શ્રીરામ સાથેની પોતાના ઐકય જ્ઞાનથી લક્ષ્મણજી કહી રહ્યા છે; પણ તે અતિશય પ્રીતિને અધીન બનવાથી કહે છે અને તે પણ પોતાના રામ માટે કહે છે, નહિ કે સંસાર સુખ માટે; છતાં કંઈક મોહાધીન સ્થિતિ લક્ષ્મણની ત્યાં જણાય છે, તેથી તેમને સત્ય જણાયું નથી. પણ રામ તે રામજ. તે તો અંતર્યામી અને સર્વજ્ઞ છે, એ સિદ્ધજ છે, અહીં તેજ વાત સિદ્ધ કરે છે અને સાથે સાથે તે કેવા ભલા છે, તે પણ સમજાવે છેઃ—

પદ

'અચરા પકર' એ રાગ

શ્રીરામ કહે ધર ધીર વીર, ભ્રાતા ભરત ભણી ન એવો બણ,
પ્યારા લક્ષ્મણ. ટેક
કહે રાજ્ય નિમિત્ત, તો મેં કહ્યું કે ખચીત,
દેશે ભરત સપ્રીત તને કરી અર્પણ;
નવ ભરત ભણી તું એવો બણ, પ્યારા લક્ષ્મણ૦

અહીં શ્રીરામચદ્રે પોતાના પ્રત્યે ભરતજીનું હૃદય કેવું છે, તે લક્ષ્મણજીને દર્શાવ્યું છે; ને સમજાવ્યું છે કે રાજ્ય

એ કોઇ મહત્તાવાળી વસ્તુ છે, એમ તું માનીશજ નહિ. હું તો પ્રેમનો કદરદાન છું. મને કોઇ પદાર્થ અર્પવાની કંઇ જરૂર નથી, માટે મારા નિમિત્તે તારે પ્રેમજ પ્રદર્શિત કરવો, પ્રેમથી હું અધીન બનું છું, કેવળ પ્રેમ પ્રત્યેજ મારે ચાહના છે, કોઈ પદાર્થ પ્રત્યે નહિ. ભરત પણ તેવો પ્રેમી છે, તેથી તું પણ તેવો પ્રેમી થા; રાજ્યની લાલસા ત્યજી દે, છતાં તારૂં મન જો રાજ્યમાં રહેતું હોય તો તે લઇને તું સુખી થા; પણ અવળે માર્ગે દોરાઇને ભૂલ ન કર. આવો સુંદર ઉપદેશ રામચંદ્ર આપી રહ્યા છે તેનું કારણ શું છે? તેનુ કારણજ એ છે કે જે સમયે પોતાનો ભક્તજન ભૂલ કરે છે તે વેળા 'ઝટ શ્રીરામ સ્વામી સુમાર્ગે ગાડું પાડો.' એમ ભક્તને રસ્તે લઇ જવાનો તેમનો સ્વભાવ છે. લક્ષ્મણજી જરા ચૂક્યા કે તુરત રામચંદ્ર તેમને ઠેકાણે લાવે છે. લક્ષ્મણજી રામની સમક્ષ જ્યારે ભૂલ્યા હતા ત્યારે ભરતજી પણ ભૂલ કરીને પોતાની મેળેજ સુધર્યા હતા. એટલે હવે તો રામે હૃદય વાંચી લીધું હતું અને હતું પણ તેમજ. ભરતને રામનીજ કદર હતી, રાજ્યની નહિ. તે જુઓઃ—

### ધનાશ્રી

ભરત મનોરથ કરે, માર્ગમાં ભરત મનોરથ કરે,
અનુજ સંગ ઉચરે, માર્ગમાં ભરત મનોરથ કરે. ટેક૦
આ વન થયું હવે અતિ પાવન, જ્યાં શ્રીરાઘવ ફરે. માર્ગમાં૦
ચિત્રકોટ ગિરિરાજ સભાગી, જે પર શ્રીવર ઠરે. માર્ગમાં૦

જ્યાં તે વેળા શ્રીરામચંદ્રજીએ નિવાસ કર્યો હતો તે ચિત્રકૂટનુ એ સ્થળ આજે પણ યાત્રાસ્થળ ગણાય છે.

લક્ષ્મણ ધન્ય ધન્ય સીતાને, જે સંગે સંચરે. માર્ગમાં૦

માટેજ અદ્યાપિ રામચંદ્રજીની મૂર્તિ સાથે લક્ષ્મણજી તથા સીતાજીની મૂર્તિ પૂજાય છે.

પેલી પર્ણકુટી પ્રિયતમની ચીર, ધ્વજા ફરફરે. માર્ગમાં૦
અપરાધી અપવાદી પડીશ પદ, ત્રણેને વિણુ ડરે. માર્ગમાં૦

હાલ પણ ત્રણે મૂર્તિઓ સાથેજ પૂજાય છે. કારણકે, લક્ષ્મણજી તથા સીતાજી પ્રભુની સેવામાં જોડાઇ રહેતાં

હતાં, તેથી પૂજ્ય થઇ પડયાં છે. તેમનો મનોરથ આજ હતો—'પદે ભેટાડો સ્વસેવામાં લગાડો, વળી તોજ ઢહાડો.' એ રીતે પ્રભુપદે ભેટીને શું લાભ? આનો ઉત્તર ભરતજી-નાંજ શબ્દોમાં આ રહ્યોઃ—

यावन्न चरणौ भ्रातुःपार्थिवव्यजनांचितौ।
शिरसा धारयिष्यामि न मे शांतिर्भविष्यति॥

'જયાં સુધી હું મારા ભાઇ શ્રીરામચંદ્રજીના ચરણો કે જે રાજાના ચિન્હરૂપ ચામરોથી યુક્ત છે તેને મારા મસ્તકે ધારણ નહિં કરૂં ત્યાંસુધી મને શાંતિ થશે નહિ.' એટલે જ્યારે તે ચરણોને મસ્તકે ધારણ કરીશ ત્યારેજ મને શાંતિ થશે. આ રીતે 'અહંકાર મમકાર કહાડો' તે તો કાઢયા. હવે 'પદે ભેટાડો સ્વસેવામાં લગાડો'—આમ સ્વસેવામાં લગાડવા પ્રાર્થના છે. ભરતસૂરિનો આ મનોરથ હતો કે શ્રીરામચંદ્ર રાજા થાય ને પોતે તેમના ચરણની પાસે નીચે બેસી તે ચરણોને મસ્તકે ધારણ કરે, પણ તે હાલ બની શકે તેમ ન હતું; જો કે ભગવાન તથા ભાગવત—ભક્ત—એ બન્નેનો મનોરથ અફળ જવાનો તો નજ હતો; બન્નેના સંકલ્પ પરસ્પર વિરુદ્ધ હતા છતાં તેનો રસ્તો કાઢવા પ્રભુ સમર્થ છે; તેમાં લેશમાત્ર વિરોધ રહી શકતો નથી. પ્રભુ મહાશક્તિમાન તથા ચતુર છે તેથી આપણું ગાડું ગમે તેવું છેઃ—

અનુ મૂળથી આડો, જુવે ના વાડ કે ખાડો. [છતાં—]
ઝટ શ્રીરામ સ્વામી સુમારગે ગાડ પાડો.
પદે ભેટાડો, સ્વસેવામાં લગાડો, વળી તોજ ઢહાડો.

અહીં આપણે 'ઝટ' એમ જે કહીએ છીએ તે કેવળ ખોટું ને અઘટિત છે પણ તે આપણે શા ઉપરથી કહી શકીએ છીએ? ભરતજીના આચરણ ઉપરથી. હૃદયમાં એ વિષયની કેટલી બધી ત્વરા જોઇએ? કેવી આતુરતા જોઈએ? તે જુઓ—

ઉપેન્દ્રવજ્રા છંદ

ચઢે જતા ને ઉતરે જતાએ, ન માર્ગમાં ખોટી જરીથતા એ;
દીઠી ઘણી પર્ણકુટી રૂપાળી, વળી વિષે ધાઈ ધસ્યા સુચાલી.

એવી ઉતાવળ હોવા છતાં 'સુચાલી' એમ કહીને એ સૂચવ્યું છે કે તે જે માર્ગે જતા હતા તેજ સાચો માર્ગ હતો. પણ તેમાં જે ત્વરા હોય તે પણ સાચીજ જોઇએ; તે અતિ આતુરતાપૂર્વક થતી હોવી જોઇએ; અને તેવી આતુરતા સાથે ત્વરાપૂર્વક કોઇ ઉત્તમ સંતના દર્શાવ્યા પ્રમાણે જો ધસી જાય તો અવશ્ય પ્રભુનો સાક્ષાત્કાર થાયજ; અને પ્રભુ પણ તે વેળા કેવા પ્રસન્ન થયેલા જણાય ? જેવો આપણો ઉત્કૃષ્ટ ભાવ હોય તે પ્રમાણે પ્રભુ પ્રસન્ન થાય છે. જુઓ, શ્રી ભરત-સૂરીને પ્રભુનાં કેવાં દર્શન થયાં ? ને તે વેળા પ્રભુ શ્રીરામ-ચંદ્ર તેમના પર કેવા પ્રસન્ન જણાયા ?

### પદ

'લાગી છબી નાથની' એ રાગ

ભાળી છબી રામની મનોહારી, સીતા લક્ષ્મણ પાસ છે;
આસને અંગે જટાધારી ભાળી છબી રામની અતિ પ્યારી.

મસ્તકે મુકુટ ધારણ કર્યો હોય તો તે ઝગઝગે, તેમાં કંઇ નવાઇ ન લાગે, પણ આ તો જટાધારી હતા છતાં અલૌ-કિક છટાથી ઝગઝગી રહ્યા હતા. એજ સ્વાભાવિક દિવ્યતા ! તે કેવી ?

તેજ વિધિ શરીર, ધાર્યાં અજિન ચીર,
જોતાજ છાડી ધીર વહ્યાં નયને નીર.
હે ભ્રાત ! પૂજનીય ! હે નાથ ! પ્રાણાધિક !
બોલ્યા મનેછ ધિક ! પાપીને કોઅધિક;
આવ્યો શરણે પુકારી, પડ્યા પદે પ્રાણ વારી,
નાથની છબી પ્યારી;

આ રીતે 'અહંકાર મમકાર કહાડો, પદે ભેટાડો.' તે પણ કેવું ખુબી ભરેલું બન્યું તે જુઓઃ—

### દીંડી

ધાઈ રઘુવીરે ઝટ લીધા ઉપાડી, દાબી ઉરથી ઉરની પીડા પતાડી;
ઉભા જોડી હાથ ભરતજી અગાડી,
લહ્યું સહુ વૃત્તાંત જે વીત્યું પછાડી.

ભરતજી તે સમયે પોતાના સત્યસ્વરૂપમાં ખીલ્યા. પોતાની માતા પાસે પણ તેવા ઉઘડયા ન હતા. અને તે વેળા ખીલેજ. કારણકે, 'भिद्यते हृदयग्रंथिः'–એ પરમાત્માનો જ્યારે સાક્ષાત્કાર થાય છે ત્યારે હૃદયની ગાંઠ છૂટી જાય છે, સર્વ સંશયો તૂટી જાય છે. ઇત્યાદિ ગીતાવચન પ્રમાણે શ્રીરામ પ્રભુનો સાક્ષાત્કાર જ્યારે થયો ને તે પણ અતિશય સ્નેહપૂર્વક ને આ દેહમાં આવ્યા પછી ખરેખરો આજેજ થયો ત્યારે શું બાકી રહે? અને તે વેળા ભરતજીએ કેવું વર્તન કર્યું? કેવા ભાવથી તે વર્તન ભજવ્યું? કેવા પ્રેમથી ભગવાનના ચરણમાં તે લોટી પડયા! શું કહ્યું? શું ચાહ્યું? આ બધાનો સંક્ષેપ એજ કે 'સ્વસેવામાં લગાડો' અને તે પણ શું કરીને? અહંકાર–મમકારને દૂર કરીનેજ. તે જુઓઃ—

### પદ

કાલીંગડો 'નાગર નટ રે' એ રાગ.

અહા! કોણ કરશે? ધન્ય કોણ કરશે? શ્રી ભરતે કીધું એવું.
નવ રાજ્ય ગ્રહ્યું ચહ્યું દેવા, સજ્જ ન થયા રાઘવ લેવા;
પૃથ્વીપર તવ પડી રહેવા, ધર્યું વ્રત કહેવું, શ્રીભરતે કીધું એવું૦

બસ, પોતાનો આ ધાર્યો માર્ગ–'અહંકાર મમકાર કહાડો, પદે લેટાડો સ્વસેવામાં લગાડો'–એ જ્યાં સુધી ખુલ્લો ન થાય ત્યાં સુધી ન ખાવું કે ન પીવું. ત્યારે શું ઉઠવુંજ નહિ? ના, ઉઠવું તો ખરૂં, પણ આ શરતે. તે એજ કે તેમની સેવાજ માગવી. જેમકે—

રઘુપતિ સાટે વનવાસે, ચૌદ વર્ષ રહેવા આશે;
ધરી શિરે જટા ઉલ્લાસે, ચહ્યું પણ લેવું. શ્રીભરતે૦
દેવોએ જોઇ રહ્યા એ, આવું ન કોઇથી થાએ;
વનવાસ રામનો ચાહે, તેથી ઠર્યું તેવું. શ્રીભરતે૦

પણ ખરી વાત એ છે કે, ભરતજીના મનોરથોને સફળ નહિ થવા દેવા માટે દેવોએજ અંતરાય પાડયો. કારણકે તેમનો સ્વાર્થ રામના વનવાસથીજ સરવાનો હતો; તેથી મોંએ આવેલો કોળીયો પાછો જવાનો પ્રસંગ શ્રી-

ભરતજીને આવી પડયો. જેમકેઃ—

ततस्त्वृषिगणाः क्षिप्रं दशग्रीववधैषिणः ।
भरतं राजशार्दूलमित्यूचुः संगता वचः ॥
सदाऽनृणमिमं रामं वयमिच्छामहे पितुः ।
अनृणत्वाच्च कैकेय्याः स्वर्गं दशरथो गतः ॥

રાવણનો જલદી વધ થાય તો ઠીક, એમ ઇચ્છીને ઋષિઓનાં ટોળાં જલદી એકઠાં મળી રાજાઓમાં સિંહસમાન ભરતજીને આવું વચન કહેવા લાગ્યાં—અમે શ્રીરામચંદ્રજીને તેમના પિતાના ઋણમાંથી મુક્ત થયેલા જોવાને ઇચ્છીએ છીએ. કેમકે કૈકેયીના ઋણમાંથી છૂટા થવાને લીધેજ રાજા દશરથ સ્વર્ગમાં ગયા છે અર્થાત્ રાજ્ય તો ભરતેજ કરવું ને રામચંદ્રજીએ પિતાનું વચન પાળવું. કૈકેયીના વચનનું પાલન કરવાથીજ દશરથ સ્વર્ગે જઇ શક્યા છે, તે જો પાછું રદ થાય તો પૃથ્વી પરથી તો તે ગયાજ છે, પણ સ્વર્ગમાંથી પણ તેમને પડવું પડે. પછી તેમની ગતિ શી થાય? આવા પ્રકારનો દેવો તથા ઋષિઓ તરફથી ફાંસલો આવ્યો, જેથી હરિભક્ત ભરતજી રાજ્યને ચાહતા ન હતા છતાં પરાણે તેમના ગળામાં તે આવી પડયું; પણ ભરતજી સાચા ભક્ત હતા. તેમને તો એ ફાંસલો જોઇતોજ ન હતો, એટલે એમાં તે ફસાયજ કેમ? તેમનું તો ધ્યેયજ એ હતું કે 'હું ને મારૂં' એ વાત જવીજ જોઇએ, તેથી તે બોલ્યાઃ—

### ગરબી

'શરીર તજું તવ શ્રીવર' એ રાગ

ભરત વદ્યા ગળગળતા, રામા મ્હારી ગાળ ઉતારો;
એક વખત હે કૃપાળુ! સ્વરાજ્યને આપ સ્વીકારો.
થયું આપનું કે પછી ફિકર નથી;
સોંપશો જેને, સેવા એ તેને, ગમશે
અને, ઠરશે વૈભવ એ તમારો. ભરત૦
એવું ઉચરી પડયા પાછા પ્રિયપદમાં,
વળગી રહી, ફરીથી કહી, કરથી ગ્રહી;
આણ્યો સ્વવિપત્તિનો આરો. ભરત૦

જો સાચો ભાવ હોય ને સાચું શરણ સ્વીકાર્યું હોય તો અવશ્ય રસ્તો નીકળેજ. દેવો ને ઋષિઓ જો કે સામા હતા તો પણ શું ?

પદ

'ખેલ શું રે આંહીં' એ રાગ

વધા રઘુરાય વધા રઘુરાય,
ભરતનેરે બેસાડી અંક માહ્ય. વધા૦
સફળ થઇ શરણાગતિ અંતે કરતાં સરવસ દાન,
મળ્યું લક્ષ્મીસમ માન. વધા૦
શ્રીઅંગના અંકના સ્પર્શે શું ઉભર્યો આનંદ !
ગયાં સહુ દુઃખદ્વંદ !! વધા૦
કહ્યું જાઓ સહુ સાથે પાછા, ચલવો ન્યાયે રાજ્ય,
સહાય મંત્રી સમાજ. વધા૦
પીતુ શાસનસમ બેઉ વરતીએ, જાઓ કૈકેયી સાથ,
ગણજો વહાલી માત. વધા૦

એવી કૈકેયી તરફ પણ પ્રભુની કેવી કૃપા છે? તે જોઇને મન થઈ જાય છે ને કહી જવાય છે કેઃ—

અનુ મૂળથી આડો, જુવે ના વાડ કે ખાડો,
ઝટ રામસ્વામી, સુમારગે ગાડં પાડો.

પરંતુ ભરતજીનું શું ? 'અહંકાર મમકાર કહાડયા, પદે ભેટાડયા' એટલે તેમણે તો એજ માગી લીધું કેઃ—

પદ

'મોહની લગાડો' એ રાગ

વધા ભરત ત્યારે રે, બોલ્યા ભક્ત પ્યારે રે;
આજ્ઞા સમજી મમત તજીને, શોચી સુપ્રકારે રે. વધા૦

'સ્વસેવામાં લગાડો' એમ કહેવું, ને પછી ત્યાંજ કંઇક સેવાની ચાહનામાં પોતાની સ્વતંત્રતા બતાવવી, તે કઈ જાતની સેવા ? એમાં સેવા કરી એમ કહેવાયજ કેમ ? એ તો પોતાની ઇચ્છાનીજ વાત થઇ. સેવા તો તેજ કહી શકાય કે જેમાં જેટ્રી સ્વામીની મરજી; અને તે પણ પૂર્ણ

પ્રસન્નતાપૂર્વક કરવાની તત્પરતાથી હોય, તેજ સાચી સેવા કરી ગણાય; આનું નામજ ખરેખરી સ્વામીની ઇચ્છાને અધીનતા સ્વીકારી ગણાય; તેમજ અહંકાર મમકાર ગયા ને સેવામાં લાગ્યા; તે પણ ત્યારેજ ગણાય; આવો વિચાર કરી ભરતજી બોલ્યાઃ—

**સ્વામી શાસન શિરપા ધારી, જઈશ અયોધ્યા લઈ સહુ સ્વારી;**
**પણ નહીં બેસું આસન માથે, નહીં પેસું નગરીમાં જાતે. વધા૦**

અહંકાર—મમકારને કાઢયા, તે તો ગયાજ હતા, પણ ફરી તેનો સ્પર્શ ન થઇ જાય ને તેથી અભડાઈ ન જવાય તે માટે 'પદે ભેટાડો' ને જીવનનિર્વાહ ચાલે તે માટે 'સ્વસેવામાં લગાડો.' આવી આકાંક્ષાથી ભરતજીએ પ્રાર્થના કરી.

**કનકભૂષિત પાદુકા તમારી, દ્યો કરૂણા કરી પદમાં ધારી;**
**યોગક્ષેમની એ દેનારી, એજ પાળશે પ્રજા તમારી. વધા૦**

'શ્રી રામ પ્રભુ કંઇ તેવા તાબેદાર નથી કે, જેથી સદાકાળ સાથેજ રહે; અથવા હમેશાં સાથેજ રાખવા બંધાય.' તે માટે માર્ગજ એ કે તેઓ પોતે આપણને જે કંઈ પોતાના પ્રતિનિધિ તરીકે આપે, તેનેજ તેમનું પોતાનું સ્વરૂપ માની આપણે સેવા કરવી જોઈએ. તે એમના પ્રતિનિધિ તરીકે એમની મૂર્તિઓજ હાલમાં આપણને સોંપવામાં આવેલ છે, તેમાં તેમનુંજ પ્રત્યક્ષ સ્વરૂપ આપણે જોઇ શકીએ, તેજ આપણી તેમના વિષેની સાચી નિષ્ઠા. આજ આશયથી ભરતજી તેમની પાદુકા માગી લે છે. કેમકે પાદુકા એટલે તેમના ચરણમાં શરણ થવાનું એક નિર્ભય સ્થાન, જે તેમનાજ એક પ્રતિનિધિરૂપ હતી; તે પણ 'આપ પહેરીનેજ આપો–' અર્થાત્ મારા સેવનકાર્ય માટે આપનુંજ એમાં આ વાહન કરી આપો, એટલે બસ થયું–'પદે ભેટાડો, સ્વસેવામાં લગાડો' એ આપનું કાર્ય પૂર્ણ થયું. ભરતજીની એ પ્રાર્થના રામપ્રભુએ તુરતજ સ્વીકારીઃ—

## ૫૬

'તેરા કુમલા જીયરવા' એ રાગ

**રીઝયા રાઘવ ત્યારે, રીઝયા રાઘવ ત્યારે,**

હાંરે રીઝયા રાઘવ ત્યારે;પેખી પ્રીતિ ભારે, રીઝયા રાઘવ. ટેક.
ચરણે ધારી આપી ઉતારી, બેઉ પાદુકા ત્યારે. રીઝયા૦
ઝટ ભરતે પ્રણમી શિરધારી, રીઝયાં સહુ નરનારે. રીઝયા૦

વસંતતિલકાવૃત્ત

બોલ્યા વધુ ભરત એ સહુ સાંભળે ત્યાં,
ચાલ્યું જશે સકળ કારજ આ બળે ત્યાં;
હું ચૌદ વર્ષ વ્રત ધારી રહીશ આશે,
વિત્યો વિશેષ દિન તો તન ભસ્મ થાશે.

સાચી સેવા તે આનું નામ. પ્રભુ જેમ રાખે તેમ રહીને જે સેવા સોંપે તે અતિ ઉત્સાહથી કર્યા કરવી. લક્ષ્મણજીને પોતાની હજુરમાં રહેવાની સેવા સોંપાઇ હતી, ત્યારે ભરતજીને પોતાના વિયોગમાં પણ ખાસ સેવા સોંપાઈ–તે પોતાના પ્રજાજનોની; ને તે સેવાને ઘણાજ પ્રેમથી ભરતજીએ સ્વીકારી લીધી; છતાં શ્રીહરિનો વિયોગ–એ રામપ્રભુનો વિયોગ તેમને ઘણોજ સાલ્યો, ને તેથી—

પદ

'મીસો મીલોજી મોએકો' એ રાગ

વધપાપાછાપરાણે શ્રીભરતજી, શ્રીભરતજી સ્વરૂપને સમજી ટેક.
શિરપરધારીશ્રીમત્પાદુકા,ચાલ્યા વાહન બની સ્વારી સજી. વ૦
નંદીગ્રામે કરી મુકામે, સ્થાપ્યું રામસ્થળ નામ ભજી. વ૦

એ રીતે બરાબર ચૌદ વર્ષ તેમણે પ્રભુ સેવા કરી, તે કેવી ?—

અહંકાર મમકાર કહાડો, પદ્દે ભેટાડો સ્વસેવામાં લગાડો.

તેથી શું ?—અનુમૂળથી આડો, જુવે ના વાડ કે ખાડો,
ઝટ શ્રીરામ સ્વામી, મારગે ગાડું પાડો.

એ સેવાના બળથી ભરતજીનું ગાડું મારગે તો પડયું. કારણકે 'પદ્દે ભેટાડો, સ્વસેવામાં લગાડો' એ બન્યું. હવે 'વળે તોજ દહાડો' એ બાકી રહ્યું. તે કયારે બને ? પરીક્ષા પસાર કરે ત્યારેજ તો ! તે સમય પણ આવી પહોંચ્યો. તેની મુદત પૂર્ણ થઇ એટલે પેલી તરફથી સર્વજ્ઞ સર્વશક્તિમાન

પ્રભુએ પણ મુદતની એક પળ પણ જવા દીધા વિના ગમે તે ભોગે પણ બરાબર વખતસર—

ઉપેન્દ્રવજ્રા છંદ

કર્યું પુરૂં કામ ઋષિ મુનિનું, કર્યું પુરૂં કામ સુરે ગુણીનું;
ઠર્યા સદા ભૂપ 'કપિ–વિભીષણ,' ફર્યા તદા રામસીતા સલક્ષ્મણ.

શ્રીરામ પ્રભુની સ્વારી પુષ્પક વિમાનમાં આવી પહોંચી. સાથે શ્રીવિભીષણ મહારાજ, સુગ્રીવ મહારાજ ને સર્વ રામ-સૈન્ય પણ બીરાજતું હતું. તેમાં સર્વશ્રેષ્ઠ ભક્તરાજ શ્રીહનુમાન પણ સાથેજ હતા; તેથી—

પદ

'મો મલકાવી' એ રાગ

ભરદ્વાજ આશ્રમથી ઉચર્યાં, રાઘવ મારુતિ સંગેરે,
જાઓ તમે આગળથી અયોધ્યા, એજ ઉચિત આ પ્રસંગેરે.
શૃંગવેરપુર ગુહને મળીને, કહેજો કુશળ અમારારે,
માહિત કરશે અવધ માર્ગથી, ભરત કૃતિથી ચ્યારારે. ભ૦
મળી ભરતને કહેજો આવ્યા, રામ સિદ્ધ કરી કામરે;
મ્હારા તમારા સીતા ભ્રાતના, વિત્યા વૃત્તાંત તમામરે. ભ૦
કહેતી વખત સમજજો અતિથી, મન એનું કેવું છેરે;
રાજ્ય વડીલનું ગમે ન તજવું, મળ્યા ભોગવ્યા પુંઠેરે. ભ૦

પણ આવું કોના સંબંધમાં બને? જેણે અહંકર–મમકાર તજ્યા ન હોય તેનાજ સંબંધમાં તેમ બને, અને જેણે તે તુચ્છ રાજ્ય–સુખને કે હરકોઇ વૈષયિક સુખને સ્વાદરૂપ ગણ્યું હોય તેજ એમાં મગ્ન બને; પણ આ ભરતજી તો તેને કેવળ એક સેવારૂપજ માને છે, તેના ભોગને તો પોતે લેશમાત્ર ચાહતા નથી. માત્ર એક ભગવાનનેજ તે હૃદયપૂર્વક ચાહતા હતા, પણ ભગવાન તો પરીક્ષા કરવા ઈચ્છતા હતા, તેથીજ હનુમાન પ્રત્યે પુનઃ બોલ્યાઃ—

ચાહત હશે રાજ્યની તો, હું દઈશ પૃથ્વીનું રાજ્યરે;
વિચાર સમજી ઉડ્યા મારુતિ, ધરી નરતન પાઘરાજરે. ભ૦

પરંતુ સામેથી ભરતજી પણ સાચા ભક્ત હતા; તે પણ આ કસોટીમાં કંઇ ઓછા ઉતરે તેવા ન હતાઃ—

સદા મગ્ન હરિધ્યાન મેં, જગમે રહત ઉદાસ;
તીરથ સબ આશા કરે, કબ આવે હરિદાસ.

જેમ જળમાં કમળ નિર્લેપ રહે છે તેમ રાજ્યની સર્વ સંપત્તિઓથી નિર્લેપજ રહેતા હતા. ચૌદ વર્ષ જેવી લાંબી મુદતે પણ તેમના પવિત્ર હૃદયમાં કંઇ અસર કરી ન હતી.

૫૬

રાગ ધનાશ્રી અથવા ભૈરવી

દીઠા શ્રીભરત ભ્રાત, કપીશે દીઠા શ્રીભરત ભ્રાત.
અવધપુરીથી દૂર કોશ પર, આશ્રમવાસી જાત. કપીશે૦
જટા ચીર ધારી ફળ આહારી, દીન દુર્બળ ગાત. કપીશે૦
દેખી ટેકી લેખી વિવેકી, તુષ્ટ થયા મન સાથ. કપીશે૦
પતિ પાદુકા સેવી ચલવતા, રામરાજ્ય ભલી ભાત. કપીશે૦

એટલુંજ નહિ પણ તેમના એકનાજ એ આચરણની અસર સમસ્ત પ્રજા પર પણ થઇ હતી. માત્ર તેમણે એકલાએ સૌને સન્માર્ગે દોર્યાં હતાં, સર્વને સંસારસમુદ્રની પાર પહોંચાડયાં હતાં, નિહાલ કરી દીધાં હતાં. કારણકે તે રાજા પોતે રામ વિના—

नहि ते राजपुत्रं तं चीरकृष्णाजिनांबरम् ।
परिभोक्तं व्यवस्यंति पौरा वै धर्मवत्सलम् ॥

તે રાજપુત્ર ચીર વસ્ત્ર ને કાળા મૃગનું ચર્મ ધારણ કરતા હતા, ધર્મ પર પ્રેમ ધરાવતા હતા અને કેવળ રામચંદ્રને ભેટવાને આતુર રહેલા હતા અને કેવળ આમ જ્યારે રાજા પોતે વર્તે ત્યારે 'यथा राजा तथा प्रजा' એ નિયમ પ્રમાણે પ્રજા પણ તેમજ વર્તે ને? આમ રામમિલનની આતુરતામાંજ બરાબર સમયે રામપ્રભુ પધારે, એટલે તો પૂછવુંજ શું! તેનો સ્વાદ કોઈ અલૌકિક ને અવર્ણ્યજ અનુભવાય. એ રીતે સર્વ કોઇ રામદર્શનની ઝંખના કરી રહ્યાં હતાં ને એની એજ આશામાં ચૌદ વર્ષનો સમય તે ઘણોજ લાંબો થઈ પડયો હતો.

૫૬

'ખતાદે સખી' એ રાગ

ભરત પાસે આવી વધા હનુમાન, ભાવ ભાળી દઈ માન;
ભરત પાસે આવી વધા હનુમાન. ટેક.
કુશળ કહાવ્યું છે શ્રીરામે, જેનું ધરો છો ધ્યાન. ભરત૦
સીતા લક્ષ્મણ સહ એ પધારે, કહેવા આવ્યો સુદામ. ભરત૦
સુણતાં હરખી ઢળી પડયા ધરણી, ઉઠયા આવતાં ભાન. ભરત૦

अशोकजैः प्रीतिमयैः कपिमालिंग्य संभ्रमात् ।
सिषेच भरतः श्रीमान् विपुलैरश्रुबिंदुभिः ॥

શ્રીમાન ભરતજી, એકદમ સંભ્રમથી હનુમાનજીને ભેટી પડીને શોકથી નહિ ઉત્પન્ન થયેલાં પણ પ્રીતિમય એવાં અશ્રુબિંદુઓથી તેમના પર સિંચન કરવા લાગ્યા.

૫૬

રાગ ભૈરવી 'પ્યારા પ્રભુ પ્રેમ પુષ્પે વધાવું' એ દેશી.

પ્યારા મ્હારા તને દઉં શું વધાઈ,
દઉં શું વધાઇ આવ્યો ભલે ધાઈ. પ્યારા૦
દેવ-મનુષ્ય તું હોય ગમે તે,
જાણ્યું તુજથી ગયા અર્થ સમાઇ. પ્યારા૦
વ્હા શું નીરખીશ ભાર સમર્પીશ,
સેવીશ સદા જીવું જેને ધ્યાઈ. પ્યારા૦

જેમને માટે રાજ્યનો પરિત્યાગ કરવાને તથા કેવળ સેવામાંજ શરીરને જોડી દેવાને આટલી બધી આતુરતા જેની હોય તેનુંજ કહેવું સત્ય મનાય કે 'પદે ભેટાડો, સ્વસેવામાં લગાડો વળે તોજ દહાડો.' ને ખરેખર, તેનોજ દહાડો વળે.

કહે કથા સહુ વીતી યથારથ,
તારા ઋણમાં રહ્યો હું બંધાઈ. પ્યારા૦
કહી કપિનાથે રામકથા સહુ,
સુણી ભરત મન ખુશી ન સમાઈ. પ્યારા૦

આપણે સંક્ષિપ્ત રામકથાનું અહીં સ્મરણ કરીએઃ—

आदौ रामतपोवनाधिगमनं हेत्वा मृगं काञ्चनं ।
वैदेहीहरणं जटायुमरणं सुग्रीवसंभाषणम् ॥

वालीनिर्दलनं समुद्रतरणं लंकापुरीदाहनं ।
पश्चाद्रावणकुंभकर्णहननं चैतद्धि रामायणम् ॥

'પ્રથમ શ્રીરામચંદ્રનું તપોવનમાં ગમન થયું, ત્યાં તેમણે સુવર્ણના મૃગનો વધ કર્યો; તે પછી ત્યાંજ સીતાજીનું હરણ થયું; જટાયુનું મરણ થયું, પછી સુગ્રીવ સાથે વાતચીત ને મિત્રતા બંધાઈ, વાલીનો વધ કરવામાં આવ્યો, સમુદ્રને તરી ગયા, પછી હનુમાને લંકા બાળી ને તે પછી રાવણ તથા કુંભકર્ણનો વધ કર્યો, આ પ્રમાણે રામાયણની સંક્ષિપ્ત કથા છે.'

ભરતજીએ પોતાની ચેષ્ટાજ સમસ્ત પ્રજાને રામભક્ત બનાવી હતી; જો કે તે સર્વ પ્રજા પ્રથમથીજ રામભક્ત તો હતીજ, પણ રામનો વિયોગ થતાં સર્વનો પ્રેમ વિશુદ્ધ બન્યો હતો—હવે તો તે કુંદન બની હતી; તેમાં જડાઈ જવાને શ્રીરામચંદ્ર કુલમણિ પધારે છેઃ—

### ૫૬

'ધન્ય ધન્ય રહો' એ રાગ

ધન્ય ધન્ય ધન્ય વધાઈ, ઘેર આવે વ્હાલા રામ. જય જય હો૦
પળમાં પુરમાં પથરાઈ, ખુશી અદ્‌ભુત ધામોધામ. જય૦
સહુ માર્ગ ગયા છંટાઈ, થઈ રહી સ્થળ સ્થળ ધુમધામ. જય૦
ગયાં તોરણ ધ્વજ બંધાઈ, ઉલટી છે પ્રજા તમામ. જય૦
શોભ્યા બજારો ને ચોક શોભ્યાં છત્રીઓને ગોખ;
મંડ્યા શું ઉમંગે લોક, અહાહાહાહા. ધન્ય ધન્ય ધન્ય વધાઈ.
મંત્રી માતાઓ રથમાં, નીકળ્યાં ઝટ નગરી બહાર. જય૦
ચતુરંગી સેના પથમાં, પથરાઇ ગઇ તૈયાર. જય૦
સામંત શ્રીમંત બધાએ, નિજ વાહન પર છે સ્વાર. જય૦
બાકી જન પેદલ ધાએ, સહુને ખુશી પારાવાર. જય૦
આવે વ્હાલા રઘુનાથ, સીતા લક્ષ્મણ સંગાથ;
કુશળ છે ત્રૈણે ગાત, વાહ વાહ વાહ. ધન્ય ધન્ય ધન્ય વધાઈ.
માંગળિક શુકનો આગે, વાગે વાજાં બહુ ભાત. જય૦
શ્રીભરત ભક્ત મહાભાગે ચાલ્યા સ્હામા શુચી ગાત. જય૦
શિર રામ પાદુકા રાજે, બેઉ ચામર તે પર થાય. જય૦
કર કુસુમ માળ વડી છાજે, તપ તેજે જન અંજાય. જય૦

કયારે આવે શ્રી દેખાય, નાના મોટા એજ ચાહ્ય;
ગુણો વખાણેજ જાય, અહોહોહોહો. ધન્ય ધન્ય ધન્ય વધાઈ.
ફરી ફરી પરસ્પર પૂછે, શું જરૂર આવશે શ્યામ. જય૦
થઈ વાર સબબ તે શું છે, પુછે ફરી ફરી તમામ. જય૦
ત્યાં કોલાહલ સંભળાયો, રજ દેખી ઉડતી તેમ. જય૦
વાનરનો સમુહ ધાયો, આવે ને જણવે ક્ષેમ. જય૦
ત્યાં ગગનમાં વિમાન, દેખાયું પ્રકાશમાન;
જાણે ભાણો આવે ભાન, અહાહાહાહા!
ધન્ય ધન્ય ધન્ય વધાઈ.

ભગવાન શ્રીરામચંદ્રે એવા પ્રકારની ગોઠવણ કરી હતી કે જેથી સર્વને સાથેજ દર્શન થઈ શકે; કારણકે પોતે વિમાનમાં ઉંચેથી પધારતા હતા, ને જાણે સૂર્ય આવતો હોય તેવા પ્રકાશતા હતા.

ટેક.

ફળ્યાં પુન્ય ને સદાની પીડાઓ ત્યાગી;
જગતથી જાગી બન્યાં અનુરાગી, હાં હાં હાં હાં. ધન્ય૦

અહા ! તે વખતે સર્વ કોઇને સાલોક્ય તથા સામિપ્ય મુક્તિ તો મળી ગઇ હતી અને તે ઘણા સમયપર્યંત ભોગવી હતી-એટલે તે સારૂપ્ય ને સાયુજય મુક્તિની પ્રાપ્તિ થઇ ચૂકી. પછી છેવટે પરમપદની પ્રાપ્તિ પણ તેઓ સર્વને થવાનીજ હતી-એટલે વાણી તથા મનનો અગોચર-અવિષય આનંદ પણ તેમને મળવાનોજ હતો. હાલ પણ જ્યારે રામચંદ્ર પધાર્યા ત્યારે કેવો આનંદ! તે તો તેઓજ સમજી શકે, જેઓએ તે વેળા અનુભવ્યો હોય! પછી ભરતજી, પોતાના પર જે ભાર મૂકાયો હતો તેને ઉતારવા માટે તૈયાર થયા. 'પાદુકા' એજ શ્રીરામદેવની મૂર્તિ હતી, જેના પ્રભાવથી પરમાત્મા પોતે રામપ્રભુ પ્રત્યક્ષ મળ્યા હતા, તે મૂર્તિને હવે પ્રત્યક્ષની પ્રાપ્તિ થતાં જ્યાં તેનું યોગ્ય સ્થાન હોય ત્યાં પધરાવવી જોઇએ ને? તે શીરીતે પધરાવી?—

ખમાચ

વધા તુરત ભરતજી કર જોડી. ટેક.
હેમ પાદુકા પાસ ધરાવી, ચિત્ત દીધું ચરણે ચ્હોડી. વધા૦
રાજ્યકોશ ભંડાર આપના, કર્યા દશગુણા હદ તોડી;
- (એવી સત્ય હૃદયની સેવા હોવી જોઇએ.)
આપનું કરૂં આપને અર્પણ, આજ દીધી ચિંતા છોડી;
(એ સોંપી દઇને પોતે અત્યંત સંતુષ્ટ થયા.)
હવે ખાસ સેવામાં રાખો, બનતું કરીશ પદે દોડી. વધા૦

બસ, આવા પ્રકારની સેવાજ સર્વથી ઉત્કૃષ્ટ છે. આવી સેવાના પ્રભાવે માગેલું કેવું મળ્યુ ? ને તેથી સદાયનું દુઃખ કેવું ટળ્યું ? ખરેખર, દહાડો પૂરો વળ્યોજ. જુઓઃ—

રાગ કલ્યાણ

કેરબાનો

આજ આનંદ થયો ભારી વધાઈ વડી,
રાખો સદા હરિ! જારી વધાઇ વડી. ટેક.

કયારે આવે શે દેખાય, નાના મોટા એજ ચાહ્ય;
ગુણો વખાણેજ જાય, અહોહોહોહોહો. ધન્ય ધન્ય ધન્ય વધાઈ.
ફરી ફરી પરસ્પર પૂછે, શું જરૂર આવશે શ્યામ. જય૦
થઈ વાર સબબ તે શું છે, પુછે ફરી ફરી તમામ. જય૦
ત્યાં કોલાહલ સંભળાયો, રજ દેખી ઉડતી તેમ. જય૦
વાનરનો સમુહ ધાયો, આવે ને જણવે ક્ષેમ. જય૦
ત્યાં ગગનમાં વિમાન, દેખાયું પ્રકાશમાન;
જાણે ચાલ્યો આવે ભાન, અહાહાહાહા!
ધન્ય ધન્ય ધન્ય વધાઈ.

ભગવાન શ્રીરામચંદ્રે એવા પ્રકારની ગોઠવણ કરી હતી કે જેથી સર્વને સાથેજ દર્શન થઈ શકે; કારણકે પોતે વિમાનમાં ઉંચેથી પધારતા હતા, ને જાણે સૂર્ય આવતો હોય તેવા પ્રકાશતા હતા.

## ૫૬

રાગ કલ્યાણ. 'ઇન્દ્ર આવ્યા'એ રાગ

ધન્ય આવ્યા રઘુરાજ રામચંદ્ર હરિ,
એ ગોવિંદ હરિ જગત વંદ્ય હરિ. ટેક.
દેખાડીને શ્રીવિમાન હનુમાન વધા,
એમાં રામ સીતા લક્ષ્મણ છે મીત્ર સખા.
એવું સુણ્યું તદા નમી પડયા બધા, હાં હાં હાં હાં. ધન્ય૦
સરવ ઉતરી વાહનોથી પ્રણામ કરે,
વાદ્ય તાળીઓ વગાડે જય જય ઉચરે;
ગજાવ્યું સુસ્વરે નભ તમામ ખરે, હાં હાં હાં હાં. ધન્ય૦
રવી મેરૂ પર તેમ રૂહા રામ ઝગે,
અર્ઘ પાદ્ય આપી પુજ્યા ભરતે ઉમંગે;
શ્રીવિમાન વેગે ઉતર્યું એજ જગે, હાં હાં હાં હાં. ધન્ય૦
સર્વ પહેલ પ્યારા ભરતની પીડા કાપી,
શ્રીવિમાનમાં સ્વ અંકમાં જગા આપી;
ઉરેથી ચાંપી પ્રીતને માપી, હાં હાં હાં હાં. ધન્ય૦

(આ ક્રમ કૌશીતકી ઉપનિષદમાં જીવ મુક્ત થઇને પરમ પદમાં જાય ત્યારનો છે.)

હળ્યા મળ્યા સર્વ રળ્યા આજ બડભાગી,

ફળ્યાં પુન્ય ને સદાની પીડાઓ ત્યાગી;
જગતથી જાગી બન્યાં અનુરાગી, હાં હાં હાં હાં. ધન્ય૦

અહો ! તે વખતે સર્વ કોઇને સાલોકય તથા સામિપ્ય મુક્તિ તો મળી ગઇ હતી અને તે ઘણા સમયપર્યંત ભોગવી હતી-એટલે તે સારૂપ્ય ને સાયુજ્ય મુક્તિની પ્રાપ્તિ થઇ ચૂકી. પછી છેવટે પરમપદની પ્રાપ્તિ પણ તેઓ સર્વને થવાનીજ હતી-એટલે વાણી તથા મનનો અગોચર-અવિષય આનંદ પણ તેમને મળવાનોજ હતો. હાલ પણ જ્યારે રામચંદ્ર પધાર્યા ત્યારે કેવો આનંદ ! તે તો તેઓજ સમજી શકે, જેઓએ તે વેળા અનુભવ્યો હોય ! પછી ભરતજી, પોતાના પર જે ભાર મૂકાયો હતો તેને ઉતારવા માટે તૈયાર થયા. 'પાદુકા' એજ શ્રીરામદેવની મૂર્તિ હતી, જેના પ્રભાવથી પરમાત્મા પોતે રામપ્રભુ પ્રત્યક્ષ મળ્યા હતા, તે મૂર્તિને હવે પ્રત્યક્ષની પ્રાપ્તિ થતાં જ્યાં તેનું યોગ્ય સ્થાન હોય ત્યાં પધરાવવી જોઇએ ને? તે શીરીતે પધરાવી ?—

ખમાચ

વધા તુરત ભરતજી કર જોડી. ટેક.
હેમ પાદુકા પાસ ધરાવી, ચિત્ત દીધું ચરણે સ્હોડી. વધા૦
રાજ્યકોશ ભંડાર આપના, કર્યા દશગુણા હદ તોડી;
— ( એવી સત્ય હૃદયની સેવા હોવી જોઇએ. )
આપનું કરૂં આપને અર્પણ, આજ દીધી ચિંતા છાંડી;
( એ સોંપી દઇને પોતે અત્યંત સંતુષ્ટ થયા. )
હવે ખાસ સેવામાં રાખો, બનતું કરીશ પડે દોડી. વધા૦

બસ, આવા પ્રકારની સેવાજ સર્વથી ઉત્કૃષ્ટ છે. આવી સેવાના પ્રભાવે માગેલું કેવું મળ્યું ? ને તેથી સદાયનું દુઃખ કેવું ટળ્યું ? ખરેખર, દહાડા પૂરા વળ્યાજ. જુઓઃ—

રાગ કલ્યાણ

કેરબાનો

આજ આનંદ થયો ભારી વધાઇ વડી,
રાખો સદા હરિ ! જારી વધાઇ વડી. ટેક.

તાપસી વ્રત છોડી સહુ ભ્રાતે, લીધાં ભૂષણ તન ધારી. વ૦
કર્યો પ્રવેશ નગરમાં નાથે, શી ચઢી અદ્‌ભુત સ્વારી. વ૦
બેઠા સિંહાસન પર રાજા, સંગ સીતા સતી પ્યારી. વ૦
લક્ષ્મણ ને શત્રુઘ્ન સેવતા, ચમર છત્ર કર ધારી. વ૦
ભરત ભ્રાત યુવરાજ પદે ને, મારુતિ પદ અધિકારી વ૦
રામરાજ અનુ શિર પર રહો નિત, એ ધ્વનિ સૌએ ઉચારી. વ૦

ખરેખર, એ ધ્વનિ સત્ય થયેલ છે. આજ પણ રામરાજ્યજ શિર પર રહેલું છે ને તેથી તેમનેજ પ્રાર્થના કરીએ કેઃ—

અહંકાર મમકાર કઢાડો, પદે બેટાડો;
સ્વસેવામાં લગાડો, વળે તેજ દહાડો,
અનુ મૂળથી આડો, જુવે ના વાડ કે ખાડો;
ઝટ શ્રીરામ સ્વામી સુમારગે ગાડું પાડો.
પદે બેટાડો સ્વસેવામાં લગાડો.

'અને છેવટે ' हरिकथां गायमानश्चराम्यहम् । શ્રીહરિની કથાનું ગાન કરતો હું વિચર્યા કરું છું.' એ શ્રીહરિદાસોના આદિ ગુરુ ભગવાન શ્રીનારદજીના શબ્દોમાંજ આપણે માગી લઈએઃ—

वरं न याचे रघुनाथ युष्मत्पादाब्जभक्तिः सततं ममास्तु ।
इदं प्रियं नाथ वरं प्रयाचे पुनः पुनस्त्वामिदमेव याचे ॥

'હે રઘુનાથ ! બીજો કોઈ વર હું માગતો નથી, કેવળ આપના ચરણકમળની ભક્તિજ મને નિત્ય પ્રાપ્ત થાઓ. બસ, હે નાથ ! આજ વરદાન હું માગું છું, અને વારંવાર આજ આપની પાસે પ્રાર્થું છું.' तथास्तु ।

॥ श्री रामचंद्रदेवकी जय ॥



# श्री कर्दम-देवहूति-आख्यान

## પૂર્વરંગ

(શ્રીમદ્ ભાગવતના આધારે)

### ‘પોતાની પિછાણ’

### પદ

રાગ કાલીંગડો

પોતાને લ્યો પીછાણી રે, હે બાઇ! ભાઈ! પોતાને લ્યો. ટેક.
સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો, અનંત શાસ્ત્ર પ્રમાણી રે.

આ પદમાં ‘હે બાઈ! ભાઈ!’ એમ પ્રથમ બાઇને અને પછી ભાઇને સંબોધેલ છે. આ કંઈ નવી રીત નથી. જેમ અંગ્રેજીમાં ‘લેડીઝ્ એન્ડ જેન્ટલમેન!’–બાનુઓ અને ગૃહસ્થો! એમ સંબોધવામાં આવે છે તેમ આપણી માતૃભાષામાં પણ ‘માતાપિતા’ ‘સીતારામ’ ઉમીયામહેશ્વર’ ‘રાધાકૃષ્ણ’ એમ શબ્દપ્રયોગ થતો જોવામાં આવે છે. અથવા ‘હે ભાઇ! બાઈ!’ એમ સંબોધીએ તોપણ શું? વસ્તુતઃ બન્નેમાં આત્મદૃષ્ટિએ તો સમાનતાજ છે ને? પણ તે ક્યારે? જ્યારે આ વસ્તુ પૂર્ણ સ્વરૂપમાં અનુભવાતી હોય–‘પોતાને લ્યો પીછાણી રે.’

હવે ‘પોતે’ એટલે શું? એમ જો પૂછવામાં આવશે તો સૌ કોઇ કહેશે કે ‘હું’ એજ પોતે છે. આમ કહેવું તે તો ઠીક છે. તે પછી ‘હું’ તે કોણ? એમ જ્યારે પૂછવામાં આવશે એટલે સૌ કોઇ પોતાનું નામ જણાવશે. તે નામ કોનું? એમ જ્યારે પૂછાશે ત્યારે કહેશે કે, અમુક આ શરીરનું. આ રીતે છેવટ જતાં ‘પોતે’ નો અર્થ ‘શરીર’

કહેવામાં આવે છે, પણ તે સત્ય નથી. અમુક દેહનું અમુક નામ. એમ જ્યાં જોઇએ છીએ ત્યાં 'નામ તેનો તો નાશ' જોવામાં આવે છે. એ તો 'ગંદી દેહનો ગારવો.' નઝીર કહે છેઃ—

વો શખ્સ થે જો સાત વિલાયત કે પાતશાહ,
હશ્મતમેં જીનકે અર્શસેં ઊંચીથી બારગાહ;
મરતેહી ઉનકે તન હુવે ગલીયોંકી ખાકરાહ,
અબ ઉનકે હાલકી ભી યેહી બાત હૈ ગવાહ;
જો ખાકસેં બના હૈ વો આખરકોં ખાક હૈ.

માટે જે આ નાશવંત શરીર છે તેમાંથી ખાસ 'પોતાને હયો પીછાણી રે હે બાઇ, ભાઇ' કારણકે આપણે સૌ જાણીએ છીએ કે, હાલ ગમે તેમ હોય અને તેથી ગમે તેમ માનો પણઃ—

જહાં મેં જબ તલક હૈ, સેંકડો શાદીવ ગમ હોંગે,
હજારો આશકેં જાં બાઝ ઓર લાખોં સનમ હોંગે.
કીનારો બોસ ઔર ઐશો તરબભી દમ બદમ હોંગે;
મગર યહ જીતને અપને સફકે હૈ વો સબ આદમ હોંગે;
નયે મહેલે નયે ધુમે નયે ચરચા બહમ હોંગે;
નીયાં એક દિન વો આવેગા ન તુમ હોગે ન હમ હોંગે.

વળી આપણે 'પ્રાણી' કહેવાઇએ છીએ, એટલે જેમાં પ્રાણ હોય તે 'પ્રાણી' એ વ્યાખ્યાને અનુસરી કેટલાક મનુષ્યો 'પ્રાણ' નેજ 'હું' કે 'પોતે' એમ સમજે છે અને કહે છે કેઃ—

જહાં મેં જબ તલક યારો હમારે જીસમ મેં દમ હએ,
કભી હસનાં કભી રોનાં કભી શાદી કભી ગમ હએ.
કહેં કીસ કીસસેં ક્યા ક્યા? એક દમકે સાથ આલમ હએ.
મગર જો સાહેબેદમ હૈ વો ઈસ નુકતેસેં મહેરમ હએ.
જો આયા દમ તો આદમ હૈ ઉસી આ દમકા આદમ હએ,
ન આયા દમ તો ફેર દમમેં ન આદમ હૈ ન જા દમ હએ.

એ 'સાહેબેદમ' માટે કોઇ અન્ય શાસ્ત્રોમાં કહેવામાં આવે છે કે, 'માટીનું પૂતળું બનાવી પ્રભુએ ફૂંક

મારી ' તેજ અમે છીએ-અર્થાત્ ' પ્રાણ ' એજ ' હું ' કે ' અમે ' કે ' પોતે ' છે, એમ તેઓ માને છે ને તે પ્રાણને ઉદ્દેશી ' પોતાને લ્યો પીછાણી ' એમ કહે છે, પણ તેટલીજ વાત નથી. ' પ્રાણ ' એ ' હું ' કે ' પોતે ' નથી; પણ તે પ્રાણવાળો જે છે તેજ ' હું ' કે ' પોતે ' છે. અને તેજ કર્તા, ભર્તા ને ભોક્તા સંભવી શકે છે. આ વસ્તુ લક્ષ્યમાં રાખી-નેજ કવિ સુંદરદાસ સુડદાંને નિર્દેશી સમજાવે છે:—

વે શવના રસના સુખ વે સહી વે સહી નાસિકા વે સહી અંખી,
વે કર વે પગ વે સબ દ્વારસું વે નખ સીખ હે રોમ અસંખી.
વે સબ દેહ પરી સહી દીખત એક બીના પુની લાગત ખંખી,
સુંદર કોઉ ન જાની સકે યહ બોલત હો સુ કહાં ગયો પંખી.

માટે એ જે વસ્તુ છે તેને ' પોતાને લ્યો પીછાણી રે ભાઈ, ભાઈ.' વળી બીજાં કેટલાંક શાસ્ત્રો કહે છે—' એક દિવસે આજ દેહ પાછો તૈયાર બની તેમાં જે મરનારો છે તેજ તેના પેદા કરનાર સમક્ષ ઉભો રહેશે, ને આ દેહમાં પોતે જે જે કૃત્યો કર્યાં હશે તે સર્વના જવાબ તેને દેવા પડશે.' પણ આપણે તે શાસ્ત્રો જાણનારાઓને પૂછી જોવું જોઈએ કે, આ દેહમાં જે છે તે કયાંથી આવ્યો છે ? આપણે જોઈએ છીએ કે આ જગતમાં કોઈએક જન્મથી દુ:ખી, અંધ, અપંગ કયા કારણથી છે ? ત્યારે બીજો સુખી અને સર્વાંગ-પૂર્ણ કેમ છે ? આનો ઉત્તર એ શાસ્ત્રો કે તે શાસ્ત્રવેત્તાઓ ભાગ્યેજ આપી શકે છે; ત્યારે આપણાં શાસ્ત્રો સ્પષ્ટ દર્શાવે છે કે, આ જીવાત્મા આ દેહની પૂર્વનાં દેહમાં જ્યારે હતો ત્યારે તે દેહમાં તેણે જે જે કૃત્યો કર્યાં હતાં તેને તેને બરાબર તપાસીને પ્રભુએ, તે તે કૃત્યનાં ફળ આપી તેને તે તે સ્થિતિમાં જેમ રાજા બદલી કરે છે તેમ બદલ્યો છે. અર્થાત્ આજનો આ દેહ તેના કર્મ પ્રમાણે તેને પ્રભુએ આપેલ છે, આ વસ્તુનેજ પરમેશ્વર શ્રીકૃષ્ણ ગીતાજીમાં સમજાવે છે:—

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही॥

'જેમ મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજીને બીજાં નવાં વસ્ત્રો ધારણ કરે છે તેમ જીવાત્મા જૂનાં શરીરો ત્યજીને બીજાં નવાં શરીરોમાં જાય છે;' અર્થાત્ નાનું-મોટું, સારું કે ખોટું-હરકોઇ શરીર તે સારા, ખોટા, નાના, મોટા પોશાક જેવું છે. વળી તે શરીરધારી બાઇ હો કે ભાઈ હો, કીડો હો કે હાથી હો, બ્રાહ્મણ હો કે ચાંડાલ હો, પણ તે તે શરીરોમાં રહેલો જીવાત્મા તો સર્વનો સમાનજ છે, એમ જાણનારાજ 'पंडिताः समदर्शिनः'-સમદૃષ્ટિવાળા પંડિતો કહેવાય છે, બાકીના-નાના, મોટા, ઉચ્ચ-નીચ વગેરે ભેદ જોનારાને તે ભેદનેજ પ્રધાન માની વ્યવહાર કરનારા મૂર્ખ છે-અજ્ઞાની છે; એમ આ રીતે 'પોતાને લ્યો પીછાણી.'

જેમ રાજ્યની નોકરી કરનારને તેનાં સારાં માઠાં રાજકીય કૃત્યોના પરિણામે બીજી સારી માઠી જગ્યા પર નીમવામાં આવે છે તેજ પ્રમાણે દેહધારી જીવાત્માને તેનાં સારાં માઠાં કર્મ પ્રમાણે સારાં માઠાં શરીરો ધારણ કરવાનાં હોય છે. આ વસ્તુને ઉદ્દેશીનેજ સૌ કોઇ કહે છે-'તપેશ્વરી તે રાજેશ્વરી ને રાજેશ્વરી તે નરકેશ્વરી.' બસ આ ઉપરથીજ—

**સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો અનંત શાસ્ત્રી પ્રમાણીરે.**

જે કોઇ કર્મ કર્યું હોય છે તેનું કેવું ફળ મળે છે, એ વાત શાસ્ત્રોથી નિશ્ચયપૂર્વક સમજી લઇ જેઓનું ફળ દુઃખજ હોય તેવાં કર્મો ત્યજી દેવાં, ને જેઓનું ફળ સુખજ હોય તેવાં કર્મો આચરવાં. 'परोपकारः पुण्याय पापाय परपीडनम्। પરોપકાર કરવો તે પુણ્ય માટે થાય છે અને બીજાઓને પીડા ઉપજાવવી તે પાપને માટે થાય છે.' આજ વચનનો મુખ્ય આધાર લઇ, જેમ કોઇ નોકર તાત્કાલિક ફળ મેળવવા માટે લાંચ લે, જુલમ ગુજારે, તેમ ન લોભાઇને પરિણામે પ્રભુની પ્રસન્નતાને લક્ષ્યમાં રાખી દેહનો નહિ પણ સ્વ-પોતે-આત્મા-જીવનો—

**સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો અનંત શાસ્ત્ર પ્રમાણીરે.**

'' આ વસ્તુ અવશ્ય ધ્યાનમાં રાખવાની છે કે, સ્વનો-

એટલે પોતાનો–આત્માનો સ્વાર્થ દેહના તાબેદાર થવામાં નથી, પણ દેહને તાબેદાર બનાવવાથી સિદ્ધ થાય છેઃ—

શરીર કાજે કરો તેટલું જેથી શરીર ચાલે,
મૂરખનાજ ઘરમાં નોકરો, ધણીથી વધુ મ્હાલે.
રક્ષણ પોષણ નિત્ય માગશે તે તો પડશે દેવું,
પણ તારે પણ સાટે એથી કામ બરાબર લેવું.

આ ક્ષણભંગુર શરીરથી શું કામ લેવાનું હોય છે? આના ઉત્તરમાં કહેવાનું કે, પ્રકૃતિના સંબંધથી છૂટવાનું કામ તે આ શરીરથી સાધી લેવાનું હોય છે. કારણકે ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહે છેઃ—

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान् गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ।।

'પુરુષ–જીવાત્મા પ્રકૃતિમાં રહીનેજ પ્રકૃતિથી ઉત્પન્ન થનારા ગુણોને ભોગવી રહ્યો છે; અને આ જીવાત્માને સારી માઠી યોનિઓમાં જન્મ લેવો પડે છે તેમાં કારણ પ્રકૃતિના ગુણોનો સંગ એજ છે.' એટલા માટેજ કોઈ પણ માર્ગે આ પ્રકૃતિથી મુક્ત થવું જોઈએ, અને તે આ શરીરદ્વારા થઈ શકે છે. પ્રકૃતિનો સંગજ જીવોને સંસારમાં રઝળાવે છે. જેમ એક દાખલો લઈએ–એક તપેલીમાં શીતળ પાણી ભરેલું છે, પણ એ તપેલીને અગ્નિથી જો તપાવવામાં આવે છે તો તેની અંદરના શીતળ પાણીને પણ તપવું પડે છે, તેમ આ આત્મા વસ્તુતઃ સર્વ પ્રકારના ત્રિવિધ તાપથી મુક્તજ છે, અને સર્વથા નિઃસંગ છે, છતાં તેને જે ત્રિવિધ તાપ સહન કરવા પડે છે તે દેહના સંગથીજ સહેવા પડે છે. કેમકે આપણો આત્મા તો 'एष आत्मा अपहृतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघित्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः । પાપથી રહિત છે, જરા, મૃત્યુ, શોક, ક્ષુધા અને તૃષા તેને છેજ નહિ; સત્ય કામ તથા સત્યસંકલ્પ છે.' આવું પોતાનું મૂળ સ્વરૂપ હોવા છતાં આ આત્મા પ્રકૃતિના સંગદ્વારા દેહમાં અહંભાવ ધારણ કરીને તેમાં બંધાયલો રહે છે, પણ પોતાની સ્વરૂપસ્થિ-

તિમાં પહોંચવાને કે પ્રકૃતિના સંગથી છૂટી મુક્તિ મેળવવાને તે પ્રયાસજ કરતો નથી; ઉલટો પ્રકૃતિના સંગનેજ ચાહે છે, જેથી તેમાંજ બંધાયલો રહી જ્યાં ત્યાં અથડાયા કરે છે. આ સંબંધે પણ દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છેઃ—

એક હી મૃગ કે કારણે, ભરત ધરી તીન દેહ;
તુલસી ઉનકી ક્યા ગતિ, ઘર ઘર કરત સ્નેહ.

માટે જેઓ પ્રાકૃત સંબંધની ખાતરજ મથ્યા કરે છે તેઓને ઉદ્દેશીને તો એજ કહેવું ઠીક છે કેઃ—

જેની પંચાતોમાં કાઢી નાખો બધો કાળ,
આખરે એ કોઈ પણ નહિ લે સંભાળ.
સાચા સ્વારથની વાત ભૂલી જાઓ નહિ.
શરીરમાં મોહ્યા પણ એ તો થશે શેલી;
મારૂં મારૂં કરો છો તે બધું જશો મેલી.
સાચા સ્વારથની વાત ભૂલી જાઓ નહિ.

એટલે એ બધાનો ઉપયોગ તે આજ–'સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો અનંત શાસ્ત્ર પ્રમાણી રે' આપણે યાદ રાખવું જોઇએ કે આ 'નૃદેહ' અવશ્ય દુર્લભ છે; એટલુજ નહિ પણ આ વિકટ સંસાર સમુદ્રને તરી જવા માટે એ મજબૂત નૌકારૂપ છે, ને મોક્ષ નગરમાં પહોંચવાને એક સફળ સાધન છે; તેનાથી મુક્તિ સાધના અવશ્ય થઇ શકે છે, પણ તે સાધનનો ઉપયોગ કરતાં આવડવો જોઇએ. એ વાત નિશ્ચય છે કે આપણે અથવા આપણાં સર્વ આશ્રિતો જો સંસાર–બંધનથી છૂટી જઈ મુક્ત થઇએ તો ક્ષુધા–તૃષા–આદિનાં દુઃખોજ માત્ર નિવૃત્ત થશે, એમ નથી, કિંતુ 'સત્યકામ ને સત્યસંકલ્પ' પણ આપણે થઇ શકીએ. હાલમાં જ્યારે આપણે બદ્ધ આત્મા તરીકે સ્થિતિ કરી રહ્યા છીએ ત્યારે તો આપણી મૂળ શક્તિ, મૂળ જ્ઞાન ને મૂળ આનંદ આપણાં દુષ્કર્મોને લીધે રુંધાઇ ગયેલ છે; જેમ કોઇ દારૂડીયાની કે નશાબાજ મનુષ્યની બુદ્ધિ તે કેફી પદાર્થોની અસરથી રુંધાઈ જાય છે–બહેર મારી જાય ે જ સ્થિતિ આપણી છે. જાણે કોઇ કેદમાં પૂરાયલા

હોઇએ તેમ આપણે બંધાયેલી સ્થિતિમાંજ સબડયા કરીએ છીએ. ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં 'धूमेनाव्रियते' ઇત્યાદિ વચનોથી કહે છે કે, જેમ ધુમાડાથી અગ્નિનો પ્રકાશ ઢંકાઇ જાય છે તેમ, જીવનાં દુષ્કર્મથી ઉત્પન્ન થયેલા અજ્ઞાનથી તેની જ્ઞાનશક્તિ ઢંકાઇ જાય છે. પ્રાણી માત્રના જ્ઞાનની વૃદ્ધિ તેમનાં સત્કર્મોથી થાય છે અને જ્ઞાનવૃદ્ધિ થવાથીજ ત્રિકાલજ્ઞ મહાત્મા થઇ શકાય છે, ને છેવટે સંપૂર્ણ સત્કર્મોથી પણ છૂટીને સદા સર્વજ્ઞ થઈ શકાય છે. આ વિષયમાં 'तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति । તેઓનું જ્ઞાન સૂર્યની પેઠે સર્વને પ્રકાશિત કરે છે' એમ શ્રીકૃષ્ણ ભગવાન સૂર્યનું દષ્ટાંત આપીને આવરણથી મુક્ત થયેલા આત્માનું સ્વરૂપ સમજાવે છે. પણ હાલમાં તો આપણી સ્થિતિ કેવી છે? જેમ કોઇ સ્વચ્છ દર્પણ ઉપર મેલ જામ્યો હોય તેમ આપણા પર અજ્ઞાનના થર જામ્યા છે. આ અજ્ઞાન સ્વતઃસિદ્ધ અથવા સ્વાભાવિક નથી; પણ દર્પણના મેલની પેઠે અમુક સમયથી જામેલું છે; એ અજ્ઞાન જેવું દૂર થાય છે કે તુરતજ મળ જવાથી જેમ હીરાની ચમક ખુલ્લી થાય છે; તેમ આત્માની સ્વાભાવિક પ્રકાશ–શક્તિ ખુલ્લી થાય છે; અને પછી તો જે ચાહો તે હાજર, સંકલ્પ પ્રમાણે પરિણામ, બસ પ્રકૃતિ ઉપર પોતાની સત્તા ચાલી શકે છે. જેમ વિશ્વામિત્રે નવી સૃષ્ટિની રચના કરી હતી તેમ આપણે પણ અનેક નવી સૃષ્ટિઓ કરવા ચાહીએ તોપણ થઇ શકે. માટેજ—

સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો અનંત શાસ્ત્ર પ્રમાણીરે.
પોતાને લ્યો પીછાણી રે, બાઇ, ભાઈ.

## શ્રી કર્દમ–દેવહૂતિ–આખ્યાન

[ સ્ત્રી–પુરુષ–બન્ને માટે ઉત્તમ દષ્ટાંત ]

જેમ કેટલાક અર્વાચીન મતવાદીઓ 'બાવા આદમ' ને 'બીબી હવા'થી મનુષ્યોની ઉત્પત્તિ કહે છે, તેમ આપણા શાસ્ત્રોમાં મનુ મહારાજથી માનવસૃષ્ટિની ઉત્પત્તિ કહેવામાં આવે છે, એટલે મનુ મહારાજની પુત્રી તેજ 'બાઇ'ને તેમના

પતિ તેજ 'ભાઇ' એમ કહી શકાય છે. આ તો મૈથુની સૃષ્ટિની વાત કહી; પણ તેમનીયે પહેલાં તો માનસિક સૃષ્ટિ ચાલી રહી હતી. બ્રહ્માનાજ કેટલાક માનસિક પુત્રો ઉત્પન્ન થયા હતા, જેમાં મહાત્મા શ્રી કર્દમનું નામ ઘણુંજ પ્રખ્યાત છે. આમના સંબંધમાં ભગવાન મૈત્રેય વિદુરજી પ્રત્યે કહે છેઃ—

प्रजाः सृजेति भगवान् कर्दमो ब्रह्मणोदितः ।

પિતા બ્રહ્મદેવે, ભગવાન કર્દમને કહ્યું કે, 'તું પ્રજા ઉત્પન્ન કર.' એ પ્રમાણે પિતાની આજ્ઞા થઇ, તેનું ઉલ્લંઘન કેમ થઇ શકે? ભગવાન કર્દમે તે આજ્ઞાને સર્વેશ્વર પરમાત્માની આજ્ઞારૂપજ માની લીધી. કેમકે તે સમજતા હતા કે પિતાની આજ્ઞા પાળવામાં પુત્રનું બન્ને લોકનું કલ્યાણ સમાયલું હોય છે. એ આજ્ઞાનું બરાબર પાલન થઇ શકે તે માટે ઉત્તમ પુત્રે પ્રયત્ન કરવો જોઇએ, અને એ આજ્ઞાનું સારી રીતે પાલન થઇ શકે તે માટે પ્રથમ યોગ્યતા પણ સંપાદન કરવી જોઇએ. આજકાલ કેટલાંક માતાપિતા તો પોતાનાં બાળકોને ઘોડિયામાંજ વરાવી-પરણાવીને પ્રજા ઉત્પન્ન કરવાની જાણે આજ્ઞા આપે છે!! પણ તે બાળકોની યોગ્યતા તરફ જોતાં નથી; તેમ બ્રહ્માએ પણ આજ્ઞા તો કરી પણ તેનો અમલ બરાબર થઈ શકે તે માટે ઉત્તમ પુત્રે યોગ્યતા અવશ્ય મેળવવી જોઇએ; પ્રથમ પોતે પરણીને કોઈ કુળવાન સ્ત્રીને પ્રાપ્ત કરવી ને તે પછી સુંદર ગૃહસ્થાશ્રમ ચલાવતાં જે પ્રજા ઉત્પન્ન થાય તેને પણ સારી બનાવવા માટે પ્રયત્ન કરી તેમાં યોગ્યતા લાવવી—એ આવશ્યક હોય છે; આવો મનમાં વિચાર કરી મહાત્મા કર્દમે, પોતાનાં વર્ણાશ્રમને યોગ્ય કર્તવ્ય—'शमो दमस्तपः शौचम्' બાહ્ય-આભ્યંતર ઇંદ્રિયોનો નિગ્રહ, તપ અને બાહ્ય-આભ્યંતર પવિત્રતા—પ્રથમ આચરીને સર્વેશ્વર પરમાત્માને પ્રસન્ન કરવાનો નિશ્ચય કર્યો. હાલમાં જેમ સરકારને પ્રસન્ન કરી વિદ્યાભ્યાસરૂપી તપના બદલામાં યોગ્યતાની 'પદવી' પ્રાપ્ત કરાય છે તેમ પોતાનાં કર્મો દ્વારા સાચા સરકાર સર્વેશ્વરને પ્રસન્ન કરી યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ, એમ કર્દમને ચોક્કસ જણાયું. જેમ હાલમાં આર્યસમાજીસ્ટનાં ગુરુકુળ ને

સરકારી કૉલેજો વગેરે દ્વારા વિદ્યાભ્યાસ કરી યોગ્યતા મેળવાય છે તેમ, કોઈ આશ્રમમાં તપશ્ચરણ કરી પરમેશ્વરનેજ પ્રસન્ન કરવાથી પોતાના આત્મામાં 'સત્યકામત્વ, સત્યસંકલ્પત્વ' વગેરે અગાધ શક્તિઓ ખુલી થાય છે, એમ સમજી મહર્ષિ કર્દમે, પોતાના આત્મા ઉપરનો મેલ દૂર કરવા તૈયાર કરી; કેમકે બ્રહ્મા પોતે પણ એજ માર્ગે શક્તિસંપન્ન થઇ જગત સર્જવાની શક્તિ પામ્યા હતા; જીવમાત્રમાં તેવી શક્તિ રહેલીજ છે, તેને જો કેળવવામાં આવે છે તો તે શક્તિ પ્રકટ થઇ શકે છે; માત્ર તે માટે દેશ-કાળ-વસ્તુની સહાય આવશ્યક હોય છે. જેમ શરીર સુધારવા માટે સારાં હવા-પાણી જરૂરી છે તેમ ચિત્તશુદ્ધિ માટે પણ તપશ્ચરણ જરૂરી છે; આવો વિચાર કરી કર્દમે 'सरस्वत्यास्तपस्तेपे'-સરસ્વતીના કિનારા પર આશ્રમ બાંધી તપશ્ચર્યાનો આરંભ કર્યો. પોતાના આત્માનો મળ દૂર થાય ને સર્વેશ્વરનાં પ્રત્યક્ષ દર્શન થાય તે માટે તેમણે ઉપાય શરૂ કર્યો, તે માટે આ એક શ્લોક છેઃ—

ततः समाधियुक्तेन क्रियायोगेन कर्दमः ।
संप्रपेदे हरिं भक्त्या प्रपन्नवरदाशुपम् ॥

પિતાની આજ્ઞા થઇ તે પછી કર્દમઋષિએ સમાધિયુક્ત ક્રિયાયોગનું આચરણ કરવા માંડયું-એટલે કે પરમેશ્વરનું ધ્યાન કરવાથી ચિત્તની તન્મયતા થાય છે અને એ રીતે ચિત્ત શુદ્ધ થતાં સર્વના હૃદયમાં બીરાજતા શ્રીહરિ તેમાં વિશેષ પ્રકાશે છે; એમ માની સમાધિનિષ્ઠ સ્થિતિમાં રહેવા માંડયું; તે સાથે પોતાના વર્ણાશ્રમને લગતો ક્રિયાયોગ પણ ચાલુ રાખ્યો; નિત્ય પ્રાતઃકાળમાં વહેલા ઉઠી જઈ સ્નાન, સંધ્યા, તર્પણ, પૂજન, સેવન ઇત્યાદિથી પરવારી સ્વયંપાક કરી નૈવેદ્ય નિવેદી પ્રસાદ લઇ જેવો અવકાશ મળે કે એજ સમાધિ-એજ લગની. એમ કરતાં આત્માનો મળ દૂર થયો, હૃદયમાં શ્રીહરિની ઝાંખી થઇ ને તે 'આનંદ' સ્વરૂપ પરમાત્માના રસનો કંઇક સ્વાદ મળવા લાગ્યો એટલે પ્રીતિભક્તિથી શ્રીહરિનુંજ શરણ સ્વીકારી લીધું; પ્રથમથીજ તેમાં પોતાને વિશ્વાસ તો હતોજ, તેથી સમય પૂર્ણ થતાં શરણ

તથા વર દેનારા શ્રીહરિનો સાક્ષાત્કાર થયો, તે શ્રીમદ્ ભાગવતમાં જણાવ્યું છેઃ—

तावत्प्रसन्नो भगवान् पुष्कराक्षः कृते युगे ।
दर्शयामास तत्क्षत्तः शब्दब्रह्ममयं वपुः ॥

હે વિદુરજી ! સત્ય યુગના સમયે ( કર્દમઋષિએ તપશ્ચર્યા કરી ) તેટલામાં તો કમળસમાન નેત્રોવાળા ભગવાને પ્રસન્ન થઈને તેમને પોતાના શબ્દ બ્રહ્મમય શરીરનાં દર્શન કરાવ્યાં. અર્થાત્ જે શબ્દમય બ્રહ્મ છે તેજ પરબ્રહ્મ હોઈને પોતે સાકાર દેખાયા–પ્રત્યક્ષ મૂર્તિ દૃષ્ટિગોચર થયા. તે કયા દ્રવ્યના દેખાયા ? આના ઉત્તરમાં કહેવાનું કે, આપણી પેઠે હાડકાં ને ચામડાના નહિ, તેમ અગ્નિના ભડકારૂપે નહિ, કિંતુ શુદ્ધ સાત્ત્વિક તેજોમય–' स तं विरजमर्काभम् । જેમાં રજોગુણનો અંશ પણ ન હતો તેવા સૂર્યસમાન તેજસ્વી તે પરમાત્માનાં કર્દમે દર્શન કર્યાં '–અર્થાત્ ભગવાન સાકારમૂર્તિજ હતા, પણ તેમનો તે આકાર અપ્રાકૃત–દિવ્ય હતો. તે કેવો આકાર ? જેવા ધ્યાતા હતા, જેવી મૂર્તિનું ધ્યાતા ધ્યાન કરતા હતા ને પૂજન–અર્ચન કરીને જેવી મૂર્તિને નૈવેદ્ય નિવેદન કરી પ્રસાદ પામતા તેવાજ આકારવાળા ભગવાન પ્રકટ થયા; જેમનું વર્ણન આ પ્રમાણે થઈ શકેઃ—

## ૫૬

' લચક લચક ચલત મોહન આવે ' એ રાગ

ધન્ય ધન્ય ઝળળળળળ પ્રકટયા જગરાયા;
ગરુડ સ્કંધ પર શ્રીકંથ શોભતા જણાયા. અહા ! ઝળળ૦
સ્વચ્છ સૂર્યસદૃશ રંગ ધવળ કમળમાળ અંગ;
વદન કમળ ઉપર શ્યામ કેશ છે સુહાયા. અહા ! ઝળળ૦
વક્ષમાં શ્રી કરે વાસ, કૌસ્તુભનો ઉર પ્રકાશ;
શંખ ચક્ર ગદા પદ્મ ધારી પરખાયા. અહા ! ઝળળ૦
અંતરીક્ષ વિષે ઠરી, ઉભા જોઈ હર્ષ ધરી;
કર્દમે કરી પ્રણામ સત્વર ગુણ ગાયા. અહા ! ઝળળ૦

મહાત્મા તુલસીદાસ કહે છેઃ—

પ્રભુતાકોં સબકોઉ ચહે, પ્રભુકો ચહે ન કોય;
તુલસી જો પ્રભુકો ચહે, તો આપહી પ્રભુતા હોય.

ખરૂં જો કહેવામાં આવે તો હરકોઈ વર્ણના મનુષ્ય માટે સર્વેશ્વર પરમાત્માનું સેવન કરી તેમને પ્રસન્ન કરવા-સમાન શ્રેષ્ઠ બીજું કોઇ કર્મ નથી, અને બ્રાહ્મણો માટે તો ખાસ તેજ કર્મ ઉત્તમોત્તમ છે; કહ્યું છેઃ—

એક હી સાધે સબ સધે, સબ સાધે એક જાય;
જો મહી સેવે મૂલકો, ફુલે ફલે સદાય.

મહાત્મા કર્દમે જેનું જે સ્વરૂપમાં ધ્યાન કર્યું તેજ પ્રભુ તેજ સ્વરૂપમાં પ્રત્યક્ષ થયા, એટલે હર્ષના આવેશમાં આવી જઇ તુરતજ તેમના ગુણોને ગાવા માંડયાઃ—

૫૬

નાટકીય રાગ. 'જય ગિરિધર બ્રજધર' એ.

જય જયકર દુઃખહર સુખકર શ્રીવર જય જય જય ભગવાન.
સુપ્રણામ, અભિરામ, સુખધામ કરૂં છું હું પદે. જય. ટેક.
મેં માગ્યું આપતા, આપત્તિ કાપતા,
પાદમાં સ્થાપતા બાપ તમે;
ખુબી એ ના લહી, વિષય સુખો ચહી,
સ્ત્રીની આશા થઈ છે આ સમે;
જાણો હ્રદય તમે, તોએ કહેવું ગમે,
મૂર્ખ પૂરો ઠરી માગું છું હરિ;
તાત આશા પૂરી એ કરજો,
દોષ વિસરજો દયા દિલ ધરજો. જય જય૦

કદાચ કોઇને શંકા થાય કે આવ કર્દમ ઋષિએ પણ સાક્ષાત્ ભગવાન પધાર્યા ત્યારે સ્ત્રી જેવી તુચ્છ સાંસારિક વસ્તુની માગણી કરી, એ શું ? આનું સમાધાન આ હોઇ શકે. ભગવાન પાસે સ્ત્રીની માગણી કરવી ને તે દ્વારા સારી પ્રજા ચાહવી, તેમાં કંઇપણ ખોટું નથી. માત્ર તેનો ઉદ્દેશ પવિત્ર હોવો જોઇએ; જીવોનું કલ્યાણ થાય અને જીવો સન્માર્ગે દોરાય, એ અભિપ્રાયથી તેવી માગણી કરવામાં આવે તો તે પણ ઉત્તમજ છે. આવાજ આશયથી કર્દમે

તથા વર દેનારા શ્રીહરિનો સાક્ષાત્કાર થયો, તે શ્રીમદ્ ભાગવતમાં જણાવ્યું છેઃ—

तावत्प्रसन्नो भगवान् पुष्कराक्षः कृते युगे ।
दर्शयामास तत्क्षत्तः शब्दब्रह्ममयं वपुः ॥

હે વિદુરજી ! સત્ય યુગના સમયે ( કર્દમઋષિએ તપશ્ચર્યા કરી ) તેટલામાં તો કમળસમાન નેત્રોવાળા ભગવાને પ્રસન્ન થઇને તેમને પોતાના શબ્દ બ્રહ્મમય શરીરનાં દર્શન કરાવ્યાં. અર્થાત્ જે શબ્દમય બ્રહ્મ છે તેજ પરબ્રહ્મ હોઇને પોતે સાકાર દેખાયા–પ્રત્યક્ષ મૂર્તિ દૃષ્ટિગોચર થયા. તે કયા દ્રવ્યના દેખાયા ? આના ઉત્તરમાં કહેવાનું કે, આપણી પેઠે હાડકાં ને ચામડાના નહિ, તેમ અગ્નિના ભડકારૂપે નહિ, કિંતુ શુદ્ધ સાત્ત્વિક તેજોમય–' स तं विरजमर्काभम् । જેમાં રજોગુણનો અંશ પણ ન હતો તેવા સૂર્યસમાન તેજસ્વી તે પરમાત્માનાં કર્દમે દર્શન કર્યાં '–અર્થાત્ ભગવાન સાકારમૂર્તિજ હતા, પણ તેમનો તે આકાર અપ્રાકૃત–દિવ્ય હતો. તે કેવો આકાર ? જેવા ધ્યાતા હતા, જેવી મૂર્તિનું ધ્યાતા ધ્યાન કરતા હતા ને પૂજન–અર્ચન કરીને જેવી મૂર્તિને નૈવેદ્ય નિવેદન કરી પ્રસાદ પામતા તેવાજ આકારવાળા ભગવાન પ્રકટ થયા; જેમનું વર્ણન આ પ્રમાણે થઈ શકેઃ—

### પદ

' લચક લચક ચલત મોહન આવે ' એ રાગ

ધન્ય ધન્ય ઝળળળળળ પ્રકટ્યા જગરાયા;
ગરુડ સ્કંધ પર શ્રીકંથ શોભતા જણાયા. અહા ! ઝળળ૦
સ્વચ્છ સૂર્યસદશ રંગ ધવળ કમળમાળ અંગ;
વદન કમળ ઉપર શ્યામ કેશ છે સુહાયા. અહા ! ઝળળ૦
વક્ષમાં શ્રી કરે વાસ, કૌસ્તુભનો ઉર પ્રકાશ;
શંખ ચક્ર ગદા પદ્મ ધારી પરખાયા. અહા ! ઝળળ૦
અંતરીક્ષ વિષે ઠરી, ઉભા જોઈ હર્ષ ધરી;
કર્દમે કરી પ્રણામ સત્વર ગુણ ગાયા. અહા ! ઝળળ૦

મહાત્મા તુલસીદાસ કહે છેઃ—

ભગવાન પ્રત્યે માગણી કરી છે–' समानशीलां गृहमेघघेनुम् '– મને જે સ્ત્રી મળે તે મારા સમાન સ્વભાવની ને ઘરની કામદુધારૂપ હોવી જોઇએ; જેથી સંસારમાં હરકોઇ યજ્ઞ-યાગાદિ શુભકર્મોમાં તે સહાયક બને, અને છેવટે સંસાર તરવામાં પણ ઉપયોગી થાય. કર્દમ ઋષિની તે માગણી પ્રભુએ સ્વીકારીને ' तथास्तु ' એમ કહી આ ભાવ વ્યક્ત કર્યો:—

સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો અનંત શાસ્ત્ર પ્રમાણી રે,
સારી નોકરી કરી છૂટી જવા પોતાને લ્યો પીછાણી રે.

એ પ્રમાણે પ્રભુ પાસેથી કર્દમ ઋષિને વરદાન મળ્યું ને તુરતજ તે સફળ થયું. એક સુંદર સુશીલ કન્યા પોતાની મેળે ઘેર ચાલતી આવી:—

### ચોપાઇની ચાલ

સ્વાયંભૂ મનુ શતરૂપા રાણી, સંગે દુહિતા દેવ હતી શાણી;
બેસી કનકરથે બધે ફરતાં, યોગ્ય જામાતની શોધ કરતાં.

પૂર્વકાળમાં આપણાં હિંદુ–માતાપિતાની પુત્રીઓને યોગ્ય વર મેળવી આપવાની રીત એ હતી. તે પછી—

આવ્યાં બિંદુ સરોવર પાસે, અતિ રમણીય આશ્રમ ભાસે;
મુનિ કર્દમ આહુતિ દેતા, આવ્યા ત્યાં નૃપ રાણી સમેતા.
કીધું આતિથ્ય ઋષિએ પ્યારે, મન ઘોળાય વહુના વિચારે;
દીઠી કન્યા સંગે મન માની, બોલ્યા વાત ખોલી મનમાંની.

### પદ

' બેહાં શું રે આંહી ' એ ઢાળ

આવ્યા કેમ આંહી (૨) રાજા રે બેસી કંચન રથ મોઝાર. આ૦
ધર્મ વરુણ યમ રવિ શશી અંશી,
ભૂપ દેવ અવતાર માની કરૂં નમસ્કાર.

ખરેખર, રાજાનો વેષ ધારણ કરવો તે સહેલ છે, પણ રાજા થઈને તેનો ઉદ્દેશ પાર પાડવો તે મહાકઠિન છે. સર્વ દેવકાર્ય, સર્વ પ્રજાકાર્ય ને સર્વ પ્રત્યેકનાં હિતકર કાર્ય આચરવાં તેજ રાજાનું પરમ કર્તવ્ય હોવું જોઇએ. પોતે સત્તારૂઢ થઈ કોઇનું બગાડવું વગેરે દુષ્ટ કાર્યો તો કરી શકાય પણ તેથી પરિણામે પોતાનુંજ અહિત થાય છે,

એ રાજાએ લક્ષ્યમાં રાખવું જોઇએ. માટેજ કહેવત છે કે મોટાઓનાં કામ પણ મોટાં, મોટા ઉપર જોખમદારી પણ મોટી અને મોટાઓ સ્વકર્તવ્યથી ચૂકે એટલે તેઓને માટે શિક્ષા પણ મોટી; આ આશયથી કર્દમ મનુ પ્રત્યે કહે છેઃ—

ત્રાસ આપતા દુષ્ટોને, સ્થાપો ધર્મ ઠારો ઠાર,
આળસ નથી લગાર. આ૦વ્યા૦
જે કહેશો તે અમે ઉમંગે કરશું સઘ સ્વીકાર,
ઉચરો ન કરો વાર. આ૦વ્યા૦

સંસ્કૃત કવિઓ સત્યજ કહે છે-' सतां सद्भिः संगः कथमयीह पुण्येन भवति। સજ્જનોનો સજ્જનોની સાથે સમાગમ કોઈક પુણ્યયોગેજ થાય છે.' કેમકે સજ્જનોના પરસ્પર સમાગમમાં સત્ય અને ધર્મયુક્તજ વાર્તાલાપ સદાય થાય છે; કર્દમ ઋષિનાં તે આદરયુક્ત પણ હૃદયનાં વચનો સાંભળીને—

પદ

' જગપતિ રાખે સદાએ ખુશી ' એ રાગ

સ્વાયંભૂ બોલ્યા સાંભળો મુનિવર વાત;
નારદજીથી ખ્યાતિ સુણી સુતા ચાહે છે તમનેજ માત્ર. સ્વા૦

આ રીતે ભરતનાં પૂર્વકાળનાં માતાપિતા પુત્રીની પસંદગીને પણ ધ્યાનમાં લઈ કેવળ તે ઉપર પણ ભરોસો નહિ રાખીને પોતે જાતે ખાતરી કરવા નીકળતાં ને તે વેળા પુત્રીને પણ સાથે રાખતાં. સ્વાયંભૂ મનુને બરાબર ખાતરી થઇ એટલે—

રૂપ ગુણે વય શીલ આદિથી જોડ બેઉની છે પાત્ર;
કૃપા કરી કરો કબૂલ માગણી, થાઓ સહર્ષે જામાત્ર. સ્વા૦

મનુના તે વાક્યો સાંભળી તેમજ કન્યાને પણ નજરે જોઇને જમાઇ કર્દમ ઋષિને પણ ઠીક લાગ્યું; જેથી તુરતજ—

પદ

કલ્યાણ ' કહેજો તારા રાજાને ' એ ઢાળ.

કરી શુચિ મુનિએ માગણી સ્વીકાર,
માગણી સ્વીકાર કરી વિના વારં;

ભગવાન પ્રત્યે માગણી કરી છે–' समानशीलां गृहमेधधेनुम् '– મને જે સ્ત્રી મળે તે મારા સમાન સ્વભાવની ને ઘરની કામદુઘારૂપ હોવી જોઇએ; જેથી સંસારમાં હરકોઇ યજ્ઞયાગાદિ શુભકર્મોમાં તે સહાયક બને, અને છેવટે સંસાર તરવામાં પણ ઉપયોગી થાય. કર્દમ ઋષિની તે માગણી પ્રભુએ સ્વીકારીને ' तथास्तु ' એમ કહી આ ભાવ વ્યક્ત કર્યો:—

સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો અનંત શાસ્ત્ર પ્રમાણી રે,
સારી નોકરી કરી છૂટી જવા પોતાને લ્યો પીછાણી રે.

એ પ્રમાણે પ્રભુ પાસેથી કર્દમ ઋષિને વરદાન મળ્યું ને તુરતજ તે સફળ થયું. એક સુંદર સુશીલ કન્યા પોતાની મેળે ઘેર ચાલતી આવી:—

### ચોપાઇની ચાલ

સ્વાયંભૂ મનુ શતરૂપા રાણી, સંગે દુહિતા દેવ હતી શાણી;
બેસી કનકરથે બધે ફરતાં, યોગ્ય જામાતૃની શોધ કરતાં.

પૂર્વકાળમાં આપણાં હિંદુ–માતાપિતાની પુત્રીઓને યોગ્ય વર મેળવી આપવાની રીત એ હતી. તે પછી—

આવ્યાં બિંદુ સરોવર પાસે, અતિ રમણીય આશ્રમ ભાસે;
મુનિ કર્દમ આહુતિ દેતા, આવ્યા ત્યાં નૃપ રાણી સમેતા.
કીધું આતિથ્ય ઋષિએ જ્યારે, મન ઘોળાય વહુના વિચારે;
દીઠી કન્યા સંગે મન માની, બોલ્યા વાત ખોલી મનમાંની.

### ૫૬

' બેઠાં શું રે આંહી ' એ ઢાળ

આવ્યા કેમ આંહી (૨) રાજા રે બેસી કંચન રથ મોઝાર. આ૦
ધર્મ વરુણ યમ રવિ શશી અંશી,
ભૂપ દેવ અવતાર માની કરૂં નમસ્કાર.

ખરેખર, રાજાનો વેષ ધારણ કરવો તે સહેલ છે, પણ રાજા થઇને તેનો ઉદ્દેશ પાર પાડવો તે મહાકઠિન છે. સર્વ દેવકાર્ય, સર્વ પ્રજાકાર્ય ને સર્વ પ્રત્યેકનાં હિતકર કાર્ય આચરવાં તેજ રાજાનું પરમ કર્તવ્ય હોવું જોઇએ. પોતે સત્તારૂઢ થઈ કોઇનું બગાડવું વગેરે દુષ્ટ કાર્યો તો કરી શકાય પણ તેથી પરિણામે પોતાનુંજ અહિત થાય છે,

એ રાજાએ લક્ષ્યમાં રાખવું જોઇએ. માટેજ કહેવત છે કે મોટાઓનાં કામ પણ મોટાં, મોટા ઉપર જોખમદારી પણ મોટી અને મોટાઓ સ્વકર્તવ્યથી ચૂકે એટલે તેઓને માટે શિક્ષા પણ મોટી; આ આશયથી કર્દમ મનુ પ્રત્યે કહે છેઃ—

ત્રાસ આપતા દુષ્ટોને, સ્થાપો ધર્મ હારો ઠાર,
આળસ નથી લગાર. આખ્યા૦
જે કહેશો તે અમે ઉમંગે કરશું સદ્ય સ્વીકાર,
ઉચ્ચરો ન કરો વાર. આખ્યા૦

સંસ્કૃત કવિઓ સત્યજ કહે છે–'सतां सद्भिः संगः कथमपीह पुण्येन भवति। સજ્જનોનો સજ્જનોની સાથે સમાગમ કોઇક પુણ્યયોગેજ થાય છે.' કેમકે સજ્જનોના પરસ્પર સમાગમમાં સત્ય અને ધર્મયુક્તજ વાર્તાલાપ સદાય થાય છે; કર્દમ ઋષિનાં તે આદરયુક્ત પણ હૃદયનાં વચનો સાંભળીને—

પદ

'જગપતિ રાખે સદાએ ખુશી' એ રાગ

સ્વાયંભૂ બોલ્યા સાંભળો મુનિવર વાત;
નારદજીથી ખ્યાતિ સુણી સુતા ચાહે છે તમનેજ માત્ર. સ્વા૦

આ રીતે ભરતનાં પૂર્વકાળનાં માતાપિતા પુત્રીની પસંદગીને પણ ધ્યાનમાં લઈ કેવળ તે ઉપર પણ ભરોંસો નહિ રાખીને પોતે જાતે ખાતરી કરવા નીકળતાં ને તે વેળા પુત્રીને પણ સાથે રાખતાં. સ્વાયંભૂ મનુને બરાબર ખાતરી થઇ એટલે—

રૂપ ગુણ વય શીલ આદિથી જોડ બેઉની છે પાત્ર;
કૃપા કરી કરો કબૂલ માગણી, થાઓ સદર્પે જામાત્ર. સ્વા૦

મનુના તે વાક્યો સાંભળી તેમજ કન્યાને પણ નજરે જોઇને જમાઇ કર્દમ ઋષિને પણ ઠીક લાગ્યું; જેથી તુરતજ—

પદ

કલ્યાણ 'કહેજે તારા રાજાને' એ ઢાળ.

કરી શુચિ મુનિએ માગણી સ્વીકાર,
માગણી સ્વીકાર કરી વિના વાર;

ભૂષણોને દીપાવે એવી સુતા દેવાને ભાવે,
પિતા ઘેર ચાલી આવે;
ત્યાં ના કહેવી કોને ફાવે;
કરીશ સ્વીકાર વિધિ અનુસાર ધારી પ્યાર.

પ્રાચીન કાળના પવિત્ર ઋષિ-મુનિઓ, પોતાની વિષયવાસના તૃપ્ત કરવાને પરણતા ન હતા, પણ પોતાને પરણનારી કન્યાનું કલ્યાણ પોતાની સાથેજ થવાનું ભવિષ્ય જાણી લઈ તેના કલ્યાણ માટે, તેમજ તેથી થનારી ઉત્તમ પ્રજાનું પણ શ્રેય ઇચ્છી તે દ્વારા જગતનું પણ ભવિષ્યમાં કલ્યાણ થશે, એમ નિશ્ચય કરીનેજ ગૃહસંસારમાં જોડાતા; તે પ્રમાણે કર્દમ ઋષિએ પણ પરણ્યા પહેલાં સ્પષ્ટ શરત કરી કેઃ—

પુત્ર એક થશે ત્યાંસુધી મારી સંગે વસશે,
પછીથી સંન્યાસ લઈ દાસ.
આ વનમાં જશે, કહી ગયા ઇશ, શાસન શીષ,
એજ ધરીશ. કરી શુચિ૦

મુનિની એ શરત, સ્વાયંભૂ મનુએ પોતાની પત્નીને તથા પુત્રીને જણાવી; ને તેમાં તેઓ બન્નેની પણ સલાહ માગી. માતાએ તથા પુત્રીએ પણ ઘણીજ ખુશીથી તે શરત સ્વીકારી લીધી, કારણકે તેમનો ઉદ્દેશ પણ વિષયના કીડા બનવાનો ન હતો. ભારતની પૂર્વકાળની સન્નારીઓની ચિત્તવૃત્તિઓ કેવી ઉદાર ને ઉત્કૃષ્ટ હતી, તેનો આ એક નમુનો છે. સંસારમાં જોડાવાનો માત્ર ઉદ્દેશ તે આજ હોવો જોઇએ-'પોતાને હયો પીછાણી.' મનુ જેવા એક મહારાજાએ પોતાની પ્રિય રાજપુત્રીને કોઇ ધનવાન શ્રીમંતને ત્યાં ન પરણાવી, પણ ધર્મવાન મહર્ષિને દીધી, તેમાં તેમનો શો અભિપ્રાય હતો ? મારી પુત્રી આ લોકમાંજ કેવળ સુખી થાય ને પરલોકમાં મહાદુઃખી થાય, તે નજ બને. આવા ઉત્તમ વિચારને અમલમાં મૂકવા તેમજ પુત્રીના બંને લોક સુધરે ને તેણીના આત્માનું કલ્યાણ થાય એ વસ્તુને ઉદ્દેશીનેજ મહારાજા મનુએ કર્દમ ઋષિને પોતાની કન્યા ત્યાંજ

પરણાવી દીધી; તે પણ રજવાડી ઠાઠમાઠથી નહિ પણ—

સાખી

પરણ્યા પ્રીતે શાસ્ત્ર રીતે તુષ્ટ ચિત્તે રૂડી નાર;
માતા પિતા દુહિતાને શીખ દઈ જવા થયાં તૈયાર.
ભીંજી વેણી વહીલ આંસુએ, સતીની તેણીવાર;
ગયા પછી તે થયાં સુખી અહીં દંપતી સર્વ પ્રકાર.

કારણકે બંને ધર્માભિલાષી હતાં. 'સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો' એ વસ્તુ તેઓ બરાબર સમજતા હતાં. સ્ત્રી માટે પતિ એજ પરમ ગુરુ ને પતિ એજ સાચો પરમેશ્વર હોય છે, એમ માનીનેજ આર્યકન્યા પતિને વરતી જેથી ભવસમુદ્ર તરવામાં પોતે તૈયાર થઈ પતિને પણ તેમાં સહાયક થવું, એ શુભ આશય મનમાં રાખી એક પવિત્ર મહાસતીને ઘટે તેવું-વર્તન મનુ કન્યા દેવહૂતિએ આચરવા માંડયું. અન્યોન્ય અંગસંગની તો વાતજ શી ? ગર્ભધારણ યોગ્ય શરીર તથા મન પ્રથમ થવું જોઇએ, આ સુસંસ્કાર તે બંને દંપતીનો રૂઢ હતો, ને નિયમ પણ એજ છે કે ક્ષેત્ર બરાબર તૈયાર થાય ત્યારે યોગ સમયેજ બરાબર વિધિથી બીજની વાવણી કરવામાં આવે છે, અને એ રીતેજ જો બીજ વાવવામાં આવે તોજ સારો ને સુંદર પાક યથેષ્ટ મેળવી શકાય છે. આ નિયમ સ્ત્રી-પુરુષના સંબંધમાં પણ બરાબર લાગુ છે. જેથી તેવી પૂર્ણ યોગ્યતા મેળવવા માટે—

પદ

'પાંચાળી પ્રાણ આધાર' એ રાગ

ધન્ય ધન્ય દેવહૂતિ નાર, સતી શાણી;
સેવ્યા તપસી ભરથાર સતી શાણી. ટેક.

શી રીતે સેવ્યાં ?—

પતિમન પરખી જાનારી, તેમજ વર્તન કરનારી;
જિતેન્દ્રિય પ્રિય વદનારી, નિત શુચિ આચાર વિચાર. સતી૦
યમનિયમ પાળીને રહે છે, કંદ મૂળ પ્રસાદી લે છે;
દુર્બળ થઈ ગઈ દેહે છે, ઝગતું તેજ અપાર. સતી૦

શરીરને સૂકવી નાખીને તેમજ મનને સંયમનિષ્ઠ બના-

વીને સ્વસ્વરૂપનો વિકાસ થાય તે પ્રમાણે દેવહૂતિએ પતિ-સેવા કરવા માંડી, તે કોની પેઠે ? 'नित्यं पर्यचरत् प्रीत्या भवानीवभवं प्रभुम्'-જેમ પાર્વતી દેવી પ્રભુ શંકરની સેવા કરે છે તેજ પ્રમાણે તેણી પતિ-સેવા કરતી હતી. આ દૃષ્ટાંતથી પણ સિદ્ધ તો એજ થાય છે-'સાચો સ્વાર્થ સમજી.'

**એમ દિવસ સામટા ગાળ્યા, મન સમજ્યા મુનિ મસ વહાલા.**
**દુઃખ ખમતી દેખી દીન બાળા, રીઝયા કળી હૃદય વિચાર. સતી૦**

* બન્ને સ્ત્રી પુરુષે, સાથે રહી શ્રીવર ભગવાનની સેવા કરવા માંડી હતી ને પોતાની અમાપ શક્તિને બરાબર કેળવી હતી, જેથી સ્વસત્તા પ્રાપ્ત થઇ, પ્રાકૃત સર્વ પદાર્થો પર બંનેને સત્તા મળી; ને એ રીતે તે બન્ને સત્યકામ ને સત્ય સંકલ્પ થયાં. સ્ત્રી તો માત્ર પોતાના પતિને સેવતી હતી, પણ એ રીતે સ્વામીના શ્રમમાં સહાયક બનવાથી સ્વામીના ફળમાં તેને પણ સમાન હિસ્સો કેમ ન મળે ? બન્નેની મનુષ્ય ખોલ ઉતરી ગઇ, ને બન્નેને દિવ્ય દેહધારી તથા વિશ્વવિહારી થવા સમય આવી પહોંચ્યોઃ—

## ૫૬

'પ્રેમનો કોલ' એ રાગ

જણવ્યો ઝટપટ મુનિએ ચમત્કાર;
વધા જો સિદ્ધિ મુજ નાર,હરિ સેવાનું ફળ એ ધાર. જણ૦યો૦
વિમાન ઝળહળતું બન્યું, સ્તંભ કરે ઝળકાર;
બારી અગાશી છજાં ઝરૂખાં, સામાન વિવિધ પ્રકાર,
ભર્યા ભંડારો સારોદ્ધાર. જણ૦યો૦
પતિ આજ્ઞાથી પ્રીતિથી, ન્હાવા પેઠી નાર;
વાટ વણાઇ ગયેલી વેણી, તન પર મેલ અંબાર,
વસ્ત્ર મેલાં દેખાય અપાર. જણ૦યો૦

મહર્ષિ કર્દમે પોતાની પ્રિય પત્નીને પ્રસન્નતાપૂર્વક આજ્ઞા કરી કે, જલાશયમાં જઇને સ્નાન કરી આવો. પતિની એ આજ્ઞાને માન્ય કરી દેવી દેવહૂતિએ જલાશયમાં જેવો પ્રવેશ કર્યો કે તુરતજ તેનું શરીર બદલાઇ ગયું. જાણે કોઈ સ્વર્ગીય દેવાંગના હોય, તેવી તે જણાવા લાગી; અને તેને

પોતાને પણ જાણે પોતે સ્વર્ગમાં જઇ આવી હોય, તેમ જણાવા લાગ્યું; અનેક દાસીઓ ત્યાં પ્રકટ થઇને તેણીને વીંટળાઇ વળી; ને અદ્ભુત આભૂષણો ધારણ કરાવી પતિના મનને આકર્ષક થઇ પડે તેવી વિભૂષિત કરી. બીજી બાજુ પતિ પણ તેવાજ દિવ્ય દેહધારી બની ગયા. પછી તો પૂંછવુંજ શું ?

નવી જોડ વહુ વર તણી, કામ રતિ અવતાર;
વિમાનમાં બેસીને ચાલ્યાં, ફરવા ઇચ્છિત ઠાર,
સ્વર્ગ ગિરિ વને રમ્યાં સુપ્રકાર. જણ૦યો.
વિવિધ દેશ વન દાખવ્યાં, વિવિધ ભોગ સુખકાર;
વિવિધ રૂપ ધરી ભોગવાવતા, કર્દમ તપભંડાર,
સિદ્ધને ચહ્યું થતાં શી વાર. જણ૦યો૦

## ગીતિ છંદ

સુખે ત્યાં વીત્યાં બહુ વર્ષો, નવ પુત્રી થઇ માતસદૃશ મધુરી;
આશ અવર થઈ પૂરી, પુત્ર કાજ રહી માત્ર હજી અધુરી.

સતી દેવહૂતિએ જોયું કે, મારા પતિ તો હવે ધર્મ, અર્થ ને કામનો ઉપભોગ કરી મોક્ષ મેળવવાની તૈયારી કરે છે; જો કે ભોગ ભોગવવા કે ભોગવાવવા તેની પણ હદ તો હોવીજ જોઇએ, તોપણ સ્રીમાટે તો પતિ એજ આધાર ગણાય છે; એ પતિ જ્યારે સંન્યાસ લે ત્યારે સ્રીનો આધાર કોણ ? તેનું રક્ષણ કરનાર કોણ ? મારા પતિ ત્યાગી થશે પછી મારૂં શું થશે ? મારૂં રક્ષણ કરે તેવું કોઈ પણ નથી, આવા વિચારથી—

## પદ

'જીવ જતાં પણ જીવન' એ રાગ

બોલી સતી દેવહૂતિ, શરમથી ભૂ પગથી ખોતરતી;
રોકી આંસુ ધાર ઝરતી, કોકિલ કંઠથી કરગરતી.
સ્વામિ ! લેવા સંન્યાસ, થયા છો સજ્જ પ્રકાશ;
ચિત્ત સમજી, જેમ મરજી પણ અરજી છે,
હજી હયો ચાહે વરતી. બો૦
શોધે પુત્રીઓ પતિ, વાત એ અધરતી;

વિચરે વને, સુબોધ મને, આપશે અને,
તારશે કોણ કહું ડરતી. બોલી૦
કાઢયો વિષયે વખત, તો એ છે સાધુ સંગત;
ન વૃથા જવા, સપુત થવા, પ્રભુ વિનવ્યા,
આશા અધિક નથી કરતી. બોલી૦

મહાસતી દેવહૂતીનાં એ નમ્રતોભર્યાં વિજ્ઞપ્તિ વચનો સાંભળીને મહર્ષિ કર્દમે તેણીનું સમાધાન કરતાં કહ્યું:—

૫૬

'મોરી કર પકરત' એ રાગ

વધા મુનિવર પ્રિયા! ફિકર ન કર રે;
થોડા અવસરમાં કરુણાકર, ખુદ શ્રીવર,
આવશે તારેજ ઉદરરે. વધા૦
નિયમ ધર્મ તપદાન ભાવથી, ભજ સુખકર;
દુઃખહર નટવરરે. વધા૦
જ્ઞાન આપશે પાપ કાપશે, થાપશે નિજ પદ
કરીને અવરરે. વધા૦

આપણે જે કંઈ ભોગવી રહ્યા છીએ તે સર્વ તન, મન, ધન, જીવન જો શ્રીહરિના નિમિત્તે ઉપયોગી બને, શ્રીપ્રભુ પ્રીત્યર્થે પોતાના સર્વસ્વનું જો શ્રીપ્રભુસમર્પણ કરવામાં આવે તો એ વાત નિશ્ચય છે કે, જે કોઇ ચાહના કરવામાં આવે તે સફળ થાય છે; શ્રીહરિને પોતાના પુત્ર રૂપે પ્રકટવાની ચાહના કરવામાં આવે તો પણ તે પ્રકટે, એમાં સંદેહજ નથી. કેમકે 'ભક્તાધીન ભૂધરા.' ઉપરાંત આપણા પવિત્ર બનેલા આત્માની હરકોઇ કામના સત્ય થાય જ એવી યોગ્યતા આત્માની સાહજિક છે, માટેજ 'પોતાને લયો પીછાણી.' માત્ર આજ કમાણી પ્રતિદિન કર્યે જવી જોઇએ; એ કમાણી જો ખાઇને ખચોઇ ગઈ તો તો કોઇ પ્રશ્નજ રહેતો નથી; તેની તો સર્વ કામનાઓ નિષ્ફળજ નિવડે, એ પણ નિઃસંદેહ સમજવાનું છે; આવો ઉપદેશ મહર્ષિ કર્દમે પોતાની પત્નીને આપ્યો, ને સાથે એ પણ જણાવી દીધું કે, હવે વિષયોનું ચર્વિતચર્વણ કર્યા કરવું,

તે તો કેવળ અયોગ્ય છે; વિષયો પર વૈરાગ્યવાસના ક્રમશઃ તીવ્ર બનાવીને પ્રભુ પાસેજ પ્રાર્થના કરવી કે તું મારો રક્ષક બન. આવી પ્રાર્થના કરવાથી તેજ દયાળુ પ્રભુ તારી ભીડ ભાંગશે; કેમકે તે પ્રભુ ભીડભંજન કહેવાય છે. માટે પ્રતિ-ક્ષણ પ્રભુનું સ્મરણ તું કર્યા કર; આમ પત્નીને સન્માર્ગ દર્શાવીને મહાત્મા કર્દમે પોતે પણ પ્રભુનુંજ સેવન કરવાની ચાહના કરી. કારણકે, તે તો જાણતાજ હતા કે ધર્મ, અર્થ ને કામ એ તો હરકોઇ ચેતનને અધીનજ છે, માત્ર તેથી પણ વિરક્ત થઇ આ સંસારમાંથી છૂટી જવું તે તો જ્ઞાન-ભક્તિથીજ બની શકે તેવું છે અને તે પણ સર્વેશ્વર પરમાત્માનેજ ઉદ્દેશી હોવાં જોઇએ. એ રીતે અંતે 'સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો અનંત શાસ્ત્ર પ્રમાણી રે.' આપણાં શાસ્ત્રોમાં સર્વ પ્રકારનો ઉપદેશ વિસ્તારથી દર્શાવ્યો છે. જેને જેવો ઉપદેશ જોઇએ તેવો તેમાંથી મળી શકે છે; હર-કોઇ વર્ણાશ્રમ માટે સુયોગ્ય ઉપાયો તેમાં અત્યંત સ્પષ્ટ છે, છતાં અહીં તો—

દેવહૂતીએ પતિ વચન પર, પૂરતી શ્રદ્ધા આણી;
નિયમ ધર્મતપદાન ભાવ સહ, સેવ્યા શ્રીશારંગપાણિ.
યોગ્ય કાળમાં કર્દમદ્વારા, શ્રીવર કરુણા આણી;
આવ્યા સતીના ઉદરે તેવી, તેજે તે વરતાણા.

જો કે પરમાત્મા તો સર્વત્ર વ્યાપક છે-હરકોઇ સ્થળે બીરાજે છે તો પણ તે દેવહૂતીના ઉદરમાં 'जद्योऽग्निरिव दारुणि' જેમ કાષ્ઠમાં અગ્નિ પ્રકટ જણાય છે તેમ પ્રકટ જણાયા; અને તે પછી યોગ્ય સમયે જન્મ લઇ જ્યારે જગજાહેર પ્રકટ્યા ત્યારે તો તેમના મહાદિવ્ય તેજથી ત્રણે લોક પ્રકાશી ઉઠ્યા, ને તે દ્વારા સર્વત્ર સુવિદિત થઇ ચૂક્યાઃ—

પદ

'થયા છો રે' એ રાગ

પ્રકટ્યારે પ્રભુ સરસ્વતી તટ પર 'કપિલ' સ્વનામ ધરી;
'કપિલ' સ્વનામ ધરી, સિદ્ધક્ષેત્રને પવિત્ર કરી. પ્રકટ્યારે૦
દુંદુભિ ગગડયાં કુસુમ વરસ્યાં, દેવઋષિ ગુણગાય;

દિશા દીપી, મટી ભીતિ, વધી નિતિ વધી પ્રીતિ,
પિતુ-માત નીરખી નીરખી હરખિત ચિત્ત
દયા હરિની સ્મરી. પ્રકટ્યારે૦

સર્વ પ્રકારે સર્વોત્તમ પુત્ર જ્યારે જન્મે ત્યારે ત્યારે માતાપિતા તો શું, પણ સર્વત્ર આનંદ છવાઇ રહે છે, એતો 'एकश्चन्द्रस्तमो हन्ति। ચંદ્રમા એકજ રાત્રિના અંધકારનો નાશ કરી શકે છે.' તેજ પ્રમાણે હૃદયારૂઢ ઘોર અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરનારા એ કપિલ દેવ પ્રકટે ત્યારે પછી કહેવુંજ શુ ? બ્રહ્મદેવ સાથે સર્વ દેવમંડળ ત્યાં આવી પહોંચ્યુઃ—

भगवंतं परंब्रह्म सत्वेनांशेन शत्रुहन् ।
तत्त्वसंख्यानविज्ञप्त्यै जातं विद्वानजः स्वराट् ॥

ભગવાન વિદુર મૈત્રેયને ઉદ્દેશી કહે છેઃ–' હે શત્રુહંતા વિદુરજી ! ભગવાન પરબ્રહ્મ સત્ત્વગુણનો આશ્રય કરી તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપવા માટે અંશથી જન્મ્યા છે, એમ જાણી સ્વયંભૂ બ્રહ્મા ત્યાં આવી પહોંચ્યા.' એ રીતે કર્દમ મહર્ષિને ત્યાં પ્રભુ પધાર્યા; તેમના ગૃહસ્થાશ્રમનું ફળ સુપ્રસિદ્ધ થયું, ને ખુદ બ્રહ્મા પણ ત્યાં જો પધારે તો પછી બીજી બ્રહ્મસભા આવે, એમાં આશ્ચર્યંજ શું ? બ્રહ્માએ આવીને પ્રસન્નતાપૂર્વક કર્દમ ઋષિને કહ્યું કેઃ—

૫૬

'આ જીવનું' એ રાગ

પ્રિય કર્દમ તુજ આચારે, હું રીઝયો અતિશે;
આજ્ઞા મારી તેં પાળી પૂરી આ જગ વિષે. પ્રિય૦
તારી આ દીકરીઓથી વૃદ્ધિ વંશની થશે;
મારે કે આ ઋષિઓને જામાતૃ ઘટિત દીસે. પ્રિય૦

ખરેખર, પુત્રીઓને યોગ્ય શિક્ષણ આપી આર્યસન્નારીઓ થવાની યોગ્યતા તેઓમાં લાવવામાં આવે છે તો તેઓ માટે યોગ્ય પતિઓની કંઇ ખોટ નથી આવતી. એ તો પ્રભુની સહાય માગવામાં આવે તો ઘેર બેઠાં તેવા યોગ્ય પતિઓને તે પ્રભુજ મેળવી આપે છે. જુઓ, મહર્ષિ કર્દ-

મને ત્યાં 'यथाशीलं यथारुचि'–જેનો જેવો સ્વભાવ ને જેની જેવી પસંદગી તે પ્રમાણે જોડલાં જોડાઇ ગયાં. તે પછી વળી વિશેષમાં બ્રહ્માએ કહ્યું કે:—

પ્રકટયા પોતે પરમેશ્વર, તારા સુત નિમિષે,
તે તારૂં તમ સહુ ટાળી, લઈ જશે સ્વધામ વિષે. પ્રિય૦

મહાત્મા કર્દમે, પોતાની પુત્રીઓને કેવી આદર્શ સન્નારીની યોગ્યતાવાળી બનાવી હતી ? તે જો જોવું હોય તો તેમની પુત્રીઓ પૈકી માત્ર આ બે નામજ પૂરતાં થઈ પડશે–અત્રિ ઋષિએ સ્વીકારેલી મહાસતી અનસૂયા ને વસિષ્ઠ ઋષિએ પસંદ કરેલી મહાસતી અરુંધતી–આ બન્ને મહર્ષિ કર્દમની પ્રિય પુત્રીઓ હતી. અહા ! આવી ઉચ્ચ પુત્રીઓને કોઇ ઉચ્ચ સુપાત્રોને ભક્તિથી ને પ્રેમથી કન્યાદાનમાં અપાય ત્યાં કેવું ઉત્કૃષ્ટ કલ્યાણ એના દાતાઓનું થતું હશે, ને સાથે સાથે સમસ્ત જગતનુ પણ કેટલું શ્રેય નિત્ય જાગ્રત રહ્યા કરે, તે આપણાં પવિત્ર શાસ્ત્રોમાં ઘણુંજ સુપ્રસિદ્ધ છે; અને એના ફળરૂપે સાક્ષાત્ પરમેશ્વર એ પવિત્ર ગૃહે પ્રકટે તેમાં કયું આશ્ચર્ય જણાય છે ? ને તેનું પરિણામ પણ કેવું દિવ્ય ને અનુકરણીય આવે, તે પણ અહીં સ્પષ્ટ શબ્દોમાં જોઇ શકાય છે. ભગવાન કપિલ દેવે પ્રકટ થઇને તુરતજ પિતાને જણાવી દીધું કે:—

गच्छ कामं मयाऽऽपृष्टो मयि संन्यस्तकर्मणा ।
जित्वा सुदुर्जयं मृत्युममृतत्वाय मां भज ॥

'જાઓ, હવે તમારી ઇચ્છાનુસાર જવા માટે હું તમને અનુજ્ઞા આપું છું. તમે પોતાનાં સર્વ કર્મોને મારામાં અર્પી દેજો અને મહાદુર્જય મૃત્યુને જીતીને મોક્ષ માટે મારૂં ભજન કરજો.' પ્રભુની એ અનુજ્ઞા મળી કે તુરતજ મહર્ષિ કર્દમ ત્યાંથી ચાલી નીકળ્યા ને તપોવનમાં વાસ કરી કર્મોદ્વારા ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરીને શ્રીહરિભજનથી પ્રભુનો સાક્ષાત્કાર કર્યો, આ વિષે ત્યાંજ શ્રીમદ્ભાગવતમાં કહેવામાં આવ્યું છે. વનમાં વસી પ્રભુનું ધ્યાન કરી અંતે 'प्राप्ता भागवती गतिः–ભગવાનની ગતિ પ્રાપ્તિ કરી–ભગવદ્ધામમાં વાસ કર્યો. આ

માર્ગે ભગવત્પ્રાપ્તિ થઇ શકે છે, એમ સમજી 'પોતાને લ્યો પીછાણી રે હે બાઇ, ભાઇ.' એ પ્રમાણે ભાઇનું તો પરમ કલ્યાણ થઇ ગયું; હવે બાકી રહ્યાં બાઇ (દેવહૂતી). તેમણે પોતાના પુત્રને સાક્ષાત્ પરમેશ્વર જાણી લઇ સત્વર આજ માગી લીધું કેઃ—

प्रसंगमजरं पाशमात्मनः कवयो विदुः ।
स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् ॥

જ્ઞાનીઓ કહે છે કે, હરકોઇ વિષયનો કે હરકોઇ પદાર્થનો જે સંગ તેજ આત્માને દુર્ભેદ્ય પાશરૂપ થઇ પડે છે—સંગ એજ આત્માને બંધનકર્તા થઇ પડે છે, પણ તેજ સંગ સાચા સંતનો કરવામાં આવ્યો હોય તો મોક્ષનાં દ્વાર ઉઘડી જાય છે—સત્સંગ એજ મોક્ષપ્રાપ્તિનું અમોઘ સાધન છે; પણ તે સંત કે સાધુ કેવા હોવા જોઇએ ? આજ કાલ જ્યાં ત્યાં અડ્ડાઓ જમાવી બેઠેલા જે ધૂર્ત સાધુઓ જોવામાં આવે છે, તેવા સંત કે સાધુ અહીં દર્શાવ્યા નથી, એ સંબંધે પણ સ્પષ્ટ શબ્દોમાં સૂચના અપાઇ છે, તે જુઓ–'तितिक्षवः कारुणिकाः सुहृदः सर्वदेहिनाम्–તે સંત–સાધુઓ ક્ષમાશીલ હોય છે, આત્મકલ્યાણ માટે ઘણુંજ સહન કરનારા હોય છે, પ્રાણીમાત્ર પર દયાળુ હોય છે ને સર્વ પ્રાણીઓના મિત્ર હોય છે.' આવા સાધુ–સંત જો મળી આવે તો મોક્ષનાં દ્વાર ઉઘડી જાય, એમાં લવલેશ સંશય સંભવતોજ નથી. માતા દેવહૂતીને તો એવા સંતોના પણ શિરોમણિ પ્રત્યક્ષ મળ્યા હતા, ને તેમના સ્વમુખનાજ ઉપદેશ સાંભળવાનું તેમનું અહોભાગ્ય હતું, ત્યાં પછી પૂછવુંજ શું ? ભગવાન કપિલદેવ માતા દેવહૂતીને ઉપદેશે છેઃ—

### પદ

'રાણો છે ઘણારે' એ રાગ

સાંભળ માવડીરે, ભક્તિની યુક્તિ સમજાવું;
જ્ઞાની છે રૂડાંરે, તોપણ વિશેષ કાંઈ દર્શાવું. ટેક.
ઇન્દ્રિય–દેહથી કામ લેવું પણ તે હરિસેવા સારૂ;
હરિ કરાવે હરિને માટે, તજવું હું ને મ્હારૂં. સાંભળ૦
મારા ભક્તોને મનગમતી મારી અનેક લીલા;

(તે કહે ને સાંભળે. વળી—)
નીરખે મારાં અનેક રૂપો, એ પ્રિય ભક્તરસીલા. સાંભળ૦

તેમજ તે તે મારી લીલાનાં સ્થાનોમાં જઇ વસીને ત્યાં ત્યાં ઉત્સવો પર યાત્રા કરે અને—
વાતો એ રૂપોથી કરતા, નિરખે સેવે ભાવે;
(ત્યાં સુધી એ વાત વધી જાય)
એમાં મન એવું પેસે કે મુક્તિને વિસરાવે. સાંભળ૦
અષ્ટ સિદ્ધિ ને ચૌદ લોકસુખ, એથી ચાલ્યાં આવે;
મારા સમાન સુખી બને ને, કાળ ન તે પર ફાવે. સાંભળ૦

બસ, અંતે આજ ગતિ—પરમાત્માની સમાન તે શાશ્વત સુખ ભોગવનાર આપણે પણ થઈ શકીએ, પણ તે ક્યારે? 'પોતાને હયો પીછાણી રે બાઈ, ભાઇ.' ચાલુ આખ્યાનમાં ભાઇ તો પોતાને પીછાણી સદાના સુખી થયા, અને બાઇ પણ તેજ પ્રમાણે વર્ત્યાં, ને સત્સંગથી—પુત્રના પ્રતાપે—પ્રભાવે—

૫૬

'અમારા શિર પર રક્ષક રહો' એ રાગ

કપિલનો સુણીને શુભ ઉપદેશ;
દેવહૂતી સરસ્વતી તટ દુબળી, નિર્મળી,
જ્ઞાનથી પ્રેમથી પીગળી,
અચળ ભક્તિમાં વળી એ સુણીને શુભ ઉપદેશ—
મહેલ બાગો ભૂષણ વસ્ત્રોને તજી,
આશ્રમે વસી વેશ તપસીનો સજી;
સ્નાનથી ધ્યાનથી મંત્રથી સ્તોત્રથી હરીને ભજી;
એક મનથી મંડી દેવી, પ્રકટી ઉર પ્રભુ મૂર્તિ તેવી,
પામી પરમાનંદ સ્નેહી તજી ભૂ પર વિમળદેહી—
નદી પીગળી ગઈ એ, સુણીને શુભ ઉપદેશ.

પછી તો એ પવિત્ર માતાનો દેહ વિલીન થયો, ને તીર્થરૂપ તથા સ્મરણમાત્રથીજ લોકોનાં પાપોને દૂર કરનાર થઇને તેમનો નિર્મળ આત્મા પ્રભુના ધામમાં ચાલ્યો ગયો.

આ રીતે ભાઇ હો કે બાઈ; જે કોઇ એ માર્ગે પ્રભુભજન કરી સંસારસમુદ્રને જો તરવા ઇચ્છે તો અવશ્ય તરી જઈ શકે છે; જેવો જેનો અધિકાર ને રુચિ તે પ્રમાણે જેને

જે ગમે તે એકસ્વરૂપે શાસ્ત્રોમાં સર્વ કોઇ માટે માર્ગ ખુલ્લો છે, ને તે માર્ગે દોડી જવાને—

પોતાને લ્યો પીછાણી રે, હે ભાઈ બાઈ!
સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો, અનંત શાસ્ત્ર પ્રમાણી રે.

ભગવાન કપિલદેવે સેશ્વર સાંખ્ય શાસ્ત્રનો જે ઉપદેશ કર્યો છે, તેનો શો ઉદ્દેશ ? 'પોતાને લ્યો પીછાણી રે.' બસ, આજ તેનો ઉદ્દેશ છે. શ્રીમદ્ ભાગવતમાં કપિલદેવના ઉપદેશના જે અધ્યાયો છે, તેજ તે માટે પૂરતા છે. તે પર પૂર્ણ શ્રદ્ધા હોય અને તે સંભળાવનાર ઉપર પણ જો ભાવ હોય તો અવશ્ય પ્રભુપ્રાપ્તિ થતાં વાર ન લાગે. પ્રભુ તો દયાળુ છે તેને કરગરીને જો આપણે પ્રાર્થના કરીએ તો જરૂર તે સમર્થ શ્રીહરિજ આપણા માટે તેવો યોગ લાવી આપશે અને પછી તે પ્રમાણે જેઓ વર્તશે તેઓની સફળતામાં કોઈ પ્રકારનો સંશય છેજ નહિ. આ વસ્તુ આપણે જેમની પાસેથી જાણી છે તેઃ—

પદ

રાગ ભૈરવી. 'જઇને કહે' એ ઢાળ

ધન્ય કપીલ મુની દેવ દયાઘન; દેવ દયાઘન શ્રીમન જીવન.
સિદ્ધક્ષેત્ર (સિદ્ધપુર) કર્યું પ્રસિદ્ધ પ્રકટી,
પ્રેમે કર્યાં પિતુ માતને પાવન.
દેશ તમારો એજ અમારો, તારો,દરશી ગણી અનુ કરૂં નમન.
ધન્ય કપીલ મુની-દેવ દયાઘન.

આ સંસાર તે મોક્ષપ્રાપ્તિનું ખરૂં સાધન છે; માત્ર તે સંસારનો આરંભ કરતાં આવડવું જોઇએ, ને છેવટે તેને પૂર્ણ કેમ કરવો, તે પણ શીખવું જોઇએ; આ વસ્તુ શીખવનારા શાસ્ત્રો મોજુદ છે; અને આ એકજ દષ્ટાંત હરકોઇ બાઇ કે ભાઈ માટે પૂરતું છે; પણ જ્યાં દેહ તેજ 'હું' ને જે દેહનાં સંબંધી છે તેજ 'સાચાં ને મારાં' આવી ભયંકર ભૂલ થઇ રહી છે ત્યાં શું થઇ શકે ? છતાં તે ભૂલ સુધારવાને જો તૈયારી કરવા ઇચ્છા હોય તો પુનઃ સંભારી લ્યો પ્રથમનુંજ પદ. બાકી આ એક શ્લોક પણ યાદ રાખવા જેવો છેઃ—

प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनम् ।
तृतीये नार्जितो धर्मश्चतुर्थे किं करिष्यति ॥

જેણે પહેલી વયમાં વિદ્યા મેળવી નથી, બીજી વયમાં ધનની કમાણી કરી નથી ને ત્રીજી વયમાં ધર્મ સંપાદન કર્યો નથી, તે મનુષ્ય ચોથી વયમાં શું કરી શકશે? કંઈજ નહિ.

આ બધામાં ખાસ અગત્યનું શું?–'પોતાને હ્યો પીછાણીરે.' બસ, આજ. પણ તે પોતે કોણ? એ ખાસ ધ્યાનમાં લેવું જોઇએ. આ દેહ પોતે નથી, પણ તેમાં જે ચેતન–આત્મા છે તેજ પીછાણવા યોગ્ય છે; અને પછી તેનો સ્વાર્થ–દેહનો નહિ, તે–'સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો.' શું? આત્માની ખરચી; અને તે માટે 'અનંત શાસ્ત્ર પ્રમાણીરે' એ રીતે જો સત્ય સુખ મેળવવું હોય તો જેમ તેમ ગમે તેવું વર્તન મૂકીને—

પોતાને લ્યો પીછાણીરે, હે ભાઈ! ભાઈ!

**પદ**

'સજ્જન મુખડા બતલાજારે' એ રાગ

પિતા! સ્થિતિ આ શી મ્હારી રે;
કોટી અંડપતિનોજ પુત્ર તે રહ્યો ભીખારી રે. પિતા૦
ખરે તુંજ બાપ ભૂલ્યો છક આપ,
કબ્યો વિષય વિષે ખાધી ભૂલ થાપ;
સંતાપ ત્રિતાપતણો વળગ્યો વસમો દુઃખકારી રે. પિતા૦
જાતે પૂર્ણ છતાં કરૂં ભૂખ ભૂખ,
સુખરૂપ છતાં દેખું દુઃખ દુઃખ;
શુદ્ધરૂપ છતાં પડી આને કૂખ, પામ્યો બંધન ભારી રે. પિતા૦
બની જનનો દાસ ધરૂં ધનની આશ,
પશુ કીટ થકી એ પામું ત્રાસ;
કરૂં વાસ માંસ મળમય તનમાં વેઠું, વિવિધ લાચારી રે. પિતા૦
ક્યાં આ તન જન સામન સાધન,
ક્યાં તારૂં ભૂવન સેવન શ્રીમન;
બગડેલી બધી બાજી અનુની દે સાવ સુધારી રે. પિતા૦

॥ ॐ श्री कपिलाय नमः ॥



# શ્રી નરસિંહ મ્હેતા-આખ્યાન

## પૂર્વરંગ

[ શ્રી નરસિંહ મહેતાની હારમાળામાથી ]

### પદ

'હે દેવા' એ રાગ.

હે પ્યારા પરમેશ્વરને પરખી, પરમ પ્રેમે પડો પાદરે;
પરંપરા પડયો પ્રથા પાળે પંડિત પ્રમદા પેખ્યો,
પ્રિયતમ પ્રભુના પ્રસાદે. ટેક.

. આપણી પોતાની પિછાણ તો કંઇક કરી, પણ હવે પરમેશ્વરને પારખવાની ખાસ જરૂર છે, કેમકે તેમની ઓળખ સાથેજ આપણી પણ થઇ જશે. આપણે બાળપણામાં ભણી ગયા છીએ:—

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર.
કાળાં ગોરાં કોઈ પણ, ધનહીણાં ધનવાન;
કહો ન હલકાં કોઇને, સઘળાં એક સમાન.

માંટેજે અહીં સંબોધન વાપર્યું છે—'હે પ્યારાં' ને સૌને માટે ખાસ અવશ્ય કર્તવ્ય તે આજ છે—'પરમેશ્વરને પરખી.' આ વસ્તુ કોઇ એકજ દેશમાં કે એકજ વર્ણમાં કે અમુકજ કાળથી મનાઇ છે, એમ નથી.

'પરંપરા પડયો પ્રથા પાળે પંડિત પ્રમદા' અને અમે તો અનુભવથી—'પેખ્યો પ્રિયતમ પ્રભુના પ્રસાદે' માટેજ કહ્યું છે—'પરમ પ્રેમે.' તેથી તમારા પર પણ પ્રેમ છે, માટેજ કહ્યું છે—'હે પ્યારાં' સર્વના પર આવો પ્રેમ

હોવાનું કારણ પણ આ રહ્યુ:—

ગરબી

'મહાકોપ થયો છે.' એ રાગ

બધે બધાં મારા બાપજીનાં બાલુડાં જો;
બંધુ જાણ્યાં લાગે ન કેમ વ્હાલુડાં જો. બધે બધાં૦
ઉંચ નીચ જે જણાય તે તો અંગ છે જો;
દીસે સરવે સમાન થતાં ભંગ છે જો. બધે બધાં૦
નાનાં મોટાં શેનાં એકે નથી આજનાં જો;
અનાદિથી બાળક જગ રાજનાં જો. બધે બધાં૦
પોતાનું ન લાવ્યાં ના કોઈ લઇ જશે જો;
સહુ સરખાં એકલાં હતાં ને થશે જો. બધે બધાં૦
જાણી છૂક્યાં માલીકનોજ માલ છે જો;
ન્યાલ થઈશ અનુ રાખીશ જો ખ્યાલ એ જો. બધે બધાં૦

આવા અભિપ્રાયથીજ અહીં કહેવામાં આવ્યુ છેઃ—

હે પ્યારાં પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદરે.

આ જગતમાં જે જે જીવો છે તેમની ઈન્દ્રિયો તથા તેમનાં શરીરોજ માત્ર એ પરમેશ્વરનો માલ છે, એમ નથી, પણ—

ગરબી

'આવજો આવજો' એ રાગ.

માલ છે માલ છે માલ છે રે, મારા માલીકનો જ બધો માલ છે.
પરમેશ્વર પ્રતિપાલ છે; એ મારા માલીકનો જ બધો માલ છે.
કોટી અંડમાં આજ અંડ જુવો, એના જ ચૌદ માળ છે રે.
(ચૌદ લોક) મારા૦
ભૂમિમાં ને ઉપર અગણીત, એની જ નક્ષત્ર માલ છે રે. "
ભૂ ઉપર પણ બધા દેશમાં, એના જ સઘળા મ્હાલ છે રે. "
મ્હાલોમાં પણ ગામ શહેરમાં, એનાં જ ઘરને માળ છે રે. "
ઘરમાં પણ જે જે દેખો તે, એનો જ સઘળો માલ છે રે. "
એના વિણ સુર મુની નૃપ એના ? મૂળે તમામ નિર્માલ છે રે. "
જીવ માત્રની એના માલ પર, ચાલી રહી ધમાલ છે રે. "
એનું ગણે અનુ ન્યાલ થાય તે, અન્ય થાય પાયમાલ છે રે. "
માટે—હે પ્યારા પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદરે.

ભાઈઓ ! ઘણોજ વિચાર કરવા જેવી વાત છે. આ કંઈ ખાલી ટાયલાં નથી. એમ જો કોઇ માનતું હોય તો ભૂલ છે. આપણોજ અનુભવ આપણે સંભારવો જોઇએ. આપણો જે સાચો સ્વામી છે તેનું વિસ્મરણ કરવું તે શું યોગ્ય છે ? અને વૃથા ક્ષણિક ગર્વ ધારણ કરવો તે શું ઘટે છે ? યાદ રાખો કેઃ—

ગરબી

'કાઇ ચેટક' એ રાગ

અમારૂં છે કહીને છાતી ઠોકો, એજ ભૂલનો રહી જાશે ધોખો;
હાથ ને છાતી ઠોકો તે એ કોનાં? હુંપદને હવે રોકો રે.એ૦
આવેલું જાતું રહે કેમ પળમાં ? દે છે દીલાસા કાં લોકો રે.એ૦
મ્હારાં મ્હારાં કહી પાળીયાં તેમના, દગા દેખી ન શું ચોકો રે.એ૦
સાત સાંધો ત્યાં તેર તૂટે છે, ખેલ દીઠો શું અનોખો રે.એ૦
આવ્યા હતા ત્યારે લાવ્યા હતા શું ? જાતાં પડે કેમ પોકો રે.એ૦
કોઇનું કશું રહે નહીં પ્રલયે, પતિનો ફેંસલો ચોખો રે.એ૦

અરે ભાઈઓ !—

દોહરો

પૃથ્વી સહુ ડુબી જશે, સમુદ્ર જશે સુકાઈ;
રવિ શશીને અજ નહીં રહે, એમે કોણ ત્યાં ભાઈ !

માટેજ—'હે પ્યારા પરમેશ્વરને પરખી પ્રેમે મુડો પાદ રે.'

તમે એમ માનતા હશો કે, આમને શો ભય છે ? અમે તો સ્વતંત્ર છીએ વગેરે, પણ તમે તમારા જાતીય અનુભવથી વિચારી જુઓ કે તમે તમારા શરીરમાં છો ત્યાં સુધી પણ સ્વતંત્ર છો ? નહિજ. જુઓઃ—

રાગ માઢ

કેદી આ કેદ મોઝાર છે દુઃખ પારાવાર છે.
તન એજ કેદનું દ્વાર છે, દુઃખ પારાવાર છે. ટેક.
પ્રાતેજ કરવા સાફ ખાળો બારી બારણાં,
(પેટ આંખ મુખ)
મળ મૂત્ર સહ શરૂઆતથી માંડયો વ્યવહાર છે. દુઃખ૦

તે કેદમાં એટલે જેલરૂપી દેહમાંજ જેલર પણ હાજર છે. તે કેવો છે?

## ગરબી

'મહાકોપ' એ રાગ

મારો જેલર તો આકરો અપાર છે જો,
અનુભવ્યું એવું ખૂબ વારંવાર છે જો. ટેક.
કદી આગ જ લગાડી દે છે જેલને જો,
બુઝે કેમે ન સહેવી મુશ્કેલને જો. મારો૦
હાથ પગે આંખે અડચણો કદી કરે જો,
એના ચહ્યા વિના સંકટ ના નિસરે જો. મારો૦
કદી ખાવા પીવા બંધી કરે છેક છે જો,
યત્ન માત્ર વૃથા કરે એવો ટેક છે જો. મારો૦
જવા આવવા શું જોવાની બંધી કરે જો,
મળે મૂત્રે પાંચે દેહને ગંદી કરે જો. મારો૦
ઉર ભેળે સાપ વીછુને અડાડીને જો,
માથાં ફોડાવે ભૂલાવી કે લડાડીને જો. મારો૦
પાટા પીંડ ને ઓસડો કરી થાકતા જો,
ધાએ રૂઝાવે તો રૂઝે, નહીં તો પાકતા જો. મારો૦
કદી વનમાં સમુદ્રે રખડાવતા જો,
કદી વાત વેરી મેળવી અડાવતા જો. મારો૦
આપી દીધેલું એ પળમાં પડાવતા જો,
માથું ફોડે તેની પાસ ખેંચી લાવતા જો. મારો૦
સહુ સહે શું મુએ એ નથી છુટકો જો,
અનુ છુટવાનો સહેલો છે ટુચકો જો. મારો૦

આ ટુચકો તે પણ બીજો કોઇ નથી. તે એજ કે, 'હે પ્યારાં! પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદે રે.' અરે ભાઇ! એ પરમેશ્વરને પાદે તો ઘણાય પડે છે, પણ તે કોણ પરમેશ્વર? તે જાણીને તો કોઈકજ પાદે પડતા હશે. મુસલમાન તથા ખ્રિસ્તીઓનો તો એકજ પરમેશ્વર હોય છે, ત્યારે આપણા તો અનેક! અરે પણ કેટલા દેવ? 'એક મૂરખને એવી ટેવ પથ્થર તેટલા પૂજે દેવ.' એજ પ્રમાણે ખરેખર ચાલી રહ્યું છે. પણ તે પરમેશ્વર કોણ છે?

તે વિષે બરાબર નિર્ણય આ શ્રુતિ વાક્યજ કરી આપે છે– 'न तत्समश्चाभ्यधिकः कुतोऽन्यो '–એ મહાન પરમેશ્વરની સમાન પણ બીજો કોઇ નથી, તો તેમનાથી અધિક તો ક્યાંથીજ હોય ? તે તો એકજ–અદ્વિતીય છે. દેવોમાં તો વૈદ્યો, સેનાપતિ, ઇજનેર, ન્યાયાધીશ, ખજાનચી વગેરેની પણ જરૂર રહે છે, ને વળી તેઓ સર્વનો રાજા ઇન્દ્ર છે. એવા ઇન્દ્ર તો પરમેશ્વરે અનેકને બનાવી દીધા, ને બ્રહ્મા જે સર્વના ધાતા છે, તે પણ એ મહાન પરમેશ્વરના કોટિ બ્રહ્માંડોના મહારાજ્યમાં કોઈ એકજ બ્રહ્માંડરૂપી એકાદ ગામડાના એકાદ મુખી જેવા છે–એવા બ્રહ્માઓનો પણ શું હિસાબ ? માટેજ એ કરોડો બ્રહ્માંડોના એકજ અદ્વિતીય સ્વામી ' પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદે રે.' એ મહાન સ્વામીની આગળ તો—

## બરવો

'રાજા વાત કહું છુ' એ રાગ

નાના મોટા પણ તે કદી આખર સર્વ આંહીરે;
આખર સર્વ આંહીરે, આખા વિશ્વમાંહીરે. નાના૦
બ્રહ્માને પણ મળી એમનાં, સો વર્ષોની કેદ;
સખત મજુરી દિનભર કરવી, સ્મરણે રાખી વેદ. નાના૦
દેવોને વધુ મરી જન્મવું, ફાંસી વારંવાર;
સ્વર્ગ છોડવું નડવું લડવું, શીર અસુરો ભયકાર. નાના૦
ઉત્તરોત્તર નીચી યોનીમાં, કપરી કપરી કેદ;
ક્ષણ ક્ષણ ફાંસી ગર્ભ નર્કનાં, છે શું દારૂણ ખેદ ! નાના૦
દેહ કેદ ને ત્રિતાપ તેમાં, શ્રમેજ થાય નિભાવ;
મ્હોટા તેને બંધન મ્હોટાં, લ્યો જગતનો લ્હાવ. નાના૦
ઘણા પૂર્વના હોય ગુન્હા, આ ભવે વધારે આપ;
સ્ત્રી સુત ધનની કેદો કપરી, ઠરે દુઃખ ભરે પાપ. નાના૦
બદ્ધ જીવ, કેદી,ને બંધન, એજ બેડીનું નામ;
બેડી માત્ર પગે હાથેને, આ તો કપરૂં કામ. નાના૦
અનુપરતંત્રપણું અનુભવતા, સરવે દિન ને રાત;
છતાં છોડવા કાં ન જોડવા, જગતપતિને હાથ. નાના૦

માટેજ કહ્યુ છે કે ' હે પ્યારા ! પરમેશ્વરને પરખી

પ્રેમે પડો પાદેરે ' એ જગદીશ્વર પરમેશ્વર સદાકાળ પોતાના નિત્ય ધામમાં પ્રકટપણે બીરાજે છે; તેમના એ ધામનો માર્ગ ' અર્ચિરાદિ ' છે. ભગવાન શંકરાચાર્યે પણ પોતાની માતાને એજ માર્ગે એજ ધામમાં ગતિ આપી છે, જે 'શંકર-દિગ્વિજય ' નામના ગ્રંથમાં છેલ્લા વિભાગમાં વર્ણવેલ છે; ઉપરાંત તેજ ભગવાન શંકરાચાર્ય એમ સૂચવે છે કે, એ પરમધામમાં બીજો કોઇ વસતો નથી, પણ ભગવદ્ગીતાના આચાર્ય પરમદેવ શ્રીકૃષ્ણ ભગવાનજ તે ધામના અધિષ્ઠાતા અધિપતિ હોઇને ત્યાં બીરાજે છે-આમ સૂચન કરતાં તે જણાવે છે-' ध्येयं श्री पतिरूपमजस्रम् । લક્ષ્મીના પતિ ભગવાનનાજ સ્વરૂપનું નિત્ય ધ્યાન કર્યા કરવું.' આમ જણાવીને શ્રી શંકરાચાર્ય પરમાત્માના સાકાર સ્વરૂપનેજ ધ્યાન તથા નમન કરવા યોગ્ય દર્શાવે છે. તેજ લક્ષ્મીપતિ શ્રી હરિ ધ્યાન તથા નમનને યોગ્ય છે, માટેજ તે ' પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદેરે.' ભગવાન શંકરાચાર્યે એજ પરમેશ્વરને મૂર્તિમાન માની ચારે ધામમાં પોતાની ગાદી સ્થાપી અને ' सकृदपि यस्य मुरारेः समर्चा तस्य यमः किं कुरुते चर्चा । એકવાર પણ જેણે મુરારિ ભગવાનની પૂજા કરી હોય છે, તેની ચર્ચા પણ યમદેવ શું કરી શકે છે ? ' આમ કહી ભગવાન શંકરાચાર્ય મુરારિની મૂર્તિના એકજ વારના અર્ચનને યમદંડથી પણ મુક્ત કરવા સમર્થ સૂચવે છે. અરે ! કદાચ આ વિષમ કલિકાળમાં તે પરમેશ્વરનું જો એકવાર પણ પૂજન ન થઇ શકે અને માત્ર ' अंजलिः परमा मुद्रा क्षिप्रमेव प्रसादिनी । તે પરમેશ્વરને અંજલિ કરી હોય-માત્ર એક વાર પ્રણામજ કર્યો હોય તો પણ સત્વર તે પ્રભુ પ્રસન્ન થાય છે.' આમ તુરતજ કૃપા કરનારા તે કૃપાનિધાનને સદ્યઃ શ્રેયરૂપ માનીને બસ બીજું કંઇ પણ ન કરો. કિંતુ એ 'પરમેશ્વરને પરમ પ્રેમે પડો પાદે રે.' આ વિષય માટે અનેક વિવાદી લોકોએ વાદવિવાદ ચલાવીને ઘણીવાર તકરારો ઉઠાવી છે, પણ અંતે તે મિથ્યા ઠરી છે, એટલુંજ નહિ પણ પરિણામે તેઓ

દુઃખી થયા છે. આવા દૃષ્ટાંતો જો જોઈતાં હોય તો આ રહ્યાં:—

### કુંડલિયા

રાજા રાવણ મર ગયા, મર ગયા કુંભકર્ણ;
ઇન્દ્રજીત ભી ઉઠ ગયા, હિરણ્યાક્ષ હિરણ્ય.
હિરણ્યાક્ષ હિરણ્ય, બાણુ સરખા બોલાયા;
કઇ મીટ્ટી ભયે ભૂપ, નમ્યા નહીં સો પછતાયા.
કહે ગીરધર કવિરાજ, પ્રકટ દેખાહે પરખા;
માનવી સો કોન માત્ર, રહ્યા નહીં રાવણ સરખા.

માટેજ 'પરમ પ્રેમે પડો પાદે રે' આ વિષેની પરીક્ષા ખૂબજ અર્વાચીન કાળના ભક્તરાજ નરસિંહ મહેતાએ આપી છે, જેમાં તેઓ પાસ થયા છે, ને પરમેશ્વરને પ્રત્યક્ષ પામી શકયા છે, તે વસ્તુ ધ્યાનમાં આવે, માટે અહીં નરસિંહ મહેતાની હારમાળાનું આખ્યાન ઉતારવામાં આવે છે, જે વાંચીને સુજ્ઞજનો ધ્યાનમાં લેશે ને પરમેશ્વરના ભજન તરફ વળશે. એ દયાળુ દેવાધિદેવ સર્વને 'મંડલિક' જેવી મતિ ન આપો.

## શ્રી નરસિંહ મહેતા—આખ્યાન

નરસિંહ મહેતાજી પોતાની 'ડાયરીમાં' મીતિવાર લખી બતાવે છે કેઃ—

### પદ

ચૈતર સુદ સાતમ સોમવારે, નરસહીએ મન કીધો વિચાર;
જઇને કીધું ઉગ્ર સઘ તપ, રહી નિરંતર વનમોઝાર.
ગોપેશ્વરે પ્રકટ થઈ કીધું, જે માગે તે આપું તને;
મેં માગ્યું સ્વામી તમને વ્હાલું, કૃપા કરી તે આપો મને.
ભોળાનાથે પ્રસન્ન થઇને, તત્ક્ષણ મૂકયો મસ્તક હાથ;
સોળ સહસ્રની સાથે રમતા, રાસ દેખાડયો વૈકુંઠનાથ.
શ્રી ભૃખુભાનસુતા નંદનંદન, સખી સમાણી સરવે સાથ;
પરમદયાળ કૃપાવર સુંદર, દીપ ધરાવ્યો મારે હાથ.
હીત જાણીને મારે માટે, મહાદેવજી બોલ્યા તે વાર;
નરસહીયા તું લીલા ગાજે, જે કીધી કૃષ્ણ અવતાર,

એ પ્રમાણે શાસ્ત્રીય અનુષ્ઠાનથી ઉત્તમ સ્થળે પોતાના ઇષ્ટદેવને આરાધી તેમને પ્રસન્ન કરીને પ્રત્યક્ષ દર્શન મેળવી નરસિંહ મહેતાએ પોતાના ઇષ્ટદેવ (ગોપનાથ મહાદેવ)ને પણ જે, વસ્તુ ઇષ્ટ હતી તે વસ્તુ પસંદ કરી હતી, જે અહીં યાદ દેવડાવીએ છીએ—'પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદે રે.'

ભક્તરાજ નરસિંહ મહેતાજીએ પરમેશ્વરને માત્ર શ્રીકૃષ્ણ નટવરજ નહોતા જાણતા, પણ સાક્ષાત્ પરિપૂર્ણ પરબ્રહ્મ જાણતા હતા, ને તે પણ મૂર્તિમાન—પ્રત્યક્ષ સ્વરૂપેજ—સાકારસ્વરૂપેજ. તે વિષે પોતાની હારમાળામાં તેઓશ્રી લખે છેઃ—

બ્રહ્મા ઇન્દ્ર હુતાશન નારદ દેવ ગયા સહુ હારી,
પૂરણબ્રહ્મ છબીલો મ્હારો જેણે ગોકુળમાં ગૌચારી. (આગળ)
જેણે કંસનું કુળ નિકંદન કીધું છેદ્યાં રાવણનાં શીશ; (તેમજ)
રાજ્ય વિભીષણ ઊગ્રસેનને દીધું એ આદિ અંત જગદીશ.

આ પ્રમાણે—

પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદે રે.

શ્રી નરસિંહ મહેતાને માત્ર એકજ વાર તે સર્વેશ્વર મહાન પરમેશ્વરનાં રાસલીલામાં પ્રત્યક્ષ દર્શન થયાં હતાં, એમ ન હતું પણ તે વિષે તેઓજ પોતે બીજે સ્થળે લખે છેઃ—

એક સમય મહેતા મોસાલે, આવ્યા મંદિર સાર,
સુર સેના સખી સાથે કરતા કીર્તન રાગ અપાર;
નિત્ય હરિ મંદિરમાં બેસે નહીં કલીનો વ્યાપાર,
પ્રસન્ન થઈ વૈશ્નવને કંઠે છબીલોજી આરોપે હાર.

આમ સખીઓ ને સખા—બાઇ—ભાઇની વૈષ્ણવ સ્વજનમંડળીમાં સ્વયં સાક્ષાત્ પરમેશ્વર પ્રકટ થઈને પોતે જાતે સર્વને પોતાની પ્રસાદી પુષ્પહાર આપ્યા કરતા હતા, પણ તે વાત સુપ્રસિદ્ધ નહોતી. જગતનાં મનુષ્યો ચર્મચક્ષુવાળાં છે; તેથી એ વાત પ્રત્યક્ષ જોઈ શકતાં ન હતાં. પ્રભુએ પોતેજ આ વાતને જગજાહેર કરવા તેમજ સર્વના સંદેહ દૂર કરવા એક યુક્તિ કરી; જ્યારે દુષ્ટ દુર્જનોએ હલ્લો

કર્યો ને વાતને વિપરીત સ્વરૂપમાં ઉથલાવી પાડીને ભક્તરાજ નરસિંહ મહેતા પર આવા દોષારોપ મૂકવા માંડયાઃ–

## રાગ ભૈરવી

'આજ રંગમાં રસીલી' એ રાગ.

સારૂં કરે શું મહેતો સારૂં કરે,
નિંદે નઠારા નઠારૂં કરે. (સારૂં શું?)
હાટકેશ્વર કુલદેવ તજીને, સેવન કૃષ્ણનું પ્યારૂં કરે. નિં૦
ભસ્મ અને રૂદ્રાક્ષ છાંડ્યાં, તુલસી ધરે ટીલું ન્યારૂં કરે. નિં૦
રૂદી ચંડી તજી પાખંડી, ગામ બધું નાચનારૂં કરે. નિં૦
રાંડો સંગે રાતે રમે છે. શૃંગાર ગાઇ મન ધાર્યું કરે. નિં૦
ભાંડ કુભાંડ ઠગ્યાં ભોળાંને, પુરૂં પેટનું પરભારૂં કરે. નિં૦

આ રીતે દુર્જનો નરસિંહ મહેતાને નિંદતા હતાં, તેનું કારણ એ હતું કે, જે ભોળાં અજ્ઞાની લોકોને જોગી–જતી–બાવા–સંન્યાસીઓ, ધંતર–મંતર વગેરે ઢોંગ–ધંતૂરા કરી ઠગી જતા હતા તેઓને આ ઉપદેશ આપવો ચાલુજ રાખ્યો હતો કે 'હે પ્યારાં પરમેશ્વરને પરખો.' મહેતાજીના આ ઉપદેશની અસર ઘણી સુંદર થઇ હતી, ને તેથી જે ધૂર્ત લોકોના ઠગ–વ્યાપારને હાનિ પહોંચી હતી તે ધૂર્ત–લૂટારૂઓએ, મહેતાજીના એ ઉપદેશને નહિ સહીને તેમની વિરુદ્ધ ગંદું પ્રચાર કાર્ય આરંભી દીધું હતું. એવા લુચ્ચા બાવા–સંન્યાસીઓ શું ઓછા ખટપટી હોય છે? તેઓએ એક કિસ્સો કર્યોઃ—

## ભુજંગી છંદ

ભુંડા બ્રહ્મચારી ઠગારા સંન્યાસી,
મળ્યા મંત્રી ને તંત્રીઓ એ તામસી;
ચડી રાયને રીસ મહેતાજી સાથે,
'ચહ્યું કાપવા શીશ ખાંડે સ્વહાથે;

આખીય તે દુર્જનોની સભા રાજસમક્ષ એકઠી મળી. મંત્રીઓ પણ તેમાં મળી જઈ સર્વ કોઇએ એકજ સુર કાઢયો કે, 'આ મહેતો આખું ગામ બોળે છે.' આમ ઢોંગી તરીકે સભામાં મહેતાજીને જાહેર કરવામાં આવ્યા, ને

રાજાના મન પર એવી ખરાબ છાપ પાડી દીધી કે જેથી ખુદ રાજા પોતે મહેતાજીને મારી નાખવાના નિશ્ચય પર આવ્યો; ત્યારે—

ગઝલ

કહે મંત્રીઓ એમ શાને કરો, ઠરાવો જૂઠો યુક્તિ ધ્યાને ધરો;
બધી મંડળી આપણે નોંતરો, પછી બોલી મહેતા થકી એ કરો.

મહેતાજીનો તો એ નિયમ હતો કે જે કોઈ કીર્તન માટે નિમંત્રણ આપે તેને ત્યાં અવશ્ય જવુંજ. ઢેઢવાડે પણ તેમણે કીર્તન ગાયાં છે અને તેથી જ્યારે તેમની જ્ઞાતિએ તેમને જ્ઞાતિબહાર મૂકયા ત્યારેજ આખી જ્ઞાતિને તે ભક્તરાજનું સત્ય માહાત્મ્ય સમજાયું હતું; પણ રાજસભાને હજી તેમનું માહાત્મ્ય જાણવું બાકી હતું. કેમકે પરમેશ્વરના સત્ય સ્વરૂપને તે વેળાની એ રાજસભા માનતી ન હતી; તેથી ઠરાવ પસાર કર્યો કેઃ—

હરિ હાર આપે સહુની વચ્ચે, પ્રભાતે જતો જીવતો તે બચે;
નહીતો જુઠો-ઢોંગી નક્કી ઠરે, પછીથી ન કેમે કર્યો ઉગરે.
ઉગે સૂર્ય કે શીશ ખાંડે ઉડે, જશે જીવ એનોજ એનાં કુડે;
બચે જો મુકે ઢોંગ-માથું મુંડે, નહીં એથી બીજાં બીચારાં બુડે.
નહીં હાર એને કોઈ બાપ દે ! મરે નાગરો શું પક્ષ આપ છે;
કર્યો વાંક કષ્ટે કણુલી જશે, ફરી નાચવું ગાવું ભૂલી જશે.

લાવણી લંગડી

રાજા રીઝયો જબર જુક્તીથી કહેણ કહાવ્યું મ્હેતાને,
રાતે કીર્તન મંદિરે, કરાવવા કેરે બ્હાને;
સખીઓ સંગે પરમ ઉમંગે મહેતા આવ્યા સભા વિષે,
ત્યાં સંન્યાસી ભરાયા દીઠા કુભાંડીજન અતિશે.

એ બધી દુર્જનોની સભાને ત્યાં એકઠી મળેલી જોઇને મહેતાજી તથા તેમની મંડળી સમજી શકયાં કે, આજનું આ નિમંત્રણ કારસું છે. અંદર જેવા મહેતાજી દાખલ થયા કે તુરતજ તેમની મંડળીને ત્યાં કેદ કરવામાં આવી; આસપાસ મજબૂત ચોકી પહેરો ગોઠવાઇ ગયો, ને પછી—

બાર બંધ કરી ભોગલ ભીડી મહેતા સાથે છે સંગી;

પણ સમજાવ્યું પછી પાપી ભૂપે ઉપરથી ઉમંગી.

શ્રીહરિને પ્રત્યક્ષ કરી આપવાની તે લોકોની માગણી હતી; પણ પ્રભુ જે પ્રકટ થતા હતા તે તો કેવળ પોતાની કૃપાથી પોતાની મેળેજ પ્રકટ થતા હતા, નરસિંહ મહેતાની ઇચ્છાથી પ્રકટ થતા ન હતા; એટલે કે પ્રભુને પ્રકટ કરી આપવા તે મહેતાજીના સ્વાધીનની વાત ન હતી, તેથી—

સમજ્યા સર્વે સંકટ સાત્ત્વિક, પ્રભુ કોઈના દાસ નથી;
રાજા છોડે પ્રાતમાં જીવતા એવી આશ નથી.

તો આ વખતે તો મહેતાજી પોતાની મમત છોડે તોજ ઠીક, પણ તેટલેથીયે કંઇ વળે તેમ ન હતું. કેમકે મહેતાજી પાસે એ શરત મૂકાઇ હતી કે, આજે જો શ્રીહરિ પ્રત્યક્ષ પ્રકટ ન થાય તો મહેતાજીએ તેમની મંડળીની સાથે સદાને માટે હરિકીર્તન છોડી દેવાં ને માથું બોડાવીને સંન્યાસીના ચેલા થઇ જવું. આવી શરતથી તેવા ઢોંગીઓમાં ભળવું તેના કરતાં તો કંઇક બને તેવું કરવું તેજ ઠીક છે ને? પણ કરવું શું?

સીતાજીના મહિનાનો રાગ.

સ્વામી તો છે સ્વતંત્ર સુરેશ, મહેતા ફસાઇ ગયા;
સંગે સખીઓને સુતા સુવેશ, રાત્ર કસાઈ થયા.

બિચારા ભોળા મહેતાજી ભજનાનંદ લૂટવાને સૌ કોઇ પ્રેમી ભક્તજનને સાથે લાવ્યા હતા; પણ અહીં તો બાજી કોઈ જુદીજ ગોઠવાઇ હતી, બધાયના પૂરા ભોગ મળે તેમ હતું. પરીક્ષકોની કમીટી જબરદસ્ત એકઠી મળી હતી. તેમાં કોઈ યોગી, મંત્રવાદી, વેદાંતી ને ભ્રાંતિ હતા, ને તેઓ સર્વમાં મુખ્ય તરીકે એક કહેવાતો રામભક્ત હતો; આ પરીક્ષકોની પરીક્ષા પાસ કરવી ખરેખર વિષમ જણાઈ—

સોળ સંન્યાસી તે પર ભીમ ભક્તનું બ્હાનું ધરે;
હરિ વીણ નથી મહેતાનું કોઇ એ તે કેમ ઉગરે.

સંન્યાસી થવું, એ તો કોઇ કાળે બને તેમ ન હતું; ને પ્રભુ પ્રકટે તે માટે કંઈ નિશ્ચય ન હતો; મૂળમાં જો

કે ઢોંગ ન હતો, પણ જે વસ્તુ ઇશ્વરનીજ ઇચ્છાથી બનતી હતી તે માટે નિશ્ચય કેમ કહી શકાય? ખરેખર આજે તો મરવાનોજ દિવસ આવી પહોંચ્યો હતો. અસ્તુ જેવું ભાવી.

આશ રાખી ઉરે અવિનાશીની ને મળી મંડળી;
ઝાલી તાલ મૃદંગ ને ઝાંઝ, ગાવા લાગ્યા સહુ મળી.
હાંસી કરતા હાજીડાઓ સર્વ, મૂરખ આ શું ગાય છે?
ક્યાંનો દેવ! ક્યાંનો હાર! શી વાત! મૃત્યુ શીઘ્ર ન્હાય છે.
સખીઓને ઉરે છે ઉચ્ચાટ, સુતાને સૌથી વધુ;
મહેતા ફુલ્યા હરિરસ માંહી, ભૂલ્યા આ સંકટ બધું.
રંગીલા રસીયાજીનું નામ, લેતાં પ્રેમ ઉભર્યો;
(અરે! નશો ચઢયો.)
ખુલ્લે ખાંડે ગાયો શૃંગાર, મહેતાએ તો શરૂ કર્યો.
(રસ ઉભયો ને વહ્યો.)
હાવ ભાવ કરાઈ જવાય, સખી એ સંગે ભળી;
જોઈ મોહી રહી ક્ષણવાર, અભાગીની મંડળી.

હરિરસ એવો તો જામ્યો ને એવો છલકાવા લાગ્યો. કે ક્ષણ વાર તો સૌ કોઈ સ્તબ્ધજ બની ગયાં; પણ તેથી શું? 'ભેંસ આગળ ભાગવત' વંચાય તેનું પરિણામ શું? ધૂર્ત મંડળીનો અગ્રેસર ને ઢોંગી ભક્તોનો મુખી હુઇ ભીમ ભક્ત તાડુકી ઉઠયો. તેણે સર્વને અટકાવી ફટકાર્યો કે, બસ કરો; જોયા તમારા ઢોંગ! મહેતાજી! તમારા કુળધર્મને માન આપવા ઝટ તૈયાર થઇ જાઓ. શિવનુંજ માત્ર સ્મરણ કરો, ને ભજન પણ તેમનુંજ કરો; નહિ તો આજે તમારૂં કંઇ પણ નહિ ચાલે. મહેતાજીએ ઉત્તર આપ્યો–અલ્યા ભાઇ! મારે માનવું કોનું? તારૂં માનવું કે ખુદ શંકર ભગવાનનું? એમ કહી તેમણે પોતાની સત્ય કથા કહી સંભળાવી; ગોપનાથ મહાદેવે જે આજ્ઞા કરી હતી તે જણાવી દીધીઃ—

### ૫૬

'પાચાળી પ્રાણાધાર' એ રાગ

ઉચર્યા નરસિંહ સુજ્ઞાત ભીમભાઈ;
જાણે શું રસની વાત, સુજ્ઞાત ભીમભાઈ. ટેક.

ભાભીએ મ્હેણું માર્યું, વ્રત શિવનું તવ દૃઢ ધાર્યું;
હેવે ઝટ કાર્ય સુધાર્યું, ખુદ ભેટ્યા ભોળાનાથ. ભીમ૦

આજ કાલનાં નાસ્તિક લોકો એ વાતને પણ ગપ માનશે; પણ તે સ્થાને હાલ તે સુપ્રસિદ્ધ છે. આ ઐતિહાસિક વાત છે, બીલકુલ ગપ નથી. વળી મહેતાજીએ કહ્યું:—

લઈ ગયા રાસમાં સાથે, દેખાડી દિવ્ય મજા તે;
ગાવા કહ્યું છે દિન રાતે, કરૂં છું તેમજ ભલી ભાતે. ભીમ૦

આ રીતે શ્રીશંકર ભગવાનનું કહેલું મારે કરવું કે તમારૂં ? મારા અનુભવથી જે સિદ્ધ થયુ છે તેજ હું આજ દિવસ સુધી કરી રહ્યો છું. આમાં જે ખુબી ને રસની છોળો છે, તેની મજા તમને શું હોઈ શકે ? ખરેખર, કહેવત સત્ય છે–' ગદ્ધેકો જાફરાન ' આ ભજનરસને વાસ્તવિક રીતે કોણ જાણે છે ?

શુક શંકર એ રસ જાણે, શ્રુતિ ગોપી થઈ સુખ માણે;
બ્રહ્માદિક ભાગ્ય વખાણે, તે મજા આવી મુજ હાથ. ભીમ૦

મહેતાજીના મુખનાન્તે ચેળાના આ શબ્દો જુઓ:—

એ રસનો સ્વાદ શંકર જાણે કે જાણે શુકયોગી રે;
એ તો બન્ને ત્યાગી હતા, તેથી કદાચ જાણે, પણ—
કંઇક જાણે વ્રજની નારી, જાણે નરસઇઓ ભોગી રે.

ખરેખર, એમાં કોઇ પ્રકારનો સંદેહજ નથી કે, એ ઇશ્વરી તત્ત્વનો સ્વાદ હરકોઇ મનુષ્ય જો મેળવવા ધારે તો મેળવી શકે છે. એ બ્રહ્માનંદનો કોઇએ ઇજારો લીધો નથી, એ તો જે કોઈ ' પરમેશ્વરને પરખી ' એ ઉપાયનો આદર કરે તેને મળી શકે છે. પછી જ્યારે એ વસ્તુનો ખુદ સાક્ષાત્કાર થાય છે ને એ મહારસમાં જ્યારે નિમગ્ન બની જવાય છે ત્યારે કેવી મસ્તી ચઢે છે, ને કેવી બેપરવાઇ આવી જાય છે ? તે આ મહેતાજીના શબ્દોમાં જુઓ:—

જીવ સાથ જડીએ પ્રીતિ, તન પડવાની શી ભીતિ;
છે પ્રિયતમ તણી પ્રતીતિ, થઇ ગયેલ છઉં સનાથ. ભીમ૦

એ નિત્યાનંદ પ્રાપ્ત થયા પછી તો:—

અહીં રહેવું રહેવું વૈકુંઠે ફેર કશો ન જણાય રે;
મરવાથી એપરવા અંતુ તમારેજ થઈ જાય.

પણ આવા પ્રકારની એકાંત ભક્તિ હોય તોજ ઉપર દર્શાવેલી સ્થિતિ પ્રાપ્ત થાય છે અને તે માટે ઉપાય-' પરમેશ્વરને પરખી પરમ પ્રેમે' એજ છે. નરસિંહ મહેતાના ઉપરના કથનને ત્યાં મળેલા એ દુર્જન મંડળમાંથી એક સંન્યાસીએ તો કેવળ ગપ્પુજ માન્યું, જેથી તે બાવાજી બોલી ઉઠયાઃ-

'હારમાળામાંથી'

નરસિંહાશ્રમ કહે સંન્યાસી, બાવન ખટમાસ મેં કીધા કાશી;
આત્મવિદ્યાનો છું અભ્યાસી, તોએ મને ન મળ્યા અવિનાશી.

તો, અલ્યા એ નરસઇઆ ! તને અહીં બેઠાં, એક જૂના શિવમંદિરમાં, વિના પ્રયાસે, શંકરનાં દર્શન થઇ ગયાં ? વાહ, તું તો ખરો ગપ્પીદાસ જણાય છે ! ! અરે ! જો તો ખરો ! મેં કેવો પરિશ્રમ સહ્યો છે ?—

બહોંતેર ખટમાસ પ્રયાગમાં રહ્યો, મુજથી કશું અજાણ્યું નથી;
સવાસો વર્ષ રહ્યો મથુરાં, ગોવિંદનું મુખ માણ્યું નથી.

આમ અનેક ઘોર સંકટો વેઠવા છતાં અમારા જેવા ત્યાગીને આટઆટલા પરિશ્રમે પણ પ્રભુપ્રાપ્તિ થઇ નથી, ત્યાં તારા જેવા રઝળેલને આમ એકદમ પરિશ્રમ વિનાજ પ્રભુ મળી જાય, તે તો માની શકાય તેવું નથી. તે સાંભળી નરસિંહ મહેતાએ ગાવા માંડયું કે —

ગરબી

' મીઠડા ગોરસ લ્યો ' એ રાગ

કહે નરસિંહ મહેતા રે, વ્હાલો હાર દેશે હાર દેશે.
તમે જોતા રહેશો વેરાગી રે, વ્હાલો હાર દેશે હાર દેશે. ટેક.
હતી છાની પ્રીતિ કરે ચાવી,
લેશે અમને એજ બચાવી રે. વ્હાલો૦
નથી મળવો રહ્યો હજી સ્વામી,
છે પ્રીતિ અમારી લઇ જામી રે. વ્હાલો૦
તમો પાપીનો પડદો કરવા,
મારા વ્હાલા રહે છે હજી નરવા રે. વ્હાલો૦

તે સાંભળી વળી બીજા કોઈ વિશેષ ત્યાગીપણાના મદવાળા બાવાજી બોલી ઉઠયાઃ—

પદ

રાગ સોરઠ

મહેતા હાર તને નહીં જડશે, હેઠે વિપતિ વસમી પડશે રે. મ૦
પાઘડી બાંધો ખૂણા કાઢી, ઝીણા જામા પટકા;
સ્ત્રી સામું જોઈ આંખ ચલાવો, કરી હાથના લટકા. મહેતા૦
નાગરડા તે ભોળાં ભોળવ્યાં, દંભ વિપથી વિકારી;
હાર મગાવ વાર થાએ કેમ! કયાં છે દેવ મુરારિ. મહેતા૦

રાગ સોરઠ–ઉત્તર

ભોગી રે ભોગી અલ્યા અમે ભોગી રે ભોગી.
જેનાં પૂર્વનાં પાપ હોય તે થાય જન્મના જોગી. ટેક.
જટા ધરે જગદીશ મળે તો, વડવાઈ વૈકુંઠે ચાલે;
દંડ ધારે દીનાનાથ મળે તો,આંધળાં લકુટીઓ ઝાલે. અલ્યા૦
ભસ્મ ચોળે ભગવાન મળે તો, ખર છાર માંહે લોટે;
દંડવત કરે દીનાનાથ મળે તો, સર્પ ભૂમિને ભેટે. અલ્યા૦

કોઈ વળી વેદાંતમાં નિપુણ હતા તે બોલ્યાઃ—

પદ

ગોવિંદ આશ્રમ કહે સંન્યાસી, અમે પ્રીછી પ્રીત તમારી રે;
મહા વાકય ઉપદેશ વિના, તને ન મળે દેવ મુરારી રે.
માળા મુકી થા સંન્યાસી હું આપું ૐકારરે;
જ્ઞાન વિનાનું નાચે ગાયે, નહીં મળે તને હાર રે.

મહેતા કહેઃ—

નારી મરે કે ખાવા ટળે તમે ત્યારે ભગવાં પહેરો રે;
પ્રેમભક્તિ વૈરાગ્ય વિના, કું કાવ્યો કાન શું બ્હેરો રે.
એવા ૐકારનું કરો અથાણું,મુજ સંગ વૃંદાવન ચાલોરે;
કહે નરસહી દંડ કમંડળ મુકી, પુંઠે તાલ વગાડો રે.

એક ઠરેલ બોલ્યોઃ—

મનની રાખોરે મહેતા માળા મનની રાખો રે;
અનહદ તાલ વગાડો, સોહંબ્રહ્મ એ ભાખો રે.
આત્મવિચાર વિના અર્થ સરે નહીં, દુર્લભ મળવો રામ;

વિશ્વેશ્વરાશ્રમ કહે નરસહી, નાચ્યા કુદ્યાનું શું કામ?

મહેતાજીએ કહ્યું:—

ગરબી

અલ્યા વૈષ્ણવપણાનો છે સ્વાદ, સંન્યાસી છે મુંઘા રે;
મનમાં લેત હરિનું નામ, જો હોત હું મુંગા રે.
અમે વ્હાલા હરિના જન, પ્રકટ ગુણ ગાઈએ રે;
પ્રેમે પીજે હરિ રસ પાન, અવરને પાઇએ રે.
ભાઈ ચોરીનો નથી ધર્મ, તે ખુણે ભજીએ રે;
અમે નાચીએ કરીએ ગાન, નિદ્રાને તજીએ રે.
લટકાળો છબીલો નાથ, રંગભર રમીએ રે;
નરસહી કહે અવર તમામને તૃણવત ગણીએ રે.

વળી એક બોલ્યા:—

ભેરવી

મુકો લીધી વાત, મહેતા મુકો લીધી વાત;
હમણાં થાશે પ્રભાત, મહેતા મુકો લીધી વાત. ટેક.
નૃત્ય કરીને ચરણો થાકયા, તાલ વગાડી હાથ;
ગુણ ગાઇને સ્વર કર્યો ધાડો, ન આવ્યો ગોકુળ નાથ. મહેતા૦
સહુ સોરઠને આજ્ઞા આપો, ધારો કરમાં દંડ;
વિશ્વેશ્વરાશ્રમ કહે જીવશો, જો તજશો પાખંડ. મહેતા૦

ઉત્તર-રાગ એજ

ન હોય રે પાખંડ, ભગુવા ન હોય રે પાખંડ;
હાર મળ્યા વિણ નરસહીઆને, ઉગે ન મેરૂ દંડ. ટેક.
નવ મૂકું હરિકીર્તન ચાહે, ભાગી પડે બ્રહ્માંડ;
હરિ ગુણ ગાતાં સ્વર થાકે તો, જીભ કરૂં શત ખંડ. ભગુવા૦
છબીલો છોડી દંડ અપાવે, પાડં પહેલો પંડ;
ભણે નરસહી હાર મંગાવી, મુકાવીશ તુજ દંડ. ભગુવા૦

વાતો-વાદો બહુ ચાલ્યાં, રાતના ઘણા કલાક એમાં ગાળ્યા. છેવટ—

પદ
કાફી

ઝંટપટ હાર મંગાવ, પ્રધાન કહે મહેતા શીદ સૌને જગાડે.
ઊઠ પ્રાત સુધી નભશે પણ, પછી પડશે શીર ઘાવ;

પરનારીથી મોજ માણ્યાનો, થાશે આજ શિરપાવ. પ્ર૦
ન સમજીશ ઘેર જઈશ જીવતો, ભલો મળ્યો છે દાવ;
મૂકી બંડબડ હજી નમી પડ, તો નૃપ કરે બચાવ. પ્ર૦

મહેતા રાજાને શું નમતા હતા! જગરાજાને તુરત વિનવ્યા.

પદ

ભૈરવી

જાગોને પ્રભુ પ્યારા રે, સુતા શું સુખે વ્હાલા.
સુતા શું સુખે વ્હાલા, સુઝાઇએ દુઃખે ઠાલા. ટેક.
રાંકના વાંક પછી સંભારજો, હાલ થાઓ રખવાળા રે.
સખીન છાડો ન મને તરછોડો દોડો ગજ છોડવવાવાળા રે.
જુવે ફજેતો આપણો ચેતો, કાને ધરો કાલાવાલા રે.
ઘરની ગરબડ ઘરમાં રાખો, બહાર બનો બીરદાળા રે.

તુરત એકે ટકોર કરીઃ—

પદ

સામળો છે શું તુજ સુતો, તું જ છે વિષયવિષે સુતો.
નારાયણને નિદ્રા શાની, કર નરસહી વિચાર;
પાડે સાદ કાં પોઢયા પ્રભુને, ભોગી ગા શું શૃંગાર.

મહેતાજીએ અરજી જારી રાખીઃ—

પરજ

આજે હરી શી મરજી છે, વાર થાય પણ વ્હાર કરો નહીં
દાસ તો કેવળ ગરજી છે. ટેક.
હાર સારૂં શું હારજ કરશો, પ્રહાર થવા દેહ સરજી છે;
નથી માગણી કરી આકરી, એક હારની અરજી છે.
[મૂળ હારમાળાનાં વચન છે]

હારનેકાજશું વિલંબ વિઠ્ઠલપણો, નહોય કૌસ્તુભ વિદ્રૂમમાળા;
ઉજળા ફુલને સુતરનો તાંતણો, તેને શું મોહી રહ્યો કૃષ્ણ કાળા.

મહેતાજીએ ઉપરા ઉપરી કીર્તનો ગાવાજ માંડયાં, તેમજ માનબાઈ, પાનબાઈ, પુત્રી કુંવરબાઈ વગેરે સ્ત્રીઓએ પણ અનેક પદો ગાયાં, છતાં પ્રભુ પ્રકટ નજ થયા. ત્યારે રાજા મંડળીકે એકદમ ખીજવાઇ જઇ તલવાર ખેંચી કાઢીને નરસિંહ મહેતા પર ઉગામી, ને જણાવી દીધું કે, 'સવાર

પહેલાંજ તારી ગરદન ઉડાવી દેવામાં આવશે. તેં આ રીતે ઘણા વખતથી લોકોને ઠગવા માંડયાં છે. તેની શિક્ષા આજે હું જાતે તને કરીશ ' એમ કહી તે રાજા નરસિંહ મહેતાનો શિરચ્છેદ કરવા એકદમ ધસી ગયો, એટલામાં તેની માતા જે ભક્ત હતી, તે એકદમ મહેતાજીની વ્હારે દોડી આવીને વચ્ચે પડયાં, ને કહ્યું કે, ' બેટા ! થોડીવાર થોભી જા અથવા બિચારો બ્રાહ્મણ છે, તેને જવા દે, વિનાકારણ બ્રહ્મહત્યા ન લે. ' એટલે રાજાજી ચીડાઇને બોલી ઉઠયા—' મુંડીયો થાએ કાં મરે ? ' હવે તેની બીજી કોઇ ગતિ નથી. તે આજે મારા હાથેજ મરવાનો છે. પછી મહેતાજીએ એક છેલ્લી અરજી પ્રભુના દરબારમાં, વાયરલેસ તારથી રવાના કરી—

પદ

' દરમાં તુ દિલ સાચ ' એ રાગ

તારે ભરોંસે શ્યામ, રહ્યો છું તારે ભરોંસે શ્યામ;
છે તારી ભારી હામ, તને સંભારૂ પૂરણ કામ.રહ્યો છું૦
' મંડળીક ' કોપ્યો રે, ધર્મ છે લોપ્યો રે,
મારશે તો મારી તો પીડા જાશે,
પણ તારા જન ન પુંછે કોઈ થાશે;
એજ વિપત્તિ મને મુખ્ય તો ભાસે,
માટે કરૂં કરગર તુજ પાસે;
આશા પૂરો સુખધામ, રહ્યો છું તારે ભરોંસે શ્યામ.

એ તાર પણ જાણે કે ભગવાનને ન પહોંચ્યો ! ! સર્વને તો કયારનીયે ખાત્રી થઈ ગઇ હતી, પણ છેવટે મહેતાજીને પણ ખાત્રી થઇ ગઇ કે, આમેય પ્રભુ તરફથી હાર નહિ મળે. હશે, તોયે શું ? ભજન કરતાં મરણ થશે તે તો અતિશય ઉત્તમ છે, પણ પોતાની પ્રિય પુત્રી તરફ જોતાં મહેતાજીને વિચાર આવ્યો કે, અહો ! માતા વિનાની આ નિરાધાર પુત્રીની શી વલે થશે ? આ બિચારી પોતાના પિતાનો વધ પોતાની દષ્ટિ સમક્ષ નહિ જોઈ શકે ! આવો વિચાર કરી છેવટે મહેતાજીએ સર્વની સમક્ષ પોતાની પુત્રીને કહી દીધું કેઃ—

પદ

'નાથ ન કરો' એ રાગ

કુંવરી લાડકી, સાસરે સિધાવો રે;
મરશે તાત, થતાં પ્રાત, નૃપ જરૂર કરશે ઘાત,
અવસર એ આવ્યો રે. કુંવરી૦
નિધન પેટ તું, પ્રકટી દુઃખીઆરી રે.
[હાલ છેવટે હું તને ધન પણ શું આપું ?]
નાગરી નાત, કરશે વાત, રોઈશ કદી દિન ને રાત;
નહિ કો લુહે વારિ રે. કુંવરી૦

માટે ધીરજ ધરજે. પિતાનાં એ પ્રેમાળ વાક્યો સાંભળીને પુત્રીના મનમાં આવ્યું કે, આજે આ મારા પિતા ધૈર્ય કેમ તજે છે ? નિત્યનો પ્રયોગ જે પોતે કહે છે તે કેમ કરતા નથી ? તેણી બોલી ઉઠીઃ—

પદ

[મૂળમાંથી]

કુંવરબાઈ પિતુ સાથે બોલ્યાં, સાંભળો મારા તાતજી;
વચન એક કહું છું તમને, તે સાંભળો મારી વાતજી.
ગિરિવરધારી કુંજબિહારી, તે સાથે શી હોડજી;
દામોદરથી પ્રીત બંધાણી, રાગ કેદારા જોડજી.
મહેતાજી ! મનને સ્થિર રાખો, નહિ મૂકે નાથ તમારોજી;
દામોદરના બહુ વ્હાલા છો, ગાઓ રાગ કેદારોજી.
મહેતાજી કહે સાંભળ પુત્રી, દેવાળીયા ન થવાયજી;
સાઠ રૂપીઆંમાં ઘરેણે મેલ્યો, કહો તે કેમ ગવાયજી.
ધરણીધર મહેતાને મંદિર, ખત કરીને આપ્યુંજી;
વ્યાજ સહિત ધન પહોંચ્યા પહેલાં,ગાઉં તો જીભ કાપુંજી.

બસ, ખરી ચાવી આમાં હતી. જે કંઈ રહસ્ય ગણો કે યુક્તિ ગણો તે બધું આમાં હતું. મહેતાજીના દ્વેષી હજંનો જાણતા હતા કે, કેદારો તો અડાણે છે; જેથી કેદારો મહેતાથી ગવાશે નહિ ને શ્રીહરિ કેદારા વિના પ્રકટ થશેજ નહિ; એટલે તેના સત્યેજ તે ડુબશે. મહેતાજીના સબંધમાં તેમના શત્રુઓ એ પણ જાણતાજ હતાં કે, મહેતો એવો

દેવાળીયો નથી કે જે વસ્તુ પોતે અડાણે મુકી છે તેનો તે પોતે ઉપયોગ કરે; છતાં જો તે ગાશે તો પાપી ઠરશે; એટલે જૂઠા મનુષ્યને શ્રીહરિ ચાહતાજ નથી, એટલે એ રીતે પણ પ્રભુ નહિ પધારે. આ રીતે મહેતાજી બરાબર સપડાયા હતા. આવી કટોકટીની સ્થિતિમાં પણ મહેતાજીએ પોતાની નીતિ તજી ન હતી. ખરેખર, મહેતાજીની એ વેળા બરાબંર પરીક્ષા લેવાઈ હતી, પણ તેમાં તે નાપાસ થાય તેવા હતાજ કયાં ? આ રીતે જ્યારે જીવ જવાનો પ્રસંગ આવે ત્યારે પણ નીતિભ્રષ્ટ કે સત્યભ્રષ્ટ ન થવાય ત્યારે પ્રભુ પ્રસન્ન થાય છે. પ્રભુ તો સર્વવ્યાપક છે. તેમને વચ્ચે રાખી જે પ્રતિજ્ઞા કરી હોય તેનાથી જો આપણે ભ્રષ્ટ થઇએ તો શું તે આપણને શિક્ષા કર્યા વિના રહે ? સામાન્ય રાજા પણ બોલ્યું નહિ પાળનારને ગુનેગાર ગણી શિક્ષા કરે છે તો આ તો આખા જગતનો રાજા, ને તે પણ ખરો ન્યાયપ્રિય, તે કેમ છોડી મૂકે ? મહેતાજી, પોતાના સત્યથી ન ચૂકયા, તે પ્રભુએ જોઇ લીધું, હવે તેમની રક્ષા કર્યા વિના પ્રભુનો છુટકોજ કયાં હતો. ભગવાન એકદમ વ્હાર કરવા તૈયાર થયા અને કેમ વ્હાર ન કરે ? આ રીતે જો સત્યને વળગી રહેવામાં આવે તો એ પ્રભુ પોતાના ભક્તને ડુબવા દે ખરા ? પછી તો—

અટક સાંભળી મહેતાજીની સમર્થ સારંગપાણી રે;
કેદારો મૂકાવા ચાલ્યા, પ્રીત પૂર્વની જાણી રે.

## ૫૬

'બન ગયો બેદ' એ રાગ

બન્યા શ્રીહરી મહેતા નરસહી રૂપે.

[ભકતોના વેશમાં ભગવાન અનેકવાર પ્રકટ થાય છે.]

ધરણીધર નાગર વેપારી, જુનાગઢમાં રહેતા;
હતો અડાણો જ્યાં કેદારો આવીપહોંચ્યા ત્યાંકરૂણાનિકેતા. ન૦
સાંકળ ઠોકી પુણ્યશ્લોકી, સાદ ત્વરાથી દેતા;
અપંગબહુછેપડીઆંગણે,ભજતીશ્રીપતિલક્ષ બીજે નદેતા. ન૦
ઉઘાડી કર પકડી તે સાજી થઇ ગઈ સુધ લેતા;

ન કામની થઈ ખરા કામની, કામનીથી નવ તવ કોઈ ચેત્યા. ન૦
પોતે મહી જઈ શેઠ જગાડયા, વાર ન કરી ધન દેતા;
ખત લઈને સાંમળીયો સટકયા, વહુએ આવી વૃત્તાંત જ કહેતા. ન૦
પ્રભુ પધાર્યા પુઠે જાણી, પસ્તાવો સહુ સહેતા;
પહોંચ્યા પરમેશ્વર પરભારા, ગુપ્ત સભામહીં ખતસંગ લેતા. ન૦

પોતે તો ન જણાયા પણ મહેતાજીને—

### ભૈરવ

ખત આવી પડયું અચબુચ ખોળે, દીઠું તે ભકતે ભોળે. ટેક.
ઝટ સમજ્યા પહોંચ્યા પ્રિય પ્રીતે, કરી નહીં ચોળમચોળે. ખ૦
સંન્યાસી સહુ મોહી રહ્યા ને, જોઈ રહ્યા ફાટે ડોળે. ખ૦
સખીઓ હરખી કરુણા પરખી, સરવ મળી ગાવા ટોળે. ખ૦
મહેતે માન્યું તર્યું નાવડું, નક્કી હવે હરિ નહીં ઓળે. ખ૦

બસ, ભક્તરાજ નરસિંહ મહેતાને હવે પ્રભુનો હાર મળ્યા વિના નહિ રહે, ને સાથે સાથે તેમના દ્વેષીઓને 'હાર' પણ જરૂર મળશે. અભક્તો તો હારેજ. ભક્તોની સામા થઇ તેઓ કદી ફાવ્યા નથી. ખતની નીચે ભરપાઇ જોઈ એટલે તુરતજ મહેતાજીએ કેદારો છોડયો, એટલે તેજ ક્ષણે ચમત્કાર બન્યો. કારણકે—

### રાગ કલ્યાણ

'ઇન્દ્ર આવ્યા' એ રાગ

હાર દેવા દુઃખહાર તૈયાર થયા,
ભયહાર થયા, સુખકાર થયા. ટેક.
જાણ્યો ગરજ્યો મહામેઘ કે ભૂમિ ફાટી,
ભાંગ્યા ભોગળ તાળાં તુટી ગયાં શાથી ?
ધબકી ગઈ છાતી બીક ઉભરાતી, હાં-હાં-હાં-હાં. હાર દેવા૦

જેમ પિતા હિરણ્યકશિપુએ, પુત્ર પ્રહ્‌લાદને કહ્યું હતું કે, બોલ, બતાવ, કયાં છે તારો પરમેશ્વર ? એમ કહ્યું ત્યારે પ્રહ્‌લાદે પોતાની આગળનો સ્તંભ બતાવીને કહ્યું હતું કે, આ રહ્યા, આ સ્તંભમાં પણ બીરાજે છે; ત્યારે તેણે ક્રોધમાં આવી જઇને સ્તભમા મૂઠી મારી હતી, એટલે તુરતજ'—

तदैव तस्मिन्निनदोऽतिभीषणो बभूव येनाण्डकटाहमस्फुटत् ।

તેજ વખતે ત્યાં અતિ ભયંકર અવાજ થયો હતો કે જેથી જાણે બ્રહ્માંડ ફૂટી ગયું હોય! તેમ જણાવા લાગ્યું. તેજ પ્રમાણે અહીં પણ અચાનક ભૂકંપ અને ઘોર કડાકા ભડાકાઓ સાથે ભયાનક ઉત્પાતો થવા લાગ્યા; એટલે—

નાઠા રક્ષક સેવક નૃપને છોડી,
ત્રાસ્યા સંન્યાસી ફ્રેંચી ના શક્યા દોડી;
ન ચિંતા થોડી નાંખ્યો મદ મોડી હાં-હાં-હાં-હાં.હાર દેવા૦

મહેતાજીની પ્રાર્થનાથી ત્યાં તે વેળા કોઇને કંઇ ઉપદ્રવ તો ન થયો, જ્યારે હિરણ્યકશિપુનો તો વધ કરી નાખ્યો હતો.

પ્રભુ પ્રકટ્યા તે મહેતાને મન ભાવ્યા,
હાર ઝાલી ચાલીને સભામાં આવ્યા;
ભક્તને ભાવ્યા દુષ્ટને ગભરાવ્યા,હાં-હાં-હાં-હાં.હાર દેવા૦

(મૂળ પુસ્તકમાં લખે છે.)

આપાપી ત્યાં દ્વાર ઉઘાડયાં, હાર ગોપાળે દીધો શું;
મંડળીક રાજા થરથર કંપ્યો, મહા અપરાધ મેં કીધો શું.
સંન્યાસી સહુ થરથર કંપ્યા, વરત્યો હાહાકાર રે;
જે છે જેવા તેણે તેવા, દીઠા દેવ મોરાર રે.
પ્રલંબ પ્રધાને પ્રૌઢ દીઠા, મંડળીકે દીઠા કાળ રે;
સભાએ દીઠા સુર શિરોમણી, સ્વજને દીઠા બાળ રે.
યોગી ધ્યાનીએ પરબ્રહ્મ, કુંવરબાઈ માને તાત રે;
મહેતે છબીલા છોગાળા, નિરખ્યા શ્રી ગોકુળનાથ રે.

હાર આરોપી કંઠમાં રમાનાથે, કાને કુંડળ ને મુકુટે મુકેલ માથે;
નાચ્યા મો સાથે, મોરલી મહા હાથે, હાં-હાં-હાં-હાં. હા૦
ધન્ય દામોદરદેવ હાર દેનારા, ધન્ય નરસહી દાદાજી હારલેનારા;
સખીના પ્યારા, અનુપતિ મ્હારા. હાં-હાં-હાં-હાં. હાર દેવા૦

ત્યાં લખ્યું છે—

નીરખી લોક નગરનાં હરખ્યાં, ધન્ય મહેતાનો અવતાર રે;
મહીપતિ આવી ચરણે લાગ્યો, ત્યાં હરખ્યાં નર નાર રે.

એ વેળા ત્યાં નરસિંહ મહેતાએજ જાણે આમ કહ્યુઃ—

હે પ્યારાં! પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદે રે.

એ વેળા પ્રભુ જેમ પ્રકટયા હતા તેમજ હાલમાં ત્યાંજ મંદિરમાં એજ શ્રીદામોદરજી મૂર્તિસ્વરૂપરૂપે એમજ હાથ રાખીને હજી પણ બીરાજે છે, ને તેથીજ છેવટે તે પ્રભુને ઉદ્દેશી અહીં કંઇક કહેવું યોગ્ય થઇ પડશે.

પદ

'દયાએ સુમતિ' એ રાગ

નમુંનમું દામોદરરાય,સોરઠમાં સદરાણા કીધામેહેતા સખીસંગ;
રાખ્યો રંગ, ઉમંગ ઉછંગ સદાય. નમું નમું૦
પામ્યો ત્યાં મંડળિક સંતથી શાપ, સંન્યાસી પીડાયા આપ;
(તેવા કોઇ ન થાઓ.)
પામ્યા બહુ વિધ તાપ, વાધ્યો મહેતાનો પ્રતાપ.
(જે હજી પણ તેવોજ છે.)
પદો રહ્યાં છે હાલ લગી છે એના એ ભગવાન;
અનંતના પ્રિય પ્રાણ હ્હાણ દે છે એના પાય. નમું નમું૦
માટે—'હે પ્યારા પરમેશ્વરને પરખી પરમ પ્રેમે પડો પાદે રે.'
પરંપરા પડયો પ્રથાપાળે પંડિત પ્રમદા,
પેખ્યો પ્રિયતમ અનંત પ્રસાદે. પરમ પ્રેમે પડું પાદે રે.

ॐ तत्सत् शान्तिः शान्तिः शान्तिः ।





# શ્રી પાંડવદૂત–આખ્યાન

[ મહાભારતના આધારે ]

## પૂર્વરંગ

### પદ

કાફી

પરબ્રહ્મને તું પીછાણ શાસ્ત્રથી, સ્વરૂપ શક્તિ સ્વભાવ;
સમજી આ દેહે અનુકૂળતામાં અનુ લઈ લે સાચી લ્હાણ. ॥૧॥૦

પરમેશ્વરનું અસ્તિત્વ માનનારાંને ' પરમેશ્વર છે ' એમ ઉપદેશનારાં શાસ્ત્રો અનેક છે; તેઓમાં ખ્રીસ્તી–મુસલમાન વગેરેનાં ' બાઇબલ ' ' કુરાન ' વગેરે શાસ્ત્રો ખાસ તેઓ-માં પ્રામાણિક ને મુખ્ય મનાય છે, જેઓની રચના તેમનાં પયગંબરોએ કરી છે; તેમના પયગંબરોનો આ દાવો છે કે અમોએ કંઈક અંશે પરમેશ્વરને જોયો છે; તે ઉપર સ્થિતિ કરી રહ્યો છે, ને ત્યાં રહ્યો રહ્યો જેમ સૂર્ય પોતા-ની શક્તિથી સર્વત્ર પ્રકાશે છે; તેમ પોતાની સત્તા–શક્તિ-થી સર્વત્ર પ્રકાશે છે, વ્યાપે છે, તેથી તે વ્યાપક કહેવાય છે. એ પરમેશ્વરે પોતામાંથી આ દુનિયાને ભિન્ન કરી છે, ને એક વખતે સર્વનો તે ન્યાય કરશે. અર્થાત્ વાસ્તવિક રીતે તે, ' સર્વેશ્વર ' તો ત્યારથીજ છે, ને ત્યાં સુધીજ અમારા માટે તો રહેશે. એટલે કે આગળ અમારા માટે તે ન હતો, ને ન્યાય થઇ ગયા પછી પણ શું ? માત્ર કરે-લાં કર્મોનું ફળજ ભોગવવાનું રહ્યું ! ! આમ કહેનારાં તે તે અર્વાચીન શાસ્ત્રો કયાં સુધી પહોંચ્યાં છે, તે આ તેઓ-નો સિદ્ધાંત તપાસતાં જાણી શકાય છે. અર્થાત્ પરમેશ્વરનું વાસ્તવિક સ્વરૂપ તેઓ કોઇ જાણી શકયાંજ નથી; ત્યારે

આપણાં સનાતન શાસ્ત્રો આ સંબંધમાં અતિશય અધિક પ્રકાશ પાડે છે, ઘણુંજ ઉત્કૃષ્ટ ઇશ્વરીય જ્ઞાન અર્પે છે, ને મનુષ્ય પ્રાણીને છેવટ ઇશ્વરકોટિમાં થઇ શકવા નિઃસંશય જણાવે છે. વેદાંતશાસ્ત્રની સ્થળે સ્થળે આ ખાસ પ્રતિજ્ઞા છે કે, માત્ર એકના જ્ઞાનથી સર્વનું સત્યજ્ઞાન થઇ જશે, ને તે એવો એકજ પરમેશ્વર છે કે જે સર્વ પ્રકારે આ સમસ્ત જગતનું યથાર્થ કારણ છે, તેજ આ પરમેશ્વર— પરબ્રહ્મને, તું પીછાણ શાસ્ત્રથી, સ્વરૂપ શક્તિ સ્વભાવ સમજી.

'પર' ને 'બ્રહ્મ'–આ શબ્દો સમાસદ્વારા એકત્ર થઇ 'પરબ્રહ્મ' શબ્દ તૈયાર થયેલ છે,–અર્થાત્ એ પરમેશ્વર છે કેવળ એકજ છે, એટલુંજ નથી, પણ 'બ્રહ્મ' છે–સર્વ મહાનથી પણ મહાન છે; આ પૃથ્વી પર આપણે તપાસ ચલાવીએ તો એવાં બે મોટાં તત્ત્વો જોવામાં આવે છે. તેમાંનું એક તત્ત્વ ચિત્–ચૈતન્યરૂપ છે, ત્યારે બીજું તત્ત્વ અચિત્ છે–જડસ્વરૂપ છે. તેમાં પ્રથમનું જે ચૈતન્યમય તત્ત્વ છે તેજ 'જીવ' કહેવાય છે ને બીજું 'જડ' કહેવાય છે. 'જીવ' તત્ત્વની સંખ્યા કરવા જઇએ તો થઇ શકે તેમ નથી, એટલે તે કેટલા છે? તે કહી શકાય તેમ નથી. જડ તત્ત્વ તે પરમાણુઓના સમૂહરૂપ છે, ને તેની પણ સંખ્યા થઇ શકે તેમ નથી. આ બન્ને તત્ત્વો 'બ્રહ્મ' છે, તે બન્નેથી પણ જે મોટું છે ને જે એ બન્ને તત્ત્વોમાં સર્વત્ર રહેલ છે તેજ 'પરબ્રહ્મ' તત્ત્વ છે– તેજ સર્વથી મહાન પરમેશ્વર છે, જે સચરાચરવ્યાપક–વિષ્ણુ–વાસુદેવ–નારાયણ–એવાં અનંત નામોથી કહી શકાય છે અને તેજ મહાન 'પરબ્રહ્મ' તત્ત્વનાં પૂર્વોક્ત બન્ને તત્ત્વો શરીર છે, શક્તિ છે, સત્તા છે, દ્રવ્ય છે; આવા એકજ તે પરમેશ્વર–'પરબ્રહ્મને પીછાણ.' તે સર્વત્ર છે અને જ્યાં છે ત્યાં તેજ શરીર સાથે સર્વ કોઇ શરીરોમાં જે કંઇ સત્તા–શક્તિ રહેલ છે તે સર્વ તેમને અધીન છે; એટલુંજ નહિ પણ તેમના પોતામાં પણ તે ઉપરાંત અનંત દિવ્યશક્તિ–સત્તા રહેલ છે. આવા સર્વથી મહાન–જેમનાથી બીજું કોઇ પણ મોટું કોઇ પણ સ્થળે

નથી તે–'પરબ્રહ્મને તું પીછાણ શાસ્ત્રથી, સ્વરૂપશક્તિ સ્વભાવ સમજી.'

એ સર્વવ્યાપક પરમાત્માના સ્વરૂપ માટે શ્રુતિ કહે છે–'सत्यं ज्ञानमनंतं ब्रह्म'–એ પરમેશ્વર 'सत्यं' સદા એકસ્વરૂપજ છે; જેમ જડ–અચિત્–પ્રકૃતિ વિકારી છે તેમ તે નથી. તે તો નિર્વિકાર છે; સત્ય છે. તેમજ તે 'ज्ञानम्'–જ્ઞાનસ્વરૂપ છે–સદાકાળ સત્ય સાથે જ્ઞાનરૂપ છે. જ્યારે જીવ, જ્ઞાનરૂપ થાય છે ત્યારેજ તેની જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓમાંથી મુક્તિ થાય છે અને ત્યારેજ તે 'નિત્ય' પાર્ષદ થઈને સદા મુક્ત થઈ શકે છે, છતાં તે 'અણુ' તો છેજ; પણ આ પરમાત્મા તો 'अनंतम्'–દેશ–કાળ–વસ્તુથી અપરિચ્છિન્ન છે, કોઇ પણ રીતે તેમનો પરિચ્છેદ થઈ શકતો નથી, સર્વત્ર સદૈવ પ્રકાશ ને એકરૂપ છે. આવા સ્વરૂપવાળા 'પરબ્રહ્મને તું પીછાણ શાસ્ત્રથી, 'સ્વરૂપ,' શક્તિ'–

ઉપરના શ્રુતિવાક્યથી પરમાત્માના સ્વરૂપ વિષે કંઇક જણાવવામાં આવ્યું; હવે 'शक्ति'–તેમની શક્તિ સંબંધે કંઇક દર્શાવાય છે. પરમાત્માની શક્તિ માટે શ્રુતિમાં બીજી વ્યાખ્યા મળે છે. 'બ્રહ્મ'ની બન્ને વ્યાખ્યા તો દર્શાવાઇ ગઇ; તેમની શક્તિને દર્શાવતી બીજી આ શ્રુતિઓ મળે છે–'यतो वा इमानि भूतानि जायंते—જેથી આ ભૂતો ઉત્પન્ન થાય છે, જેથી ઉત્પન્ન થયેલાં આ ભૂતો જીવે છે, જેમાં લય પામે છે–પ્રવેશ કરે છે, તેને જાણે તે બ્રહ્મ.' આમ બ્રહ્મના તો શું પણ બ્રહ્માંડના એ જે કર્તા છે, હર્તા છે, કેવળ બ્રહ્માંડનાજ નહિ પણ મહત્ તત્ત્વના એ જે કર્તા તથા હર્તા છે, એટલે પોતાનીજ અસાધારણ સ્વાભાવિક શક્તિ જે માયા કહેવાય છે અથવા સત્ત્વ, રજસ ને તમસ્–એ ત્રણ ગુણોની સામ્યાવસ્થા જે પ્રકૃતિ કહેવાય છે એ પરમાત્માનીજ બીજી શક્તિ છે; તેના ઉપર પણ તે અમલ ચલાવે છે, ને તે પણ સત્ય, જ્ઞાન અનંતસ્વરૂપમાંજ, એમ સર્વત્ર સદાય તેમનું સ્વરૂપ સિદ્ધ, 'સંપૂર્ણ' તથા સ્વાભા-

વિક છે; એમ પણ શ્રુતિજ કહે છે; જેમ અગ્નિમાં ઉષ્ણુતા ને પ્રકાશત્વ એ શક્તિ છે તેમ પરમાત્મામાં માત્ર અમુક એકજ પ્રકારની શક્તિ રહેલી નથી, કિંતુ અનેક પ્રકારની, અનંત ને અચિંત્ય શક્તિઓ રહેલી છે, જે માટે બીજી આ શ્રુતિ કહે છેઃ-पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानवलक्रिया च—આ પરમેશ્વરની સર્વોત્કૃષ્ટ ને સ્વાભાવિકી અનેક પ્રકારની શક્તિ સાંભળવામાં આવે છે, ને તેમનામાં જ્ઞાનબળની ક્રિયા પણ સ્વાભાવિક અનેક પ્રકારની છે, જે આ શક્તિવડે એ પરમેશ્વર સૃષ્ટિ સમયે પ્રાયઃ બેભાન સ્થિતિમાં પડેલા સર્વ ચેતનવર્ગને તેમના પૂર્વકર્મ પ્રમાણે દેહો બનાવી આપી જાગૃત કરે છે; તેજ આ અભિપ્રાય આ શ્રુતિ દર્શાવે છે-'यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै-જે પરમેશ્વર પ્રથમ બ્રહ્મદેવને ઉત્પન્ન કરે છે ને તેમને વેદો આપે છે.' આ રીતે નિત્ય, સર્વજ્ઞ, સત્યકાળ ને પરમેશ્વર પોતાનોજ કાયદો પોતે અવસ્થિત અમલમાં મૂકે છે, ને તે પણ કેવળ પોતાની ઇચ્છા માત્રથીજ. આ વિષે શ્રુતિ કહે છે-'तदैक्षत'-સૃષ્ટિરચનાની તે વેળા તેમણે માત્ર ઇચ્છા કરી તેટલામાં તો સર્વ બરાબર બની ગયું, ને તે પણ એવી વિલક્ષણતાથી કે કોઇ પણ કારણ વિના માત્ર સંકલ્પથીજ; છતાં ક્રિયા તો બધા પ્રકારની થયેજ જાય, જેવી પ્રકૃતિથી થાય તેવીજ. એટલાજ માટે તે પરમેશ્વરને અકર્તા ને કર્તા, નિર્ગુણ ને સગુણ, પ્રાકૃત, ઔપાધિક ગુણશક્તિરહિત ને સ્વાભાવિક દિવ્યશક્તિસહિત કહેવામાં આવે છે. જુઓ આ શ્રુતિ વાક્ય-' अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः । તે પરમેશ્વર હાથપગ વિનાનો છે છતાં વેગવાન છે- દોડે છે-પકડે છે; તેમને નેત્ર કે કાન નથી છતાં તે બધું જુએ છે ને સાંભળે છે. આવી અચિંત્ય શક્તિવાળા તે મહાન પ્રભુ સર્વત્ર જ્યાંત્યાં બીરાજેલા છે, તે સર્વ સ્થળે સર્વમાં પોતાની એવી અચિંત્ય શક્તિઓ ચલાવી રહ્યા છે. આવા કારણથીજ તેમના જેવા તે એકજ છે, એમ કહેવાય છે. જડમાં ત્રિગુણતા ને ચેત-

નમાં જે જ્ઞાતૃતા જોવામાં આવે છે તે પણ એ પરમાત્માનીજ શક્તિ, એમને લીધેજ. સર્વ કોઈની સ્થિતિ કે પ્રવૃત્તિ પણ એમનેજ લીધેજ; તેથી એમનેજ અધીન કહી શકાય. સૃષ્ટિકાળમાં પણ 'भीषाऽस्माद् वातः पवते'–એ પરમાત્માના ભયથી વાયુ વાય છે. એમ સર્વ કોઈ એમનાજ શાસનતળે રહીને કામ કરે છે; એટલુંજ નહિ પણ તે વાયુ વગેરેમાં જે ઉડાવી દેવાની શક્તિ વગેરે જોવામાં આવે છે તે પણ ક્યાંથી આવી ? તે સર્વ પરમાત્માનીજ શક્તિ છે. તે તે શક્તિ પોતે તેમને આપી છે, છતાં તેનો ઉપયોગ તો પોતાની ઇચ્છા પ્રમાણેજ તે તે દેવો કરી શકે છે. વાયુમાં ઉરાડી દેવાની શક્તિ જે પોતે અર્પેલી છે તે પણ પોતાની ઇચ્છા વિના વાયુ વાપરી શકે નહિ; આ વસ્તુને 'કેનઉપનિષદ્'માં આ રીતે બતાવેલ છે–'એક સમયે અગ્નિ, વાયુ તથા વરુણદેવને અભિમાન થયું કે, અમારામાં જે જે શક્તિઓ રહેલી છે તે તે અમારી પોતાનીજ છે. તે સમયે પરબ્રહ્મ પરમાત્મા પોતે નિરાકાર છતાં પરિમિત સાકારસ્વરૂપે તેમની દૃષ્ટિએ આવી અવતાર લઈને એક તૃણ તેઓની આગળ મૂકી જણાવ્યું કે, આ ઉપર તમે તમારી શક્તિ ચલાવો. ત્યારે તેઓ ખૂબ મથ્યા છતાં એ નાના સરખા તણખલાંને પણ તેઓ બાળી, ઉરાડી કે ભીંજવી શક્યા નહિ.' આમ તેઓને પરમેશ્વરે ખાત્રી કરાવી આપી કે, અમારામાં જે કંઈ આ શક્તિ છે તે કેવળ મારી–પરમેશ્વરનીજ છે, આમ જણાવીને તે પ્રભુએ તેમની સમક્ષ જે સ્વરૂપ ધારણ કર્યું હતું તેને અદૃશ્ય કરી દીધું. આમ વિલક્ષણ અવતાર લેવાની શક્તિ પણ તેમનામાં છે ને તેવી શક્તિને પોતાના અવતારો દ્વારા તે પ્રકટ કરે છે. સંક્ષેપમાં એજ કે સર્વ કોઇ જે જે વિશેષ–વિલક્ષણ–અગાધ શક્તિઓ જોવામાં આવે છે તે તે સર્વ એ પરમેશ્વરનીજ છે, એમ તેમની શક્તિને 'શાસ્ત્રથી, સ્વરૂપ શક્તિ સ્વભાવ સમજી'– 'પરબ્રહ્મને તું પીછાણ.'—

તે પરમાત્મા જડમાં છે, એટલુંજ નહિ પણ ચેતન-

માંયે 'अणोरणीयान्'–તે અણુથી પણ અતિસૂક્ષ્મ અણુ-સ્વરૂપે રહેલા છે, ટુંકામાં એજ કે આ જગતમાં જે કંઇ ચેતન–અચેતન પદાર્થો જોવામાં આવે છે તે સર્વ એ પરમેશ્વરનાં શરીરો છે; આ સંબંધે ભગવતી શ્રુતિ કહે છે–'यस्य पृथ्वी शरीरमात्मा शरीरं स त अंतर्यामी अमृतम्'–જે પરમેશ્વરનું શરીર પૃથ્વી છે, અને આત્મા પણ જેમનું શરીર છે તે પરમેશ્વર તારા અંતર્યામી છે, અમૃતસ્વરૂપ છે ઇત્યાદિ વેદવાક્યો એ પરમેશ્વરને નિર્વિકાર હોવા છતાં આનંદસ્વરૂપ કહે છે ને સર્વ જડ–ચેતનમાં વસીને સર્વને નિયમમાં રાખનારા અમૃતસ્વરૂપ કહે છે. આવા એજ પરમાત્મા સર્વત્ર સર્વમાં ઉભય શરીરવાળા ને સ્વતઃ અમૃતસ્વરૂપ, પૂર્ણ, સ્વાદુ કરતાંયે સ્વાદુ છે, ને તેમનાં શરીરો સર્વ પદાર્થો છે, એવા આશયથીજ શ્રુતિ કહે છે–'सर्वं खल्विदं ब्रह्म'–આ સર્વ બ્રહ્મજ છે એમ કહીને વળી પણ તેમાં પ્રત્યેકની અપેક્ષાએ કહે છે–'अयमात्मा ब्रह्म' આ આત્મા બ્રહ્મ છે અને 'तत् त्वमसि'–તે તું છે એમ સર્વને પરમેશ્વરનાં શરીર સૂચવે છે, ને પરમેશ્વરને પોતાને શરીરી જણાવે છે. આ રીતે એક કહો કે અનેક કહો, પણ તે પરમેશ્વરજ શરીરવાળો છે, અને તેજ પોતે એક હોવા છતાં અનેક થયો છે. આમ પોતે શરીરી રહીને સર્વ શરીરરૂપ પણ છે ને એમ એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન કહો કે પૂર્ણ પરબ્રહ્મ કહો, તે પૂર્ણ વિચાર કરવાથી થાય છે. સર્વત્ર સર્વ કંઇ તે એકજ પરમેશ્વર ને તે પણ શરીરવિશિષ્ટ અદ્વિતીયજ; આવો વેદાંતમાત્રનો સાર છે, ને તેજ રીતે—

**શાસ્ત્રથી સ્વરૂપ શક્તિ (સ્વભાવ) સમજી પરબ્રહ્મને તું પીછાણ.**

ભગવાન શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતાના સાતમા અધ્યાયમાં 'ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः'–આ વિજ્ઞાનસહિત જ્ઞાન હું તને 'अशेषतः' કહીશ–અર્થાત્ જે જાણ્યા પછી બીજું કંઇ પણ જાણવાનું બાકી ન રહે તે રીતે હું તને ઉપદેશ આપીશ–એટલે કે તે એકનાજ જ્ઞાનથી સર્વનું જ્ઞાન

થઇ જાય છે, આવી પ્રતિજ્ઞા કરીને આજ સત્ય રહસ્યને કહેવાનો આરંભ કર્યો છે. તે પછી પ્રથમ પ્રકૃતિરૂપી પરમાત્માના શરીરને અષ્ધા–આઠ પ્રકારનું ગણાવીને તે અચિત છે, એમ કહીને 'જીવભૂત'–પરા પ્રકૃતિને પણ 'આ મારૂં શરીર છે.' એમ જણાવ્યું છે. તે પછી આ બન્ને જડ–ચેતન શરીરમાં પોતે રહેલા છે એમ, જણાવતા ભગવાન કહે છે–मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय'–હે ધનંજય ! મારાથી પરતર બીજું કંઇ નથી. એમ પોતે બે શરીરવાળા હોઇને સર્વની પરિસીમારૂપ છે–પોતાનાથી પર એવી બીજી કોઇ વસ્તુજ નથી, એમ જણાવ્યું છે. વળી પંદરમાં અધ્યાયમાં આજ અભિપ્રાય સ્પષ્ટ જણાવીને જોકે 'क्षरः सर्वाणि भूतानि'–સર્વભૂતો ક્ષર છે–બદ્ધ ચેતનો છે અને 'कूटस्थोऽक्षर उच्यते'–કૂટસ્થ અક્ષર કહેવાય છે–મુક્ત ચેતન કહેવાય છે–એમ બે પ્રકારના 'पुरुष'–ચેતનો કહ્યા છે, તો પણ 'उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः'–ઉત્તમ પુરુષ તે બીજો છે, જેને પરમાત્મા કહ્યો છે, આમ ઉત્તમ પુરુષ પરબ્રહ્મ પરમાત્માને જુદો કહ્યો છે. અર્થાત્ આ પરબ્રહ્મ પરમાત્મા પોતાનાં શરીરરૂપ એવાં જડ–ચેતનોમાં રહેનાર છે, તેઓને ધારણ કરી રાખનાર તે તેમના અંતર્યામી છે. વળી ત્યાંજ પુનઃ જણાવ્યું છે કે, આ અભિપ્રાય કેવળ અહીં ગીતામાંજ દર્શાવ્યો છે એમ નથી, પણ 'अतोस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः–આજ કારણથી હું લોકમાં તથા વેદમાં પુરુષોત્તમ પ્રસિદ્ધ છું–શ્રીકૃષ્ણ કહે છે કે, પુરુષોત્તમ તે હુંજ લોક–વેદમાં પ્રખ્યાત છું. આ વાત પોતે સ્વમુખે કહે છે એમજ નથી, પણ આ રહ્યા અર્જુનના પોતાના શબ્દો:—

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥

આપ પરબ્રહ્મ, પરમધામ, પરમપવિત્ર, સનાતન, દિવ્ય, આદિદેવ, વ્યાપક ને અજન્મા છો, એમ આપને દેવર્ષિ નારદ, અસિત, દેવલ તથા વ્યાસ વગેરે સર્વ ઋષિઓ કહે છે, ને આપ પોતે પણ મને એમજ કહો છો. અર્થાત્ આપ પોતે જેમ કહો છો તેમ સમગ્ર શાસ્ત્રોના કર્તા ઋષિઓ પણ કહે છે–આપ સમગ્ર શાસ્ત્રકર્તાઓને પણ માન્ય છો. નિઃસંદેહ સિદ્ધ થાય છે કે, આપજ પોતે પરમાત્મા છો; માટે એજ પરમેશ્વર–' પરબ્રહ્મને તું પીછાણુ, શાસ્ત્રથી સ્વરૂપ શક્તિ (સ્વભાવ) સમજી. ' આ પરબ્રહ્મ–પરમેશ્વરને અર્જુને દિવ્ય દૃષ્ટિથી અનુભવવાની ઇચ્છા કરી, ને તે પ્રભુ પાસે તેણે પ્રાર્થના કરી કે, સર્વ કાંઇ આપનુંજ શરીર છે, ને સર્વમાં કેવળ આપ એકજ છો, આપ કેવળ દિવ્ય પ્રકાશરૂપ છો અને આ સર્વ કેવળ આપનેજ અધીન છે, આ બધું જોકે સત્યજ છે, તો પણ મારે પ્રત્યક્ષ કરવુ છે; તે મારાથી પ્રત્યક્ષ કરી શકાશે ? તેનો હું અનુભવ કરી શકું ખરો ? આના ઉત્તરમાં પ્રભુએ તેમ થઇ શકે તે માટે અર્જુનને દિવ્ય દૃષ્ટિ આપી, ને પ્રત્યક્ષ અનુભવ અર્જુનને થયો પણ ખરો; સર્વ કંઇ દૃષ્ટિથી બરાબર જોયું, તે ગીતાજીના અગીઆરમા અધ્યાયમાં વિસ્તારથી વર્ણવ્યું છે, ને કહ્યું છે કે ' सर्वं समाप्नोपि ततोऽसि सर्वः '–આપ સર્વમાં વ્યાપી રહ્યા છો તેથી 'સર્વ' કહેવાઓ છો. આજ આશય ભગવાન શ્રીકૃષ્ણે પણ સ્વમુખે કહ્યો છે–' ईश्वरः सर्वभूतानां '–સર્વ પ્રાણીઓના હૃદયમાં ઇશ્વર બીરાજી રહ્યો છે, તે જેમ ભમાવે તેમ સૌ કોઇ ભમે છે. તે ' ઇશ્વર ' એટલે ખુદ ભગવાન પોતેજ. ભાષ્યકાર ભગવાન શંકરાચાર્ય ' ईश्वर ' શબ્દની વ્યાખ્યા લખતા ત્યાં લખે છે–' ईशनशील: '–જે સર્વને નિયમમાં રાખવાના સ્વભાવવાળા છે તેજ ભગવાન 'नारायण' છે. વળી તેજ શંકરાચાર્ય ભગવાન ભાષ્યના આરંભમાંજ લખે છે–' स भगवान् षडैश्वर्यसंपन्नो देवकीपुत्रो बभूव ' છ પ્રકારના ઐશ્વર્યથી યુક્ત એવા ભગવાન પોતેજ દેવકીના પુત્ર શ્રીકૃષ્ણરૂપે પ્રકટ થયા. એટલે એવા તે ભગવાનને

'પરબ્રહ્મને તું પીછાણ.' આ ભગવાનની પીછાણ થવાથી તારી પોતાની પણ પીછાણ તેં કરીજ લીધી, એમ તારે સમજી લેવું. જેઓ કેવળ મૂર્ખ છે તેઓજ ચોવીસ તત્ત્વથી બનેલા શરીરને 'હું' એમ કહે છે, પણ સુજ્ઞ વિદ્વાનો તો જીવવિશિષ્ટજ દેહને 'હું' એમ કહે છે; છતાં વાસ્તવિક જોઇએ તો દેહ, તે જીવવિશિષ્ટ પરબ્રહ્મ છે અને પરબ્રહ્મ તેજ 'પરિપૂર્ણ હું' પણ છું-આ રહસ્યને બરાબર સમજવાને અહીં એક પદ અમે ઉતારીએ છીએ માટે 'પરબ્રહ્મને તું પીછાણ'—

પદ

'પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાયે' એ રાગ

હું'માં હું'જ નથી હું'જ નથી; તું તું તું વિશ્વપતિ રે. ટેક.
'હું' કહી શરીર સમજું તે તો તું રચી આપે ધારે;
ઇન્દ્રિય મન પણ એજ રીતનાં, ચોવીસ એક પ્રકારે.
હું'માં (માત્ર) હું'જ નથી
'હું' તે જીવગણું પણ તે પણ, પોલો તારો 'ચોળો'; (શરીર)
તું ઉઘાડે તું ઉઠાડે ગબડં તારો ગોળો. હું'માં હું'જ નથી૦
તન હોઉં હું તો આરોગ્ય રહું, મન હોઉં તો રહું ખીલ્યું;
જીવ હોઉં તો રહું સદા સુખી, શીદ થાય કશું'યે ઢીલું. હું૦
તું તારૂં તારી શક્તિથી, ચલવે તેમ ચાલે છે;
જ્ઞાન રૂપ અનુ છે તેથી તે, હું નો ડોળ ઘાલે છે. હું'માં૦

અને એ મિથ્યા જ્ઞાનથીજ આપણે સૌ હેરાન થઇએ છીએ. તો હવે તો સત્ય જ્ઞાન તરફ વળીને સ્વરૂપાનુરૂપ વર્તન કરવા તત્પર થવું જોઇએ, ને પોતાને તે પરમેશ્વરનું શરીર-પરતંત્ર સમજી તે પરમેશ્વરનેજ શરીરી તથા સ્વતંત્ર સાચા સ્વામી જાણીને-'પરબ્રહ્મને તું પીછાણ' એટલે કે તે પરમેશ્વરનોજ અનુભવ-સાક્ષાત્કાર કરવો જોઇએ. પ્રભુ પોતે પણ તેજ કહે છે-'मामेकं शरणं व्रज—મને એકલાનેજ તું શરણે આવ'-જેવો તું છે તેવોજ બન્યો રહે અને 'मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात् तरिष्यसि -તું મારામાં ચિત્ત રાખીશ તો મારી કૃપાથી સર્વ સંકટોને તરી

જઇશ.' આ ભગવાનની આજ્ઞાને અર્જુને માન્ય કરી, ને તેજ પ્રમાણે પોતે જો વર્ત્યો તો કૌરવોના સૈન્યસાગરને તરી ગયો ને ? તેમ આપણે પણ જો વર્તીએ તો એવા સૈન્યસાગર તો શું ? પણ ભયાનક આ ભવસાગરને પણ સહેલથી તરી જઇએ. માટેજ હવે તો 'શાસ્ત્રથી સ્વરૂપ શક્તિ (સ્વભાવ) સમજી પરબ્રહ્મને તું પીછાણ.' અહીં કોઇ કદાચ કહે કે, અર્જુને પરબ્રહ્મનો સ્વભાવ તો જાણ્યો પણ બીચારા કૌરવોનો તો ઘાણ કાઢી નાખ્યો ને ? ના, તેમ નથી. એ પરમેશ્વરનો સ્વભાવ વિશેષ સ્વરૂપમાં સમજવો જોઇએ. અર્જુન તે પણ સમજ્યો હતો–' समोऽहं सर्वभूतेषु– ભગવાન કહે છે કે, સર્વ પ્રાણીઓમાં હું સમ છું.' આ સ્વભાવે પરમેશ્વરને સમજી તેમની આજ્ઞા શિરોમાન્ય કરીને તેમને શરીરી જાણી પોતે તો તેમનું શરીર છે, એમ પોતાને પરતંત્ર માનવો જોઇએ ને પ્રભુને સ્વતંત્ર, પોતાના સ્વામી, પોતાના નાયક સમજીને વર્તવું જોઇએ; છતાં તેમની આજ્ઞાનો ભંગ કરી તેથી વિરુદ્ધ વર્તે તો તેમના નિયમભંગના દુષ્કૃત્યના પરિણામે અવશ્ય દુઃખી થાયજ, ને તે દુઃખ પણ તેમણે આપ્યું છે તે પણ કેવળ પોતાને સુધારવા માટેજ, ફરી તેવી ભૂલ નહિ કરવા ચેતવણીરૂપ છે, એમ સમજવું જોઇએ. રાજા તો ચોર અને શાહુકાર–બન્નેનું કલ્યાણ કરવા તત્પર રહે છે, તેમ ભગવાન પણ સર્વનું કલ્યાણજ કરનારા છે, જેવો તેમનો લાભ લેવા આપણે તૈયાર થઇએ તેવો તે આપે છે. જુઓ, આ દૃષ્ટાંત સાથે—

૫૬

ગ્રીઝોટી

લાગ હરિ દે સરખો પણ લે લાભ તેજ સભાગી રે;
પુંઠે દીલ દાઝે છે જે તક ચૂકે છે દુરભાગી રે. લાગ૦
બ્રહ્માને ને મધુકૈટભને, ઇશે દર્શન દીધું રે;
એકે અમરપણું ને અવરે, મૃત્યુ માગી લીધું રે. લાગ૦
વિભીષણથી ઉપદેશ વધુ રાવણને વિવિધ અપાવ્યો રે;
હનુમાન અંગદ સુગ્રીવ સીતાથી, પણ નવ ભાવ્યો રે. લાગ૦

શ્રી પ્રહ્લાદ દ્વારા પિતુને, બાળોને બોધ અપાવ્યો રે;
બાળ સદશ પણ અસુરપાળનવસમજ્યોજન્મગુમાવ્યો રે. લાગ૦
મીરાંના પરચા દેખીને, રાણે ઝેરજ દીધું રે;
રહી ઘુકાની નાર અભાગી, જગને પાવન કીધું રે. લાગ૦
દ્દષ્ટાંતો કેટલાં ગણાવું, પૂરાવા છે કુળમાં રે;
અનુ મંડલીક ને મહેતાજી, હારમાળને ભૂલ માં રે. લાગ૦

કદાચ એ લોકોનાં કાવ્યોને આધુનિક સમજી તે પર રૂચિ ન થાય તો સકળ શિષ્ટમાન્ય શાસ્ત્રોને પ્રમાણુગણી કેવળ અમુક કાળ માટે નહિ, પણ યુગે યુગે જગતનો ઉદ્ધાર કરવા પ્રકટ થતા તે પરમેશ્વર શ્રીકૃષ્ણ ભગવાનનોજ ઇતિહાસ તપાસી તેમનો સ્વભાવ જાણવા કોણ તત્પર ન થાય? એ વાત ખુલ્લી છે કે તે દ્વારા તેમનો સ્વભાવ જાણવા માટે વિશેષ પ્રકાશ મળશે, તે માટે અહીં ' પાંડવદૂત–આખ્યાન ' ઉતારવામાં આવે છે, તે ઉપરથી–

**પરબ્રહ્મને તું પીછાણ શાસ્ત્રથી, સ્વરૂપ શક્તિ સ્વભાવ સમજી.**

## શ્રી પાંડવદૂત–આખ્યાન

એથી પણ–પરબ્રહ્મને તું પીછાણ. કોઈ પૂછે કે એ પરબ્રહ્મ કોણ? ઉત્તર એજ હોઇ શકે કે, પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પોતે છે. તેમનું સ્વરૂપ તો અપાર ને અગમ્ય છે. તેમની શક્તિ પણ પ્રત્યક્ષ જગતરૂપ તેમની કૃતિ ઉપરથીજ સમજી શકાય તેવી છે ને તેમની આ જગતરૂપ કૃતિ તેમની માત્ર ઇચ્છા–સંકલ્પનુંજ પરિણામ છે. તેમની ચતુરાઇથીજ આ જગત બરાબર વ્યવસ્થિત ચાલી રહ્યું છે, એટલુંજ નહિ પણ આખાય જગતના જીવનનિર્વાહક, પ્રેરક ને નિયંતા પણ તેજ પરબ્રહ્મ છે અને માત્ર લીલાથી, વિના પરિશ્રમે, તે ભગવાન, આનંદાયક વ્યાપારોરૂપે, પોતાનાં અદ્ભુત ચરિત્રોને આ જગતમાં અવતારો લઇ પ્રકટ કરે છે; એમ શાસ્ત્રો કહે છે; આ ઉપરથી તેમની શક્તિ સમજી શકાય છે; પરંતુ તેમનો દિવ્ય સ્વભાવ સીધો જાણવો કઠિન છે તેથી તે પોતે સાક્ષાત્ અહીં પ્રકટીને જગતના લોકો સાથે રહી વરતીને પોતાના સ્વભાવને

જ્યારે પ્રકટ કરે છે ત્યારેજ વિશેષ સારી રીતે આપણે સમજી શકીએ છીએ અને તેમણે પોતેજ પોતાના સ્વભાવથી આપણુને પરિચિત કરવા માટે અનેકવાર તેમ કર્યું પણ છે; તેનું માત્ર એકજ દૃષ્ટાંત લઈએ તે પણ અહીં બસ છે. પાંડવો પ્રત્યે તેમણે પોતાનો સ્વભાવ પ્રકટ કરી બતાવ્યો છે. પાંડવોનાં વનવાસનાં તેર વર્ષ પૂરાં થયાં ત્યારે વિરાટનગરમાં વસતા તેઓની પાસે પોતે જાતે ગયા હતા ને તેમને સહાય કરવા ઉત્સુક બન્યા હતા. તે વખતે પાંડવોએ પણ પોતાના ઉન્નત વિચારો કેવા રજુ કર્યાં હતા ? તે જોવાનું છે. કારણ કે તેઓ પણ કોણ હતા ? પ્રભુના ભક્તજ હતા ને ? સાક્ષાત્ પરબ્રહ્મ આવીને સહાય કરવા તત્પર થાય છે ત્યારે પણ તેઓએ તેમને શું કહ્યું હતું ? એવા આપત્તિકાળમાં પણ તેઓના વિચારો કેવા શ્રેષ્ઠ હતા ? તે જુઓઃ—

**સવૈયો**

**પડતા પર પાટુ સમી નથી કેવળ પાંડવ ઉપર આ વિપત્તિ,**
**પણ દેશ અશેષની ઉપર આફત આથી ગણો ઉંડી આવી પતિ,**
**મનથી મથીએ પણ એ અમથી અમથી ન શકાય પતાવી પતિ,**
**કરી આપ કૃપા ધરી ઉર વ્યથા કરો દૂર અરીને મનાવી પતિ.**

બસ આટલીજ પ્રાર્થના ! ને તે પણ સમસ્ત જગતના કલ્યાણને આગળ ધરીનેજ ! વળી તે પણ શત્રુઓને માત્ર મનાવી લેવા માટેજ, નહિ કે શત્રુઓનો પણ વિનાશ ઇચ્છીને ! એ પ્રમાણે પ્રભુને પ્રાર્થના કરીને માત્ર શત્રુઓને વીનવી લેવાનીજ તેઓની અભિલાષા હતી, ને તે પણ શત્રુઓ જે કંઈ પોતાની આજીવિકા આલે તેટલુંજ આપે તે પણ સ્વીકારી લેવા પોતે તૈયાર થઈ તે પ્રમાણે તેઓએ બનતું કર્યું, ને ઘણીજ આતુરતા દર્શાવી છતાં જ્યારે તેમ નજ બન્યુ ત્યારે પ્રભુએ તેમને કહ્યું છે. તે વેળાના પ્રભુના શબ્દો અહીં ઉતારીએ છીએ, જેથી પ્રભુના ભદ્ર સ્વભાવનો ખ્યાલ આવશે ને તેમના સદ્‌ગુણીપણાના પ્રભાવની પણ કંઇક ઝાંખી થશેઃ—

अयमस्मि महाबाहो ब्रूहि यत्ते विवक्षितम् ।
करिष्यामि हि तत् सर्वं यत् त्वं वक्ष्यसि भारत ! ॥

'હે મહાબાહો! હું આ રહ્યો. તારે જે કહેવાની ઇચ્છા હોય તે તું કહે. હે ભારત! તું જે કંઈ કહીશ તે સર્વ હું કરીશ (કેમકે તે ન્યાયયુક્તજ હશે.)' અર્થાત્ જેઓ આ જગતમાં ન્યાયી વર્તન વર્તીને સુમાર્ગે જતા તેમને શરણે જાય છે તેઓને તેમની ઇચ્છા પ્રમાણે સહાય કરવાનો પ્રભુનો ઉમદા સ્વભાવ છે, તે અહીં પ્રકટ જણાય છે; માટે પ્રભુને શરણે રહી સન્માર્ગે ચાલીને ન્યાયી વર્તન કરતાં છતાં પણ ભાગ્યવશાત્ જ્યારે આપત્તિ આવે ત્યારે સાચી સહાય સંપાદન કરવા 'પરબ્રહ્મને તું પીછાણ.'

જે વેળા પ્રભુએ પોતેજ કૌરવોની વચ્ચે જઈ બન્ને વચ્ચે સંધિ કરાવવા માટે તત્પરતા દર્શાવી છે ને કૌરવોને સમજાવી લેવા પોતે જાતેજ ત્યાં તેઓની પાસે જવા ઉત્સુકતા બતાવી છે ત્યારે તેમના પર પ્રેમ બતાવતા ધર્મરાજાએ કહ્યું છેઃ—

## દીંડી

વદ્યા ધર્મરાય તદા હરિ સાથ, મળ્યો છે તમામ શત્રુનોજ સાથ;
ત્યાંજ આપ જાઓ ઉચિત એ ન લેશ,
અરિ આપની ખચિત એન લેશ.

અહા! અતિપ્રેમની મસ્તીમાં પ્રભુનું માહાત્મ્ય પણ વિસરી જવાય છે ને પોતાનું ગમે તે થાય પણ 'પ્રભુને ઘણી ખમા' એજ વિચાર મનમાં આવ્યા કરે છે. એ વેળા પ્રભુએ પણ રાજાની પોતા માટે એટલી બધી લાગણી જોઇને તેમજ જગતના લોકો પોતા પર કંઇપણ દોષારોપ ન મૂકે તે માટે ધર્મરાજા પ્રત્યે કહ્યું છેઃ—

### વસંતતિલકાવૃત્ત

બોલ્યા શ્રીકૃષ્ણ ડરશો નવ ધર્મરાય,
એકે ન ભૂપ જગના અમથા મરાય;
માટે પ્રયત્ન કરૂં જે મુજથી કરાય,
મારા ઉચાટ કરશો ન જરીક રાય.

પ્રભુનો મૂળથીજ આ સ્વભાવ છે કે સર્વ કોઇનું

કલ્યાણ પોતે ચાહે છે. પાપીઓને સ્પષ્ટ ચેતવણી તે આપેજ છે, છતાં જો ન સમજે તો પોતે ધર્મનિષ્ઠ લોકોનો પક્ષ કરે છે. પોતે તો સદાકાળ નિર્ભયજ છે અને વિજય પણ પોતે જેના પક્ષ હોય તેનોજ અવશ્ય થાય છે, માટે 'પરબ્રહ્મને તું પીછાણ.' એ રીતે કૌરવોને સમજાવવા માટે ભગવાન તેમની પાસે જવા તૈયાર થયા કે તુરતજ હુકમો નીકળી ચૂકયા, સર્વ વ્યવસ્થા બરાબર થઇ ગઇ, ને સવાર થતાંજ સ્વારી સજ્જ થઈ, એટલે રથ પણ આવી પહોંચ્યો.

### હરિગીત છંદ

અગ્નિ સમો ઝળકે અતિ આકાશમાં એની ગતી;
રવિ શશી સમ ચક્રાકૃતી મેરૂ શિખર સમ ઉન્નતી.
મણિ હેમ નંગ વિવિધ વતી શોભા કરી મન ભાવતી;
ઘંટા અનેક સુહાવતી ધ્વનિ પુરી સકળ ગજાવતી.
ધ્વજમાં બિરાજે ખગપતી જોતાંજ થરકે મ્હારથી;
અશ્વો અનુપમ આકૃતિ બે જોડી જોડી બળવતી.
મહિં ભરી સાહિત કીમતી શસ્ત્રો ધર્યાં રાખી સ્મૃતી;
વીજળી સમી ચંચળ ગતિ આવી ઉભો રથ પ્રભુ પતિ.

### વસંતતિલકા

આવ્યા અનેક રથ સ્વાર શૂરા પદાતી,
શસ્ત્રો સજેલ દશી કંપતિ શત્રુ છાતી;
તંબુ મહાન બહુ ઉંટ અનેક હાથી,
વિપુલ વીર તણી સેન રૂડી જણાતી.

### સાખી

મંગળ સમય વાદ્ય મંગળ વાગ્યાં ત્યાં વિવિધ પ્રકાર,
વધા જનો જય પ્રભુ સત્યકી સહ થયા સ્વાર સુખકાર;
ઉમંગમય છે વીર ઉભય નિર્ભય હરી પ્રિય આકાર;
જોઈ મોહી શુધ ખોઈ ગ્રોઈ મન નિરખે જન ચિકકાર.

### ગીતિ

સ્વારી સારી સમારી, શુકન સ્વીકારી સિધારી જયકારી;
ધારિ ધારિ નર નારી, જય વારી કરી કુસુમવૃષ્ટિ ભારી.

### માલિની

અતિ વિનય જણાવી, પ્રીતિથી પાંચ ભાઈ,

નરપતિ મિજમાનો, નામિ શૂરા સહાઇ;
સહુ ચઢી ચઢી આવ્યા, છે વળાવા હરીને,
શુભ સ્થળ જઈ ઠેર્યા, ધર્મ બોલ્યા ફરીને.

પાંડવો શ્રીકૃષ્ણને કેવા સ્વરૂપમાં જાણતા હતા ? તે પણ તેમનાં તે વેળાનાં આ વચન પરથી સમજાય છે-'ईश्वरः सर्वभूतानां देवदेवः सनातनः -આપ તો સર્વ પ્રાણીઓના ઇશ્વર છો, દેવોના પણ સનાતન દેવ છો.' આપે ત્યાં જઇને અમારે માટે શું કરવું ? તે પણ અમે આપનીજ ઇચ્છા પર છોડીએ છીએ-'यत् तुभ्य रोचते'-આપને જે રૂચે તે આપ કરજો. આમ સર્વ કંઇ તેઓએ ભગવાનનીજ ઇચ્છા પર છોડયું હતું. કેમકે તેઓને તો સંપૂર્ણ ભરોંસો હતો કે, શ્રીકૃષ્ણ તે સામાન્ય મનુષ્ય નથી, તે સર્વનું કલ્યાણ કરવા તત્પર રહેનારા ખુદ પરમેશ્વર છે, એટલે તે પ્રભુ પોતાની ઇચ્છાથી જે કઈ કરે તેમાં પોતે ડહાપણ કરવું તે મૂર્ખાઇ છે, એટલુંજ નહિ પણ તે બાબતમાં પોતે પોતાનો મત આપવાની પણ ઇચ્છા ન કરવી જોઇએ, આમ સમજી પ્રભુની વિદાય વખતે માત્ર આટલુંજ તેઓ બોલ્યા-'स्वस्ति प्राप्नुहि कौरवात्'-કૌરવ-ધૃતરાષ્ટ્રથી આપ કલ્યાણને પ્રાપ્ત કરો-અમારૂં કૌરવ-પાંડવનું શ્રેય થાય, એવો માર્ગ આપ ધૃતરાષ્ટ્ર પાસેથી મેળવી લાવો. બસ, અમારી આ ઇચ્છા છે કે કૌરવોનું કલ્યાણ થાઓ. કેમકે તેઓ હાલમાં અધર્મના માર્ગે જઇ રહ્યા છે, તેથી અમને ભય રહે છે કે હજારોના નેતા એ કૌરવો કદાચ ઘોર અનિષ્ટમાં જઇ પડે ! આવી ધાર્મિક ભાવના ખરેખર સજ્જનોમાંજ હોય છે. સદાકાળ પોતાનું અપ્રિય કર્યા કરતા શત્રુઓનું પણ કલ્યાણજ ઇચ્છવું, તે સજ્જનોનું પ્રથમ લક્ષણ છે, અને આવી સજ્જનતા તેઓમાં હતી તેથીજ ભગવાન શ્રીકૃષ્ણે ધર્મનો પક્ષ કરીને તેમનું દૂતપણું કરવા તૈયારી કરી હતી; ને તે બરાબર કર્યું પણ હતું. આવા ધર્મનિષ્ઠ મનુષ્યોના ભગવાન દૂત બને છે, એ પણ એમનો દિવ્ય સ્વભાવ છે, તેવા સ્વભાવવાળા 'પરબ્રહ્મને તું પીછાણ.'

હવે બીજી બાજુ ધૃતરાષ્ટ્ર રાજાનું ચરિત્ર જુઓ. તે પણ ચોક્કસ માનતા હતા કે, શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે; તેમજ પ્રભુના સ્વભાવને પણ તે સારી રીતે સમજતા હતા કે, કેવળ ભક્તિથીજ પ્રભુ પ્રસન્ન થાય છે. તેથી તેમણે—

લાવણી

ચાર થકી જાણ્યું ધૃતરાષ્ટ્રે હરી આવે તવ કરી વિચાર,
વાર ન કરી માર્ગમાં સઘળે સવડ કરાવી સહુ તે વાર;
કારભારી મોકલી જગે જગ મંડપ મહેલ શહેર સુપ્રકાર,
પ્યાર જણવવા શણગાર્યા હાર ઠાર શોભાનો નહીં પાર.

ગીતિ

ભિષ્મ દ્રોણ સંજયને, શુચિ ઉર વિદૂર-ક્રૂર દૂર્યોધનને;
ધૃતરાષ્ટ્રે કરી ભેળા, વિચાર જણવ્યા શાણા નિજ જનને.

સવૈયો

સ્વ વિચાર કહું ચિત એમ ચહું દઉં હું હરીને સનમાન અતી;
મિજમાન મહા બળવાન ધીમાનજ છે ભગવાન ત્રિલોકપતી.
દઉં ભૂષણ સમાન વાહન હાથી, અજીન, ચીને બનતાં કીમતી;
મણી અંધ વરો ખચરો બહુ દાસી દઉં ચહીને થઈ એવી મતી.

ભગવાન શ્રીકૃષ્ણ પોતાની પાસે આવે છે, એમ જાણ્યા પછી ધૃતરાષ્ટ્રે, સમસ્ત સામંતો ને નાગરિકોની સભા બોલાવી હતી, ને તેમાં ભીષ્મ, દ્રોણ, સંજય વગેરે તથા પોતાના દુર્યોધન આદિ પુત્રોના સાંભળતાં કહ્યું હતું કેઃ—

त्रयाणामपि लोकानां भगवान् प्रपितामहः ।

ભગવાન શ્રીકૃષ્ણ ત્રણે લોકોના દાદાઓના પણ દાદા છે-અર્થાત્ સર્વ મોટાઓના પણ મોટા પરમેશ્વર છે, માટેજ सतां मान्यो नरश्रेष्ठः स हि धर्मः सनातनः। સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ એવા તે પ્રભુ, સજ્જનોને માન્ય છે; ને તેમને આમ આપવું તે સનાતન ધર્મ છે. આપણે પણ સજ્જનજ છીએ, તેથી આપણે પણ તેમને સન્માન આપીએ, તેજ યોગ્ય છે. વળી–

पूजितो हि सुखाय स्यादसुखः स्यादपूजितः ।

એ ભગવાનની જો પૂજા કરવામાં આવે છે તોજ સુખી

થવાય છે, પણ તેમની પૂજા જો નથી કરાતી તો દુ:ખીજ થવાય છે. માટે ધન–સામગ્રી વગેરે સર્વ પ્રકારે આપણે તેમનું સન્માન કરીએ તેજ યોગ્ય છે, આવો વિચાર ધૃતરાષ્ટ્રે સભામાં રજુ કર્યો; પણ કેવા પ્રકારે તેમની પૂજા કરી શકાય ? કેવી રીતે તેમને સન્માન આપવું ? કેવા ધનથી ને કેવા વિચારથી તેમનો સત્કાર કરી શકાય ? અને તેમને પોતાને શું ગમતું હશે ? આ વાતને કોણ જાણી શકે ? માત્ર ખાસ તેમના જે ભક્ત હોય તેઓજ તે વાતને સમજી શકે ને ? તે સભામાં તેવા ખાસ ભક્ત જ્ઞાની વિદુરજી હાજર હતા, જેથી તુરતજ તે બોલી ઉઠયા. ખરેખર, સાધુ પુરુષોનો સંગ પ્રતિક્ષણ લાભદાયીજ નીવડે છે. વિદુરજી પણ એક સાધુ પુરુષ હતા, તેમણે નિર્ભય થઇને ધૃતરાષ્ટ્રને કહેવા માંડયું:—

૫૬

'સજ્જન સુખડાં' એ રાગ

વિદુર કહે નૃપ ઠગ મનમાંરે, નથી ભક્તિ પણ જુક્તિ છે;
અઘટીત તુજ મનમાં રે,......................વિદુર કહે૦
પાંચ ગામ પાંડવને નવ દે, અઢળક ધન એને દેવા કહે;
ભારી ભૂલ એ તારી, ચહ્યું નથી થાતું સ્વપ્નમાંરે......વિદુર૦
કોટી ધને ન કૃષ્ણ લોભાશે, તજી પાંડવને તને ન મ્હાશે.
એ કહે તે કર તો થાશે, સુખ, માન, સ્વજનમાં રે.......વિદુર૦

આ પ્રમાણે કહી વિદુર એ આશય દર્શાવે છે કે ધર્મ પ્રમાણે વર્તવું એજ પ્રભુની પ્રથમ ભક્તિ છે; એથીજ પ્રભુ અવશ્ય પ્રસન્ન થાય છે; બાકી દેવા લેવામાં તો સાચી પ્રીતિનીજ પરિક્ષા થાય છે; વળી ખરૂં જોઇએ તો પ્રભુને આપણે શું આપી શકીએ તેમ છીએ ? સર્વ કંઈ વસ્તુતઃ તેમનુંજ છે તો પછી તેમને દેવું શું ? માત્ર માન ને સાચો ભક્તિભાવ પ્રદર્શિત કરો. એટલે પ્રભુને બધું મળી ચૂકે છે; આવો પ્રભુનો સ્વભાવ સ્પષ્ટ શબ્દોમાં વિદુરજી ત્યાં દર્શાવે છે–

अन्यत् कुंभादपां पूर्णादन्यत् पादावनेजनात् ।
अन्यत् कुशलसंप्रश्नान्नेच्छति जनार्दनः ॥

પવિત્ર જળથી ભરેલો એક કળશ, પાદપ્રક્ષાલન અને કુશળ પ્રશ્ન આ સિવાય બીજું કંઇ પણ ભગવાન ઇચ્છતાજ નથી. આવા ઉદાર સ્વભાવવાળા 'પરબ્રહ્મને પીછાણ.' શ્રીકૃષ્ણ પ્રભુનો તે ઉદાર સ્વભાવ રજુ કરી વિદુરજીએ સાફ જણાવી દીધું કે, ડોળ કે દંભ પ્રભુને પસંદ નથી, માત્ર સાચો પ્રેમ ને ભક્તિભાવજ તેમને બતાવો, એટલે સર્વ-પૂજન-અર્ચન વગેરે પ્રભુ માની લેશે, આ તેમના સ્વભાવને જાણનારા તો કહે છે ને તેજ પ્રમાણે વિદુરજીએ કહ્યું, પણ જેઓ ઢોંગી-દંભી-પ્રપંચી ને લોભી હોય તેવા ધૂર્ત ભક્તોના મનમાં તે વાત ઉતરે ખરી ?

દુહો

ભીષ્મ વિદુર એવું કહી, ઉઠી ગયા નિજ ધામ;
પણ લોભી ભૂપે કરી, પુરમાં બહુ ધુમધામ.

મોટા ઠાઠમાઠથી પ્રભુને નગરમાં પધરાવ્યા, સર્વ નાગરિકોએ પ્રેમથી વધાવ્યા, ઘણાજ માનથી રાજમહાલયમાં વસાવ્યા, સર્વ રાજાઓની વચ્ચે ખુદ દુર્યોધને અતિશય માનપૂર્વક ને વિનયથી ઉચ્ચ સિંહાસને આરૂઢ કર્યા ને તે પછી ભોજન માટે નિમંત્રણ કર્યું; સર્વોત્તમ સર્વસામગ્રી લાવીને હાજર કરવામાં આવી, આવા યોગ્ય અતિથિને છાજે તે પ્રમાણેજ વ્યવસ્થિત અતિથિસત્કારનો આરંભ થયો, પણ ઉત્તર શું મળે ? સર્વ પ્રકારે નકારજ સંભળાવવાની ભગવાને શરૂઆત કરી દીધી. દુર્યોધન તો ગભરાઇજ ગયો, આ શું ? કર્ણદ્વારા ખાનગીમાં તેણે પૂછાવ્યું—આપણે કેવળ ભોજન ધરીએ છીએ તેમજ નથી, પણ સારી સારી સુંદર ભેટો અર્પણ કરીએ છતાં—

શાર્દૂલ

શામાટે ન સ્વીકાર કૃષ્ણ કરતા, સામગ્રી આ આપણી;
વસ્રો રત્ન સુભોજનો સહુ ગ્રીજે, સેવાજ સારૂ બણી,
પોતે ઉભય પક્ષનું હિત ચહે, બેને સમાને ગણી;
માનિધ્યે ન સ્વીકાર કેમ કરતા ધર્મતણા આમણી.

તોટક

સુણી પ્રશ્ન યદુવર એ ઉચર્યા, દૂત પાંડવના બનીને નિસર્યા;
નથીજ્યાંલગી કાર્યથયું ગમતું, જમવુંનવ ત્યાંલગી યોગ્યથતું.

દુર્યોધન તો 'मृदुः पूर्वे शठो ध्रुवम्। લુચ્ચો પણ પહેલાં નરમાશજ બતાવે છે' એ નિયમ પ્રમાણે ઠગભગત હતો. તેણે તો ઘણોજ વિનય ને સાદાઇ બતાવવા માંડયાં, ત્યારે પ્રભુએ પણ જેમ પોતાને તે સામાન્ય મનુષ્ય સમજતો હતો તે પ્રમાણેજ પોતાનો મનુષ્યભાવ વ્યક્ત કરી જગતની નીતિરીતિ પ્રમાણેજ ઉત્તર આપ્યો, છતાં પોતાની શઠતાને અનુસરી દુર્યોધને ઘણોજ આગ્રહ કરવા માંડયો, એટલે તેને ઉપદેશ આપવા સારૂ પ્રભુએ વિશેષ ખુલાસો કર્યો:—

પદ

'માથાના મુગટ' એ રાગ

આગ્રહ સુણીને એવો યદુપતિ બોલ્યા રે;
અંતરના ઉભરાઓ ખરેખરા ખોલ્યા રે.
પ્રીતિ વિપત્તિમાં ભોજનની ના ન કહેવી રે;
પ્રીતિ નથી નથી આવી વિપત્તિ એ એવી રે.

પ્રભુએ જાણી લીધું હતું કે દુર્યોધન શઠ છે; તેની શઠતાનું કારણ તેની અથાગ પાપ બુદ્ધિ છે. પાપ બુદ્ધિનું કારણ લોભ છે. જ્યાંસુધી લોભનો ત્યાગ ન થાય ત્યાંસુધી પાપબુદ્ધિ દૂર ન થાય, ને તે જ્યાંસુધી રહે ત્યાંસુધી સુમતિ ન થતાં શઠતા દૂર મ થાય ને પ્રભુમાં સાચી પ્રીતિ પણ કદી હોઇ શકેજ નહિ. શ્રીહરિ પણ ધર્મી મનુષ્યના પક્ષકાર હોવાથી અધર્મીના શત્રુજ થાય છે, જેમ રાજા શાહુકારને સહાયક હોવાથી ચોરનો શત્રુજ થાય છે. ભગવાન શ્રીકૃષ્ણે સ્પષ્ટ શબ્દોમાં દુર્યોધનને સંભળાવી દીધું કે:—

જ્યાંસુધી તેં દુષ્ટવૃત્તિને નથી સુધારી રે;
ત્યાંસુધી હું તારી સેવા ના શકું સ્વીકારી રે.

તું ધ્યાનમાં રાખજે કે હું કોઇનો પક્ષકાર નથી. મારે મન તો સર્વ સમાન છે, છતાં ધર્મનો તો હું પક્ષપાતી છું; એટલે જયાં ધર્મ હોય ત્યાં મારે રહેવું જોઇએ. પાંડવો

ધર્મી છે, ત્યારે તું અધર્મી છે અને તેથીજ હું પાંડવોનો પક્ષકાર થયો છું; આવા આશયના તે વખતના પ્રભુના પોતાના શબ્દો જુઓઃ—

यस्तान् द्वेष्टि स मां द्वेष्टि यस्ताननु स मामनु ।
ऐकात्म्यं मां गतं विद्धि पांडवैर्धर्मचारिभिः ॥

'એ પાંડવોનો જે દ્વેષ કરે છે, તે મારો પણ દ્વેષ કરે છે, અને જે તેઓને અનુસરે છે તે મને પણ અનુસરે છે. ધર્માચરણ કરતા પાંડવો સાથે હું એકાત્મભાવને પામ્યો છું, આમ તારે જાણવું'–અર્થાત્ જે કોઈ ધર્મનિષ્ઠ છે, તેઓનો ને મારો આત્મા એક બની રહે છે, આવા ધર્મનિષ્ઠ પર પ્રીતિ કરનાર સ્વભાવવાળા 'પરબ્રહ્મને તું પીછાણ, શાસ્ત્રથી સ્વરૂપ શકિત સ્વભાવ સમજી !'

આથી પણ વિશેષ પ્રકટ સ્વરૂપમાં પ્રભુનો સ્વભાવ તે વેળા સ્પષ્ટ જણાયો હતો–જેમ ચોરના સોબતી ચોર ગણાય છે, અભડાયેલને અડકેલો અભડાયેલ મનાય છે, સૂતકીનું ખાનારને સૂતકી ગણવામાં આવે છે ને વટલેલનું જમનારને વટલેલ માનવામાં આવે છે તેજ પ્રમાણે ધર્મનિષ્ઠ પાંડવોનું પચાવી પાડનારા લોભી, અન્યાયી તથા શઠ દુર્યોધનાદિની સેવામાં રહેલા, તેમને સહાય કરનારા ને તેમનાં પાપમાં ભાગ લઈ તેમનું ખાનારા ભીષ્મ–દ્રોણ વગેરેને પણ તેવાજ માની પ્રભુ તેઓને ઘેર પણ ન પધાર્યા; પણ છેવટે—

विदुरान्नानि बुभुजे शुचीनि गुणवंति च ।

પવિત્ર અને ગુણવાન એવું વિદુરનું અન્નજ ભગવાન જમ્યા. વસ્તુતઃ ન્યાયથી સંપાદન કરેલ અને તેથીજ પવિત્ર અને પ્રેમથી તૈયાર કરેલ વિદુરજીનું અન્નજ ભગવાનને ગુણવાન તથા સ્વાદિષ્ટ જણાયું, તેથી તેમણે વિદુરજીને ત્યાંજ ભોજન લીધું. આ સંબંધે જગતમાં પણ કહેવાય છેઃ—

દુર્યોધન કે મેવા ત્યાગી પ્રભુ ભાજી વિદુર ઘેર પાયો; [આવા]
પરબ્રહ્મને તું પીછાણ શાસ્ત્રથી સ્વરૂપ શક્તિ સ્વભાવ સમજી.

અસ્તુ, ત્યાંની કથા તો ઘણીજ લાંબી છે; અહીં આપણે આખ્યાન ઉપયોગી સારાંશમાત્રજ ખેંચી લઇએ; તે રાત્રિ

વિદુરજીને ત્યાંજ પ્રભુએ પસાર કરી. ઘણી ઘણી વાતો વિદુરજી સાથે ખાનગીમાં થઈ; ને રાત્રિ વીતી એટલે—

### સાખી

શંખ દુંદુભિનાદે બંદી સાદે યદુવર જાગ્યા;
સ્નાન ધ્યાન યજન દાન કરી સ્વસ્થ થયા મહાભાગા.
ત્યાં દુર્યોધન શકુનિ કરણ સહુ આવી પ્રભુ પદ લાગ્યા;
કહ્યું તેડાવે ભૂપ કહ્યા શુભ સમાચાર વિણ માગ્યા.

'ડેપ્યુટેશન' પ્રભુને લેવા આવ્યું. મોટો દરબાર ભરાયો હતો. મોટી સ્વારી કાઢવામાં આવી હતી; ઘણોજ ઠાઠમાઠ ને આડંબર કરવામાં આવ્યો હતો. ભગવાન શ્રીકૃષ્ણ વિદુરજીને ત્યાથી રાજસભામાં જવા નીકળ્યા. તે વખતે—

### લાવણી

રક્ષિત યદુ ગણ સૈનિકથી ખુલ્લે ખાંડે, (બોડીગાર્ડ)
હરી સ્વાર થયા જય શબ્દ ગયો બ્રહ્માંડે; (એક રથમાં)
છે વિદુર સંગમાં રક્ષક સાથ વિચરતા,
સંગે દુર્યોધન શકુની સેવા કરતા..
સાત્યકી અને કૃતવર્મા બીજા રથમાં,
જળ છાંટયાં તોરણ ધ્વજા દીસે સહુ પથમાં;
શંખભેરી વિધવિધ વાજાં આગળ શોભે,
પાંચસેં હાથી રથ હજાર જોઈ મન લોભે.
આગળ પાછળ સ્વારો ને શૂર પદાતી;
જોતાંજ અરીની ધડકી જાતી છાતી.

### દીંડી

રાજ્ય દ્વાર પાસ આવી કેરી સ્વારી,
થયો વિજય ને વાજીંત્ર ઘોષ ભારી;
શ્રી કૈલાસ સદૃશ રથ થકી મુરારી,
ઉતર્યા વિદુરનો કર સ્વીકારી.
કર્ણ દુર્યોધન આગળ બેઉ ચાલે,
સાત્યકી કૃતવર્મા પુંઠ સંભાળે;
કરી ભૂપ અગ્રભિષ્મ દ્રોણ વ્હાલે,
આવી અભિમુખ પ્રભુ પ્રેમથી નિહાળે.
પધાર્યા મળીને સભામાં મુરારી,
ઊઠી આસન તજી ભૂપ સભા ભારી;

શ્રેષ્ઠ આસન પર બિરાજ્યા અસુરારી,
બિરાજ્યા સહુ સ્વઆસનો સ્વીકારી.

ભગવાન શ્રીકૃષ્ણ, વાસ્તવિક દૃષ્ટિએ જોવાય તો પૂર્ણ પરબ્રહ્મજ છે, છતાં તેમણે મનુષ્યાકૃતિ ધારણ કરેલી હોવાથી લગભગ ઘણાખરાની તે સમયે ભૂલ થયા કરતી હતી ને હજી પણ તેમના સંબંધમાં ઘણાયે ભૂલ કરે છે; પરંતુ વસ્તુતઃ તેમનું સ્વરૂપ જેવું જ્ઞાનાનંદાત્મક છે તેવુંજ તેમનું શરીર-પણ જ્ઞાનાનંદમય છે. જે સ્થળ તેમને યોગ્ય જણાય છે તે સ્થળે તે ભગવાન પોતાના મૂળ સ્વરૂપમાં પ્રકાશે છે; પોતે સર્વેશ્વર ને સર્વાંતર્યામી છે, તેથી પોતાનું ચાહેલુંજ તે કરે છે; છતાં મૂઢ લોકોને એ વસ્તુની ખબર પડતી નથી; ધૃતરાષ્ટ્રની રાજસભામાં પણ તેવુંજ હતું. મૂઢ લોકોની દૃષ્ટિએ મોટા મનાતા મહર્ષિઓ તથા દેવર્ષિઓની પણ સારી સંખ્યા આવી પહોંચી હતી. જો કે તે ઋષિઓ તો શ્રીકૃષ્ણનેજ પોતાના પૂજ્ય તથા સર્વોપરી માનતા હતા પણ શ્રીકૃષ્ણ જે કંઇ કહે તેમાં તેઓનું અનુમોદન જો મળે તો મૂઢ લોકોને વધુ વિશ્વાસ બેસે તે માટે તે સભામાં અંતરિક્ષની અંદરથી તેવા મોટા મોટા ઋષિ–મુનિઓની મંડળીઓ ત્યાં આવી પહોંચી હતી. ભારતના મુખ્ય મુખ્ય રાજાઓ તો હાજરજ હતા; તેમાં તે બધાઓની વચ્ચે અતિ ઉન્નત ને શ્રેષ્ઠ સુશોભિત સુવર્ણાસન ગોઠવી દેવામાં આવ્યું હતું, તે પર ઘણાજ આદર ને માનપૂર્વક પ્રભુ શ્રીકૃષ્ણ બીરાજ્યાં; તે વખતે જેઓએ એ પરબ્રહ્મનાં દર્શન કર્યાં હતાં તેઓ સર્વને કોઇ અલૌકિક જ્ઞાનાનંદ તથા બ્રહ્માનંદનો અનુભવ થયો હતો. સૌ કોઇ ઉલ્લાસિત બની ગયા હતા; અને તેમાં શું આશ્ચર્ય છે ? મનુષ્ય સ્વરૂપ હોવા છતાં પણ પ્રત્યક્ષ પૂર્ણ પરબ્રહ્મ જ્યાં સાક્ષાત્ હોય ત્યાં એ આનંદની પરાકાષ્ઠા કેમ ન હોય ? છતાં દુર્યોધન જેવા ઘોર અજ્ઞાનીઓને તો તે પ્રભુ એક યાદવરાજાજ જણાયા હતા. તે પછી—

તોટક

મણિ આસનમાં હરિને નીરખી,બની સર્વ સભા ચીતર્યા સરખી;

ન શકે નર કે સુર કો પરખી, નિરખે સહુકો હરખી હરખી.

ભલે પરીક્ષા કરી શકાતી ન હતી, પણ તેમને જોઇ જોઇને લોકોને જે આનંદ થતો હતો તે અવર્ણ્ય હતો; પણ તેમાં નવાઇ શી હતી? તે પ્રભુ તો ખુદ પરબ્રહ્મ આનંદસ્વરૂપજ છે, ત્યાં આનંદની છોળોજ ઉછળે એ સ્વાભાવિક છેઃ—

चिरस्य दृष्ट्वा दाशार्हं राजानः सर्व एव हि ।
अमृतस्येव नातृप्यन् प્રेक्षमाणा जनार्दनम् ॥

'સર્વ રાજાઓ લાંબા સમય સુધી શ્રીકૃષ્ણને જોઇને ફરી ફરી જોયાજ કરતા હતા. જેમ અમૃતથી તૃપ્ત ન થવાય તેમ તેમના દર્શનથી તૃપ્તજ ન થયા.' અને પછી તો આખીય રાજસભા—ततस्तूष्णीं सर्वमासीद् गोविंदगतमानसम् । શાંત ને ચૂપ બની ગઇ; સર્વ કોઇનાં મન શ્રીગોવિંદભગવાનમાંજ તલ્લીન બની ગયાં; કેવળ શાંતિનુંજ સામ્રાજ્ય ત્યાં જામી ગયું. એ રીતે પોતાના સ્વરૂપ, પ્રકાશ ને આનંદના પ્રભાવથી સર્વનાં મનને આકર્ષી લઇ સર્વને સ્વસ્થ ને એકાગ્ર બનાવી દઇ ભગવાન શ્રીકૃષ્ણે, સમસ્ત જગતના કલ્યાણ માટે મુખ્ય ધૃતરાષ્ટ્રને ઉદ્દેશીનેજ સંભાષણ શરૂ કર્યું— મૂળ મહાભારતમાં આ સ્થળે ઘણોજ વિસ્તાર કરવામાં આવ્યો છે, અહીં તો સંક્ષેપમાંજ કહીશું:—

ચંદ્રાવળા–ભૈરવી

બોલ્યા શ્રીકૃષ્ણ એ વાત.
શાન્ત સભા જોઈ સર્વ, શ્રીહરી દુંદુભિ જેવા સુનાદે;
દંતપંક્તિ ઝળકાવતા ઉચર્યા ધૃતરાષ્ટ્રની સાથે.
ધૃતરાષ્ટ્રની સાથે ઉચર્યા એમ, આવ્યો છું અહીંયાં હું કેમ?
તે સઘળું જાણવું સહપ્રેમ 'ચાહું આખા ભારતનું ક્ષેમ.' બો૦

આવા સમગ્ર જગતનું કલ્યાણ કરવાના સ્વભાવવાળા ને 'निवासः शरणं सुहृत्'–સર્વ પ્રાણીઓના નિવાસરૂપ, શરણરૂપ ને સર્વના મિત્ર–'પરબ્રહ્મને તું પીછાણ'

વાર્ય તારા વ્હાલા પુત્રને પુત્રો પાંડવે તારા સમાન;
એઉનું શુભ સરખું ચહી સંધ કરાવી દે સમાધાન,
સંધ કરાવી દે સમાધાન, જાણ કેવા છે પાંડવ બળવાન;

યોદ્ધા સ્નેહી સગાતારાસમાન, સર્વે નચાવે એ એકસમાન બો૦
ચહા તું ભલું તારા પુત્રનું, પૌત્રમિત્ર આ સર્વ રાજાનું;
ચહા તું ભલું સૌ સેનનું, દેશોદેશનું સર્વ પ્રજાનું.
સર્વ પ્રજાનું ભલું તારે હાથ, નવધવાદ વધુતું આ વાત;
વેરાયભૂપો હળીમળી સાથ, ભોગવે ભોગનારીસુત સાથ. બો૦

હજી પણ પુણ્યના અંશો બાકી છે, તેને પાપકૃત્યમાં ભેળવી દઈ ખલાસ ન કરો. આ ખરેખર પાપ છે, કોઇનું બિલકુલ પચાવી પાડવું તે ખુલ્લો અધર્મ છે, આમાં જે કોઇ સાથ આપશે તેઓ સર્વ પોતાનાં પુણ્ય પરવારી બેસશે ને પાપનાં પોટલાં જરૂર બાંધશે. હજી પણ ચેતો, હું ચેતવણી આપવાજ આવ્યો છું:—

સર્વ સભાસદ સાંભળો, ભળો માત્ર ન મુજમત માંહ્ય;
બોલો ઘટિત શો ધર્મ છે, જેને ઉર જે યોગ્ય જણાય;
યોગ્ય જણાય જેને ઉર જેમ, તે જણાવો સહુનું ચહી ક્ષેમ,
સહુનું સરખું હિતઆમાંહ્ય, માટેકરોસહુ બનતી સહાય. બો૦

એ પ્રમાણે ઘણાજ વિસ્તારથી પ્રભુએ ભાષણ કર્યું, તેની અસર ઘણીજ સુંદર થઇ, પણ બોલી શકે કોણ?

ગીતિ

બોલી રહ્યા હરિ બોલી, હરિ બોલી સુણી શકયા ન કો બોલી;
મુખે ખુલ્લી મન ખોલી, કહી જમદગ્ને કથા ઉચિત બોલી.

જે સમયે સર્વના પિતા પરમેશ્વર, પોતાના સર્વ પુત્રોને પોતાની વેદાજ્ઞાથી પ્રેરે છે તે સમયે મહર્ષિઓ તથા મુનિઓ તેમાં સદા પુષ્ટિ આપે છે; આ પરંપરા ઘણા સમયથી ચાલુ છે; તેજ પ્રમાણે તે સમયે રાજસભામાં શ્રીકૃષ્ણ પ્રભુએ સર્વની સમક્ષ હિતવચન કહ્યાં ત્યારે મહર્ષિ જમદગ્નિએ ઉશા થઇને તેમાં પુષ્ટિ આપી, ને ખાસ ચેતવણી દીધી કે, યાદ રાખો, આ પ્રભુ કહે છે તેજ શ્રેયસ્કર માર્ગ છે, છતાં તેનો જો અનાદર કરશો તો તે પ્રભુ કહે છે તેમજ થશે. કારણકે—

निर्मिता सर्वलोकानामीश्वरः सर्वकर्मवित् ।
नरनारायणौ यौ तौ तावेवार्जुनकेशवौ ॥

આ શ્રીકૃષ્ણ ભગવાન સર્વ લોકોના સૃષ્ટા ને ઇશ્વર છે;

તે પ્રભુ સર્વનાં સર્વ કર્મોને જાણે છે. જે નર નારાયણ છે તેજ આ અર્જુન તથા શ્રીકૃષ્ણ છે. અર્થાત્ આ શ્રીકૃષ્ણ તે સાક્ષાત્ પરમેશ્વર છે ને અર્જુન તેમનો મુખ્ય ભક્ત છે; આ બન્ને વ્યક્તિ કોઇ સામાન્ય મનુષ્ય નથી, જે કંઇ જગતનું સર્વોત્કૃષ્ટ તત્ત્વ છે તેજ આ પ્રભુ છે; તમે બધાય કેવળ આ પ્રભુની પ્રજા છો–સંતાન છો; તેમજ સર્વથા પરતંત્ર છો; આ પ્રભુનું ધાર્યુંજ સર્વદા થાય છે ને થશે. તમે તમારૂં કલ્યાણ જો ઇચ્છતા હો તો આ પ્રભુ કહે છે તેમજ કરો; છતાં જો નહિ માનો તો જેમ પૂર્વકાળમાં દંભોદ્ભવનો પરાજય થયો હતો તેમ તમારો પણ પરાજયજ થશે. આમ કહી જમદગ્નિ બેસી ગયા એટલે કણ્વઋષિએ પણ તેજ પ્રમાણે સર્વને કહીને તે પ્રસંગની એક કથા કહી સંભળાવી ને તે પછી નારદજીએ પણ તેજ પ્રમાણે એક કથા ત્યાં કહી. આવા દેવર્ષિઓ હમેશાં ન્યાયમાર્ગનેજ પુષ્ટિ આપે છે ને તેથીજ અદ્યાપિપર્યંત તેમનાં તે તે વચનો શાસ્ત્રોરૂપે મોજુદ છે; વ્યાસકૃત મહાભારત પણ સર્વથા સન્માર્ગેજ દોરે છે, તેથી તે હજીપણ પાંચમા વેદ તરીકે સુપ્રસિદ્ધ છે. એ રીતે શત્રુઓની વચ્ચે શત્રુઓના ઘરમાં તેમની સમક્ષ જેમણે સત્યમાર્ગ પ્રકટ કર્યો, તેવા શ્રેયસ્કર સ્વભાવના 'પરબ્રહ્મને તું પીછાણ.' ભગવાન શ્રીકૃષ્ણનાં વચનો સર્વ કોઇને બરાબર યોગ્ય જણાયાં ને સર્વને તેમનાં વચન પ્રમાણેજ વર્તવું શ્રેયસ્કર જણાયું, પણ દુર્યોધન તો ઉલટો તેથી ખીજવાઇ ગયો. ખરેખર, ગધેડાને સાકર હોય ? તે એકદમ આવેશમાં આવી જઇ બોલી ઉઠયોઃ—

મનહર છંદ

ખરેખરા ખારે ખોટી, ખોટી ખામી ખોળી ખોળી;
ખામુખાં ખરાબ ઠરાવીને ખખડાવો છો.
પોતાના પાંડવો પાછા, પૂર્વપદે પહોંચાડવા;
પ્રપંચે પીડીને પુરૂં, પામેલું પડાવો છો.
કહો કૃષ્ણ કર્યું કુડું, કામ કીધું ક્યારે કેવું;
કોકે કોક કુ્શા ભાગ, શા કાજે કઢાવો છો.
હાથે દીધું હારી જાતે, પરવારી ના વિચારી;

આવી મ્હારી વારી સારી, ત્યારે શું અડાવો છો.
ઝીલ્યું અમે હાથે, ભલી ભાતે જાતે સભામાં તે;
કોઇ વાતે કે પંચાતે, પાણું નથી આપવું.
શત્રુને અડાવી પડાવી કો ન ફાવી જાય;
ચઢાવી લઢાવી લ્યો છે ભાવિનું રહ્યું થવું.
નડશું કનડશું ઝઘડશું પુરા પડશું;
પડશું ન પદે રણે, પડશું નથી નવું.
રાજ્ય શીર સરશું પરહરશું ને મરશું;
તો વરશું અપ્સરા, કશું નરસું નથી થવું.

શુદ્ધ પરબ્રહ્મનું–સાક્ષાત્ પરમેશ્વરનું એ પ્રમાણે અપમાન કરી દુષ્ટ દુર્યોધન સભામાંથી ચાલી નીકળ્યો; તેની પાછળજ તેના અનુયાયીઓ પણ ઉઠી નીકળ્યા. બસ, ઉપદેશ અપાઇ ચૂક્યો; તેની અસર પણ જાણે ન રહી! આખીય સભામાં ખળભળાટ થઇ ગયો. સર્વ કોઈ પરસ્પર કહેવા લાગ્યા કે, હવે કૌરવોનું શું થશે ? ત્યાં જે જે શિષ્ટ મહાપુરુષો મનાતા હતા, તેઓ એકદમ એકત્ર થઇ એજ નિર્ણય પર આવી ગયા કે, જેમ કંસનો યાદવોએ ત્યાગ કર્યો હતો તેમ આપણે પણ દુર્યોધન, શકુનિ, કર્ણ તથા દુઃશાસન–આ ચંડાળચોકડીનો ત્યાગ કરી દેવો જોઇએ, ને તેઓ ચારેને આજ વખતે કેદ કરી શ્રીકૃષ્ણ પ્રભુને સોંપી દેવા જોઇએ. આમ શિષ્ટમંડળ વિચાર ચલાવી રહ્યું હતું, તે જાણી લઇ દુર્યોધને શ્રીકૃષ્ણનેજ કેદ કરવા બાજી ગોઠવી દીધી. તુરતજ કૃતવર્મા ને સાત્યકિ ચેતી ગયા. તેઓએ પોતાની સાથે રહેલા સૈન્યથી આખી રાજસભાનેજ ઘેરી લેવા વિચાર કર્યો; ત્યારે શ્રીપરબ્રહ્મ કૃષ્ણ પ્રભુએ તો શાંતિથી બધું જોયાજ કર્યું, તે તો સર્વશક્તિમાન છે, અંતર્યામી છે; તેમને ભય શો ? બીજી તરફથી દુર્યોધન પર ચારે બાજુથી ફીટકારની વૃષ્ટિ થવા લાગી; તેની માતા ગાંધારીએ, પિતા ધૃતરાષ્ટ્રે, ભીષ્મ પિતામહે, વિદુરજીએ તથા બીજા સર્વ સુજ્ઞ મહારાજાઓએ પણ દુર્યોધનને ઘણોજ સમજાવ્યો, ઘણાંય દૃષ્ટાંતો આપી શ્રીકૃષ્ણનો પ્રભાવ કહી જણાવ્યો, ને તેમનું અદ્ભુત ચરિત્ર દૃષ્ટાંતોપૂર્વક સમજાવ્યું

કે, 'પરબ્રહ્મને તું પીછાણ.' પણ કોણ સમજે ને પીછાણે? 'विनाशकाले विपरीतबुद्धिः'-વિનાશકાળ સમીપ હોય ત્યારે બુદ્ધિમાં પણ વિપર્યાસ થઇ જાય છે. દુર્યોધનની દૃષ્ટિએ તો શ્રીકૃષ્ણ એટલે એક ગોવાળીયો કે યાદવજ. પ્રભુ શ્રીકૃષ્ણ સમજી ગયા કે આને કંઇ ભાન નથી, પણ આને સાનમાં લાવવો જોઇએ; પોતાનો અગાધ પ્રભાવ ને સર્વાતિશાયી સામર્થ્ય બતાવવાને પ્રભુએ ઇચ્છા કરી, શ્રીકૃષ્ણ તે એક ગોવાળીયો કે યાદવ નથી, કિંતુ સર્વશક્તિમાન સર્વેશ્વર સાક્ષાત્ છે, એ સિદ્ધ કરી બતાવવા સ્વયં શ્રીમુખે પ્રભુ બોલ્યાઃ—

### સાખી

કૃષ્ણ કહે તું ચહે બાંધવા, મને એકલો જાણી;
એક છઉં કે અનેક તે નજરે લો જોઇ પીછાણી.

### ચોપાઇ

એમ વદી કીધું ઉચ્ચ હાસ, થયો દશે દિશ દિવ્ય પ્રકાશ;
વીજળી જેવી દીપી કાય, નખશિખ તેજ થકી ઉભરાય.
તનખા જાણે તનથી ખર્યા, અંગુષ્ઠ માત્ર સુર નિસર્યા;
બ્રહ્મા લલાટથી તે વાર, શીવ છાતીથી તેજ પ્રકાર.
લોકપાળ ભુજમાંથી થયા, મુખથી અગ્નિ ભભકી રહ્યા;
આદિત્ય સાધ્ય અશ્વની વસુ,નખ શિખભર્યું ખાલી નવતસુ.

### હરિગીત

જોતાંજ જોતાં કર હજારો આયુધો ધારી થયા;
આંખે અને કાનેથી ભડકા, તેજના જારી થયા.
પ્રત્યેક રોમે રવી દેખી હામ સહુ હારી ગયા;
બીજા બીડી તેજે સ્વલોચન ભાન વિસારી ગયા.

આટલા સમય સુધી જે શરીર મનુષ્યાકૃતિમાં જણાતું હતું તેજ દેવતાઇ બની ગયું, કેવળ દેવતાઇજ નહિ, પણ સંપૂર્ણ દિવ્ય, જે કંઇ બહાર છે તે બધું વાસ્તવિક દૃષ્ટિએ તેમાંજ જણાયું; રે! જ્યાં જુઓ ત્યાં શ્રીકૃષ્ણ! કોને બાંધવા? કોને કેદ કરવા? પ્રભુનું મૂળસ્વરૂપ તો દિવ્ય દૃષ્ટિ વિના દેખાતું નથી, એટલે સભામાંના સર્વ રાજાઓ તથા દુર્યોધન,

પોતાની પાપી દૃષ્ટિથી એ ભૂળસ્વરૂપનાં દર્શન તો નજ કરી શકયા ! તેઓ તો પ્રભુના અદ્‌ભુત સ્વરૂપને જોઇને ' न्यमील यंत नेत्राणि राजानस्त्रस्तचेतसः '—આંખો મીચી ગયા, તેઓનાં ચિત્ત ત્રાસી ગયાં; જેઓ સંગદોષ હોવા છતાં સાત્ત્વિક પ્રકૃતિના હતા તેઓજ માત્ર પ્રભુનાં મૂળસ્વરૂપે દર્શન કરી શકયા.

ऋते द्रोणं च भीष्मं च विदुरं च महामतिम् ।
संजयं च महाभागमृषींश्चैव तपोधनान् ॥

દ્રોણ, ભીષ્મ, મહામતિ વિદુર, મહાભાગી સંજય ને તપોધન ઋષિઓ સિવાય બીજા કોઈ એ પ્રભુના દર્શન કરી શકયાં નહિ. કેવળ એઓનાંજ નેત્રો ખુલ્લાં રહી શકયાં ને તેઓજ પ્રભુને નીરખી શકયા. પ્રભુનું તે દિવ્ય સ્વરૂપ જાણે ત્રણેલોકમાં વ્યાપ્ત બની ગયુ ને છેક દેવલોક સુધી પહોંચ્યુ. તે વેળાઃ—

तं दृष्ट्वा महदाश्चर्यं माधवस्य सभातले ।
देवदुंदुभयो नेदुः पुष्पवृष्टिः पपात च ॥

' મહાસભાની વચ્ચે શ્રીપતિનું એ મહા આશ્ચર્યકારક સ્વરૂપ જોઇને દેવોનાં દુંદુભિ ગડગડવા લાગ્યાં ને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ.' જાણે કે ચોપાસથી આજ ધ્વનિઓ થઇ રહ્યા કે, ભૂલી જાઓ દુષ્ટ દુર્યોધનને તથા તેના સાથીઓને ! સ્વીકારો શ્રીહરિને ! ઝટ પગે પડો ને તુરત તેમની પાસે પ્રાર્થના કરો કે, અમને પણ અંતે દિવ્ય દર્શન આપો. જો કે અમે દૂષિત હોઇએ, તો પણ ખરા અંતઃકરણથી પ્રભુને માનતા થઇ જઇએ ને સાચા સ્વામી તરીકે એ પ્રભુનેજ સ્વીકારીએ એવી કૃપા અમારા પર પ્રભુ કરો, અમારી વિનતિ સ્વીકારો. આ ધ્વનિઓ ધૃતરાષ્ટ્રના કાનમાં ચોબાજુ ગુંજી રહ્યા. તેણે પણ પ્રભુને પ્રાર્થના કરીઃ—'ઓ દયાળુ ! મને અંધને આપનાં દર્શન થવાં જોઇએ; મેં આપનો અપરાધ કર્યો છે, તેની ક્ષમા સાથે આપ મને કૃતાર્થ કરો.' આમ ધૃતરાષ્ટ્ર અંધ અવસ્થામાંજ પ્રાર્થના કરવા લાગ્યા, ને તુરતજ પ્રભુ પાસે તે પ્રાર્થના પહોંચી અને ઝટ—

ગીતિ

**સ્તુતિ અંધની સ્વીકારી, કરી દીધાં બેઉ નેત્ર ચમત્કારી;**
**દીઠા હરિ અવિકારી, પરબ્રહ્મ પુરુષોત્તમ અઘહારી.**

આ રીતે દુર્યોધન તથા ધૃતરાષ્ટ્ર વગેરેને પણ જે દર્શન અર્જુનને ગીતાજીના અગીઆરમા અધ્યાયમાં દીધેલાં વર્ણવેલ છે તેજ દર્શન એ અર્જુનની પહેલાં પ્રભુએ દીધાં હતાં. પછી તો જેની જેવી મતિ તે પ્રમાણે તે તેની અંતગતિ થયેલ છે; માટે અમારા પ્રિય વાચકગણ ! તમે પણ જેમ બને તેમ સુકૃત્ય ને સદાચરણમાં એકનિષ્ઠ રહી શ્રીકૃષ્ણનેજ સાચા પ્રભુ તરીકે સ્વીકારી તેમના એકાંતિક ગુણયુક્ત ભક્ત બનો, ને ભક્તિનો પૂર્ણલાભ લેવા 'પરબ્રહ્મને તું પીછાણ શાસ્ત્રથી સ્વરૂપ શક્તિ સ્વભાવ સમજી.'

આ દેહે અનુકૂળતામાં અનુ લઈ લે સાચી લ્હાણ.

એ લ્હાણ જો અર્જુને લીધી તો ખરેખર તે તરી ગયો; પણ કૌરવો તેથી વિમુખ રહ્યા તો ડૂબ્યા-માર્યા ગયા; માટે એજ દયાનિધાન સર્વેશ્વર આપણા સાચા સદાના પતિ છે, અનેક સ્વરૂપ અને સમસ્ત જગતના સર્વ મહાન મહાભૂપ પણ તેજ છે; પૂર્ણ પરબ્રહ્મ એ પરમાત્મા, એ પ્રમાણે પોતાના પુરુષોત્તમપણા સાથે એવા પ્રકારના પ્રભાવ તથા સ્વભાવવાળા છે. સમગ્ર શાસ્ત્રો આજ રહસ્યનું એકીસાથે ને એકજ અવાજે પ્રતિપાદન કરે છે-'तद् विजिज्ञासस्व । તે પરબ્રહ્મને તું જાણવાની ઇચ્છા કર.' આજ શાસ્ત્રીય આજ્ઞા અહીં વારંવાર અમે ટાંકીએ છીએ-'પરબ્રહ્મને તું પીછાણ.' ભગવાન સૂત્રકાર વ્યાસદેવ પણ એજ કહે છે ને ગીતાજીમાં તો સ્થળે સ્થળે એજ પરબ્રહ્મ ખુદ સ્વમુખે ઉપદેશે છે, એટલે 'प्रस्थानत्रयी' માં જે કંઈ કહેવામાં આવ્યું છે તેજ સત્ય કથન આ સિદ્ધ થયું છે કેઃ—

**પરબ્રહ્મને તું પીછાણ શાસ્ત્રથી સ્વરૂપ શક્તિ સ્વભાવ સમજી.**

એ પરબ્રહ્મ કોણ તે હવે નક્કી થઈ ગયું—જેમનો 'ઇતિ' છેજ નહિ તેજ એ પરબ્રહ્મ.

॥ श्री कृष्णचंद्रनी जय, श्री द्वारिकाधीशनी जय ॥

---



# श्री तुलसीदासजी-आख्यान

[ अवतार-विषय ]

## पूर्वरंग

### ठुमरी

અવતારે હરિ તારે, શાસ્ત્ર કહે વિસ્તારે. ટેક.
આં માનવું તારે માનવ અવતારે.
આમાં (આ અવતારમાં) નવ તારે, ન વરત્યારે (શ્રીહરિને)
હાં હાંરે ના વરત્યારે (એમજ કહેવાય;નક્કી એજ) અવ૦

'પરબ્રહ્મ' સત્‌જ, એકજ અને અદ્વિતીય છે, એમ શ્રુતિ સ્પષ્ટ કહે છે-' सदेव सौम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम् ' હે સૌમ્ય ! આગળ આ સત્‌જ, એકજ, અદ્વિતીય હતું. આ શ્રુતિવાક્યમાં ' अग्रे-આગળ '-એ શબ્દ વાપર્યો છે, તેનો શો અર્થ છે ? તેનો અર્થ એજ છે કે, ' આગળ-પ્રલયકાળે ' અર્થાત્ ' इदम्-આ ' એટલે અચિત્ તથા ચિત્ જે કંઇ આ જગત હમણાં પ્રત્યક્ષ જણાય છે તે ' अग्रे '-પ્રલયકાળે ' आसीत्-હતું,' એમ તો કહે છે, પણ તે કેવું હતું ? 'सदेव-સત્‌જ'-મિથ્યા તો નહિજ. પણ જેને 'एकमेव'-એકજ તથા ' अद्वितीयम् ' કહેવાય એવું સત્‌જ હતું. એટલે પણ શું કહેવા માગે છે ? શું તે વેળા કેવળ એકજ 'બ્રહ્મ' તત્ત્વજ હતું ? ચિત્-અચિત્ ન હતાં ? ના, કહેવાનો ભાવ એ છે કે, તે સમયે-પ્રલયવેળા જેવાં હાલ નામ-રૂપવાળાં દેવ, મનુષ્ય, પૃથ્વી, આકાશ વગેરે પ્રત્યક્ષ જોવામાં આવે છે, તેવાં પ્રત્યક્ષ-સ્થૂલ સ્વરૂપવાળાં ન હતાં. જેમ બીજ હોય છે પણ વૃક્ષ નહિ, તેમ એ વખતે બધુંય સત્‌માં મળી ગયું હતું; એટલે કે જ્યારે આ સમસ્ત સૃષ્ટિનો પ્રલય થાય

છે ત્યારે નામરૂપાત્મક આ સમસ્ત જગત બળીને અગ્નિ, વાયુ કે આકાશથી પણ સૂક્ષ્મસ્વરૂપમાં-મૂળ-ત્રિગુણાત્મક પ્રકૃતિના સ્વરૂપમાં બની જાય છે; જેમ બીજમાં જીવ હોય છે તેમ તેમાં પણ અસંખ્ય જીવો વિદ્યમાન હોય છે. જેમ એકજ દાડમમાં અનેક કળીઓ, તેમાં રસ તથા ઠળીયા વગેરે હોય છે પણ બહારથી તો માત્ર એકજ ગોળ દાડમ દેખાય છે, તેમ એ પ્રલયકાળે પણ એક 'સતજ' હતું, ને એ 'સત્'માં બધુંય હતું. આજ આશય બીજી એક શ્રુતિ કહે છે-'तद्धेदंतर्ह्यव्याकृतमासीत्'-તે વેળા આ 'અવ્યાકૃત' હતું. પછી જ્યારે તે 'સત્'ને ઇચ્છા થઈ 'तदैक्षत बहु स्यां प्रजायेय'-ત્યારે તેણે વિચાર કર્યો કે હું અનેક પ્રકારે થાઉં, નામરૂપાત્મક જગતરૂપે ઉત્પન્ન થાઉં.' આવો વિચાર કર્યા પછી તેણે પોતાનામાં સમાઈ રહેલા ત્રિગુણનો, પુરુષોનો પ્રકૃતિ-પુરુષ-બન્ને જે અનાદિ છે-તેમનો ઉપયોગ કર્યો. અર્થાત્ સૌ પહેલાં ત્રિગુણનું મિશ્રણ કર્યું, તેમાંથી મહત્તત્વ ને અહંકાર ઉત્પન્ન કર્યા, ને પછી તેમનું મિશ્રણ કરી તેમાંથી આકાશ ઉત્પન્ન કર્યું. ત્યાંસુધી તે 'અરૂપ'-અમૂર્તજ કહેવાય. તે પછી એ આકાશથી શબ્દ તથા વાયુ થયાં. તે પણ અમૂર્તજ કહેવાય. તેમાં અનેક જીવો તથા તે બન્નેમાં એક પરમાત્મા તો સદાકાળ રહ્યાજ છે; તે તો અનંતજ છે. જેમ આકાશ બધામાં છે ને આકાશમાં બધું છે તેમ 'अंतर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः'-એ સર્વમાં અંદર ને બહાર વ્યાપીને નારાયણ-પરમાત્મા રહેલા છે, એમ છેવટે નારાયણનાંજ સર્વ શરીર છે, નારાયણનાંજ તે સ્વરૂપો છે, પણ તે ચક્ષુ ઇન્દ્રિયનો વિષય નહિ હોવાથી 'अमूर्त' કહેવાયાં. તે પછી તેમાંથીજ અગ્નિ, જળ, પૃથ્વી, મનુષ્યો, પશુઓ તથા પક્ષીઓ વગેરે જે ઉત્પન્ન થયાં તે ચક્ષુ ઇન્દ્રિયના વિષયરૂપ હોવાથી 'मूर्त' કહેવાયાં. આ વસ્તુ શ્રુતિ પણ કહે છે-'द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चामूर्तमेव च'-બ્રહ્મનાં બે સ્વરૂપો છે. એક મૂર્ત ને બીજું અમૂર્ત. આનેજ સાકાર તથા નિરાકાર કહેવામાં આવે છે. આ રીતે સર્વે સર્વેશ્વરનાજ

અવતાર છે, સર્વે એ અંતર્યામીનાંજ સ્વરૂપો છે, પણ તેમાં કેટલાંક જડશરીરો છે, ત્યારે કેટલાંક જીવાત્મક શરીરો છે. આમાં જે જડ તત્ત્વો છે તે જીવતત્ત્વોને માટે છે. જીવોનાં જેવાં કર્મ હોય તેવાં શરીર તેમને અર્પણ કરી અંતર્યામી પરમાત્મા, પોતે અવિકારી રહીનેજ એ જીવ પાસે તેનાં કર્મફળ ભોગવાવે છે; પણ તે જીવોમાં જેઓને કર્મબંધનથી છૂટવાનો અધિકાર પ્રાપ્ત થયો હોય છે તેવા દેવો ને મનુષ્યોના હૃદયાકાશમાં વળી 'अंगुष्ठमात्रः पुरुषः'–અંગુષ્ઠપ્રમાણ પુરુષાકારે પણ રહે છે; એમ પ્રત્યેક પ્રાકૃત આકારના દેહમાં તે સર્વેશ્વર પોતે દિવ્યાકારે પ્રકટ રહે છે. આવા અસંખ્ય અવતારો તે પરમાત્માના છે, એમ અનેક શ્રુતિઓ કહે છે. જેમ નિરાકાર આકાશમાંથી પૃથ્વી, જળ, તેજ વગેરે સાકાર પદાર્થો ઉત્પન્ન થાય છે, છતાં પોતે નિરાકારજ રહેલું તે આકાશ પાછું તે તે પદાર્થોમાં નિરાકારેજ સ્થિતિ પણ કરે છે, તેમ તે આકાશની અંદર ને બહાર દિવ્ય આકાશ, સત્ય, જ્ઞાન, અનંત, પ્રકાશસ્વરૂપ પરમાત્મા નિરાકારજ સ્વરૂપમાં સ્થિતિ કરે છે, ને પોતાની અંદર એવાજ જ્ઞાનાનંદાત્મક સાકારસ્વરૂપમાંયે પ્રકટે છે. શ્રુતિ પણ એજ કહે છે–' सत्यं ज्ञानमनंतं ब्रह्म–બ્રહ્મ તે સત્ય, જ્ઞાન તથા અનંતસ્વરૂપ છે' તેમજ વળી કહે છે–'यो वेद निहितं गुहायाम्–જે મનુષ્ય પોતાની હૃદયગુહામાં બીરાજતા પરમાત્માને જાણે છે તે મુક્ત થાય છે.' આમ ઉપનિષદો ઉપદેશે છે કે, જીવાત્માએ, પોતાના હૃદયપ્રદેશમાંજ બીરાજતા પરમાત્માની ઉપાસના કરવી; તેમજ સર્વ બ્રહ્મવિદ્યાઓ પણ એજ શીખવે છે કે સાકાર–દિવ્યાકાર કહો કે દિવ્ય અવતાર કહો–તે સર્વેશ્વરનીજ ઉપાસના ઇષ્ટ છે. વળી જેમ હૃદયગુહામાં રહેલા પરમાત્માની ઉપાસના ઉપનિષદ્‌માં કહેલી છે તેમ સૂર્યનારાયણના મંડળમાં રહેલા પરમાત્માની પણ ઉપાસના છાંદોગ્ય ઉપનિષદ્‌માં દર્શાવી છે–'कप्यासं पुण्डरीकमेवमक्षिणी–(સૂર્યમંડળના અધિષ્ઠાયક જે પરમ પુરુષ છે તેમનાં) બન્ને નેત્રો સૂર્યથી વિકાસ પામેલાં કમળ જેવાં છે'

અને 'आप्रणखात् सर्व एव सुवर्णः—ચરણના નખથી માંડીને સર્વાંગે સુવર્ણમય' એવા 'हिरण्मयः पुरुषो दृश्यते—હિરણ્મય પુરુષ (સૂર્યમંડળમાં) દેખાય છે.' આમ શ્રુતિને સૂર્યની અંદર દિવ્ય પુરુષ જોવામાં આવે છે; આવું પરમાત્માનું સાકાર સ્વરૂપ સૂર્યમાં દેખાય છે, પણ તેને જોવાની યોગ્યતાવાળી સૂક્ષ્મ ને શુદ્ધ દૃષ્ટિ થવી જોઇએ ને ? આવા આવા પરમાત્માના નિયત અવતારો છે; તેમજ ક્ષીરસમુદ્રમાં એક ઇશ્વરી સ્વરૂપ સદાકાળ બીરાજે છે, જેનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવે છેઃ—

शांताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥
लक्ष्मीकांतं कमलनयनं योगिभिर्ध्यानगम्यं ।
वंदे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥

'શાંત આકારવાળા, શેષનાગ પર શયન કરતા, નાભિમાં કમળવાળા, દેવોના પણ ઇશ્વર, જગતના આધાર, આકાશસમાન, મેઘજેવા શ્યામવર્ણવાળા, શુભ અંગવાળા, લક્ષ્મીના પતિ, કમળસમાન નેત્રોવાળા, યોગીઓએ ધ્યાનથી પ્રાપ્ત કરાતા, સંસારના ભયનો નાશ કરનારા અને સર્વ લોકોના એક નાથ વિષ્ણુ ભગવાનને હું વંદન કરૂં છું.' આમ વિષ્ણુસ્વરૂપ પરમેશ્વરનું એક સ્વરૂપ ક્ષીરસાગરમાં રહે છે, જેમની પ્રાર્થના દેવો કરે છે; એટલે શ્રીકૃષ્ણ આદિ અવતારો જગતમાં જે પ્રકટે છે, તે સર્વેશ્વર પોતેજ હોય છે. પરમાત્મા સ્વયમેવ શ્રીકૃષ્ણાદિરૂપે અવતાર લે છે, જેથીજ તેમના ગીતા વગેરે ઉપદેશો પરમ પ્રામાણિક ગનાય છે, જેમાં પોતે ભગવાનજ આવા આશયનો ઉપદેશ કરે છેઃ—

અવતારે હરિ તારે શાસ્ત્ર કહે વિસ્તારે.

આપણા વેદાંતશાસ્ત્રનો સમગ્ર સાર એજ નીકળે છે કે પરમેશ્વરની ઉપાસના, ભક્તિ કે શરણગમન સ્વીકારવું; જે માટે મુખ્ય અવલંબન આજ છે—'અવતારે હરિ તારે.'

ભગવદ્‌ગીતામાં ખુદ ભગવાન કહે છે—'जन्म कर्म च मे

दिव्यम्–મારાં જન્મ કર્મ દિવ્ય છે' આમ પોતાના જન્મ–કર્મને દિવ્ય કહી વિશેષ એ સમજાવવા માગે છે કે, જીવનો અવતાર તેના કર્મ પ્રમાણે પરમેશ્વરે અર્પણ કરેલ દેહમાં અમુક અવધિ સુધીનો હોય છે, ત્યારે ઇશ્વરનો અવતાર તેમની પોતાનીજ ઇચ્છા પ્રમાણે પોતેજ ધારણ કરેલા હરકોઇ શરીરમાં પોતે ચાહે ત્યાંસુધી થઇ શકે છે અને તે પણ દિવ્યજ.

પ્રહ્‌લાદ માટે તે પરમેશ્વર પોતાની ઇચ્છા પ્રમાણે કેવું અદ્દભુત સ્વરૂપ ધારણ કરી સ્તંભમાંથી પ્રકટયા ? તે શું જણાવે છે ? આમ 'અવતારે હરિ તારે' તેમજ કંસાદિનો વધ કરવા માટે દેવકીના ઘરમાં ભગવાન શ્રીકૃષ્ણસ્વરૂપે પ્રકટયા, ને તે વેળા પ્રભુ ચતુર્ભુજ સ્વરૂપે દેખાયા, તે પછી છેકજ નાના બાળ બની જઇ મનુષ્ય પ્રમાણે જણાયા, ને સોળ વર્ષની વયે પાછાં મથુરાં આવતા ચતુર્ભુજ દેખાયા, ને અર્જુનને દિવ્ય દષ્ટિ આપી 'सहस्रवाहो' એમ હજારો હાથવાળા દેખાયા, આ બધું શું બતાવે છે ? 'અવતારે હરિ તારે, શાસ્ત્ર કહે વિસ્તારે.' શ્રીકૃષ્ણ સ્વરૂપે પ્રકટ થતાંજ પ્રભુએ દેવકી તથા વસુદેવને જણાવ્યું છે કે, આ તો મારો ત્રીજો અવતાર છે. કશ્યપ તથા અદિતિને ત્યાં પ્રથમ હું વામનરૂપે જન્મ્યો હતો ને તેજ અવતારમાં હું કેવડો બની ગયો હતો ? ત્રિવિક્રમ ! જેની નિશાની આજે પણ ગંગાજી જગતમાં પ્રત્યક્ષ છે. ગંગાજી તે ત્રિવિક્રમ ભગવાનનું ચરણોદક છે. એ ભગવાનનો ચરણ છેક બ્રહ્મલોકમાં પહોંચ્યો ત્યારે બ્રહ્મદેવે એકદમ દોડી જઇ તે ચરણને જળથી ધોયો હતો; તેજ જળ આજે ગંગાજીરૂપે વહે છે, ને ત્રણે લોકને પવિત્ર કરી રહ્યું છે. શ્રુતિ પણ 'इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् –વિષ્ણુ ભગવાને ત્રિવિક્રમ સ્વરૂપે આ જગતને દાબી દીધું હતું, ને ત્રણ પગલાંથી માપ્યું હતું.' એમ ભગવાનનાં ગુણગાન ગાય છે, એ ઉપરથી શું સિદ્ધ થાય છે ? 'અવતારે હરિ તારે.' આ વસ્તુનો અનુભવ કરનાર બાળક રાક્ષસપુત્ર પ્રહ્‌લાદ હો કે દાનવરાજા બલિ હો; જે કોઇ તેમનું શરણ સ્વીકારે તે પ્રભુનો સાક્ષાત્કાર કરી શકે છે; તે માટે અમુક કોઇ દેશકાળ-

ની લેશમાત્ર જરૂર નથી. નરસિંહ મહેતાનો દાખલો તો હજી તાજો છે. આ ઘોર કલિયુગના સમયમાં પણ ભગવાન શંકરે સાક્ષાત્ પ્રકટ થઈ નરસિંહ મહેતાને શ્રીકૃષ્ણાવતારની રાસલીલાનાં દર્શન કરાવ્યાં, અને તે નરસિંહ મહેતાએ પ્રભુનાં ગુણગાનદ્વારાજ એ પ્રભુને એવા તો વશ કર્યા હતા કે, નરસિંહ મહેતા પોતેજ એક સ્થળે જણાવે છે કે તેમણે પોતાની જીંદગીમાં બેરાબર ચાળીસવાર પ્રભુને પ્રત્યક્ષ પોતાની સમીપ પ્રકટ થયેલા જોયા હતા. આવા ઐતિહાસિક સત્ય દૃષ્ટાંતો શું સમજાવે છે? તે એજ કે 'અવતારે હરિ તારે, શાસ્ત્ર કહે વિસ્તારે' અને તે અવતાર પણ સામાન્ય કે પ્રાકૃત નહિ, પણ દિવ્યજ. દેવતાઓ પોતે અનેકવાર અનુભવીને કહે છે— 'इच्छागृहीताभिमतोरुदेहः—માત્ર પોતાની ઇચ્છા થતાંજ સર્વમાન્ય મહાન દેહને પ્રભુ ધારણ કરે છે.' તે પરમેશ્વરે ધારણ કરેલું શરીર કેવું હોય છે? આ વિષે નરસિંહ મહેતાજી એક અવતારનું વર્ણન કરતા લખે છે-'अनेकरूपरूपाय–જેમનું સ્વરૂપ અનેક રૂપોવાળું છે. અરે! આપણે જોઇએ છીએ કે એક પ્રાકૃત મહારાજાના કેટલા પોશાકો? કેટલાં વાહન? કેટલાં હથિયારો? ને કેટલી ઑફિસો હોય છે? તેમાં કોને ખરૂં અને કોને ખોટું કહી શકાય છે? એજ પ્રમાણે સર્વેશ્વર પરમાત્મા એક પછી એક અનેક વિલક્ષણ સ્વરૂપો પ્રકટ કર્યેજ જાય છે, ને તે દ્વારા જગતનું કલ્યાણ કરવાનુંજ પોતાનું ધ્યેય જાળવ્યે જાય છે, માટે એજ ખરૂં છે કે, 'અવતારે હરિ તારે.' પ્રથમ મત્સ્યાવતાર તો ફરી તે નહિ, પણ કચ્છપ અવતાર; પુનઃ તે નહિ, પણ વરાહ અવતાર; વળી પાછો તેથી વિલક્ષણ નૃસિંહ અવતાર; પછી વામન તે બ્રાહ્મણરૂપે; શ્રીરામચંદ્ર તે ક્ષત્રિયસ્વરૂપે; તે પછી શ્રીકૃષ્ણ તે એક યાદવરાય; વળી એક વેળા મોહિની સ્વરૂપે સુંદર સ્ત્રી અવતાર, અને તે સ્ત્રી અવતાર પણ તે વેળા માત્ર દેવો અને દૈત્યોની વચ્ચેજ નહિ, પણ આ કાળમાં આ દેશમાંયે એ પ્રભુ એકવાર સ્ત્રી અવતારે પ્રકટ્યાં હતા. નરસિંહ મહેતાજી એકવાર કીર્તન કરતા હતા ત્યારે તેમનાં દુષ્ટ નાતીલાઓએ પાણીના સાંસા પાડ્યા હતા, તે

વેળા તે સર્વની વચ્ચે પ્રભુ સ્ત્રીરૂપે પ્રકટયા હતા. અહો ! જુઓ, ભગવાનની ભક્તવત્સલતા તો જુઓ ! આવા આવા અનેક અવતાર ધારણ કરવાનો ઉદ્દેશ જો તપાસીએ તો કેવળ ભક્તવાત્સલ્ય સિવાય બીજું કંઇ પણ નથી. તેમને આવા અવતારો લઈ બીજું કંઇ પણ કરવાનું હોતુંજ નથી, કેવળ ભક્તરક્ષા એજ અવતારનું રહસ્ય હોય છે. પ્રભુના તે તે અવતારોમાં શ્રુતિઓ, શાસ્ત્રો, ઇતિહાસો, પુરાણો વગેરે તો પ્રમાણભૂત છેજ, પણ છેક અર્વાચીન સમયના નરસિંહ મહેતાજી ને તેમનાં અદ્યાપિ જીવતાં જાગતાં પદો પણ પ્રમાણભૂત થઇ પડે છે. નરસિંહ મહેતાના એક પદમાં પ્રભુના તે કાળના સ્ત્રી અવતાર વિષે સુંદર ચિતાર આપ્યો છેઃ—

પદ

આ શો ચતુરાનો ચાળો રે, એને કોઈ તો નિહાળો. (ધ્રુ૦)
બ્રહ્માએ નથી ઘડી ભામની, આપે બનીને આવી;
ત્રિલોકનું તેજ તેજ તારુણી, છબી છબીલે નિપજાવી રે. એને૦

એ રીતે પ્રભુના અવતારો વિષે અર્વાચીન પ્રમાણ પણ મળે છે; ત્યારે સર્વ કરતાં વિશેષ પ્રમાણભૂત ગણાતી શ્રુતિ પણ વર્ણવે છે–'आदित्यवर्णं तमसः परस्तात्'–પરમાત્માનો વર્ણ સૂર્ય સમાન તેજસ્વી છે અને અજ્ઞાનરૂપ અંધકારથી તે પર છે. આવા સ્વયંપ્રકાશ, તેજોમય ને જગતનું તેજ એ પ્રભુનું વર્ણન કરતી બીજી એક શ્રુતિ કહે છે–'तस्य भासा सर्वमिदं विभाति'–તે પરમાત્માના પ્રકાશથી આ બધું પ્રકાશે છે. આવું તો તેમનું દિવ્ય શરીર શ્રુતિ વર્ણવે છે; હવે તેમનાં આભૂષણો વિષે જોઇએ તો દેવકીનાં ઉદરમાં તો કોઈ તેમનાં આભૂષણો ઘડવા નહોતું ગયું ? ને પીતાંબર વસ્ત્રો ત્યાં તેમને કોણે પહેરાવ્યાં હશે ? ઉપરનાજ પદમાં નરસિંહ મહેતા ગાય છેઃ—

ઘડયું ઘરેણું એણે હાથે, હાથે ભરી છે ચોળી;
સાળુડે કસબી કોર કુંજરની, કમુંબામાં એણે બોળી રે. એને૦

એ રીતે સર્વ કંઇ પોતે જે ચાહે તે સ્વસંકલ્પકૃત

સત્વર તે તૈયાર કરી શકે છે, ને તે પણ દિવ્યજ; પોતાને યોગ્ય હોય તેવુંજ; વળી પાછું ક્ષણમાં તે અદશ્ય પણ થઇ જાય ! એજ પદમાં નરસિંહ મહેતાજી સ્પષ્ટ કહે છેઃ—

નરસિંહ મહેતાને પાણી પાવા તે વ્હાલો આવ્યા હતા કોડેરે.
અર્થાત્—જાના ન આના તુંમકો કહીસેં જડચરમેં બસતે હો;
હોના પ્રકટ ન હોના નિજ બસ નાહક કયોં કસતે હો.

આવુ સામર્થ્ય પ્રભુ ધરાવે છે તેથીજ તે એકજ 'સર્વશક્તિમાન' કહેવાય છે ને તેમનો એ સ્વભાવજ છે. અહીં આપણે પણ તેમને પ્રાર્થના કરીએઃ—

પ્રભુ થા હું મારૂં અવતારી, અવતારી;
(આપના તે તે અવતારો સમયે હું ન હતો પણ)
તેને પ્રકટતાં શ્રમ નથી કંઇએ, મ્હારે છે ઘુટકબારી.

તે એકજ કે 'અવતારે હરિ તારે.' એ વાત ચોક્કસ છે કે, આપણે તે સંબંધે પ્રયાસજ કરતા નથી, અથવા પ્રયાસ કરતા હોઇએ તો તેમાં અવશ્ય ન્યૂનતા છે; નહિ તો આપણા માટે પણ તે પ્રભુ અવતાર કેમ ન લે ? શા માટે આપણાં સર્વ પાપોની ક્ષમા આપી આપણને ન તારે ? તે માટે જુઓ આ તુલસીદાસજીનુ આખ્યાન, અને પછી ચોક્કસ ખાત્રીથી કહો કે 'અવતારે હરિ તારે.'

## શ્રી તુલસીદાસજી—આખ્યાન

### પદ

અવતારે હરિ તારે શાસ્ત્ર કહે વિસ્તારે,
આ માનવું તારે, આ માનવ અવતારે;
આમાં નવ તારે, ન વરત્યારે, હાંહાંરે ન વરત્યારે. અવતારે૦

### સાખી

રાજાપુર યમુનાં તીરે વડો વિપ્રનો વાસ,
કાન્યકુબ્જ શાખામાં પ્રકટયા શ્રી ત્યાં તુલસીદાસ.
પંડિત ખાસ થયા કરી અભ્યાસ.

પ્રભુના અવતારનો સાક્ષાત્કાર હરકોઇને હરઘડીએ

न वर्जयेत्' એક રાજા એટલો બધો સ્રીલંપટ બની ગયો હતો, કે જેથી રાત્રે ને દિવસે કેવળ જનાનામાંજ પડી રહેતો હતો. તેને ચેતવણી આપવા માટે એક કવિએ એક દોહરો લખીને પહોંચાડયોઃ—

> नहि पराग नहि मधुर मधु, नहि विकासी यह काल;
> अलि कलीसों लीपट रह्यो, आगें कोन हवाल.

આ દોહરામાં યુવાન બાળા કે જે હજી બરાબર ખીલી નથી તેને કવિએ પુષ્પની કળીની ઉપમા આપી છે, ને રાજાને ભ્રમરની ઉપમા દીધી છે. કહેવા એ માગે છે કે, હજી આ પુષ્પકળી ખીલી નથી, તેમાં મીઠો મકરંદ રસ જામ્યો નથી કે સુગંધી પરાગ પ્રસર્યો નથી, તેમજ હાલમાં તે વિકસે તેવો સમય પણ નથી છતાં એ ભમરા ! તું તે કળીમાં અત્યારથી આવો લુબ્ધ બન્યો છે, તો આગળ જતાં (તે જ્યારે ખીલશે, તેમાં પરાગ ને મીઠો મકરંદ જામશે ત્યારે) તારા શા હાલ થશે ? આ દોહરો વાંચી રાજા સમજી ગયો. તેણે જાણી લીધું કે, આ કવિ મને સ્રીલંપટ ચીતરી ગામમાં ફજેત કરશે, તેથી તે કવિ પર કોપી ઉઠયો. તેણે કવિને બોલાવી પોતાનું અપમાન કરવા માટે ખુલાસો માગ્યો, એટલે પેલા કવિએ દોહરાનો અર્થજ ઉલટાવી નાખીને કહ્યું કે, સાહેબ ! આ તો મેં મારા મનને ભમરો ઠરાવી આવો બોધ આપ્યો છે-'એ મનરૂપી ભમરા ! તું પરાગ એટલે પ્રયાગ ન ગયો, મધુર-મધુવન તેં સેવ્યું નહિ અને કાશી પણ તું ગયો નહિ. હવે તારો કાળ આવી પહોંચ્યો છે, છતાં હજી સુધી તું કલિ-એટલે કલિયુગમાં લપટાઇ રહ્યો છે, તો આગળ જતાં તારા શા હાલ થશે ?' કવિનો આ અર્થ સાંભળી રાજાએ પણ કંઇક બોધ લઇ તેને છોડી મૂકયો. આવીજ સ્થિતિ ને આવુંજ સ્રીલંપટપણું આરંભમાં તુલસીદાસજીમાં હતું. બસ, પ્રેમ કેમ કરવો, સ્રી સાથે એકાંતમાં કેમ રમવું, એજ તુલસીદાસજી પ્રથમ શીખ્યા હતા, જેનો ખ્યાલ આ કાવ્યોથી આવશેઃ—

થતો નથી; રાજા જયોર્જની મુલાકાત હરકોઇ પ્રજાને હરકોઇ ક્ષણે થઇ શકતી નથી; તો પછી જે કરોડો બ્રહ્માંડોનો અધિપતિ મહારાજાઓનો પણ મહારાજા ને મોટા દેવોનો પણ પરમપૂજ્ય મહાન દેવ છે તેનો સાક્ષાત્કાર એમ કંઇ રસ્તામાં પડયો છે? તેમનો સાક્ષાત્કાર કયારે થઇ શકે છે? ખુદ પોતેજ ગીતામાં કહે છે–' अनेकजन्मसंसिद्धः '–અનેક જન્મે સિદ્ધ થઇ શકાય છે ને તે પછી પ્રભુસાક્ષાત્કાર પામી શકાય છે; તેમાં પણ સતત્ પ્રયાસ ચાલુ હોવા છતાં જો કદાચ ચૂકી જવાય તો ' शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते–યોગભ્રષ્ટ થયેલો તે મુમુક્ષુ પવિત્ર શ્રીમંતોને ઘેર પાછો જન્મે છે.' આ ગીતા–વચન પ્રમાણે તુલસીદાસજી પણ મુમુક્ષુ તો હતાજ, પણ જન્માંતરે યોગભ્રષ્ટ થયેલા હોવા જોઇએ, તેથી તેમનો પણ જન્મ પવિત્ર શ્રીમંતને ઘેર થયેલો હતો. ત્યાં તેમને હજી પ્રાકૃત ભોગો ભોગવવાના બાકી હતા, તેથી પ્રથમ તો પ્રાકૃત ભોગો તરફજ તે આકર્ષાયા હતા અને શરીર, મન તથા બુદ્ધિરૂપી સાધનનો પ્રથમ તે માટેજ તેમણે ઉપયોગ કર્યો હતો.

### સાખી

ભણ્યા ગણ્યા ને જને વખાણ્યા પરણ્યા સુંદર નારી,
મળી જોઈતી જોડી કુમળી, હતી પતિ ચિત્ત હારી;
કરવી ન્યારી ક્ષણ પણ અશકય ધારી,
વિષયાધીન રહે છે નિશદિન જળમાં મીન પ્રકારે;
કર્મકાંડ ધંધો નવ સૂઝે સદા રહે સ્ત્રી હારે,
ઘરની બ્હારે, જતા માત્ર લાચારે.

ખરેખર કામી મનુષ્યની આ સ્થિતિ હોય છે.

### માલિની છંદ

લલિત મધુર મ્હોડે, આળસે નારી જ્યારે,
સ્વગત હૃદય હારી, દાખવે ભાવ ત્યારે;
મુનિ ગણ મન ચૂકે, બ્રહ્મનો ભાવ પ્યારે;
તુરત તરુણિકેરૂ, રૂપ ચિત્તે વિચારે.

માટે સ્ત્રીપ્રસંગની પણ હદ હોવી જોઇએ. 'अति सर्व-

न्न वर्जयेत्' એક રાજા એટલો બધો સ્ત્રીલંપટ બની ગયો હતો, કે જેથી રાત્રે ને દિવસે કેવળ જનાનામાંજ પડી રહેતો હતો. તેને ચેતવણી આપવા માટે એક કવિએ એક દોહરો લખીને પહોંચાડયોઃ—

नहि पराग नहि मधुर मधु, नहि विकासी यह काल;
आलि कलीसों लीपट रह्यो, आगें कोन ह्वाल.

આ દોહરામાં યુવાન બાળા કે જે હજી બરાબર ખીલી નથી તેને કવિએ પુષ્પની કળીની ઉપમા આપી છે, ને રાજાને ભ્રમરની ઉપમા દીધી છે. કહેવા એ માગે છે કે, હજી આ પુષ્પકળી ખીલી નથી, તેમાં મીઠો મકરંદ રસ જામ્યો નથી કે સુગંધી પરાગ પ્રસર્યો નથી, તેમજ હાલમાં તે વિકસે તેવો સમય પણ નથી છતાં ઓ ભમરા! તું તે કળીમાં અત્યારથી આવો લુબ્ધ બન્યો છે, તો આગળ જતાં (તે જ્યારે ખીલશે, તેમાં પરાગ ને મીઠો મકરંદ જામશે ત્યારે) તારા શા હાલ થશે? આ દોહરો વાંચી રાજા સમજી ગયો. તેણે જાણી લીધું કે, આ કવિ મને સ્ત્રીલંપટ ચીતરી ગામમાં ફજેત કરશે, તેથી તે કવિ પર કોપી ઉઠયો. તેણે કવિને બોલાવી પોતાનું અપમાન કરવા માટે ખુલાસો માગ્યો, એટલે પેલા કવિએ દોહરાનો અર્થજ ઉલટાવી નાખીને કહ્યું કે, સાહેબ! આ તો મેં મારા મનને ભમરો ઠરાવી આવો બોધ આપ્યો છે—'ઓ મનરૂપી ભમરા! તું પરાગ એટલે પ્રયાગ ન ગયો, મધુર—મધુવન તેં સેવ્યુ નહિ અને કાશી પણ તું ગયો નહિ. હવે તારો કાળ આવી પહોંચ્યો છે, છતાં હજી સુધી તું કલિ—એટલે કલિયુગમાં લપટાઇ રહ્યો છે, તો આગળ જતાં તારા શા હાલ થશે?' કવિનો આ અર્થ સાંભળી રાજાએ પણ કંઇક બોધ લઇ તેને છોડી મૂકયો. આવીજ સ્થિતિ ને આવુંજ સ્ત્રીલંપટપણું આરંભમાં તુલસીદાસજીમાં હતું. બસ, પ્રેમ કેમ કરવો, સ્ત્રી સાથે એકાંતમાં કેમ રમવું, એજ તુલસીદાસજી પ્રથમ શીખ્યા હતા, જેનો ખ્યાલ આ કાવ્યોથી આવશેઃ—

### ચોપાઇની ચાલ

નવી નારી ઘણી ગભરાણી, પ્રિત પ્રિયરની ના વિસરાણી;
રજા માગી થાકી ઘણીવાર, ખાલી આશા રાખી ઘણીવાર.
અકળાએ ઘેર પિતા આઈ, મળ્યો આવો તે કયાંથી જમાઈ,
લખ્યા પત્રો સંદેશા કહાવ્યા, વાયદા માંહે માસો ચલાવ્યા,
ભાઈ બહેનને તેડવા આવ્યો, ના પાડીને તેને એ થોભાવ્યો.

### દોંડી

મળ્યો માથાનો એપણખચીત, મળીબ્હેનસાથ કરી એક ચિત્ત;
ગયા તુલસીદાસજી જવ બજારે, બ્હેનને લઈનીકળીગયોત્યારે.

### હરિગીત

આવ્યા ગૃહે જાણ્યું અરેરે ! નારી તો ચાલી ગઈ,
તેવી સ્વલોચનમાંથી જળની ધાર તો ચાલી ગઈ;
શું હવેલી બંગલી ખાસી સેજ પણ ખાલી થઈ,
આલી ! ગઈ આલી ગઈ દુ:ખ—દૂર શું વ્હાલી થઈ !

### સાખી

જેમ તેમ કરી દિવસ વિતાડયો રાતે નવ રહેવાયું,
વીજળી ચમકી છુટયો વાયુ વાદળ નભે છવાયું;
વિયોગનું દુ:ખ આ સંજોગે, ગયું નહીં સહેવાયું,
ન ખવાયું ન પીવાયું મુખથી જંપીને ન સુવાયું.

અંતે ન રહેવાયું, તે તો ઉપડયા સાસરાના ઘર તરફ, બરાબર પાછલી રાત્રિ થતાં ત્યાં પહોંચી પણ ગયા.

### ઉપેન્દ્રવજ્રા છંદ

હતીસ્વરીતિ સહુને જ ચાવી, વધા જનો ભાઈ ભલી ભજાવી,
ત્રિયા બિચારી અતિચિત્ત લાજી, મળી લઈ લાગ થઈ ન રાજી.

આવા મહાપંડિત થઇને આવા સ્ત્રીલંપટ ! આવા રામાને વશ ! અરે જો આવાજ રામને વશ થઈ જાઓ તો ? મહા-ઉત્કૃષ્ટ પુણ્યબળથી પ્રાપ્ત થયેલ આ બ્રાહ્મણશરીર ને આવી સર્વોત્કૃષ્ટ વિદ્યા—એ બધુ સફળજ થઈ જાય ને ? નહિ તો આની આજ સ્થિતિમાં રહીને યાદ રાખજો કે આવો મહા-દુર્લભ માનવજન્મ ને તેમાં પણ-ઉચ્ચ બ્રાહ્મણ શરીર ને

તેમાં પણ આવું પ્રખર પાંડિત્ય–એ સર્વ અફળ-વૃથાજ જવાનું, એટલુંજ નહિ પણ મરણ પછીયે શી દશા? નરક પ્રાપ્તિ વિના અન્ય સ્થળ ખરેખર મળવું કઠિન થઈ પડશે. બસ, ઉચ્ચ જાતિના ઘોડાને વળી બીજો ચાબુક મારવો પડે? જેમ ધ્રુવજીને પોતાની સાવકી માતાનો એકજ બોલ બસ થઈ પડયો હતો તેજ પ્રમાણે તુલસીદાસજીને ભાભીના બોલ પૂરતા થઈ પડયા. તુરતજ—

### સાખી

ચતુરાંની ચેતવણીથી ચિત્ત ચટકો લાગ્યો કારી,
રાખ ઉડે ઉધડે આગ તેમ જ્ઞાન ખુલ્યું સુખકારી;
ભણ્યું ગણ્યું ઝટ લાગ્યું લેખે, શિખ સમસ્ત સ્વીકારી,
કારી વચને મટી વિકારી થયા સદા અવિકારી.

એ તો જેનું ભાવી ઉજ્જવળ થવાનું હોય તેને તો કોઇક માત્ર નિમિત્તજ મળવું જોઇએ; દર્પણ સ્વાભાવિક સ્વચ્છ તો હોયજ, માત્ર તેના ઉપરની ધૂળને ખસેડવા એકજ ઘસારાની જરૂર રહે છે; પણ જેનાં ભાવી કાળાંજ હોય તેને તો હજારો નિમિત્તો મળી આવે તોયે શું? માટીનું ઢેપું કદી આદર્શ બને ખરૂં? જેનાં પ્રાચીન પુણ્ય પ્રબળ હોય તેવાને તો ઝટ 'અવતારે હરિ તારે.' પછી તો—

### ગીતિ

નિશર્યા છાના નાસી, પ્રથમ ચહ્યું થઈ જવાજ સંન્યાસી;
સેવવાજ અવિનાશી, દૃઢ કીધું થઇ જુવો પછી બિના શી.

ભગવદ્ગીતામાં ભગવાન પોતેજ કહે છે-'अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक्' અત્યંત દુરાચારી હોય તે પણ બીજા કોઇને નહિ ભજતો કેવળ મારૂં ભજન કરે છે તો 'क्षिप्रं भवति धर्मात्मा–સત્વર ધર્માત્મા બની જાય છે' આ તુલસીદાસજી કેવા વિષયલંપટ હતા? પણ તેમણે પ્રભુનું શરણુ લેવા જેવો નિશ્ચય કર્યો કે તુરતજ અપૂર્વ હૃદયપલટો! એકદમ કૃતાર્થતાના પંથે પડવા તેમને લગની લાગી કે માર્ગ હાથ લાગ્યો. નરસિંહ મહેતાજીની પેઠેજ

શંકર ભગવાનનું શરણ તેમણે પ્રથમ લીધું. પોતે બ્રાહ્મણ તો હતાજ, એટલે ગાયત્રીમંત્રનો સતત્ જાપ આરંભી દીધો; પ્રથમથીજ વેદાધ્યયન તથા કર્મકાંડનાં રહસ્ય તો તે જાણતાજ હતા, જેથી બીજી કોઈ પણ નકામી ગડબડ તેમને ગમીજ નહિ, તે તો લાગ્યા શિવપૂજનમાંજઃ—

સ્રગ્ધરા છંદ

પૂજ્યા પૂરા પ્રયત્ને, પ્રથમ પુરીપતિ, પૂર્ણ પ્રેમે પિનાકી;
ભાવે ભાવિક ભકતે, ભવભય ઘટવા, ભાવના ભવ્ય ભાખી.

એ વાત નિઃસંદેહ થઇ ચૂકી છે કેઃ—

जैसी प्रीत हरामपें, ऐसी हरपें होय;
चल्यो जाय वैकुंठमें, पल्लो न पकडे कोय.

નરસિંહ મહેતાજીને દ્વારકાધીશનો દરબાર પોતાનાજ દેશમાં સમીપ ને સુગમ હતો, તેથી તેમને શંકરભગવાને શ્રીકૃષ્ણના ભક્ત બનવા આજ્ઞા દીધી અને વિશ્વનાથના કાશીધામમાં તો રામનામનુંજ માહાત્મ્ય અતિપ્રસિદ્ધ છે–'महामंत्र जो जपत चहे शुं, काशी मुक्तिहेतु उपदेशु.' કાશીથી અવધનાથનો દેશજ સમીપ થઇ પડે છે, તેથી આ કામલંપટ તુલસીદાસજીને રામલંપટ બનાવવાજ શંકર ભગવાને નિશ્ચય કર્યો, તેથી તે દયાનિધિ શંકર પ્રભુએ તુલસીદાસની સાચી ભક્તિથી પ્રસન્ન થઇ પ્રત્યક્ષ દર્શન આપીને—

સીતાસ્વામીની સેવા, સુખદ શિવજીએ, શ્રેય સારૂ બતાવી;
પાદે પ્રીતિ પ્રતીતિ, પૂરણ પ્રકટવા, આપી આશિષ આવી.

ખરેખર આવા ક્રમથી જે આગળ વધવા ચાહે છે ને તેજ પ્રમાણે જે આરંભ કરે છે તેને અવશ્ય 'અવતારે હરિ તારે.'

તે પછી તુલસીદાસજીને પણ નિશ્ચય થઇ ચૂક્યો કે રામરસને ચાખવા, રામગુણને ભાખવા તેમજ રામને મનમાં રાખવા અવશ્ય કોઇ ગુરુ તો કરવોજ જોઇએ. કેમકે—

ધનાશ્રી પદ

ગુરુ વિના ન તરાય, કોઈથી ગુરુ વિના ન તરાય. ટેક.
મળ્યા શોધતાં વરાહ ક્ષેત્રે, રામભકત શુચિકાય. કોઈથી૦

જેમ શિવાજી મહારાજને ભવાની દેવીની કૃપાથી ગુરુદેવ રામદાસસ્વામીનો ભેટો થયો, તેજ પ્રમાણે તુલસીદાસજીને પણ શંકર ભગવાનની કૃપાથી સુયોગ્ય ગુરુદેવ મળી આવ્યા; પરંતુ તે કાળે સમગ્ર દેશમાં વેદાંતશાસ્ત્રના અર્થ સર્વ અદ્વૈતપ્રક્રિયા પ્રમાણેજ પ્રકટ શીખવાતા; એજ કારણથી તુકારામે પણ ગભરાઈ જઈને માગ્યું છે કે:—

नको सायुज्याची मुक्ति, देवा द्यावी तुझी भक्ति

તેજ પ્રમાણે નરસિંહ મહેતાજી પણ કહે છે–'તત્ત્વનું ટીપણું તુચ્છ લાગે' અસ્તુ. તુલસીદાસજીને જેમના દ્વારા પોતાનું કામ પરિપૂર્ણ સિદ્ધ થાય તેની પ્રાપ્તિ થઈ ગઈ, એટલે સિદ્ધ થયું કે:—

'અવતારે હરિ તારે, શાસ્ત્ર કહે વિસ્તારે.'

ગુરુદેવે આરંભમાંજ તુલસીદાસજીને વાલ્મીકિય રામાયણ સંપૂર્ણ ભણાવી દીધી; સાથે સાથે વેદાંતની અદ્વૈતપ્રક્રિયાનો પણ જેમાં ઉમેરો કર્યો છે તે અધ્યાત્મ રામાયણનો સંપૂર્ણ અભ્યાસ કરાવ્યો; જોકે અધ્યાત્મ રામાયણમાં મુખ્યતા એજ પ્રતિપાદન કરેલ છે કે, 'બ્રહ્મ નિર્ગુણ છે, જીવ તથા બ્રહ્મ એકજ છે અને તે જ્ઞાનદ્વારા પ્રાપ્ત થાય છે.' તોપણ તુલસીદાસે તો શોધ કરી આજ નિશ્ચય કર્યો છે કે 'બ્રહ્મ સગુણ છે, ને તેમની ભક્તિજ શ્રેષ્ઠ છે.' કાગભુશુંડી નામના એક ઋષિ પોતાના ગુરુની પાસે અદ્વૈતપ્રક્રિયા માટે લડયા હતા, ને અંતે તેમણે પોતાના ગુરુને પણ કબૂલ કરાવ્યું હતું કે 'બ્રહ્મ સગુણ છે.' આ કથા તુલસીદાસે પોતાની રામાયણના ઉત્તરકાંડમાં આલેખી છે, ને તે દ્વારા પોતાનોજ સિદ્ધાંત તેમણે દર્શાવી દીધો છે કે:—

चोपाई

सुन खगेश हरिभक्ति बीहाई, जे सुख चाहहि आन उपाई;
ते शठ महासिंधु बीन तरणि, पेरी पार चाहहि जडकरणी.

કાગભુશુંડજીને મરણસમયે કોટીબ્રહ્માંડધારક શ્રીરામચંદ્રજીનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયો છે, એ કથા ત્યાં કહેલી

છે અને તે ઉપરથી એજ નિશ્ચય થાય છે કે 'અવતારે હરિ તારે.' આ વિષેનો નિર્ણય ત્યાં પણ એજ આપ્યો છે કે–

चोपाई

शिव अज शुक सनकादिक शारद, जे मुनि ब्रह्मविचार विशारद;
सब करमत खगनायक येहा, करिय रामपद पंकज नेहा.

તેમાં કારણ શું છે?

श्रुति-पुराण सब ग्रंथ कहाही, रघुपति भक्ति बिना सुख नाहि.

તુલસીદાસનાં આ વાક્યો પોતાનાં અનુભવથી આલેખાયાં છે, તેમાં કપોલકલ્પિત કંઇપણ નથી. આવા મહાન પ્રભુભક્તોએ પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન કરી જગતને પણ એ માર્ગે જવા આદેશ કર્યો છે કે, સુયોગ્ય ઉપાયદ્વારા પ્રભુ-દર્શન થાય છે અને તે પણ 'અવતારે હરિ તારે.'

એ રીતે તુલસીદાસ ચુસ્ત રામભક્ત બની ગયા. ભક્તિના નવ પ્રકારોમાં પહેલોજ પ્રકાર 'श्रवणं' દર્શાવવામાં આવ્યો છે, ને આ કલિકાળમાં તો ખાસ કરીને 'कलौ केशवकीर्तनात्' કલિયુગમાં શ્રીકેશવ ભગવાનનું કીર્તન કરવાથી મોક્ષપ્રાપ્તિ થાય છે. આ અનુભવીઓના ઉદ્ગાર પ્રમાણે—

પૂર્વોક્ત ધનાશ્રી પદ ચાલુ

જ્યાં રામાયણ નામ સાંભળે, ત્યાં સાંભળવા ધાય;
એક ચિત્તથી સુણે પ્રીતથી, નયને નીર ભરાય. કોઈથી૦

તે પછી તુલસીદાસને ચોક્કસ ખાત્રી થઇ ગઇ કે—

જહાં કામ તિહાં રામ નહિ, રામ તિહાં નહિ કામ;
તુલસી દોનુ ના રહે, રવિ રજની એક ઠામ.

બસ રામરસનોજ સ્વાદ લાગ્યો, આજદિન સુધીનો શ્રમ ભાગ્યો, રામ વિષેજ પ્રેમ જાગ્યો ને પછી તો કેવળ રામરસજ પૂરેપૂરો માગ્યો. આ ઉપાયનો સતત્ આરંભ કરી દીધો—

चारु वेद ढखोळके, आखर कहेनो राम;
तुलसी तातें बस करो, राखो याते काम.

આજ વસ્તુ અંતિમ શ્રેયસ્કર છે—

श्रीरामेति परं जप्यं नैवास्त्रं ब्रह्मसंज्ञकम् ।

'શ્રીરામ' એજ સર્વોત્કૃષ્ટ જપ કરવા યોગ્ય મહામંત્ર છે, એના જેવું બીજું કોઇ બ્રહ્માસ્ત્ર નથી. કારણકે તેનું ફળઃ-

ब्रह्महत्यादिपापघ्नमिति वेदविदो विदुः ।

વેદવેત્તાઓ કહે છે કે બ્રહ્મહત્યા વગેરે સર્વ પાપોનો એ મહામંત્ર વિનાશ કરે છે. આ વસ્તુનો જ્યારે અનુભવ થાય ત્યારે પછી કોણુ બાકી રાખે ? તુલસીદાસજીએ તો ભક્તિના નવે પ્રકારો આરંભી દીધા. તેમાં સ્મરણુ, જપ વિના તો એક ક્ષણુ પણુ ન ચાલે; પોતે અનુભવ કરીને લોક માટે પણુ તે લખી ગયા છેઃ—

सुमरत सुलभ सुखद सबकाहु, लोकलहाव परलोक निवाहु.

એ તો 'शनैः पन्थाः' જેમ કોઈ પણુ લાંબો રસ્તો ધીમે ધીમે કપાય છે તેજ ન્યાય પ્રમાણે ભક્તિ માર્ગમાં પાર પડાય છે. કંઈ 'વાવતાંજ આંબો ન પાકી જાય.' સમય થતાં અવશ્ય ફલપ્રાપ્ત થાય છે; એજ રીતિએ—

ભજ્યાં જાઓ ભાવથી અંતે મળશે જરૂર જગનાથ.

પણુ તેમાં એક ચિત્ત થઇ જવું જોઇએ, ને સાથે સાથે પ્રભુને પ્રાર્થના પણુ કર્યા કરવી કેઃ—

ગઝલ

તને સોંપું જગતનાથા, ફિકર એ રાખજે ત્રાતા;
અનુ તન દ્રવ્ય વય આદિ, નકામાં ના ક્ષણે ગાળે.

તુલસીદાસજી એ પ્રમાણે ભક્તિ-માર્ગમાં શરીરનો તો ઉપયોગ કરતાજ હતા પણુ સાધનનોયે કયાં સુધી ઉપયોગ કરતા હતા તે જોવાનું છે. પોતે બહાર દિશાજંગલ જતા ત્યારે લોટામાં જે કંઇ પાણી વધતું તેને પાસેના એક શુંબડામાં રેડી દેતા; તેથી શુંબડું તો પાણી પીતું પણુ તેમાં વસતું એક ભૂત પણુ પાણી પીને તૃપ્ત થતું. તે એક દિવસે પ્રકટ થઈ વરદાન દેવા તત્પર થઈ બોલ્યું કે 'વર માગ.' તુલસીદાસજી હસી પડ્યા. તેમને બીજી કોઇ વસ્તુની કયાં

જરૂર હતી; છેવટે તેમણે પોતાને પ્રિય વસ્તુ 'રામ'ની માગણી કરી. ભૂતડું રામ આપવા સશક્ત ન હતું, પણ તે રામ પ્રાપ્તિનો માર્ગ જાણતું હતું. તેણે રામપ્રાપ્તિ માટે હનુમાનજીને મેળવવા જણાવ્યું ને તે હનુમાન ક્યાં છે? કોણ છે? તે પણ સાથે સમજાવ્યું. આ ઉપરથીજ કહેવાયું છે કે 'भूतनसें हनुवा मीले, हनुमानसें राम' પ્રભુ પોતાના ભક્ત માટે બધા માર્ગ ખુલ્લા કરી દે છે. ભક્તની પોતાના વિષેની લગની છે કે નહિ, તે પ્રથમ તપાસે છે; માત્ર હરિસુખ લેવાને હરિચિંતનનીજ જેને ટેવ પડી જાય છે, ખાતાંપીતાં સૂતાં બેસતાં એજ પ્રભુનું નામસ્મરણ જે ચાલુ રાખે છે તેને માટે પ્રભુ પોતેજ ગીતાજીમાં કોલ આપે છે:—

तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ।

જેઓ નિત્ય મારામાં આસક્ત રહે છે તેઓના યોગક્ષેમનો નિર્વાહ હુંજ કરું છું. પેલા ભૂતના કહેવા પ્રમાણે તુલસીદાસજી હનુમાનજીની શોધમાં રહેવા લાગ્યા. ભૂતે જણાવ્યું હતું કે એજ ગામમાં અમુક એક હરિધામમાં વૃદ્ધ કંગાલના વેશમાં હનુમાનજી પોતે કથા સાંભળવા પધારે છે; સૌથી પહેલા આવે છે ને સૌથી છેલ્લા જાય છે. એવી પ્રીતિથી સાંભળે છે કે જાણે તદાકાર. આ ઉપરથીજ અદ્યાપિ જ્યાં જ્યાં તુલસીરામાયણ શરૂ કરાય છે ત્યાં ત્યાં પ્રથમજ કહેવાય છે:—

પ્રેમ સહિત ગાદી ધરૂં, આવો પવનકુમાર.

ને પછી છેવટે—

કથા વિસર્જન હોત હૈ, સુનો વીર હનુમાન.

આથી શું નિશ્ચય થાય છે? તુલસીદાસજીનો પોતાનોજ અનુભવ. તેમને કથામાં હનુમાનજી મળ્યા હતા, તેનોજ આ જાગતો પૂરાવો છે ને તેથીજ આગળ જતાં આ સિદ્ધ થયું છે કે 'અવતારે હરિ તારે.' કથાનો પ્રસંગ એવો છે કે, જે બની તે જાણી. તેથી—

### દોહરો

ભૂત વાત એ ભૂતની માની ગણી અદ્‌ભુત;
તુરત મૂરત જોવા ફુરત સુરત રાખી મજબૂત.

કથામંડળીમાં પેલા ભૂતે દર્શાવેલી નીશાનીવાળા એક વૃદ્ધને તુલસીદાસે જોયા, તુરતજ જાણી લીધું કે, આજ હનુમાનજી છે. કથા સમાપ્ત થઈ, સૌ વિખરાયા, પેલા વૃદ્ધ પણ ચાલી નીકળ્યા, તુલસીદાસજીએ તેમની પૂઠ પકડી; દૂર નીકળી ગયા પછી એકાંત મળી એટલે તુરતજ દોડી જઈને તુલસીદાસજી વૃદ્ધના ચરણમાં લોટી પડયા, ચરણને મજબૂત પકડી રાખ્યા; એ બનાવટી વૃદ્ધ-હનુમાનજીએ ઘણી ગડબડ મચાવી, ને છોડી દેવા અત્યંત આગ્રહ કર્યો, પણ હવે કેમ છોડું; નિર્ભયપણે પગ પકડીજ રાખ્યા; ને કહેવા લાગ્યા કેઃ—

### પદ

'નહિ છોડું' એ રાગ

નહિ છોડું કહીએ નહિ છોડું,
છોડું હવે શ્રીહનુમાન વરત્યા છે મ્હેં શ્રીમાન. નહિ છોડું૦
શ્રી રઘુનાથ સાક્ષાત્ નીરખવા છે,
આશા તે પૂરો કૃપાનિધાન. ત્યારે નહિ છોડું૦

એ પ્રમાણે ભક્ત તુલસીદાસજીની તીવ્ર ભક્તિને પૂર્ણ રામપ્રીતિ સાથે રામદર્શનની ઉત્કટ અભિલાષા જ્યારે જોવામાં આવી ત્યારે—

### પદ

'થયા છો રે' એ રાગ

સુણતાં રે એવાં વિનય વચન વાયુસુત પ્રકટ થયા,
વાયુસુત પ્રકટ થયા આણીને દીન દાસની દયા. સુણતાં રે૦
ફરી ફરી સાષ્ટાંગ પ્રણમ્યા, પ્રીતે તુલસીદાસ;
ચઢ્યા ચિત્તે, કપિ પ્રીતે, વદ્યા વ્હાલા રઘુલાલા,
શ્રી ચિત્રકૂટ પર દેશે દર્શન, જઇ રહો ત્યાં સુખીયા. સુણતાં રે૦

મૂળ તો શ્રીવિશ્વનાથ-શંકર ભગવાન ગુરુ થયા હતા, વળી પાછા તેજ રુદ્રદેવના અવતાર વીર હનુમાનજીનો

સાક્ષાત્કાર થયો, એટલે હવે પોતે કૃતાર્થ થયો, એવી આશા દૃઢ થઈ હતી છતાં હવે ચિત્રકૂટ તરફ વિદાય થવા પહેલાં મૂળ ગુરુ વિશ્વનાથની આજ્ઞા લેવી, તે ધર્મ સમજી પ્રથમ તો તુલસીદાસજી વિશ્વનાથજીના મંદિરમાં ગયા, ત્યાં પ્રભુ શંકરદેવ સમક્ષ જે બન્યું હતું તે જણાવીને જવાની વિદાય માગી ત્યાંથી પોતે ચાલી નીકળ્યા.

ગઝલ

શંભુજી ત્યાં વિપ્ર વેશે માર્ગમાં આવી મળ્યા;
ઓળખ્યા વિણ તે રહેશે, માર્ગમાં આવી મળ્યા.
વદ્યા શંભુ વાત કરવા મળ્યો હું એકાંતમાં;
સિધાવો ઝટ શુભ પ્રદેશે. માર્ગમાં૦
નિહાળી શ્રીરામને ઉરધારીએ સુખ ધામને;
સમરજે એને હમેશે. માર્ગમાં૦
ગુણો એના ગાઈ રચજે ભાષ શ્રીરામાયણ;
દેશમાં એ સદા રહેશે. માર્ગમાં૦

અર્થાત્ તારે એકલાએ પ્રભુ દર્શન કરી તૃપ્ત થઈને બેસી રહેવાનું નથી કિંતુ તે દર્શનથી શારીરિક તથા માનસિક પવિત્રતા કરીને પોતામાં સંપૂર્ણ હરિરસ ભરી લઈને જગતને પણ તેનું દાન કરવાનું છે, શ્રીરામાયણ રચીને તે દ્વારા સમસ્ત જગતને પણ રામભક્ત તારે કરવાનું છે, આવી શંકર દેવની આજ્ઞાનું રહસ્ય કેવું ઉચ્ચ કક્ષાનું છે ? જેઓ મહાન તરીકે જગતમાં પૂજાય છે, તેઓમાં તેનું બીજ જો તપાસીએ તો આખાય જગતનું કલ્યાણ કરવાની તેમની તમન્ના એજ હોય છે. નરસિંહ મહેતાને પણ શંકર ભગવાને આવાજ પ્રકારની આજ્ઞા આપેલી હતી; માટે જો તેમ કરે તો 'અવતારે હરિ તારે.'

ઉપેન્દ્રવજ્રા

વદી થયા શ્રીશિવ ગુપ્ત જેવા, સુચિત્રકૂટે તુલસીજી તેવા;
જઇ રહ્યા આશ સદૈવ ધારે, શ્રીરામ ક્યારે અહીંયાં પધારે.

પણ રામ પ્રકટાવવા તે કંઇ રસ્તામાં પડયું છે ? એ કંઇ સહજ કે સરળ વસ્તુ નથી. તે માટે તો ભગવાન શ્રીકૃષ્ણ

કહે છે તેમ 'शुचौ देशे प्रतिष्ठाप्य-પવિત્ર પ્રદેશમાં પોતાના તે ઈષ્ટ દેવને જે પ્રદેશ અત્યંત અભીષ્ટ હોય ત્યાં જઈને સ્થિર આસન લગાવવું જોઇએ અને તેવા પવિત્ર પ્રદેશમાં જઈને પણ 'एकाकी यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः-તદ્દન એકલા વસવું જોઇએ. મન તથા બુદ્ધિને વશ કરવાં જોઇએ ને હરકોઇ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરી બધી બલાઓ છોડવી જોઇએ.' કેવળ પોતાના ધ્યેયમાંજ વૃત્તિને એકાગ્ર કરી સદાય ધ્યાનમગ્ન રહેવાય ત્યારે પ્રભુસાક્ષાત્કાર થઈ શકે છે. જો કે પ્રભુ તો સર્વત્ર તૈયારજ છે, તોપણ માનસિક શુદ્ધિ તો થવી જોઇએજ અને તે શુદ્ધિ મળ દૂર કર્યા વિના થતી નથી, મળ દૂર કરવામાં ઉપાયની આવશ્યકતા રહે છે ને તે ઉપાય પણ શાસ્ત્રીય ને સંપૂર્ણ જો હોય તો પછી વિના વિલંબે 'અવતારે હરિ તારે.'

તુલસીદાસજી ચિત્રકૂટમાં પૂર્વોક્ત ઉપાયદ્વારા રામદર્શનની રાહ જોવા લાગ્યા, પણ હજી તે દર્શન થયાં નહિ, વિલંબ થવા લાગ્યો, વાર થઈ છતાં પોતે કંટાળ્યા નહિ. ઉલટી વધારે ને વધારે લગની લાગતી ગઇ, રામરસની તૃષા વધતીજ ચાલી, રામ વિષેનોજ પ્રેમ વધી જઈને પોતાના પ્રિયતમનાં દર્શન માટે પ્રાર્થના કરતાજ રહ્યા-તે જેમ વૃત્રાસુરે પ્રાર્થના કરી હતી. તેમ. જુઓ, વૃત્રાસુરની પ્રાર્થનાનો આ ભાવવાહી શ્લોક—

अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्त्ताः।
प्रियं प्रियेव व्युषितं विषण्णा मनोऽरविंदाक्ष दिदृक्षते त्वाम्॥

'હે કમલનયન પ્રભો! જેઓને પાંખો આવી ન હોય તેવાં પક્ષીનાં બચ્ચાં જેમ પોતાની માતાની રાહ જુએ, ભૂખથી ટળવળતાં નાનાં વાછરડાં માતાના દૂધ માટે જેમ ટળવળે અને પતિવિયોગથી ખિન્ન થયેલી પ્રિયા જેમ પરદેશ ગયેલા પતિની વાટ જુએ તેમ મારૂં મન આપનાં દર્શન કરવાને આતુર બન્યું છે.' પ્રભુ-દર્શનની આવી આતુરતા હોવી જોઇએ; આવી તાલાવેલી સૂચવતી એક કહેવત કહેવાય છેઃ—

નાનકડી નાર ને નાકમાં મોતી, પિયુ પરદેશ ને વાટલડી જોતી;
ઉરાડતી કાગ ને ગણતી દહાડા, એ એંધાણીએ નાગરવાડા!

આવી આતુરતાપૂર્વક તુલસીદાસજી ચિત્રકૂટ પર રામદર્શનની રાહ જોતા એકાગ્ર ચિત્તે રામભજન કરી રહ્યા હતા, તેવામાં—

### દોહરો

એક સમય બેઠા હતા, નિજ આશ્રમને દ્વાર;
નીકળ્યા ત્યાંથી સ્વાર બે, છે અનુપમ આકાર.

### પદ

'બેગી છકુનીકો ચોર' એ રાગ

મનહર રાજકુમાર અહા ! કેવા મનહર રાજકુમાર.
શ્યામ વરણ મન હરણ ઝગે તન, અતિ ઉત્તમ અલંકાર. અ૦
ધનુષ બાણ કરપર ઝગમગતાં, ચંચળ હય પર સ્વાર. અ૦
પુંઠે ભ્રાત ઝગે શશીવરણા; બની જોડ બલિહાર. અ૦
અરરર હરણ પુંઠે શીદ ધાતા, નથી એ ઘટિત વિચાર. અ૦

### ઉપેન્દ્રવજ્રા

નહીં નિહાળું કૃતિએ અકારી, મીંચી દીધાં નેત્ર અની વિકારી;
તદા પૂછ્યું મારુતિએ પુકારી, દીઠા મીઠા શું પ્રભુ કષ્ટહારી.

### પદ

'દધ્યારે તરકવાને' એ રાગ

વધા શોચી મારતી એ શું રામ હતા !
રામ હતા શ્યામ સુખધામ હતા. રે વધા શોચી મારુતી.
અણુસમજણથી નિજ ડાહાપણથી,
હાથે કરી ખાધી મેંજ ખતા રે. વધા૦
જાણ્યા સિકારી મૃગ દુઃખકારી,
ખાલી દયા માંહે ધરી મમતા રે. વધા૦
બંધ કરી આંખે પછી શીદ સાંખે,
અરેરે ખરે બેઉ રહ્યા ક્યાં જતા રે. વધા૦

પછી તો અનુક્રમે ઉત્કટ અભિલાષ વધ્યેજ જવા લાગી; આ તો ભયંકર ભૂલ થઈ, એવા પશ્ચાત્તાપ સાથે પ્રેમાશ્રુધારા વહેવાજ લાગી; એકવાર આમ અણધાર્યાં દર્શન થયાં છે તો

જરૂર ફરી નીરાંતે દર્શન થશેજ, એવી તીવ્ર આશા સાથે ઉત્કટ ઉપાસના ચાલુજ રહી ને—

ઉપરનું પદ ચાલુ

વધી અધીરાઇ ધૃતિ ન ધરાઈ,
થશે ન ફરી શું સુખદા છતા રે.' વધા૦
હા હવે રહું ક્યાં ? વિયોગ સહું ક્યાં ?
કોને કહું ક્યાં આપ વિના પિતારે. વધા૦

એ વાત ચોક્કસ છે કે પ્રભુ–સાક્ષાત્કારમાં છેક સુધી ગુરુની અગત્ય રહે છે. મુકામે પહોંચતાં સુધી અજાણ્યા માર્ગે ભોમીયાની જરૂર રહેવાનીજ, ને તે જે રસ્તે જવાનું કહે તેજ રસ્તે બરાબર ચાલ્યા જવું જોઇએ, પણ તે રસ્તો કયો ?

પદ

મોહની લગાડો રે (૨) ચરણકમળમાં,
પ્રેમ જગાડો એ સુધા ચખાડો રે. ટેક.
એ વિણ અન્ય નકામું લાગે,
એ વિણ અન્ય તર્ક ઉર ત્યાગે;
લગનજ એની અખંડ લાગે,
એજ મુખે જીવ ફરી ફરી માગે; એવી મોહની૦

એવી લગની લગાડવાને જેવો મોખ કર્યો તેમ ચતુરાઇથી ને ક્રમથી 'અવતારે હરિ તારે.' તે પછી હનુમાનજીએ જોયું કે, હવે તો કસોટીની હદ થઇ છે, પ્રતિદિન ભાવ વધતોજ જાય છે, ' પલ જુગસમ બીતે ' એવો ઘાટ થઇ ચૂકયો છે, ત્યારે—

ભુજંગી છંદ

વધા મારૂતી ભાવ છે શુદ્ધ આવો, સુખે કાલ તો રામઘાટે સિધાવો;
તમે દેખશો નાથને ત્યાં સવારે, સુણીને ગુંસાઈ નમ્યા વારંવારે.

લાવણી

'અધણીચ' એ રાગ

રામ ઘાટે આવ્યા પ્રાતે (૨)
ન્હાઈ ધોઇને ચંદન ઘસવા માંડયા નિજ હાથે;

દીઠા ત્યાં બે મીઠા લાલા (૨)
જન જેવા પણ મન ચોરે છે લાગે બહુ વ્હાલા.
ન્હાઈ ઉભા આવી સ્હામે (૨)
ચંદન માગ્યું રૂડું લાગ્યું ઠર્યા એ વિસામે.
ચઢયું સાધુ ચિત ચકડોળે (૨)
કેમ ! કોણ ચંદન માગે મુજ આગે આ ડાળે.
રામ લક્ષ્મણ તો હોયજ શેં (૨)
પુછું પ્રેમથી છુટું વ્હેમથી એમાં તે શું જશે.

### ચોપાઇની ચાલ

પુછયું કોણ છોરે બેઉ લાલા, કેમ લાગો મ્હને બસ વ્હાલા;
આપું ચંદન વંદન સાથે, છો શું રામ લક્ષ્મણ બેઉ ભ્રાતે.
વધા બાળક સાધુ તમામ, જગમાં છે લક્ષ્મણ ને રામ;
છે અમારે ચંદનથી કામ, શું તમારે નથી બીજું કામ.

આ ઉપરથીજ તુલસીદાસે પોતે કહ્યું છે:—

તુલસી જગમેં સબનતેં, મીલીયે હીલીયે ધાય;
કયા જાને કયા ભેખમેં, નારાયણ મીલ જાય.

ભગવાનનું ભક્તવાત્સલ્ય કેવું અનુપમ છે? ભક્તે પ્રેમથી અર્પેલું માત્ર ચંદનજ પ્રભુને બસ થઇ પડે છે; પોતે ખુદ ભગવાન ગીતાજીમાં કહે છે–'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति–જે કોઇ ભક્ત પાંદડું, પુષ્પ, ફળ કે પાણી જો ભકિતથી મને આપે છે તો તે નજીવી વસ્તુને પણ 'अश्नामि प्रयतात्मनः–હું સ્વીકારી લઉં છું; કેમકે તે ભકતનું મન કેવળ મારામાંજ એકાગ્ર બન્યું હોય છે.' આવા કલિયુગના સમયમાં માત્ર ચંદન માગી લઇનેજ તુલસીદાસજીના મનોરથ ભગવાને પૂર્યા, એટલુંજ નહિ તેમની સાક્ષીમાં મનુષ્યો તો શું. પણ પશુ–પક્ષીઓ સુધ્ધાં તેમની રામાયણ કથા ગાય એવું બતાવી આપીને સાબીત કરી આપ્યું કે, 'અવતારે હરિ તારે.' જે વેળા શ્રી રામપ્રભુ તુલસીદાસનું ચંદન સ્વીકારી રહ્યા હતા તે વેળા એક પોપટ પણ સ્પષ્ટ શબ્દોમાં બોલી રહ્યો હતો:–

ચિત્ર કોટકે ઘાટ પર, ભઇ સંતનકી ભીર,
તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર.

### કાફી

દે છે તુલસીદાસ રઘુનંદનને ચંદન વંદન સાથે. ટેક.
ચિત્રકૂટ પર રામઘાટ પર, બેઉ બેઠા સુખરાશ;
આપે ઘસી ઘસીને તુલસી, હસીહસી લે અવિનાશ. રઘુનંદન૦
તિલક કર્યાં બન્ને ભ્રાતાએ, ત્યાં લગી ઠેર્યા ખાસ;
અંતરધ્યાન થયા શ્રીમાન પછી, સેવા લઇ સુખરાશ. રઘુનંદન૦
સમજ્યા તુલસી, મજા ગયા પછી, થયા ફરીથી નિરાશ;
આશપુરી પણ ખાસ મટી નહીં, છે મ્હારીજ કચાશ.

### ગીતિ

પ્રકટી શ્રી હનુમાને, પુછ્યું પ્રભુ સેવ્યા શું સનમાને;
વધા આપ નાદાને, ન ઓળખ્યા પૂરા પ્રિય સુખદાને.

### પદ

'એસી ચતુરનાર' એ રાગ

વધા તુલસીદાસ, હજી રહ્યો ઉદાસ,
દીઠા કૃપારાશ તોયે છઉં નિરાશ;
ખાસ આશ દાસની બની રહી બાકી. વધા૦
દેખું ચારે ભ્રાત, પૂરા ઠાઠ સાથ, કરો કૃપાનાથ એવો પ્રસાદ;
વાત આપ હાથ કપિનાથ છે પાકી. વધા૦
વધા હનુમાન, એવું મહામાન, આ કલીમાં ન મળે છે અસમાન;
તોએ માંન જમાન ગયો નથી થાકી. વધા૦
કાલ થતાં પ્રાત, બની શુચીગાત, સ્મરી એજ વાત, રઘુકુળનાથ;
બેસજે તું જઈશ એના અનુભવે છાકી. વધા૦

જ્યાં કાર્યનો આરંભ થઈ ચૂકયો ત્યાં પછી વાર શી ? બસ, હવે તો પૂરૂં પ્રાકટ્ય ! પૂર્ણ દર્શન ! સાક્ષાત્ મૂળસ્વરૂપે પધારવાની તૈયારી થઈ ચૂકી. જેવો શ્રીકૃષ્ણ પ્રભુનો રાસ તેવોજ મહારાજાધિરાજ શ્રીરામચંદ્ર પ્રભુનો પૂરો ઠાઠ; સંપૂર્ણ સાક્ષાત્કાર થવાનો સમય હવે આવી પહોંચ્યો. એક વેળા એજ ચિત્રકૂટ પર—

### રાગ

આશાવરી

તુલસીદાસ પહોંચ્યા વડી પ્રાતે, પુનિત પુજાપો પકડી હાથે;
કપિપતિએ કહેલ સ્થળ બેઠા, ભજે સ્તવે સમરે મન સાથે. તુ૦

પળ પળ વિકળ આ કળે કાઢે, વીતે વખત વધુ વધે વિશાદે. તુ૦
બે ત્રણ ચાર પાંચ દશ ઘડી ગઈ, કેમ કૃપા ન કરી રઘુનાથે. તુ૦
સ્વારી આવતી દીઠી ભારી, પરીપૂરણ બે પ્રહરે જાતે. તુ૦

૫૬

' લાગી છબી નાથની ' એ રાગ

આવી રૂડા રામજીની સ્વારી, તુલસીદાસ નિહાળતા;
સુખ મ્હાલતા મન વારી................આવી-ટેક.
હાથીઓ હોદ્દાવાળા, ઘોડા રથો રૂપાળા;
શૂરા સામંતો પાળા, રાજાઓ ઠકરાળા;
વાજાં ગાજાંઓ વાગે, બંદીઓ સ્તવે આગે;
નેકી બોલે લાગે લાગે, ચલાવે ભાગે ભાગે;
જયજય લલકારી, સુસ્વરે રહ્યા ઉચ્ચારી. રામજીની૦
કંચન રથ ભારે, ઝગે છે ઝળકારે, ઘોરે છે ઘણકારે;
શોભે છે શણગારે, ઘોડા જોડયા છે ચારે;
હાલે છે હૈયે હારે, ઓપે છે અલંકારે, ચાલે છે અણસારે;
રવિ રથ જાય વારી, જગ શોભા શું બિચારી. રામજીની૦
મધ્યમાં બેઠા વગે, હીરામોતીથી ઝગે;
ચારે ભ્રાતા ઉમંગે, મારુતી પડયા પગે;
શા દિવ્ય, એ આકાર, શા દિવ્ય અલંકાર;
દયા, સુધાનાસાર, અહાહા બલિહાર;
નિરખીને ભારી સ્વારી, તુલસીજીગયા વારી. રામજીની૦

અહો ! એ શોભા ને એ દિવ્ય પ્રકાશ સદાકાળ હૃદયમાં વસી રહ્યો. બસ, તે સમયથી પડદો દૂર થયો ને સત્ય સાક્ષાત્કાર થયો. તે પછી તો પ્રભુએ પોતાના એ ભકતને રાજી રાખવા ત્યાંસુધી ચાહ્યું કે એક વખતે તુલસીદાસજી વ્રજમાં ગયા ત્યારે ત્યાં પણ પ્રભુ પ્રત્યક્ષ થયા; જે વિષે આ બે દોહરા જગતમાં એ વાતના પૂરાવા માટે હજી પણ સર્વત્ર સજીવન છેઃ-

कित मुरली कित चन्द्रिका, कित गौवनको साथ;
तुलसी मस्तक जब नमे, धनुष-बाण ल्यो हाथ.
मुरली मुकुट दूरायके, लीये धनुष-शर हाथ;
अपने जनके कारणे, कृष्ण भये रघुनाथ.

આ ઉપરથી એ ચોકકસ કહી શકાય છે કે 'અવતારે હરિ તારે.' તુલસીદાસજીનું ચરિત્ર તો ઘણુંજ વિસ્તૃત, પવિત્ર ને મહા અદ્ભુત છે ને તે પણ ઐતિહાસિક ઘટનારૂપ છે, જેમાં આ તેમના પોતાનાજ શબ્દો પ્રમાણભૂત છે:—

સંવત સોળ એકત્રીસ ચૈત્રે, રામનવમી સુખદાઇ રે;
રામાયણ આરંભી પ્રેમે, અવધ નગરીની માંહી રે.

એમ સાલ, મહિનો, તિથિ, સ્થાન તથા એ કાવ્યયુક્ત કથા હાલ પણ મોજુદ હોઇને પ્રમાણ તરીકે છે. એજ પ્રમાણે શ્રીતુકારામને માટે 'શ્રી વિઠુબા' આજે પણ દક્ષિણમાં જગપ્રખ્યાત છે, તેજ પ્રમાણે અતિશય અર્વાચીન કાળના નરસિંહ મહેતાજી પ્રભુનો સાક્ષાત્કાર પામેલા સુપ્રસિદ્ધ થઈ ચૂકયા છે અને બીજા પણ એવા એવા અનેક સુપ્રખ્યાત મહાભક્તો ભિન્નભિન્ન અવતારોના થઇ ગયા છે, તે જાણીતું છે. આ વર્તમાન કાળમાં પણ પ્રભુ પ્રત્યક્ષ થયાના પૂર્ણ પરચા ઘણા જાણીતા છે તેથી સર્વ આસ્તિક વર્ગના જનસમુદાયમા એ શાસ્ત્રસિદ્ધ વાત અનુભવમાં આવેલી હોવીજ જોઇએ કે—

અવતારે હરિ તારે શાસ્ત્ર કહે વિસ્તારે;
આ માનવું તારે, આ માનવ અવતારે.
આમાં નવ તારે, ન વરત્યારે. હાં હાં રે ના વરત્યારે૦

આ સત્ય સિદ્ધાંતને લક્ષ્યમાં લઇ આપણે પણ પ્રભુદર્શન માટે આવા શાસ્ત્રીય ઉપાયો કરતા રહીએ, એજ માનવજન્મનું સાર્થક્ય છે. ૐ तत् सत्।





# શ્રી મીરાંબાઈ-આખ્યાન

[ મૂર્તિપૂજા વિષે ]

## પૂર્વરંગ

પદ

' મોરી કર પકરત ' એ રાગ

પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં. ટેક.
મતિ વરતિ, જગ વિસરતિ, ના રતિ
ફરતી ફરતી ન રતિ આકૃતિમાં;
અનુ અન્ય ગતિ, નથી જગતપ્રતિ,
દ્યો ઘટતી કૃતિ મતિ સુખ સીમા. પ્રીતિ૦

આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇએ તો સમસ્ત જગતમાં જ્યાં જ્યાં પ્રીતિ થાય છે ત્યાં ત્યાં મૂર્તિજ હોય છે-મૂર્તિમાંજ પ્રીતિ થતી જોવામાં આવે છે; કારણકે પ્રીતિનો આધાર તો જોઇએ ને ? સાકાર વસ્તુ ઉપરજ પ્રીતિ થઈ શકે છે, પ્રીતિનો આધાર મૂર્તિજ છે, તે વિના પ્રીતિનું અસ્તિત્વ અનુભવી શકાતું નથી; કેમકે નિરાકાર વસ્તુ દૃષ્ટિગોચર થઈ શકે નહિ. જે સ્થળે તમે જે કંઈ જોશો તે મૂર્તિરૂપજ હશે; મૂર્તિમાંજ મતિ ભમતી જોવામાં આવે છે, પ્રીતિ ને પ્રતીતિ હોય છે; આ રીતે અમે મૂર્તિપૂજકજ છીએ; પણ તે મૂર્તિ કોની ? નહિ કે જર, જમીન કે જોરૂની; પણ હે પ્રભો ! અમારી એજ પ્રાર્થના છે કે, 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો (આપનીજ) મૂર્તિમાં.' આમ પરમેશ્વરનીજ મૂર્તિને પૂજનારા અમે છીએ.

આજકાલ કેટલાક આપણાજ ભાઇઓ અંગ્રેજીનાજ

બે અક્ષરો ભણીને જાણે વિદ્વાનોના ચૂડામણિ બની ગયા હોય તેમ પોતેજ પોતાને સાક્ષર શિરોમણિ માની લઈને બકવાદ ચલાવે છે 'મૂર્તિપૂજાઽધમાધમા–મૂર્તિપૂજા અધમમાં અધમ છે.' આમ કેવળ બકીનેજ ધમાલ મચાવનારા ને જ્ઞાનીનો ઘમંડ ધરાવનારા અજ્ઞાનીઓ, મૂર્તિપૂજાનું ખંડન કરતા પોતાની દલીલને ટેકો આપવા માટે જૂના ભક્ત અખા જેવાનાં વાકયોને પ્રમાણ તરીકે આગળ ધરે છેઃ—

છાતી પર ચઢી જેને ઘડયો, તેને કહે તું દે;
અખો ભગત એમ કહે કે, તારી એક ફુટી કે બે.

અહ્યા ! પણ જરા જુઓ તો ખરા ! પોતે છાતી ઉપર ચઢીનેજ ઘડેલાં બાવલાં તેના ઘડનારને લાખો રૂપીઆ અપાવે છે ! અરે અમે પોતેજ ઘડેલી ત્રણ 'ગગા'—ગહું ગી–ગોળની ગોળી અમને ખૂબ સ્વાદ આપતી પાળે છે; અમેજ ઘડેલી દવાઓની ગોળી અમને ભયંકર જીવલેણ રોગોથી ઉગારે છે, ને અમેજ તૈયાર કરેલી વિષની વટી અમારા પ્રાણને સંહારે છે. આમ જો હૈયાફુટા નહિ બનીને જો જુએ તો મૂર્તિપૂજાને વખોડનારાઓને ખાત્રી થશે કે જ્યાં ત્યાં મૂર્તિજ બધું કામ કરી રહી છે. સર્વકોઈ મૂર્તિનાજ પ્રભાવથી સર્વ વ્યવહાર ચલાવી રહ્યા છે; આ વાત કોણ નથી જાણતું ?

એથી પણ વધુ જુઓ; યંત્રોની મૂર્તિઓ કેટલું વણે છે ? શીવે છે ? ગુંથે છે ? રંગે છે ? દળે છે ? ચીરે છે ? મારે છે ? તારે છે ? ઉરાડે છે ? બુરાડે છે ? ધ્રુજાડે છે ? ફાડે છે ? બાળે છે ? શું શું નથી કરતી ? એ બધી મૂર્તિઓને કોણે બનાવી ? આપણેજ ધારો કે તે તે આ મૂર્તિઓમાં તો આપણા દ્વારા શક્તિ આવેલી જોઈએ છીએ; એટલે આપણા લીધે તે મૂર્તિઓ બધું કામ આપે છે; પણ જુઓ તો ખરા ? રાજાની આજ્ઞાથી તૈયાર કરાયલો ચામડાનો એક ટુકડો કેટલું કામ કરે છે ? લાખો રૂપીઆનાં આવાહન ને વિસર્જન કરતો જોવામાં આવે છે અને તેજ પ્રમાણે કાગળના ટુકડાઓ નોટોરૂપે બનેલા કેવું કામ આપે છે ?

વૉરંટ, જાહેરનામાં કોઇને કેદ પકડવા કે છોડી મૂકવા– એવાં એવાં અનેક રાજકીય કાર્યો કાગળના ટુકડાઓથી થતાં જોવામાં આવે છે, અને તે તે ટુકડાઓ પ્રસંગે ઘણાજ મહત્ત્વના પણ થતા દેખાય છે. આ બધી મૂર્તિઓજ કે બીજું કંઈ? આથી પણ વધુ જુઓ–જગતના રાજા–પરમેશ્વરની બનાવેલી કોઈ પણ એક સજીવ બીજરૂપ મૂર્તિ કેવી મહત્ત્વવાળી દેખાય છે? એકજ વડના બીજમાંથી કેવડું મોટું વટવૃક્ષ તૈયાર થાય છે? તેમાં પાછાં કેટલાં બીજ અને તેમાંથી પાછાં કેટલાં વટવૃક્ષો? ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ—

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः।

'હે અર્જુન! સર્વ યોનિઓમાં જે જે મૂર્તિઓ ઉત્પન્ન થાય છે,' આવી સ્ત્રી–પુરુષાકાર મૂર્તિઓ, જે શુક્ર–શોણિતથી બનેલી હોઇ પોતામાં જીવને રૂંધી રાખે છે, તેમજ મળ, મૂત્ર, માંસ, રુધિર, હાડકાં, ચામડાંથી યુક્ત છે, તેને માટે જુઓ આપણા શા હાલહવાલ છે?

રાગ કાલીંગડો

હા! તન તેં મને ઠરાવ્યો શું ચમાર રે,
ચામમાંહે મન ચામનું ચિંતવન માંસ માંહ્ય પર પ્યાર રે.

(તે માટે વળી દવાઓ ખવાય)

ચામને ધોવું રંગમાં મ્હોવું, ચામને કરું અલંકાર રે,
ગંધ ન લાગે સંબંધ માગે, અંધ એ સારૂં અવતાર રે;
ઠરાવ્યો શું ચમાર!

હરકોઈ વ્યક્તિ પોતાની હાડકાં ને ચામડાની મૂર્તિનેય માને છે ને પૂજે છે; પણ તે ક્યાંસુધી? તેમાં જ્યાંસુધી જીવનું આવાહન છે ત્યાંસુધીજ. જીવ જેવો ચાલ્યો જાય છે કે તુરતજ તેજ મૂર્તિને સૌ કોઇ અમંગળ માને છે અને બને છે પણ તેવુંજ; જીવ જતાં તેજ મૂર્તિ અમંગળ ને ભયાનક બની જાય છે; એટલે આ ઉપરથી નિશ્ચય એજ નીકળે છે કે, જે કોઇ મૂર્તિનું પૂજન–અર્ચન થાય છે તે

તેમાં રહેલા ચેતનનું‌જ તે દ્વારા પૂજન થાય છે. અર્થાત્ મૂર્તિદ્વારા તેમાં રહેલા ચેતનનેજ પૂજવો એ મૂર્તિપૂજાનું રહસ્ય છેઃ કોણ નથી માનતું કે પરમચેતન પરમેશ્વર સર્વસ્થળે છે; જે ચેતનનો પણ ચેતન છે; વળી તે સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન છે, એમ કોણ નથી માનતું ? તો પછી તેજ પરમેશ્વરની સર્વ મૂર્તિઓ છે, ને મૂર્તિદ્વારા તેજ પરમેશ્વરનું પૂજન-સેવન કરવામાં કેમ સંકોચ થાય છે ? મૂર્તિપૂજા નહિ માનનારાઓ શું કરે છે ? મૂર્તિમાંથી જીવ તો ચાલ્યો ગયો હોય છે, છતાં તેના પર કબરો ચણાવાય છે, ઉપર એ રીતે કબરો ચણાઈ ગઈ હોય છે છતાં તેના પર પુષ્પો ને સુગંધી પદાર્થો ચઢાવનારા મૂર્તિપૂજા નથી કરતા ત્યારે શું કરે છે ? આવી મૂર્તિપૂજા કરનારાઓ અમારી હાંસી કરતાં લજાતા નહિ હોય ? અમારી મૂર્તિપૂજા એવાઓની મૂર્તિપૂજા કરતાં ઘણીજ ઉચ્ચ કક્ષાની ને આદરણીય છે. અમે મૂર્તિમાં પરમેશ્વરને પૂજીએ છીએ તે આવી ભાવનાથી પૂજીએ છીએ કે, આમાં રહેલો આ અમારો પરમેશ્વર સદા સર્વવ્યાપક, સર્વજ્ઞ ને સર્વશક્તિમાન છે; જેમ કાષ્ઠમાં અગ્નિ પ્રકટ તથા અપ્રકટ રહે છે તેમ આ પરમેશ્વર સર્વત્ર પ્રકટ અપ્રકટ છે; જેમ કાષ્ઠમાંના અપ્રકટ અગ્નિને પ્રકટાવ્યા પછી તે કાષ્ઠ નથી રહેતું તેજ પ્રમાણે મૂર્તિમાં રહેલા અપ્રકટ પરમેશ્વરને પ્રકટાવી પૂજવાથી તે મૂર્તિ નથી રહેતી- આ મૂર્તિપૂજાના ઉચ્ચ ધ્યેયને લક્ષ્યમાં રાખી અમે પ્રાર્થીએ છીએ-' પ્રીતિ ને પ્રતીતિ પૂરતી ઘો મૂર્તિમાં.'

જેમ વાંસની ઝાડીમાં કોઈ વેળા પોતાની મેળે અગ્નિ ભભૂકી ઉઠે છે, અથવા જમીનમાંથી પોતાની મેળે જ્વાળામુખી પ્રકટી નીકળે છે અથવા વીજળી પોતાની મેળે ઝબકી ઉઠે છે, તેમ એ પરમેશ્વર કોઈ વેળા પોતાની મેળે પ્રકટે છે, અને તેથીજ તેમને અમે 'સ્વયંવ્યક્તાદિ' કહીએ છીએ; તેજ પ્રમાણે પરિશ્રમથી, શાસ્ત્રથી તથા શ્રદ્ધાથી કોઈ મૂર્તિમાં અમે પ્રકટાવીએ છીએ, તેનેજ અર્ચા-પૂજા કહીએ છીએ. આ રીતે મૂર્તિમાં પરમેશ્વરનું પ્રાકટ્ય થવામાં કે કરવામાં

આ બે વાતની ખાસ અગત્ય હોય છે–'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી ઘો મૂર્તિમાં.' જેમ 'નોટ'માં આ અમુક રકમની 'નોટ' છે એવી પ્રતીતિ ને પ્રીતિ હોય છે, અને 'હીરા'માં 'આ હીરો છે' એવી પ્રતીતિ–જ્ઞાન તથા પ્રીતિ બન્ને હોય છે, તેજ પ્રમાણે મૂર્તિમાં પ્રતીતિ ને પ્રીતિ બન્ને હોવાં જોઇએ; ઉપરાંત શાસ્ત્રીય વિધિથી કયાં પરમેશ્વરની મૂર્તિનું આવાહન થયું છે, કોના પર શાસ્ત્રોએ પૂજાની આજ્ઞા સ્થાપી છે, કયાં મૂર્તિપૂજાનું માહાત્મ્ય માનવા ફરમાન થયું છે, એ પણ જાણવું જોઇએ, ને તે પછી એ પ્રતિષ્ઠિત મૂર્તિમાં પરમેશ્વરનું ધ્યાન કર્યાપૂર્વક તેનું પૂજન–સેવન કરવું જોઇએ અને પછી એ મૂર્તિપૂજાના રહસ્યને યથાર્થ જાણનાર ગુરુના ઉપદેશને અનુસરી તે માર્ગે જનારાએ પ્રાર્થનાજ કરવી રહી કે 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી ઘો મૂર્તિમાં.'

કાષ્ઠમાં અગ્નિ પોતાની મેળે પ્રકટયો હોય કે કોઇએ પ્રકટાવ્યો હોય, પણ તેને પ્રત્યક્ષ જોવા માટે દૃષ્ટિ તો હોવીજ જોઇએ, દૃષ્ટિ વિના તે પ્રકટ અગ્નિનો પણ પ્રત્યક્ષ સાક્ષાત્કાર થઇ શકે નહિ, તેજ પ્રમાણે પરમેશ્વર અવતાર લઇને પોતાની મેળે પ્રકટ થયા હોય કે કોઇએ પૂજન અર્ચનથી પરિશ્રમપૂર્વક પ્રકટાવ્યા હોય તોપણ જેઓએ તેમને સામાન્ય મનુષ્ય માન્યા હોય તેઓને તેમનું જ્ઞાન શી રીતે થવાનું? કડકડતી ટાઢમાં અગ્નિને અગ્નિ તરીકે માનીને જો સેવે તોજ ટાઢ ઉડે ને? વૈદ્યને સામાન્ય એક માણસ તરીકેજ જાણનારો મહાન રોગી હોય છતાં તેની પાસેથી દવા શી રીતે લઇ શકે? ને તેનો મહારોગ પણ કેવી રીતે જઇ શકે? માટે પરમેશ્વર પ્રત્યક્ષ હોય છતાં તેમને ઓળખવાની ને તેમના માહાત્મ્યને જાણવાની બુદ્ધિ તથા દૃષ્ટિ અવશ્ય જોઇએજ. એવી બુદ્ધિ તથા દૃષ્ટિ જેમ વિકસે તેમ તે વિષેની પ્રીતિ તથા પ્રતીતિ વધુ ને વધુ થતી જાય. જેમકે—

છપ્પય છંદ

રેખા અક્ષર પાઠ, અર્થ વર્તન પણ તેવું;
શિલામૂર્તિ વિષ્ણુ, નૃસિંહ સેવન તે જેવું.

શંખ ઔષધિ ધાતુ, પથ્ય અનુપાને ખાવી;
શિલામૂર્તિ હરિતણી, વિધિમંત્રે મન ભાવી.
શક્તિ અનુગુણ અનુકૂળ મળે, સમજણ વર્તન જોઇએ;
નવ સમજી ચહી ન ભોગવે, વૃથા લાગ વય ખોઇએ.
બાળે ન દીવાસળી સુખે, બાળક કર મસળે;
ઘસી વિધિથી પછી અડે તો તેથીજ બળે.
રમે મૂર્તિથી મૂઢ, વિધિથી પૂજે પ્રકટ;
દૂધ થકી ઘી મળે, ક્રિયા તે કાળ ત્યાં ઘટે.
છે બધું બધામાં પણ કહ્યું, શાસ્ત્રે તેમ પમાય છે;
સમજી કરી અનુભવ ના જુવે, સત્ય ક્યાંથી સમજાય છે.

અમે તો તે સંબધે કંઈક જાણીએ ને તેથી માનીએ પણ છીએ, પરંતુ જેઓને તે વિષેની સમજણમાં તથા માન્યતામાં ન્યૂનતા હોય તેઓ માટે અમે પ્રાર્થના કરીએ છીએ કે, હે પ્રભો ! ' પ્રીતિ ને પ્રતીતિ દ્યો પૂરતી મૂર્તિમાં.' મૂર્તિપૂજામાં આ પરમ રહસ્ય સમાયલુ છેઃ—

### ૫૬

ગમે તે રાગમા

બધું છે બધામાંહ્ય, અનુભવ શાસ્ત્રવિધિથી થાય;
તે દે છે જગરાય, અનુભવ શાસ્ત્રવિધિથી થાય. ટેક.
ગોટીમાં થડ ડાળાં પત્રો મોર કેરી ન ભળાય;
વિધિથી વાવે સમયે સનિધિ પુષ્કળ ફળો પમાય. અનુભવ૦
જીવતણી સિદ્ધિ વિધિથી મથી, મેળવતા શુચિકાય;
ચહ્યું થાય તન વિમાન વૈભવ, કથા પુરાણે ગાય. અનુભવ૦
પરિમિતનીમૂર્તિમાંપરિમિત, અનહદશ્રીહરિચાહ્ય;
તેની મૂર્તિથી છે પૂરતી, સેવી જુવે સમજાય. અનુભવ૦
જે સારૂ જે છે તેથી તે સૌથી સદ્ય પમાય;
ખાસ પામવા ખાસ યત્નનાં પરચા મસ પંકાય. અનુભવ૦

ચારે દિશામાં વસતા મુસલમાનો હરકોઇ દિશામાંથી પણ જ્યારે નમન તથા પ્રાર્થના કરે છે ત્યારે મક્કામાં રહેલ કાબા તરફજ નિત્ય પાચ વાર કરે છે, તેનુ રહસ્ય શું ? ક્રિશ્ચિયનોને ક્રોસ વિના ચાલતુંજ નથી, તેનું કારણ ? અમુક કોઇ એક દિવસે પ્રભુ સર્વનો ન્યાય કરવા,બેસશે ત્યારે

તો એ મૂર્તિને નહિ માનનારાઓને પણ પ્રભુ મૂર્તિમાન દેખાશે ! ! ને તે મૂર્તિ પણ આપણા જેવીજ–હાડકાં તથા ચામડાની મૂર્તિ ખડી થશે ! એટલે કે મૂર્તિને નહિ માનનારાઓ પણ પોતાનાં પાપ–પુણ્યનાં ફળ મેળવતી વેળા તો સ્વર્ગમાં ભોગો, ભોગસ્થાનો, ભોગનાં ઉપકરણો, પોતે તથા ફળ દેનારા પ્રભુ–એ સર્વને સાકાર મૂર્તિમાન તરીકેજ સ્વીકારી કર્મફળ લેવા તત્પર થશે, આ શું ? મૂર્તિપૂજા નહિ તો બીજું શું ? એટલે વસ્તુતઃ સર્વ કોઇ મૂર્તિપૂજકજ છે. એક કવિ લખે છેઃ—

ભોજન મૈથુનકી કથા કરત લુગાઈ લોક;
તાકી બાત ન કરત હૈ જીન દીને સબ ભોગ.

તેમજ જેની મૂર્તિ સત્ય છે, તેની આગળ અન્ય સર્વ મૂર્તિઓ નકામી છે; માટે જેનું સેવન કરવાથી તે દ્વારા મનમાન્યો લાભ મેળવી શકાય છે તેને સેવી તેની પાસે કેમ પ્રાર્થના નથી કરતા કે 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં.'

કેવળ આપણા પર કૃપા કરવા માટેજ પરમાત્મા પ્રથમ વિશ્વમૂર્તિ ૐકાર સ્વરૂપ, પછી 'विश्वं'–વિશ્વસ્વરૂપ, પછી 'विष्णुः'–વિષ્ણુસ્વરૂપ, પછી 'वषट्कारः'–મંત્રમૂર્તિ, અવતાર ને અંતર્યામી સ્વરૂપે થઇ અમારા પૂજનના વિષય બન્યા છે; આમ 'સ્વયંવ્યક્ત' બની તેજ પ્રભુ નગર, ગામ તથા દેશમાં મૂર્તિઓરૂપે બીરાજે છે; તેમજ બાર જ્યોતિર્લિંગની પેઠે ચાર ધામ તથા સાત પુરીઓમાં પણ 'સ્વયંવ્યક્ત' સ્વરૂપે પ્રકટ છે. આમ સ્થળે સ્થળે પોતેજ વ્યક્ત થવાનું કારણ—

न ते रूपं न चाकारो नायुधानि न चास्पदम् ।
तथापि पुरुषाकारो भक्तानां त्वं प्रकाशसे ॥

હે પ્રભો ! આપનું સ્વરૂપ કે આકાર નથી, તેમજ આપનાં આયુધો કે અમુક કોઈ સ્થાન નથી, છતાં આપ પોતાના ભક્તોને પુરુષાકારે પ્રત્યક્ષ થાઓ છો. અર્થાત પોતાના પાર્ષદ દેવો, ઋષિઓ તથા ભક્ત મનુષ્યોના કલ્યાણ

માટેજ આપે પુરુષાકારે પ્રકાશવાની કૃપા કરી છે.

પદ

શ્રીવર મૂર્તિ થયા અમ નિમિત્ત શ્રીવર મૂર્તિ થયા;
કરી અલૌકિક દયા, અમ નિમિત્ત શ્રીવર મૂર્તિ થયા.
ન બોલતા ચાલતા જણાતા, પણ છે એમાં રહ્યા;
બોલાવવા ઉપાય ખરેખર, કર્યા પૂરા તમે કયા? અમ૦

જેઓએ તેમને પ્રત્યક્ષ કરવા સાચા ઉપાયો યોજ્યા છે તેમનો બેડો પાર થયો છે, તેમને તે ભગવાન મૂર્તિમાંજ પ્રત્યક્ષ સ્વરૂપે દેખાયા છે. શ્રી તુકારામ, નરસિંહ મહેતા, જયદેવ, સુરદાસ, તુલસીદાસ વગેરે અનેક મહાભક્તો મૂર્તિમાં પ્રભુનો સાક્ષાત્કાર પામેલા જગતપ્રસિદ્ધ છે; તેમજ શ્રીશંકરાચાર્ય, મધ્વાચાર્ય, રામાનુજાચાર્ય ને વલ્લભાચાર્ય વગેરે સંપ્રદાય સ્થાપકો પણ એકજ અવાજે આજ પ્રાર્થના કરી રહ્યા છે:—

'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં.'

બ્રહ્માના પૂજ્ય રંગનાથ તથા નારદજીના ઇષ્ટદેવ બદ્રિનાથ–એ તો હાજરાહજુર છે, પણ એક મનુષ્ય–સ્ત્રી મહાભક્ત તરીકે પ્રતિક્ષણ ગાય છે—' મીરાં કે પ્રભુ ગિરિધર નાગર.' આ સ્ત્રી તે મીરાંબાઈ પોતેજ છે; જેમણે મૂર્તિમાંજ પ્રભુસાક્ષાત્કાર કર્યો ને પ્રત્યેકને પ્રાર્થવા પ્રેરણા કરી કે, ' પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં.'

## શ્રી મીરાંબાઇ–આખ્યાન

પદ

પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં.
મતિ વરતી જગ વિસરતી ના રતિ
ફરતી ફરતી નરતી આકૃતિમાં;
અનુ અન્ય ગતિ નથી જગતપતિ,
દ્યો ઘટતી મતિ કૃતિ સુખસીમા. પ્રીતિ૦

આવી પ્રાર્થનાથી આપણે આપણી મતિને કોના જેવી પ્રાર્થીએ છીએ અને તે મતિને કોના વિષે સ્થાપવા માગણી

કરીએ છીએ ? ભક્તશિરોમણિ મીરાંબાઇ જેવી મતિ અમારી થાઓ અને તે મતિ ગિરિધર નાગરમાં સદા સ્થિર થાઓ. મીરાંબાઇની પેઠેજ અમને પ્રથમ પ્રભુની મૂર્તિમાં પ્રીતિ થાઓ ને તે પછી તેજ મૂર્તિમાં અમારી પૂર્ણ પ્રતીતિ થાઓ. એટલું ખરૂં કે, તે વસ્તુ માટે પૂર્વજન્મનાં પ્રબળ પુણ્ય હોવાં જોઇએ ને તોજ તેવી પ્રાર્થના કરવાની બુદ્ધિ ને તે પ્રાર્થના સફળ થવાનો સુયોગ પ્રાપ્ત થાય છે. મીરાંબાઇનાં પૂર્વજન્મનાં તેવાં પ્રબળ પુણ્ય હતાં, તેથીજ તે મહાભક્ત શિરોમણિ થઈ શક્યાં ને એક દેશપતિ રાજાને ત્યાં જન્મ મેળવી શક્યાં.

સાખી

રાજ્ય મેડતા રાજા જેમલ (ખેમલ) પુત્રી મીરાંબાઈ,
બાળકપણથી ગિરિધર નાગરમાંજ રહી લોભાઈ;
તેની ગણાઇ.........હાં ........જગ જગ જગે ગવાઈ.

મીરાંબાઇના હૃદયમાં ભક્તિના અંકુરનો પ્રાદુર્ભાવ આ રીતે થયો—પ્રથમ તો મંદિરોમાં પ્રભુની હલન–ચલન વિનાની મૂર્તિ મીરાંબાઇએ જોઈ ને તે પછી તેવી પ્રત્યક્ષ મૂર્તિ કે જે હલન–ચલન ભાષણ કરતી સત્યસ્વરૂપવાળી મૂર્તિનો તેને વિચાર આવ્યો. પ્રભુની તે પ્રત્યક્ષ મૂર્તિ પ્રાપ્ત કરી શકાય તે માટે તે પ્રભુમાં પૂર્ણ પ્રીતિ કરવાનો ને પોતાના તન મન ધનને પ્રભુને સમર્પણ કરી દેવાનો મીરાંબાઇએ નિશ્ચય કર્યો. તે નિશ્ચયનો અમલ અમુક કાળ માટેજ ન હતો પણ સદાકાળ માટે તેમ કરવાનો તેમનો દૃઢ નિશ્ચય હતો; જેથી કદી પણ તે પ્રભુના વિયોગનું દુઃખ સહેવું ન પડે; આવા અભિપ્રાયથી મીરાંબાઇએ તે સ્વરૂપાનુરૂપ સાચા પતિને પોતાની જાત અર્પણ કરવા દૃઢ વિચાર કર્યો ને નિશ્ચય કર્યો કે તેજ પતિને વરવું, તેનાજ થવું ને તેમની પાસે માગવું કે 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં.' એક વખતે—

રાગ સોરઠ

આવી જનમાં જાન, મીરાંના મહેલની આગળ. ટેક
ચઢી અટારી માડી સાથે, કુમારી ભક્તિમાન,

ઘર દીઠો ઘોડે બેઠેલો; શણગારેલ જવાન. મીરાંના૦
મન થઇ ગયું પૂછ્યું માડીને, 'ક્યાં મુજ પતિ સમાન,'
હસતાં ઘરના દેવ બતાવ્યા, માન્યા એજ શ્રીમાન. મીરાંના૦

બસ, સાચા પતિને વરવાનું મુહૂર્ત આવી પહોંચ્યું; માતાની આજ્ઞાને તુરતજ મીરાંના કુમળા હૃદયે સ્વીકારી લીધી; તુરતજ લોકાચાર પ્રમાણે મીરાંએ માતાએ દર્શાવેલા મૂર્તિરૂપ પતિદેવની લાજ કાઢી ને પછી તો એજ પતિ-દેવને વરવા માટે મીરાંને લગની લાગી. અતિશય આતુરતાપૂર્વક રાત્રે પણ જાગી ને એજ વાતની પ્રભુ પાસે પ્રાર્થના કરતી મોડી રાત્રે તે નિદ્રાવશ થઇ; નિદ્રામાં સ્વપ્ન આવ્યું, તે ખરેખર સાચુંજ; કેમકે જાગ્યા પછી પણ તેનું ચિન્હ પ્રત્યક્ષ દેખાયું. મીરાંને ખાત્રી થઈ કે સ્વપ્ન સત્ય છે, મારી માતાએ મને જે પતિ વરવા આજ્ઞા આપી હતી તેજ પતિ મને વર્યા છે; પછી તો એજ પતિમાં દૃઢ પ્રીતિ તેણે કરી. આ રીતે પ્રભુએ સત્વર વચ્ચે પડદો રાખીને પણ મીરાંને પ્રતીતિ દીધી, માટેજ તે દયાળુને પ્રાર્થના કરો કે, 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં.'

મીરાંને પ્રભુએ શી પ્રતીતિ દીધી હતી, તે પ્રાતઃકાળમાં તેણે પોતાની માતા આગળ પોતાનું શરીર દેખાડતાં કહી બતાવીઃ—

> માઈ મેંતો સુપનામેં પરની ગોપાલ,
> પીરી પારી હરદી મને અંગ લગાઈ,
> હાથમેં મેંદી લાલ. દેખો માઈ૦

(આ પદ મીરાંએ પોતેજ ગાયેલું કહેવાય છે.) માતાએ જોયું, તો ચિન્હ પ્રત્યક્ષ જણાયું, તે પણ આશ્ચર્યમગ્ન બની. મીરાંએ આગળ ચલાવ્યું:—

### હરિગીત

> જાગ્રત કહો કહો સ્વપ્નમેં મેં મીલી લાલી લાલતે;
> રંગીન રંગ રગ થઇ પ્રેમ નિમગ્ન લાલી લાલ તે.
> જન ક્યાં બુઝે મન તે ભઈ જો લાલ લાલી લાલતે;
> કર મેંદી દેખી માની લાલ ભઈ હે લાલી લાલ તે.

દોહરો

દેખે કયા મન પીત પર, સબ દેખત તન પીત;
હીરદકી હીરદી ચેહી, પીત નહિ હૈં પ્રીત.

આ પરચો તો પંકાયો, પણ વાત તેટલેથી અટકી નહિ. જેમ ઉષાદેવી (ઓખા) ને સ્વપ્નમાં અનિરુદ્ધનાં દર્શન કરી-તેનીજ લગની લાગી હતી, તેમ મીરાંને પણ સાચા પ્રિયતમની અતિશય લગની લાગી; વિરહમાં તે તો વ્યાકુળ થવા લાગી ને મન સાથે કહેવા લાગી કે, સ્વપ્નમાં પરણીને મારા પ્રાણપતિ મને અટુલી મૂકી કેમ ચાલી ગયા ? આમ કહેતી વિરહમાં તલપવા લાગી. તે પછી થોડોજ સમય ગયો એટલે—

'ઓધવજી કરમનકી ગતિ ન્યારી' એ રાગ

હતાં દશ વર્ષતણાં મીરાંબાઇ,નિત્ય ઝંખે જેને વરી ચાહી. ટેક.
આવ્યા સાધુ સાધુ નાતે સેવ્યા, (તેની) સાથ સુમૂર્તિ જણાઇ;
મીરાંનું મન મોહ્યું તેમાં, પતિ ગયા પરખાઈ. હતાં દશ૦
પૂછ્યું ગુરુને 'ગિરિધર લાલા,' નામ કહે એ ગુસાંઈ;
ખાનપાન તજી એજ મેળવવા, હઠ લઈ બેઠી બાઈ. હતાં દશ૦

એ રીતે જેમનાં દર્શન સ્વપ્નમાં થયાં હતાં તેજ પ્રભુ મૂર્તિરૂપે પ્રકટ આવ્યા, તેથીજ તેમને પ્રાર્થી કે, 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી ઘો મૂર્તિમાં.'

મહીપતિએ મહંતથી માગ્યા, મીરાંના મોહન ચાહી;
સંત કહે ભગવંત ન આપું, પરચા વિના અરચાઈ. હતાં દશ૦

વાત પણ ખરીજ કે, એમ એક બાળકના ખેલ માટે પોતાના પૂજ્ય ઇષ્ટદેવને કોઈ આપી દે ખરું ? વળી એવા સંત તો આપેજ કેમ ? પણ એ સંતને કયાં ખબર હતી કે, એ બાળકી સામાન્ય મનુષ્ય ન હતી, એ તો દિવ્ય ભક્ત-શિરોમણિ હતી. મીરાંએ જે પ્રભુને એ સંત પાસે નિહાળ્યા હતા, તે પોતાને ન મળ્યા, તે જાણી વિયોગનું અસહ્ય દુઃખ થવાથી ઘેર જોઇને પોતાની કોટડી બંધ કરી દીધી; અંદર પૂરાઈ રહી, નહિ ખાધું કે નહિ પીધું, નહિ

સુવાની વાત કે નહિ કંઇ બોલવાની વાત. બસ, એકજ લગની; આમ એક બાજુ મીરાં ને બીજી બાજુ પેલા સંત એમ બન્ને હઠપર ચઢયાં. મીરાં કહે કે, હું તે મૂર્તિ લેવાની, ત્યારે પેલા સંત કહે કે, મૂર્તિ એમ ન અપાય; પરંતુ ખરી વાત તો એ છે કેઃ—

છે ભગવાન ભાવના ભૂખ્યા, ભાવથીજ વશ થાતા રે;
પરિપૂર્ણ પોતે તો પૂરા, અન્ય કશું નથી ચાહતા રે.
મેવા મૂકી દુર્યોધનના ખાધી, વિદુર ઘેર ભાજી રે;
હારામતી તણા મહારાજા, એમ થયા તાંદળજે રાજી રે.

ભગવાન તો પ્રીતિના સાચા પરીક્ષક છે, તે ઉપર ઉપરના ભભકાથી કે ડોળડમાકથી ઠગાય ખરા! જુઓ, મોટા મોટા મુનિવરોને-તેઓનો આગ્રહ છતાં-પડતા મૂકી એ અંતર્યામીએ શબરીની સાચી પ્રીતિની પરીક્ષા કરી હતી અને તેણીને ઘેર પોતે જાતે ચાલતા પધારી શ્રીરામસ્વરૂપે તેણીએ આપેલાં માત્ર બોરાં પણ પ્રેમથી આરોગ્યાં! અરે, ઢોંગી ભકતો-ગુગળીઓને પડતા મૂકી એ જગદીશ્વર રણછોડરાયજીના સ્વરૂપે બોડાણા પાસે હાજર થયા! અહા! તેજ એ ડાકોરનાથ! અદ્યાપિ ડાકોરના પવિત્ર તીર્થમાં બીરાજે છે. એ ભાવભૂખ્યા પ્રભુ એ વેળા મીરાંનાજ પક્ષમાં ઢળ્યા, તે શાથી? એ પોતાની મૂર્તિમાંજ તેણીની સાચી ઝંખનાથી! માટેજ મનમોહન તે શ્રીહરિને આપણે પ્રાર્થો કે, 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં.' પેલા સંત પાસે મૂર્તિરૂપે બીરાજતા પ્રભુએ શું કર્યું?—

૫૬

'મીલો મીલોજી'

વદ્યા સંતને, સ્વપ્નમાં ગિરિધર લાલ,
ઉઠ, ઉઠ, ઝટપટ, ખટપટ તજ, હાલ પાલખીમાં લઇ ચાલ. વ૦
મૂકી આવ મીરાંની પાસે, કાલ થશું તો કરીશજ હું કાળ. વ૦

બાપડા સંત તો ઝબકીને જાગ્યા, ગાભરા ગાભરા ઉઠયા; બરાબર મધ્ય રાત્રિનો સમય હતો; ઘણા ઠાઠમાઠથી

તેમણે પ્રભુની સ્વારી કાઢી, પોતે જાતે પાલખી ઉપાડીને રાજમહેલ તરફ પ્રભુને લઈ આવ્યા, આમાં ખરૂં આકર્ષણ કોનું ? મીરાંબાઇના શુદ્ધ પ્રેમનુંજ—

### વસંતતિલકા છંદ

મીરાં વિયોગી સદને હતી જાગતી એ,
આર્તી ધરી સ્વઉરથી હતી માગતી એ;
ધ્યાને સ્વકષ્ટ કથતી પ્રતિમા પ્રતિ એ,
ત્યાં આવી પ્હોંચી સ્વગતે પ્રતિમા છતી એ.

જેમ અંતર્યામી ભગવાન નારાયણ, ધ્રુવજીના હૃદયમાંથી બહાર નીકળી, તેમની સામા બહાર પ્રકટ થયા હતા, તેમ જાણે મીરાંના હૃદયમાંથી બહાર નીકળી સામા ઘેર પધાર્યા ! આ બીજા પરચાથી મીરાંની જ્વલંત કીર્તિ સારાય શહેરમાં તથા દેશમાં પ્રસરી ગઇ. બસ, હવે તો સુયોગ્ય જોડી મળી ચૂકી; પણ માતા–પિતાના મનમાં તો એમજ હતું કે, આ તો મીરાં પરલોકનું કલ્યાણ કરી રહી છે; પણ આ લોકમાં તે સુખ થાય માટે તેને યોગ્ય કોઇ રાજા તેના પતિ તરીકે મળી આવે તો આપણે એ જોડીને જોઇને આનંદ પામીએ. આવી માન્યતાથી માતાપિતા તેને લાયક પતિની શોધ કરાવતાંજ હતાં ને તેમની તે શોધ સફળ પણ થઇ, જેથી-

### સ્રગ્ધરા છંદ

આવ્યું માગું મીરાંનું, સગપણ કરીયું, ભૂપ ચિતોડ સંગે;
તે આવ્યો જાન કાઢી, હય ગજ રથ ને સૈન સંગે ઉમંગે.

આ જાણી મીરાં ગભરાઇ; જ્યારે શિશુપાળ રુક્મિણિને પરણવા આવ્યો હતો ત્યારે જેવી રુક્મિણીની સ્થિતિ થઈ હતી તેવીજ મીરાંની સ્થિતિ થઈ અને હજી તીવ્ર ભક્તિ ને ઉત્કટ પ્રતીતિ થઇ ન હતી તેથી ભયભીત બની ગઇ. અંતે માતાપિતાના આગ્રહને વશ થઇને મનથી મનમોહન-પ્રભુની ને તનથી માત્ર દેખાવરૂપે રાણાની બની, એટલે—

મીરાંએ ચોરી માંહે, ગિરિધર પતિને, પાસ રાખી પ્રસંગે;
આપ્યું એનેજ પોતે, નિજમન થકી છે, ત્યાં વિધિસંગ અંગે,

વાસ્તવિક દૃષ્ટિએ મીરાંની હજી એ વેળા કચાશ હતી; તે હજી પરિપક્વ ભક્તિનિષ્ઠ બની ન હતી; જો કે અંતરમાં લગની તો એજ હતી, છતાં હજી અપૂર્ણતા હતી અને તેજ અપૂર્ણતા તેને હરકતરૂપ થઇ પડી; જેથી તે રાણાની રાણી તો કહેવાઇજ ગઇ; ભલે તે માત્ર કહેવા પૂરતીજ હતી, પણ તેને રાણાની સાથે રાણી તરીકે જવું તો પડયુંજ. તેની ગભરામણ જોકે નિઃસીમ હતી. હિંદુસ્તાની આખ્યાનમાં એક પદ છેઃ—

### ભેરવી ગઝલ

જાના જાના સબ કહે કોઈ ના કહે જા ના;
ના દાના કોઈ ભી દીખે કયા રહા ના દાના.
જાનકે જાનેકે સંગહી જાનકા જાના નહીં;
જાની તે છુડવાઇગે યે આજ હી જાના.
મા ન કહેતી માન કે હીત પીતા કરતે હે;
કરે કન્યાદાન કયા નાદાન હો દાના.
દે ચૂકે સેબ કહે ચૂકે ગિરિધરકી મીરાંકો;
પાન કર અમૃત પુનિ વિષપાન ક્યા પાના!
હો ગઈ સુનસાન કયા સુધસાન ભી સબ ખો દઈ;
હોની સો તો હો ગઈ રહા દુઃખ બીગાના ગાના. જાના૦

કારણ—

### પદ

'મીરાંનું મન એ રાગ.'

મીરાંને સાસરે મોકલે છે માબાપ,
એના મનમાં છે મોહનજીની છાપરે.
માત પિતાએ લાડકી લાલી ચાંપી હૈયા સાથ;
અતિ ઉદાસ થતી અવલોકી એને!
શું જોઇએ બોલી માતરે. મીરાંએ૦

મીરાં મુઝાતી હતી તે હવે લાગ મળ્યો, તેણે 'સંગમાં સ્વામી સેવા માગી.'

### પદ

ભેરવી

દેરી માઈ મોકું મેરે ગિરિધરલાલ. ટેક.

દ્યારે ચરણકી સેવ ચહત હીં, ના ચાહું ધન માલ. દેરી૦
નાતો સગો પરિવારો સારો, ખારો લાગે મારું કાલ;
મીરાં પ્રભુ ગિરિધરલાલનકી,છબી બીના ભઇ હું બેહાલ.દેરી૦

પદ

રાગ એજ

પુત્રીના પ્રેમ પેખીને પિતાએ, સોંપ્યા શ્રી ગિરિધર રાય;
પધરાવ્યા પોતાની પાલખીમાં, જાણે ન જન સમુદાયરે.

પોતાના પિયરના સાથીદારો સાથે તો લીધા; પણ હવે આગળ શું થશે ? એ વિચારો મીરાંના મનને મુંઝવવા લાગ્યા. જ્યાંસુધી અપકવ દશા હોય છે ત્યાંસુધી આવી મુંઝવણ થાય એ સ્વાભાવિક છે; પણ જ્યારે 'પ્રીતિ ને પ્રતીતિ' પૂર્ણ સ્વરૂપમાં જામી જાય છે ત્યારે મુંઝાવાનું રહેતું નથી; મીરાંનું શરીર એ રીતે રાણાનું થયું તેમાં પ્રથમ બાધ તો કુળરીતિનોજ આવ્યો. રાણાના કુળની એ રીતિ હતી કે, પ્રથમજ પોતાની કુળદેવીને પગે લાગવું જોઇએ અને તે પછી નવદંપતી ગૃહસ્થાશ્રમમાં જોડાઈ શકે; આવો કુળપરંપરાનો રિવાજ હતો; તે મુજબ પ્રથમ તો કુળદેવીજ ઉપયોગી થયાં. સાસરે પહોંચ્યા કે પ્રથમજ સાસુએ સૌના દેખતાં નવવધૂને આજ્ઞા કરી કેઃ—

પદ

'નાથ ના કરો' એ રાગ

કુળની દેવીને નમો મીરાંબાઈ રે. ટેક
પૂજન કરો, ભેટ ધરો, ભાવથી સ્તુતિ ઉચરો,
પડો ચરણ માંહી રે. કુળની૦
તવ વધા મીરાં ન જરી શરમાઇ રે,
સુણો બાઈ, આશ કાંઈ, નથી મ્હારા હૃદયમાંહી,
નમું શું ચાહી રે. કુળની૦

દેવ-દેવીઓને પગે પડવામાં કંઇક આશા તો જરૂર હોયજ છે; મીરાં કહે છે કે મને કોઇ જાતની આશા નથી, તો મારે કુળદેવીને નમવાનું શું પ્રયોજન છે ? મીરાંને આ યુક્તિ ઠીક મળી આવી, પણ તેણીની સાસુ તેનાથી વધારે ચાલાક હતી, એટલે—

સાસુજી કહે, દેવી સુખદાઈ રે.
નમે પાદ, તો સુહાગ, ન લે થાય મહાસુભાગ્ય,
માટે કહું ચાહી રે. કુળની૦

પણ મીરાંનો વાંધો સાસુના જાણવામાં ક્યાં હતો ? તેણે કુળદેવીને નમ્યા વિનાજ માત્ર એ માગી લીધું કે, હે દેવિ ! મારો આ મિથ્યા સંબંધ જલદી તોડાવજે ને મને તેથી મુક્ત કરજે. પછી તેણે મનમાં વિચાર કર્યો કે, હવે ડરવાથી નહિ ચાલે. તેને તુરત સાસુને કહેવાનો ઉત્તર મળી આવ્યો; તે નિર્ભય થઈને સાસુને ઉદ્દેશીને કહેવા લાગીઃ-

પ્રથમથી નમ્યાં, આપજ ખુદ માઈ રે.
તે રંડાઈ, મ્હેલ માંહી, બેઠાં જોઉં છઉં આંહી;
નથી એમાં કાંઈ રે. કુળની૦

માટે ઓ સાસુજી ! મારી તો એજ ચોક્કસ માન્યતા છે કે તનથી જો તનને વરે તો જરૂર વિયોગી સ્થિતિમાંજ મરવું પડે; પણ જો જીવથી પરમેશ્વરને વરે તો તે અખંડ સૌભાગ્યવાન બને અને છેવટે તે સાચા પતિ સાથે અજરામર સ્થિતિમાં રહે. આવા અભિપ્રાયથી—

વધુ વદ્યાં મીરાં, સત્ય બોલું બાઈ રે,
અર્પી દેહ, કરી સ્નેહ, શ્રી ગિરિધર ચરણ તેહ;
એનીજ ગણાઇ રે. કુળની૦
એ વિના બીજે, નમશે નહિ ક્યાંઇ રે. (આ સાફ સમજી લો)
એ સુહાગ, એ સુભાગ્ય, આપે છે સુખ અથાગ;
છે બેપરવાઈ રે. કુળની૦

મીરાંની આ નિર્ભયતા કંઈક મોડી આવી ગણાય. જો એ પ્રથમથીજ હત તો તેને પરણવું ન પડત; તેને પોતાને પણ પછી એજ જણાયું હતું; પણ હવે શું થાય, જે બનવાનું હતું તે બની ગયું, હવે તો બરાબર દૃઢ થવું, નિર્ભય થવું, એમ તે મક્કમ બની. પછી તો—

## સાખી

સાસુ ને વહુના વચમાં તકરાર તડાતડ ચાલી,
દેવાને ન નમ્યાંજ મીરાં ઉત્તરો ધડાધડ આલી.

રાજમાતા કંઇ ઓછાં ન હતાં, તેમણે પણ બરાબર મેદાને ઉતરવા વહુને ચેલેંજ દે કી, મજબૂત ખટપટ ચાલુ કરી દીધી ને છેવટે—

માની મહા અપમાન સાસુએ શીખ પુત્રને આલી,
મીરાંને મળવા ન દઈ અળગી હવેલીમાં ઘાલી.

કુળદેવીને નમવા બાબતના આ સાસુ વહુના ઝગડાથી વહુ–મીરાંને તો ભાવતું હતું ને વૈદ્યે બતાવ્યું, એજ ઘાટ આવી પડયો અને તેથી—

### ૫૬

ધનાશ્રી

પામ્યાં અતિ આનંદ, મીરાં મન પામ્યાં અતિ આનંદ. ટેક.
ભલું થયું રાણો ભરમાણો છાડયો છેકજ છંદ. મીરાં૦

ખરેખર, ભક્તની ચિંતા ભગવાનને હોયજ છે, પોતાના ભક્તનું ચાહેલું ભગવાન કરી આપે છે, મીરાંને જેવું જોઇતું હતું તેવુંજ આપોઆપ બની ગયું. તે એક વિલક્ષણ જીવ તરીકે આ મનુષ્યલોકમાં અવતરી હતી, તેથી વિષયને તો વિષજ ગણવા લાગી, ને ખરૂ જોતાં ભક્તની સ્થિતિ તેવીજ હોય છે, તેથી—

ગિરિધર નાગરને પધરાવી, નિત સેવે સુખકંદ;
(એજ સાચી પતિસેવા કરવા લાગી)
વધી ભક્તિ ને છતી થતી ગઇ, લાગી સેવવા સંત. મીરાં૦

એ પ્રમાણે મીરાંનું ભક્તિરૂપી કાર્ય વધતું ચાલ્યું અને—

### સાખી

જૂઠી લાજ છૂટી ને મીરાં બની હરિની ખાસી;
કરે ગઈ સત્સંગે ઉમંગે સંતો શુચિ ઉપાસી.

તેવા પવિત્ર ને ઉચ્ચ સ્થિતિના સંતોને તે બરાબર ઓળખી શકતી હતી, છેવટે તેની દૃષ્ટિ એટલી બધી તો વિશાળ થઇ ગઇ હતી કે, જેથી સ્ત્રીપુરુષ–ભાવ તેના જેવામાં આવતો ન હતો. તેમના સંબંધમાં આવી એક કથા

અતિશય પ્રસિદ્ધ છે. એક સમયે વ્રજના ગોસાંઇજી મહારાજને મળવાને મીરાંએ કહાવ્યું, ત્યારે મહારાજશ્રીએ સામેથી કહાવી મોકલ્યું કે, 'હું કોઇ સ્ત્રીને મળતો નથી.' મીરાંએ તે વેળા સામેથી કહેણ મોકલ્યું કે, 'હું તો એમજ જાણતી હતી કે, શ્રીકૃષ્ણચંદ્ર મહારાજ એકજ પુરુષ જગતમાં છે, ત્યારે આજે જણાયું છે કે, તમારા જેવા પણ પુરુષનો મિથ્યા દાવો ધરનારા અહીં વ્રજમાં વસે છે ખરા!' આ સાંભળી ગોસાંઇજી મહારાજ લજ્જિત થયા; તુરતજ પોતે જાતે ચાલતા આવીને મીરાં માતાના ચરણમાં ઝૂકી પડયા, સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. કેવું ઉચ્ચ જ્ઞાન, ને કેવી આદર્શ ભક્તિ! સાધારણ મનુષ્યને તો આ વિપરીતજ ભાસે અને સાધારણ મનુષ્ય જો એવું કરવા જાય તો તેનું પરિણામ વિપરીતજ આવે, પણ એ તો ઉત્તમોત્તમ અધિકારી હતી, જગત્પતિ પરમેશ્વરની સાચી પ્રિયતમા થઇ હતી, તે તો રાણાની રાજધાનીમાં સૌથી અલગ રહીને—

ગાય ગુણો ઉભરાય પ્રેમે નાચે બની હરિની દાસી,
એ જાણી રાણી મંડળમાં રાણાની થઈ નાલાસી.

બીજી તરફ રાણી–મીરાંને તો સત્ય બ્રહ્માનંદ અથવા બ્રહ્મરસનો અનુભવ પ્રતિદિન વધતોજ ચાલ્યો, ને શ્રુતિ કહે છે તેમ 'आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन'—એ પરબ્રહ્મના આનંદને જાણનારો કોઇનાથી પણ ડરતો નથી—'આનંદ બ્રહ્મનો જ્ઞાતા, ન બીએ કોઇથી કદા'—સર્વથા નિર્ભય બની રહી; પણ ભયની સ્થિતિ હોયજ ક્યાં? જ્યાં બસ, એજ વાત ને એજ વ્યાપાર હોય–'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી ધો મૂર્તિમાં' ત્યાં ભય કદી પણ વસી શકેજ નહિ; આ સત્ય અનુભવને દેવો પોતે કહે છે.—

तथा न ते माधव तावकाः क्वचिद्
भ्रश्यंति मार्गात् त्वयि बद्धसौहृदाः।
त्वयाऽभिगुप्ता विचरंति निर्भया विनायकानीकपमूर्धसु प्रभो॥

હે પ્રભો! હે લક્ષ્મીપતે! જેઓએ કેવળ આપ વિષે-

જ સ્નેહ બાંધ્યો છે—આપનીજ મિત્રતા કરી છે તેવા આપના ભક્તો, પોતાના ભક્તિમાર્ગથી કદી ભ્રષ્ટ થતા નથી; તેઓ તો આપનાથી રક્ષાયલા હોઇને નિર્ભય થઇ વિઘ્નકર્તા સૈન્યના મોટા સેનાપતિઓના મસ્તકો ઉપર પણ વિચરે છે. ભક્તોની આવી નિર્ભય સ્થિતિ હોય છે, પણ પ્રથમના કાળમાં તે જગજાહેર હોતી નથી; તે જાહેર ત્યારેજ થાય છે કે, તેના વિરોધીઓ તેની પરીક્ષામાં ઉતરે. મીરાંની એ સાચી નિર્ભયતાની પણ હવે પરીક્ષા લેવી શરૂ થઇ ગઇ. રાજ્યની એ નીતિ હોય છે કે, હરકોઇ બાબતમાં સામ, દામ, દંડ ને ભેદ—એ ચાર ઉપાયોથી કામ લેવાય છે. તેમાં પ્રથમ સામનોજ ઉપયોગ કરવામાં આવે છે. રાણાએ પણ તે પ્રમાણે પ્રથમ સામ ઉપાયથી મીરાંને ઠેકાણે લાવવા યત્ન કરવા માંડયો. મીરાની એક નાની નણંદ હતી, તેના દ્વારા મીરાંને શરમાવવી ને ભક્તિમાર્ગથી રોકવી, આવો વિચાર કરી મળવાને બહાને પ્રથમ તેને મોકલવામાં આવી. નણંદબાઇ મીરાંબાઇને મળવા પધાર્યાં ને વિનય તથા વહાલ દર્શાવતાં કહેવા લાગ્યાં:—

### ૫૬

'તેરા કુમળા જીયરવા' એ રાગ

અહો ! ભાભીજી મ્હારાં (૨) હાંરે અહો ભાભીજી મ્હારાં,
કેમ રહો છો ન્યારાં.
બેઉ કુળને શું કલંક લગાડો, શાને થાઓ અકારાં.
(કાચાં છો કાચાં)
રાજ્યમહેલમાં સાધુડાં શાં? ભુંડાં ભક્તો નઠારાં.
(અહીં તો વિલાસોજ જોઇએ)
ગાવાં નાચવાં રાણીને શાં ! નિંદે લોકો નઠારાં.
(એ તો વેશ્યાનાં કામ)
વાત ફેલી રજવાડે સઘળે, રીઝે શત્રુ અમારાં.
(એ કંઇ ઠીક નથી)
હજી સમજી ભગતાણું તજી દો, ફળ થાશે નઠારાં.
(માટે માનો)

વાત સાચી, જો ઢોંગ હોય તો તેનું પરિણામ કદી શુભ ન હોય ! દંભના રાજ્યમાં પરિણામ સારૂં હોયજ કેમ ? પણ જ્યાં સાચ છે ત્યાં આંચ્ નથી, અંતે 'सत्यमेव जयते' આવા દૃઢ વિચારથી મીરાંબાઇ તો નાની નણંદનાં ઉપદેશ વાક્યોને પ્રથમ સાંભળીજ રહ્યાં, તે પછી—

૫૯

'ડરમાં તું દિલ સાથ' એ રાગ

ઉચર્યાં મીરાં વાત, નણંદથી ઉચર્યાં મીરાં વાત;
હું સમજી તમારી વાત, તમે કહો છો પ્રીતિ સાથ. ટેક
કરૂં છું હું રૂડં, નક્કી નથી ભુંડં. (સર્વોત્કૃષ્ટ આ માર્ગ છે)
(તેથી)કુળને કલંક એથી નવ લાગે,સમજુ જનો તો સત્સંગમાગે;
સૌથી મ્હોટા સાધુ છે મહાભાગે, દેવોયે નમન કરે એની આગે.
(એવાઓની પરીક્ષા કર્યા પછીજ)
હું સેવું તેમના પાદ, નણંદથી ઉચર્યાં મીરાં વાત.

(અરે ! એશઆરામ ને ખાનપાનમાંજ આ અમૂલ્ય વખત કાં ગુમાવી નાખો છો ? યાદ રાખજો કે આ દુર્લભ મનુષ્ય જન્મ ફરી ઘડી ઘડી નથી મળવાનો.)

ભક્તિ ન ચાહે તે ભૂલ્યાં ગણાયે,
અભક્ત અંતે અતિ પસ્તાશે, લાજ તેઓનીજ આખરે જાશે;
મુજથી તો એ ન કદીજ છોડાશે, એ છંદ જીવની સાથે એ જાશે.

(કારણકે આ તો અનેક ભવની પ્રીતિ છે, ને હવે તો તે પૂરેપૂરી થઇ ચૂકી છે તેથી—)

હું નથી રહી મારે હાથ, નણંદથી ઉચર્યાં૦
જગત છો નિંદે, હું રહું છું આનંદે. (મને જગતની પરવા નથી)
જાણો તમે ભલે સર્વ નઠારી, મ્હેં તો કીધા છે પતિ ગિરિધારી;
(એ સાફ સમજો)
લોકલજ્જા એની ઉપર વારી, છઉં તેથી બીજી નથીજ થનારી.

(આ મારો નિશ્ચય અડગ છે, મને જે રસ મળ્યો છે તેજ સાચો છે, મારો માર્ગ ખુલ્લો છે.)

કોઇ કરશો માં પંચાત, નણંદથી૦

એ રીતે મીરાંબાઇએ, નણંદબાઇને સાફ શબ્દોમાં સંભળાવી દીધુ ને સાંસારિક દૃષ્ટિએ તો તેથી એજ જણાઇ આવ્યું કે:—

રાગ કાલીંગડો

નઠારી વહુ જાગીરે, સૌએ સાસરીયાં, નઠારી વહુ જાગીરે. ટેક
(તેમની દૃષ્ટિએ તો)
ખાનપાન સુખસંપત્તિ ત્યાગી, મૂર્ખી થઇ ગઇ વૈરાગીરે. નઠારી૦
(પણ એ વૈરાગ્યથી તો કામ થઇ ગયું)
વહુ વંઠી તો નીકળી જાશે, પેટ ભરશે ભીખ માગી રે. નઠારી૦
(એ ભીખથી પણ સાચું સુખ મળે છે)
સમજાવે તેમ વહુ વિફરતી, ક્યાંથી કરમમાં ભાગી રે. નઠારી૦

(અરે આ તો છેકજ કજોડું થયું; કદાચ એ પણ નભાવીએ; પણ બીજાં રજવાડાં નિંદાઓ કરી રહ્યાં છે, તે કેમ સહન થાય? માટે આને તો પૂરીજ કરી નાખવી જોઇએ, આવો દૃઢ નિશ્ચય કરી સાસરીયાંઓએ વાત વધારી મૂકી, ને નાની બ્હેને ખૂદ રાણાની હજુરમાં જઇ મીઠું-મરચું મેળવીને ખૂબજ જૂઠાણા ભરેલી વાત રજુ કરી:—

વાત કરી બ્હેને રાણાને, આગ રંગેરંગ લાગી રે. નઠારી૦
(રાણાએ પણ છેવટ એજ વિચાર કર્યો)
પાણી પહેલી પાળ બાંધવી, ઝેરે હણી દેવી હાથી રે. નઠારી૦

બીજી તરફ મીરાં તો ભક્તિની મસ્તીમાં મસ્તાન બની છે ને પ્રતિક્ષણ માગી રહી છે:—'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી ઘો મૂર્તિમાં.' ગિરિધર પ્રભુનેજ તે તો બરાબર વરી ચૂકી હતી અને તેમનેજ સાચા પતિ માનતી હતી, તેથી એ પ્રભુના પ્રતાપે તે કેવી બની ગઇ છે તે પ્રથમ આપણે જોઇએ, ને તે પછી મૂર્તિનું માહાત્મ્ય આપણે જોઇશું.

પદ

'વૈદર્ભી વનમાં વલવલે' એ રાગ

મીરાં ઉપર રાણો રૂઠીઓ કીધો ન વધુ વિચાર;
ઝેર જે આપવા ઝટ કર્યો, પ્યાલો પૂરો તૈયાર. મીરાં૦

ટીપું પીતાં પ્રાણ નીસરે, એવો છલકાતો છક;
મોકલ્યો મીરાંના મ્હેલમાં, તોડાવા તેનો ટેક. મીરાં૦

મીરાં તે કેમ પી જાય, તે માટે એમ કહાવ્યું કે, પ્રભુનું આ ચરણામૃત છે. મીરાં તો તુરતજ સમજી ગઈ કે, આ તો વિષનો પ્યાલો છે; પણ પ્રભુના ચરણામૃતના બહાને આવ્યો છે, તો તે પણ ઉત્તમજ છે. વળી આ પી જવાથી જો તુરતજ છૂટકો થઈ જતો હોય અને આ મિથ્યા સંબંધથી મુક્ત થવાતું હોય તો તે પણ લાભજ છે. આમ માની તુરતજ તે સ્વીકારી લીધો; છતાં તે લાવનાર સમક્ષ એમ તો જણાવીજ દીધું કેઃ—

૫૬

ઝેર દીયો હમ જાની રાજાજી ઝેર દીયો હમ જાની.
જબ લગ કંચન કસીમત નાહિ હોત ન બાહેર બાની;
મીરાં પ્રભુ ગિરિધર લાલાકે, ચરનકમલ લપટાની. રાજાજી૦

એમ જણાવી દઈ, તે ઝેર લાવનારના દેખતાંજ—

૫૬

'વૈદર્ભી' એ રાગ ચાલુ

મ્હોંયે બગાડયું ન પી જતાં, આવ્યો મધુરો ઓડકાર;
તેજ અધિક વધ્યું અંગનું, થયું વિષ સુખકાર. મીરાં૦

પણ એમાં કંઈ આશ્ચર્ય નથી; ભગવાનના ભક્તો માટે તો આ કોલ છેઃ—

न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् ।
जन्ममृत्युजराव्याधिभयं नैवोपजायते ॥

'વાસુદેવ ભગવાનના ભક્તોનું કદી અશુભ થતું નથી; અરે ! જન્મ, મૃત્યુ, જરા કે વ્યાધિનો ભય પણ એઓને નથી થતો.' આ અભય વચન સત્ય કરી દેખાડયું. જેણે પ્રભુનુંજ શરણ લીધું છે, તેનું રક્ષણ કરવા એ પ્રભુ સદૈવ જાગતોજ રહે છે; સત્ય ભક્તિનું આ પ્રબળ માહાત્મ્ય છે; એ વિષનો પ્યાલો પ્રેમથી ગટગટાવી જઇ મીરાં, રાણાના માણસને સંભળાવતી પુનઃ ગાવા લાગીઃ—

### પદ

હમારે મન રાધાશ્યામ વસી, ટેક.
વિષકો પ્યાલો ભેજ્યો રાનાજી, પીવત મીરાં હસી. હમારે૦
પ્રભુ ગિરિધર નાગરકી પ્રીતમેં, મીરાં પૂરી ફસી. હમારે૦

મીરાં પ્રથમથીજ પ્રભુની હતી, તે કદી રાણાની થવાની હતીજ નહિ; રાણાએ તો મારી નાખીને પોતાના ઘરમાંથી મીરાંનું નામનિશાન કાઢવા એ પ્રમાણે પ્રયત્ન કર્યો ને મીરાંએ પણ તેના એ પ્રયત્નને પ્રેમથી વધાવી લીધો, પણ જ્યાં પ્રભુની ઇચ્છા જુદાજ પ્રકારની હોય ત્યાં શું થાય? પ્રભુએ રાણાના વિષને અમૃત બનાવી દીધું; હવે તો મીરાંના ને સર્વના અંતર્યામી પ્રભુ કેવળ મીરાંની મૂર્તિમાંજ પ્રકટ હતા એમજ ન રહ્યું; જે સર્વેશ્વરને મીરાં, પ્રથમ પોતે સેવતી મૂર્તિમાં તથા તેની બહાર પણ વસી રહેલા માનતી હતી તેજ પરમેશ્વર મીરાં સમક્ષ તે જોઈ શકે તેમ મૂર્તિની બહાર પણ પ્રકટ જણાયા; એટલે તો પછી પૂછવુંજ શું? મીરાં છેકજ બદલાઈ ગઈ; આ માનવલોકમાં વસવા છતાં તે દિવ્ય બની ગઈ; પ્રભુને પ્રત્યક્ષ સ્વરૂપમાંજ સેવવા-શણગારવા ઘરનાં દ્વાર બંધ કરી એકલીજ તત્પર રહેવા લાગી; એ સાચા પ્રાણનાથ પાસે પોતે ગાવા લાગી, નૃત્ય કરતી ખેલવા લાગી. આમ પ્રત્યક્ષ પ્રભુ સાથે મીરાંનું ખાન, પાન, રમણ ને ગીત-નૃત્ય ચાલુ થયું, એટલે લોકોમાં તેની સારી નરસી-બન્ને વાતો ચાલુ થવા લાગી. 'પર-પુરુષ સાથે મીરાંને પ્રીત થઇ છે' એમ ઘણાંએ કહેવા લાગ્યાં, પણ તે પરપુરુષ કોણ છે? તેની પણ બરાબર પરીક્ષા થવી જોઇએ ને? વાત છેક રાણા સુધી પહોંચી તેથી—

### શાર્દૂલ છંદ

રાખ્યા બાતમીદાર મ્હેલની મહીં, રાણે ચહી ચિત્ત એ;
જ્યારે અન્ય પુરુષસંગ હસતી, જાણો ત્રિયા એ તકે.
દોડીને વરદીજ ઘો ઝટ હણું, હાથે કરી નાર એ;
આવ્યો સદ્ય પ્રસંગ મ્હેલની મહીં, લાગી નહિ વાર રે.

રાણાની એ સૂચનાથી બાતમીદારો બરાબર સાવધા-

નીથી દેખરેખ રાખવા લાગ્યા, ત્યારે એક સમયે—

દીંડી

કરી દ્વાર બંધ મીરાં કોઈસંગે, લાગી ચોપટ ખેલવા તે પ્રસંગે;
જઈ જાસુસે કર્યું નૃપને જાણ, ઉઠયો સત્વર તે તપીને અજાણ.

બસ, મારી નાખું, કાપી નાખું, બન્નેના હાલહવાલ કરૂં, આવા વિચારો કરતો રાણો, જોતજોતામાં મહેલની અંદર આવી પહોંચ્યો અને—

પદ

'મંગળ આજે વરતાય' એ રાગ

ધસ્યો રાણો કર ખડ્ગ તેજદાર ધરી,
અતિખાર ધરી, નહિ વાર કરી. ધસ્યો૦
ખોલ ખોલ રે કમાડ એવી રાડ કરી,
ખોલ્યાં તેવાં બારણાં નહિ વાર કરી.
ધુસ્યો માંહે અરિ શોધે ક્યાં છે અરિ! હાં, હાં, હાં. ધસ્યો૦

જો કે બંધ દરવાજે મીરાં સાથે સાક્ષાત્ પ્રભુ પોતેજ પ્રકટ સ્વરૂપે ચોપાટ ખેલતા હતા પણ દ્વાર ખુલ્લાં થતાં પ્રભુ અદ્દશ્ય થઈ ગયા. મીરાંના મનમાં એમ હતું કે રાણો પ્રભુને પ્રત્યક્ષ જુએ ને ભક્તિમાન બને, પણ એમ સહેજમાં પાપી લોકો પ્રભુનો સાક્ષાત્કાર શી રીતે પામે? ભક્તોને પણ અનેક જન્મે પ્રભુ–પ્રાપ્તિ થાય છે, ત્યારે રજોગુણી એક રાજા કે જે પ્રભુના સત્ય જ્ઞાનથી ઘણોજ દૂર હતો, તેને એમ પ્રભુદર્શન કેમજ થાય? વળી પ્રભુને તો કોઈ પણ પ્રકારે પોતાની ભક્ત મીરાંનુંજ માહાત્મ્ય વધારવું હતું, તેથી પ્રભુ પોતાના અદ્દશ્ય સ્વરૂપેજ ત્યાં રહ્યા. રાણો તો ક્રોધથી ધમધમી રહ્યો હતો, તે પ્રભુની મૂર્તિ સામે જુએજ શાનો? તે તો પોતાના જેવો કોઇ પરપુરુષજ અંદર ધુસેલો જોવા તલપતો હતો. તેણે ચોપાસ અંદર ખૂબજ તપાસ ચલાવી, આમતેમ ખૂણા ખાંચા બરાબર જોયા, પણ ત્યાં કોણ હતું? ક્યાંથી કોઇ હોય! સાચો પરપુરુષ રાણાને જોઇતો હત તો એ તો ત્યાંજ સમીપ હતો, પણ રાણાની તેવી બુદ્ધિ હજી ન હતી, તેથી તેણે તો—

મીરાં વિણ તો ન દીઠું કોઇ ત્યાં જ્યારે,

વધો અન્ય કોણ હતું કહે વીણ વારે;
બતાવ્યા શ્રીહરિ, હતા એજ અરિ. હાં, હાં......ધસ્યો૦

ક્રોધના આવેશમાં ઘુરકી ઘુરકીને રાણો ધમકાવવા લાગ્યો, જલદી બોલ, અહીં કોણ હતું ? અરે તે કયાં ગયો ? મેં કાનો કાન સાંભળેલો, તે કોણ હતો ? બોલ, બોલ, કહી દે, નહિ તો હાલજ શિરચ્છેદ થઇ જશે; આ રહી આ ચોપાટ, અહીં સોગઠાબાજી ખેલાતી હતી, તે ખેલનાર કયાં ? ઝટ કહે. રાણાના એ આવેશથી મીરાં કેમ ડરે ? તેણીએ તો તુરતજ જણાવી દીધું કે, આ મૂર્તિમાં વસી રહેલો ને મારામાં, તમારામાં ને સર્વત્ર જે વસેલો છે, તેજ અહીં પ્રત્યક્ષ સ્વરૂપે આવી મારી સાથે ચોપાટ ખેલતો હતો. મીરાંની એ વાત રાણાને ગળે કેમ ઉતરે ? તેની દૃષ્ટિએ તો મૂર્તિ જડ દેખાતી હતી, તે માને કેમ ?

દીઠી ચોપટ ને મૂર્તિ વાત ના માની,
ઉપાડીને ખડ્ગ બોલ્યો મહા અભિમાની;
સાચું બોલ ફરી, હાલ જઇશ મરી. હાં હાં......ધસ્યો૦
ત્યારે—વદ્યાં મીરાં કે માર કે ન માર ભલે,
સાચું ભાખું છું હું તો સદા સર્વ સ્થળે;
માર સુખે કરી, નથી રતિ ડરી. હાં, હાં......ધસ્યો૦

મીરાં લેશમાત્ર ન ડરી; તેમ પોતાના બચાવ માટે પ્રભુ પાસે પ્રાર્થના પણ તેણે ન કરી. જ્યાં પૂર્ણ નિશ્ચય થઈ ગયો હોય ત્યાં ભય રહી શકતો નથી, ને ત્યાં તો પ્રભુ હાજરાહજૂર હતા, તેથી મીરાંનો એક વાળ પણ વાંકો કરવા કોની શક્તિ હતી ? રાણા જેવા લાખો કે અસંખ્ય હોય પણ તેમનાં શસ્ત્રો મીરાં જેવાં ભકતોનો સ્પર્શ પણ કરી શકે ખરાં ? જુઓ, પછી શું બન્યું ?

રાણે ઉપાડયું ખડ્ગ મારવાને જ્યારે,
મીરાં એક મટી બે રૂપે દીસં ત્યારે;
દીસં ત્રણ ફરી કાયા ચાર ધરી. હાં, હાં........ધસ્યો૦

અરે ! પણ આ શું ? કેટલી મીરાં ! જ્યાં જુએ ત્યાં મીરાં ! મીરાં ! ને મીરાં ! આ તે મીરાં કે પ્રભુ ! અથવા બન્ને સાથે મળીને ! કે એકજ !

મૂળ મીરાં કઈ? એ ન લહી ગભરાયો,
પડયો ભૂઠો ને થયો ઘણો રઘવાયો;
જોઈ ખૂબી ખરી, ખરે ગયો ડરી. હાં, હાં......ધસ્યો૦

એ વેળા મીરાંની જે જે મૂર્તિ ચોપાસ રાણો જોઈ રહ્યો હતો તે સામાન્ય મીરાં જેવી ન હતી; તે તો અલોકિક ને અદ્ભુત જાણે સાક્ષાત્ મહાદેવી પ્રકટસ્વરૂપે ચોપાસ દેખાતાં હતાં; તાત્કાલિક તો રાણો ભાન ખોઇ બેઠો; પછી ધીમે ધીમે સ્વસ્થ થતો જાણી શક્યો કે આ મીરાંનું માહાત્મ્ય છે; મીરાંની આ મૂર્તિપૂજાનું પ્રત્યક્ષ પ્રમાણ છે, આ જે જે અનેક મૂર્તિઓ દેખાય છે તે શ્રદ્ધા ને ભક્તિથી આચરેલી મૂર્તિપૂજાનું જ્વલંત ઉદાહરણ છે, આ રીતે મીરાંએ પ્રત્યક્ષ કરી બતાવ્યું છે કે આ પ્રતાપ કેવળ મૂર્તિનોજ છે. પછી રાણાએ પાસેની ચોપાટ સામે જોયું ત્યારે તેને સ્પષ્ટ દેખાયુંઃ—

પાસા નાખતાં જે ઉપડેલો, હાથ દીઠો હરિનો ઉઠેલો;
તેથી માન્યું મીરાં દીસે સાચી, એની પ્રીતિ પ્રતીતિ ન કાચી.

જેમ નરસિંહ મહેતાને હાર અર્પણ કરતા શ્રીદામોદરરાયે પોતાના હાથ એમના એમજ પ્રત્યક્ષ રાખેલા હતા, તેજ પ્રમાણે મીરાંના ગિરિધરલાલાએ તેની સાથે ચોપાટે રમતા અટકી જઇને પોતાના હાથને એમનો એમજ રાખેલો પ્રત્યક્ષ બતાવ્યો હતો. આ ઉપરથી સચોટ સાબીત થતાં પ્રભુ પાસે આપણે કેમ પ્રાર્થના ન કરીએ કે, 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી દ્યો મૂર્તિમાં.'

રાણોજી એ પ્રમાણે ઠેકાણે આવ્યો એટલે મીરાંએ તેને સત્ય હકીકત કહી સંભળાવી ને આ પ્રમાણે બોધ આપ્યોઃ—

### પદ

ધનાશ્રી

સાંવરે સંધમેં રાચી, રાણાજી સાંવરે સંગમેં રાચી. ટેક.
સજી શૃંગાર બાંધી પગ ઘુઘરૂ, લોકલાજ તજી નાચી.
સાધુ સંગતે ભઈ રહી સુમતિ, ભક્તિ પ્રેમમેં રાચી.
ગાય ગાય કે હરિગુણ નિશદિન, કાલવ્યાલ સો બાંચી.રાણા૦

રાણાને કંઇક ખાત્રી થઈ કે, આ મીરાં કોઇ અદ્ભુત વ્યક્તિ તો છેજ; માટે તેને મારી નાખવી અશકય છે અને તે માટે પ્રયાસો પણ વૃથા છે. છેવટે મીરાંએ એજ સંભળાવી દીધું કેઃ—

મીરાં પ્રભુ ગિરિધર લાલાબીન ઓર બાત સબ કાચી. રાણાજી૦

એવા એવા અનેક પરચા અનેકવાર રાણાએ અનુભવ્યા હતા છતાં તેણે મીરાંને હેરાન કરવામાં કંઇ બાકી રાખ્યું ન હતું. છેવટે તેણે પોતાના ઘરને છોડી જવા માટે મીરાંને ફરજ પાડી હતી, જેથી મીરાં પણ 'બહુ સારૂ થયું' એમ માની એ ત્રાસથી છૂટીને રાણાનો દેશ મૂકીને નાસી ગઇ હતી. તેણીએ જતાં જતાં બે પત્રમાં બે પદ રચી લખીને રાણાને મોકલ્યાં હતાં, તેમાંનું પ્રથમ પદ આ નીચે પ્રમાણે છેઃ—

પદ

મેરો મન લાગ્યો અબ સાવરીયેસે, કાહુકી બરજી મેં ના રહુંગી;
જો કોઈ મોકો એક કહેગી તો મેં વાકો લાખ કહુંગી. મેરો૦
સાસુ બુરી નનંદ હઠીલી યહ દુઃખ અબ કહાંલો મેં સહુંગી!
મીરાં પ્રભુ ગિરિધરકે કારન, જગ ઉપહાસ સદાહી સહુંગી. મે૦

એમ રાણાને પત્રથી જણાવીને મીરાં નીકળી ગઇ. તેને લોકો કહેતાં કે 'તેં પતિનો ત્યાગ કેમ કર્યો?' ત્યારે તે કહેતી કે શું કરૂં? મને મારી નાખવા માંડી છતાં હું મરી નહિ, મારો કેડો તેણે ન મૂક્યો ને હું તેના કામની પણ નથી. તે મને મારૂં કામ કરવા ન દે ત્યારે મારે શું કરવું? મારે છેવટે આ નિર્ણય ઉપરજ આવવું પડયું કેઃ—

જાકો પ્રિય ન રામ વૈદેહી, તજીએ તાકો કોટી અરી;
સમ યદ્યપિ પરમ સનેહી. જાકો૦ (તેમ કરવામાં પાપ નથી)
પિતા તજ્યો પ્રહ્લાદ, વિભીષણ બંધુ, ભરત મહતારી;
બલિ ગુરુ તજ્યો, પતિવ્રજવનિતા, ભયે જગમંગલચારી. જા૦

આવાં અનેકે પ્રભુપ્રાપ્તિ માટે ઘરબાર–સગાં–સંબંધીઓ ત્યજ્યાં છે, ને તેઓ પોતે તો પવિત્ર હતાંજ, પણ સાથે સાથે અન્ય અનેકને તેઓએ પવિત્ર કર્યાં છે. સારાંશ એજ છે કે, જેઓને કેવળ પ્રભુનીજ તમન્ના ને તેમનીજ લગની

લાગી જાય છે તેઓને જગતની કે સગાં-સંબંધીઓની દરકાર ઓછી થઇ જાય છે; આ વાત જગપ્રસિદ્ધ ઠરી ચૂકી છે અને મીરાંએ પણ એવા આશયનું ગાયું છેઃ—

. પદ

મેરે ગિરિધર ગોપાલ દુસરો ન કોઈ;
જાકે શિર મોર મુકુટ મેરો પતિ વોહી. ટેક.
શંખ ચક્ર ગદા પદ્મ, કંઠમાલ જોહી;
અબ તો બાત ફેલ ગઈ, જાને સબ કોઈ. મેરે૦
માત પિતા પતિ બંધુ સંગી નહિ કોઈ;
સંતન ઢીગ બેઠ બેઠ, ખોટી લાજ ખોઈ. મેરે૦
મેં પીયાકો દેખ હંસી, લોક જાને રોઈ;
આંસુ જલ સિંચ સિંચ, પ્રેમ બેલ બોઈ. મેરે૦
લોક ત્રાસ છાંડ દીયો, કહા કરહી કોઇ;
મીરાંકી લગન લગી, હોની સો તો હોઈ. મેરે૦

મીરાંબાઇ ફરતાં ફરતાં શ્રી વૃંદાવન પહોંચી ગયાં, જ્યાં શ્રી ગિરિધારીજી સદૈવ નિવાસ કરે છે. તે ભક્તવત્સલ ભગવાન ત્યાં તેમને પ્રત્યક્ષ મળ્યા, તે વેળા મીરાંએ ગાયું છેઃ-

લાવણી

આજ હમ દેખ્યો ગિરિધારી,
સુંદર બદન મદનકી શોભા ચિતવન અનિયારી;
તુલસીવન કુંજન સંચારી,
ગિરિધરલાલ નવલ નટનાગર પર મીરાં વારી.

સમય જતાં રાણાના જાણુવામાં આવ્યું કે, મીરાં *વૃંદાવનમાં છે. તેથી તેણે ત્યાં પણ તેને હેરાન કરવા* માણસો મોકલ્યા, જેથી ત્રાસીને બિચારી મીરાંબાઇ છેવટે શ્રીહરિની રાજધાની દ્વારિકામાં કાયમને માટે જઇ વસી. પછી તો મીરાંની મહત્તાની રાણાને પણ બરાબર ખાત્રી થઇ. મીરાંએ રાણાનો દેશ છોડયો ત્યારથીજ ત્યાં અનિષ્ટો તથા ઉપદ્રવો ચાલુ રહ્યા હતા. આખાય રાજ્યમાં અનાવૃષ્ટિ, દુષ્કાળ, મરકી, પ્રજાપોકાર, શત્રુઓના ત્રાસ, યુદ્ધ, પરાજય કદી મટતા ન હતા. જ્યાં ત્યાં ઘોર અશાંતિ અને અસહ્ય વિટંબનાઓ જોવામાં આવતી હતી. આથી રાણાને નિશ્ચય થયો

કે, મીરાંના ચાલ્યા જવાથીજ આ સંકટો દેશ પર આવી પડયાં છે; મીરાને ત્રાસ આપવાનુંજ આ પરિણામ છે; તે છેવટ લાચાર બન્યો, તેણે મીરાંને પાછી લાવવા લોકોને વિનવવા માંડયા, મીરાંનું માહાત્મ્ય સંભારી સંભારીને તે દીન બન્યો, તેણે લોક પાસે કરગરી પડીને આ પ્રમાણે કહ્યું:—

૫૬

રાગ કાફી

કોઈ મીરાંને લાવો મનાવી, રાણો રોતો કહે અતિ શોચ લાવી.
એ સાધ્વીને મેં મતિહીને હાય ! હમેશે સતાવી. રાણો૦
એ શું ગઈ ! ગઈ મારી દશા રૂડી, અવદશા એ વિણ આવી. રા૦
આપું ઈનામ ધામ ગામો દઉં, ઘો કોઈ મહેલ વસાવી. રા૦
કહે તે કરીશ ફરીશ ન ફરીથી, હયો ચાહે લેખ લખાવી. રા૦
વિપ્રો થયા સજ્જ જાવા દ્વારકાં, લીધો છે પત્ર લખાવી. રા૦

આ પ્રયાસ હવે છેલ્લો કરી જોવાનો હતો. મીરાં નાસભાગ કરીને હવે કયાં જાય ? ગામ–ધામના લાલચુ ભૂદેવો મીરાંના આંગણામાંજ લાંઘવા બેઠા ! જો નહિ આવો તો અમે અહીંજ ભૂખ્યા તરસ્યા મરી જવાના.

૫૬

'ઓધવજી કરમનકી' એ રાગ

વધાં મીરાં ભૂખ્યા રહો શીદ ભાઈ, મારી કસુર આમાં નથી કાંઈ.
શ્રી રણછોડ આશ્રયથી મેં, કાળ કાઢયો સુખદાઈ;
તેની પાસે જાઉં તે રજા દે તો, આવીશ સંગમાં ચાહી. વધાં૦
માન્યું વિપ્રોએ થયા સહુ રાજી, જાણ્યું જશે કઠણાઈ;
શુદ્ધ મીરાં થઈ શુદ્ધ પધાર્યાં, જયાં ઝગતા જદુરાઈ. વધાં૦

મીરાંબાઈ જ્યાં જતાં ત્યાં પ્રભુ સાક્ષાત્ પ્રકટ સ્વરૂપમાંજ તેમને દર્શન દેતા. દ્વારકાધીશ પણ તેના માટે દિવ્યસ્વરૂપે પ્રકટજ હતા; સાક્ષાત્ સાકારસ્વરૂપ પરબ્રહ્મજ સર્વત્ર તેમને પ્રત્યક્ષ હતા; કારણકે તેમને એજ સાક્ષાત્કાર સદા સર્વત્ર હતો– 'પ્રીતિ ને પ્રતીતિ પૂરતી મૂર્તિમાં' અને તેજ કારણથી—

૫૬

'ભોલો ભીલોજી' એ રાગ

આવ્યાં મીરાં જહાં છે રણછોડરાય, રણછોડરાય, દયાળુ સદાય.

રાણાના પ્રેર્યા વિપ્ર પડયા પૂઠે,એથી છુટવા ન અવર ઉપાય. આ૦
ચહ્યું હતું તે કહ્યું કરગરી, દાસી હવે ખાસી સેવાજ ચ્હાય. આ૦

મીરાંબાઇએ પ્રભુને પ્રાર્થના કરતાં કહ્યું કે:—

રાગ સોરઠ

શરણે થાંને આઇ હું રાજા રણછોડ,
ધર્મ સંકટ દીયો બ્રાહ્મણને, પેઠી મંદિરમેં દોડ. શરણે૦
આપણી દીગદી રાખો સાંવરા, વિનતિ કરૂં કરજોડ. શરણે૦
કેસે પાછી જાઉં જગતમેં, લાગે મને મોટી ખોડ. શરણે૦

મીરાંની શરણાગતિ ને આર્ત્તપ્રપત્તિ અતીવ ઉત્કટ અને પ્રેમપૂર્ણ છે, તેનો પ્રભાવ જુઓ; મીરાંની ને પ્રભુ રણછોડરાયની જે મૂર્તિઓ જગતની દૃષ્ટિએ લૌકિક જણાતી હતી, તેજ બન્નેની મૂર્તિઓ વાસ્તવિક દૃષ્ટિએ કેવી હતી, તે એ વખતેજ સિદ્ધ થયું. શું બન્યું ?—

પદ

'આવ્યાં મીરાં' (મીસો મીસોજીનુ)

કૃપાદૃષ્ટિ થઈ સઘ ઢળી ગઇ, પ્રેમે પડી અડી શ્રીમત પાય. આ૦
તેવી સદેહે સમાઈ ચરણમાં, જોતા રહ્યા દ્વિજ જન સમુદાય. "
માત્ર સાડીબહારહરિએ દેખાડી,ધારીશ્રી અંગઉમંગે સોહાય."
જય જય શ્રી વાસુદેવની મૂર્તિ, જય મીરાંનો સદાય ગવાય. "

આ રીતે મૂર્તિનો પ્રભાવ તે વેળા પ્રત્યક્ષ જણાયો. વસ્તુતઃ તે તે મૂર્તિઓ દિવ્યજ છે અને તે પોતાના ઉપાસકોને પણ દિવ્ય બનાવે છે, તે આ ઐતિહાસિક પૂરાવો છે; એવા તો અનેક પૂરાવા છે, જેની સંખ્યા પણ થઇ શકે નહિ. મૂર્તિપૂજાનું આ રહસ્ય છે; તેને નહિ સમજીને આપણાજ કેટલાક મૂર્તિપૂજાને નિંદે છે; તેઓની ગંભીર ભૂલ જો આવાં દૃષ્ટાંતોથી સુધરે તો જરૂર કલ્યાણ સિદ્ધજ છે. આવા અર્વાચીન દૃષ્ટાંતો પણ મૂર્તિપૂજાની સાક્ષી પૂરે છે; નિશ્ચય છે કે આવાં દૃષ્ટાંતો કપોલકલ્પિત કે આજકાલ દરરોજ નવી ઘડાતી નોવેલો જેવાં નથી, તે લક્ષ્યમાં લઇને મૂર્તિનિંદક ભાઇઓ સમજે ને તે મહાન વ્યકિતઓનાં સન્માર્ગે સંચરી આ પ્રાર્થના કરે કે, હે પ્રભો ! 'પ્રીતિ ને પ્રતીતિ ઘો મૂર્તિમાં.'



# श्री भक्तांघ्रिरेणु-आख्यान

[ कामदेवनी भयंकरता ]

## પૂર્વરંગ

આપણાં શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલો 'પરમાનંદ' એ, ધર્મ-અર્થ-કામ-મોક્ષ-આ ચતુર્વિધ પુરુષાર્થોની પણ ઉપર આવેલો છે; આ ચારે પુરુષાર્થોનું જાણે અંતિમ શિખર હોય તેવો એ પરમાનંદ દિવ્ય આનંદ કરતાંયે વધારે દિવ્ય છે, તે સર્વથા અવર્ણ્ય છે; ચાર પુરુષાર્થોમાંથી ધર્મ તથા અર્થને તો સૌ કોઇ સંપાદન કરેજ છે, પણ તે બન્નેને પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ ઘણા ખરાનો ત્રીજા 'કામ' માટેજ હોય છે. કામ એટલે હરકોઇ પ્રાકૃત ભોગો. સર્વ ઉપભોગોને 'કામ' કહી શકાય છે, છતાં ખાસ વિશેષ રૂઢ અર્થ જો મળતો હોય તો 'કામ' એટલે 'વિષય.' તેજ મુખ્યત્વે 'કામ' શબ્દનો અર્થ આજકાલ સૌ કોઈ સમજે છે. આ અર્થવાળો તે કામ, સર્વ પ્રકારના કામોમાં શિરોમણિ છે, તેના જેટલા ગુણ ગાઇએ (એટલે દોષો કહીએ) તેટલા ઓછાં છે.

### પદ

'મોરી કર પકરત' એ રાગ

કાયા કરે કાલા જ્યારે જાગે કામદેવા. ટેક.
દેવ કામની થાય, કામ દેવની કામની થાય કામની કરે કેવા !
નમન કામને ન મન કામનું અનુમન કામના ધાઓ તમારી. સે૦

ખરેખર, આ કાયા તે કાલાજ કરે છે; એટલુંજ નહિ, પણ જુઓ ને વિચારો તો આશ્ચર્ય જણાશે કે, વસ્તુતઃ દેવની સેવા માટેજ આ કાયા પ્રાપ્ત થયેલ છે, તેનો ઉપયોગ

કેવો થાય છે ? જે સાચો દેવ છે તેને તો પડતોજ મૂકી કાયાનો ઉપયોગ કામદેવની સેવામાંજ થઇ રહેલો જ્યાં ત્યાં જોવામાં આવે છે ને તે કામદેવની સેવામાં જાણે બસ 'કામની'જ કામની થઈ પડતી જોવામાં આવે છે ! પણ ભાઇઓ ! યાદ રાખજો, આ કેવળ કામદેવનીજ સેવા જો સર્વથા ચાલુ રહી તો તેથી અહીં અજંપો-પૂરતી અશાંતિ અનુભવવી પડશે ને પારલૌકિક શ્રેય સાધનમાં પૂરતી ખોટ જોતાં પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ જરૂર આવશે; માટે હવે તો બસ કરો. અનેક જન્મો સુધી તે કામદેવની સેવા કર્યા કરી, તેનું પરિણામ તો પ્રત્યક્ષજ છે; સંસારભ્રમણ સિવાય બીજું કંઈ પણ તેની સેવાથી આપણે મેળવી શકયા નથી, માટે હવે તો તેને નમન કરો, છેલ્લા પ્રણામ કરી દ્યો; તેમાં લેશ પણ મન ન રાખો ને પછી શ્રી હરિ પાસે માગો કે, આ અમારી દુર્લભ કાયાનો ઉપયોગ તેમનીજ સેવામાં થાઓ, કામદેવની સેવામાં નહિ. ઇશ્વર, બ્રહ્મ, અવતાર ને તેમની અર્ચા-એ સર્વનું રહસ્ય બરાબર સમજી તેનો લાભ લ્યો. અનુભવી મહાત્મા તુલસીદાસનાં આ વચન જરૂર ધ્યાનમાં લેવા જેવાં છેઃ—

જહાં કામ તીહાં રામ નહિ, રામ તીહાં નહિ કામ;
તુલસી દોનું ના બને, રવિ રજની એક ઠામ.
રામ નામસેં પ્રીતડી, પરનારીસેં હસના;
તુલસી દોનું ના બને, લોટ ફાક ઓર ભસના.

એ ચોક્કસ છે કે 'બગડે બે' પણ નથી રહેવાતું; તે પછી થાય છે તો આ એકજ 'કાયા કરે કાહ્યા.' ત્યારે શું તેનો સર્વથા નાશ કરી શકાય છે ? કામસેવા સર્વથા ત્યજી શકાય છે ? શરીરના બંધારણમાં ત્રણ ગુણોનું પ્રાધાન્ય છે, તેનું કેમ ? રજોગુણમિશ્ર પ્રકૃતિ શરીરના બંધારણમાં છે તે વાત સુવિદિત છે અને તેનેજ લીધે આપણે ક્ષુધા-તૃષા વગેરે અનુભવીએ છીએ, એટલે શરીરના બંધારણને અનુસરીને કેવળ કામસેવન નજ કરવું તે તો અતીવ કઠિન છે, તે દુર્જેય વસ્તુ જીતી શકાય, એ સર્વ માટે સંભ-

વિત નથી, જુઓ—

विश्वामित्रपराशरादिमुनयो वातांबुपर्णाशना-
स्तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः ॥
शाल्यन्नं सघृतं पयो दधियुतं भुंजंति ये मानवा-
स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विंध्यस्तरेत् सागरम् ॥

જેઓ કેવળ વાયુ, જળ તથા પાંદડાંનોજ આહાર કરતા હતા તે વિશ્વામિત્ર તથા પરાશર આદિ મુનિઓ પણ સ્રીના સુંદર મુખકમળને જોતાંજ મોહ પામ્યા હતા—કામ-સેવન કરવા તત્પર બન્યા હતા; (તપસ્વી મુનિઓ કેવળ નિઃસત્ત્વ આહાર લે છે છતાં તેઓ જો કામવશ બને) તો પછી જે મનુષ્યો ઘી સાથે ડાંગરના ભાત અને ઉત્તમ અન્નનો આહાર કરે તેમજ દૂધ પીએ ને દહીં ખાય તેઓ, જો ઇંદ્રિયનિગ્રહ કરી શકે ને કામને જિતી શકે, તો જરૂર વિંધ્યાચળ પર્વત સમુદ્ર તરી જાય-એટલે પર્વતો સમુદ્રમાં કદી તરે નહિ ને ખાતાપીતા મનુષ્યો ઇંદ્રિયનિગ્રહ કરી શકે નહિ એ વાત ચોક્કસ છે. જો કે એવાં ઐતિહાસિક દષ્ટાંતો મળે છે ખરાં, હનુમાનજી બાળબ્રહ્મચારી રહ્યા હતા ને ભીષ્મપિતામહે બ્રહ્મચર્ય પાળવા માટે જીવનપર્યંતની ઘોર પ્રતિજ્ઞા કરી હતી ને તે પાળી પણ હતી; પરંતુ તેમ-નાં દષ્ટાંતો લઇને આપણાથી તે પ્રમાણે નજ બની શકે. તેમને તો આપણાં અનેક વંદનજ ઘટે. એ અલૌકિક દિવ્ય પુરુષો હતા, તેમણે જે જે કાર્યો કર્યાં છે, તેનો અમુક અંશ પણ આપણાથી બની શકે તેમ નથી, એટલે આપણે તો એટલુંજ કરી શકીએ-ધર્મ્ય કામસેવન આપણે કરીએ ને વ્યભિચારથી જો બચીએ તો પણ આપણા પ્રમાણમાં આપણે ઘણું કર્યું ગણાય. શાસ્રીય આજ્ઞા પ્રમાણે પ્રાથ-મિક બ્રહ્મચર્ય અવશ્ય પાળીને તે પછી યોગ્ય વય થતાં ધર્મ તથા અર્થ સંપાદન કરીને કામ માટે યોગ્ય ગૃહસ્થા-શ્રમી બનવું, તે તો અયોગ્ય નથી. ભગવાન શ્રીકૃષ્ણ પણ તે માટે પોતાની સંમતિ આપતા ગીતાજીમાં કહે છે-'ધર્મા-

विरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ— હે ભરતશ્રેષ્ઠ અર્જુન! પ્રાણીઓમાં ધર્મથી અવિરોધી જે કામ છે તે હું છું.' આમ કહી ભગવાન ધર્માનુકુળ કામસેવા દર્શાવે છે. જો કે આ વાત સાચી છે કે જગતમાંહેના સર્વ આનંદોમાં વિષયાનંદની નિઃસીમતા છે, ઉપલક દૃષ્ટિએ વિષયાનંદ સર્વોત્કૃષ્ટ છે અને તેનેજ લીધે આ મનુષ્યલોકની સ્ત્રીઓથી જો અતૃપ્તિ રહે તો મહાપુણ્યમય યજ્ઞાદિ કર્મો કરીને તે દ્વારા સ્વર્ગ સંપાદન કરી ત્યાંની અપ્સરાઓ સાથે વિહાર પ્રાપ્ત કરવાના ઉપાયો વેદોમાંજ દર્શાવેલા મળી આવે છે, પરંતુ તેમાં મુખ્યતઃ આ બે વાત અવશ્ય જાળવવી જોઇએ. પ્રથમ તો એજ કે તે કામસેવન ધર્મથી અવિરુદ્ધ હોવું જોઇએ ને તે પછી તે ધર્મ્ય કામસેવનથી પણ ક્રમશઃ અટકવું જોઇએ. કારણકે એમ ને એમ છેક સુધી કામસેવનમાંજ જો મચ્યા રહેવાય તો આ લોકમાં અનેક જાતની હાનિ સહેવી પડે છે ને પરલોકમાં નરકપ્રાપ્તિજ સુલભ થાય છે. જો કે પ્રાકૃત આનંદો પૈકી વિષયભોગ જેવો એક પણ પ્રાકૃત આનંદ નથી અને તેવા વૈષયિક સુખના કીડાઓ તો ત્યાંસુધી કહેતાં શરમાતા નથી કે, 'सुरतं तदेव सुरतं यत्लाभ्यं यदन्यनारीषु—મૈથુન તો તેજ મૈથુન ગણાય કે જે પરસ્ત્રીઓમાં ઘણોજ પ્રયત્ન કરવાથી પ્રાપ્ત થઇ શકે છે' આમ કહેનારા તે કીડાઓને આ વસ્તુનું ક્યાં ભાન રહ્યું છે કે, અન્યાયથી પારકું ભોગવવાનાં પાપો પૈકી તેના જેવું બીજું એક પણ ઘોર પાપ નથી. જુઓ, પરસ્ત્રી તારાને ભોગવવાના પાપથીજ વાલી માર્યો ગયો, સીતામાં લલચાઇ જવાના પાપથીજ મહાબળવાન રાવણ રગદોળાયો, દ્રૌપદીને ઘરમાં બેસાડી દેવાની લાલચથીજ દુર્યોધનનો તેના સર્વ કુટુંબ સાથે વિનાશ થયો—આ ઐતિહાસિક પૂરાવા વ્યભિચારીઓને બોધપાઠ લેવા માટે પૂરતા છે ને હાલના ઇતિહાસમાં પણ કરણઘેલા વગેરેનાં ઘણાં દૃષ્ટાંતો મોજૂદ છે, જે ઉપરથી સમજાશે કે, પરસ્ત્રી કેટલી ભયાનક છે! તેના માટે તો કેટલીયે ખૂન-ખરાબી થતી જોવામાં આવે છે; અત્યારની

કોર્ટોમાં પણ તેવા કેસોના પરિણામે ઘણાઓને ફાંસીના લાકડે લટકાવાતા જાહેર કરવામાં આવે છે; આવા આશયથીજ અહીં કહેવાયું છે–'કાયા કરે કાહ્યા જ્યારે જાગે કામદેવા.' માટે અશાસ્ત્રીય અનાચારથી મનોવૃત્તિને સતત્ રોકવી જોઇએ; જેમ કડકડતી ક્ષુધા કે તૃષા લાગી હોય છે છતાં રસ્તામાં હરકોઇનું ખાવા–પીવા તૈયાર થતા નથી તેમજ આ વૈષયિક વાસનાઓ તૃપ્ત કરવા માટે મનોવૃત્તિ ગમે ત્યાં દોડી જાય તે વેળા પણ—

મન જાવે તો જાન દે, તું મત જાવ શરીર;
બીન ચઢાઈ કામઠી કયું લાગેગા તીર.

પારકું ધન કે પારકો સરસામાન આપણે ચોરી લઇએ અથવા બળજબરીથી પડાવી લઇએ ને તે પછી આપણે તેનો ઉપભોગ કરીએ, ત્યારે તે ધન કે સરસામાન ભ્રષ્ટ જેવો બની જતો જોવામાં આવતો નથી; તેનો ઉપભોગ કર્યા છતાં તે બીજા માટે પણ અથવા તેના મૂળ માલીક માટે પણ નકામો થઇ પડતો નથી; આપણે મૂળ ચોરેલું ધન કે કોઈ સામાન વગેરે આપણે મૂળ માલીકને ફરજીયાત પાછો આપીએ ત્યારે પણ તેનો ઉપભોગ કરવામાં તેના માલીકને તે નકામા જેવું થઇ પડયું હોય તેમ લગાર પણ જણાતું નથી; ત્યારે આ પરસ્ત્રી એ એવી કોઇ વસ્તુ છે કે, તેનો આપણે ચોરી–ચૂપકીથી કે બળજબરીથી ઉપભોગ કરીએ ત્યારે તે શિયળથી ભ્રષ્ટ બને છે, એટલુંજ નહિ પણ પછી તે તેના મૂળ માલીક માટે પણ નકામી બને છે. કોર્ટોમાં ચાલતા 'છુટાછેડા'ઓના મુકદ્દમાઓમાં બીજું શું જોવામાં આવે છે? એકવાર વ્યભિચારી ઠરેલ પુરુષ કે સ્ત્રી તેના કુટુંબમાં તથા જાણીતી સર્વ સમાજમાં નાલાયક તરીકે ગણાય છે, તેના વિશ્વાસમાં કોઇ ઉતરતું નથી, એટલુંજ નહિ પણ સારા કોઇ પ્રસંગે તેને નિમંત્રણ સુધ્ધાં મળતું નથી; સ્ત્રી એક મિલ્કત જેવી વસ્તુ છે, એમ માનનારાઓનાં મંડળોમાં પણ આ સ્થિતિ છે; આ ઉપરથી શું સિદ્ધ થાય છે? કોઇપણ સ્ત્રી પોતાના શિયળનાં આધા-

રેજ સંસારથી તરી શકે છે, તેની વિશુદ્ધિ શિયળના બળ પર અવલંબેલી હોય છે; શુદ્ધ વીર્યધારણ કરવા પરજ તેના સમસ્ત કુળનો આધાર રહે છે ને પારલૌકિક દૃષ્ટિએ પણ સ્ત્રીના શિયળમાં ભ્રષ્ટતા થતાજ પિતૃદેવોનો અધઃપાત થઇ ચૂકે છે; અરે ! હરકોઈ સ્ત્રી જેવી શિયળથી ચૂકી કે તુરતજ તેના સમસ્ત પિયરપક્ષને તથા સાસરીયા પક્ષને સદાને માટે કલંકિત દશામાં ને લજ્જિત અવસ્થામાં જીવન પસાર કરવું પડે છે. આમ ઉભય કુળને કલંકિત કરવામાં સ્ત્રી કારણભૂત બને છે; તેમજ તેજ સ્ત્રી જો સતી તરીકે વિશુદ્ધ જીવન ગાળતી હોય છે તો તેના બન્ને કુળને તે યશસ્વી તથા આદર્શ તરીકે વિખ્યાત કરે છે. આવી ઉચ્ચ માન્યતા જ્યાં પરંપરાથી પ્રાણતુલ્ય ગણાય છે ત્યાં-આપણાં આર્યકુળોમાં પર-સ્ત્રી સાથેના વ્યભિચારને કેવો અધમાધમ દર્શાવ્યો છે, કેવું બીજાના દિલને દુખાવનાર, યશનો વિનાશ કરનાર તથા ધર્મનો લોપ કરનાર માનવામાં આવે છે ? અરે ! તેના જેવું મહાપાપ એક પણ નથી, એમ આર્યશાસ્ત્રો પોકારીને કહે છે, તેનું કારણ શું છે ? જુઓ, આ રહ્યું:—

परयोनि पतेत् विंदुः कोटिपूजा विनश्यति ।

'પરસ્ત્રીની યોનિમાં પુરુષે માત્ર એકજ વીર્યબિંદુ નાખ્યું કે તેજ સમયે એ પુરુષના એક કરોડ પૂર્વજોની પૂજા વિનાશ પામે છે, તેમજ તે પુરુષની પાછળના એક કરોડ વંશજોની પૂજા વિનાશ પામે છે.' આ શું ઓછું ભયંકર પરિણામ ? જ્યારે કોઇ વ્યક્તિ ઘોર તપશ્ચર્યા કરીને દેવોના સિંહાસનોને ડગમગાવી દે છે ત્યારે તેને ભ્રષ્ટ કરવા માટે દેવો પરસ્ત્રીઓનેજ મોકલે છે ને ? વિશ્વામિત્ર જેવા સમર્થ તપસ્વીઓનાં અથાગ તપોબળનો અથવા તેઓના સર્વસ્વનો વિનાશ દેવાંગનાઓએ કર્યો છે, તેનું મૂળ શું ? આવાં દૃષ્ટાંતો તપાસીએ તો ઘણાંજ મળી આવશે; માટે જે કોઇ મનુષ્ય આત્માની ઉન્નતિ ચાહતો હોય તેણે તો ખૂબજ જાળવવાનું છે; પરસ્ત્રીનો પડછાયો પણ ત્યજવો યોગ્ય છે; કારણકે—

माद्यंति प्रमदां दृष्ट्वा सुरां पीत्वा न माद्यति ।

'મદિરાનું પાન કર્યા પછી પણ પુરુષ તેવો પાગલ બની જતો નથી કે જેવો મદમાતી કોઇ સ્ત્રીને માત્ર જોઇનેજ પાગલ બની જાય છે!' અજામિલ કયા કારણે ભ્રષ્ટ થયો હતો? સુરદાસ ભાન ભૂલ્યો હતો ને તેને તો છેવટે આંખો ફોડી નાખવા સુધીનો પ્રસંગ આવી લાગ્યો હતો, તે શાથી? એવા તો કંઇક હેરાન થયા છે, તેનું મૂળ શું? તે આજ—'કાયા કરે કાલા જ્યારે જાગે કામદેવા.' માટે એથી જો બચવું હોય તો સત્વર સત્સંગમાં જોડાઇ જવું જોઇએ. સ્ત્રીસંગીઓના સંગથી નરકનાં દ્વાર ખુલ્લાં થાય છે, ત્યારે સત્સંગના સામર્થ્યથી મોક્ષનાં દ્વાર ઉઘડી જાય છે. કેમકે સત્પુરુષો વૈષયિક તુચ્છ સુખમાં 'दुःखदोषानुदर्शनम्' દુઃખ તથા દોષોજ જુએ છે. એક કવિ કહે છેઃ—

દેખનમેં નરસો ખર ડોલત નારી 'ખરી' મુખ લાત ખમી હૈ;
ગ્રામકથાસો વિરામ ન પાવત કામ રૂ ક્રોધમેં બુદ્ધિ ભ્રમી હૈ.
હુ હુ કીચોરી કરે નિશિ વાસર વ્યાકુળતા ઉરમેં ન શમી હૈ;
બ્રહ્મ મુનિ કહે ઔર સબેં ગુન પુંછ નહિ એક યેહી કમી હૈ.

વળી એક બીજો કવિ કહે છેઃ—

કુત્તા કાર્તિક માસકા, તજે ભૂખ ઔર પ્યાસ;
તુલસી ઉનકી ક્યા ગતિ બારહ કાર્તિક માસ.

વળી ત્રીજો કવિ કહે છેઃ—

માંસ હુકી ગ્રંથિ કુચ કંચન કલશ કહે,
મુખ કહે ચંદ સો જો કફકોહી ઘર હૈં;
દે ભુજ કમલનાલ નાભિ કૂપ કહે તાહી,
હાડહીકો ખંભ તાહિ કહે રંભ તર હૈં;
હાડકે દશન તાકોં કુંદકી કલિસેં કહેં,
ચામકે અધર તાહિ કહે બિંબ ફર હૈં;
ઐસી જૂઠી જુગતી બતાવે ઔ કહાવે કવિ,
તા પર કહત હમેં શારદાકો વર હૈં;

આમાં સત્ય કારણ શું છે? તે આજ—

दर्शनाद् ग्रसते चित्तं स्पर्शनाद् ग्रसते घनम् ।

संगमाद् ग्रसते सत्त्वं नारी प्रत्यक्षराक्षसी ॥

'સ્ત્રીમાત્ર જોતાંની સાથે પુરુષના ચિત્તને ખાઇ જાય છે, માત્ર સ્પર્શ કરીને પુરુષના ધનને પડાવી લે છે ને સમાગમ કરીને તો પુરુષમાં જે કંઇ સત્ત્વ-બળ-વીર્ય-પરાક્રમ છે તેને હોઇઆં કરી જાય છે; માટે સ્ત્રી એ પ્રત્યક્ષ રાક્ષસી છે.' પેલી રાક્ષસી તો ઘણીજ સારી, આટલો બધો અનર્થ નથી કરતી; જ્યારે સ્ત્રીરૂપ રાક્ષસી તો—

स्मृता भवति पापाय दृष्टा चोन्मादकारिणी ।
स्पृष्टा भवति मोहाय सा नाम दयिता कथम् ॥

'માત્ર સ્મરણ કરતાંજ પાપ આપનારી થાય, જોતાંની સાથેજ પાગલ બનાવી દે અને સ્પર્શ કરતાંજ બેભાન કરી મૂકે—આવી આ સ્ત્રીને 'दयिता' એવું નામ કયા કારણે અપાયું હશે, તે સમજાતું નથી.' જેનામાં દયાળુપણું કે માયાળુ ભાવ હોય તેજ તેવા નામને યોગ્ય ગણાય, આમાં તો લવલેશ પણ દયા કે માયાળુપણું છેજ નહિ.

વિષયના કીડા એક કોઇ ફક્કડ ભાઇએ એક વેશ્યા રાંડને પોતાની પ્યારી પ્રિયા બનાવી. પછી તેનું પરિણામ શું? બધીય મિલકત સાફ, ઘરબાર સબ ધૂળધાણી ને ખાનાખરાબી થઇ ગઇ. કરજનો બોજો એટલો બધો વધી પડયો કે ભાઇ સાહેબ પાસે લેણીયાતોનો દરોડો શરૂ થયો. છેવટે અકળામણ વધી ગઇ ને ગામમાંથી નાસી જવા નિશ્ચય કર્યો. પેલી રાંડને છેલ્લા મળી લઇ કેડો છોડવા હવે મહેરબાની કરજે, એમ જણાવી દેવાને તે તેણીના ઘેર ગયો, ત્યારે એ રંડાએ ઘણો ઘણો ઢોંગ કરીને પૂછયું કે, 'પ્રિય પતિ! હવે ફરી કયારે પધારશો? આપણે પાછાં કયારે મળીશું?' ત્યારે તેણે ઉત્તર વાળ્યો કેઃ—

જોપે શ્રુતિ-સ્મૃતિ-શાસ્ત્ર સાચેહી હોંગે તો,
નીકી હમ તુમ મીલેંગે કુંભીપાકકે ભુવનમેં.

આમ કહેવાનું કારણ? પરસ્ત્રીના પાશમાં સપડાયા પછી મનુષ્ય કયાં કયાં કુકૃત્યો કરવા તૈયાર નથી થતો? તેની

પાછળ અનેક પાપનાં પોટલાં તેણે બાંધ્યાં હોય છે તેથીજ તેનું પરિણામ–' કાયા કરે કાહ્ના જ્યારે જાગે કામદેવા.'

આ ઉપરથી સુજ્ઞ બુદ્ધિમાનો તો જરૂર ચેતે, પરસ્ત્રીના કેવળ બહારના દેખાવથી ને નખરાંઓની પરંપરાથી ન ફસાય. તેમાં શું હોય છે ? માત્ર બહારનો દેખાવજ. એક નાટકમાં કોઇ એક સતી પરસ્ત્રી કોઇ મૂર્ખ વ્યભિચારી પુરુષને સુધારવા માટે સોનાના, પિત્તળના ને લાકડાના પ્યાલામાં દૂધ પાઇ પૂછે છે—આ જુદાં જુદાં પાત્રોમાં દૂધનો સ્વાદ કંઇ બદલાયો છે ? બિલકુલ નહિ. દૂધના સ્વાદમાં લવલેશપણ ફરક થયો નથી; તો પછી શા માટે જ્યાં ત્યાં ભટકે છે ? તારી સ્ત્રી સાથેનાજ વિષયસુખમાં આનંદ માન. પરસ્ત્રી સાથે વિષયભોગથી શી વિશેષતા છે ? છતાં ' દીપક કે મન મેં નહિ જર જર મરે પતંગ કાં થાય ! ' એક શ્લોકમાં જણાવ્યું છે:-

त्वग्मांसरुधिरस्नायुमेदोमज्जाऽस्थिसंहतौ ।
विण्मूत्रपूरे रमते कृमिणा कियदंतरम् ॥

'હરકોઇ સ્ત્રી એ શી વસ્તુ છે ? ચામડી, માંસ, લોહી, નાડીઓ, ચરબી, મજ્જા ને હાડકાંઓનો એક જથ્થોજ છે અને મળ-મૂત્રનું એક પૂર છે, છતાં તેમાં જે રમે છે—તેની સાથેના વિષયભોગમાંજ મગ્ન રહે છે તેવા પુરુષમાં તથા મળ-મૂત્રના કીડામાં ફરક શો રહ્યો ? ' માટે ભાઇઓ ! બસ કરો, વિષયભોગથી હવે તૃપ્ત થાઓ, અનેક જન્મોથી તેમાં આપણે અતૃપ્ત રહ્યા છીએ, તો હવે તેનો ત્યાગ કરી તૃપ્ત થવું જોઇએ. એ યાદ રાખજો કે ખરેખરો તેનો જો ત્યાગ કરશો તોજ તૃપ્તિ પ્રાપ્ત થશે, તેનો ભોગ કરવાથી તો અગ્નિમાં ઘી હોમવાની પેઠે ઉલટી અતૃપ્તિ વધતીજ રહેશે. માટે ત્યાગ એજ સાચો ઉપાય છે, એમ સમજીને—

મનહર છંદ

નારી સંગી કે પ્રસંગી, તે રહે કીનારી કરી;
છીનારી કી છાય હુતે, દૂરવોહિ ચહીયે.
જહાં હો લુગાઈ વહાં, જાઇએ ન બને તોંસો;
જાઈએ તો વાસે નેન, જુડને ન દઇએ.

માતા બેટી હુકેભી ન, બેઠીએ સમીપ સંગ;
કામ કથા કેલિકે, મહાન વ્યથા લહીએ.
વાસના ઉઠી કી માને વિધાતા રૂઠી હૈ અનુ;
તાહી પળ રામ નામ, ધ્યાન સદ્ય ગ્રહીયે.

પાંડુ રાજાનું ઐતિહાસિક દષ્ટાંત જોવા જેવું છે. જાણી જોઇને પોતાના પ્રાણુની આહુતિ તેમણે આપી અને છેવટે રોઇ પડયા કે 'કાયા કરે કાહ્યા જ્યારે જાગે કામદેવા.'

જે વેળા વિષયવાસના જાગે તે વેળા પૂર્ણ પ્રેમથી જેમ બને તેમ તુરતજ પ્રભુ-સ્મરણુ ચાલુ કરી દેવું; એટલે તેના પ્રભાવથી—

કબીર નામ હૃદે ધર્યો, ભયો પાપકો નાશ;
માનુ ચીનગી આગકી, પડી પુરાને ઘાસ.

એમ તુરતજ વિષયવાસના નાશ પામશે ને ચિત્ત-વૃત્તિ પ્રભુની વાસનામાં વળી જશે. આ ઉપર એક દષ્ટાંત જાણુવા જેવું છે, તે અહીં ઉતારીએ છીએઃ—

અંબરીષ રાજાના રાજ્યકાળમાં તેના નગરમાં એક 'ડુમ' રહેતો હતો. એક દિવસે રસ્તે જતાં તેણે નગર-શેઠની કન્યાને મહેલના ઝરૂખામાં જોઇ, ને તેને જોતાં તેના પર તે મોહિત થઇ ગયો. નગરશેઠની કન્યા પવિત્ર હતી, તે તેવા મૂઢ મનુષ્યને મળવી અશક્ય હતી; છતાં મોહને લીધે તેના પર તે એટલો બધો મોહી પડયો કે જેથી તેની પાછળ તે ગાંડો બન્યો. ઘરમાં તેને ચેન પડતું નથી. ખાવું, પીવું, સૂવું બેસવું કંઇ પણ તેને સૂઝતું નથી. કેવળ રાતદિન રડયા કરે છે. તેની સ્ત્રી પણ પતિની આ સ્થિતિ જોઈ મુંઝાવા લાગી; તે બિચારી શું કરે ? તેને પણ જણાયું કે આમ ને આમ મારા પતિ જીવી શકશે નહિ. પછી તે પતિભક્તા સ્ત્રીએ પોતાના પતિને બચાવી લેવા 'છેલ્લો ઉપાય છાશ' કરી લેવા નિશ્ચય કર્યો; તેણીએ પેલી નગર-શેઠની કન્યાને શોધી કાઢી; એકાંતમાં તેણીને મળી ને પગે પડી કહ્યું કે, 'બાઈ સાહેબ ! થોડાજ દિવસમાં તમને બે

માણસોની હત્યા લાગવાની છે; તમારા માટે મારો પતિ મરવાનો છે ને તેની પાછળ હું પણ મરી જઇશ; આમાં દોષ તમારો નથી, પણ તમારા રૂપનો છે. હવે તમને જે યોગ્ય લાગે તે કરો, તમને પણ મારાથી વધારે કહી શકાય તેમ નથી !' એ સાંભળી પેલી નગરશેઠની કન્યા વિચારમાં પડી; પણ તે ચતુર ને ચાલાક હતી; તુરતજ તેને એક યુક્તિ સૂઝી આવી. તેણે જણાવ્યું કે, 'જો તારો પતિ વીસ દિવસ સુધી યમુનાના કિનારા પર બેસી ભુખ, તરશ ને નિદ્રાનું દુઃખ વેઠે તો એકાંતમાં હું તેને મળીશ. બરાબર વીસ દિવસ સુધી તારા પતિએ યમુના નદીના કિનારે 'રામ, રામજ' કહ્યા કરવું, એક ક્ષણ પણ તે વિના જવા દેવો નહિ. આમ કરવાથી પ્રથમ તો લોકો તારા પતિની નિંદા કરશે, પણ પાછળથી તેના તેજ લોકો વંદન કરવા આવશે, ને પાછળથી હું પણ એકાંતમાં તેને મળીશ.' નગરશેઠની કન્યાનો આ સંદેશો પેલી સ્ત્રીએ પોતાના ઘેર જઇને પોતાના પતિને કહી સંભળાવ્યો. તે તો ખુશ ખુશ થઇ ગયો અને રામ નામે રામાની પ્રાપ્તિની આશામાં યમુના કિનારે જઇને રામ નામ જપતો બેસી ગયો. બસ 'રામ રામ' એજ ધુન, બીજું કંઇ પણ નહિ. બે ત્રણ દિવસ સુધી તો લોકોએ તેને ઢોંગી ગણી હસી કાઢયો, પણ પંદરેક દિવસ એમ ચાલ્યું એટલે તો લોકો તેના તરફ આકર્ષાયા; ટોળે ટોળાં તેના દર્શન માટે ઉલટી પડયાં; રામ-નામના પ્રભાવથી પેલા ભાઇ સાહેબનું પણ તેજ વધતુંજ ગયું, જાણે કોઇ પ્રભાવશાળી દિવ્ય પુરુષ હોય તેવો તે બની ગયો; લોકોનો તો દરોડો ચાલુ થયો; જાણે મેળો હોય તેવું દૃશ્ય જણાવા લાગ્યું. ધીમે ધીમે શહેરમાં વાત પ્રસરતાં પેલી નગરશેઠની કન્યાનાં માતા-પિતા પણ તેના દર્શન માટે આવી ગયાં, સર્વ લોકોમાં વાહ વાહ કહેવાઈ ગઇ; એટલે નગરશેઠે તથા તેમનાં પત્નીએ પોતાની પુત્રીને પણ તેના દર્શન માટે એક દિવસે મોકલી. બરાબર મધ્યાન્હનો સમય હતો; ચારે બાજુ પડદો રખાવી તે કન્યા શણગાર સજીને પેલા પાસે

ગઇ; ત્યારે પેલાએ તો તેના સામે પણ ન જોયું, માત્ર રામ-નામની ધૂનજ તેણે ચાલુ રાખી. એ વેળા તે નગર-શેઠની કન્યાએ સ્પષ્ટ કહ્યું કે:—

## ચોપાઇની ચાલ

જાકે હિત યહ સ્વાંગ બનાઈ, સોમેં તેરે ઢીગ ચલી આઈ;
અસ કહી કીનો ચરણ પ્રહારા, રામ તબે નિજ નેન ઉઘારા.
બોલઉઠી પુની શાહકુમારી, મેં વોહી અસ ગીરા ઉચ્ચારી;
રામ વદ્યો તબ કન્યાપાહી, તેં વોહી પર મેં વોહી નાહિ.
જાઓ સુતા તુમ લેટી નિવાસા, અબ મોહિરામમીલનકીઆશા.

જુઓ, આ કેવો હૃદયપલટો! આ પ્રતાપ કોનો? રામભજનનો; પણ તે પહેલાં અમુક દિવસ પથ્ય બરાબર પાળવું પડયું. આ રીતે જેમ બને તેમ તેનાથી દૂર રહેવું જોઇએ; અને તે પણ કેવળ શરીરથીજ નહિ, પણ મન-થીયે દૂર રહેવું જોઇએ. જે વેળા સીતાજીનું રાવણ હરણ કરી જતો હતો તે વેળા કોઇને પણ જો આ મારાં વસ્ત્રા-ભૂષણ મળશે તો આ દિશાએ મારી તપાસ કરી શકાશે, આવો વિચાર કરી સીતાજીએ પોતાનાં વસ્ત્રાભૂષણ ઋષ્યમૂક પર્વત પર નાખ્યાં હતાં. તે જ્યારે સુગ્રીવના હાથમાં આવ્યાં ત્યારે તેણે સાચવી રાખ્યાં હતાં. પછી જ્યારે રામચંદ્રજી ત્યાં પધાર્યા ત્યારે સુગ્રીવે તે વસ્ત્રાભૂષણો તેમને બતાવ્યાં, એટલે શ્રીરામચંદ્રે લક્ષ્મણને પૂછયું કે, આ વસ્ત્રાભૂષણો જાનકીનાંજ છે ને? ત્યારે લક્ષ્મણે ઉત્તર આપ્યો:—

नाहं जानामि केयूरं नाहं जानामि कुंडलम् ।
नूपुरमभिजानामि नित्यं पादाब्जवंदनात् ॥

હું આ બાજુબંધને તથા કુંડળને તો ઓળખી શકતો નથી; પણ નિત્ય તેમના ચરણકમળમાં વંદન કરતો તેથી આ ઝાંઝરને માત્ર ઓળખું છું. જુઓ આ કેવો સંયમ! રાત દિવસ ભાભીની સાથેજ રહેવાનું છતાં તેમના કોઈ અંગોપાંગ ઉપર દૃષ્ટિ સુધ્ધાં નહિ. બસ, આવો સંયમ સધાય તોજ કામ થઈ શકે; બાકી જો કદાચ ભૂલ થઇ તો નક્કી

'કાયા કરે કાશ્યા જ્યારે જાગે કામદેવા.' આ પ્રસંગમાં અહીં 'श्रीभक्तांघ्रिरेणुस्वामी'ની કથા અમે ઉતારીએ છીએ. આ કથા 'श्रीभार्गवपुराण'માંથી લીધી છે.

## શ્રી ભક્તાંઘ્રિરેણુ-આખ્યાન

### પદ

કાયા કરે કાશ્યા જ્યારે જાગે કામદેવા.
દેવ કામની થાય કામદેવની કામની થાય કામની કરે કેવા!
નમન કામને ન મન કામનું
થાઓ અનંત મનકામના ત્હારી સેવા. કાયા કરે૦

શ્રી હરિસેવનની કામના તે સ્ત્રીસેવનની કામના—એ બન્નેની રીત એક સરખીજ હોય છે. જુઓ—

### કવિત્ત

રામ રામા હુકી રીતિ, દેખી એકહી સરીખી;
પાપ કાપવેં મેં થાપ વેં મેં બરાબર હૈ.
ભક્તિ તે આસક્તિ બઢે, અન્ય મેં તે વૃત્તિ કઢેં;
આઠ રહે વામેં ચાહે નારી ચાહે ન રહે.
નામ ગુણ શ્રવણ કથન છબી દયા ન બીચ;
લાગી રહે લગની તાહીકી દિનભર હૈ.
ભોગમેં અતૃપ્તિ હૈ વિયોગમેં હુની અતૃપ્તિ;
દુઃખ સુખસાગર અનંત સર ફેર હૈ.

આ રીતે આ બંનેના સેવનમાં જો કે રીત તો સરખીજ ભાસે છે છતાં, બન્નેનાં પરિણામ ઘણાંજ ભિન્ન છે; સ્ત્રી-સેવનથી જ્યારે આ લોક ને પરલોક બન્ને બગડે છે ત્યારે શ્રીહરિસેવનથી બન્ને લોક સુધરવા ઉપરાંત અનંત શાંતિ સદાને માટે પ્રાપ્ત કરાય છે. આ બન્ને સેવન જેમણે બરાબર કર્યું હતું અને છેવટે શ્રીરામસેવનથીજ પોતાનું પૂરેપૂરું સુધાર્યું હતું તેમની આ કથા જાણવા જેવી છે:-

### મરાઠી સાખી

ચોલદેશની દક્ષિણ ઉત્તર વહે વડી કાવેરી. (મદ્રાસ પ્રાંતમા)
વિષ્ણુસ્થાન ઘણાં છે ત્યાં જે નાંખે અઘને વેરી;

મંડ ગુડીમાં...........બહુ વસ્તી દ્વિજ કેરી.
હરિકૃપાથી ભૂપર પ્રકટ્યા, હરિભક્તને ધામ;
વનમાલા અવતારી કહે છે, શ્રીનારાયણ નામ;
સંસ્કાર થયા............ભણ્યા ગણ્યા ગુણગ્રામ.

ગરબી

(પડવેની પડ પ્રીત)

જન્મથી જ્ઞાન વૈરાગ્ય ભક્તિ ધારી રે,
સમજુ થતાં છોડયું ધામ ભાવ વધારી રે;
મોહ્યાજ નહિ મહાભક્ત જગ ધુમધામે રે,
ચાલ્યા ભેટવા શ્રીરંગ પવિત્ર ધામે રે.

દુહો

શ્રી કાવેરી મધ્યમાં, ચંદ્ર પુષ્પકરિણી તીર;
પોઢયા શ્રીરંગ શેષ પર, દ્વિભુજ શ્યામ શરીર.

प्रसन्नवक्त्रं नलिनायतेक्षणं कृपामयं कान्तिनिकेतरूपम् ।
संसेव्य रंगेश्वरदिव्यदेहं विरंचिवद्विप्रकुलाग्रगण्यः ॥
स तस्य लावण्यमिदं विलोक्य जगाम हर्षं सुतरां महात्मा ।
अनूपमात्यद्भुतदिव्यसुंदरं प्रदर्शयन् द्रष्टिमनोऽपहारिणम् ॥

'બ્રહ્માની પેઠે બ્રાહ્મણકુળમાં અગ્રગણ્ય તે નારાયણ બ્રાહ્મણ પ્રસન્ન મુખવાળા, કમળ જેવાં વિશાળ નેત્રોવાળા, કૃપાથી ભરપૂર, કાંતિના એક સ્થાનરૂપ અને દિવ્ય દેહવાળા શ્રીરંગ પ્રભુને સારી રીતે સેવીને તેમજ તેમનું લાવણ્ય જોઈને અત્યંત હર્ષ પામ્યા હતા અને તે મહાત્મા અનુપમ, અતિ અદ્ભુત, દિવ્ય, સુંદર તથા દૃષ્ટિ અને મનને હરનારા પ્રભુનું દર્શન કર્યા કરતા હતા ને તેમની સ્તુતિ કરતા હતા કેઃ—

ગરબી

'મારા મનમા વસી મીઠી' એ રાગ

સામળા સોહામણા શ્રી રંગજી રે,
મારા મનમાં વસ્યા છો રૂડા રંગજી રે.
સીધા સુતા કર રાખી આસીસે, સીધો બીજો છે જાનુ લગી રે

શેષ શયન ઉંચું વિશાળ મૃદુ,ભભકતું શ્વાસ સુગંધથીરે.મારા૦
રાજીવલોચન સ્મિત દુ:ખમોચન, કિરીટ શોભે અંગસંગથીરે.
અનુ આનંદ ઉદધીમાં ડુબે,એ દર્શનના પ્રસંગથી રે. મારા૦

### ગરબી

( પડવેની પડ પ્રીત એ )

જોઈ મનમોહન સુખ મનડું મોહ્યું રે,
માન્યું સેવામાંહિ સુખ ચિતડું પ્રોયું રે.
શ્રી કાવેરીને તીર બાગ બનાવી રે,
કરવા લાગ્યા શુચિ સેવ હારો ચઢાવી રે.
શ્રી તુલસી કુસુમની સેવ કરતા ભાવે રે,
ન બીજી કશી લેવદેવ શાંત સ્વભાવે રે.

### દુહો

નંદનવન જેવો સરસ, બની રહ્યો ઉદ્યાન;
ભાન નબીજી વાતનું, સેવામાંજ ગુલતાન.

પણ એમાં કંઇ નવાઇ નથી, પ્રભુ–ભક્તિના રસનો જેવો સ્વાદ લાગ્યો, એટલે બસ, એનુંજ વ્યસન, એનોજ નશો, અને એનીજ મસ્તી લાગુ થાય છે; આ સ્થિતિ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે આમજ ગવાઇ જવાય કે—

### ગઝલ

હમ તો ભયે નિહાલ રંગનાથ મીલેતે,
રહે કોઇ ક્યોં કંગાલ. રંગનાથ મીલેતે.
રાજા મીલે સુરેશ મીલે અઘ નહિ કટે,
અઘ ભયે પાયમાલ. રંગનાથ૦
ધનમીલેતો હુ ભોગ મીલાનેકા રહે દોષ,
ભોગેં હમ તતકાલ. રંગનાથ૦
જો મીલે સો બીછડે યેહી ભય રહે બના,
બીછડે ન કોઈ કાલ. રંગનાથ૦
સાધન બીના ચલે ન ચૌદ લોકમેં કછુ,
ચહીયે નહિ ધનમાલ. રંગનાથ૦
આધિઉપાધિવ્યાધીયેઅજકોંભીસતાવે,
આવે ન અન્ય ખ્યાલ. રંગનાથ૦
રક્ષણ કીહી ફિકરમેં રહેં નૃપ સુર યોગી,

ચહીયે નહિ રખવાલ. રંગનાથ૦
અનુ જો મીલજાતે વોહી જાને ખરી ખુબી,
ઐસે યેહેં દયાલ. રંગનાથ૦

સાચી વાત તો એજ છે પણ—

ભૂલવણી છે ભારે ભારે ભવમાં હાશેહાર,
લક્ષ્મીના સ્વામી અમને ઉતારજો ભવપાર.

આમ પ્રભુના શરણુમાંજ રહેવાય ને પ્રતિક્ષણુ તેમને પ્રાર્થનાઓ કરાય તોજ ભવપાર જવાય; બાકી ગર્વથી કે પોતાનાજ મિથ્યાબળથી કંઇએ વળતું નથી; કેમકે માયાનું માહાત્મ્ય અતિશય મોટું છે, ને તેમાં પણ 'કાયા કરે કાહ્ના જ્યારે જાગે કામદેવા.'

શું કરીએ ? કયાં જઇએ ? એ માયા પીછો છોડતીજ નથી. જ્યાં જુઓ ત્યાં એતુંજ સામ્રાજ્ય. આખુંય જગત ફરી વળો ને ! કયાંય ઉગરવાનો માર્ગ નથી; અરે ! પોતાના આ દેહમાંજ રજોગુણ જામ્યો પડયો છે. આમ શરીરની અંદર ને બહાર બધુંય કેવળ માયામયજ છે; તેથી જો લગાર ચુકયા કે તેજ ક્ષણે માનો કે ડુબ્યાજ, જો કે આવી ભયાનક માયાને છેવટે મોટા પ્રયાસથી છતી શકાય છે ખરી, કેવળ તે દુર્જેય વસ્તુ તો નથીજ છતાં ખુદ ભગવાન શ્રીકૃષ્ણ પોતેજ કહે છે—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।

આ મારી દૈવી ને ગુણમય એવી માયા ખરેખર દુર્લંઘ્ય છે–એમ ને એમ કેવળ પોતાનાજ ડહાપણથી આ મારી દૈવી માયાને જિતી શકાતી નથી, પણ—

मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते ।

'જેઓ કેવળ મારેજ શરણે આવે છે તેઓ આ માયાને તરી જાય છે' માટે સર્વ કોઇએ સવેળા ચેતીને એ મહાન પ્રભુનું શરણ લઇ લેવું, જેથી દુર્જય માયાને પણ જિતી શકાય છે. કદાચ કર્મવશાત્ કંઇ બગડે તોયે છેવટે સુધરી જાય છે; કારણકે આ તો નક્કીજ છે–' કાયા કરે

કાહ્યા જ્યારે જાગે કામદેવા.' આ વસ્તુ અહીં કથામાં કેવી રીતે બની તે આપણે હવે જોઇએ. જે ધારવામાંયે ન હતું, વિચારમાં ન હતું, તે પણ બની ગયું. તે ઉપરથી આ ઉપદેશ લેવાનોજ રહ્યોઃ—

સવૈયા

ફૂંકી ફૂંકી પથમેં ધરીયે પદ ભારી રખી મન ભીતર ભીતિ;
આપની છાંય હુતેં ડરીયેં સબતેં કરીયે પરિપૂરન પ્રીતિ.
બહેન બિચારી બીચારી ઉચારી કદાપિ કછું કરીયે ન અનીતિ;
તો પુની આપદ આન અચાનક યા બીધ હે બિધિકી વિપરીતિ.

આ નારાયણ મુનિ ઘણાજ સૌમ્ય ને શાંત હતા, તેમને કોઇનો પણ સંગ ન હતો; તેમજ પોતે કોઈનાએ સંગમાં રહેવા ઇચ્છતાજ ન હતા; છતાં એવું બન્યું કે ' બે પાડા લડે તેમાં વચ્ચે ઝાડનો ક્ષય ' એવો ઘાટ થઇ પડ્યો; જેથી એજ પ્રસંગ આવ્યો—' કાયા કરે કાહ્યા જ્યારે જાગે કામદેવા.' પ્રસંગ અકસ્માત બન્યો; બે પાડાઓ જેવી બે રાંડો લડનારી બની, ત્યારે વચ્ચે બિચારા આ મહાત્મા સપડાયા, તેમના ભોગ મળ્યા ! જો ભોગ માગ્યા તો ભોગ મળેજ ને ! એમાં નવાઇ શું છે ? પણ તે બન્ને રાંડો કઈ હતી ? તે હવે જોઇએ—

ગઝલ

' શા માટ જાય ' એ રાગ

કદંબ નગર મરુદ્ વૃદ્ધાની ઉત્તર તટે,
ત્યાં પ્રકટી દેવદાસી રંભાની ઉપમા ઘટે;
નીચુલા નગરે દેવદવી દેવદાસી એ,
નૃપને વશ કરી રૂપવડે બની ખાસીએ;
બહુ પામી દ્રવ્ય પાછી વળી સ્વપુરની ભણી,
ત્યાં માર્ગ માંહિ આવી બગીચી મુનિ તણી;
જોઈ રમ્યવાડી થાક ઉતારવાને ઉતરી,
અલી વેણી સખી સાથ બાગ જોવા નીસરી.

આવી આવી કામદેવની સેનાઓ ચારે બાજુ સદાય ઘૂમતીજ રહે છે; જેથી બને છે શું ? ' કાયા કરે કાહ્યા જ્યારે જાગે કામદેવા.'

દુહો

અનુપમ એ ઉદ્યાનમાં, અનુપમ ફરતી નાર;
અનુપમ પુરુષ દીઠો તહીં, અનુપમ કાંતિદાર.

શાર્દૂલવિક્રીડિત છંદ

ધોળાં અંબર પત્ર સૂત્ર વિમળું ધોળું ઉભું પુંડ્ર છે,
કંઠે શ્રી તુલસી અને કમળની માલાતણું દ્વંદ્વ છે;
મોટી મૂછ વધી ઘણી શરીરમાં ઉગેલ રોમાવલી,
પાણી પાય ઘડા ભરી તુલસીને પ્રીતિથી વાંકા વળી.

शार्दूलविक्रीडितं छंदः

रंगेशांघ्रिसरोरुहामृतरसस्वादैकसंजीवनम् ।
तत्कैंकर्यपरायणं प्रतिदिनं चाज्ञातकामादिकम् ॥
स्वप्ने किंचिदपि प्रमादवशतोऽप्यज्ञातयोषित्सुखम् ।
तं मौनव्रतमद्भुतार्यचरितं श्रीविप्रनारायणम् ॥

હરિગીત

શ્રી રંગ કમળ ચરણ સુધારસ સ્વાદ એ છે જીવન,
અજ્ઞાન કામાદિક થકી કૈંકર્યમાંજ સદા મન;
નહીં સ્વપ્નમાં પણ નારી સુખનો ખ્યાલ ઉપજ્યો છે તન,
(શૃંગીઋષિ પેઠે)
ધરી મૌન સેવ કરે જતા એ શુચિ શ્રી નારાયણ.

દીંડી

જોઈ વિસ્મય થઈ દેવદેવી ત્યારે,
જોડી હાથ નમી સ્હામી ઉભી ત્યારે;
દીઠું અદીઠું કર્યું દ્વીજ વર મસ્તાને,
સ્વકૈંકર્યમાંજ રાખ્યું બન્યું ધ્યાને.

ગઝલ

'ખમાચ'

અપમાન પામી દેવદેવી બ્હેનથી ઉચરી,
ઉન્મત્ત શઠ શું ન જુવે ઉભી હું 'પરી'
મુજ જેવી રૂપમાન કોઈ જગત મોહની,
તેનો ન કરે આદરે બેભાન એ બની;
અક્ષીવેલી વદી અલી તું ન એને પીછાણે.

ઉન્મત્ત શઠ પ્રાકૃતજન એને શું જાણે !
નહીં બાયલો ન મૂઢ મુરખ એ નથી નથી,
મહાધીર છે વિરકત હરિ સેવમાં રતી;
નવ ઠામ ઠામ હોય ચૌલ દેશ ભૂપતી,
દૈ કોટી દ્રવ્ય તોયે ત્હને નહીં ચહે રતી.

વિશ્વામિત્ર વસિષ્ઠનો ટંટો ને હરિશ્ચંદ્રના ભોગ, એ ઘાટ થયો.

ગીતિ

સુણી સખીનાં વચનો, દેવદેવી રૂપ યૌવન મદે ભરી;
વદી વાકય ઉત્તરમાં, રોશ અતીસે અંતરમાં ઉભરી.

પદ

'મુજે નાદાન તુ એ જાન ન જાન' એ રાગ

મ્હને સહજની ન જાણ ન જાણ;
બ્હેની કહ્યું માન કહ્યું માન કહ્યું માન. મ્હને૦
રૂષી મુની વ્હેલા ફુલે, જોતાં વેંત ભાન ભૂલે;
મ્હારૂં ગાન, મ્હારી તાન, મ્હારી ભ્રૂ તણી કમાન,
હરે જ્ઞાન ભાન કરે હેરાન હેરાન. મ્હને૦

પદ

'બીહાગ ધનાશ્રી'

હસી ઉચરી અલબેલીરે, ખાલી ગુમાન કરે.
જો એને વશ કર તું તો બસ બની રહું તુજ ચેલીરે. ખાલી૦

રાગ બિહાગ

'બીલકુલ વીરાન'

બોલી કોપી ફરી દેવ દેવી બ્હેની,
મને જાણીશ નહીં તું રે એવી એવી એવી.
જો તું ધીરજ ગ્રહો, છ માસની મહીં, વશ કરૂં સહી;
નહીં તો દાસી થઇશ ત્હને સેવી સેવી સેવી.
મ્હારી દોલત સૌ દેવી લઉં પ્રતિજ્ઞા એવી. બોલી૦

એ પ્રમાણે પ્રતિજ્ઞા તો કરી પણ વાતાવરણ જોતાં કામ કઠિન જણાયું; છતાં સ્ત્રીહઠ ! સ્ત્રીમાયા ! તે એમ ને એમ હઠે ?

शंबरस्य च या माया या माया नमुचेरपि ।

वलकुंभीनसेश्चैव सर्वास्ता योपितो विदुः ॥

'શંબરાસુરની જે માયા, નમુચિ દૈત્યની જે માયા અને બળવાન કુંભીનસિની પણ જે માયા છે તે સર્વને સ્ત્રીઓ જાણે છે.' એટલે આ બાઇસાહેબે પણ પોતાની માયાનોજ ઉપયોગ કરવા નિશ્ચય કર્યો. જેમ મારીચ રાક્ષસ મૃગલાંઓને ભોળવીને ખાઇ જવા માયાથી મૃગ બનતો હતો અને હાથીઓને છેતરીને પકડવા માટે લાકડાની હાથણી જેમ બનાવવામાં આવે છે તેમ આ ભક્તરાજ નારાયણ બ્રાહ્મણને પણ ઠગવા માટે બનાવટી ભક્તાણી બનવા તેણીએ વિચાર કર્યો. ખરેખર એક કવિએ સત્ય ગાયુ છેઃ—

ચૌદ લોકને ગઈ નારી ચાવી, તેની તેને પ્રતીતિ કાં આવી;
બ્રહ્મા સરખાને તેણે ભોળવ્યા, શિવ સરખાને એણે ડોલવ્યા.
જેણે એકલશૃંગી અંધ કીધા, પરાશરને એ પકડી લીધા;
કીધું નારદનું મુખ કાળું, ઋષિ સૌભરિનું તપ ટાળ્યું.
જેણે અંધ અસુર કુળ કીધું; સુધા સાટે હળાહળ દીધું.

હાલ તુરત તો તે વિચારમગ્નજ રહી, પણ વાયદો ૭ મહિનાનોજ હતો; ૭ મહિનામાં તો આ ઋષિને ભ્રષ્ટ કરવાજ, એ તેણીનો નિશ્ચય હતો.

લાવણી

પ્રતિજ્ઞા કરી એવી રીતે,
દેવદેવી ઝટ ઘેર આવીને ઘાટ ઘડ્યો ચિત્તે;
ભૂષણો અંબર ઉતારી,
જાડું ધોળું કપડું પહેર્યું પુંડ્ર શીર્ષ ધારી;
વેષ સાત્ત્વિકનો પૂર્ણ કરી,
નમ્ર નીચે મુખ સુમુનિ પાસે આવી ઉભી સુંદરી.

'બ્હાનાની પત રાખ' એ ભજન પ્રમાણે બ્હાનાની લાજ કહેવાય છે; બ્રાહ્મણ નારાયણે એ ઢોંગી ભક્તાણીનો જેવો ઉપરનો વેષ જોયો તેવોજ અંદરનો આશય માની લીધો; બિચારા તે બ્રાહ્મણે જન્મથી આરંભી છળ-પ્રપંચના દાવ જોયા પણ ન હતા, ને સ્ત્રીઓના સ્વભાવનો તો છેકજ પરિચય ન હતો, એટલે—

દોહરો

વેષ વૈશ્નવી જોઇને, વદ્યા વિપ્ર તત્કાળ;
કોણ કેમ આવી અહીં, વદી તદા વાચાળ.

૫૬

'ઇશ રમાપતિ' એ રાગ

સ્વામી મહારાજ પદની છું કિંકરી.
દુષ્ટ વેશ્યા જાતિ, હાન દુઃખી અતિ,
નર્કે ડુબી જતી અન્ય નથી ગતિ;
પાપો કરી કરી ખાણુંખાણુ છે ભરી,
સ્વામી મહારાજ પદની છું કિંકરી.

પૂર્વે પાપ કર્યાં વિણ ચેતિ, વેશ્યા ઘેર જન્મી છું તેથી;
આ જન્મે પણ કરૂં કુનીતિ, ગતિ થાશે શી ? એ થઈ ભીતિ,
મા કહે જનને છળી કમા તું, ન માનતાં કહે ચાલી જા તું;
નિરાધાર તવ શરણે આવી મુક્તિ પથમાંહિ દ્યો લગાવી,
આશા એજ ધરી, સ્વામી મહારાજ પદની છું કિંકરી.

રાવણ તો રાક્ષસ ગણાય, એટલે તે તો સીતા માટે સંન્યાસી થાય, તો એમાં કંઈ નવાઈ ન લાગે, કેમકે તેનું રાક્ષસકુળ, એટલે તેમાં સન્મતિ હોયજ શાની ? પણ અર્જુન પોતે જ્યારે સુભદ્રા માટે ત્રિદંડી સંન્યાસી બને છે ત્યારે ખરેખર આ બોલ મુખમાંથી એકદમ નીકળી સરે છે– 'કાયા કરે કાહ્યા જ્યારે જાગે કામદેવા.' અહીં તો વળી એક ભક્તને છળવા માટે એક વેશ્યા ભક્તાણીનો પૂરો સ્વાંગ ભજવે છે; તે દુષ્ટાએ વિપ્રને પૂરા ફસાવવા માટે આગળ ચલાવ્યું:—

૫૬

'કોઈ બિમારકી લાયારે દવા' એ રાગ

આવી છું શરણ અબળા. ટેક.
ઘર ધન સામાન જગના વિષયો,
નીચ કૃતિ દુઃખદા, ભલે છુટી ગઈ એ બલા. આવી છું૦
સેવીશ પ્રીતે શ્રીરંગ પ્યારા, જળ ભરીશ ને વાળીશ ક્યારા;
આપ જશો ભિક્ષા લેવા તવ જાળવીશ વાડી ગુરુ મ્હારા.
આજ્ઞા પાળી પાપો બાળી, ગાળી વય હું આ;
રાશે ટુકડો મળે છો ખાવા, આવી છું શરણ અબળા.

આ ઉપરથી અમને એક 'ગઝલ' યાદ આવે છે:—

ગઝલ

બોલતે આયા મુની મન વો બનાયા ના બને,
ડોલતે આયા મુની તન વો બનાયા ના બને.

આના કારણમાં મહાત્મા તુલસીદાસ ઠીક કહે છે:—

કામ ક્રોધ ઓર લોભકી, જબલગ મનમેં ખાન;
તબલોં ભક્ત અભક્ત હૈ, તુલસી એક સમાન.

આ ઠગ ભક્તાણી તો કેવી હતી ? યમુના નદીના તીર પર જાણે ધ્યાનમગ્ન હોય તેમ બેસી રહેતા બગ જેવી હતી; માછલું જેવું સપાટામાં આવે કે તુરતજ બગભાઇ પોતાનું ધ્યાન પ્રકાશે છે તેવીજ સ્થિતિ આ ભક્તાણીની છે. બસ, બ્રાહ્મણ નારાયણ ફસાય એટલીજવાર ! અહા ! અક્ષરે અક્ષર ખરો છે કે 'કાયા કરે કાહ્યા જ્યારે જાગે કામદેવા.' આ નારાયણ વિપ્ર તો ભોળા બ્રહ્મા જેવા હતા; તે તો બિચારા આખાય જગતને પોતાના જેવુંજ સરળ માનતા હતા, તેથી—

મરાઠી સાખી

કુટિલાની કુટિલ વાણીને સંતે સાચી માની. (છતાં)
દૂર અલગ વાડીમાં રાખી, ખાસ આશ (નિજ) મન માની;
એ નારીએ.. ........................રાખી છેકજ છાની.

એ દુષ્ટ આશયવાળી ઠગારી ભક્તાણીએ તો માન્યું કે, ઠીક છે, જો આંગળી પેસી તો ધીમે ધીમે પ્હોંચો પણ પેસારી દેવાશે. હાલ તો બરાબર પાઠ ભજવવો. કપટજાળ એવી પાથરવી કે, આ ભગતડો તેમાં ફસાયજ. આવા વિચારથી તેણીએ શું કરવા માંડયું ?

'છે પ્રેમ અંધ' એ રાગ

દેવદેવી કરતી સેવા દ્વિજવરને વશ કરી લેવા.
ત્રણે ટંક નિત્ય ન્હાયે, પુંડ્રમાલ ધરે સદાયે;
દિનરાત વાડીમાં મથતી,જે દે તે ખાઇ હરિ ભજતી.
પડી રહે ટાઢમાં ઉઘાડી, તડકે તપતી થઇ ઘાડી;
બહુ દુઃખ સહી પાડયા હેવા...દેવદેવી કરતી સેવા.

અહા ! જુઓ, આનું નામ તે સ્ત્રીહઠ ! સ્ત્રી જો હઠે ભરાય તો બધુંય કરવા તૈયાર થાય છે. એક કવિ કહે છેઃ—

મકર મંકોડા હરિયલ કાઠી, તાતે તીરીયાકી સુધ માઠી;
ચાહે ધાર્યો ચિત્તકો કરે, નહિ તો પ્રાન વા નિમિત્ત હરે.

એવો લાગ કયારે આવે ? કયારે ભગતડો ઝપાટામાં આવે ? બસ, આજ ખરૂં ધ્યાન તે ધરતી હતી. એવા સમયની તે રાહ જોયા કરતી હતી; બીજી તરફ વિશ્વાસુ બ્રાહ્મણ પણ ધીમે ધીમે વિશ્વાસ કર્યે જતા હતા. આ તો બિચારી ખરી ભક્તાણી છે એમ માની તેણીના તરફ કંઇ પ્રેમ પણ બતાવતા હતા. એમ થોડો સમય તો ચાલ્યું; પેલી ભક્તાણી પણ જાણતી ગઇ કે જરૂર મારી ધારણા પાર પડશે, જાળમાં માછલું જરૂર ફસાશે; દૈવયોગે એક એવો સમય પણ આવી પહોંચ્યોઃ—

ગરબી

'પુનમ ચાંદની' એ રાગ

દિવસો એમ જતામાં ચોમાસું આવી ગયું રે,
જામ્યાં વાદળ નભમાં રાત બની ઘનઘોર;
વીજળી ભયંકર ચમકે ઘન ગરજે થાયે કાટકારે.
વૃષ્ટિ પડી તહાં તો કરતી દારુણ શોર;
પર્ણકુટી માંહે છે નારાયણ મુનિ તે સમે રે.
જાણ્યું બહાર વૃષ્ટિમાં પીડાય આશ્રિત નાર;
(પોતાની જાણી મમતા આવી ગઇ)
આવી દાઝ હૃદયમાં દયા આણી તેથી કહ્યું રે.
આવી બેસ હાલ તું ઝુંપડીની મોઝાર;
દિવસો એમ જતામાં ચોમાસું આવી ગયું રે.

બસ, તેને તો એજ જોઇતું હતું ! ભાવતું હતું ને વૈદે બતાવ્યું, એવો ઘાટ થયો. પણ ભોળા બ્રાહ્મણભાઇએ વિચાર ન કર્યો કેઃ—

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥

'પોતાની માતા હોય, બહેન હોય કે દીકરી હોય તો

તેની સાથે પણ એકાંતમાં એક આસને કદી ન બેસવું. કારણ-કે, ઇન્દ્રિયોનો સમુદાય બળવાન ગણાય છે; વિદ્વાન-સમજુ મનુષ્યને પણ અવળે માર્ગે ખેંચી જાય છે.' ભગવાન વેદ-વ્યાસે પોતાના શિષ્ય જૈમિનિને એકવાર દૃષ્ટાંતો દર્શાવીને તેની ભૂલ કબૂલાવી હતી, તેવીજ ભૂલ આ ભોળા બ્રાહ્મણ આ વેળા કરી બેઠા; પછી તેનું પરિણામ—

અગ્નિ દારૂ અડે થાય નક્કી ત્યાં ભડકો,
ઘી થીજ્યું પીગળે લાગતાં તીખો તડકો;
મુખમાં છૂટે નીર ખટાશજ આવે પાસે,
તરત મળુ કે ધીર નારી કેરા સહવાસે.

અને તેમાં પણ આ તો કુલટા હતી, પ્રથમથીજ વ્યભિચારિણી તો હતીજ ને ખાસ આવા સમયની રાહ જોતી બ્રાહ્મણને ફસાવવા તલપી રહી હતી; તેને જ્યારે આવો મોકો મળે ત્યારે ચૂકે ખરી ? અરે ! હરકોઇ સ્ત્રીને ઉદ્દેશી પંડિતો તો આમજ કહે છેઃ—

आवर्तः संशयानामविनयभवनं पत्तनं साहसानां ।
दोषाणां संनिधानं कपटशतमयं क्षेत्रमप्रत्ययानाम् ॥
स्वर्गद्वारस्य विघ्नं नरकपुरमुखं सर्वमायाकरंडं ।
स्त्रीयंत्रं केन सृष्टं विषमयममृतं प्राणिनामेकपाशः ॥

'સંશયોની તો એક ઘુમરી, અવિનયનું તો ઘર, સાહ-સોનું તો શહેર, દોષોનું તો સામીપ્યજ, સેંકડો કપટોથી ભરપૂર, અવિશ્વાસોનું તો ક્ષેત્ર, સ્વર્ગદ્વાર જો ખુલ્લું થતું હોય તો તેમાં ખરેખરૂં વિઘ્ન, નરકરૂપ શહેરનો ખુલ્લો દરવાજો, સર્વ માયાઓનો તો એક કરંડિયો, ઝેરથી મિશ્ર કરેલું જાણે અમૃત હોય અને પ્રાણીઓને ફસાવી લેનાર જાણે એક ફાંસો હોય તેવું સ્ત્રીરૂપી યંત્ર કોણે સરજ્યું હશે ?' બસ, આ શ્લોકમાં દર્શાવેલા સર્વ દોષોથી છલોછલ ભરેલી આ દુષ્ટ કુલટા, ભોળા બ્રાહ્મણને બરાબર સપડા-વવા હવે તૈયાર બની ગઇ ! યુક્તિઓનાં દ્વાર ખુલ્લાં કરી દીધાં; તન, મન ને વચનનાં બાણો છોડી મૂકવા સજ્જ

બની ! આ બ્રાહ્મણ તો બિચારો કેવળ નિર્દોષ હતો, એ તો જાણે બીજો એકલશૃંગી મુનિજ હતો ! સ્ત્રીઓના મોહ-જાળથી છેકજ અજ્ઞાન ! અને આ દુષ્ટા તો બધી રીતે પૂરી મહાપ્રપંચી ! તેને મળી મુનિની અનુજ્ઞા, એટલે પછી તો—

### સાખી

( પુનમ ચાંદનીનો રાગ ચાલુ )

ધન્ય ધન્ય છું એમ કહી હરખિત થઈ અતિ નાર;
બેઠી મુનિ પદની સમીપ રતિતણો અવતાર.
વીજળીને ચમકારે અંગ ઉઘાડું દાખવે રે;
મીઠાં વચને કીધા વશ વધતા મુનિરાય,
ધીરે ધીરે વળગી પદને લાગી ચાંપવા રે;
વેશ્યા જાતે સ્ત્રી-ચરિત્રમાં નિપુણ સદાય,
વાયુ કંપાવે છે દીપ તેમ મુનિ ચિત્તને રે.
કંપીને કીધું વશ અંતે કરી પ્યાર;
વ્યાપ્યો અનંગ અંગે પછી ભાન તે શું રહે રે.
મીઠી લાગી મધુરી નારી પારાવાર. દિવસો એમ૦

અરે ! હવે તો આ ભક્તાણી ખરેખર જુદીજ દેખાઈ !

મંદ સ્મિત ભ્રૂ વિલાસને, હાવ ભાવ ને દાવ;
મુનિ મોહ્યા ને થઈ ગયા, કામ વિષે ગરકાવ.

આજ અભિપ્રાયથી અમે વારંવાર આ ગાઈએ છીએ:-

'કાયા કરે કાહ્યા જ્યારે જાગે કામદેવા.'

બસ, ખલાસ થઈ ગયું; મુનિમહારાજ હાર્યા ને કુલ-ટાનો વિજય થયો; અરે ! વિશ્વામિત્ર મહાસમર્થ તપસ્વી હતા, છતાં મેનકાના પ્યારમાં ફસાયા તો આ બિચારા બ્રાહ્મ-ણનું શું ગજું ? બસ, કામદેવનો વિજયવાવટો નારાયણ વિપ્રનાં ઝુંપડા પર ફરકી રહ્યો. અહો ! કામદેવનું અજબ સામર્થ્ય છે, એમાં શક નથી. એ અનંગ દેવનાં કેટલાં વખાણ કરીએ ? સહુ કોઇને એ દેવનો અનુભવ હોયજ છે; સર્વને પોતાના સ્વરૂપનું ભાન ભૂલાવનાર એ કામદેવ કોનાથી અજાણ્યો છે ? આ કથાના નાયક બિચારા મુનિ મહારાજ પણ એ દેવના સપાટામાં આખરે આવ્યાજ; પછી

તો ખામી શી હોય ? પૂરેપૂરા બેહાલ ! પરિણામ મહા-ભયંકર ! કવિ દયારામ ખરૂં ગાઇ ગયા છેઃ—

જો કોઈ જન કલ્યાણ ચાહો તો, સ્રીની સંગત તજજોજી;
દુઃખનો દરીયો પાપ પૂતળી, શાણા સમજી ભજજોજી.
મચ્યા પછી પાછા ફરાય નહિ, જરજશ તન તપ હાનિજી;
હરિની વાત હૃદયે નવ આવે, અનુભવી લેજો માનીજી.
અફીણ ને અબળા બે સરખાં ગળે પડ્યાં નવ છુટેજી;
તન ધન સુધર્મ સહુ વણસાડે, નર્ક પડે તન કૂટેજી.
પ્રમદા પુષ્પ સરીખી સમજો, નીરખે મનમાં ધ્યાયેજી.

આ દયારામના કહેવા પ્રમાણેજ અહીં બન્યું. વાત એટલે સુધી વધી ગઇ કેઃ—

ગરબી ચાલુ

આણ્યું ઘેરે તદા મદારી સ્રીએ માંકડું રે,
નાહી ધોઈ ધરી શણગાર બની તૈયાર;
માન્યું મુનિએ મુક્તિ એની આગળ અલ્પછેરે,
સાચો બ્રહ્માનંદ ભર્યો નારી મોઝાર. દિવસો એમ૦

સાખી

ખાનપાન ને ગાનમાં કરી દીધા ગુલતાન,
- અલીવેલીને દાખવ્યું, નિજ વિજયનું નિશાન.

ખરેખર, હદ વળી ગઇ. મુનિમહારાજને તો બરાબર વેશ્યાએ ચૂસવા માંડયાં; બધુંય ભાન ભૂલ્યા. બસ, રાત-દિન એજ વાત, બીજું કંઈપણ નહિ—

છાડી દીધી વાડી તિલકમાળ સૌ તજ્યું રે,
છાડી હરિસેવા સેવે નારી દિનરાત;
છોડી લજ્જા જાતિ ગુરુના કુળની સંતની રે,
જોડી પ્રીત ગણ્યું થઈ હવેજ સફલિત જાત. દિવસો એમ૦

શાર્દૂલ

ગાળ્યા એમ ઘણા દિનો બેઉ જણે, ખાતાં પીતાં ખેલતાં,
વેશ્યું જે હતું તે બધું દ્વિજવરે આપ્યું પ્રિયાનેજ ત્યાં;
વેશ્યા તવ માત ચેતિ દ્વિજની પાસે કશુંએ નથી;
ત્યારે વસ્ત્ર પડાવી વાત હણીને કાઢી મૂકયા ઘેરથી.

બસ, પ્રતિજ્ઞા પૂર્ણ થઈ; વેશ્યાનો પ્રેમ તે કેટલા દહાડા ? એ તો કસ હોય ત્યાંસુધી ચૂસે ને છોતરાં ફોતરાં રહ્યાં કે ફેંકી દે; નારાયણ મુનિનું પણ બધું ચૂસાઈ ગયું, લોહી પણ ન રહેવા દીધું; છતાં મુનિને હજી ક્યાં લાજ છે ? તે તો—

## ગીતિ

પ્રીતિ પરવશ મુનિવર, પડી રહ્યા ચોતરે ખમી જાતે;
માન જ્ઞાન ધન ખોયું, ભ્રષ્ટ ભિખારી નિરાધાર જાતે.

એક કવિએ સત્ય કહ્યું છે:—

નીર ન બોરે કાટકો, કહો કહાંકી પ્રીત;
અપનો સિંચ્યો જાનીએ, એહી બહુકી રીત.

નારાયણ મુનિએ વેશ્યા સ્ત્રીસાથે લહાવો તો લીધો, પણ છેવટે ખાસડાં ખાધાં; દયાજનક સ્થિતિ થઇ પડી, પણ હજી મમતા છૂટતીજ નથી; હજી હેરાન થવાનું બાકી હતું ! પણ આ તેમની સ્થિતિ જોઇ જગજ્જનની શ્રી લક્ષ્મીદેવીને દયા આવી; પોતાના પતિ રંગનાથના એક વખતના સાચા ભક્તની આ કરુણસ્થિતિ જોઇને દયાળુ શ્રી લક્ષ્મીદેવીનું હૃદય પીગળી ગયું, એ રંગનાથની પટ્ટરાણી લોકમાતાને આ બ્રાહ્મણની સ્થિતિ સુધારવા વિચાર આવ્યો. ખરેખર મા તે મા. ' कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति–કદાચ છોરૂ કછોરૂ થાય, પણ માતા કુમાતા કદી ન થાય ' એ લોક–કહેતી પ્રમાણે—

## ચોપાઈની ચાલ

' રાગ પરજ '

રંગ નાયીકીને દયા આવી, બોલ્યાં સ્વામીથી સ્નેહ જણાવી;
થાય અઘટિત આ કૃપાનાથ, ધાર્યું આવે બીરદ પ્રખ્યાત.
લાવી કરુણા ને દાસ સુધારો, દયાળુ ડુબેલાને ઉદ્ધારો;
વ્હાલી સ્ત્રીની સિફારસ માની, ખેલ કરવા ઉઠ્યા ચક્રપાણી.
મ્હોટું પાત્ર પુજાનું પોતાનું, પાંચ માંહેનું મુખ્ય સોનાનું;
લઈ આવ્યા વેશ્યાને ધામે, દ્વાર ઠોક્યું દીધું નહીં નામે.
વિપ્ર નારાયણે છે આ દીધું, સુણી દ્વાર ઉઘાડી લઈ લીધું;

જોઇ રાજી થઇ લોભી નાર, બોલી મોકલો ઝટ મુજ યાર.
પોતે જઈ નારાયણને જગાડયા, વેશ્યાના ઘરમાં પહોંચાડયા;
ભેદ જાણે નહીં દ્વીજરાય, રહ્યા રાત સુખે ઘર માંહ્ય.

ગરબી

'અમદાવાદ નામે' એ રાગ

થતાં પ્રાંત પુજા માટ ગયા દાસ મુખ્ય પાત્ર નહીં જોઈ રે;
કીધું રાજાને જાણ તેજ વાર, નક્કી ચોરી ગયું કોઈ રે.
પુજારી ઉપર વ્હેમ પડયો સઘ, તેને પકડયો નૃપ દાસે રે;
લાગ્યા મારવા કરાવવા કબુલ, એજ ચોર ખરો ભાસે રે.
હતો લંપટ રાખેલી હતી રાંડ, દેવદવી નીજ દાસી રે;
જતાં જળ ભરવા દુઃખી જોઈ યાર, વાત તેણે પ્રકાશી રે.
લાવ્યો નારાયણ પ્રાત્ર પડયું છે તે, મ્હારી બાઇ તણે ધામે રે;
પહોંચ્યા નોકર ને મળ્યો મુદ્દામાલ, તેણે કહ્યો તેજ ઠામે રે.
બાંધ્યા નારાયણ અને દેવદેવી, કઠી ઘેર કરી ત્યારે રે;
લોકો કરતા ફીટકાર ઠાર ઠાર, બેઉને સહુ ધિક્કારે રે.
પૂછયું ભૂપે વેશ્યા થઈ કબૂલ, વિપ્ર કહે હું ન જાણું રે;
પડયો બેના બોલવા માંહે ફેર, જુઠ દ્વીજનું ગણાણું રે.

બસ, શિક્ષા પૂરી થઇ ચૂકી, એ પણ ઠીક થયું. સંસારમાં પરસ્ત્રીનો પાશ કેવો ભયાનક છે, તે પણ ઠીક સમજાઈ ગયું; હવે ફરી કદી તે દિશામાં જવાનું મનજ નહિ થાય, પશ્ચાત્તાપ અનહદ થવા લાગ્યો ને છેવટે આંખ ઉઘડી બરાબર ભાન આવ્યું, મોડા પણ જાગ્યા ખરા; પણ હવે આ સ્થિતિમાં શું બને ? હરિ ! હરિ !

ગીતિ છંદ

શિક્ષા કેવી દેવી, એ વિચાર પર રાખ્યું નૃપતિએ;
કેદ બેઉને કીધાં, આવી દ્વિજવર પર મહાન વિપત્તિ એ.

બ્રાહ્મણ નારાયણ, પરીક્ષિત રાજાની પેઠે મરીને પણ વિશુદ્ધ થવા તત્પર થયા; પણ જેમણે જન્મથીજ ભક્તિ કરી હોય તે કદી નિષ્ફળ જાય ખરી ? અંતે તે દયાળુ પ્રભુએ દયા કરીજઃ—

હમે પરાણે ચલાવજો સુપંથમાં રે,
વળી પળેપળે સંભાળ હે કૃપાળ, બાંહે હમારી અહીં રાખજો રે.

ભૂલાં પડીએ ઘડી ઘડી બાળ હે કૃપાળ. દિવસો એમ૦
જે પ્રાર્થનાઓ કરેલી તે આખરે કામ લાગી.

ગઝલ

રાગ કલ્યાણ 'કહું તુમસે' એ રાગ

વધા ઝટ સ્વપ્નમાં નૃપાલને શ્રીરંગપતિ;
નથી દ્વિજતણો અંત દોષ કરી છે મ્હેં કૃતિ.

આમ સ્વપ્નમાં જણાવીને જે કંઇ બન્યું હતું તે સઘળું ભગવાને કહી સંભળાવ્યું ને ફરી એજ આજ્ઞા આપી કે તે બ્રાહ્મણને સવાર થતાં તુરતજ છોડી મૂકવો. ભગવાનની એ આજ્ઞાને શિરોમાન્ય કરી સવારમાં રાજાએ તે બ્રાહ્મણને છોડી મૂકીને તેમની ક્ષમા માગી. આ રીતે—

પ્રાતે છુટયાં પણ સંસારથી છુટયાં, ઘરબારથી એ ભલે છુટયાં (તે)
તન પ્યારથી એ ભલે છુટયાં, જગથી જાગી સુપ્રભાતે ઉઠયાં.

પછી તો જેમ સુરદાસની નાયિકા પણ તેમની પાછળ રહી ગઇ તેમજ બન્યું, તેથી નક્કી થયું કેઃ—

'કાયા કરે કાલા જ્યારે જાગે કામદેવા.'

આ રીતે અહીંજ તેને બસ કરો. કારણકે—

પદ

'આ શું નટવર વસંત' એ રાગ

છુટી વિપ્ર નારાયણ ઉર લાજી ગયા, લાજી ગયા દિલે દાઝી ગયા.
આંખ ઉઘાડી પૂરેપૂરી, ઉપજ્યો અતિ ધિક્કાર;
ક્યાં સુખ શ્રીવર સેવતું, ક્યાં વિષ્ટામય નાર.
ભૂલ્યા ભૂલ્યારે મુની છેકજ ભૂલ્યા, કરી હરિએ કેવી તાજી દયા;
તાજી દયા કરી ઝાઝી દયા. છુટી વિપ્ર નારાયણ૦
ભકત માત્રના ચરણની, રજ હું ધારૂં શીષ;
એ પ્રાયશ્ચિત્ત વિણ નહીં, પાવન કદી થઈશ.

[ભકત–અંધ્રી (પદ) રેણું.]

કરીએ સુદૃઢ વિચાર તેમજ કીધું રે,
ભક્તાંઘ્રિરેણું નીજ નામ પાડી લીધું રે;
માગ્યું પ્રભુથી એ એ નામજ રહેવા.
પછી તો શ્રી વરને બાઝી રહ્યાં;

બાજી રહ્યા ગુણો ગાજી કહ્યા. છુટી વિપ્ર નારાયણ૦
વશ કીધા શ્રી રંગને, રૂબરૂ કીધી વાત;
શ્રીભક્તાંઘ્રિરેણુંની, રહી ચિરંજીવ ખ્યાત.
નિત્ય સેવમાંહે નિત્ય રહ્યા અનુ,
આલવાર રૂપે બીરાજી રહ્યા. છુટી વિપ્ર નારાયણ૦

પરંતુ અમે સાર લીધો કેઃ—

કાયા કરે કાહ્યા જ્યારે જાગે કામદેવા,
દેવ કામની થાય કામદેવી કામની થાય કામની કરે કેવા!
નમન કામને ન મન કામનું, કામની થાય અનંત તવ સેવા૦

તેની સવડ તે કરી આપે છે માટે છેવટ માગવુંઃ—

૫૬

'નમુ શ્રી શંકર ગિરિજાપતિ' એ રાગ

અમારા શિર પર રક્ષક રહો. ટેક.
દુષ્ટ સંગી અમે અધિકાં, બગડશું, ઝઘડશું,
રખડશું, દુઃખી થશું, ડુબી જશું.
મોહ માયા તણો કપરો, શિર પર રક્ષક રહો;
ભૂલ્યા અજ શીવ ઇન્દ્ર રૂપિ અધિકારીયો,
રેણુંકા, તારા, અહલ્યા નારીયો.
કામથી, ક્રોધથી, લોભથી, મોહથી, જીવ હારીયો;
ત્હારી માયા વશજ ત્હારે અન્ય શી રીતે ઉગારે.
શરણ થાતાં વેંતે ત્યારે તું સુધારે તું ઉદ્ધારે;
તેથી અનંત પુકારે હરિ હો. શિર પર રક્ષક રહો૦

ॐ तत् सत् शान्तिः शान्तिः शान्तिः ।





# શ્રી વૃત્રાસુરવધ-આખ્યાન

[ વિષયોની દુષ્ટતા વિષે ]

## પૂર્વરંગ

### પદ

રાગ ખમાચ

વધુ વિષમય વિષયોમાં વસ માં,
વશમાંથી જતાં થાતા વસમા. ટેક.
વશ છઇએ તેને અનુકરવશ એ સહ રહે પ્રભુપરવશમાં. વધુ૦

'કામ' એ વિષયનું નામ છે. આ શબ્દનો રૂઢ અર્થ ભલે માત્ર સ્પર્શેન્દ્રિયનું પ્રાધાન્ય લઇને કરવામાં આવે, તો પણ તે શબ્દનો સંપૂર્ણ અર્થ જો તપાસીએ તો 'પાંચે વિષયો-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ' એજ મળી શકે છે. આ પાંચ વિષયો તે આકાશ, વાયુ, તેજ, જળ તથા પૃથ્વી-આ પાંચ મહાભૂતોના ગુણો છે. જો સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇએ તો જણાશે કે, આપણાં શરીરો અને બહારના જે જે પદાર્થો જોવામાં આવે છે તેઓ બધાય કેવળ આનાજ બનેલા હોઇને ગુણમયજ છે. આપણું જે કંઇ જ્ઞાન વિકસ્વર થાય છે તે પણ તેને જાણવાને ખાસ સાધનભૂત એવી કાન, ચામડી, આંખ, જીભ તથા નાક-એ પાંચ ઇંદ્રિયોમાં તે પાંચ વિષયો રહેલા છે તેથીજ-તે દ્વારાજ આપણને સર્વનું જ્ઞાન થાય છે. અર્થાત્ આપણે સર્વથા તે પાંચ વિષયોના વશમાંજ છીએ, તેઓ વિના આપણે ક્ષણ પણ રહી શકતા નથી, છતાં તેમનાજ ઉપયોગ દ્વારા આપણે સર્વથા તેઓથી છૂટી પણ શકીએ છીએ. આ વસ્તુ ક્યારે બની શકે છે, કે જ્યારે આપણે બરાબર સમજીએ કે આ વિષયો માટે

આપણે નથી, કિંતુ આ વિષયો આપણા માટે છે. આવાજ આશયથી અહીં સૂત્રરૂપે ઉપદેશ અપાયો છે કે:—

'વધુ વિષમય વિષયોમાં વસમાં.'

એટલે સારાંશ એ છે કે, માત્ર ઉપયોગ પૂરતુંજ તેઓમાં વસવું, અધિક તેઓમાંજ મગ્ન ન રહેવું. બાકી 'વશ છઇએ ત્હને અનુકર વશ એ સહ રહે પ્રભુ પરવશમાં' આમ કરવાનું કારણ 'વિષમય વિષયો.'

આ ઝેરી વિષયોનો વિશેષ ઉપભોગ કરવાથી તેઓ પ્રત્યેની વાસના વધી પડે છે, એટલે પછી બને છે એવું કે, 'તૃષ્ણા આગ ને વિષયો ઘી.' ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં એજ કહે છે—'कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च—હે અર્જુન ! જેમાં જેટલું હોમો તેટલું સ્વાહા બની જાય તેવો મહાદુઃખથી પૂર્ણ કરી શકાય એવો કામરૂપી અગ્નિ છે.' આમ ખુદ ભગવાન પણ 'કામ'ને દુષ્પૂર અગ્નિ કહે છે. આ કામાગ્નિને જે વશ બને છે તેને તૃપ્તિ તો કદીયે થતી નથી, કિંતુ તેની વાસના ઉલટી વધ્યે જાય છે. જે કંઇ પોતે ભોગવી રહેલો હોય છે તે ચિરસ્થાયી તો હોયજ નહિ, જેથી તે પ્રાપ્ત કરેલી વસ્તુ છોડવાનો પ્રસંગ આવે છે અથવા તે જ્યારે છોડી જાય છે, ત્યારે અનહદ કષ્ટ થાય છે; અપાર દુઃખનો અનુભવ કરવો પડે છે, માટેજ કહ્યું છે:—'વશમાંથી જતાં થાતા વસમા.' આમ બન્ને પ્રકારે વિષયો કેવળ દુઃખદાયી છે, એ અભિપ્રાયથી ગીતામાં ભગવાન કહે છે:—

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौन्तेय न तेषु रमते बुधः ॥

'વિષયો તથા ઇંદ્રિયોના સ્પર્શથી જે ભોગો પ્રાપ્ત થાય છે, તેઓ કેવળ દુઃખનાંજ કારણ બને છે; એટલુંજ નહિ પણ તે તે વિષયભોગો આદિ-અંતવાળા છે—કદીયે સ્થાયી નથી—અંતે છોડનારાજ છે, માટે વિદ્વાન મનુષ્ય તેઓમાં આનંદ પામતો નથી.' આ વિષયોનું સેવન કરનારા અંતે વિનાશનેજ પામે છે, તે સંબંધે દૃષ્ટાંત પ્રસિદ્ધ છે:—

कुरंगमातंगपतंगभृंगमीना हताः पंचभिरेव पंच ।
एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पंचभिरेव पंच ॥

'હરણીયું શ્રવણેંદ્રિયથી સંગીતના શબ્દવિષયમાં આકર્ષાઇને શિકારીથી માર્યું જાય છે; હાથી સ્પર્શેન્દ્રિયથી સ્પર્શ વિષયની લાલચમાં લાકડાની બનાવેલી હાથણી દ્વારા કેદ પકડાય છે; પતંગીયું ચક્ષુ ઇંદ્રિયથી રૂપ વિષયમાં ફસાઇને દીવામાં બળી મરે છે; ભમરો ઘ્રાણેન્દ્રિયથી ગંધ વિષયમાં લોભાઇને પુષ્પમાં પૂરાઇ જાય છે, ને માછલું રસનેંદ્રિયથી રસને અનુભવ લેવા જતાં માંસ વળગાડેલા કાંટામાં વીંધાઇ જાય છે. આમ માત્ર એક એક ઇન્દ્રિયથી એક એકજ વિષયનો સ્વાદ લેવા જતાં તે તે પ્રાણીની જો તેવી દુર્દશા થાય છે, તો જે પ્રમાદી મનુષ્ય પાંચે ઇન્દ્રિયોથી પાંચે વિષયોનું સેવન કરે છે, તે કેમ માર્યો ન જાય ? તેની શી દુર્દશા ન થાય ? માટેજ અહીં કહેવામાં આવ્યું છે–' વધુ વિષમય વિષયોમાં વસ માં.' મહારાજા ભર્તૃહરિ પણ પોતે અનુભવ કરીને કહે છે:—

अजानन् माहात्म्यं पततु शलभो दीपदहने ।
स मीनोऽप्यज्ञानाद् बडिशयुतमश्नातु पिशितम् ॥
विजानंतोऽप्येते वयमिह विपज्जालजटिलान् ।
न मुंचामः कामानहह गहनो मोहमहिमा ॥

'પતંગીયું અગ્નિનું માહાત્મ્ય જાણતું નથી તેથી દીવાના અગ્નિમાં ભલે પડે અને માછલું પણ અજ્ઞાનને લીધેજ કાંટામાં ભરાવેલા માંસને ભલે ખાવા જાય, પણ આપણે તો જાણીએ છીએ કે આ વિષયો વિપત્તિઓના સમૂહથી ભરેલા છે, છતાં ઘણી ખેદની વાત છે કે, તે વિષયોને આપણે છોડતા નથી; ખરેખર ! મોહનો મહિમા ગહન છે.' આપણી મૂર્ખાઇની અવધિ છે; હજી પણ આપણે સમજીએ તો 'વધુ વિષમય વિષયોમાં વસ માં.' આ સમજણ આવવી મુશ્કેલ છે; ખરેખર કઠિન છે. પ્રથમ તો તે દિશામાં તૈયારીજ ક્યાં કરવી છે ?

નથી લટકતાં લુગડાં કે ઝાડે તૈયાર;
વાવે કાંતે જો વણે થાય સરસ શણગાર.

આવાજ અભિપ્રાયનું આ કાવ્ય અમે ગાયું છે:—

ગરબી

સહેલા નથી ખાવા લાડ, સંપત્તિના સહેલા નથી ખાવા લાડ;
શું શું આવે માંહેઆડ,સંપત્તિનાસહેલા નથી ખાવા લાડ.ટેક.
મળે જહાં તહાં જાવા જરૂરત, જોઈએ પગ નાવડ કે ગાડ. સં૦
સામાન ભેળો કરી રહે કે, કેટલીકવાર ફૂરે ઝાડ. સં૦
કામ ન આવે ભૂખ ઉતાવળ, ચુલે ચઢયું રહે ટાઢું. સં૦
ગોળા વાળે થાપડે તો બને (ખુશામત) દેવું દરેકને ભાડ. સં૦
ઠરતા જોઈ વચમાં કર ઘાલે, હું જ ઉપાડું ઉપાડું. સં૦
ખાવા બેસવું ખાંડાની ધારે, ત્યાં એ ભૂતો કહે પાડ. સં૦
ખાતાં. ખાય પછી જીરવતાં, પડતી પેટમાં વાઢ. સં૦

( જો અન્યાયે મેળવ્યા તો— )

સંઘર્યા પછી તો વાટજ જોવી, એ આવીને પડયું ધાડ. સં૦
આપ્યા ધીર્યા ગયા અલેખે, બોલાવતાં જુવે બાડ. સં૦
ખાધા છાના પકડાયા, તો, નાસ દે કે પેટ ફાડ. સં૦
અનુ અનુભવ સંભારી રાખી, કર મનને હવે ધાડ. સં૦

તેજ આ—'વધુ વિષમય વિષયોમાં વસ માં.'

કદાચ આપણે ગર્ભશ્રીમંત હોઇએ અથવા પાછળથી તેવો કોઈ પ્રસંગ આવતાં પૂર્વકર્મને લીધે શ્રીમંત બન્યા હોઇએ, તોપણ તેથી શું ?

૫૬

જગના મોટા શું છે સુખીયા, એ જાણી થજો દીન દુ:ખીઆ. ટેક
તન મન તો તોફાની કનડે, રંક રાયને સરખે;
ધન સાધન જન વધતાં તેને વધુ ચઢાવે ચરખે. જગના૦
અંત છોડવું પડશે એ ભય જેમ વઢાને ભારે;
તેમ અકિંચન જનને આખર ચિંતા નહિ તલભારે. જગના૦
મોટાને શ્રીહરિ સમરતાં બધે બધી ભૂલવણી;
છોટાને તો માત્ર અનુ પ્રભુ પળપળ થતાં ઘુંચવણી. જગના૦

આ લક્ષ્યમાં લઈને—

'વધુ વિષમય વિષયોમાં વસ માં.'

પૂર્વકાળના એક જામ સાહેબ એકવાર ભીડભંજન મહાદેવના દર્શન કરવા ગયા; ત્યારે ત્યાં ખીલા પર સૂતેલા અને

ધૂણી ધખવીને તાપતા બાવાઓને જોઇને તેમણે પૂછ્યું કે, કઇ અભિલાષાથી આ તપશ્ચર્યા કરો છો ? જો રાજા થવાની લાલસા હોય તો પહેલાં મને પૂછજો. રાજા થવામાં કંઇ સાર નથી; એ સ્થિતિમાં જે કષ્ટ છે તે કોઇ પણ સ્થિતિમાં ભાગ્યે હશે. આ લોકના રાજાની જો આ સ્થિતિ રાજા પોતે સ્વમુખે ખરા હૃદયથી જાહેર કરે છે તો સ્વર્ગના રાજાની સ્થિતિ ઇતિહાસોમાં પ્રસિદ્ધજ છે. સ્વર્ગનો રાજા ઇંદ્ર અહલ્યા માટે કેવો હેરાન થયો છે ? રાજા નહુષ ઇંદ્ર થયો ને ઇંદ્રાણી માટે અભિલાષ કર્યો તો તેની પણ કેવી દુર્દશા થઈ ? આ સર્વનો સાર એજ નીકળે છે કેઃ—

વશ છઇએ તેને અનુ કર વશ એ સદ્ રહે પ્રભુ પરવશમાં.
વધુ વિષમય વિષયોમાં વસ માં.

આમ બરાબર તપાસીએ છીએ તો ખરેખર વિષયો 'વિષમય' છે ને તે એવા તો અણઉતાર ઝેરી છે કે, તેનો કેફ ચઢતાં કોઈ પણ ઔષધ નથી, તે માટે દુનિયાની દવાઓ નકામીજ છે—

सवैया

जो दश बीस पचास भये शत, होइ हजार तु लाख मगैगी;
कोटि अरब्ब खरब्ब असंख्य, धरा-पति होनकी चाह जगैगी.
स्वर्ग पतालकुं राज करौ, तृसना अधिकी अति आग लगैगी;
सुंदर एक संतोष विना सठ, तेरी तु भूख कदी न भगैगी.

એક કવિ કહે છેઃ—

વસંતતિલકા છંદ

બ્રહ્માથી કોટિગણુ વૈભવ છે અપૂર્ણ;
કલ્પોથી કોટિગણુ આયુષ છે અપૂર્ણ;
નાગોથી કોટિગણુ છે બળ ચાહે તોયે;
માગે ન લોભ કદી એમ કશું ન હોયે.

એથી શું થાય છે ? આ લોકમાં તો દુઃખ અનુભવાય છે, પણ પરલોકેય બગડે છે; પણ આ સર્વનો પ્રેરક કોણ ! આ બધું પાપ કોની પ્રેરણાથી બની રહ્યું છે, એ સંબંધે અર્જુન, ભગવાન શ્રીકૃષ્ણને પૂછે છેઃ—

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

'હે યદુવંશી કૃષ્ણ ! પોતે ઇચ્છતો ન હોય છતાં જાણે કોઇએ બળાત્કારે પ્રેરણા કરી હોય તેમ આ પુરુષ કોની બળજબરીથી પાપ કરી રહ્યો છે ?' આનો ઉત્તર ભગવાન કહે છેઃ—

काम एष क्रोध एष रजोगुण समुद्भवः ।
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥

રજોગુણથી ઉત્પન્ન થતો આ કામ અને ક્રોધ એજ બે આ લોકમાં વૈરી છે, એમ તારે જાણવું; તે બંનેનો ખોરાક ઘણો જબરો છે—ખૂબ આપો તોયે ધરાય નહિ તેવા એ બંને મહાપાપી છે. આ કામ તે વિષયાભિલાષ છે. તેની કદી પૂર્તિ થતી નથી, તે કદી તૃપ્ત થતો નથી અને તેનું પાપી સ્વરૂપ કદીયે બદલાતું નથી. તેજ પ્રમાણે પિશાચ સ્વરૂપ ક્રોધ મહાભયંકર છે. આ બંનેના પ્રતાપથીજ આપણે આપણું સર્વસ્વ ગુમાવીએ છીએ ને પછી રોઇએ છીએ. હરકોઇ પાપનું મૂળ આ બેજ વસ્તુ છે અને છેવટે આના લીધેજ કઇ સ્થિતિમાં પહોંચી જવાય છે, તે પણ શ્રીકૃષ્ણ ભગવાન સ્પષ્ટ કહી બતાવે છેઃ—

अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥

*'અનેક પ્રકારનાં ચિત્તથી ભ્રમિત અને મોહજાળથી* વીંટાયલા મનુષ્યો કામભોગોમાં આસક્ત બને છે ને આખરે અપવિત્ર નરકમાં પડે છે.' કદાચ તે કામભોગો નીતિથી મેળવ્યા હોય, રીતસર સંપાદન કર્યા હોય તોયે શું ? તેમાં જેવા ફસ્યા કે 'વશમાંથી જતાં થાતા વસમા.' કારણકે હરકોઇ ફળ તો 'फलं कर्मानुसारतः' એ નિયમ પ્રમાણે કર્મને અનુસરીનેજ ભોગવવાનું હોય છે ને તેજ પ્રમાણે ફળની પ્રાપ્તિ પણ થાય છે; જો કર્મ પરિમિત હોય તો તેનું ફળ પણ પરિમિતજ મળે છે અને છેવટે તે ત્યજવાનુંજ હોય છેઃ—

જબ ચારકે કાંધે હુઇ યારો સવારીયાં;
જખ મારતી રહે જાયગી સારી સવારીયાં.

તુકારામ બાવા પણ કહે છેઃ—

स्त्रीपुत्र कलत्र हे तन मायावंत शेवटीयां अंत नाही कोणी.

એટલુંજ નહિ પણ પૂર્વનાં જે પાપો અવશેષ રહેલાં હોય છે ને નવો જે કંઇ વધારો થયો હોય છે તેથી—

यमाचीय हाती बांधो नियां देती भूपण हे घेती काढोनियां.

અને એ આખરના સમયે—

સર્વે રહ્યાં ને જવું પડે મ્હારે કયાંથી આવી મ્હારી વારી;
એ સંકલ્પ ઘણોજ સાલશે વહેશે નયનથી વારિ.

આ સ્થિતિ કેવળ આ મનુષ્ય-લોકમાંજ છે એમ નથી; ત્યાં સ્વર્ગમાંયે આજ દુર્દશા હોય છે–' क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति—જેઓ દેવ બનેલા હોય છે તેઓ પણ પોતાના પુણ્યનો ક્ષય થતાંજ પાછા આ મનુષ્યલોકમાં આવી પડે છે.' આ સંબંધે સર્વ કોઇ એજ કહે છેઃ—

પુણ્ય પૂર્વનાં ખાતાં હમણાં સૂઝે છે તોફાન;
એ ખરચી ખૂટી કે આગળ વસમું છે મેદાન.

આ કંઇ સામાન્યનીજ વાત નથી, પણ મોટા મોટા રાજામહારાજાઓ ને વીર મહાપુરુષોની પણ એજ દશા આપણે નજરે જોઇએ છીએ–' ઉત્તરાયણના બીજેજ દહાડે તજ્યું તખ્ત ગાયકવાડે' અને તેજ પ્રમાણે મહાવીર ગણાતો 'નેપોલિયન બોનાપાર્ટ' કેદમાંજ સડી મુઓ; એટલે 'વશમાંથી જતાં થાતા વસમા.' આ વસ્તુ પ્રત્યક્ષ જો જોઇએ છીએ તો આપણે વિચારવું જોઇએ; આપણે જો કે એક કુટુંબમાં ને એક ઘરમાં રહી આ વિકટ સંસારમાં મચ્યા પચ્યા તો છીએ, પણ—

ગરબી

ભાઇ સબર કરો, બાઈ સબર કરો,
ક્યાંથી આવ્યાં ક્યાં છો ને ક્યાં જાશો;
બેખબર કરો, ફરી નજર કરો,
આજુબાજુ જોઇ વિચારી તપાસો.

ગાડરીયો પંથે ના પકડયો, રખવાળ વિનાનાં ક્યાં રેખડો,
દેખાદેખી ચલવ્યો છકડો, ભાઇ સબર કરો, ભાઈ સબર કરો.
તમે એકે સાથે નથી આવ્યાં, તમે એકે સરખું નથી લાવ્યાં;
તમે એકે સરખું નથી ફાવ્યાં. ભાઇ સબર કરો૦
તન મન ધન હાલે ક્યાં સરખું, માતપિતા પુત્રનું પણ પરખ્યું;
નથી વશ એ સત્ય પૂરૂં પરખ્યું. ભાઈ સબર કરો૦
સમ, શું સંગે નહિ રહી શકશું, ક્યાં ક્યારે સૌ વેરાઈ જશું;
સેવામાં ક્યાં ઘેરાઇ જશું ? ભાઈ સબર કરો૦

તે વેળા તો 'वांघी सुंठी आयो वे पसारे हाथजानो है.' આમ 'વશમાંથી જતાં થાતા વસમા.' જો કે આપણા મનથી તો એમજ હોય છે કે, આપણે આ વિષયોનો બરાબર ઉપયોગ કરી રહ્યા છીએ; જોઇતા પ્રમાણમાંજ આપણે તે સાથે કામ પાડીએ છીએ, પણ તે ખરૂં નથી, કારણકેઃ—

ગરબી

બહુ જાણ્યું ગણે મન સાથ, ખરૂં નથી જાણ્યું;
બહુ માણ્યું ગણો મન સાથ, ખરૂં નથી માણ્યું. ટેક.
અન્નજળ ઘર સ્ત્રી પ્રજા મેળવવી, પશુ-પંખી પણ જાણેરે,
માણસથી ઓછી મહેનતમાં, સુખ મનમાન્યાં માણે. ખરૂં૦
ખાઓ ઘણાં કે પીયો ઘણાં, બદલો બહુ વેશો સ્થાનરે,
શ્રમે મળે જાળવવા શ્રમથી, ફળ કંઈ કંઈ તોફાન. ખરૂં૦
ખગોળ ભૂગોળ ને ઇતિહાસો, જાણી ગણાયા ડાહ્યારે,
શું માણ્યા તે અમે ન સમજ્યા, ફોકટ કરી ફુલાયા. ખરૂં૦
સારૂં બકે કે સારૂં લખે કે, લોક કરે બહુ વાહરે,
ફળ તો મળે પ્રભુનું ધાર્યું, અધ ઘડીનો આલ્હાદ. ખરૂં૦
તનની ખામી મનની ખામી, જનખામી ન ટળાતીરે,
અહીંનાં પણ સાચાં સુખદુઃખની,કળ સાચી ન કળાતી. ખરૂં૦
સહુ વિદ્યા હુન્નર આવડતનું, છેવટ ધન ને માનરે,
બેઉ તૃપ્તિ કરે ન ક્ષણિકે, અંત સુએ અવસાન. ખરૂં૦
બહુ જાણે વૃથા બધું એ, અનુચહે તે શાનેરે,
એક જાણે સહુ જાણો માણો, શ્રુતિ કહે તે લઉં ધ્યાને. ખરૂં૦

ત્યારે જાણવાનું શું છે ? ખરૂં કયું જાણવાનું છે ? તેનો ઉત્તર આ શ્રુતિ વાકય કહે છે-'एकविज्ञानेन सर्वं विज्ञातं भवति'-જે એકને જાણવાથી સર્વ કંઇ જણાઇ

જમ ચારકે કાંધે હુઇ ચારો સવારીયાં;
જમ મારતી રહે જાયગી સારી સવારીયાં.

તુકારામ બાવા પણ કહે છેઃ—

स्त्रीपुत्र कलत्र हे तन मायावंत शेवटीयां अंत नाही कोणी.

એટલુજ નહિ પણ પૂર્વનાં જે પાપો અવશેષ રહેલાં હોય છે ને નવો જે કંઇ વધારો થયો હોય છે તેથી—

यमाचीय हाती बांधो नियां देती भूपण हे घेती काढोनियां.

અને એ આખરના સમયે—

સર્વે રહ્યાં ને જવું પડે મ્હારે ક્યાંથી આવી મ્હારી વારી;
એ સંકલ્પ ઘણોજ સાલશે વહેશે નયનથી વારિ.

આ સ્થિતિ કેવળ આ મનુષ્ય–લોકમાંજ છે એમ નથી; ત્યાં સ્વર્ગમાંયે આજ દુર્દશા હોય છે–'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति—જેઓ દેવ બનેલા હોય છે તેઓ પણ પોતાના પુણ્યનો ક્ષય થતાંજ પાછા આ મનુષ્યલોકમાં આવી પડે છે.' આ સંબંધે સર્વ કોઇ એજ કહે છેઃ—

પુણ્ય પૂર્વનાં ખાતાં હમણાં સુઝે છે તોફાન;
એ ખરચી ખૂટી કે આગળ વસમું છે મેદાન.

આ કંઇ સામાન્યનીજ વાત નથી, પણ મોટા મોટા રાજા મહારાજાઓ ને વીર મહાપુરુષોની પણ એજ દશા આપણે નજરે જોઇએ છીએ–'ઉત્તરાયણના બીજેજ દહાડે તજયું તખ્ત ગાયકવાડે' અને તેજ પ્રમાણે મહાવીર ગણાતો 'નેપોલિયન બોનાપાર્ટ' કેદમાંજ સડી મુઓ; એટલે 'વશમાંથી જતાં થાતા વસમા.' આ વસ્તુ પ્રત્યક્ષ જો જોઇએ છીએ તો આપણે વિચારવું જોઈએ; આપણે જો કે એક કુટુંબમાં ને એક ઘરમાં રહી આ વિકટ સંસારમાં મચ્યા પચ્યા તો છીએ, પણ—

ગરબી

ભાઇ સબર કરો, બાઈ સબર કરો,
ક્યાંથી આવ્યાં ક્યાં છો ને ક્યાં જાશો;
બેખબર ઠરો, ફરી નજર કરો,
આજુબાજુ જોઇ વિચારી તપાસો.

ગાડરીયા પંથે ના પકડયો, રખવાળ વિનાનાં કયાં રખડો,
દેખાદેખી ચલવ્યો છકડો, ભાઇ સબર કરો, ભાઈ સબર કરો.
તમે એકે સાથે નથી આવ્યાં, તમે એકે સરખું નથી લાવ્યાં;
તમે એકે સરખું નથી ફાવ્યાં. ભાઇ સબર કરો૦
તન મન ધન હાલે કયાં સરખું, માતપિતા પુત્રનું પણ પરખ્યું;
નથી વશ એ સત્ય પૂરૂં પરખ્યું. ભાઈ સબર કરો૦
સમ, શું સંગે નહિ રહી શકશું, કયાં કયારે સૌ વેરાઈ જશું;
સેવામાં કયાં ઘેરાઇ જશું ? ભાઈ સબર કરો૦

તે વેળા તો 'बांधी मुंठी आयो वे पसारे हाथजानो है.' આમ 'વશમાંથી જતાં થાતા વસમા.' જો કે આપણા મનથી તો એમજ હોય છે કે, આપણે આ વિષયોનો બરાબર ઉપયોગ કરી રહ્યા છીએ; જોઇતા પ્રમાણમાંજ આપણે તે સાથે કામ પાડીએ છીએ, પણ તે ખરૂં નથી, કારણકેઃ—

ગરબી

બહુ જાણ્યું ગણો મન સાથ, ખરૂં નથી જાણ્યું;
બહુ માણ્યું ગણો મન સાથ, ખરૂં નથી માણ્યું. ટેક.
અન્નજળ ઘર સ્ત્રી પ્રજા મેળવવી, પશુ-પંખી પણ જાણેરે,
માણસથી ઓછી મહેનતમાં, સુખ મનમાન્યાં માણે. ખરૂં૦
ખાઓ ઘણાં કે પીયો ઘણાં, બદલો બહુ વેશો સ્થાનરે,
શ્રમે મળે જાળવવા શ્રમથી, ફળ કંઈ કંઈ તોફાન. ખરૂં૦
ખગોળ ભૂગોળ ને ઇતિહાસો, જાણી ગણાયા ડાહ્યારે,
શું માણ્યા તે અમે ન સમજ્યા, ફોકટ કરી ફુલાયા. ખરૂં૦
સારૂં બકે કે સારૂં લખે કે, લોક કરે બહુ વાહરે,
ફળ તો મળે પ્રભુનું ધાર્યું, અધ ઘડીનો આલ્હાદ. ખરૂં૦
તનની ખામી મનની ખામી, જનખામી ન ટળાતીરે,
અહીંનાં પણ સાચાં સુખ દુઃખની, કળ સાચી ન કળાતી. ખરૂં૦
સહુ વિદ્યા હુન્નર આવડતનું, છેવટ ધન ને માનરે,
બેઉ તૃપ્તિ કરે ને ક્ષણિકે, અંત મુએ અવસાન. ખરૂં૦
બહુ જાણે વૃથા બધું એ, અનુગ્રહે તે શાનેરે,
એક જાણે સહુ જાણો માણો, શ્રુતિ કહે તે લઉં ધ્યાને. ખરૂં૦

ત્યારે જાણવાનું શું છે ? ખરૂં કયું જાણવાનું છે ? તેનો ઉત્તર આ શ્રુતિ વાકય કહે છે–'एकविज्ञानेन सर्वं विज्ञातं भवति'–જે એકને જાણવાથી સર્વ કંઇ જણાઇ

જાય છે તે આત્મતત્ત્વજ જાણવાનું છે ને તે જેણે જાણ્યું તેણેજ ખરૂં કંઇ જાણ્યું છે. આવો ઉપનિષદોનો એક સરખો અવાજ જેઓએ ઝીલ્યો છે, તેઓજ કૃતકૃત્ય થાય છે. આપણે કદી પણ આ નહિ ભૂલવું જોઇએ કે, તે પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી લેવા માટેજ આપણને આ મનુષ્ય શરીર વગેરે સુયોગ્ય સામગ્રી મળેલી છે, તેનો આપણે ગેરુપયોગ કરીએ તો આપણા જેવું મૂર્ખ કોણ ? માટે તેનો સદુપયોગ આપણે કરી શકીએ તે સારૂ પ્રતિક્ષણ પ્રભુને પ્રાર્થના કરવી જોઇએ કેઃ—

માયા મ્હને નિત્ય ભૂલાવે, પ્રભુજી ઘડી ઘડી ગભરાવે;
વિધવિધ વિષયી વેશ કરીને મનડું મારૂં લલચાવેરે. માયા૦
આટલી અરજ મારી ઈશ ઉરમાંહી ધાર;
એનો ઉપયોગ મને તારી સેવામાં કરાવ અનુને તરાવ એજનાવે.
માયા મને નિત્ય ભૂલાવે.

પણ તે માટે આપણે આપણાથી બનતું પથ્ય તો પાળવુંજ જોઇએ અને તે એજ કે, 'વધુ વિષમય વિષયોમાં વસ માં.' અનેકવાર આપણે જાણીએ છીએ ને અનુભવીએ પણ છીએ કે 'વશમાંથી જતાં થાતા વશમા' માટે હવે તો બસ કરો ને નિશ્ચય કરો કે 'વશ છઇએ તેને અનુ કરી વશ રહે એ સહ પ્રભુ પરવશમાં.' આ વિષયો પૈકી મુખ્ય ત્રણ એષણાઓ હોય છે—ત્રણ વસ્તુ માટે પ્રત્યેકને તીવ્ર અભિલાષ હોય છે; એક સ્ત્રીએષણા, બીજી પુત્રૈષણા ને ત્રીજી વિત્તૈષણા. તેમાંની સ્ત્રીએષણા કરવાથી શું પરિણામ આવે છે તે આપણે પૂર્વના આખ્યાનમાં જોઇ ગયા. હવે બાકીની જે બે એષણાઓ છે તેનું કેવું પરિણામ આવે છે, તે જોવા માટે જુઓ આ 'વૃત્રાસુર આખ્યાન.'

## શ્રી વૃત્રાસુરવધ—આખ્યાન

### પદ

રાગ ખમાચ

વધુ વિષમય વિષયોમાં વસ માં, વશમાંથી જતાં થાતા વસમા;
વશ છઇએ એને અનુકર વશ, એ સહ રહે પ્રભુ પરવશમાં.

'આ વૃત્રાસુર કોણ હતો ?' આ પ્રમાણે પરીક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો ત્યારે શ્રીમદ્ ભાગવતના છઠ્ઠા સ્કંધમાં શ્રીશુકદેવજી તેનો ઉત્તર આપતા કહે છે કે, આ વૃત્રાસુરની કથા મેં ઘણા ઋષિઓ પાસેથી સાંભળેલી છેઃ—

श्रुतं द्वैपायनमुखान्नारदाद् देवलादपि।

વેદવ્યાસ, નારદ તથા દેવલઋષિ પાસેથી પણ આ વૃત્રાસુરની કથા મે સાંભળેલી છે અર્થાત્ મોટા મોટા ઋષિઓમાં તે કથાનો પ્રચાર હોવાથી તે અતીવ પ્રમાણભૂત કથા છે. તે અહીં અમે ઉતારીએ છીએઃ—

### સાખી

શુરસેન દેશના કુળમણિ, ચિત્રકેતુ મહારાજ;
ઘણીજ રાણી બણી સમૃદ્ધિ પણ ઉર રહે નારાજ,
સુત નથી તેથી.........ચાલે ન કંઈ ઈલાજ.

સર્વ પ્રકારનું સુખ હોવા છતાં એક પુત્રનું સુખ ન હતું, તેથી મહારાજા ચિત્રકેતુને બધાંય સુખ ન્યૂન જણાતાં હતાં; એક સુખ નહિ હોવાથી સર્વ સુખની જે ખુબી જણાવી જોઇએ, તેમાં ખામી જણાતી હતી; અહા ! જુઓ તો ખરા, એકજ વસ્તુની પીડા બધા કરતાં ચઢી ગઈ, તે આનું નામજ 'વધુ વિષમય વિષયોમાં વસ માં.' પણ એ રાજામાં એક મોટો ગુણ હતો કે, પ્રતિદિન તે સત્સંગજ કર્યા કરતો અને સત્સંગને તો પ્રિય ગણતો. ખરેખર સત્ય કહ્યું છે કેઃ—

संगः सर्वात्मना त्याज्यः स चेत् त्यक्तुं न शक्यते ।
स सद्भिरेव कर्तव्यः संतः संगारिभेषजम् ॥

'જો કે હરકોઇનો સંગ સર્વથા ત્યજવા યોગ્યજ છે, છતાં જો સંગનો ત્યાગ ન કરી શકાય તો સજ્જનો સાથેજ સંગ કરવો જોઇએ. કેમકે સજ્જનો વિષયસંગરૂપી રોગનું ઔષધ છે.' આ વચન પ્રમાણે તે સત્સંગી રાજાના ઘણાય સત્પુરુષો હિતૈષી હતા; તેમાંના એક સજ્જન એક વેળા—

### સાખી

ઋષિ અંગિરા આવ્યા તેણે, દીઠો રાય ઉદાસ;

કારણ પૂછયું લહ્યું કહ્યું તવ, દુઃખી દેખી નિજ દાસ.
કરુણા આણી..............ઉપાય કીધો ખાસ.

મહર્ષિ અંગિરાએ રાજા ચિત્રકેતુને બરાબર સત્ય વસ્તુનો અનુભવ કરાવવા અને વિષયો કેવા વિષમય છે, તેનો સ્વાદ ચખાડવા નિશ્ચય કર્યો. રાજાને ભાન ન હતું કે, પુત્ર ન હોવામાં જે સુખ છે તે તેના હોવામાં લેશ પણ નથી; આ વસ્તુનું બરાબર ભાન કરાવવા માટે મહર્ષિ અંગિરાએ રાજાને પુત્રપ્રાપ્તિ થાય તેવો ઉપાય કરવા વિચાર કર્યો અને ધાર્યું કે એક વાર રાજાને પુત્ર તો મળવો જોઇએ, પછી તે પુત્ર ન હોવાથી સુખ છે કે દુઃખ તે તેને આપોઆપ જણાઈ જશે; એટલે પુત્રરૂપ ફળ દ્વારાજ તેને બોધ આપવો ઠીક છે, આવો વિચાર કરી તે માટે કોઇ શાસ્ત્રીય અનુષ્ઠાનનો આરંભ કર્યો. હરકોઈ આશાને પૂર્ણ કરવા માટે શાસ્ત્રોમાં તે તે અનુષ્ઠાનો ને ઉપાયો દર્શાવેલા છે પણ તે તે ઉપાયોથી સંપાદન કરેલાં ફળો જે નાશવંત છે તે કદી અવિનાશી થઇ શકતાં નથી; આ વસ્તુ તો તે તે ઉપાયોદ્વારા તે તે ફળ મેળવીનેજ અનુભવી શકાય છે. શાસ્ત્રો કંઇ જૂઠાં નથી. તેમાં દર્શાવેલા ઉપાયો પણ મિથ્યા નથી, પરંતુ એવા શાસ્ત્રીય ઉપાયો પણ શામાટે કરવા જોઇએ કે જેનું ફળ નાશવંત હોય ? એવા ઉપાયો શું શાસ્ત્રમાંજ નથી મળતા કે જેઓ દ્વારા અવિનાશી ફળ પણ પ્રાપ્ત થઈ શકે છે ? તો પછી તેવા શાશ્વતા ફળ માટેજ કાં ઉપાયો ન કરવા ? આવી બુદ્ધિ પ્રત્યેકમાં વિકસિત થાય તે માટેજ શાસ્ત્રોમાં સકામ અને નિષ્કામ બન્ને પ્રયોગો બતાવવામાં આવ્યા છે. અસ્તુ.

ઋષિ અંગિરાએ ચિત્રકેતુ રાજાને પુત્રપ્રાપ્તિ થાય તે માટે—

ત્વષ્ટાનો ચરુ રાંધી પૂજી, પ્રસાદ કરી તિયાર;
કૃતદ્યુતિ રાણીને આપી મુનિ વદ્યા તે વાર.
સુત એક થશે..................હર્ષ શોક દેનાર.

આવો હર્ષ–શોક આપનાર પુત્ર આપવામાં મુનિનો એ આશય હતો કે, આવો પુત્ર મેળવીનેજ રાજા બોધ

પામશે કે ' વધુ વિષમય વિષયોમાં વસ માં.' તેનું કારણ પણ ત્યારેજ સમજાશે. વિષયોના જેઓ લાલચુ હોય છે તેઓ બીજાના દાસ બને છે. ચિત્રકેતુ પોતે એક મહારાજા હતો છતાં તે બ્રાહ્મણ અંગિરાના ચરણનો દાસ બન્યો તેનું કારણ ? અને મુનિ અંગિરા વનવાસી એક બ્રાહ્મણ હતા છતાં એવા મહારાજાના પણ પૂજ્ય બન્યા તેનું શું કારણ ? જેઓ વિષયોના લાલચુ છે તેઓને બીજાના દાસ બનવું પડે છે અને જેઓ વિષયોને લેશમાત્ર પણ ઇચ્છતા નથી તેઓ રાજા-મહારાજાઓ તો શું, પણ સમસ્ત જગતના પૂજ્ય બને છે, આમ સમજીનેજ—

' વધુ વિષમય વિષયોમાં વસ માં.'

એ રીતે રાજાને પુત્રપ્રાપ્તિ થાય તે માટે મુનિએ શાસ્ત્રીય ઉપાય કર્યો, તેથી—

### માલિની

કૃતદ્યુતિ સદ્‌ભાગી, છે બની પુત્રવાળી,
થઈ નરપતિ કેરી, તે થકી ખાસ વ્હાલી.

જ્યાં જ્યાં વિષયાભિલાષનું સામ્રાજ્ય હોય છે ત્યાં ત્યાં રાગ અને દ્વેષ સર્વદા હોયજ છે માટેજ-' रागद्वेषौ व्यवस्थितौ ' આમ સૂચવીને ભગવાન શ્રીકૃષ્ણ, વિષયો તથા રાગદ્વેષનું સર્વકાલનું સાહચર્ય સૂચવે છે ને પછી ઉપદેશે છે કે ' तयोर्न वशमागच्छेत्-એ રાગ-દ્વેષને વશ ન બની જવું ' પણ જ્યાં વિષયો પોતાની અડગ સત્તા જમાવી બેઠા હોય ત્યાં રાગ-દ્વેષ પણ પોતાનો અડ્ડો છોડે ખરા ? વિષયોનો પ્રભાવ તો જુઓ ? રાજાને વસ્તુતઃ પુત્ર ઉપરનોજ રાગ છે, પણ તે પુત્રને જન્મ કોણે આપ્યો ? એટલે તે રાણી ઉપર પણ રાજાને વધુ રાગ થવા લાગ્યો. એ પ્રમાણે રાજાનો રાગ પુત્રને જન્મ આપનારી રાણી પર જેમ વધવા લાગ્યો તેમ બીજી બાજુથી તેજ રાણી પર બીજી સર્વ રાણીઓનો દ્વેષ જામવા લાગ્યો. આમ પુત્રની માતા બનેલી રાણી, બીજી સર્વ રાણીઓના દ્વેષનું એક પાત્ર બની: આ

બધાનું ખરૂં મૂળ જો જોઈએ તો તે એક પુત્રજ હતો; કારણકે તેના આવવાથીજ—

અવર સરવ રાણી, ઉર વ્યાપી ઉદાસી;
થઈ રહી દુઃખ આણી, એકલી નિજ દાસી.

બીજી સર્વ રાણીઓએ વિચાર કર્યો કે, હજી તો આ છોકરો હમણાંજ આવ્યો છે તેટલામાં તો આપણે બધી અપ્રિય થઇ પડી ને તેને જન્મ આપનારી ઘણીજ માનીતી થઈ પડી છે; ત્યારે આ છોકરો જો મોટો થશે ને રાજા બનશે તે વખતે તો આપણો કંઈ હિસાબેય નહિ રહે; એ વેળા તો આપણી શોકયનુંજ રાજ્ય થઇ પડશે. આમ સર્વ બીજી રાણીઓ દશરથ રાજાની કૈકેયી રાણીની પેઠે ઇર્ષ્યાથી બળવા લાગી ને કૌશલ્યાને જે ભય હતો તેજ ભયમાં પુત્રની માતા રાણીને તેઓએ લાવી મૂકી. આ બધાનું મૂળ 'પુત્રૈષણા' પુત્રનો અભિલાષ; આમ વિષયોના વધવાથીજ બધાં ઘોર પરિણામ આવે છે. માટેજ કહ્યું છે કે, 'વધુ વિષયોમાં વસ માં.' પછી તો—

દોહરો

વૃદ્ધિ દેખી શોકયની વૃદ્ધિ પામ્યો શોક;
મોખ જોઈ એકે દીધું સુતને ઝેર છચોક.

જે રાણીઓને રાજા સુખ માટે પરણ્યો હતો, જેઓનું પરમ કર્તવ્ય રાજાને હરકોઈ પ્રકારે સુખ આપવું એજ હતું, તેજ રાણીઓથી રાજાને અસહ્ય દુઃખ અનુભવવાનો પ્રસંગ આવી લાગ્યો. વિષયોની આજ ગુંચવણી છે; તેઓ ચારે તરફ કેવળ વિષમયજ છે; તેઓની અસર ખરેખર ઘણીજ ભયંકર છે. આમ દ્વેષનું પરિણામ તો ખૂનરૂપે આપણે જોયું, હવે રાગનું પરિણામ જોઇએ. જે ખૂની હતી તેને તો તે ઘોર કૃત્યનું ફળ પાછળથી મળવાનું છે. પણ જે રાગમાં મશગૂલ હતી તેને તો તુરતજ ફળ મળે છે. તે અસહ્ય પુત્રશોકની વેદનાનો તેને અનુભવ તુરતજ થાય છે. કેમકે વિષયોરૂપી વિષ જ્યારે રગેરગ વ્યાપી જાય છે ત્યારે તેની અસહ્ય વેદના થાય છે; એવો અનુભવ ત્યારેજ થાય ને? આમ વિષયો પીડા ઉપ-

જાવે છે છતાં તેઓથી કોણ ચેતે છે ? એ તો ફરી એવા ને એવા, ફરી પણ એની એજ માગણી. અસ્તુ. એ રીતે રાજાના પુત્રને અદેખી રાણીઓએ મારી નાખ્યો, પણ—

૫૬

' કોઈ હાલ કહો કે જાકે ' એ રાગ

કૃતધુતિ કયાંથી એ જાણે, સુત સૂતેલોજ પ્રમાણે,
ઘણીવાર પોઢયાને થઈ તવ વદી ધાત્રી સુત આણ;
લેવા ગઈ ધાત્રી અજાણ, જોતાંજ વદી હાય પ્રાણ !
ઢળી પડી નાર તેજ ઠેકાણે...................... કૃતધુતિ૦
ભડકી દોડી રાણી જુવે શું સુતમાં ન મળે પ્રાણ;
કરી મૂકયું તુરત કકળાણ, થયું સકળ નગરને જાણ.
નૃપે બેભાન આવ્યા તે સ્થાને..................... કૃતધુતિ૦

હર્ષ તો ચિંતા સાથે હતો; હવે હર્ષનો ગોટલો ને ચિંતાનો તો પોટલો; શોકનો તો પારજ ન રહ્યો; પણ ઉપાય શો ?

૫૬

' કોઇ સુનો મોરી ' અથવા ' ઝટ સામું જુઓ ' એ રાગ

વદી ડસકાં ભરતી નાર, કુળદીપ ઓલાયો હે વ્હાલા ભરતાર.
ઓ બાળ ? પ્રિય લાલ ! કર ખ્યાલ ! દુ:ખ ટાળ. વદી૦

જ્યારે એવો પ્રસંગ આવે છે ત્યારે ડાહ્યા ગણાતા પણ કેવા ઘેલા બને છે ? ને બકે છે ? આ વાત સૌના અનુભવની છે. એજ વિષમય વિષયોની ઝેરી અસર છેઃ—

રાજ્ય મહાલય મૂકી વીરા ! ગયો તું કયે ઠાર;
માતપિતા જોતાં પુત્ર મરે એ અઘટિત અપાર. ઓ બાળ૦
દયા આણ આ રોતી માની કર તાતનો વિચાર;
ઘણા શ્રમે વર્ષે આવ્યો પણ જતાં ન કીધી વાર. ઓ બાળ૦
ઉઠ ઉઠ બહુ સૂતો હવે રમ મિત્રો છે તૈયાર.
દુ:ખી ભૂપ પુરજનો દેશજન, સૌનો તું આધાર. ઓ બાળ૦
નહિજ હશે કે નયન ઉઘડે, શું નથી આ સુણનાર;
ગયો તે ગયો શું નહિ આવે થયાં શું છેક ખુવાર. ઓ બાળ૦

બસ, એ તો ચાલી બરાબર રોકકળ ! રાજા પોકેપોકે

રડવા લાગ્યો ને પછી તો બાકી શું રહે? તેની પાછળ સર્વ સંગાંસંબંધીઓ, સ્નેહીઓ, મિત્રો ને આખીય પ્રજા રડવા ને કૂટવા લાગી પડી; એ તો કેવળ શોકનુંજ મહારાજ્ય જામી ગયું! ઘેલછાનો કંઇ પારજ ન રહ્યો! કોણ વિચાર કરે કે પુત્ર હતોજ કયાં? તે કોનો હતો? અથવા હવે આમ રડવા કુટવાથી શો લાભ થવાનો છે? વિષયોરૂપી વિષની આવી ઝેરી અસર ખરેખર બેભાન કરી મૂકે છે! વિષયોની આજ કઠોરતા ને ક્રૂરતા છે! તે પ્રતિક્ષણ સાલ્યાજ કરે છે. આ રીતે જ્યારે અનુભવ થાય છે ત્યારેજ ખાત્રી થાય છે કે વિષયોમાં કેવળ સુખનો તો આભાસમાત્રજ છે, વસ્તુતઃ દુઃખનોજ ઝળહળતો પ્રકાશ છે. આવી સ્થિતિમાં એ રાજાના રક્ષક 'गुरुः कर्णधारः'–ગુરુરૂપી નાવિક, તે રાજાની નૌકાને શોકરૂપી સમુદ્રમાં ઝોકાં ખાતી જોઇને તુરતજ ત્યાં આવી પહોંચ્યા; તે એક નહિ પણ બે—

ज्ञात्वाऽङ्गिरा नाम मुनिराजगाम सनारदः।

રાજાને એ પ્રમાણે શોકમગ્ન થયેલો જાણી અંગિરા નામના મુનિ, નારદની સાથે ત્યાં આવ્યા. રાજાને પુત્ર આપનાર અંગિરા મુનિને તો પ્રથમથીજ આ વસ્તુ જાણવામાં હતી; તેમજ નારદજી પણ મરેલાંને બોલાવે તેવા મહાસમર્થ! તેઓ બન્નેમાં એ મહાસામર્થ્ય શાથી આવેલું? માત્ર આ વસ્તુ આચરણમાં હતી તેથીજ–'વધુ વિષમય વિષયોમાં વસ માં.' તેઓ બન્નેને રાજાએ પ્રથમ તો ઓળખ્યાજ નહિ; તેણે તો તેમની આગળ પોતાનાં રોદણાંજ કહી સંભળાવ્યાં, ત્યારે અંગિરા મુનિએ પોતાની તથા નારદ મુનિની રાજાને ઓળખાણ આપી ને સમજાવવા માંડયું કે, રાજન્! જોયું! આ એકજ પુત્ર આટલી નાની વયમાં પણ કેવો દુઃખદાયી બન્યો? હજી તો આ બાલ્યાવસ્થામાંજ તને ત્યજી ગયો છે, પણ જો તે મોટી ઉમરનો થયો હત ને તેનાં રૂપ, ગુણ, શીલ જો ખીલ્યા હત તો તે વેળા તેના મરણથી તને આ શોકથી પણ વિશેષ શોક થાત; આ રીતે સર્વ વિષયોના સંબધમાં તારે સમજી લેવું કે, જગતના

સર્વ પદાર્થો અંતે નાશવંત હોઇને દુઃખદાયીજ છે. તેં જે જે રાજ્ય, ધન, સ્ત્રી આદિ પોતાનું માન્યું છે, તે પણ આ પ્રમાણેજ તને કષ્ટ આપનાર થશે, માટે ચેતી જા ને લક્ષ્યમાં લે કે, 'મધુ વિષમય વિષયોમાં વસ માં.' આ વસ્તુનો તેં પ્રત્યક્ષ અનુભવ કર્યો છે કે, 'વશમાંથી જતાં થાતા વસમા.' આમ અનેક પ્રકારે અંગિરા મુનિએ રાજાને ઉપદેશ આપ્યો છતાં રાજાનો મોહ દૂર નજ થયો; લાંબાકાળથી રૂઢ થયેલો મોહ એમ ક્ષણવારના ઉપદેશથી કેમ જાય? એવાં એવાં 'ઉપદેશભરેલાં ગીત તો વાઘરણો પણ ગાય છેઃ—

કોનાં છોરૂ કોનાં વાછરૂ, કોનાં માને રે બાપ;
અંતકાળે જાવું જીવ એકલું, સાથે પુણ્ય ને પાપ.
ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો.

પણ એમ સામાન્ય ગાણાંથી એ ઉપદેશની અસર શું થાય છે? એજ પ્રમાણે રાજા ચિત્રકેતુનો મોહ, અંગિરાના ઉપદેશથી જ્યારે નજ ગયો ત્યારે નારદજીએ પોતાની અદ્દભુત યોગશક્તિનો ઉપયોગ કરી બતાવ્યોઃ—

### ભુજંગી છંદ

પછી નારદે પુત્રનીપાસ આવી, સ્વસત્તાવડે સ્પષ્ટઆજ્ઞા સુણાવી;
અરે જીવ! જા દેહમાં જીવ ઝાઝું, પિતામાતને આપને સુખ તાજું.

એમ જેવી નારદની આજ્ઞા થઈ કે તેજ ક્ષણે સર્વને આશ્ચર્ય ઉપજાવતો એવો ચમત્કાર થયો કેઃ—

### હરિગીત છંદ

જીવ આવીને તનમાં વદ્યો હું દેહિઓ બદલ્યા કરૂં;
પશુ પંખી-દેવ-મનુષ્યની યોનિ વિષે ભટકયા કરૂં.
સુત જાણી શોક કરે નહિ શીદ શત્રુ સમજી રીઝતાં;
આ દેહ પર ન મમત્વ મુજને હવે છેક તજી જતાં.

અરે! કોના બાપ ને કોનાં મા! કેટલાંની દરકાર કરીએ? મોટી મુસાફરીએ નીકળેલો મુસાફર કઇ વીશીવાળા જોડે કે કઇ ધર્મશાળા સાથે સ્નેહ કરતો ફરે? એમ એનો પાર કયાં આવે? એ તો એક છોડયું અને બીજું

પકડયું એવો ઘાટ છે; આમ કહીને તે રાજકુમારનો જીવ પાછો શરીર છોડી જતો રહ્યો. આ બધું જોઈ સાંભળીને તુરતજ રાજા ભાનમાં આવ્યો. તેની જ્ઞાનદૃષ્ટિ ઉઘડી ગઇ. તેને સ્વસ્વરૂપનો વિચાર આવ્યો; આત્મસત્તા પીછાનવાને તેમજ સ્વસ્વરૂપનો અનુભવ કરવાને તે તૈયાર થયો. તેણે ગુરુને પ્રાર્થના કરી કે તે માટેનો ઉપાય આપ મને બતાવો, આ બધો પ્રપંચ જૂઠો છે, એમ મને ખાત્રી થઇ છે. રાજાને એમ બોધ પામેલો જોઇને ગુરુદેવે તુરતજ ઉપાય બતાવ્યો કે **વશ છઇએ એને અનુકરી વશ એ સહ રહે પ્રભુ પરવશમાં.**

રાજાએ અહંતામમતાનો ત્યાગ કર્યો ને સાચા સ્વામીસંબંધે વિચારસર થઇ તેમની સાથેજ પોતાનો સંબંધ જોડયો. કેવળ તે પ્રભુનાજ થઈ રહેવાને ઉત્કટ ચાહના કરી ને પોતાના એ ગુરુદેવ દ્વારા શેષ ભગવાનનું શરણ લેવા તે તત્પર થયો; પણ કેવળ તત્પરતા દાખવવાથી કે પ્રભુશરણ લેવા વિચારો કરવાથી કંઈ વળતું નથી; એટલુંજ નહિ પણ તે માટેની વિધિઓ જાણવાથીયે કાર્ય બનતું નથી; કેમકે આપણે તો 'વશ છઇએ તે વિષયોવશ.' માટે જ્યારે શ્રીહરિ પોતેજ કૃપા કરે છે ત્યારે તેવા કોઇ અનુભવી સુગુરુનો સંયોગ થતાં પ્રભુ-પરવશ થવું શકય બને છે. વળી તે માટે જે ઉપાય કરવામાં આવે તે પણ સવિધિ ને સશાસ્ત્ર હોવો જોઇએ, એટલુંજ નહિ પણ તે ઉપાયનું આચરણ પોતે સ્વીકારેલા સદ્ગુરુએ સંપૂર્ણ કરેલું હોવું જોઇએ; તોજ પ્રભુપ્રાપ્તિ માટેની પોતાની ઇચ્છા સફળ થઈ શકે છે. રાજા ચિત્રકેતુને તે તે સર્વ સામગ્રી સંપૂર્ણ મળી હતી. પંચરાત્ર શાસ્ત્રના ખુદ આચાર્ય શ્રીનારદજી પોતેજ શેષાવતારનો સાક્ષાત્કાર પામેલા સદ્ગુરુ મળ્યા, એટલે પછી ખામી શી રહી ? જ્યાં નારદ જેવા કૃપા કરે ત્યાં શું બાકી રહે ? રાજાની સ્થિતિ એકદમ પલટાઈ. તેણે પ્રથમ વિષયોનો સંપૂર્ણ અનુભવ લઇ લીધો ને પછી સાધુસંગ અથવા સત્સંગનું માહાત્મ્ય તે અનુભવવા લાગ્યો. વિષયોની તુચ્છતા સમજાઇ એટલે બુદ્ધિ પણ બદલાઇ. ઉત્તમ સદાચરણ ને

સંપૂર્ણ ધૈર્ય સાથે તે રાજા—

શાર્દૂલ છંદ

આવીને યમુનાતટે શુચિ બની, લાગી ગુરુને પદે;
દીધો તુષ્ટ થઇ તદા શુભ વિધિ, સદ્બોધશ્રી નારદે.
સેવા શ્રીમત શેષની શીખવી તે, ભૂપે કરી પ્રેમથી;
દીધાં દર્શન દિવ્ય માર્ગ સૂચવ્યો, તેમાં રહ્યા ક્ષેમથી.

નારદજીએ ચિત્રકેતુરાજાને જે વિદ્યાનો ઉપદેશ કર્યો હતો, તે કહેવાનો અહીં પ્રસંગ નથી, માત્ર તેણે જે ઉપાસના કરી તે દ્વારા શેષ ભગવાન તેના પર પ્રસન્ન થયા ને પ્રત્યક્ષ દર્શન તેને દીધાં, એ કહેવાનું અહીં તાત્પર્ય છે. ભગવાન શેષનાગને રાજાએ આવા સ્વરૂપમાં જોયા હતાઃ—

मृणालगौरं शितिवाससं स्फुरत्किरीटकेयूरकटित्रकंकणम् ।
प्रसन्नवक्त्रारुणलोचनं वृतं ददर्श सिद्धेश्वरमंडलैः प्रभुम् ॥

કમળના નાળ જેવા શ્વેત, શ્યામ વસ્ત્ર ધારણ કરતા, મુકુટ, બાજુબંધ, કંદોરો તથા કંકણ જેમના પર ઝળહળી રહ્યાં હતાં એવા, પ્રસન્ન મુખવાળા, લાલ નેત્રોવાળા ને સિદ્ધેશ્વરોનાં મંડળોથી વીંટાયલા પ્રભુ શેષ ભગવાનનાં તેણે દર્શન કર્યાં. એમાં આશ્ચર્ય જેવું કંઈ પણ નથી; કેમકે એક તો તે સમય ઉત્તમ હતો, બીજું શરીર ઉત્તમ, નારદાદિ સદ્ગુરુનો સુયોગ ને પાછો વિદ્યાદેવીનો પ્રતાપ—એટલે પછી પૂછવાનું જ શું ? શરીરનોજ પલટો થઈ ગયો; સિદ્ધનો દેહ પ્રાપ્ત થયો. સિદ્ધિઓ જીરવી શકાશે, એમ ધારી તેમને ભૂચર મટાડી ગગનચર બનાવવામાં આવ્યા, ને દેવોની ગણતરીમાં તે મૂકાઇ ગયા; પરંતુ મારા જેવો ત્યાગ કોઇનો નથી, ત્યાગ પાળવામાં તો હુંજ એક્કો છું, આવો ગર્વ ભરાઇ ગયો. બસ, ગર્વે ચઢેલો ક્યાંસુધી ટકી શકે ? આખરે પ્રાકૃત તે પ્રાકૃત. જ્યાં સંગ છે ત્યાં દૂષણ પણ છેજ. વિષયોની વિષરૂપતા કદી જાય છે ખરી ? તે વિષયો દેવતાઇ હો કે ગમે તે લોકના હો ! પણ તેઓ પોતાનો સ્વભાવ કદી તજે છે ? એટલું ઠીક હતું કે, માથે રક્ષણ કર-

નાર સ્વામી સાચો હતો, જેથી ગમે તેવો અધઃપાત થાય તોપણ તે બચાવવા સમર્થ હતો; પોતે નારાયણ પરાયણ તો હતાજ એટલે પરિણામે ભય ધરવાનું કારણ નથી—

### લાવણી

શેષ પ્રતાપે ચિત્રકેતુની તૃષ્ણા ગઈ છુટી,
સિદ્ધિ થઇ સહુ દાસી દશ દિશ ફરવા થઈ છુટી;
દિવ્ય વિમાન મળ્યું શ્રીવરથી તેમાં રહી ફરતા,
આવ્યા એક દિવસ મુનિઓની સભા સમીપ ફરતા.

એ મુનિસભામાં ભગવાન શંકર પ્રમુખ સ્થાને હતા તેમને જોઇને ત્યાગના ગર્વથી ફૂલી ગયેલા ચિત્રકેતુ બોલી ઉઠ્યાઃ–

जटाधरस्तीव्रतपा ब्रह्मवादी सभापतिः ।
अंगीकृत्य स्त्रियं चास्ते गतह्रीः प्राकृतो यथा ॥

મસ્તકે જટા ધારણ કરે છે, તીવ્ર તપશ્ચર્યા કરે છે, બીજાઓને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરે છે, તે આ સભાપતિ શંકર (આવી મુનિસભામાં) સ્ત્રીનો સ્વીકાર કરી (તેને ખોળામાં બેસાડીને) નિર્લજ્જ થઈ બેઠા છે!! જાણે કોઇ પ્રાકૃત હોય! સામાન્ય મનુષ્ય જેવું વર્તન આવા ત્યાગીનું છે! આમ શંકરદેવની હાંસી કરી, તે વખતે—

શિવ ન વઘા પણ પાર્વતી સતી તપી વઘાં ત્યારે;
બ્રહ્માદિક કરતાં પણ છે આ ધર્મ જ્ઞાન ભારે?
વડા વડા નથી કહેતા તેને આણે આમ કહ્યું,
માટે મળશે અસુર યોનિ બહુ બોલી કષ્ટ ગ્રહ્યું.

આ ઉપરથી પ્રત્યેકે આવો ઉપદેશ લેવાનો છે કે—

તુજે દુજે કી કયોં પડી! તું અપનીહી નિવેડ;
તેરી નાવ દરિયાવમેં, ખેડ ખેડ રે ખેડ.

પણ ગર્વિષ્ઠને ભાન નથી રહેતું. ગર્વના આવેશમાં તે કંઇ કંઇ બકી નાખે છે, સામાનું સ્વરૂપ સમજ્યા વિના એકદમ આક્ષેપ કર્યો ને તે મોટી ભૂલ માટે યોગ્ય શિક્ષા પણ મળી. છતાં એ શિક્ષા તો એમને હિતકર થઇ પડી; એમના જીવનમાં એવાં એવાં કષ્ટોજ સુખનાં મૂળ થતાં આવ્યાં હતાં. પુત્ર–કષ્ટ અનુભવ્યું તો સાંસારિક વિષયોની

તુચ્છતા જણાઇ, દેવયોનિમાં વિહાર મળ્યો તેમજ શેષ ભગવાનનો સાક્ષાત્કાર થયો; હવે આ અસુરયોનિમાં જન્મ થવા રૂપ કષ્ટના અનુભવથી તો તેથીયે વિશેષ લાભ મળવાનો છે; પ્રાકૃત સંબંધ સદાને માટે છૂટવાનો છે ને છેવટે શ્રીધરની દુર્લભ પ્રાપ્તિ થઇ જશે; ચિત્રકેતુમાં તે સમયે પણ મોહ તો રહ્યોજ ન હતો, છતાં વિષયો સાથે વસવાનું તો ચાલુ રાખ્યું હતુંજ ને ? વિષયોનો સંગ પણ ભયાનક નીવડે છે, તે આ દૃષ્ટાંતથી સિદ્ધ થયું છે; લેશમાત્ર પણ મનોવૃત્તિને વિષયોમાં વાળી કે માર પડયોજ છે; પરંતુ આ ઠીકજ થયું છે; તે વિના બરાબર ઠેકાણે ન આવત; વિષયો તરફ દૃષ્ટિ પણ ન કરવી જોઇએ, એ આ ઉપરથી શીખવાનું મળ્યું છે; જો ખરી મજા લેવી હોય તો સર્વથા શ્રીહરિમાંજ સર્વ વૃત્તિઓ લગાવી દેવી જોઇએ અને તે રીતે કરવાનો મને અભ્યાસ પણ છે, તો આ શાપથી શા માટે મારે ડરવું જોઇએ, આવો મનમાં વિચાર કરી ચિત્રકેતુએ દેવી પાર્વતીને કહ્યું કેઃ—

### કુમરી

'અચરા પકડ' એ રાગ

સુખે શાપ સ્વીકારૂંછું શિષ, ચઢી રીસ તેની માત્ર ક્ષમા યાચું;
કહ્યું તો છે સાચું.
થયું હતું એજ તમે કહ્યું છેજ ચહ્યું મેં તેજનથી ચિત્ત મારૂં કાચું;
ચઢી રીસ તેની માત્ર ક્ષમા યાચું; કહ્યું તો છે સાચું.

અને તેથીજ ' अथ प्रसादये न त्वां शापमोक्षाय भामिनि !–હે દેવિ ! તમે મારો શાપથી છૂટકારો કરો એમ પ્રાર્થના કરી હું આપને પ્રસન્ન કરવા પણ માગતો નથી.' કારણકે ' એ સહ રહે પ્રભુ પરવશમાં.' પરમેશ્વર જે કંઇ કરે છે તે સારા માટેજ કરે છે, આવી મને પૂર્ણ શ્રદ્ધા છે. આવા પ્રકારનો સાંસારિક સુખો ઉપર વિજય મેળવેલો જોઇને તેમજ વિષયો તરફ ઘૃણા ને પ્રભુ ઉપર પૂર્ણ પ્રતીતિ સાથે સાધુસંતમાં જેવું વર્તન હોવું જોઇએ તેવાજ પ્રકારનું ઉત્તમ વર્તન ને વિવેક જોઇને ભગવાન શંકરે

દેવી પાર્વતીને ઠપકો આપી તેમની એ વિપરીત રીતભાતને વખોડી કાઢીને કહ્યું કેઃ—

૫૬

-' ઓ વ્હાલા તું શીદ ' એ રાગ

જો વ્હાલી તું હરિભક્તિની મ્હોટાઈ;
આ વ્હાલી સંભાળી વદજે ફરીથી ડરીને હરિથી.જો હરિભક્ત૦
એણે કોપ કર્યો નહિ માન્યો શાપ અનુગ્રહ ચાહી;
મેં પણ રોશ ધર્યો ન જરી ને ગઈ તું ઝટ બરા કેવી ઉલઝાઈ.જો૦

ભગવાન શંભુ પુનઃ બોલ્યાઃ—

नारायणपराः सर्वे न कुतश्चन बिभ्यति ।
स्वर्गापवर्गनरकेष्वपि तुल्यार्थदर्शिनः ॥

જેઓ શ્રીમન્નારાયણપરાયણજ રહેનારા છે તેઓ સર્વે કોઈનાથી પણ કદી ડરતા નથી ( આ ચિત્રકેતુ કંઈ સામાન્ય નથી; નારદજીદ્વારા શુદ્ધ વિદ્યા સંપાદન કરી શેષ ભગવાનનો સાક્ષાત્કાર પામેલો સિદ્ધ પુરુષ છે, તેથી આવા સિદ્ધો ) સ્વર્ગ, મોક્ષ કે નરકમાં પણ સમાન દૃષ્ટિ ધરાવે છે, તેવાઓને તારા શાપથી શો ભય હોય ? શ્રીહરિના સાચા ભક્તને તે પ્રભુ વિના કોઇનો પણ ભય નથી, તેઓને કોઇની પણ પરવા નથી, કોઇની પણ જરૂરત નથી; તેઓ તો—

વશ છઇએ એને અનુ કરી વશ એ સહ રહે પ્રભુ પરવશમાં.

પણ આવા ક્યારે બની શકાય છે ? આ સૂત્રને જો આચરણમાં મૂકાય તોજ—'વધુ વિષમય વિષયોમાં વસ માં.'

યાદ રાખો કે વિષયોનો સંગ કર્યો કે તુરતજ પાયમાલ; ભલે પછી જન્મનો દેવ હોય કે દેવાધિદેવ હોય; તેની ઝેરી અસરથી કોઇ પણ કદી બચી શકેજ નહિ. આ ચિત્રકેતુના પ્રસંગમાંજ બીજું એક પાત્ર વિષયોની દુષ્ટતા સમજાવે છે. એ ઉપરથી વળી વિશેષ સમજી શકાશે કે વિષયોનો સ્વભાવ કેવો છે ? એ તો મદિરાપાન કર્યું કે તેનો નશો ચઢવાનોજ; તેજ પ્રમાણે વિષયો જેવા સેવ્યા ને તે દ્વારા માત્ર કહેવાનીજ સત્તા જો મળી તો બસ બાર

વાગ્યાજ સમજો. સત્તાનો મદ ને કેફ ચઢયો એટલે થઇ ચૂક્યું. આ ચિત્રકેતુ તો એક મનુષ્યજાતિનો રાજા હતો ને તેમાંથી દેવ થયો હતો, પણ જેણે પહેલાં સો યજ્ઞો પૂર્ણ કરી પૂર્ણ યોગ્યતા પ્રાપ્ત કરી દેવાધિદેવ-ઇંદ્રની પદવી મેળવી હતી તેનાજ સંબંધની આ કથા વિષયોની ઝેરી અસર વિશેષ પ્રમાણમાં સમજાવે છે. આ કથાને ચિત્રકેતુના અસુર-પણા સાથે સંબંધ છે. ચિત્રકેતુ અસુરયોનિમાં કયાં જન્મ્યો? કયા નામથી તે ઓળખાયો? તેની ઉત્પત્તિનું બીજું કારણ શું? અને અસુરની જગ્યા ખાલી પડવાની જોગવાઇ કેમ થઇ?

ચોપાઈ

એક સમય સુરપતિ મહારાજ, આસન બેઠા ભરી સમાજ;
વસુ રુદ્ર આદિત્યો બાર, વિશ્વદેવ અશ્વિનીકુમાર.
વાયુ મરુત સાધ્ય ગણ પાસ, ઉભા સેવામાં ચોપાસ;
વિદ્યાધર કિન્નર મુનિ સિદ્ધ, સેવે ચારણ મુનિ પ્રસિદ્ધ.
શ્વેત છત્ર શિર પંખા થાય, અપ્સર ગણ નાચે ને ગાય;
ઇન્દ્રાણી શોભે છે સંગ, છાઈ રહ્યો સંપૂર્ણ ઉમંગ.

આ બધો ભભકો અને ડોળ-ડિમાક ભલે કદાચ ઉપર ઉપરથી તો અચ્છો લાગે, પણ અંતે પરિણામ તો એજ આવવાનું કે, 'વધુ વિષમય.' ઇંદ્ર મહારાજને પોતાના ત્રિલોકી સામ્રાજ્યની પ્રભુતા જોઈ ગર્વ થઇ ગયો, નશો ચઢી ગયો-એ વિષયોરૂપ વિષની ઝેરી અસર લાગુ થઇ ગઇ, જેથી મનમાં એમજ આવી ગયું કે, મારા જેવો ત્રણે જગતમાં કોણ છે? બસ હું તે હુંજ છું.

બૃહસ્પતિ ગુરુ તેણી વાર, આવ્યા પણ ન કર્યો સતકાર;
ન ઉઠ્યા કે ન વધા એ લેશ, વૈભવ મદ છે આજ વિશેષ.

પણ એ ભૂલાઇ ગયું કે, આ બધો વૈભવ ને અપાર સમૃદ્ધિ કોના પ્રતાપથી ભોગવાઇ રહેલ છે? કોની સહાયથી આ ઇંદ્રાસન પર નિશ્ચિંત સ્થિતિએ બેસી રાજ્ય કારભાર ચલાવાય છે? આ વસ્તુ ભલે કદાચ ઇંદ્ર પોતાના મદમાં ભૂલી જાય, પણ ગુરુ તે ભૂલે? તેઓ મોટા મનના હતા, જેથી પોતેજ જેને સંપત્તિમાન બનાવેલ છે તે

એકદમ સંપત્તિ-ભ્રષ્ટ કેમ કરે? તેમણે તો એ અપમાન સહી લીધું ને ચૂપચાપ—

દોહરો

**એ દેખી સત્વર ગુરુ, વળી ગયા નિજસ્થાન;**
**ત્યારે આવ્યું ઇન્દ્રને ઉરમાં પૂરૂં ભાન.**

મૂળ સત્ત્વગુણપ્રધાન દેવશરીર, એટલે કોઇ વખતે રજોગુણમાં ઘસડાઇ જવાય છતાં પાછા ઠેકાણે આવતાં વાર ન લાગે; ઇન્દ્રે ભાનમાં આવી જઇ વિચાર કર્યો કે રજોગુણના આવેશથી મને અભિમાન આવી ગયું, મેં આ ખોટું કર્યું કે—

હરિગીત છંદ

**ગુરુને ન આપ્યું માન ને બેભાન રહી ભુંડી કરી;**
**મળવા ચહ્યું પણ નવ જડયા બહુ શોધ પણ ઉંડી કરી.**

આ વૈભવો ને સમૃદ્ધિ હું ભોગવી રહ્યો છું તેમાં પ્રતાપ મારા એ ગુરુદેવનોજ છે, છતાં મેં આજે તેમનું અપમાન કર્યું છે ને તેથી એ ગુરુદેવ મારાથી રીસાઇને કયાં ચાલ્યા ગયા છે? હવે શું થશે? આમ ઇંદ્ર ભયગ્રસ્ત બન્યો, ને બીજી બાજુથી—

**એ સુણી ઉપડયા અસુર સ્વરૂપ સ્હાયથી ભુંડી કરી;**
**ઇન્દ્રાદિ ન્હાસી છુટયા પકડયા ત્હેમની કુંદી કરી.**

વિષયરૂપ મદિરાપાનના નશાનું છેવટે આવું પરિણામ આવે છે. આવીજ દુર્દશા વિષયગ્રસ્ત જીવોની બને છે, પણ હજી તેઓનું મૂળ જે મોહ છે તે કયાં છૂટે છે? કર્મવશાત્ દિવ્ય શરીર પ્રાપ્ત થયેલ છે; તે કર્મો જ્યાંસુધી પૂરાં ન ભોગવાઇ રહે ત્યાંસુધી દેવપણું રહેવાનું ને ત્યાંસુધી તેને લગતો મોહ પણ અડ્ડો જમાવીને નહિ જવાનો અને એ મોહ જયાંસુધી કેડો ન મૂકે ત્યાંસુધી ખરા સુખની આશા પણ નિરર્થકજ છે; ભલે પછી દેવપતિ હોય, પણ વસ્તુતઃ તે સ્થિતિમાંય સુખ તો નથીજ. માટેજ કહ્યું છેઃ—

'વધુ વિષમય વિષયોમાં વસ માં.'

હાલ તો એ બધા દેવતાઇ વિષયો હાથથી ગયા છે, એટલે 'વશમાંથી જતાં થાતા વસમા.' આખર સર્વદેવો બ્રહ્માને શરણે ગયા; તેમને પ્રાર્થના કરી કે, ભગવન્ ! તે ત્વષ્ટાનો પુત્ર (વિશ્વરૂપ) મહાસમર્થ છે, તેને બૃહસ્પતિ ગુરુની જગ્યાએ નીમી અમારો પુરોહિત બનાવો; પણ આ વસ્તુ પ્રથમજ આપને અમે જણાવીએ છીએ કે, તેનું મોસાળ અસુરપક્ષમાં છે, તેથી અમારૂં પુરોહિતપદ સ્વીકાર્યા પછી તે પોતાના મોસાળનો પક્ષ ન કરે, એ આપ લક્ષ્યમાં રાખશો. બ્રહ્માએ દેવોની એ પ્રાર્થના સાંભળીને મનમાં વિચાર કર્યો કે, અહા ! જુઓ, મોહનું કેવું બળ છે ! આ દેવો નથી સમજતા કે જ્યાં રાગ હોય છે ત્યાં પરિણામે દ્વેષ આવીને ઉભોજ રહે છે. આ લોકો અસુરોના મૂળથીજ શત્રુ છે, તેથી ડરે છે કે ત્વષ્ટાનો પુત્ર જો અસુરપક્ષમાં મળી જશે તો અમારા દેવતાઇ વિષયોને તે પડાવી લેશે. ખરેખર ! જ્યાંસુધી વિષયોમાં વાસ છે ત્યાંસુધી ત્રાસ છેજ. કાબરના મુખમાં માંસનો ટુકડો હતો, તેથી કાગડાઓએ તેને ફેંદી નાખી; તે બિચારી નાસવા ગઈ તો પણ કાગડાઓએ પૂંઠ પકડી; છેવટે ચેતી જઇને માંસનો ટુકડો ફેંકી દીધો એટલે કાગડાઓએ પૂંઠ છોડી દીધી ને કાબરને પણ નિરાંત વળી. આ પ્રમાણે જો વિષયોને તિલાંજલિ આપી દેવાય તો તો કોઇ જાતની પંચાત રહેતી નથી, પણ તે છોડાય કેમ ? વિષયો ભોગવવાની લાલસાથીજ ઘણાખરાએ તપ, યજ્ઞો, દાન વગેરે કરેલાં હોય છે, તેથી તેના ફળ તરીકે વિષયોજ પ્રાપ્ત થાય ને ? પછી એ આવી મળેલા વિષયો ભોગવ્યા વિના રહેવાય ખરૂં ? અને વિષયો ભોગવ્યા એટલે પછી હાલ કેવા ? જેવા હાલ આ દેવોના તેવાજ તો ! આ ઉપરથી સુજ્ઞજનો અવશ્ય બોધપાઠ લઇ શકે છે. અસ્તુ. બ્રહ્માએ દેવોની પ્રાર્થનાથી ત્વષ્ટાના પુત્રને બૃહસ્પતિના પદે સ્થાપિત કર્યા, જેથી—

મંદાક્રાંતા

ત્વષ્ટા પુત્રે ગુરુપદ ગ્રહી, દેવનું કાજ સાર્યું;
મામા દૈત્યો ભણિ પ્રીત ધરી, એ કુલે ના વિસાર્યું.

છાતી આપીબહુ દિન લગી, હેમનું એ ચલાવ્યું;
ઇન્દ્રે જાણ્યું તવતપી ગુરુનું, શિષ શાસ્ત્રે ઉડાવ્યું.

'સુખસે પીંજણ પીંજતીથી સો કહાં કમતડી ધાઇ મેરે અલ્લા' એ મુસ્લીમ કહેવત ખરેખર આ ત્વષ્ટાપુત્રના સંબંધમાં સાચી પડેલી જણાઇ. પોતે પોતાની અસલ સ્થિતિમાં શાંતિથી પોતાનું નિત્યનું કર્મકાંડ કરતા હતા, પરંતુ મોટું પદ લેવાની લાલસામાં તણાઇને વિષયપ્રિય દેવરાજના ગુરુ બનવા ગયા ને તે પદ સ્વીકારીને પણ ન્યાયમાર્ગે ન જતાં પોતાના મોસાળનો પક્ષ કરી ચાલાકી ચલાવવા ગયા, તો આખર માર્યા ગયા; માટેજ ચેતવા જેવું છે કે, 'વધુ વિષમય વિષયોમાં વસ માં.' બીજી બાજુ ઇન્દ્રે પણ ક્રોધના આવેશમાં આવી જઇ ગુરુદેવનો ઘાત કર્યો ને ગુરુહત્યા વ્હોરી લીધી, એટલે પછી કહેવુંજ શું ? ગભરાટનો પાર ન રહ્યો. પોતાને ખાત્રી થઇ કે, કામમાંથીજ ક્રોધ જન્મે છે. ક્રોધ એ મહાપાપી છે. પ્રથમ ગુરુ બૃહસ્પતિનું અપમાન કરી ઠોકર ખાધી હતી છતાં ભાન ન આવ્યું ને પાછી વિષયોનીજ ચાહના કરી ને પરિણામે પાછો ગુરુનીજ હત્યા કરવાનો પ્રસંગ આવ્યો, છતાં હજીયે વિષયોની લાલસા તો તેવી ને તેવીજ છે. ગુરુહત્યાનું જે ફળ ભોગવવાનું છે તે પણ કયાં શાંતિથી ભોગવાય તેમ છે ? જેવું ચિત્રકેતુએ શાંતિથી સહન કર્યું તેવી શાંતિ કયાં છે ? પણ એ તો વિષયોને વશ કરી વર્તનાર હતો, વિષયોના વશમાં ન હતો; વળી તે પ્રભુ-પરવશ બની પ્રભુ શરણનેજ સ્વીકારી રહ્યો હતો; આ ચિત્રકેતુનો સંબંધ હવે અહીં બતાવાય છે.

પોતાના પુત્ર (વિશ્વરૂપ) નો ઇન્દ્રે વધ કર્યો, તે જાણીને પિતા-ત્વષ્ટા, જે વિશ્વકર્માના નામથી પ્રસિદ્ધ છે, તેણે એ અપમાનને ગુરુ બૃહસ્પતિની પેઠે સહન ન કર્યું.

પદ

'એરી ચતુર નાર' એ રાગ

વિશ્વરૂપ તન કર્યું સુરેશે પતન, ત્વષ્ટાએ રીસ ધરી તેથી મન,
કર્યું અગ્નિ યજન, શુચિ સ્થળમાંહે સ્થાપી,

ત્વષ્ટા પણ પુત્રના પ્રેમને વશ વિષમય વિષયોમાંજ ફસાયલા હતા ને ? વિષયોના કેફમાં ખરેખર કોઇને ભાન રહેતું નથી. પુત્રહત્યાનું વૈર લેવાના આવેશમાં આવી જઇ દ્વેષ ને ક્રોધના પૂરમાં તણાઇ જઇને મંત્રોચ્ચારપૂર્વક અગ્નિમાં આહુતિઓ આપવા લાગ્યા, પણ એ મંત્રોચ્ચારમાં જ્યાં ભાર દેવો ખાસ જરૂરી હતો ત્યાં ભાર ન દઇ શકયા, ને કોપના ફાંસામાં ફસાઇને મંત્રોચ્ચારમાં વિપરીતજ કરી બેઠા.

હે ઇન્દ્ર અરિ, ઉતાવળ કરી, વિફરીને સદ્ય દે અરિ સંહરી;
એ મંત્ર ઉચરી આહુતિઓ આપી.

જેથી 'ઇન્દ્રને મારનારને બદલે ઇન્દ્ર જેને મારે એવો ઝટ પ્રકટ થાઓ' આવો આશય મંત્રમાંથી નીકળતાં તુરત-જ 'ભાયો ભૈરવી ભક્ષ તું' એના જેવું થયું. અગ્નિમાંથી એક વિકરાળ પુરુષ પ્રકટ તો થયો, પરંતુ ઇન્દ્રના હાથે મરનારો, ઇન્દ્રને મારનારો નહિઃ—

નર ઝટભયકર,પ્રકટયોઅરરર,કાળોગિરિવર લાલકેશ શીરપર;
આંખો ચકર વકર, કર ત્રિશુળ પ્રતાપી.
ભયંકર દાઢ અડી મુખની ફાડ, નાચે પાડે રાડ નીચો એથી તાડ;
વૃત્ર ઉપડયો નડયો સુરમંડળી સંતાપી.

તેજ આ ચિત્રકેતુનો જીવ દેવી પાર્વતીના શાપથી વૃત્રાસુર બન્યો. આના ભયથી ઇન્દ્ર ત્રાસી ગયો. કેમકે આ શત્રુ સામાન્ય ન હતો. જો કે આ રીતે ચિત્રકેતુ અસુર બન્યો હતો તોપણ 'ભક્તબીજ પલટે નહિ' એ ન્યાય પ્રમાણે જડભરતની પેઠેજ શરીર બદલાયા છતાં તેને પોતાના પૂર્વજન્મનું જ્ઞાન અને ભાન તેવું ને તેવુંજ રહ્યું હતું. તુકારામની પેઠે 'જન્મો જન્મી તુઝા ભકેત' તેમજ નારદજીની પેઠે દાસીપુત્ર થયા છતાં પૂર્વજન્મની સ્મૃતિ તેવી ને તેવીજ. ગંધર્વ ચિત્રકેતુ એજ રીતે હમણાં બ્રહ્મપુત્ર-વૃત્રાસુર તરીકે ભલે ઉત્પન્ન થયો હતો પરંતુ તેવોજ-પ્રથમના જેવોજ ભક્ત રહ્યો હતો. ભક્તિમાર્ગથી લેશમાત્ર ચ્યુત થયો ન હતો; પણ કયાંથી ચ્યુત થાય ? ભગવાન શેષનાગનો પ્રતાપ ને ગુરુ નારદજીએ ઉપદેશેલી વિદ્યાનો પ્રભાવ શું વૃથા

જાય ? છતાં હાલ આસુરી સ્થિતિમાં તમન્ના તો એજ રહી હતી કે, ગમે તે ઉપાયે ઇન્દ્રને મારવો જોઇએ. તે દિશામાં પ્રયત્નો તેણે ચાલુજ રાખ્યા, પૂરી શત્રુવટ જમાવી, ઇન્દ્રને પણ ખાત્રી થઇ કે શત્રુ જબરો છે. ઇન્દ્રે ઘણી ઘણી તજવીજો કરી, નારાયણ કવચથી સુરક્ષિત થઇને હાથમાં વજ્ર લઇ વૃત્રાસુરના રક્ષણતળે રહેલી અસુરસેના સામે ચઢાઈ કરી; દેવોની સેના પણ ઇન્દ્ર પાછળ સુસજ્જ હતી; ઇન્દ્ર પોતે ઐરાવત હાથી પર આરૂઢ થયો હતો ને દિવ્ય શસ્ત્રાસ્ત્રોના પ્રયોગોથી તેણે અસુરસેનાને હંફાવી પણ ખરી; રણમેદાનમાંથી અસુરોને લગભગ નસાડી મૂક્યા, પરંતુ વૃત્રાસુર ક્યાં ડગે તેવો હતો ? તેણે લવલેશ પણ પીછેહઠ કરી નહિ ને ઇન્દ્ર સાથે ઘોર રણસંગ્રામ મચાવી મૂક્યું. આનું વર્ણન ભાગવતમાં વિસ્તારથી છે; અહીં તો આપણે મૂળ મુદ્દાનીજ વાત પર આવીએ છીએઃ—

### પદ

'ઋષિમુનિ કહી ગયા' એ રાગ 'સાચી ઓથ વેંકટનાથ'

કરી વૃત્રે ગર્જના ભારી ભયકારી ક્ષયકારી;
સુણી મૂર્છિત થયા સુર હારીરે. કરી વૃત્રે ગર્જના ભારી૦
મહોન્મત્ત હસ્તિસમાન મસ્ત થાતો,
ધ્રુજાવતો પાદે ધરા આવ્યો ધાતો;
સુરનો સમૂહ ધક્કે ઢળી જાતો,
જોઇ ક્રોધ સમોવડ જોઈ ઇન્દ્રે તપી ગદા ફેરવીને મારીરે. કરી૦
મહાગદા વૃત્રાસુરે લીધી ફેરવી ઐરાવતના કુંભમાં અફાળી;
સાત ચાપ હઠ્યો છાઈ લોહીની લાહી,
હતો લાગ કરી તેવો ત્યાગ વૃત્રાસુરે ગદા ઇન્દ્રને ન મારીરે. કરી૦

આ વૃત્રાસુર અસુરજાતિનો હોવા છતાં તે વેળા ઇન્દ્રની સાથે અદ્‌ભુત ને અલૌકિક વાતો ત્યાં રણમેદાને કરવા લાગ્યો.

### ગઝલ

'ઝટ આવ'

સુરરાજ ભલેઆજ મળ્યા આપણ આહાર રણભૂમિની મોઝાર;
બ્રહ્મહત્યાગુરહત્યાઅલ્યા તું છે કરનાર મુજ ભાઇનો હણનાર.

નિર્દોષ ગુરુને હણ્યા વિશ્વાસઘાત કરનાર ધિક્કાર છે હજાર;
રાક્ષસોએ વખોડે એવી કૃતિઓ કરનાર છે દુઃખીજ થાનાર.

( વૃત્રાસુર જાણતોજ હતો કે, હું ઇન્દ્રના હાથે મરવાનો તો છુંજ, પછી મારે ડરવાનું શું કામ છે ? તેણે આગળ ચલાવ્યુંઃ—)

છે અમોઘ વજ્ર શીદ ન નાંખ, શું કરે વિચાર નથી એ વૃથા થાનાર;
( મને તેથી લાભજ છે. )
બલિદાન દેહ, પ્રાણીયોને દઈ દઉં આહાર જાઉં પરમપદમોઝાર;
( કોના બળથી ? તે સાંભળ )
ગુરુ સંકર્ષણ શાસન શ્રીહરિપદ સ્મરનાર મનેભય નથી લગાર.
( બસ, એ તો મરવામાંજ મઝા છે )
તુટશે માયાબંધન એ હર્ષ છે અપાર, તું શાને કરે વાર!

રણને મોખરે ઉભેલો ઇન્દ્ર, વૃત્રાસુરના એ ઉત્તમ વિચારો જાણીને સ્તબ્ધજ બની ગયો, ને વિચાર-મગ્ન થયો કે, અહો ! આમાં અસુર કોણ ? હું કે વૃત્ર ? ખરેખર, આસુરી સ્વભાવ તો મને વળગેલો છે; ત્યારે દેવતાઇ પ્રકુતિ તો આ વૃત્રાસુરનીજ દેખાય છે. ધન્ય ધન્ય ઓ વૃત્ર ! તારા દિવ્ય જ્ઞાનને ! તારા સંબંધમાં જેમ જેમ હું વિચારૂં છું તેમ તેમ મને વધુ રહસ્ય સમજાય છે, ખરે ધન્ય ! બસ તે વૃત્રાસુર તો એ વેળા શ્રીહરિસ્મરણમાંજ તલ્લીન બની ગયોઃ—

## ૫૬

'ડરમા તું દીલ સાથ' એ રાગ

ધરો શ્રીહરિ ધ્યાન, વિનંતિ ધરો શ્રીહરિ ધ્યાન;
કહું છું બની આરતવાન, વિનંતિ ધરો શ્રીહરિ ધ્યાન૦
દાસાનુંદાસ હું, થાઉં ખાસ હું.
મનડું સ્મરે ગુણગણ પતિપ્યારા, વાણી પરાક્રમ ગાય તમ્હારા;
સેવાજ લીધા કરો કાયા દ્વારા, અન્ય વિષય કરો સર્વ અકારા;
બનુ પ્રેમમાંજ ગુલતાન. વિનંતિ ધરો શ્રીહરિ ધ્યાન૦
આપ વિના હું રે, અન્ય ન ચાહું રે.
ઇન્દ્રનું ધામ કે ધામ બ્રહ્માનું, ચક્રવર્તી પદ તો તુચ્છ જાણું;
વરૂણ તણું પદ ચાહું જ શાનું, સિદ્ધિને સ્વાત્મ પ્રાપ્તી સુખન્હાનું;

ચહુ ચરણામૃત રસ પાન. વિનંતિ ધરે શ્રીહરિ ધ્યાન૦
કરૂણા ધારી, લ્યો શુદ્ધ મ્હારી.
મા પાંખ વિણ, ધુડે પીડાતું પંખી, વત્સભુખ્યું રહેદૂધને ઝંખી;
પતિ વિદેશ સતિ રહે દિલ ડંખી, તેમ હું ઝંખું તને કંજઅંખી;
દે દર્શન દયાનિધાન, વિનંતિ ધરે શ્રીહરિ ધ્યાન૦

શ્રીમદ્ ભાગવતમાં વૃત્રાસુરના આ છેલ્લા શબ્દો પ્રભુપ્રાર્થનાના છે, તે ઉત્તમ ભાવપૂર્ણ હોવાથી અહીં ઉતારીએ છીએઃ—

**ममोत्तमश्लोकजनेषु सख्यं संसारचक्रे भ्रमतः स्वकर्मभिः ।**
**त्वन्माययात्मात्मजदारगेहेष्वासक्तचित्तस्य न नाथ भूयात् ॥**

'હે નાથ ! પોતાનાં કર્મોને લીધે આ સંસારચક્રમાં ભટકતા મને ઉત્તમ કીર્તિવાળા આપના ભક્તજનો સાથેજ મિત્રતા થાઓ; પણ આપની માયાને લીધે શરીર, પુત્ર, સ્ત્રી તથા ઘરમાં આસક્ત ચિત્તવાળા મને ફરી તેઓમાંજ આસક્તિ ન થાઓ—અર્થાત્ મને નિત્ય સત્સંગજ રહો, વિષયો ન ફસાવો.' આવી પ્રાર્થના કરતો વૃત્રાસુર યુદ્ધમાં ઇંદ્રને ખૂબજ હંફાવ્યા પછી છેવટે વજ્રથી હણાઇને અસુર શરીરથી છૂટી જઇ મુક્ત થયો, વૈકુંઠવાસી થયો; ને ઇન્દ્ર જો કે જીવતો રહી વિજયી તો થયો પણ વૃત્રાસુરને હણવાથી લાગેલી બ્રહ્મહત્યાએ તેને ઘેરી લીધો. તે બ્રાહ્મણવધના ઘોર પાપથી રઘવાયો -બન્યો; ( ને ઇશાન દિશામાં દોડી જઈ માનસ સરોવરમાં એક કમળના નાળમાં એક હજાર વર્ષ સુધી ભરાઇ રહ્યો. ત્યાં કોઇ ન જાણે તેમ રહીને ઇન્દ્રે ભગવાનનું સ્મરણ કર્યા કરી બ્રહ્મહત્યાના પાપને દૂર કર્યું હતું. ઇન્દ્ર જેટલો કાળ માનસ સરોવરમાં રહ્યો તેટલો કાળ સ્વર્ગમાં તેના બદલામાં નહુષ રાજાએ રાજ્ય કર્યું હતું, વગેરે કથા શ્રીમદ્ ભાગવતમાં છે. ) માટે આ બધું વિષમય વિષયોની લાલસાનુંજ પરિણામ સમજી સારરૂપ બોધ એજ લેવાનો રહ્યો કેઃ—

**વધુ વિષમય વિષયોમાં વસ માં, વશમાંથી જતાં થાતા વસમા;**
**વશ છઇએ તેને અનુકર વશ એ સહ રહે પ્રભુ પરવશમાં. વધુ૦**

॥ ॐ तत् सत् ॥



# श्री कोथलाजी-आख्यान



## પૂર્વરંગ

### પદ

કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ;
ચહો એ અવશ્યમેવ, રીઝે શ્રી દેવાધિદેવ.
મદ ને રદ કરીને, યશાવશ ના ઠરીને;
અનુ-કર્તવ્ય સ્મરીને પરહરીને કુટેવ. ટેક.

કામનો ત્યાગ કરવો અને વિષયવશ બહુ ન રહેવું, એ પથ્ય પાળવાનું એ રીતે ઉપર દર્શાવવામાં આવ્યું; હવે આ સંસારરૂપ રોગને દૂર કરવા માટે પરમેશ્વરરૂપ જે ઔષધ મળ્યું છે, તેનો ઉપયોગ કેવી રીતે કરવો, તે બતાવવામાં આવે છે. આ સમસ્ત જગત તે પરમેશ્વરનું શરીર છે અને આપણે બધાય એ સર્વેશ્વરના શરીરના જુદા જુદા અવયવો છીએ. આપણા સર્વના અનુભવની એ વાત છે, શરીરના દરેક અવયવો જો પરસ્પર એકબીજાને સહાય કરે છે તોજ શરીર બરાબર સ્વસ્થ રહી શકે છે; શરીરનો અમુક એક પણ વિભાગ જો સારોજ હોય તોજ આખુંય શરીર સારૂં ગણાય છે. વ્યવહારમાં પણ આપણે જોઇએ છીએ કે સર્વ કોઇએ એક બીજાને સહાય કરવાની હોયજ છે, તદ્દન એકલોજ હરકોઈ પણ કશું કરી શકતો નથી. શરીરમાં સર્વ અવયવો, ઘરમાં કુટુંબીઓ, ગામમાં ને શહેરમાં સર્વ રહેનારાઓ ને પૃથ્વી પરના સર્વ પ્રાણીઓ એકબીજાને હર-કોઈ પ્રકારે પણ સહાય કરતા જોવામાં આવે છે અને

તોજ બધું વ્યવસ્થિત ચાલી શકે છે. તેજ પ્રમાણે દેવાએ મનુષ્યોને તથા મનુષ્યોએ દેવોને પરસ્પર સહાય કરવાની હોય છે; એટલે કે દેવો પોતાનાં કર્તવ્યમાં જો નિયમિત વર્તે અને મનુષ્યો પોતાના કર્તવ્યનું બરાબર પાલન કરે તોજ એકબીજાની સહાય એક બીજાને મળી રહેતાં સુખી રહી શકે છે. શાસ્ત્રીય વ્યવસ્થાજ એવા પ્રકારની ગોઠવાયેલી છે અને આનેજ વેદના કર્મકાંડ વિભાગમાં તથા ગીતાજીમાં 'यज्ञ' એવું નામ આપવામાં આવ્યું છે. 'यज्ञ' એ શબ્દમાં મૂળ 'यज्' ધાતુ 'સેવા' અર્થનો સૂચક છે અને તેજ 'સેવા' ભગવદ્ગીતામાં ભગવાન સૂચવે છેઃ—

देवान् भावयताऽनेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥

આ યજ્ઞવડે તમે-મનુષ્યો, દેવોની સંભાળ રાખો ને તે દેવો તમારી-મનુષ્યોની સંભાળ રાખે. આમ પરસ્પર એકબીજાની સંભાળ રાખતા તમે અને દેવો, પરમ કલ્યાણ પ્રાપ્ત કરશો. અરે ! આવી અન્યોઅન્યની સેવા પરજ સમસ્ત જગત નભી રહ્યું છે. જુઓ, બાળકને તેનાં માતાપિતા ઉછેરે છે, ભણાવી ગણાવી યોગ્ય બનાવે છે જેથી તે બાળક મોટો થતાં વૃદ્ધ માતાપિતાની સેવા કરવા બંધાય છે—એ તેની ફરજ છે. પ્રથમ માતાપિતા ફરજ બજાવે છે-પુત્રની સેવા કરે છે, તેથી પુત્ર તે માતાપિતાની વૃદ્ધાવસ્થામાં સેવા કરીને ફરજ બજાવે છે, સાજાંમાંદાંઓની સેવા કરે છે અને તેજ માંદાં સાજાં થતાં પ્રથમ પોતાની સેવા કરનારની અવસરે સેવા કરે છે. આવાં એકબીજાનાં કર્તવ્યો શાસ્ત્રમાં વ્યવસ્થાપૂર્વક બતાવવામાં આવેલ છે; એ પોતાનાં કર્તવ્યથી કોઈ કદી ચૂકે તો ભગવાન શ્રીકૃષ્ણ તેવાને ઉદ્દેશીને કહે છેઃ—

अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ।

'હે પાર્થ ! તેવો કર્તવ્યભ્રષ્ટ મનુષ્ય, કેવળ ઇંદ્રિયોના વિષયોમાંજ રમ્યા કરે તો તે પાપી જીવનવાળો ગણાય ને કેવળ તે નકામો જીવી રહ્યો છે,' કેમકે તે કોઇની સેવા કરતો

નથી એટલે તેની જિંદગી નકામી ગણાય છે. એટલું તો ચોક્કસ છે કે, આ મનુષ્યજીવનમાં પોતાની કોઇએ કોઇ પણ પ્રકારે સેવા કરી કોઇ પણ પ્રકારે કોઇએ આપણને સહાય કરી હોય તો આપણી ફરજ છે કે આપણે આજ મનુષ્યજીવનમાં તેના એ કરજમાંથી કોઈ પણ રીતે સુયોગ્ય અવસરે છૂટા થવુંજ જોઇએ, આપણે પણ તેની સેવા કે સહાય કરવા ચૂકવું નહિ જોઇએ; છતાં આપણે નીચતા કરી કામ કાઢી લઈ તેવા કોઇ સજ્જન મનુષ્યને દગો દઇ જો તેનું દેવું ન ચૂકવીએ તો એ વાત નક્કીજ છે કે તે દેવું આપણે બીજા જન્મમાં પણ ચૂકવવું તો પડેજ છે; ભલે પછી બળદ થઇને કે તેના ભારવાહી હરકોઇ પણ બનીને તેના ઋણથી મુક્ત તો થવુંજ પડે છે, આવો વ્યવસ્થિત ઈશ્વરી કાયદો છે. પ્રથમ આપણે આપણા આ લોકનું ને પરલોકનું સુધારીએ એનું રહસ્ય શું ? એજ કે અન્યોન્યની સેવા કરીને આપણે બન્ને લોકનું શ્રેય સાધી શકીએ. આ જગત તે એક મોટામાં મોટું સરકારી ખાતું છે–'सर्वं खल्विदं ब्रह्म' આ સઘળુંય બ્રહ્મજ છે–બ્રહ્મ એજ સરકાર છે, તેજ સરકારનું રાજ્ય આ જગત છે, એ જગતની સેવા તેજ એ સરકારની સેવા છે, 'अहं ब्रह्मास्मि' 'तत् त्वमसि'–હું બ્રહ્મ છું, તે તું છે–આ ઉપનિષદ્ મહાવાક્યોનું તાત્વિક રહસ્ય શું છે ? સર્વ કંઇ તેજ સરકાર, બધુંય સરકારી છે, કોઈ સ્વતંત્ર નથી; સર્વ કોઇ એ સરકારનાંજ હોઇને પરસ્પર સર્વને એ સરકારીજ સંબંધ છે, આવા ઉદ્દેશથીજ સર્વત્ર બ્રહ્મભાવને લક્ષ્યમાં રાખીને વર્તવાની વૈદિક આજ્ઞા છે; તેને પ્રામાણિક તથા હિતાવહ સમજીને જગતનું સર્વ કંઇ તે એક પરમેશ્વરનુંજ છે અને પરમેશ્વરનાજ શરીરરૂપ જગતનાં આપણે સર્વે અંગોપાંગ છીએ, એવા વિચારથી સર્વ કોઇએ સર્વની પરસ્પર સેવામાં સદાકાળ તત્પર રહેવું જોઇએ; આનું નામજ 'ईश्वरप्रीत्यर्थं' અથવા 'यज्ञार्थं' કર્મ કહી શકાય છે અને એજ આશય 'ॐ तत् सत् ब्रह्मार्पणमस्तु' એ મહામંત્રમાં પ્રદર્શિત કરેલ છે. માટેજ અહીં આરંભમાં કહ્યું છે કેઃ—

કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ;
ચહો એ અવશ્યમેવ, રીઝે શ્રી દેવાધિદેવ.

'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः –કર્મો કર્યા કરતાજ સો વર્ષ જીવવાની ઈચ્છા રાખવી.' આ શ્રુતિવાક્યનો આશય પોતાનાં કર્તવ્ય કર્મો કરવાંજ જોઈએ, એવા પ્રકારનો છે અને ગીતામાં ખુદ ભગવાન પણ સ્વમુખે એજ ઉપદેશે છે–'कर्तव्यमिति यत् पार्थ निश्चितं मतमुत्तमम्– પોતાનું કર્તવ્ય કર્મ કરવુંજ જોઈએ, એ મારો નિશ્ચયાત્મક ઉત્તમ મત છે.' આમ પોતાનો મત વ્યક્ત કરીને ભગવાન પાછા આજ્ઞા કરે છે કેઃ—

यत् करोपि यदश्नासि यज्जुहोपि ददासि यत् ।
यत् तपस्यसि कौन्तेय तत् कुरुष्व मदर्पणम् ॥

'હે કૌંતેય ! તું જે કંઇ તારૂં કર્તવ્ય કર્મ કરે, જે કંઈ ખાય, જે કંઇ હવનહોમ કરે, જે કંઇ દાન કરે કે તપશ્ચર્યા કરે, તે સર્વ મને અર્પણ કરી દે.' તેજ આ 'ॐ तत् सत् ब्रह्मार्पणमस्तु' એ ભાવનું સરકારી ફરમાન. અર્થાત્ કંઇ પણ સત્કર્મ કે વ્યાવહારિક કર્મ પોતાને ઉદ્દેશીને બિલકુલ ન કરો, કેવળ 'ઇશ્વરપ્રીત્યર્થ સર્વ કરો; આમ તે જેવી આજ્ઞા કરે તેમ કરવાનું છે, ને તેનું ફળ શું મળશે, તે જોવાનું નથી. ફળ આપનાર તો તે છેજ. એ ન્યાયી છે, એટલે બરાબર કર્માનુસારજ ફળ આપશે, એમાં શંકા નજ હોય. આપણે તો માત્ર બધુંય તેમનુંજ સમજી તેમનેજ અર્પણ કરી છૂટીએ, એટલે તે પોતેજ આ બધું મેં કર્યું, ભોગવ્યું, એમ માને છે—જેમ રાજા પ્રજાસેવનને પોતાનુંજ સેવન માને છે તેમ. આ વાત કંઇ અમારા ઘરની કે બનાવટી અમે નથી કહેતા, ભગવાન પોતેજ કહે છેઃ—

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।

'હુંજ સર્વયજ્ઞોનો ભોક્તા છું, હુંજ પ્રભુ છું.' એટલે 'યજ્ઞાદિ જે કંઇ સત્કર્મ આપણે કરીએ તેના ભોક્તા અને પ્રભુ તો એ સર્વેશ્વરજ ઠર્યા ને ફળ પણ એ સર્વેશ્વરના જે શરીરનું સેવન કરવામાં આવે છે તે દ્વારાજ પ્રાપ્ત થવાનું.

તે પ્રભુ કહે છેઃ-'लभते च ततः कामान् मयैव विहितान् हि तान्-મેંજ અર્પણ કરેલા તે તે કર્મફળના અભિલાષોને તે કર્મકર્તા પ્રાપ્ત કરે છે.' આમ તે જગત સરકારજ કરેલાં કર્મનું ફળ અપાવે છે, એ સત્યવસ્તુ સમજીને—

મદને રદ કરીને યશવશ ના ઠરીને,
અનુકર્તવ્ય સ્મરીને પરહરીને કુટેવ.

એ પ્રકારે પોતપોતાનાં કર્તવ્યમાં વ્યવસ્થિત રહેવું જોઇએ, નહિ કે આ મેં કર્યું ને આ મારૂં છે, આવો મનોભાવ હોવો જોઇએ ! કારણકે—

अहं ममेति भावोऽयं यत् पुंसामुपजायते ।
संसारस्य तु सा माया ॥

હું, મારૂં, આવો જે મનોભાવ મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે, તેજ સંસારની માયા છે અને આ માયા જ્યાં સુધી રહેવાની ત્યાં સુધી સંસાર પણ રહેવાનોજ. કેમકે તે માયાને તથા સંસારને નિત્યનો સંબંધ છે; માટે આપણા પ્રત્યેક કર્તવ્યમાં આપણી આજ માન્યતા દૃઢ હોવી જોઇએ કે, 'આ અમે જે કરી રહ્યા છીએ તેમાં અમે સ્વતંત્ર નથી. આ કરાતું કર્મ અમારૂં પોતાનું નથી, અમારે માટે પણ નથી, અમારી મરજી પ્રમાણે અમે કરતા નથી ને આના ફળની અમને આકાંક્ષા નથી.' આવા મનોભાવથી જો કોઇ પણ કર્મ કરવામાં આવે તો તેથી બંધન નથી ને તેનું ફળ પણ પૂર્ણ પ્રાપ્ત કરી શકાય છે. આજ અભિપ્રાય વ્યક્ત કરતા ભગવાન કહે છે કે, તમારે તમારાં કર્તવ્યો અવશ્ય કરવાં પણ તે આ રીતેજ—

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्ध्यस्व विगतज्वरः ॥

આધ્યાત્મિક મનોભાવથી તું તારાં સર્વ કર્મો મને સમર્પણ કરી દે, તારાં કર્તવ્ય કર્મોની ફલાકાંક્ષા તું તજી દે, મમત્વ ભાવથી રહિત થઇ જા-'આ મારૂં' એમ માનવાનો તને હક્ક નથી-કેવળ ફલાશા ને મમતા ત્યજી દઇને

તું 'युद्धयस्व–તારૂં યુદ્ધરૂપી કર્તવ્ય કર્મ કર,' ને 'विगतज्वरः અને આ કર્મનું કેવું ફળ આવશે–એવો સંતાપ તજી દે.' એ ચિંતા તારે કરવાનીજ નથી; આવા પ્રકારે જો કર્તવ્ય કરવામાં આવે તો ફળ સારૂંજ આવે, એમાં શક નથી. આ સમસ્ત ગીતાનું દોહન છે; ભગવાન શ્રીકૃષ્ણનો આ સચોટ સિદ્ધાંત છે; આ મતનું ખંડન કરવું સર્વથા અશકય છે અને સર્વમાન્ય આ સિદ્ધાંતને જેઓ આચરણમાં મૂકે છે તેઓને ભગવાન વચન આપતા બંધાય છેઃ—

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ॥

'જે મનુષ્યો આ મારા સૈદ્ધાંતિક મતને આચરે છે–યથાસ્થિત પાળે છે તેઓનો, હું, આ મૃત્યુરૂપ સંસાર સમુદ્રથી ઉદ્ધાર કરૂં છું.' આમ બેધડક કોણ કહી શકે તેમ છે? જેમનામાં સર્વોપરી અગાધ સામર્થ્ય છે તે સર્વેશ્વરજ આ શાસન–ખત લખી આપે છે. માટે 'હું', મારૂં, મારા માટે' એ વાતને બિલકુલ બાજુ પર મૂકી–સર્વથા ત્યજીને—

મદને રદ કરીને યશવશ ના ઠરીને,
અનુકર્તવ્ય સ્મરીને પરહરીને કુટેવ.
કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.

આ રીતે સેવાભાવે સર્વ કર્તવ્યો કરવાથી દેવાધિદેવ પરમેશ્વર પ્રસન્ન થાય છે અને તેજ પ્રમાણે કરવામાં—

દયા ધર્મ કો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન.

આ અર્વાચીન આદેશ પુષ્ટિ કરે છે; 'હું', મારૂં' એ અભિમાન સત્યાનાશ વાળે છે. જે કંઇ 'હું'થી શરૂ થાય છે, તેજ ભયંકર ભૂલ થાય છે. દેહને 'હું' ગણ્યો, દેહનાં સંબંધીને 'મારાં' ગણ્યાં, એ ઘોર અજ્ઞાન છે. 'હું' ને 'મારૂં' તે મારાં દૈહિક સંબંધીઓ માટે છે, તેઓ પૈસે ટકેથી સુખી થાય–આ માન્યતા ભૂલ ભરેલી છે; મોહથીજ તે જન્મેલી છે; 'આ મારાં સગાંસંબંધીઓ માટે મારૂં આ જીવન છે–આ કુટેવ અનાદિકાળની લાગુ છે ને તેથી-

શાણાં સગાં મળીને સ્હાસું કેમ ન તમને પૂછે?

તમે પરલોક સિધાવો તે પછી તમારાં બૈરાં–છોકરાં દુઃખી ન થાય તે માટે પોતાની જિંદગીનો વીમો ઉતરાવી તમે યોગ્ય બંદોબસ્ત કર્યો અને તેથી તેઓને તમારા વિના હરકત નહિ આવે, પણ તમારૂં પોતાનું તેમના વિના શું થશે, તેનો કંઈ વિચાર કર્યો? માટે ભાઇઓ! તમે પોતે પોતાને સ્મરીને, સર્વેશ્વર પ્રભુથી ડરીને હજી પણ સુધરીને બને તેટલા ઓછાથી પોતાનો તથા પોતાનાઓનો નિર્વાહ કરી સર્વના શ્રેય માટે સર્વ કોઇને આજ શીખવોઃ—

કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.

નહિ તો યાદ રાખો કેઃ—

શેઠ પુંજી સોંપી તે ઉડાવી નાખો એશમાંહી,
લેખું લેતાં ડરશો ખાધું પીધું છે હરામનું.

ઉપરાંત આ પ્રતિક્ષણ યાદ રાખવાનું છે કેઃ—

યહાં તો જેસે તેસે, લેતે હો નિભાઈ ભાઈ;
પીછે લેખો દેના પડેગાજી રાઇ રાઈકો.

કાગણકે—'વહાં તો નહિ હે રાજ ભાઈ! પોપાંબાઈકો.'

## ગરબી

વાણોતરજી! શેઠ દીઠા નથી નામે સુણ્યું છે કે ના?
શેઠો મરજી, તમે નથી માલિક વસ્ત એકેના.
સારી નોકરી પ્રથમ કીધી, તેથી આ જગ્યા રૂડી દીધી;
ત્યાં વાટ કેમ અવળી લીધી? વાણોતરજી૦

તું 'युद्धयस्व'-ગાઈ, અબ રાખ રહીકે—
અને કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.

ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ—

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥

'હે પાર્થ ! ( હું તો સર્વેશ્વર છું તેથી ) મારે તો ત્રણે લોકમાં કંઇ પણ કર્તવ્ય કરવાનું છેજ નહિ; તેમજ ( હું તો પૂર્ણકામ છું તેથી ) મારે નહિ મેળવેલું મેળવવાનું નથી છતાં ( જગત મારૂં દેખીને તે પ્રમાણે વર્તે એ આશયથી ) હું પણ કર્મોમાં વર્તું છું.' તે ક્યાંસુધી હું મારાં કર્તવ્ય કર્મો કરૂં છું ? તે જુઓ. બ્રહ્મદેવના એકજ દિવસમાં જગતના શ્રેય માટેજ—જગતની સેવા કરવા માટેજ હું અજન્મા હોવા છતાં ચોવીસ અવતારો ધારણ કરૂં છું. આ તો મેં મારા મુખ્ય અવતારોજ કહ્યા; એવા બીજા અવાંતર અવતારોની તો સંખ્યાજ થઇ શકે તેમ નથી. રામાવતાર ધારણ કરી કેવળ પરોપકાર માટેજ ક્યાં અયોધ્યા ને ક્યાં સેતુબંધ ! આમાં મૂળજ આ છેઃ—

સુધ લેવા નિજ જગજનની સામી,નરતન ધારી રહ્યા ન વિરામી.
વન વન પ્યાદા આપ વિચર્યા, જગના બાપ! અમિત પ્રતાપ!

હજારો દેવો, ઋષિઓ, રાજાઓ તથા રાજપુત્રીઓને છોડાવવા માટે જગતમાતા—સીતાદેવી રાવણને ત્યાં કેદી થઇ રહ્યાં, તેનું મૂળ કારણ જગત્સેવાજ છે; શ્રીલક્ષ્મણજી પોતે મરવું કબૂલ કરી, શ્રીરામચંદ્ર જ્યાં એકાંતમાં બેઠા હતા ત્યાં જે કોઈ જાય તેનો વધ થાય એ પોતે જાણતા હતા છતાં ગયા ને સદાકાળને માટે શ્રીરામપ્રભુથી છૂટા પડયા—તેનું કારણ—જગત્સેવાજ છે. આમ અવતારો લઈ પોતે જે પ્રમાણે કહે તે પ્રમાણે કરી બતાવીને પ્રભુ આપણને કર્તવ્યનો ઉપદેશ આપે છે. વિચાર કરો કે આ સૃષ્ટિરચના રચવાનું પ્રભુને શું કામ છે ! શામાટે આવો પ્રપંચ

રચવો પડે છે ? પોતે તો પૂર્ણ છે, નિઃસ્પૃહ છે, સર્વજ્ઞ ને સર્વાંતર્યામી છે. તેમને શી પડી છે ? માત્ર જીવમાત્રનું કલ્યાણ થાય અને સર્વનો ઉદ્ધાર થાય, એજ ઉદ્દેશ તેમાં સમાયલો છે; એજ પ્રમાણે તેમની સૃષ્ટિમાં—

તરુવર સરૂવર સંતજન, ચોથા બરસત મેહ;
પરમારથકે કારને તીને ધારી દેહ.

મોટા થવું, તે એમજ થઈ શકે છે. આમજ સર્વની સેવાભાવથી જગતમાં મોટાઓ થયા છે, થાય છે ને થશે. નહિ તો છોટાથીએ છોટા થવું-એ શિષ્ટ પુરુષો પાસેથી શીખી લઈને—

કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.

જેમ લોકોપકારક કૃત્યો કોઇ ઘણાં કરે તો સરકાર તેને 'રાવ બહાદુર' વગેરે ખિતાબોની નવાજેશ કરે છે, પ્રજા તેના કીર્તિસ્તંભો સ્થાપે છે, તેજ પ્રમાણે સર્વેશ્વર પરમાત્મા પણ જગતરૂપ પોતાના શરીરના સર્વ અંગોપાંગની સેવા કરનારાઓને લૌકિક સરકાર કરતાં પણ આગળ વધી જઈને અલૌકિક ને ચિરસ્થાયી એવા ખિતાબોની નવાજેશ કરે છે, કે ખિતાબધારી સર્વપૂજ્ય સર્વમાન્ય થઈ જગતમાં અજરામર બની જાય છે. મોટા મોટા ઋષિ-મુનિઓ, મહાત્માઓ, પયગંબરો, પીર, ફિરસ્તાઓ-એ બધાય પીર કહેવાયા તે એ સર્વેશ્વરનાજ ખિતાબધારી થયા તેથીજ; આ સર્વ ખિતાબધારીઓએ તન-મન-ધનથી જગત્સેવા કરી છે, તેથીજ આજેય તેઓના યશોગાન સર્વત્ર જગજાહેર છે; તેઓએ એ જગત્સેવારૂપ પોતાનું કર્તવ્ય બજાવતાં જીવના જોખમ ખેડયા છે, તેથીજ તેઓ જગત્પૂજ્ય ને ચિરસ્મરણીય થઇ ગયા છે. મહમદ સાહેબ હઝરતને એજ પોતાનું કર્તવ્ય બજાવતાં નાસવું પડયું હતું; પણ અત્યારેય તેમનો 'શક' ચાલી રહ્યો છે-જે હીઝરી સન કહેવાય છે અને મહાપવિત્ર ક્રાઇસ્ટને ફાંસીને લાકડે લટકવું પડયું તે શામાટે ? એટલાજ માટે કે, તેમણે પોતાના કર્તવ્યમાંથી પાછી પાની

ન કરી હતી; જો એ રીતે જગત્સેવા માટે તેઓ અક્ષમ રહ્યા હતા તો આજેય તેમનો ક્રોસ પૂજાય છે, હજી પણ તેમનો ઇસવી સન લગભગ સમસ્ત વિશ્વમાં ચાલુ છે; આ બંને શાંતિપ્રિય મહાત્માઓની કબરો અદ્યાવધિ પૂજાયા કરે છે. પ્રત્યેક સંપ્રદાય સંસ્થાપક આચાર્યો પણ આજે પ્રાતઃસ્મરણીય થઈ રહ્યા છે, તેનું કારણું ? એજ પોતાનું કર્તવ્ય જગત્સેવા; હજી પણ તે તે ગાદી પર બિરાજતા આચાર્યો પોતાના ગ્રંથ–વંશદ્વારા જગત્સેવા કરીજ રહ્યા છે; ખરેખર તે તે જગત્પૂજ્ય મહાત્માઓ જે જે પોતાના પવિત્ર ઉદ્દેશથી કેવળ લોકોપકારાર્થેજ સેવાકર્મ કરી ગયા છે તેજ ઉદ્દેશ જો આજે પણ જળવાઇ રહેતો હોય તો આત્મકલ્યાણ સાથે વિશ્વકલ્યાણ પણ દૂર નજ રહે; પણ જ્યાં દંભ છે ત્યાં અનિષ્ટ ફળ હોય, એમાં શું આશ્ચર્ય છે ? જગત્સેવા કરવાને તત્પર થયેલ વ્યક્તિનો આશયજ એ હોવો જોઇએ કે, પરમાત્માના અંગરૂપ આ સમસ્ત જગત અમારી સેવા સ્વીકારે, નહિ કે અમારી સેવા કરે; માટેજ 'કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.'

અમારૂં શાસ્ત્ર આવું છાછરૂં કે અપૂર્ણ નથી કે જેથી અન્યનાં શાસ્ત્રોની પેઠે આવા ઉપદેશો જાહેર કરે—'ગાયને આત્મા નથી' વગેરે. અમારાં શાસ્ત્રો તો ચોરાશી લાખ યોનિઓ ઉપદેશે છે અને તેમાંની હરકોઈ યોનિમાં જન્મેલા પ્રાણી તરફ કેવું વર્તન કરવા આદેશ કરે છે તે જુઓઃ—

शुनि चैव-श्वपाके च पंडिताः समदर्शिनः ।

કુતરો કે ચાંડાળ–હરકોઇ પ્રાણી પર પંડિત–આત્મવેત્તાઓ સમભાવયુક્ત દૃષ્ટિ રાખે છે—સર્વને સમાનભાવે જુએ છે. કારણકે સર્વના શરીરોમાં જે આત્મા સ્થિતિ કરી રહ્યો છે તે તો સમાનજ છે, હરકોઇ પ્રાણી પ્રભુની પ્યારી પ્રજા છે, આવી ઉચ્ચભાવના ને વિશાળ દૃષ્ટિ રાખવાનાં ફરમાન અમારાં શાસ્ત્રો આપી રહ્યાં છે. ખુદ ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્મા કેવા પુરુષને સર્વશ્રેષ્ઠ યોગી માને છે, તે જુઓઃ—

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

'હે અર્જુન ! જે પુરુષ પોતાનુજ દૃષ્ટાંત લઈને સર્વ પ્રાણીઓમાં સુખ તથા દુઃખને સમાન જુએ છે-મને જેવું સુખ-દુઃખ થાય છે તેવુંજ અન્ય સર્વ પ્રાણીને સુખ-દુઃખ થાયજ છે-આવા ભાવથી સર્વ સ્થળે જે સમાન દૃષ્ટિ રાખે તેજ પુરુષને સર્વશ્રેષ્ઠ યોગી હું માનું છું.' અમારા શાસ્ત્રોનો આ ઉચ્ચ આદર્શ શું દર્શાવે છે ? જગત્સેવા-વિશ્વસેવા-સર્વસામ્ય.

જો એક સિપાઈ પોતાના સર્વ જોખમે રાજાની મિલકત બચાવે છે ને રાજ્યહિત ઇચ્છે છે તો જેને માટે આપણે છીએ, જેનાજ આપણે છીએ તેમના માટે આપણે સેવાકર્મમાં તનમન-ધનથી મચ્યા રહીએ, તેમાં શી વડાઈ ને શી નવાઈ છે ? આપણે જેટલું કરી શકીએ તેટલાથીયે આપણુનેજ લાભજ છે, એ સમજી 'કરો સર્વની સેવ' જો દૃષ્ટાંતો લેવા જોઈએ તો અનેક છે-થોડાંકજ માત્ર ઈશારારૂપે ટાંકીએ છીએ. પિતામહ ભીષ્મ ને વીર હનુમાન બાલ્યાવસ્થાથી આરંભીને યાવજ્જીવન બ્રહ્મચારી રહ્યા હતા, છતાં તેમની ખ્યાતિ તો સેવાથીજ થયેલ છે; તે પણ નિષ્કામ મનોવૃત્તિએ તેઓ કરી ગયા છે; અરે ! પ્રાણની પણ પરવા કર્યા વિનાજ ઘોર સંકટો સહીને તેઓ પોતાના એ કર્તવ્યથી ચૂકયા ન હતા; હજી આજે પણ બ્રહ્મા, રુદ્ર, ઇન્દ્ર, યમ, કુબેર, સૂર્ય, ચંદ્ર, સપ્તર્ષિઓ વગેરે પોતાનું તેજ કર્તવ્ય કરી રહ્યા છે, જેઓને આપણે માનીએ કે ન માનીએ તેની તેઓને લવલેશ પણ પડી નથી. કેવળ શ્રીસર્વેશ્વરનાજ ભયથી તેઓ કેવળ આપણાજ માટે સેવા કરી રહ્યા છે; અથવા શ્રીસર્વેશ્વર પોતેજ તેઓ દ્વારા કેવળ કૃપાળુપણાને લીધેજ 'तपाम्यहमहं वर्ष-હુંજ સૂર્યરૂપે તપું છું, હુંજ ઇન્દ્રરૂપે વરસાદ વરસાવું છું' એમ કર્યે જાય છે. આપણે તેનો જેમ લાભ લઈએ તેમ તે દ્વારા શિક્ષણ પણ કેમ ન લઈએ ? એ અપાર સેવાનો

બદલો આપણે કંઇક અંશે પણ કેમ ન વાળીએ ?

યાદ રાખો કે પ્રભુની કૃપાથી આપણુને જે કંઇ ધનાદિ વસ્તુ પ્રાપ્ત થયેલ છે તેનાં ત્રણ પરિણામ આવે છે–દાન ભોગ કે નાશ. એક પટેલના ત્રણ છોકરાઓને એક એક દાડમ મળ્યું. તેમાંના એકે પોતાનું દાડમ એક બિમારને ખવડાવી દઇ તેના જીવને શાંતિ કરી; બીજો આખુંય દાડમ પોતે એકલોજ ખાઇ ગયો ને ત્રીજાએ ક્યાંક સંઘરી મૂક્યું તે સડી જઇ નકામું ગયું. આ દૃષ્ટાંત લક્ષ્યમાં લઈ આપણુને જે કંઇ મળેલું છે તેનો ઉપયોગ કેવી રીતે કરવો જોઇએ, તે શીખવાનું છે. ખરી વાત તો આજ છે કે:—

અનુકૂળ વિધિમાં દ્યો, હરિ પૂરનાર છે ત્યાં સુધી નહિ ખુટે;
પ્રતિકૂળ વિધિમાં પણ દ્યો, કારણ નહિ તો તે જવા બેઠું છે.

પોતે ન ખાધું ને બીજા કોઇને ન ખાવા દીધું તો મધમાખીના મધપૂડાનું મધ પારધી, બળજબરીથી લઈ ગયો, ને મધમાખી ગણગણાટ કરતીજ રહી, તે દશા આપણા માલ–મિલ્કતની થશે માટે ચેતો, ને 'કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.'

આ સર્વમાન્ય સૈદ્ધાંતિક નિશ્ચય છે કે, પાપથી નરકપ્રાપ્તિ થાય છે, પાપની ઉત્પત્તિ દરિદ્રતામાંથી થાય છે ને દરિદ્રતા અદાતાપણાથી આવી મળે છે–કોઇને કોઇ પણ કાળે કંઈ દાન ન દીધું તેનુંજ પરિણામ દરિદ્રતા છે. હાથમાં ભિક્ષાપાત્ર લઇ ઘેર ઘેર ભીખ માગતો ભિખારી શું સૂચવે છે? કોઇ પણ કાળે તેણે કોઇને કંઇ દાન કર્યું નથી તેનુંજ એ ફળ છે. ફકીર પણ એજ બોધ દે છે કે 'અલ્લાહકે નામ પર દે.' આનો સાર શો? દાન એ ઇશ્વરને અતિપ્રિય છે, માટે આપણી પાસે જે કંઇ હોય તેનું દાન કરવા નિત્ય તત્પર રહેવું; કદાચ દાન માટે બિલકુલ અશક્ત સ્થિતિ હોય તો શરીરથી પણ અન્યની સેવા કરવી ને તે દ્વારા પણ અન્યને સંતોષ ઉપજાવવો, અન્યનાં કષ્ટો દૂર કરવાં. અરે! વસ્તુતઃ ઇશ્વરપૂજન પણ આજ છે:—

येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः।
संतोषं जनयेद् धीमान् तदेवेश्वरपूजनम्॥

હરકોઇ પ્રકારે-મનસા વાચા કે કર્મણા-હરકોઈ પ્રાણીને બુદ્ધિમાન મનુષ્યે સંતોષ ઉપજાવવો-એજ ઇશ્વર-પૂજન છે. માટે—

મદને રદ કરીને વશાવશ ના કરીને,
અનુકર્તવ્ય સ્મરીને પરહરીને કુટેવ.
કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.

એ વાત ખરી છે કે વિશ્વસેવારૂપ પોતાનું કર્તવ્ય કર્યે જતાં પણ વિવેક અવશ્ય હોવો જોઇએ. એમ તો નજ થવું જોઇએ કે, 'ઉપાધ્યાયને આટો ભાવે ઘરનાં ચાટે ઘંટી.' પોતાના પર જે જીવી રહ્યાં હોય તેઓને જીવાડવાની વાત પહેલી હોવી જોઇએ ને તે બરાબર જીવી શકતાં હોય તે પછી 'સખાવત ઘરથી શરૂ થાય છે.' આ પણ લક્ષ્યમાં લેવાનું છે. આવાજ અભિપ્રાયજ છેવટે 'સ્વદેશ'ની મર્યાદા કરવી પડે છે. શાસ્ત્રોમાં પણ જગત્સેવા કરવા માટે આવો ક્રમ જોવામાં આવે છે-'जीवाः श्रेष्ठा ह्यजीवेभ्यः' નિર્જીવ કરતાં જીવો શ્રેષ્ઠ છે, ઇત્યાદિ વચનોનું રહસ્ય આ છે. પ્રાણરહિત કરતાં પ્રાણવાળાં ઉત્તમ; તેમાં પણ ચિત્ત-રહિત કરતાં ચિત્તવાળાં શ્રેષ્ઠ; તેમાં પણ અમુક ઓછી ઇન્દ્રિયોવાળાં કરતાં સર્વ સંપૂર્ણ ઈન્દ્રિયોવાળાં ઉત્તમ; તેઓ કરતાંયે બહુ પગવાળાં શ્રેષ્ઠ, તેઓ કરતાંયે ચાર પગવાળાં શ્રેષ્ઠ; તેઓ કરતાંયે બે પગવાળાં ચઢીયાતાં; 'ततो वर्णाश्च चत्वारः'-તેઓ કરતાંય ચાર વર્ણ ઉત્તમ; ચારે વર્ણોમાંય પ્રભુ આજ્ઞાને બરાબર પાળનાર શ્રેષ્ઠ; તેઓ-માંય જેઓ શાસ્ત્રોક્ત લક્ષણોથી યુક્ત હોય, જગત માટેજ જીવનારા હોય, આ જગતને સર્વેશ્વરનું શરીરજ માનનારા હોય ને સદૈવ સ્વકર્મનિષ્ઠ હોય તેવા બ્રાહ્મણો ઉત્તમ છે; આવા બ્રાહ્મણોમાંય જેઓ 'वेदज्ञ'-વેદવેત્તા હોય, તેઓ શ્રેષ્ઠ છે; તેવાઓમાંય જેઓ 'अर्थज्ञ' હોય, વેદના રહસ્યાર્થને જાણતા હોય તેઓ શ્રેષ્ઠ છે; તેવાઓમાંય જેઓ સર્વના સંશ-

ચે દૂર કરી, સર્વને સન્માર્ગે લઈ જનારા હોય તેઓ ઉત્તમ છે; તેઓ કરતાં પણ જેઓ વૈરાગ્યવાન હોય તે શ્રેષ્ઠ છે; તેઓ કરતાંય જેઓ જ્ઞાનવાન હોય તે ઉત્તમ છે; જ્ઞાનવાન કરતાંયે ભક્તિમાન ઉત્તમ છે. આ ભક્તિમાન પણ માત્ર પ્રીતિવાળા નહિ પણ સેવા કરનારાયે હોવા જોઇએ અને—

तस्मान्मय्यर्पिताशेषक्रियार्थात्मा निरंतरम् ।
मय्यर्पितात्मनः पुंसो मयि संन्यस्तकर्मणः ॥

તેવા ભક્તિમાન કરતાંયે જે મનુષ્ય પોતાનાં સર્વ કર્મોને, કર્મોનાં પ્રયોજનોને તથા પોતાના આત્માને પણ ઇશ્વરાર્પણ કરી દે છે–તેવા સ્વાત્મસમર્પણ કરનારાઓ ઉત્તમોત્તમ છે. કેમકે એ રીતે સ્વાત્મસમર્પણ કરનારા તથા સર્વ કર્મોને ઇશ્વરાર્પણ કરનારા મહાપુરુષને તે પછી કંઇ પણ કરવાનું બાકીજ રહેતું નથી. આમ ઉત્તરોત્તર ઉત્તમ સુપાત્ર સેવાના ક્ષેત્રમાં જો મળી આવે તો સમજવું કે ભાગ્યની પરાકાષ્ઠા છે; પણ તેવું કોઇ સુયોગ્ય સુપાત્ર કદાચ નજ મળે તો શું બેસી રહેવું ? નહિજ. તન, મન, ધન તથા વચને કેવળ નિરર્થક તો નજ જવા દેવાં જોઇએ. તેની સાર્થકતા માટે આવા એકજ ધોરણે જ્યારે જે મળે તેની 'देशकालौ संकीर्त्य'–દેશ તથા સમયની અનુકૂળતા પ્રમાણે પૂર્વોક્ત વિવેકપૂર્વક શાસ્ત્રાજ્ઞાનુસારેજ—

કરો સર્વની સેવ રીઝે શ્રી દેવાધિદેવ, ચહો એ અવશ્યમેવ.
મદને રદ કરીને યશવશ ના ઠરીને,
*અનુ-કર્તવ્ય સ્મરીને પરહરિને કુટેવ.* કરો૦

આ આખાય પૂર્વરંગના સારભૂત એક પદ અહીં ઉતારીને પછી આખ્યાનનો આરંભ કરીએઃ—

### ગરબી

'પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાયે' એ રાગ

હમ હૈ સબ જગકે સબ જગકે, સકલ જગત ભી હૈ હમારા.
જગત ન સમજે કે સમજે, હમ સમજે સમજાયેસેં;
એક શરીરી કે શરીર સબ તનકે અવયવ તૈસે, હમ હૈ૦

## શ્રી બોધલાજી–આખ્યાન

પદ

કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ;
ચહો એ અવશ્યમેવ, રીઝે શ્રી દેવાધિદેવ.
મદ રદ કરીને યશવશ ના ઠરીને,
અનુ-કર્તવ્ય સ્મરીને પરહરીને કુટેવ. કરો૦

આવી સેવા કોની પેઠે કરવી? તે માટે કોઇ અર્વાચીન ઐતિહાસિક દૃષ્ટાંત આપ્યુ હોય તો ઠીક પડે, તે માટે 'ભક્તિ વિજય' નામના મરાઠી ગ્રંથના કર્તા શ્રીમહીપતિ મહારાજે મરાઠીમાં લખ્યું છે તે ઉપરથી આ આખ્યાન લેવાયું છે–

ચોપાઇ

બારે ઘાટમાં ધામણ ગામ, ધની પટેલનું મોટું ધામ;
માણકાજી બોધલા પુનીત, શુદ્ધ પ્રેમી સેવે હરિ નીત.
મળી સતી તેવી મમતાઈ, જેને નથી જરી મમતાઈ;
વરતી પતિ મતિ અનુસાર, સફળ રતી સતિનો સંસાર.
મોટા પુત્ર યમાજી નામ, યમ નિયમોમાં મળે ઈનામ;
તેવી વહુ છે ભાગીરથી, અતિ સુશિલ સદ્‌ભાગી સતી.
એક ચિત્ત છે ભકતો ચાર, સાત્ત્વિક આચાર ને વિચાર;
પાન્ડરંગ ઉપરનો પ્યાર, ચારેને ચિત્ત અપરંપાર.

હરિગીત છંદ

ન પ્રપંચની પંચાત દિન ને રાત હરિકીર્તન કરે,
વિસરે ન પુંડરીનાથ ધરી ઉર સાથ શુચિ નિજ તન કરે;
ધન ધાન્ય ધામો ઢોર ઢાંખર દાસી દારા જતન કરે,
શ્રીમાન પુરમાં માન પણ અભિમાન તજી વર્તન કરે.
ને આજ ધ્યેય—'કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.'

પરમાત્મા ભિન્ન ભિન્ન દેશોમાં ભિન્ન ભિન્ન નામરૂપે તે તે દેશના અધિષ્ઠાયક તરીકે બિરાજે છે. તે પ્રમાણે એ દેશમાં 'શ્રીપાંડુરંગ' સ્વરૂપે શ્રી જગદીશ્વર તે દેશવાસીઓની સેવા સ્વીકારવા બીરાજી રહ્યા છે; તે પ્રભુને પ્રસન્ન કરવાને પ્રત્યેક હરિવાસરે–દર એકાદશીના પ્રભુપ્રિય દિવસે ખાસ સેવાને માટેજ—

## દી'ડી

પ્રતિ એકાદશી પંઢરપુર જાતા, દિવસરાત ભજનમાં તલ્લીન થાતા;
દ્વાદશીએ વિપ્ર ક્ષુધાર્તને જમાડી, તેરશે પધારતા સ્વગૃહે દહાડી.

કારણકે ભગવાન શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણે—

देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ।

'ઉત્તમ દેશ, ઉત્તમ કાળ ને ઉત્તમ પાત્રમાંજ જે દાન અપાય છે તે સાત્વિક દાન કહેવાય છે.' આ કથનને અનુસરી જ્યાં શ્રીપાંડુરંગ બિરાજે છે તે 'પંઢરપુર' દેશ પણ ઉત્તમ, એકાદશીના પારણાંનો કાળ પણ ઉત્તમ ને તેવા પવિત્ર ક્ષેત્રમાં કોઇ ને કોઇ ઉત્તમ સુપાત્ર પણ અવશ્ય મળેજ. તે ધામમાં સુપાત્રને શોધવા જવા પડે તેમ હતુંજ નહિ. કેમકે ત્યાં અવસર પર કોઇ ને કોઈ સુપાત્ર આવેજ છે, જેથી તેની સેવા કરવી સુલભ થાય ને પ્રભુદર્શન પણ પ્રાપ્ત થાય. એવો સર્વ પ્રકારે અનુકૂળ સુયોગ ઘેર કદી ન મળે, એવા આશયથીજ દર એકાદશીએ તે ત્યાં જતા ને ઘણીજ વિવેક બુદ્ધિપૂર્વક 'કરે સર્વની સેવ.'

એવું લગભગ અનુભવાય છે કે, જેની જેવી (શુભ) ચાહના હોય છે તેને તેવી જોગવાઈ પ્રભુ મેળવી આપે છે; પંઢરપુર એટલે તો જાણે 'સેવા ઑફિસ' અને તે એકાદશીના દિવસે તો જરૂર ત્યાં લાભ મળેજ પણ એક એવો અવસર આવ્યો કે ઘેર બેઠાં દેશકાળને અનુસરતાં સુપાત્ર મળી આવ્યાં; તે એવાં અને એટલાં બધાં હતાં કે સેવા કરનાર તેમની સેવામાં મુશ્કેલીથી પહોંચી વળે; ભલે કદાચ પોતાનું તન, મન, ધન, સર્વસ્વ ખર્ચી નાખે તોયે પૂરૂં પડી શકે નહિ; બોધલાજી પણ 'આવો અવસર ફરી નહિ મળે' એમ માની પોતાનાથી જેટલો લાભ લેવાય તેટલો લઈ લેવા તત્પર બન્યા. જાણે પોતાની પૂર્વજન્મની સેવા ને આ જન્મની ભૂતકાળની સેવા ફળી હોય ને તે નાનીમાંથી મોટી બની હોય અથવા પ્રથમ શરૂઆતનો નાનો સરખો વેપાર એકદમ વધી પડયો હોય તેમ—

### સાખી

હરિ હરિજનના સેવનમાં એમ વીતાડયો બહુ કાળ,
ત્યાં અચણુચ પડયો આવીને એક સાલ દુષ્કાળ;
છ શેરનું પણ પૂરૂં ન મળે ક્યાંહી દેશમાં ધાન,
સંકટ દેશજનોનું પોતે તુરતજ ધાર્યું ધ્યાન.

કારણકે બોધલાજીને લોકસેવાની ઘણી ભૂખ હતી; પણ તેમની એ ભૂખ ભાંગે એવો અવસર આવી પહોંચ્યો. જેમ વરસાદ આવી પહોંચે ત્યારે ખેડુત, વાવણીના સમયે ગમે તેવાં મોંઘાં બીજ મળતાં હોય તોપણ શું વિચાર કરતો બેસી રહે છે? તે તો વાવવાનાજ કામમાં લાગી પડે છે; તેમજ જ્યારે ઘરાકી ખુબ વધી પડે છે ત્યારે વેપારી માલ મંગાવવામાં કદી પણ કસર રાખે ખરો! એ વેળા તો ખૂબ માલનો જથ્થો એકઠોજ કરવા માંડે ને સપાટાબંધ વેચ્યેજ જાય છે અને જ્યારે રણસંગ્રામ ચોક્કસ ઠરે છે ત્યારે શૂરાઓ પોતાનાં શરીરની દરકાર રાખે છે? એ વેળા તો એકદમ હોંસથી યુદ્ધ કરવા મચીજ પડે છે; તેજ પ્રમાણે બોધલાજીએ—

### ગીતિ

હરિભક્તાથી દારુણ, દુનિયાં દેખી દુઃખ-દયા ધારી;
સતીની સંમતિ સાથે, સુમતિએ શુદ્ધ સલ્હ લીધી સારી.

બસ, સર્વસ્વનું દાન કરી દેવા તૈયારી કરી. જ્યારે રથનાં બન્ને ચક્રોની ગતિ સમાન વેગવાળી બને ત્યારે ઇચ્છિત સ્થાને સત્વર જઈ પહોંચાય છે, તેમજ હરકોઈ કાર્ય બંને સ્ત્રીપુરુષ એકમત થાય છે ત્યારે તે તુરતજ સફળ થતું જાય છે. શ્રીપાર્વતીજીને ભગવાન શંકરે જગતના રક્ષણ માટે વિષપાન કરી જવા જ્યારે સલાહ પૂછી ત્યારે તુરતજ તેમણે પોતાની સંમતિ આપી દીધી તો જગતનું વિષથી રક્ષણ થઇ શકયું; તેજ પ્રમાણે બોધલાજી આ દુષ્કાળના ભયંકર સમયમાં લોકસેવાના ઉત્તમ કાર્ય માટે સંમતિ પૂછે ત્યારે તેમનાં પતિવ્રતા પત્ની શું લગારે આનાકાની કરે તેવાં હતાં? અને આ કાર્ય તો સર્વેશ્વર

સરકારને અતિપ્રિય હતું, તેમજ તે સરકાર મજબૂત ને સદ્ધર, એટલે તેમને ખાતે ધીરવામાં કોણ સલાહ ન આપે? સરકારી નોટ કદી ખોટી થાય છે? એટલે પછી તો વિધિપૂર્વક ને વિવેક સાથે તે પોતાના એ સેવા કાર્યમાં મંડ્યાજ રહ્યા. સૌ કોઈના અનુભવની આ વાત છે કે ધનથી શું નથી બનતું? તે વખતે દુષ્કાળનો કોઇ કાયદો ન હતો, છતાં વ્યવસ્થા કેવી થઈ રહી, તે જુઓ:—

### ધનાશ્રી

નીવડયા વડા ઉદાર, બોધલા નીવડયા વડા ઉદાર.
બહુ બચાવ્યાં નરનાર, બોધલા નીવડયા વડા ઉદાર. ટેક.
જનને આપે વસ્ત્રો ભોજન, પશુને દાણો ચાર. બોધલા૦
માંદાંને ઓસડ કરાવતા, કરી ચાકરી ધરી પ્યાર. ,,
પ્રવાસીને આપે છે ખર્ચી, ખર્ચી દ્રવ્ય અપાર. ,,
લગ્ન જનોઈ કરાવી આપતા, આપ ફરે સહુ ઠાર. ,,
પરબોના ઉપકાર કર્યા બહુ, શબને દે સંસ્કાર. ,,
ભૂખ ક્ષુધા સહી ગાળો ખાતા, નમ્ર પ્રબળ ખમનાર. ,,

બસ, એજ પ્રમાણે કામ ચાલુજ રહ્યું.

### શાર્દૂલ છંદ

કાપો સંકટ જેમ જેમ વધતાં, આવે જનો આસરે;
ફેલે જાય સ્વખ્યાત દૂર દૂરથી, તેથી જનો નીસરે.
આવે જ્યાં નિજ ધામ કામ કરતાં, શક્તિ મુડી વીસરે;
લોકોનાં દુઃખ જાય થાય સુખડાં, ઈચ્છેલ ઈચ્છા સરે.

આ ઉપર વિજયકાર દૃષ્ટાંત આપે છે:—

साखरें चे राशीवर देखा गोळा होती मुंग्या माक्षिका,
वृक्षछाये चीया देखोनि सुखा पांथ येती धावुनी;
डांगराचे उदका पाशी श्वापदें येती निज प्रीतिसी,
चोधलाचें मंदिरासी तृपार्त्त क्षुधार्त्त येती बहु.

આ નવા સેવારૂપી મેવામાં ખૂબ રસથી જામ્યા રહ્યા છતાં પણ પોતાની જે નિત્ય સેવા હતી તેમાં તો પોતે નિયમિતજ રહેતા હતા. કદી પણ પોતાની તે નિત્યસેવામાં તે ચૂકયા ન હતા; તે તો ચાલુ હતીજ. પોતે સમજતા

હતા કે, કાયમની તો તેજ સેવા છે; આ તો પ્રાસંગિકજ હતી; નૈમિત્તિકજ હતી. નિત્યની તો તેજ હતી, તેથી—

### લાવણી

ઘોડા પર સામગ્રી પડવે દસમે પંઢરપુરે પ્રથમ,
પછી નીકળે પોતે પહોંચે પ્રભાતપુર પાસે પ્રીતમ;
ચંદ્રભાગામાં સ્નાન કરી દઈ દાન જાય કરવા દર્શન,
ક્ષેત્ર પ્રદક્ષિણ કરે તાલ ગ્રહી ગોવિંદ નામ કરી ગર્જન;
મહા દ્વારમાં આવે શીશ લગાવે ભાવે કરે નમન,
પ્રભુપાસ પહોંચે પ્રીતિથી પેખે પ્રીતમ પૂર્ણ પ્રસંન;
દિવસ રાત ગાળે કિર્તનમાં પ્રાત આપી ભારે ભોજન,
પછી પધારે સ્વપુરે ખરચી ચુક્યા એમાં સઘળું ધન;
વેચ્યાં ભૂષણ દુકાન ઢહેલાં ધરો ખેતરો ઘર સામન,
કષ્ટ વેઠીને કષ્ટ નષ્ટ કરતાં પાછું નજ કીધું મન;
ધન ખુટ્યાથી તન મન ખરચી કરે હરીજનનું સેવન,
થયા અકિંચન પુરા ત્યારે રીઝયા પુરા જગજીવન!

કારણકે આટલા સમય સુધી જે ધન ખર્ચાયુ હતું તેમાં બીજાઓના પરિશ્રમનો પણ હિસ્સો હતો કે કેવળ સ્વોપાર્જિત ન હતું; વળી તેમાં મદ રહેતો હતો ને યશ પણ થતો હતો. પરિપૂર્ણ સ્વરૂપ તો ત્યારેજ પ્રાપ્ત થયું ગણાય કે—

મદને રદ કરીને યશવશ ના કરીને,
અનુ-કર્તવ્ય સ્મરીને પરહરીને કુટેવ.

પછી તો એ સ્વરૂપ પણ પ્રાપ્ત થઇ ચૂક્યું. પ્રભુએ તે સ્થિતિ પર પણ તેમને લાવી મૂકયા, છતાં પોતાનાં કર્તવ્યરૂપ સેવાકર્મથી તે લેશ પણ ન અટક્યા; ઉલટા વધુ ઉત્સાહથી તેમાં લાગ્યા રહ્યા, પણ—

### લાવણી લંગડી

ધન ખુટ્યું સાધન ખુટ્યું પણ દયા ન ખુટી મનમાની,
કાયા તુટી તોયે નવ છુટી દ્રઢતા મનમાની;
એકાદશી આવી પહોંચી પણ વાટ ખર્ચી નવ રહી કને,
દેવી દક્ષિણા દ્વાદશી-ભોજન દેવું ભિક્ષુકને.

એ તો નિત્યનું કર્મ હતું; મરણ થાય તોયે તે કરવાનુંજ હતું; એ તો 'વ્રત' હતું. વિચાર કર્યો કે, ભલે ધન

નથી, પણ શરીર છે ને? ધનની પ્રાપ્તિ શરીરથીજ થઇ શકે છે તો ફિકર શી છે? શરીરનોજ ઉપયોગ કંઇક વધુ પ્રમાણમાં કરવો એજ કે બીજું કંઇ? એક કવિએ કહ્યું છેઃ—

कवित्त

हाथीके दांतके खीलोना भात भात हुके;
बकरेकी खाल पानी भरके पीलावेगी;
सावरकी खालमें अकडे है सिपाइ लोक,
गेंडेकी ढाल राजा राना मन भावेगी;
मृगकी मृगछाला ओडतहै जोगी जती,
सिंहनकी खाल शीवजीके मन भावेगी;
जीते परमारथ में लगावे तो भले पीछे,
मानसकी खाल कछु काम नहीं आवेगी.

અમે એક વેળા ગાયું છે કેઃ—

'જગમાં મીઠાં તો'

પશુએ ઉપકારી ઉપકારી, કેમ શિખો નહીં નરનારી.
સ્વતંત્રને પકડીને બાંધે, એ અપરાધ વિસારી;
વિશ્વાસે છોડે તો આવે, સાંજે ઘર સંભારી. પશુએ ઉપકારી૦
બચ્ચાંને ટળવળતાં દોહતા જન ભીખારી;
તો પણ મ્હોટા મને દૂધ દે, સત્વર રીસ ઉતારી. પશુએ૦
પુત્રોને વ્યંઢળ કરી નાંખે, તોએ સ્વબળ વધારી;
હલકું ખાઈ કરી મહા મહેનત દે સહુ કાજ સુધારી. પશુએ૦
હાડ ચામ પણ કામ લાગતાં, મુઆ છતાં આભારી;
અનુ અમારૂં શું મેળવીએ જનની ભારે મારી. પશુએ૦

માટેજ કહેવું પડયું કે હજી—

'કરો સર્વની સેવ રીઝે શ્રી દેવાધિદેવ.'

દૃષ્ટાન્ત શું કહીએ? ક્યાંથી લાવીએ? એ પ્રશ્નનો ઉત્તર!

લાવણી એજ

કરી વિચાર કુહાડી ઉપાડી ચાલ્યા પંઢરપુર પોતે,
લક્ષાધિપતિ રંક થઈ નીકળ્યા હરખે જન જો તે;
શયા દૂશાલા પડયા કુશાલા છે ધાબળા તુટયા ફાંટયા,

ગાડી ઘોડા ગયા ને ઉપાન્હ વીણ વાગે કાંટા.

વિજયકાર કહે છેઃ—

जेसे वितळोनि गे लीया आ भावी आकाश दिसे अती निर्मल,
पुर वहोटानी गेलीया तुंबल गंगा निश्चल वाह तसें;
तेची लया जाता धन संपत्ति बोधला निश्चल झाला चीति,
अंतरीहोउन प्रेम भरीत भजन करीत चालीला.

હારીયે ન હિમ્મત બિસારીએ ન હરિનામ;
જાહી બીધ રાખે રામ તાહી બીધ રહીએ.

લાવણી ચાલુ

પંઢરપુરના પાધરમાંથી કાપી કાષ્ટ કરી ભારી,
શીપ ઉપાડી બજારે લાવ્યા નથી ઘણી ભારી;
ત્રેણ પૈસામાં વેચી, જરી ન શોચી નદીમાં સ્નાન કર્યું,
ત્યાં પૈસાનું ન્હાઇને શુચી વિપ્રને દાન કર્યું.
પૈસો બીજો વટાવી ખારેક બુક્કો ને લીધી માળા,
ગયા મંદિરે હરખથી સેવ્યા પતિ અતી વ્હાલા.
નીશભર કિર્તન સુણી સદ્દગુણી પ્રાત થતાં ન્હાયા પ્રીતે,
સીધું દેવા, જોગ નવ જાણી ગભરાયા ચિત્તે.

વણઝારો

બેઠા જઈ દૂર કિનારે, ઉર શોચ કરે છે ભારે. ટેક.
છે એકજ પૈસો પાસે, દ્વિજ એમાં તે શું ખાશે રે;
શું દેવું કહેવું મ્હારે, ઉર શોચ કરે છે ભારે.
પૈસો ચોહીથી વટાવ્યો, અધશેરજ આટો આવ્યો રે;
કોણ તૃપ્ત થાય એ અહારે, ઉર શોચ કરે છે ભારે.
ઘી દાળ ચોખા તો કેવા, મીઠું એ ન મળે દેવા રે;
લુખ્ખું તે કોણ સ્વીકારે, ઉર શોચ કરે છે ભારે.
લાડુ દૂધપાક જમાડે, યાત્રીયોધની આ દહાડે રે;
મુજ પાસે કોણ પધારે, ઉર શોચ કરે છે ભારે.
દક્ષિણા વધુ વધુ દઇને, દ્વિજ એંચી જાય જન ચહીને રે;
ત્યાં તે શું કરવું મ્હારે, ઉર શોચ કરે છે ભારે.

ઘણા દિવસ તપ, જપ, યજ્ઞ, દાન કરે ત્યારે એક દિવસ પ્રભુ પ્રસન્ન થાય. આજ તે શુભ દિવસ આવ્યો. પ્રભુએ પડદાથી પહેલી કૃપા જણાવીઃ—

## પદ

'બન ગયો ભેદ' એ રાગ

ડાસો ત્યાં ઉભો આવી રે, અચબુચ કયાંથી!
ધોળી જુની ટોપી ઘાલી, માથું રહ્યો હલાવી;
કરે લાકડી ટેકી ટેકી, કંપતો આવીને આશિષ સુણાવી રે. અ૦
ભલે મળ્યો યજમાન પુરાનો, વાત બની મન ભાવી;
ક્ષેત્રનિવાસી મૂળગોર હું, કહી એન આવ્યો પાસ હામ ચલાવી રે."
મ્હોટા સ્હોટા દ્વિજને શોધે, યજમાન પ્રેમ લાવી;
દુર્બળની તે કોણ ખબર લે, તેથી તુજ પાસ આશ બતલાવી રે."
બહુ ન ખાઉં પણ ક્ષુધા પીડે છે, આજ દ્વાદશી ફાવી;
જે દે તે લઇ તુષ્ટ થઇશ હું, બોધલા ખ્યાતી તમારી છે જગ ગાવી રે."

## ગરબી

સોરઠ 'સખી રમણીય'

જોઈ દ્વીજ જોઇતોજ પાસ બોધલે માન્યું રે;
મુજ મનથી એ શ્રી નિવાસ કહ્યું મન માનું રે.
વધા આપ જ મ્હારા દેવ સેવ સ્વીકારો રે;
છોડીને ગાંઠ તતખેવ બન્યો બીચારો રે.

## સાખી

લુખો આરો માત્ર છે, નથી લવણ કે દાળ;
કરૂણા કરી સ્વીકારજો, ગણી દાસ કંગાલ.
કહે દ્વિજ હું એકજ અંન લુખું ખાઉં રે;
મળ્યું તેવું જ સિધું ધન્ય હર હરખાઉં રે.
કરી સ્નાન કરીશ તે સ્થાન બાટી હાથે રે;
જા વીંણી અડાઈયાં આણ ત્યાં તું જાતે રે.
(બધીજ સેવા તેની સ્વીકારે છે સામાં માગીને)
માણકાજી રાજી થયા, ભલા મળ્યો દ્વિજ આજ;
લાવ્યા છાણાં વીણીને; પ્રીતિથી પાંધરા જ.

## સાખી

વસ્ત્ર જુનું બોળી સુકવી દ્વિજવર કરી આવ્યા સ્નાન,
અગ્નિ આણી દીધો બોધલે ગણે મનથી ભગવાન;
છે ભગવાન જ પોતે એવું નથી કર્યું અનુમાન,
ત્યાં તો આવી પહોંચી ડાસી ડાસાનેજ સમાન.

એ ડોસીમા કોણ હતાં ? બીજાં કોઇ નહિ પણ—

**नित्यैवैषा जगन्माता विष्णोः श्रीरनपायिनी।**

હમેશાં વિષ્ણુ ભગવાનની સમીપજ રહેનારાં, નિત્ય, જગતની માતા અને અવિનાશી સાક્ષાત્ લક્ષ્મીદેવી પોતેજ હતાં. જેમ કોઈ નાટકના આરંભમાં કોઇ નટે સૂત્રધારનો પાઠ ભજવવા માંડયો કે તુરતજ તેની સાથે નટી આવેજ છે તેજ પ્રમાણે ભગવાન વિષ્ણુ જ્યાં કોઈ અન્ય વેશે નીકળ્યા કે તુરતજ માતા લક્ષ્મીજી તેમની સાથે તૈયારજ થાય છે. આજ અભિપ્રાય ભગવાન પરાશર પોતાના એક લક્ષ્મીસ્તોત્રમાં કહે છેઃ—

**देवत्वे देवदेहा त्वं मानुषत्वे च मानुषी।**

હે ભગવતિ ! વિષ્ણુ ભગવાન જ્યારે દેવપણું સ્વીકારે છે ત્યારે આપ પણ દેવશરીર ધારણ કરો છો અને વિષ્ણુ ભગવાન જ્યારે મનુષ્યપણામાં આવે છે ત્યારે આપ પણ મનુષ્ય–સ્ત્રી બનો છો. જેમકે શ્રીહરિ ક્ષીરસમુદ્રનું મંથન કરવાને દેવરૂપે પ્રકટયા ત્યારે આપ દેવીરૂપે સમુદ્રમાંથી પ્રકટી નીકળ્યાં અને ભગવાને જ્યારે રામચંદ્ર–સ્વરૂપ ધારણ કર્યું ત્યારે આપ સીતાદેવી સ્વરૂપે પ્રકટ થયાં અને તેજ પ્રમાણે ભગવાને શ્રીકૃષ્ણ–સ્વરૂપ ધર્યું ત્યારે આપ રુક્મિણી બન્યાં; નરસિંહ મહેતાના મોસાળામાં ભગવાન શેઠ બન્યા ત્યારે આપ શેઠાણી બન્યાં, એટલે એમ થતુંજ આવ્યું છે કે જેવા સ્વામી તેવાંજ સ્વામિની. વિજયકાર કહે છેઃ—

**जैसा दीपक सूक्ष्म होता जाण प्रकाश तैसाच दीसे मलीन,**
**वृक्षांसि येतां पोसर पण लता पींगट होती तीपर.**
**मृदंगा ऐसाच उमटे ध्वनी पुष्पा ऐसाच परिमलजाण,**
**मेघा अग्नि चपला जाण, शोभायमान चमकत.**

૫૬

કાલીંગડો રાગ 'નજરીયા લાગી રે'

આવ્યાં ત્યાં ડોશી માતરે, ગોરાણી ખરેખાત. આવ્યાં૦
કરે લાકડી ઝાલી બોખરી, વૃદ્ધ થરથરતું ગાત રે. આ.

મુખમાં એકે દાંત ન બાકી, સાડીમાં થીગડાંની ભાત રે;
કંકુ ચાંદલો લખે લિલાટે, ઉચર્યાં મધુરે સાદ રે. આવ્યાં૦

## પદ

'બેઠાં સુરે આંહી' એ ઢાળ

ડોસાને ડોસી કહે છે (૨) અરે ! વાહરેવાહ,
તમે આવી રાખો ચાહ ! ડોસાને૦
ભોળી મીઠી કદી ન દીઠી, એવી સાધ્વી નાર,
હસતી કરતી પ્યાર ! ડોસાને૦
યાત્રાળુ યજમાન મળ્યા કે, મને વિસારી છેક,
આવો શું આ વિવેક ! ડોસાને૦
આપ ન શ્રમ લ્યો હાલ સ્નાન કરી, આવું છું હું નાથ,
શ્રમીત ન કરશો હાથ ! ડોસાને૦
જાણ્યું બોધલે જમે સજોડે, એ તો શ્રેષ્ટ જણાય,
પણ પુરૂં નહીં થાય ! ડોસાને૦

## ગઝલ

'શા માટ જાય' એ રાગ

ઝટ સ્નાન કરી આલી બેઠી ડોશી રૂકમણી,
અડતાં જ હાથ કણક બણી ગઈજ શું બમણી !
બાટીયો બની ખુબ પકવી ફુલીને વધી;
જોતાંજ ખેંચે ચિત્ત સ્વાદ તણી છે અવધી.
પત્રાવળાં કર્યાં તૈયાર બોધલાજીએ;
ન અંન વિના અન્ય જોઈ રહ્યા લાજીએ.
પીરસી પાત્ર ત્રેણ કહ્યું બોધલા ઉઠો;
વધ્યો પ્રસાદ હું લઈશ આપનો જુઠો.

## સાખી

બેઠાં જમવા બેઉ ભાખરી ખુબ વખાણી ખાય,

અરે ! સુદામાએ પોતાના સ્વાર્થ માટે પણ પ્રેમથી પૌવા આપેલા તે જો પ્રભુને ઘણાજ મીઠા લાગ્યા હતા, તો પછી આ તો નિઃસ્વાર્થભાવે સુંદર ભાખરી ઘણાજ પ્રેમથી અપાઈ રહી છે, તે પ્રભુને કેમ સ્વાદિષ્ટ ન લાગે ? એમાં તો કહેવુંજ શું ? જેમ જેમ ડોસા-ડોસી માગે તેમ તેમ બમણું બોધલાજી આપ્યે જાય છે; જ્યાં આવો વિશુદ્ધ પ્રેમ

ને પૂર્ણ ઉત્સાહ ધરાવી સત્યભક્તિથી આપનારો ભક્ત હોય અને તે સ્વીકારનારા ખુદ અનંત ભગવાન પોતે હોય ત્યાં 'सत्त्वानंत्याय कल्पते' તેનું ફળ પણ અનંત બને તેમાં આશ્ચર્ય કંઇ પણ નથી. એ તો 'अंतवत्तु फलं तेषां' જેઓ અન્ય દેવોને ઉદ્દેશી જે કંઇ અર્પણ કરે છે તેઓને પ્રાપ્ત થનારૂં ફળ અંતવાળું-નાશવંત હોય છે. આમ બીજા દેવોને ઉદ્દેશી જે અપાય છે તે પણ જો પરિમિત ફળવાળું બને છે તો પછી મનુષ્યને ઉદ્દેશી જે અપાય તેના પરિમિતપણામાં પૂછવુંજ શું ? માટે શ્રીહરિનિમિત્તે જે કંઈ અર્પાય છે તેનેજ શ્રીહરિ સ્વીકારે છે અને તે પણ આ રીતેજ— 'મદને રદ કરીને યશવશ ના કરીને' જો અર્પ્યું હોય તો પછી તેના ફળમાં શી ન્યૂનતા રહે ? બોધલાજી જે કંઇ અર્પી રહ્યા હતા તે પરમપ્રીતિથી ને પૂર્ણ ભક્તિથી કેવળ નિઃસ્વાર્થભાવે-નિષ્કામભાવેજ અર્પતા હતા, એટલે પછી તો બેડો પાર થાયજ ને ?

ઉર હરખાય ભક્તનું પણ બેઉ પૂરાં નવ પરખાય,
આપી ઉચ્છિષ્ટ મિષ્ટ ઇષ્ટ જ્યાં થયાંજ અંતર્ધાન;
તવ સમજ્યા ભગવાન હતા એ બન્યું રહ્યું ઉર ધ્યાન.

## દીંડી

શો ન હર્ષ થાય પામી એ પ્રસાદ,
થાય ક્યાંથી પછી કદીયે વિષાદ;

કારણકે 'यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः' યજ્ઞશેષનું ભોજન કરનારા સત્પુરુષો સર્વ પાપોથી મુક્ત થઇ જાય છે. 'यज्ञो वै सः-એ પરમાત્માજ યજ્ઞ છે' એટલે તેમના ભોજનથી જે અવશેષ રહ્યું તે તો મહાદુર્લભ મહાપ્રસાદજ ! અને તે પણ આટલાં મોટાં ને આવાં દુષ્કર સત્કર્મો કર્યા પછીજ પ્રભુ પોતે આવીને આપે છે, એમ ચોક્કસ સમજી 'કરો સર્વની સેવ.'

જમી સઘ ગયા પ્રાણપતિ પાસે,નમી સઘ વધા આશાથી ઉલ્લાસે.

આજે પ્રસાદના પ્રતાપથી મૂર્તિમાં વિકાસ પણ વિશેષ હતો; બસ પછી તો ત્યાંજ સાક્ષાત્કાર થઇ ગયો;

પ્રેમના આવેશથી જેવી સ્તુતિ કરી કે તેજ ક્ષણે પ્રભુ પ્રકટ થયા; આજ દિવસ સુધીનો જે પડદો હતો તે દૂર થઈ ગયો; તેમાં ઉપાય કયો હતો ? તે તો આપણે જોયોજ કેઃ—

'કરો સર્વની સેવ, રીઝે શ્રી દેવાધિદેવ.'

તે પછી ભક્ત બોધલાજી ભગવાનની સ્તુતિ કરતા બોલ્યાઃ—

ખમાચ

'આજ શામ' એ રાગ

ધન્ય ધન્ય નાથ, ધન્ય આપની વડાઇને;
આપની વડાઈ, ધન્ય આપની ભલાઇને. ટેક.
આપે કરી કૃપા પરમ, પણ મને લગાડી શરમ;
આપ્યું મેં કંદન ધિક્ક, ધિક્ક મુજ ઢીટાઇને. ધન્ય૦
મુકાવી મેવો મીઠાઈ, મૂકાવી થાળો ભરાઈ;
ખાટી આપી પત્ર માંહે, તે એ ન ધરાઇને. ધન્ય૦

ગીતિ

વધા દિલે દુઃખ આણી, માની ભૂલ, મતિ છે અતિ મુંઝાણી;
ચાલ્યાં નેત્રે પાણી, વધા પ્રકટ થઈ તદા ચક્રપાણિ.

પદ

'જાગો પિયુ પ્યારા રે' એ રાગ

વધા પુંડરીનાથ એ અવર કો ન જાણે;
અવર કો ન જાણે બોધલા સુણે કાને રે. ટેક.

પ્રભુ પોતે અહીં પોતાનો અભિપ્રાય દર્શાવતા કહે છે કે, જે કોઇ કૃત્ય મદયુક્ત થઈને યશની આકાંક્ષાથી કરવામાં આવે છે તે ઇશ્વરનિમિત્તે છે, એમ કેમ કહી શકાય ? એ તો સકામ ને રાજસ કર્મ બન્યું. તેમાંથી નિષ્કામ ભાવ ને સાત્ત્વિકતા ઉડીજ ગયેલી હોય છે. જ્યાંસુધી સત્ય ભાવપૂર્વક શુદ્ધ સુપાત્રમાં ઇશ્વરાજ્ઞાપ્રમાણે દાન કરવામાં આવતું નથી ત્યાંસુધી તેનો સ્વીકાર ઇશ્વર કરતાજ નથી; એ વાત સ્પષ્ટ સમજાય તેવી છે. આ બાબતમાં ખુદ પરમેશ્વર પોતે કોઈ જાતનો પરચો બતાવી શું પ્રેરણા કરે છે ? નહિજ. એ તો આપણને સદ્‌બુદ્ધિ આપી તે દ્વારા પોતાની નીતિ–રીતિ શીખવે છેઃ—

બ્રાહ્મણો જમાડે ત્યાં મને ન ખવાડે,
ભલે જનોએ વખાણે રે. બોધલા૦
હું જ ત્યાં જાઉં તો નહીં જ પાઉં,
મંશય દિલ શીદ આણે રે. બોધલા૦
માટે ચાલી આવ્યો, તું જ મને ભાવ્યો,
ભલો મળ્યો મને સુટાણે રે. બોધલા૦
ચાલ હજી સાથે દાખવું હું જાતે,
સરવેથી સારે ઠેકાણે રે. બોધલા૦

લાવણી

વહી એમ ફેરી ધરી એજ વિપ્રનો વેશ,
બોધલા સંગ કીધો મહા સ્થળે પ્રવેશ;
ત્યાં ધની હજાર દ્વીજોને આજ જમાડે,
આવ્યા પોતે પણ એજ 'શવ' ને વાડે.
નામની યાદ સમ દ્વિજવરને ન્હવરાવે,
વીણ તેડયો દેખે તો તેને ન વરાવે;
પહોંચ્યા પોતે બોધલા સંગ ત્યાં જ્યારે,
નોતરેલ વિપ્રો બેઠા ન્હાઈ હજારે.

પદ

'નાથ ના કરો' એ રાગ

વૃદ્ધ હરી વધા, ન્હાઈ આવી જાતે રે;
રે યજમાન! સુણો, કાન ભૂખ્યો છું દુઃખી મહાન;
પીરસો સૌ સાથે રે, વૃદ્ધ હરી વધા૦
ઝટ ધની વધો, અહીં નથી સમાસે રે;
કહે જગરાય, આટલા ખાય, તેમાં એકે શું ન માય;
એ ન ખરૂં ભાસે રે. ઝટ ધની વધો, અહીં નથી સમાસેરે.
ધની કહે બધા નોતરેલ જાતે રે, તુજ જેવા,
આવે ઘણાય, સૌનુ પુરૂં ક્યાંથી થાય, ઉઠ અહીંથી માટે રે.

ખરેખર આવાં દાનો ઘણાં થઈ રહેલાં આપણે જોઇએ છીએ, પણ તે છેકજ નિરર્થક છે. આવાં મદયુકત ને યશની અભિલાષાથી કરાતાં દાનોમાં દયાનો છાંટો હોતો નથી; કેવળ આડંબરજ ત્યાં ભભકતો હોય છે. કોણુ દયાપાત્ર છે, કોણુ દાનપાત્ર છે, કોની દયા કરવા યોગ્ય સ્થિતિ છે, એનો તેવે સ્થળે કંઇ વિચારજ કરવામાં આવતો નથી.

ગમે તેવા વૃદ્ધ કે ભૂખ્યા દાનપાત્ર વગર તેડયે આવે તોયે ત્યાં દરકાર શાની હોય ? ત્યાં તો આ દાનથી કીર્તિ ને યશ કેમ ફેલાય, એજ ઉત્કટ આકાંક્ષા હોય છે; આવાં દાનના ફળમાં પુણ્ય નથી હોતું, પણ પાપજ આવી મળે છે.

મરાઠી સાખી

કહ્યું ન માની ઘર ધણીનું ને, બેઠા વિપ્ર પરાણે;
પત્રાવળી બીછાવી પાસની, વધા બીજા તે ટાણે;
મૂર્ખ શું જાણે..............નફ્ટ વિચાર ન આણે.
આપ ઓશીઆળા થઇ બોલ્યા, ઘણો ભૂખ્યો છું ભાઈ;
તૈયાર જમણ દેખી આવ્યો, ગણો ભલે હલકાઈ;
પેટની માંહી.................ક્ષુધા લાગી દુખદાઈ.

શાર્દૂલ છંદ

આવ્યા ત્યાં યજમાન દાસ જનથી, બોલ્યા સ્વસના બળે;
ડોસો છે બડ ઢીઠ સઘ ઉચકી, નાખો જઈ વેગળે;
બોલ્યા અન્ય દ્વિજો પુરો. નફ્ટ એ, લુચ્ચો લબાડી દિસે;
આવ્યા નોકરને ઉઠાડી પકડી, ચાલ્યા વદીને રીસે.

વસંતતિલકાવૃત્ત

પત્રાવળી સણુકિ લાકડી દૂર ફેંકી,
ફેંકયા કચાં ધુત-કર્યા અતિ તુચ્છ લેખી;
લીધી સ્વવસ્તુ વિપ્રિને પથરી અતીસેં,
તોએ કુશબ્દ વદતા યજમાન રીસે.

સૌને એ વેળા ટીખળ કરવાનું ગમ્યું; બધાએ આનંદમાં આવી જઇ 'હુરીયો' કર્યો; આવાં દાનનાં નાટકો જ્યાં ભજવાતાં હોય ત્યાં કુપાત્રોજ બધાં મળ્યાં હોય ને ? એવા ઘમંડી તામસી દાતાઓને ત્યાં સુપાત્ર હોયજ કયાંથી ? બધાય અપરાધી બન્યા, અપરાધીને શિક્ષા થવીજ જોઇએ, કુદરત તો ન્યાયી છે, તે કદી છોડે ? હવે શિ[illegible] સમય થવા આવ્યો.

ગઝલ

'સુનો તુમ યાર' એ રાગ

થઇને સ્વચ્છ કરુણાળુ, જઇને દૂર [illegible]
જુવે છે બોધલા વ્હાલા, રહીને દૂર

રહ્યું સઘળું જ્યાં પીરસાઈ, પહોંચ્યું ઘી સહુ પાતળ માંહી;
કર્યો સંકલ્પ મલકાઈ, તદા યજમાન રાજાએ. થઈને૦

સોને મઢેલી ચાંખડીએ ચઢીને, જાત જાતનાં આભૂષણુ અલંકારો લટકાવીને ચટકમટક ચાલતા યજમાન ત્યાં આવી ઘમંડમાં આજુબાજુ ઘુમવા લાગ્યા. તેમને ત્યાં આવેલા જોઇ ત્યાં એકઠા મળેલા તેના જેવાજ ઘમંડી છતાં સમયે સિફારસ કરીને જીવનારા હાઇયા બ્રાહ્મણો, યજમાન પર પ્રશંસાનાં પુષ્પો વેરવા લાગ્યા અને ભાડુતી આશીર્વાદોના ગગનભેદી અવાજોથી યજમાનને પ્રસન્ન કરતા તેની વાહવાહ ગાવા લાગ્યા. યજમાન તો જાણે સાક્ષાત્ મદની મૂર્તિ હોય તેમ આજુબાજુ ટહેલી રહ્યા હતા ને પોતાની યશની ક્ષુધાને આવકારી રહ્યા હતા. અહો ! કેવી રાજસ વૃત્તિ સાથે તમોગુણી સ્વભાવ ? યશ તથા કીર્તિની કેવી ભૂખ ! બીજી બાજુ સંતને કેવું દુઃખ ! આવાંજ આસુરી દાન આજકાલ ઘણે સ્થળે આપણે જોઇએ છીએ. અસ્તુ.

અંપોશન જ્યાં લીધું સર્વે, ઘુમે યજમાનજી ગર્વે;
ચાલ્યા હરિસાથ થકી હળવે, ધરી જરી કોપ મનમાંહે!

યજમાનજી તો ગર્વના નશામાં ચકચૂર હતા. તેમને મન તો આ પ્રસંગ જાણે સ્વર્ગીય હતો. તેમાં કેવાં કેવાં કુપાત્રો ભોજન લેવા આવ્યાં છે, તે તેમને ક્યાંથી ખબર હોય ? ખરેખર એવાંનેજ આજકાલ જમણુ અપાઈ રહ્યાં છે; અરે ! આપણે ઘણાય એવુંજ કરીએ છીએ. આપણે દેવો કે પિતૃઓને ઉદ્દેશી જ્યારે ભોજન કરાવીએ છીએ ત્યારે કોને નોતરીએ છીએ ? ખાસ સગા સંબંધીઓને, ઓળખાણુ પિછાણુવાળાઓને, સિફારસ કરી જાણુનારાઓને, કોઇક દિવસ કામ લાગે તેવાઓને, સામેથી કોઇક દિવસ ભોજન કરાવે તેવાઓને, જ્ઞાતિનાજ સ્વજનોને, ચાડિયાઓને તથા પોતાના યશની વૃદ્ધિ કરનારાઓને. આમ બરાબર ચૂંટણી થઈ જાય તે પછીજ જો જરૂર હોય તો કોઈ ત્રાહિતને કવચિતજ નોતરીએ છીએ અને તે દ્વારા વૃથા માની

લઇએ છીએ કે, આજે અમારે ત્યાં દેવોને તથા પિતૃઓને તૃપ્તિ થઈ છે. યાદ રાખો કે તે કેવળ વૃથા ભોજન અપાય છે. એ રીતે દેવો કે પિતૃઓ કદી તૃપ્ત થતા નથી; દેવો ને પિતૃઓ તો ત્યારેજ પ્રસન્ન થાય છે કે જ્યારે તમે કોઇ ત્રાહિત સુપાત્રને શોધીને તેને વિનય તથા સભ્યતાપૂર્વક ભોજન કરાવો; ક્ષુધાથી પીડિત દીનદુઃખીને માનપૂર્વક તૃપ્ત કરો અને યશ તથા કીર્તિની લેશમાત્ર આકાંક્ષા વિના નિર્મદ થઇ ભોજન કરનાર પાસેથી કોઇપણ જાતનો બદલો લેવાની અભિલાષા ન રાખો તો. અહીં તો તેવીજ મંડળી મળી હતી કે જેવી પ્રથમ ગણાવેલા છે તેવાઓની. કોઇ અશક્તને કદાચ ખાવા બેસાડયો હશે તો પ્રથમ ખૂબ માર મારીને અપમાનપૂર્વકજ. પછી આવાં આસુરી જમણવારનું પરિણામ શું આવે છે ને આવ્યું તે જુઓઃ—

આવી તત્કાળ આંધી ત્યાં, થઈ ભારે ઉપાધી ત્યાં;
મુખે પત્રાવળી બાંધી, ભરીશું બ્રાહ્મણો ખાયે.
કનાતો ત્યાં ગઈ તુટી, ધીરજ સૌની ગઈ છુટી;
હારી મંડળી ગઈ ઉઠી, આફત દૈવી શું રોકાએ.
ધાયો યજમાન ભય ધારી, થયા ત્યાં ગુપ્ત અસુરારી;
કહે બોધલાને નખ મારી, હવે ક્યાં મૂઢ શું ધાયે.

'અબમેરી રાધેને' એ રાગ

બોધલાજી આવ્યા ફરી હરી પાસે, વદ્યા પુંડરીનાથ ખુલાસે,
દાંભિક ધનિક એ રીતે સુજને ધર્મ કર્મથી ઉપાસે;
ફળ તેનું ધૂળ જ ગણજે તું, ભાવ શુદ્ધિમાં ફળ ભાસે.
પત્ર દ્રુપદીનું બોર શબરીનાં, દ્વિજના તાંદુલ આશે;
તેમ તારૂં ભોજન મેં ખાધું, ઘર તુજ અભર ભરાશે. વદ્યા૦

બીજી જે સાલ વેળા વળી તે ફરી કદી ન ટળી માટે એ રીતે—

કરો સર્વની સેવ રીઝે શ્રી દેવાધિદેવ, ચહો એ અવશ્યમેવ.
મદને રદ કરીને, યશવશના ઠરીને,
અનુકર્તવ્ય સ્મરીને પરહરિને કુટેવ.



# श्री जयदेव स्वामी-आख्यान

## પૂર્વરંગ

### પદ

'હે દેવા' એ રાગ

હેસજ્જનો! ગોવિંદનાગુણગાઓ,થાઓસહુનેસુખકારીરે.ટેક.
દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચુકે;
અનુપતિથી છે કદર થનારી, થાઓ સહુને સુખકારી.

સર્વની સેવા કરવાથી સર્વેશ્વર પ્રસન્ન થાય છે; કેમકે તે પ્રભુ સર્વના સ્વામી, સર્વના અંતર્યામી, સર્વમાં વસેલા ને સર્વના શરીરી છે. એ પરમેશ્વર જ્યારે પ્રસન્ન થાય છે ત્યારે તેમનું પોતાનુંજ જ્ઞાન તેમની પ્રસન્નતાના ફળરૂપે પ્રાપ્ત થાય છે અને તેથી તે પરમાત્મામાં આપણી પ્રીતિ થાય છે. આનું નામજ પરમાનંદ છે. આપણને જેટલા પ્રમાણમાં તે સર્વેશ્વરનું જ્ઞાન થાય છે તેટલાજ પ્રમાણમાં તેમને વિષે પ્રીતિ થાય છે અને જેટલી પ્રીતિ તેટલોજ પરમાનંદનો અનુભવ ને તેટલીજ તેમના વિષેની લગની થાય છે. પરમેશ્વરમાં પ્રેમપૂર્વક જે લગની લાગે છે, અથવા 'स्नेहपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते' સ્નેહપૂર્વક પરમેશ્વરનું જે ચિંતન તેને 'ભક્તિ' કહેવામાં આવે છે અને તે પણ 'तैलधारवत् अविच्छिन्नस्मृतिः, तद्दर्शनसमानाकारः' તેલની ધારની પેઠે અવિચ્છિન્ન સ્મરણચિંતનરૂપ હોઇને જાણે કે પ્રભુનું પ્રત્યક્ષ દર્શન કરી રહ્યા હોઇએ તેમ આનંદમગ્ન સ્થિતિ પ્રકટ જણાતી હોય તેજ ભક્તિની પરાકાષ્ઠા છે. આવી અનન્ય ભક્તિથી સદાકાળ માટે પરમાત્માની પ્રાપ્તિની જે તમન્ના

અથવા એ પ્રેમપૂર્વકની ભક્તિથી જે કંઈ પરમ ફળ પ્રાપ્ત કરાય છે તેજ પ્રેમરૂપાપન્ન પરમાત્મવિષયક જ્ઞાન છે અને તે જ્ઞાનથી મુક્તિ કહો કે પરમાત્મપ્રાપ્તિ કહો, તે અવશ્ય પ્રાપ્ત કરાય છે. આવા આ જ્ઞાનનેજ અનન્યસિદ્ધ પરાભક્તિ કહેવામાં આવે છે અથવા 'वेदन' 'उपासन' એવા પર્યાયોથી જણાવવામાં આવે છે. નારદસૂત્રમાં 'तस्मिन् या प्रेमरूपा' એ પરમાત્મામાં જે પ્રેમસ્વરૂપા ભકિત કરવામાં આવે છે તેનેજ 'अमृतस्वरूपा च'—અમૃતસ્વરૂપા કહેવામાં આવેલ છે. ગમે તે પર્યાયોમાં એકજ વસ્તુનું પ્રતિપાદન છે, જેને માટે સરળ શબ્દપ્રયોગ 'भक्ति' તે એકજ છે. શ્રીહરિમાં પરમપ્રેમ કહો કે ભક્તિ કહો—તે બધું એકજ છે. જો કે પ્રેમનું ફળ 'स्नेहमूलानि दुःखानि'—એમ જે દુઃખરૂપે કહેવામાં આવે છે તે સ્નેહ સાંસારિક વિષયો પરનોજ સમજવાનો છે. પરમાત્મવિષયક સ્નેહનું ફળ તો 'अमृतस्वरूप' છે; કદી પણ વિનાશ નહિ પામનાર પરમસુખ અથવા પરમાનંદ તે પરમાત્મવિષયક સ્નેહનું પરમ ફળ છે. આ અમૃતસ્વરૂપ ફળ તે પ્રાકૃત અમૃતરૂપ પદાર્થથી વિલક્ષણ છે; પેલું અમૃત તો માત્ર અમર કરનારજ પ્રાકૃત પદાર્થ છે, ત્યારે આ અમૃત તો અમર કરવા ઉપરાંત અવિનાશી પરમાનંદને સમર્પનાર સચ્ચિદાનંદઘન સ્વરૂપમાં સ્થિતિ કરવારૂપ ચેતનનો ભાવવિશેષ છે. આ અમૃતસ્વરૂપનો આવિર્ભાવ સદાકાળ તેજ સ્વરૂપમાં સ્થિતિ કરનાર હોઇને અતીવ અવર્ણનીય તથા કેવલ સ્વાનુભવનોજ વિષય બની રહે છે. અરે ! સામાન્ય લૌકિક સ્થિતિમાં પણ આપણે ભક્તિનું અદ્ભુત માહાત્મ્ય પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ; જેમકે—

મનહર છંદ

મ્હોટા મ્હોટા હાથી પાસે, માણસ બિચારો ભાસે;
તે ઉલ્લાસે બેસે માથે, ભક્તિ કરે તે થકી.
સિંહ માંસના ખાનાર, મનુષ્યનો તે અહાર;
તે કરે છે પ્યાર પાળનારની સાથે રકી.
વિષધર ફણાવાળા, નાગોને કરંડીએ ઘાલ્યા;

વશ કરે ભક્તિવાળા, રમાડે મદ છકી.
એવા ક્રૂર ઉર જેથી, રહેવું ઘટે સદા દૂર;
ભક્તિ પૂર થકી વશ, થાય અનુ તે ટકી.

કૂતરાં ને ઘોડાં પોતાના સ્વામી માટે પ્રાણ આપે છે; આ વિષેનાં દૃષ્ટાંતો અનેક આપણે જોઇએ છીએ; તેમાં સ્વામી-સેવક બન્નેની ભક્તિજ મૂળ કારણ છે, પણ તે ભક્તિ બન્ને તરફની અશુદ્ધ હોય છે: 'આઈ વ્હાલી કે ખાઇ' એમ પશુઓ જે વશ થાય છે તે તેમના સેવનાર માટે વશ થતાં નથી, પણ તેમની સેવા માટે વશ થાય છે. અર્થાત્ ખરી ભક્તિ તેમના સેવાના પદાર્થોમાં સમાયલી હોય છે, એટલે કે પ્રાકૃત વિષયો તે ભક્તિનું મૂળ હોય છે. તે પશુ-પક્ષીઓ પોતાને જે પદાર્થો આપી રહેલો હોય છે તેને તો પીછાણતાંયે નથી; તે તો કેવળ પોતાના અભીષ્ટ પદાર્થ-નેજ અધીન બની ભક્તિ પ્રદર્શિત કરે છે; તેજ પ્રમાણે તેઓની સેવા કરનાર પણ તેઓના અમુક કોઇ ગુણ-શક્તિને અનુસરીનેજ તેઓની સેવા કરી રહ્યો હોય છે, તેથી તેની પણ એ ભક્તિ પ્રાકૃત પદાર્થ દ્વારાજ જન્મેલી હોય છે. ગાય, ભેંસ વગેરે પ્રાણીઓની લોકો ભક્તિ કરે છે તે શા માટે? સૌ કોઇ જાણે છે કે તેમાં કેવળ સ્વાર્થજ રહેલો હોય છે. તેનાં તેજ પશુઓ નકામાં થાય છે એટલે તેના પરથી ભક્તિ પણ નાશ પામે છે; માટેજ તેવા પ્રકારની વિષય-જન્ય ભક્તિને અશુદ્ધ અને નાશવંત કહેવામાં આવેલ છે; કેમકે તે ભક્તિનું મૂળ વિષયો પોતેજ નાશવંત છે અને દુઃખદાયી છે તેથી તે દ્વારા ઉત્પન્ન થતી અન્યોન્ય ઉપર-ની ભક્તિ પણ તેવીજ નાશવંત ને પરિણામે દુઃખદાયી બને છે. માટેજ આપણે પ્રથમ કહી ગયા છીએ કે:—

વિષમય વિષયોમાં વસ માં, વશમાંથી જતાં થાતા વસમા.

એજ પ્રમાણે સ્ત્રી, પુત્ર, પતિ, પિતા, માતા રાજા, ગુરુ-વગેરેની પણ અન્યોન્યની ભક્તિ અશુદ્ધ ને નાશવંત જોવામાં આવે છે; દેવ અથવા પરમાત્મા ઉપરની પણ તેવી

અશુદ્ધ તથા નશ્વર ભક્તિ જોવામાં આવે છે, એટલે કે જ્યાં જ્યાં આત્માને ઉદ્દેશી-આધ્યાત્મિક ભક્તિ નથી હોતી ત્યાં ત્યાં તે ભક્તિને પ્રાકૃત ભક્તિ અથવા અશુદ્ધ નાશવંત ભક્તિજ કહી શકાય છે. ઈશ્વર વિષેની ભક્તિ પણ જો સકામ હોય-કોઈ કામનાને ઉદ્દેશીને હોય તો તેની પણ તે રૂપજ ગણના કરાય છે. પરમેશ્વરને ઉદ્દેશીને પણ ઘણા લોકો સંકામ-પ્રાકૃતિક ભક્તિ કરે છે, પરંતુ તેથી આત્યંતિક શ્રેય મુક્તિની પ્રાપ્તિ તો નથીજ થતી. જો કે સર્વેશ્વર પરમાત્મા તો સર્વ સંપૂર્ણ આપનાર છે અને 'नित्यो नित्यानां चेतनश्चेतनानामेको वहूनां यो विदधाति कामान्-' જે નિત્યના પણ નિત્ય છે, ચેતનોના પણ ચેતન છે અને પોતે એકજ અનેકની કામનાઓને પૂર્ણ કરે છે, એટલુંજ નહિ પણ 'यो ब्रह्माणं विदधाति पूर्वम् -જેમણે બ્રહ્મદેવને પહેલાં ઉત્પન્ન કર્યા છે.' આમ બ્રહ્મદેવના સ્રષ્ટા પણ તેજ પ્રભુ છે અને તેથીજ 'यज्ञेन यज्ञमयजंत देवाः-દેવોએ પણ યજ્ઞવડે તે યજ્ઞસ્વરૂપ પરમેશ્વરનું યજન કરેલ છે.' જેથી તે તે દેવો શ્રીપ્રભુકૃપા સંપાદન કરીને તે તે ઉચ્ચ પદને પ્રાપ્ત થયા છે; એ વાત પ્રસિદ્ધ છે. વળી 'रूपमारोग्यमर्थांश्च धर्मांश्चैवानुषंगिकान् -એ પરમેશ્વર ભક્તિથી પ્રસન્ન થઈને રૂપ, આરોગ્ય, સર્વ પદાર્થો તથા આનુષંગિક ધર્મોને પણ આપે છે.' જેમકે કુબ્જાને રૂપ આપ્યું, માર્કંડેયને આરોગ્ય આપ્યું, ધ્રુવને શાશ્વત પદ દીધું, વિભીષણને મહારાજ્ય આપી દીધું, બલિને પાતાલનું રાજ્ય સમર્પ્યું-એમ તે તે ભક્તોને તે તે અર્થો પ્રભુએ આપ્યા છે. જ્યારે અન્ય દેવો વગેરે તો અમુક કોઈ પરિમિત પદાર્થજ આપી શકે છે, ત્યારે પરમેશ્વર તો સર્વ અપરિમિત પદાર્થો આપવા સમર્થ છે, માટે—

अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः ।
तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥

'કામનાઓ રહિત, સર્વ કામનાઓવાળા અથવા મોક્ષની કામનાવાળા ઉદાર બુદ્ધિવાળા મનુષ્યે, તીવ્ર ભક્તિયોગથી પરમ પુરુષ પરમાત્માનુંજ ભજન કરવું.' કેમકે

'अमोघा भगवद्भक्तिः–ભગવાનની ભક્તિ અમોઘ છે–કદીયે નિષ્ફળ જતી નથી;' એમ મહર્ષિ કશ્યપે કહ્યું છે ને અદિતિએ અનુભવ્યું છે. અદિતિએ બાર દિવસનું 'પયોવ્રત' કરીને પરમાત્માનું સેવન કર્યું, તો ખુદ એ ભગવાનજ તેના પુત્રરૂપે (વામનસ્વરૂપ ધારણ કરી) પ્રકટ્યા હતા; પોતે ત્રણે લોકના નાથ હોવા છતાં એ વામન ભગવાને અદિતિને સંતોષ આપવા માટેજ બલિરાજા પાસે ત્રણ પગલાં પૃથ્વીની ભિક્ષા માગી હતી ને તેણીનું અભીષ્ટ પૂર્ણ કર્યું હતું. આ બધું ઠીક છે. કારણકે પુત્રો માતાપિતા પાસેજ માગે છે, પત્ની પતિ પાસેજ માગે છે, સેવક સ્વામી પાસેજ માગે છે અને તે યોગ્ય પણ ગણાય છે; તેજ પ્રમાણે સર્વના સ્વામી પરમેશ્વર પાસે કોઇ વિષયની માગણી કરવી, તે એકંદર ખોટું કે ખરાબ તો નથી, છતાં તેવા મહાસમર્થ સ્વામીને પ્રસન્ન કરી તે મોક્ષદાતા પ્રભુ પાસે તુચ્છ–નાશવંત વિષયોની માગણી કરવી ને તે દ્વારા પોતાની ભક્તિને અશુદ્ધ બનાવવી તેના કરતાં કોઇપણ જાતના વિષયોની અભિલાષ વિના કેવળ નિષ્કામ ભાવે તેમની ભક્તિ કરવી તેજ સર્વોત્કૃષ્ટ છે. ભગવાન શ્રીકૃષ્ણ પણ એજ કહે છેઃ—

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

'હે અર્જુન! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મારૂં ભજન કરે છે—પીડિત, જિજ્ઞાસુ, અર્થાર્થી ને જ્ઞાની.' આમાં પહેલાંના ત્રણને ભગવાને પોતાના ભક્ત તો કહ્યાજ છે, છતાં ચોથાને જ્ઞાની કહ્યો છે. અર્થાત્ પ્રથમના ત્રણ ભક્તો હજી અપૂર્ણ છે–તેઓ જ્ઞાની બન્યા નથી. કારણકે તેઓની પ્રીતિ પ્રભુમાં છે ખરી, પણ તે કેવળ વિષયોને લીધે છે, વિષયો માટેજ તેઓએ પ્રભુમાં પ્રીતિ કરી છે, પણ પ્રભુ માટે તેઓએ પ્રભુમાં પ્રીતિ કરી નથી. જેમ રાજ્યના નોકરો રાજ્યગાદીના નોકરો છે; ખુદ રાજાની જાતના નોકરો નથી; કેમકે રાજાની જાતમાં શું છે? પણ આ સ્થિતિ પ્રભુના

સંબંધમાં ન હોવી જોઇએ. કોઇએક રાજા જેવા જગતના રાજા-પ્રભુ નથીજ. આ બાબત સમજાવતાં સીતાજી પોતાની સખી પ્રત્યે કહે છેઃ—

અલંકાર શૃંગારથી શોભે બીજા ભૂપ;
શોભાવે શૃંગારને આલિ! એવા તો એજ અનુપ.

મહાત્મા તુલસીદાસ પણ કહે છે–' तुलसी जो प्रभुको चहे तो आप हि प्रभुता होय '–જે પ્રભુને ચાહે તો ચાહનારમાં આપોઆપજ પ્રભુતા ઉદ્ભવે છે' કારણકે હરકોઇ વસ્તુની પ્રભુતા પ્રભુને લીધેજ છે. શ્રુતિઓ કહે છે કે, 'એ પરમાત્માના આનંદના લેશ અંશથી પણ જગત જીવી રહ્યું છે.' ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં સમજાવે છે કે, ' यद् यद् विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा। तत् तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम्–જગતમાં જે જે વિભૂતિવાળું, શ્રીમાન અથવા બળવાન પ્રાણી છે અથવા જે કંઈ સર્વોત્કૃષ્ટ પદાર્થ છે તે તે મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલો છે એમ તારે જાણવું.' આમ કહી પરમાત્મા પોતાના તેજના અંશને તેજસ્વીમાં પ્રવેશેલો કહે છે. અરે! આખાય જગતનું સઘળું તેજ એકત્ર કરો તોયે શું? ભગવાન તો કહે છે–' एकांशेन स्थितो जगत्–હું મારા એકજ અંશથી જગતમાં વ્યાપી રહ્યો છું' આવું તે સર્વેશ્વર પ્રભુનું મહૈશ્વર્ય અથવા મહાતેજસ્વીપણું છે. ' प्रज्ञानमानंदं ब्रह्म ' ' अनंतं ब्रह्म ' ' પરમેશ્વર કેવળ જ્ઞાનસ્વરૂપ ને આનંદસ્વરૂપ છે; તેમનો કદી અંત નથી,' આમ કહી શ્રુતિ પરમાત્માને જ્ઞાન તથા આનંદમય કહે છે ને સર્વાંશે દેશ–કાળ–વસ્તુ પરિચ્છેદથી રહિત જણાવે છે. આવા પ્રભુથી બીજી કઇ વસ્તુ ઉત્કૃષ્ટ છે? તેમના કરતાં બીજી કઈ વસ્તુ અધિક છે કે જેથી સકામ ભક્તિ કરીને તેજ પ્રભુ પાસે તેમના વિના બીજી વસ્તુની માગણી કરવી! અને ખરૂં જુઓ તો તેમના વિના બીજું છેજ ક્યાં? બીજામાં જે કંઇ છે તે ક્યાંથી આવ્યું છે? કેવળ તે પ્રભુમાંથીજ બીજામાં બધું ઉતરેલું જણાય છે! આમ સત્યસ્વરૂપે પરમા-

ત્માને જે પિછાણે અને તેમના ખરા રહસ્યને જે જાણે તે તો ચાંદરણાંને મૂકી ચંદ્રમાનેજ વળગે; એટલે કે સર્વ વિષયોની કામનાનો પરિત્યાગ કરી નિષ્કામ ભાવેજ પ્રભુભક્તિ કરે ને કેવળ પ્રભુનેજ ચાહે. આવાજ અભિપ્રાયથી ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ચાર ભક્તોમાં જ્ઞાનીને સૌથી અધિક કહે છે:—

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

'નિત્ય મારામાંજ આસક્ત રહેનારો ને કેવળ મારીજ એક ભક્તિ કરનારો જ્ઞાની, તે ચાર ભક્તોમાં ઉત્તમ છે. કેમકે જ્ઞાની–ભક્તને હું અત્યંત પ્રિય હોઉં છું અને તેથી તે મને પણ અત્યંત પ્રિય છે.' અર્થાત્ પેલા ત્રણ ભક્તો તો સ્વાર્થ સારૂં ભક્તિ કરે છે, તેથી જેવો સ્વાર્થ સર્યો કે તુરતજ તેઓ પ્રભુને વીસરી જાય છે. સુગ્રીવને જેવું રાજ્ય મળી ગયું કે શ્રીરામ પ્રભુને તે ભૂલી ગયા. કેમકે સુગ્રીવની પ્રીતિ રાજ્ય માટેજ શ્રીરામ પર થઇ હતી; પણ જે નિષ્કામ ભક્ત સર્વથી શ્રેષ્ઠ ફળરૂપ એ પરમાનંદ પરમેશ્વરનેજ સમજે છે તેની તે પ્રભુમાં નિષ્કામ ભક્તિ હોય છે અને તેથીજ તે કદી પ્રભુને ભૂલતો નથી; કેમકે તેને પરમેશ્વરજ અતિશય પ્રિય હોય, તેની પ્રીતિને માટે કેવળ એકજ સ્થાન નિયત હોય છે. તેને તો પ્રિયતમ પ્રભુજ અતિપ્રિય થઇ પડે છે, તેથી પ્રભુને પણ તેવોજ ભક્ત પ્રિયતમ થાય છે. આમ પ્રભુને પ્રિયતમ થવું, તેથી બીજી કઇ વિશેષતા? અને એ રીતે પ્રભુના પ્રિય બન્યા પછી શી ન્યૂનતા રહે છે? માટે નિષ્કામ ભક્તિ એજ અનન્ય ભક્તિ છે અને તે દ્વારાજ પ્રભુપ્રાપ્તિ થઇ શકે છે. આ વાતને પ્રભુ શ્રીકૃષ્ણ ગીતાજીમાં જુદે જુદે સ્થળે ત્રણ વાર કહે છે–'भक्त्या लभ्यस्त्वनन्यया–કેવળ અનન્ય ભક્તિથીજ પ્રભુને પામી શકાય છે.' શ્રુતિ પણ કહે છે–'જેને વરે તે હરિને મળે.' પ્રભુ પોતાના અતિપ્રિયનેજ વરે છે–પસંદ કરે છે અને તેવો પ્રભુને અતિપ્રિય તો કેવળ જ્ઞાની–નિષ્કામ ભક્તજ છે, માટે

નિષ્કામ ભક્તનેજ શ્રીહરિ પ્રાપ્ત થઈ શકે છે. આવી નિષ્કામ ભક્તિ સિવાય બીજા કોઇપણુ માર્ગે પ્રભુપ્રાપ્તિ થતી નથી એમ શ્રુતિ કહે છે–' न प्रवचनेन न मेधया–શાસ્ત્રાધ્યયન કે વેદાધ્યયન કર્યા કરવાથી અથવા બુદ્ધિનો ગમે તેટલો ઉપયોગ કર્યાથી પણ પ્રભુપ્રાપ્તિ થતી નથી.' આવોજ અભિપ્રાય ગીતામાં ભગવાન વ્યક્ત કરે છે–' नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया '–વેદાધ્યયન, તપશ્ચરણ, દાન કે યજ્ઞયાગો કર્યાથી હું મળી શકતો નથી,' પણ ' भक्त्या लभ्यस्त्वनन्यया '–કેવળ અનન્ય–નિષ્કામ ભક્તિથીજ મારી પ્રાપ્તિ થઇ શકે છે.' અર્થાત્ ઇશ્વરપ્રાપ્તિનો સર્વશ્રેષ્ઠ ઉપાય કેવળ નિષ્કામ ભક્તિ એકજ છે. આવાજ કારણથી પુરાણોમાં ખુલ્લું કહેવામાં આવે છે–' प्रीयतेऽमलया भक्त्या–નિર્મળ ભક્તિથીજ ભગવાન પ્રસન્ન થાય છે.' આમ પ્રભુપ્રાપ્તિના બીજા સર્વ ઉપાયોને કેવળ નકામા કહેવામાં આવે છે; આમાં કંઇપણ આશ્ચર્ય નથી કે તેમાં લેશપણ ખોટું નથી. આ રીતે અનન્ય ભક્તિ કોને કહેવી તે તો આપણે સમજ્યા, તેમજ તેવી ભક્તિ જો કરવામાં આવે તો પ્રભુપ્રાપ્તિ થાય એ પણ જાણ્યું ને તે સંબંધે ખૂબ વિચાર્યું પણ ખરૂં, મનથી ઠસાવ્યું પણ ખરૂં, પરંતુ આચરણમાં તે છે ? ખરો અંતિમ પ્રેમ ક્યાં છે ? આપણે સમજીએ ને વિચારીએ છતાં પરમાત્મા પૂર્ણબ્રહ્મમાં આપણો પ્રેમજ ક્યાં છે ? અને તેમનું સંપૂર્ણ જ્ઞાન પણ ક્યાં છે ? માત્ર તેમના સંબંધે શ્રવણ કરવાથી તેમની પ્રાપ્તિ થઇ શકે નહિ; પ્રભુપ્રત્યેનો પ્રેમ કર્યો કરી શકાતો નથી, જગાડયો જગાડાતો નથી. જેવો સ્ત્રી, પુત્ર, ધન આદિમાં પ્રેમ છે તેવો પ્રભુમાં કેમ નથી ? પણ તેનું કારણ શું ? એક કવિ ઠીક કહે છેઃ—

### છપ્પયા છંદ

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં;
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળવાથી તાતાં;
નથી મળતો એ પ્રેમ, શોધતાં વાટે ઘાટે,

નથી મળતો એ પ્રેમ, ગાંધી દોશીના હાટે;
નથી મળતો એ પ્રેમ, જોતાં ગુજરી ગામોગામની;
નરસો કહે થાય એ પ્રેમ જો, થાય કૃપા ઘનશ્યામની.

જો આમ છે તો પ્રશ્ન એ થાય છે કે, તો પછી એ પ્રભુ કૃપા કેમ નથી કરતો? શું તે કૃપાળુ નથી? અરે! ભાઈ! તે કૃપાળુ તો પૂરતો છે, પણ કંઈ યોગ્યતા તો જુઓ ને? એ માટેની યોગ્યતા મેળવવાને તેમણે સગવડ પૂરતી કરી આપી છે, તે માટેના યોગ્ય ઉપાયો ઘણાયે દર્શાવ્યા છે, પણ તે આપણે ક્યાં આચરીએ છીએ? આપણે તો દુષ્કૃત્યો કરવામાંજ તત્પર રહીએ છીએ ને બીજી બાજુથી પ્રભુને મેળવવા દાવો કરીએ છીએ; પણ તેથી તે મળે ખરો? તેજ પોતે કહે છે-'न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः-દુષ્કૃત્ય કરનારા નરાધમો મને કદી પામી શકતા નથી.' કેમકે તેઓ દુષ્ટ કૃત્યો કરીને બીજાઓનું અપ્રિય કર્યા કરે છે, બીજાઓને હાનિ પહોંચાડે છે અને શાસ્ત્રવિરુદ્ધ આચાર વિચારો રાખીને ગમે તેમ વર્તે છે તેઓને વળી વિચારવાની પણ ફૂરસદ હોય ખરી કે પરમેશ્વર છે કે નથી? જો છે તો તે કેવો છે? ક્યાં છે? એઓ તો પોતાના માર્ગમાંજ દોડયા રહીને એ વાતને કોઈ પણ રીતે ધ્યાનમાં લેતા નથી અને જો કંઇ ધ્યાનનાં લેતા હોય તો પણ માત્ર ઉપલકજ દૃષ્ટિએ; પણ જ્યાં સુધી કમળો હોય ત્યાંસુધી બરાબર દેખાય ખરૂં? દારૂ ગળા સુધી ઢીચ્યો હોય ત્યાં પછી પૂછવુંજ શું? એટલે કે તમોગુણ તથા રજોગુણની સત્તા જ્યાંસુધી પૂર્ણ જોસમાં આજુબાજુ, અંદર અને બહાર પથરાઇ પડી હોય ત્યાં શું થાય? એ તો 'सत्वात् संजायते ज्ञानं-સત્ત્વગુણથીજ જ્ઞાન ઉત્પન્ન થાય છે.' શાસ્ત્રોની કે યોગ્ય કોઇ સદ્‌ગુરુની તે તે વાતો જ્યારે રુચે, તે પર બરાબર વિશ્વાસ ને શ્રદ્ધા થાય ને તે પછી તે પ્રમાણે જ્યારે સદ્વર્તન તથા શુદ્ધ આચરણ કરવામાં આવે એટલે તે દ્વારા આજુબાજુ, અંદર અને બહાર શુદ્ધ સત્ત્વગુણનું સામ્રાજ્ય જામે છે અને તે પછી શુદ્ધ જ્ઞાન પ્રકટે છે. એ રીતે જેવું

જ્ઞાન ઉત્પન્ન થાય છે કે તુરતજ દુષ્કર્મો ત્યજાય છે અને પછી સુકર્મો કરવામાં તત્પરતા થાય છે. માત્ર પથ્ય પાળવાથી જામેલો રોગ જાય નહિ, પણ સાથે સાથે તેને દૂર કરવાનું ઔષધ પણ સેવવુંજ જોઇએ, તેમ સત્કર્મો પણ કરવાં જોઇએ; જેથી ' जनाः सुकृतिनोऽर्जुन ' હે અર્જુન ! ચાર પ્રકારના સત્કર્મ કરનારા–પુણ્યશાળી મનુષ્યો મારૂં ભજન કરે છે એમ સતકર્મો કરનારાઓનેજ પ્રભુભક્તિ સૂઝે છે. આવા સુકૃતિ ભક્તોમાંથે જેઓ નિષ્કામ ભક્તિથી પ્રભુને ભજે છે તે પોતાના સ્વાર્થત્યાગપૂર્વક હમેશાં પ્રભુ સાથે જોડાયા રહે છે, તેઓની એ ભક્તિના મૂળને ઉદ્દેશી ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ—

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥

' પુણ્યકર્મ કરતાં કરતાં જે મનુષ્યોનાં સર્વ પાપ નાશ પામી ગયાં હોય છે તેઓ રાગદ્વેષાદિ દ્વંદ્વોથી રહિત બને છે અને દૃઢ વ્રતવાળા થઇને મારૂં ભજન કર્યા કરે છે. અર્થાત્ નિષ્કામ પુણ્ય કર્મોદ્વારા જ્યારે પાપ ધોવાઇ જાય છે ત્યારે રાગદ્વેષાદિ કષાયો છૂટી જાય છે ને દૃઢ વ્રત થઇને આવું નિષ્કામ ભજન પ્રેમપૂર્વક કરી શકાય છે.'

જેમ કોઇ મલિન વસ્ત્રમાંથી મેલ દૂર કરવો હોય ત્યારે પ્રથમ સાબુ, પાણી, ખારો, ભઠ્ઠી વગેરેની જરૂર પડે છે; પછી એ દ્વારા વસ્ત્રનો મેલ નીકળી જાય ને બરાબર સ્વચ્છ થઈ જાય તે પછી તેમાં રંગ ચઢાવવો, સુગંધી ભરવી–વગેરે કરી શકાય છે; તેવીજ વાત નિષ્કામ ભક્ત થવા માટેની છે. પ્રથમ નિષ્કામ પુણ્યકર્મોદ્વારા આત્મશુદ્ધિ થવી જોઇએ ને તે પછીજ તેના પર નિષ્કામ ભક્તિનો રંગ ને પરમાનંદની સુગંધ લગાવી શકાય છે. આપણે દુષ્કર્મો કરતા બંધ થઈએ એટલે નવો પાપરૂપ મેલ ન ચડે ને અજ્ઞાન ન વધે. પછી જ્યારે નિષ્કામ સત્કર્મો કરવા માંડીએ ત્યારે પ્રથમનાં દુષ્કર્મોનો પાપરૂની મેલ દૂર થાય ને સત્સંગરૂપી રંગારાદ્વારા નિષ્કામ ભક્તિરૂપી રંગ ચડે. આવી આ

નિષ્કામ ભક્તિનેજ સાધનભક્તિ કહેવામાં આવે છે, કેમકે મોક્ષરૂપી સાધ્યનું તેજ એક સાચું સાધન છે. 'विद्ययाऽमृतमश्नुते–વિદ્યાથી મોક્ષને પામે છે.' એમ શ્રુતિ જેને વિદ્યા કહે છે તેજ આ બ્રહ્મવિદ્યા અથવા નિષ્કામ ભક્તિ છે. પ્રથમ તે સાધનરૂપે છે, જેમાં 'श्रवण, कीर्तन, स्मरण, पादसेवन, अर्चन, वंदन, दास्य ने सख्य'–એ ક્રમથી ચઢતાં ચઢતાં છેવટ 'आत्मनिवेदन' અથવા 'आत्मसमर्पण' સુધીનાં નવ અંગોનું ક્રમશઃ સેવન અથવા એક એકને મુખ્ય રાખી બીજાઓનું ગૌણપણે અનુષ્ઠાન હોય છે અને સંપૂર્ણ સિદ્ધ થયેલ આનેજ સંન્યાસ, કર્મસંન્યાસ, બ્રહ્મજ્ઞાન, અનન્યભક્તિ, સિદ્ધભકિત, પ્રભુ ઉપરનો પરમપ્રેમ વગેરે પર્યાયોથી કહેવામાં આવે છે. ઉપર દર્શાવેલી નવ પ્રકારની ભક્તિમાંથી કેવળ એક એકનેજ મુખ્યત્વે આરાધનાર અનુક્રમે પરીક્ષિત, શુકદેવ, પ્રહ્લાદ, લક્ષ્મી, પૃથુ, અક્રૂર, સુગ્રીવ, અર્જુન ને બલિરાજાનાં દૃષ્ટાંત શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે, છતાંય 'कलौ केशवकीर्तनात्' કલિયુગમાં કેશવનું કીર્તન કરવાથી મુક્તિને સુલભ દર્શાવવામાં આવે છે. અર્થાત્ ભક્તિના નવ પ્રકારો પૈકી 'કીર્તન' એ કલિયુગમાં સરળ ને સર્વશક્ય ભક્તિપ્રકાર છે. એના દ્વારા સત્વર સંસારથી મુક્ત થવાય છે. મુસલમાનો 'નિમાજ' પઢે છે, ક્રિશ્ચિયનો 'પ્રેયર' કરે છે, તે શું છે ? એજ, જેને આપણે 'કીર્તન' કહીએ છીએ. અનાર્યો પણ આજ ઉપાયને સર્વોત્તમ માને છે, ત્યારે આર્યોમાં બ્રહ્મા, શ્રુતિ, શારદા, નારદ, વ્યાસ, વાલ્મીકિ, શુક ને સર્વ ધર્માચાર્યો પણ તેજ ઉપાયને સર્વોત્કૃષ્ટ કહે છે અને તુલસીદાસ, મીરાંબાઈ, તુકારામ, નરસિંહ મહેતા–વગેરે અર્વાચીન મહાભક્તો ભગવત્સાક્ષાત્કાર કરી શક્યા તે પણ કયા ઉપાયથી ? 'કીર્તન'થીજ તેઓ સંસાર પર વિજય મેળવી શક્યા છે. માત્ર એ વસ્તુનો જરૂર ખ્યાલ હોવો જોઇએ કે, આ સંસારરૂપ મહારોગને જો સમૂળગો દૂર કરવો છે તો પથ્ય ને ઔષધ—એ બન્ને બરાબર સેવવાં જોઇયે. નવા જમાનાના સુધારકો કહે છે કે, 'કંઈ કરવાની

જરૂર નથી; માત્ર નીતિજ સર્વથા સુખકારક છે.' આમ કેવળ નીતિનેજ પસંદ કરીને તેઓ ભગવાનના ગુણગાનને ત્યજે છે; બીજી તરફ જૂના વિચારના રૂઢિચુસ્તો કહે છે કે, 'અમે તો કેવળ ભગવાનનું ભજન કર્યા કરીશું, જેથી અમારાં કોટિજન્મનાં પાપો બળીને ભસ્મ થઇ જશે.' આમ કહેતા તે રૂઢિભક્તો કુનીતિનો સર્વથા ત્યાગ કરતા નથી અને તેથીજ પોતાના સ્વાર્થની વાત આવે છે ત્યારે બીજાને દુઃખકારક થતાં અચકાતા નથી. માટેજ અમે કહીએ છીએ કે કેવળ એકથીજ નહિ ચાલે; નીતિ ને ભક્તિ બન્ને જોઇશે; તેજ આ પથ્ય ને ઔષધ બંનેનું સેવન કરનાર પોતાના ધ્યેયને પહોંચી વળે છે. આમ જો સંપૂર્ણ અંગ સધાય છે તોજ સંપૂર્ણ ફળ મેળવી શકાય છે; એજ આશય ઉપરના પદમાં અમે દર્શાવ્યો છે. આપણે સદ્વર્તન કરી નીતિ જાળવીએ અને સાથે સાથે પ્રેમપૂર્વક પ્રભુભજન કરતા જઇએ તોજ પ્રભુને પ્રાપ્ત કરી શકીએ; તેમાં જેટલી ન્યૂનતા તેટલી ધ્યેયમાં પણ ન્યૂનતા રહેવાનીજ. નીતિને અનુસરો પણ પ્રભુભજન ન કરો તોયે કંઇ વળતું નથી; તેમજ પ્રભુભજન કરો પણ જો નીતિને તિલાંજલિ આપો તોયે નકામું છે; ઉલટા પ્રભુના કોપનું પાત્ર બનીએ. આપણે જો કુપથ્ય કર્યે જઇએ તો આપણો ઉપાય અને ઇશ્વર બન્ને નિંદાપાત્ર બને છે; જેમ કુપથ્ય કર્યા કરતા રોગીનો રોગ દૂર ન થતાં તેની ચિકિત્સા કરનારો વૈદ્ય તથા તેનું ઔષધ બન્ને નિંદાપાત્ર બને છે તેમ. માટે પ્રથમ તો સત્કર્મોદ્વારા આત્મશુદ્ધિ થવીજ જોઇએ અને તે પછીજ તે પર ભક્તિનો રંગ ચઢાવવા પ્રયત્ન કરવો જોઇએ. કોઇ તેલી અથવા હલવાઇનો ધંધો કરનાર પોતાનાં ચીકણાં મેલાં વસ્ત્રને પ્રથમ સાફ કર્યા વિનાજ કેસરમાં ઝબોળે તો તે શું કરે છે? મૂર્ખાઇ કે બીજું? પૂર્વકાળના ભક્તો સંસાર તરી ગયા તે કેવા હતા? તેઓએ જો કુપથ્ય કર્યાં હોત તો તેઓનો ભક્તિરૂપ ઉપાય જરૂર નિષ્ફળજ નિવડયો હોત. એ તો પથ્ય અને ઔષધ બન્ને બરાબર હોય તોજ રોગને દૂર કરવાનું કામ પાર પડે છે.

## શ્રી જયદેવ સ્વામી–આખ્યાન

### પદ

'હે દેવા' એ રાગ

હે સજ્જનો ! ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સહુને સુખકારી રે.
દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચુકે;
અનુ પતિથી છે કદર થનારી, થાઓ સહુને સુખકારી.

સર્વને સુખકારક થવામાં સર્વની પાસે ધન અથવા તેવા પ્રકારની સામગ્રી કદી હોઇ શકતી નથી, તો સર્વને સુખકારક શી રીતે થઇ શકાય ? શ્રીમંતોને આપણે સુખ-કારક શી રીતે થઇ શકીએ ? સર્વને સુખકારક થવાનો સરળ ને સર્વોત્તમ એક ઉપાય જરૂર છે જે બાલ, વૃદ્ધ, મૂર્ખ, પંડિત, ગરીબ, તવંગર, માંદા કે સાજા–સર્વને અવશ્ય ઉપયોગી, અતીવ સુખકારક ને અતિશય શ્રેયસ્કર છે. આ ઉપાય કયો ? અરે ! ઘણોજ સહેલો; માત્ર તેમની આગળ—

ગોવિંદના ગુણ ગાઓ, (અને એ રીતે) થાઓ સૌને સુખકારી રે.

આ ઉપાયને આચરણમાં મૂકતાં ખાસ કોઈ વિઘ્ન તો નડતું નથી, પણ દુષ્ટોની નિંદા જરૂર સહેવી પડે છે. દુષ્ટો ભલે નિંદે, તેની પરવા ન હોવી જોઇએ. નિંદક તો હમેશાં સામાનાં પાપો ધોઇ રહ્યો છે, એ સિદ્ધાંત છે. તે એમ કરે એજ ઠીક છે; અનાયાસે આપણાં પાપો દૂર કરનાર એવો મળી આવે તો તેથી ઉલટા સંતુષ્ટ થવું ને શિક્ષણ લેવું કે—

દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચૂકે.

આપણે આપણી સાધુતા ન મૂકીએ તો લાભ આપણુ-નેજ છે ને હાનિ દુષ્ટને છે. કેમકે—

અનુ પતિથી છે કદર થનારી.

એ વાત ખરી છે કે ગોવિંદના ગુણો ગાતાં આવડવા જોઇએ; અરે ! ગોવિંદના ગુણો ગાવાનું મન થાય, એ પણ કંઇ સાહજિક વાત નથી. માટેજ અહીં 'હે સજ્જનો' એવું સંબોધન અપાયું છે. જેઓ પોતાનાં પ્રાચીન દુષ્ટ કર્મોને અધીન

શ્રુતિ પણ 'नाविरतो दुश्चरितात्' એમ કહી અજ્ઞાની દુરાચારીઓને તો જ્ઞાનના અનધિકારીજ ઠરાવે છે. આ વાત સમગ્ર શિષ્ટ મહાપુરુષોને તથા સર્વસંપ્રદાયનાં શાસ્ત્રોને એક સરખીજ માન્ય છે. પાપી નરાધમો માટે તો ભગવાન નરકનાં સ્થાનોજ યોગ્ય ઠરાવે છે અને તેવાઓને આસુરી યોનિઓમાંજ અવતરવાને યોગ્ય ગીતામાં સૂચવે છે–'तानहं क्षिपत्तः क्रूरान्' આપણે જોઇએજ છીએ કે, મેલાં કપડાં રંગરેજને ત્યાં ભાત ભાતના રંગો માટે કદી જાય છે કે? એ તો ધોબીને ત્યાં ભઠ્ઠીમાં ઉકળવાને તથા પથ્થરો પર કુટાવાને માટેજ પ્રથમ ધકેલાય છે. સરકારી ખાતાંઓમાં જે કોઇ મનુષ્ય એકવાર દૂષિત જણાય છે તેને જીવનપર્યંત સરકારી ખાતાંઓમાંથી દૂર કરવામાં આવે છે; તેજ પ્રમાણે પાપી દુરાચારીઓને પણ સરકારોનો સરકાર પરમેશ્વર પોતાની હજુરમાં સેવક તરીકે રાખવાને અયોગ્યજ ઠરાવે છે. માટે પાપ અથવા દુરાચાર તો ત્યજયેજ છુટકો છે અને આત્મશુદ્ધિ અથવા ચિત્તશુદ્ધિ માટે નિષ્કામ સત્કર્મો પણ કર્યેજ છુટકો છે; કેમકે તે પછીજ ઇશ્વર–સાક્ષાત્કારની યોગ્યતા પ્રાપ્ત કરી શકાય છે; માટે 'થાઓ સહુને સુખકારી' અને તેવા થવા માટે બીજા સર્વ ઉપાયોને બાજુ પર મૂકી 'ગોવિંદના ગુણ ગાઓ.' તે દયાળુ પરમેશ્વરની પ્રાર્થનાપૂર્વક સહાય માગો; એ કૃપાનિધાન છે; જરૂર કૃપા કરશે. યાદ રાખો કે આ ઉપાય તપ, દાન, સત્ય તથા યજ્ઞયાગાદિ કરતાંયે ઘણોજ ઉત્તમ છે; આ ઉપાયથી જે અંતિમ મહાફળ પ્રાપ્ય છે તેજ પ્રાપ્ત કરી શકાય છે; અન્ય લૌકિક ફળની જરૂર શી છે? જો જરૂર હશે તોયે અવાંતર ફળ તરીકે તેનું સાહચર્ય રહેવાનુંજ. માટે પ્રભુનાજ ગુણો ગાઓ, તેમને પ્રિય બનો, તેમના ઉપકારો કદી ન વિસરો, પ્રતિદિન પ્રભુ પ્રત્યેનો પ્રેમ વધાર્યે જાઓ, એટલે તમે જરૂર તરી જશો. દુષ્ટોનાં દૃષ્ટાંતો ન લ્યો, સજ્જન બનો, તેવા બનવા માટે સજ્જનોનાંજ દૃષ્ટાંતો લ્યો; એટલે જરૂર વિજયજ છે. જુઓ આ દૃષ્ટાંત—

## શ્રી જયદેવ સ્વામી-આખ્યાન

### ૫૬

'હે દેવા' એ રાગ

હે સજ્જનો! ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સહુને સુખકારી રે.
દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચુકે;
અનુ પતિથી છે કદર થનારી, થાઓ સહુને સુખકારી.

સર્વને સુખકારક થવામાં સર્વની પાસે ધન અથવા તેવા પ્રકારની સામગ્રી કદી હોઇ શકતી નથી, તો સર્વને સુખકારક શી રીતે થઇ શકાય? શ્રીમંતોને આપણે સુખકારક શી રીતે થઇ શકીએ? સર્વને સુખકારક થવાનો સરળ ને સર્વોત્તમ એક ઉપાય જરૂર છે જે બાલ, વૃદ્ધ, મૂર્ખ, પંડિત, ગરીબ, તવંગર, માંદા કે સાજા-સર્વને અવશ્ય ઉપયોગી, અતીવ સુખકારક ને અતિશય શ્રેયસ્કર છે. આ ઉપાય કયો? અરે! ઘણોજ સહેલો; માત્ર તેમની આગળ—

ગોવિંદના ગુણ ગાઓ, (અને એ રીતે) થાઓ સૌને સુખકારી રે.

આ ઉપાયને આચરણમાં મૂકતાં ખાસ કોઈ વિઘ્ન તો નડતું નથી, પણ દુષ્ટોની નિંદા જરૂર સહેવી પડે છે. દુષ્ટો ભલે નિંદે, તેની પરવા ન હોવી જોઇએ. નિંદક તો હમેશાં સામાનાં પાપો ધોઇ રહ્યો છે, એ સિદ્ધાંત છે. તે એમ કરે એજ ઠીક છે; અનાયાસે આપણાં પાપો દૂર કરનાર એવો મળી આવે તો તેથી ઉલટા સંતુષ્ટ થવું ને શિક્ષણ લેવું કે—

દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચૂકે.

આપણે આપણી સાધુતા ન મૂકીએ તો લાભ આપણનેજ છે ને હાનિ દુષ્ટને છે. કેમકે—

અનુ પતિથી છે કદર થનારી.

એ વાત ખરી છે કે ગોવિંદના ગુણો ગાતાં આવડવા જોઇએ; અરે! ગોવિંદના ગુણો ગાવાનું મન થાય, એ પણ કંઇ સાહજિક વાત નથી. માટેજ અહીં 'હે સજ્જનો' એવું સંબોધન અપાયું છે. જેઓ પોતાનાં પ્રાચીન દુષ્ટ કર્મોને અધીન

પ્રયોગ હતો; ત્યારે સ્વામી જયદેવ તો લોકોને દેખી દેખી તેમનાથી દૂર દૂર નાસતા ફરે તો પછી તેમની શક્તિનો બીજાઓ કેવી રીતે લાભ લઇ શકે?

પ્રભુ તો એમ કહે છે કે, 'योगक्षेमं वहाम्यहम्-જેઓ મારાં ગુણગાન કર્યા કરે તેમના યોગક્ષેમનો નિર્વાહ મારે શિર છે.' તમે તો એ માર્ગે સર્વને સુખકારક થાઓ, મોકો મળે કે નજ ચૂકો, એ ચાલુજ રાખો; એના બદલામાં તમારી બધી ચિંતા હુંજ કરીશ. આવાં વચન પ્રભુ પોતેજ આપે છે. ગુણગાનથી સર્વ પ્રકારનું શ્રેય-પ્રેય શ્રીહરિ પોતેજ કરે છે, જુઓ જયદેવનોજ દાખલો; તેમને પ્રભુએજ સ્ત્રી, ધન, રાજ્ય, સન્માન, વગેરેની વ્યવસ્થા કરી આપી ને અદ્યાપિ તેમના 'ગીતગોવિંદ' કાવ્યને સજીવન રાખ્યું છે. હવે તે બધું પ્રભુએ કેવી રીતે કર્યું, તે જોઇએ—

વસંતતિલકા વૃત્ત

એ કાવ્ય શ્રેષ્ઠ જગમાંહિ રખાવવાને,
એ ભક્તિભાવ જગમાંહિ ચખાવવાને;
યુક્તિ કરી જગદીશે જન શ્રેય સારૂં,
'ગોવિંદગીત' રહ્યું તે થકી લોક પ્યારૂં.

અર્ચા, મૂર્તિ કે પ્રતિમા એ પણ પરમેશ્વરનો તે રૂપે અવતારજ છે. તે પોતાના ભક્તને અવશ્ય ઉત્તેજન આપેજ છે; જેથી તે દ્વારા ભક્તિનો પ્રભાવ અને મૂર્તિરૂપ પ્રભુના અવતાર વિષેનો જગતનો સદ્ભાવ પણ વૃદ્ધિ પામે છે, એટલુંજ નહિ પણ પોતાના ભક્તોને ભક્તિ દર્શાવવાનું મુખ્ય સ્થાન અનાદિ કાળથી તે આજસુધી તેજ સર્વ ઠેકાણે બન્યું રહ્યું છે. આ પ્રમાણે મૂર્તિરૂપે હજી પણ બીરાજતા તે શ્રીજગન્નાથજીના પ્રભાવ વિષેનુજ આ આખ્યાન છે, એમ કહેવામાં કંઇએ હરકત નથી. હવે તે જુઓઃ—

૫૬

જગન્નાથજીને દેવાને કન્યા વિપ્રે માની રે;
લાયક થઈ લાલી ગુણશાળી રૂપવાળી નવ માની રે.

વાસમાં પણ કદી મમત્વ નજ કરે; કેમકે તેમાં પણ જો મમતા કરી હોય તો એ પોતાના આસનના સ્થળને કદાચ કોઇ બગાડે તો તેના પર ક્રોધ થઇ આવે, અને તે દ્વારા તેના દુઃખદાયી થવાનો પ્રસંગ આવે, એવો તેમને ભય રહે છે. પણ આ રીતે નઠારાંઓથી બચતાં અને તેમને સારૂ પોતાના શરીર વગેરેને કષ્ટ આપી સહન કરતાં કે તેવા કોઇ ભોગ આપતાં શું સંસારને ઝટ તરી શકાય છે? નહિજ. સંસાર તરવામાં પોતાનું બળ તો જોઇએ પણ સાથે લોકબળનીયે આવશ્યકતા રહે છે. પોતે પ્રભુના ગુણોનું ઉત્તમ ગાન કરે અને બીજાં સુપાત્રોને તે ગુણ-ગાનનો લાભ આપે તો આગળ વધવામાં વાર ન લાગે. કમાણીમાં જરૂર ઉમેરણી થાય છે. પ્રભુના ગુણગાનનું મા-હાત્મ્ય અમૃતના સ્વાદથી પણ અધિક વર્ણવેલું છે. દેવ-તાઓ દિવ્ય અમૃતનો કળશ ભરી શુકદેવજી પાસે આવ્યા ને બોલ્યા કે, 'આ અમૃતનો કળશ લઇને તેના બદલે પ્રભુનું ગુણગાન તમે અમને આપો.' આમ અમૃત જેવા સર્વોત્કૃષ્ટ પીણા કરતાંયે પ્રભુગુણગાનનું પીણું અતીવ ઉત્કૃષ્ટ છે. કાર-ણકે અમૃતપાન તો અમુક કાળ સુધીજ દુઃખમુક્ત કરી સુખી બનાવે છે પણ પ્રભુનું ગુણગાન તો આત્માને સદા-કાળ દુઃખમુક્ત કરી સર્વથા સુખમગ્ન બનાવે છે. તો આથી બીજું લોકકલ્યાણ કયું હોઇ શકે? એના જેવું સર્વ શ્રેય-સ્કર બીજું કંઇ પણ નથી. ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં એજ કહે છે કે–' न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः–મનુ-ષ્યોમાં તેના જેવો મારૂં અતીવ પ્રિય કરનાર બીજો કોઇ નથી.' આમ પોતાના ભક્તો પાસે પોતાના ગુણ ગાનારાને ભગવાન, પોતાનું પ્રિય કરનાર માને છે; છતાં સાથે સાથે એ પણ સૂચવે છે કે, ' इदं ते नातपस्काय नाभक्ताय कदाचन–જે મનુષ્ય તપ કરતો ન હોય ને મારો ભક્ત ન હોય તેને આ ગીતાજ્ઞાન તારે કદી ન કહેવું.' આ આદેશને ધ્યાનમાં રાખીને–હે સજ્જનો! ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સહુને સુખકારી રે.

આપણા ધર્માચાર્યો અને અન્યના પયગંબરોનો આજ

પ્રયોગ હતો; ત્યારે સ્વામી જયદેવ તો લોકોને દેખી દેખી તેમનાથી દૂર દૂર નાસતા ફરે તો પછી તેમની શક્તિનો બીજાઓ કેવી રીતે લાભ લઇ શકે?

પ્રભુ તો એમ કહે છે કે, 'योगक्षेमं वहाम्यहम्-જેઓ મારાં ગુણગાન કર્યા કરે તેમના યોગક્ષેમનો નિર્વાહ મારે શિર છે.' તમે તો એ માર્ગે સર્વને સુખકારક થાઓ, મોકો મળે કે નજ ચૂકો, એ ચાલુજ રાખો; એના બદલામાં તમારી બધી ચિંતા હુંજ કરીશ. આવાં વચન પ્રભુ પોતેજ આપે છે. ગુણગાનથી સર્વ પ્રકારનું શ્રેય-પ્રેય શ્રીહરિ પોતેજ કરે છે, જુઓ જયદેવનોજ દાખલો; તેમને પ્રભુએજ સ્ત્રી, ધન, રાજ્ય, સન્માન, વગેરેની વ્યવસ્થા કરી આપી ને અદ્યાપિ તેમના 'ગીતગોવિંદ' કાવ્યને સજીવન રાખ્યું છે. હવે તે બધું પ્રભુએ કેવી રીતે કર્યું, તે જોઇએ—

વસંતતિલકા વૃત્ત

એ કાવ્ય શ્રેષ્ઠ જગમાંહિ રખાવવાને,
એ ભક્તિભાવ જગમાંહિ ચખાવવાને;
યુક્તિ કરી જગદીશે જન શ્રેય સારૂં,
'ગોવિંદગીત' રહ્યું તે થકી લોક પ્યારૂં.

અર્ચા, મૂર્તિ કે પ્રતિમા એ પણ પરમેશ્વરનો તે રૂપે અવતારજ છે. તે પોતાના ભક્તને અવશ્ય ઉત્તેજન આપેજ છે; જેથી તે દ્વારા ભક્તિનો પ્રભાવ અને મૂર્તિરૂપ પ્રભુના અવતાર વિષેનો જગતનો સદ્ભાવ પણ વૃદ્ધિ પામે છે, એટલુંજ નહિ પણ પોતાના ભક્તોને ભક્તિ દર્શાવવાનું મુખ્ય સ્થાન અનાદિ કાળથી તે આજસુધી તેજ સર્વ ઠેકાણે બન્યું રહ્યું છે. આ પ્રમાણે મૂર્તિરૂપે હજી પણ બીરાજતા તે શ્રીજગન્નાથજીના પ્રભાવ વિષેનુંજ આ આખ્યાન છે, એમ કહેવામાં કંઇએ હરકત નથી. હવે તે જુઓઃ—

૫૬

જગન્નાથજીને દેવાને કન્યા વિપ્રે માની રે;
લાયક થઈ લાલી ગુણશાળી રૂપવાળી નવ માની રે.

આ રીતે પ્રભુએ પોતાના ભક્ત માટે તૈયારી કરવા માંડી. જ્યારે કોઇનું પણ કોઇ કાર્ય પ્રભુ પોતેજ હાથ ધરે ત્યારે શી ન્યૂનતા રહે ? કન્યાના પિતાએ સંકલ્પ કર્યો કે, પ્રભુનેજ આ કન્યા સોંપી દેવી છે; આ મારી કન્યા ભવિષ્યમાં સદ્વર્તનવાળી સાધ્વી બનશે તોજ સુખી થશે. આવો મનમાં સંકલ્પ કરી તેણે ઘણાજ પરિશ્રમથી અને સાવધાનીથી પોતાની કન્યાને સુશિક્ષિત સદ્ગુણી બનાવી. ખરૂં છે કે જાત પરજ ભાત પડે છે. ખારા પથ્થર પર આરસનું કામ કદી ન થાય. કવિ કાલીદાસ કહે છે—' क्रिया हि वस्तूपहिता प्रसीदति –કોઇ યોગ્ય વસ્તુ પર જ આરંભવામા આવેલી સત્ક્રિયા સફળ થાય છે.' अस्तु. તે પછી—

બ્રાહ્મણ આવ્યો પ્રભુની પાસે પ્રિય પુત્રીની સાથે રે,
જઈ આપો જયદેવ ભક્તને જણવ્યું એ જગનાથે રે.

પ્રભુએ બ્રાહ્મણને આવી આજ્ઞા સ્વપ્નમાં કરી હતી. ઉપરાંત જણાવ્યું હતું કે, હાલનો સમય ખરાબ છે, સંયમ પાળવો કઠિન થઇ પડે તેવું છે, માટે કન્યાને જીવનપર્યંત કુમારી રાખવી, એ સલામતીભર્યું નથી. એમ સમજી માની જા અને હું કહું છું તેમજ કર. પ્રભુના આ આદેશને શિરોમાન્ય કરી તે કન્યાનો પિતા—

વિપ્ર કરી વિનતિ કવિવરને, કન્યા કરો સ્વીકાર રે;
કવિ કહે કામ ન કંગાલનું, શોધો કોઈ શ્રીકાર રે.

કારણકે મને તો આ કન્યા સાથે લગ્ન કરવાથી લાભ છેજ નહિ; મારૂં તો બેય બગડે તેમ છે. ' ગોવિંદના ગુણ ગાઓ ને થાઓ સૌને સુખકારી રે ' એ પણ થઇ શકે નહિ અને ગૃહસંસાર પણ વ્યવસ્થિત ચાલી શકે તેમ નથી. મારાથી તો માત્ર એક ગોવિંદની સેવાજ થઇ શકે તેમ છે. માટે આ વાત જવા દો.

રઘ ઝઘ કરીને બ્રાહ્મણ થાક્યો, કન્યા મુકી પડતી રે;
બ્હીન્યો પ્રભુ આજ્ઞા તોડું તો, થાયજ મ્હારી પડતી રે.

આવા ભયથી તેણે તો સુકન્યા, સાવિત્રી અને દેવ-

હૂતિ જેવી પોતાની પુત્રીને ઉદ્દેશી કહ્યું કેઃ—

૫૬

'કોઈ હાલ કહો જાકે' એ રાગ

કહ્યું પુત્રીને એવું તાતે, ત્હારે રહેવું એમની સાથે. કહ્યું૦
પ્રભુની આજ્ઞા એજ થઇ છે, જાણે છે તું બ્હેન;
ભલે થાય કદી દુઃખ દેન, સેવજે છતાં ધરી ચેન;
એથી છે ક્ષેમ ત્હારૂં સહુ વાતે, કહ્યું પુત્રીને એવું તાતે.

પિતાની વાત અક્ષરશઃ સત્ય હતી, એનો તો હવે છૂટકોજ ન હતો. પ્રભુની ઇચ્છા વિરુદ્ધ વર્તવા કોણ સમર્થ છે; તેણે તો પુત્રીને એજ બતાવી દીધું કે, 'આજ તારા પતિ છે, આમનું સેવન કરવાથીજ તું સુખી થઈશ, એમને પ્રભુની પેઠે જો અને આમને સેવીશ તો સંસાર તરી જઇશ.'

આમ વદી લાલી તજી, ચાલી ગયા દ્વિજરાય;
પુત્રી ગુણવંતી અતિ, દુઃખી ન બની મન માંહ્ય.

પિતામહ ભીષ્મ તો વિજય કરીને પોતાના ભાઇ માટે કન્યા લઇ આવ્યા હતા, તેથી એ કન્યા તેમને ગળે પડે તે તો ઠીક ગણાય; પણ આ તો વગર ઇચ્છાએ અને વગર માગે કન્યા ગળે પડે છે; એટલે કવિરાજ જયદેવે તે કન્યાને રજા આપવાની ઈચ્છાથી કહેવા માંડ્યુંઃ—

૫૭

'નાથ ના કરો' એ રાગ

જયદેવે કહ્યું, રે શાણી કુમારી રે;
કર વિચાર, જા કોઇ ઠાર, કઠણ કામ વરવી નાર,
મરજી નથી મ્હારી રે. જય૦
મુજથી નહીં બને, પાલના તમારી રે;
ઘર કોઠાર, અલંકાર, વસ્ત્ર વસ્તુ પારાવાર,
પ્રજા પીડ ન્યારી રે. જય૦
કર ઉપાય તું સ્વેચ્છાનુસારી રે;
ગુણી જણાય, શુચિ કાય, હિત વિચાર, સ્વમનમાંહ્ય,
કર તું વાત ધારી રે. જય૦

જયદેવ એ કહેવા માગે છે કે હું તો શ્રીહરિનો જ

અનન્ય ભક્ત છું, જેથી શ્રીહરિ માટેજ હું છું; મારાથી બીજા માટે મારી જાતને ઉપયોગમાં લઈ શકાય તેમ નથી. વળી સંસારના પ્રપંચમાં પડવાથી ખટપટનો પણ કયાં પાર છે ? પ્રજા ઉત્પન્ન થાય, પ્રતિદિન વધ્યેજ જાય અને પાછી તેમની ખટપટમાં પણ પડવાનું રહેજ. આ બધું તોફાન મને તો નકામુંજ લાગે છે. એ તો ઉપરાઉપરી લપડાકો પડતી હોય તેવુંજ છે; આમ જયદેવ કન્યાને રજા આપવા ઈચ્છે છે પણ પ્રભુની ઇચ્છા તો જુદા પ્રકારની છે. પ્રહ્‌લાદ, તુકારામ, નરસિંહ મહેતા વગેરે પ્રભુના અનન્ય ભક્ત હોવા છતાં તેમને ઘરબારી થવા પ્રેરણા તેણે શામાટે કરી હશે ? બીજા લોકો તેમના ભક્તિ–રંગને ઝીલે ને સંસારમાં રહીને પણ પ્રભુભજનમાં લાગે, એ આશયથીજ ભક્તોને ભગવાન સંસારી બનાવે છે. મતલબ કે પોતાની જાત સુધારવાની સાથે પોતાના સાથને પણ સુધારવો એ અવશ્ય કર્તવ્યજ છે; એમ સમજીને તમે પોતે—

**ગોવિંદના ગુણ ગાઓ, ( ને તે દ્વારા ) થાઓ સૌને સુખકારી.**

જયદેવનાં વચનો સાંભળીને પેલી બ્રાહ્મણકન્યા—

### કાલીંગડો

' પીયુકી બોલી ન બોલ ' એ રાગ

કરી અંજલી ભલી બાળા ઉચરી,
અબળામાં બળ હોયજ કયાંથી પરતંત્રરૂપે ઠરી. કરી૦
સોંપી પિતાએ પ્રભુએ તમને કરવી ન ઘટે નરી. કરી૦

અથાત્ બીજાને ભૂખ્યાં રાખી પોતે એકલાએજ ભોજન કરીને પેટભરા ન થવું જોઇએ; શરણે આવેલાંને ડુબતાં મૂકી પોતે એકલાએ તરી જવું તે શું યોગ્ય છે ? આ વાત તો ઠીક ન ગણાય. સંસારને તરી જવો તે કંઈ આપણા હાથની વાત નથી, એ તો પ્રભુ તારે તોજ તરી શકાય છે એ મુદ્દો જણાવવા હું આગ્રહ કરૂં છું. હું પણ પ્રભુનીજ અનન્ય ભક્ત બનવા તત્પર છું, અને તે પણ તમારી સાથેજ. માટે હું તો તમારી—

સેવા કરીશ, ફરીશ છાંય સમ, એમજ જઇશ મરી. કરી૦

પાણિગ્રહણનું પ્રયોજન શું છે? પતિ-પત્ની બન્ને સંસારને તરવામાં અન્યોન્યને સહાય કરે, એજ તેનો મુદ્દો છે. મહર્ષિ યાજ્ઞવલ્ક્ય ધન દઇને અમર થવાનો પ્રયત્ન કરવા લાગ્યા ત્યારે તેમની શિષ્યા ગાર્ગી બોલી ઉઠી કે આ ધન દઇને તમે શું લેવા જાઓ છો? અમને પણ તેજ કેમ ન અપાવો? પણ એ બીજાને શી રીતે અપાવાય? તો આ રીતે—

ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સૌને સુખકારી.

એમ તે બ્રાહ્મણ કન્યાની આગ્રહ ભરી સમજાવટથી પરિણામે—

'માયાના મુકુટ' એ રાગ

જયદેવજી થયા પરાણે ઘરબારી રે,
સપડાવી પ્રભુએ વરાવી સારી નારી રે.

(છતાં તેમનું અનન્ય ભક્તપણું તો તેવુંજ છે.)

વિધિથી પરણી શુચિ સુંદરી સ્વીકારી રે,
ઝુંપડી બનાવી પધરાવી મૂર્તિ પ્યારી રે.

(એમ ભક્તિરસમાં વધુ મજા પડવા લાગી.)

હરિમંદરના દાસદાસી ખાસ પ્યારી રે,
ગીતગોવિંદ આરંભ્યું ભક્તિ ભરી ભારી રે.

જોયું ને? આ રીતે પ્રભુ સગવડ કરી આપે છે. માટે 'ગોવિંદના ગુણ ગાઓ થાઓ સૌને સુખકારી.' પ્રભુને તો ગુણગાન બહુજ ગમે છે; જે તેમના ગુણગાન ગાય છે તેને તો સામેથી પ્રભુ પોતેજ નમે છે; એટલે ગુણગાન કરનારાઓની મહત્તા અતિ ઉચ્ચ કક્ષાની છે. 'ભક્તિના અવતાર રસમાં શ્રીરાધારાણીનો એકવાર શ્રીકૃષ્ણ પ્રભુએ ભાવ ન પૂછ્યો ત્યારે તે જાણીને તે રીસાઇ; એટલે તેનો ભાવ જાણી લઇ તેને મનાવવા માટે પ્રભુ તેની પાછળ ગયા,' આવા ભાવનું કાવ્ય જયદેવજી એક વેળા લખતા હતા ત્યારે તે

માનલીલાના પ્રસંગમાં—

શાર્દૂલ છંદ

રાધે પ્યારી મનાવવા પ્રિય ગયા, બોલ્યાજ શું એ રીતે;
'પ્યારી! મૂક સ્વપાદ શિપ ઉરની જેથી વ્યથા સૌ વીતે!'
એવું કેમ લખાય એમ ઉરમાં સંકલ્પ કીધા કર્યા.
એના એજ વિચાર માંહિ નદીએ ન્હાવા સુધાં નિસર્યા;
પૂઠેથી પ્રભુએ પધારી લખીન, પૂર્ત કરી તે જગે.

જયદેવના લખાણમાં પ્રભુએ પોતે જયદેવનું જ સ્વરૂપ ધારણ કરી અધુરૂં પૂરૂં કર્યું, ત્યારે જયદેવજીની પત્ની પદ્માવતીએ તો એમજ માન્યું કે મારા પતિદેવ સ્નાન કરવા ગયા હતા, પણ જતાં જતાં વિચાર આવ્યો હશે, તેથી પાછા આવીને તેઓ પોતેજ અધુરૂં લખાણ પૂરૂં કરી ગયા છે. ખરી રીતે જયદેવ તો આવ્યા જ ન હતા. એ તો જયદેવના સ્વરૂપમાં પ્રભુ પોતેજ પધાર્યા હતા. જયદેવની સ્ત્રી પણ જયદેવ જેવીજ હરિગુણ ગાવામાં રસિક હતી. તેણીને ગોવિંદગુણો ગાવાની બહુ મજા પડતી હતી. કેમકે બન્નેના સ્વર, ભાવ, તાલ, રાગ, સમજ ને પ્રેમ સર્વાંશે સમાન જ હતા અને તેથીજ 'समानशीलव्यसनेषु सख्यम्—જેઓના સ્વભાવ તથા વર્તન સમાન હોય તેઓની પરસ્પર મિત્રતા થાય છે' એ કહેતી પ્રમાણે તેઓ બન્ને સ્ત્રીપુરુષના સંબંધમાં હતું. પછી—

આવીને ફરી જોઈ શોચ્યું સુગુણી, નારે લખ્યું છે રખે!
પૂછયું તો પદ્માવતી વદિ પતિ! આપેજ આવી લખ્યું;
ત્યારે એ પ્રિય! કામ શ્યામ વરનું વ્હાલા જને ઓળખ્યું.

આ ઉપરથી શું સિદ્ધ થાય છે? પ્રભુને પોતાનું ગુણગાન કેવું પ્રિય છે તેજ. પ્રભુપ્રેમીનું પ્રેમાખ્યાન પ્રભુને અતિશય વહાલું છે. અથવા અનન્ય ભક્તિનો કેવો અનુપમ પ્રભાવ છે, તે આ ઉપરથી સહજ સમજાય છે. પછી તો—

દોહરો

ઉત્તેજિત થઈ ચિત્તમાં, એ રીતથી વિશેષ;
ગીત પુનીત બહુ પ્રીતથી, પૂરૂં કીધું શેષ.

જે વસ્તુ પ્રભુને પ્રિય હોય તેની પ્રસિદ્ધિ થતાં વાર શી ? દેશો દેશમાં જયદેવનું એ 'ગીતગોવિંદ' કાવ્ય પ્રસરી ગયું; લોકોને અત્યંત રૂચિકર ને પ્રેમાસ્પદ બન્યું; સર્વ કોઇ તેનો લાભ લેવા મંડી પડયા ત્યારે તે કાવ્યની એક નક્કલ કરી લેવા જગન્નાથપુરીના રાજાને મન થઈ ગયું. કેમકે—

સાખી

જગન્નાથપુરીના રાજા પણ, હતો મહા ગુણવાન;
ગ્રંથ લખી તેણે પણ પાડયું, 'ગીતગોવિંદ'જ નામ.
પ્રચાર કરવા પંડિત વરને, દઈ જવ સોંપ્યું કામ;
જયદેવજી કૃતિ બતલાવી, કહ્યું એ થશે ન કામ.
રાજાને તવ માન ચઢયું, ભગવાન લઇ આવી;
બેઉ પોથી મૂકીને દીધાં, દ્વાર તુરત અટકાવી.
પ્રભુએ શ્રી જયદેવ કૃતિને દીધી ઉરે લગાવી;
નૃપતિ કૃતિ પડી પૃથ્વી પર સત્ય વાત સમજાવી.

આ રીતે એક કામમાં પ્રભુ અનેક કામ કરી બતાવે છે; છતાં તેમાં છેવટે સર્વનું શ્રેયજ રહેલું હોય છે.

હરિગીત છંદ

અપમાન પામી ભૂપતિ ડુબવાને સાગરમાં ગયા;
ત્યારે હરિ ફરી ભાખ્યું આણીને તેની દયા.
જે શ્રેષ્ઠ છે તે શ્રેષ્ઠ છે કંઇ શ્લોક તારા છો રહ્યા;
પ્રત્યેક સર્ગે એમ શ્લોકે ખ્યાત નૃપતિના થયા.

માટે તે દ્વારા ને તે રીતે પણ ' ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સૌને સુખકારી રે. ' ગીતગોવિંદ કાવ્યના સંબંધમાં પ્રભુએ એ પ્રમાણે પરચો બતાવ્યો, તેથી એ મહાકાવ્ય વેદોચ્ચારથી પણ વધી ગયું; કેમકે વેદોચ્ચારનો અધિકાર તો અમુક અમુકનેજ અપાયો છે, ત્યારે આ ગીતગોવિંદ ગાવાનો અધિકાર તો સર્વ કોઇને સંપૂર્ણરીતે છે.

પદ

' ચલો સખી ' એ રાગ

એક સમે માલિની દુહિતા ગઇ વાડીમાં કામે રે;
સર્ગ પાંચમાની અષ્ટપદી ગાઈ રહી તે ઠામે રે.

બેંગણ તોડ ને તે મ્હોઢ ગાતી મીઠું લાલી એ;
'ધીર સમીરે યમુનાતીરે બસતી બને બનમાલી' એ.
જગન્નાથ સ્વામી એ સુણવા પાછળ પાછળ ફરતા રે;
મહીમ જામામાં બેંગણના કાંટા ચીરા કરતા રે.
ગયા ભૂપ મંદિરમાં દીઠો શ્રી જામો ઝરડાયો રે;
પૂછ્યું પ્રભુને સત્ય કહ્યું, સુણી ગર્વ ગયો થયો ડાહ્યો રે.
પુરમાં ઢંઢેરો પીટાવ્યો, ગીતગોવિંદ હોય ગાવું રે;
તો નિષ્કંટક સુંદર સ્થળમાં, તેણે પહેલું જાવું રે.
દેવ સ્ત્રીઓ પણ ગાય પ્રેમથી ગીતગોવિંદ રસાળું રે;
અનંત પ્રેમીનું જીવન એ, પ્રભુને પૂરણ વ્હાલું રે.

માટે બીજાંને પણ તેનાં વહાલાં કરવાં 'ગોવિંદના ગુણ ગાઓ.' ખરેખર અનન્ય ભક્તોના એ ઉપકાર નિઃસીમ છે; અનન્ય ભક્તોના એ ગોવિંદગુણોચ્ચારની પરાકાષ્ઠા છે ભગવાન પોતે કહે છેઃ–'मद्भक्ता यत्र गायंति तत्र तिष्ठामि नारद'–હે નારદ! મારા ભક્તો જે સ્થળે મારા ગુણો ગાય છે ત્યાં હું સ્થિતિ કરૂં છું.' પણ એ પ્રમાણે અનન્ય ભક્ત બની આપણે એ પ્રભુના ગુણો ગાવાજ છે ક્યાં? જો ગાઇએ તો અવશ્ય આપણે પણ એ પ્રભુનું સામીપ્ય મેળવી શકીએ. માટે એ પ્રભુનાં ગુણગાન કરી 'થાઓ સહુને સુખકારી રે.' તે ક્યાંસુધી?—

उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः।
अपकारिषु यः साधुः स साधुरभिधीयते॥

જે મનુષ્ય ઉપકાર કરનારાઓ તરફ સારો હોય–સજ્જનતા ધરાવતો હોય તેની સજ્જનતામાં શો ગુણ છે? (ઉપકાર કરનારાઓને તો સર્વ કોઇ સુખકારક થાયજ છે) પણ જે મનુષ્ય પોતાનો અપકાર કરનારાઓ તરફ પણ સજ્જનતા રાખે છે–પોતાના વિરોધીઓને પણ સુખકારક થાય છે, તેનેજ સાચો સજ્જન કહેવામાં આવે છે. જેઓ પોતાના કટ્ટા શત્રુઓ હોય તેઓ તો 'દુષ્ટ દુષ્ટતા ન મૂકે' એમ ભલે દુશ્મનાઇ કર્યા કરે, પણ 'સાધુ સાધુતા ન ચૂકે,'

આપણે તો તેઓના તરફ પણ સજ્જન બનીએ. તેઓને પણ સુખકારક થઇએ. આ સંબંધે આ જયદેવ સ્વામીના પરમ પવિત્ર ચરિત્રમાંજ સ્પષ્ટ છે, તે જુઓઃ—

### લાવણી

એક સમય જયદેવજી વનમાં, જતા હતા કંઈ ધન સાથે;
તહીં મળ્યા ઠગ પુછ્યું ક્યાંહાં જાઓ કહ્યું કે તમ સાથે.
શ્રી જયદેવે જાણ્યું જગમાં જર જરૂર જોખમકારી;
સોંપ્યું તેથી ઠગોને હેતેથી તજી મમકારી. (કુપાત્રે દાન કર્યું.)
ઠગે લહ્યું એ પુરો ઠગ છે સોંપે છે ધન મસ જાતે; (પરાણે.)
જરૂર પુઠેથી જઇ પુરે કરાવશે ભારી સજા તે.

(બુદ્ધિ પ્રમાણે મર્મ લહ્યો.)

એક કહે પુરોજ કરી દ્યો અન્ય કહે એમ તો નહીં;

(દુષ્ટમાં એ દરજ્જા છે)

કાપી હાથ પગ કૂવે નાંખો કે લાગે પત્તો નહીં.

(કુસંગ ફળ અનાયાસ)

ક્રૂર કર્મ કરનારાઓએ ક્રેર કર્યો કવિ પર ભારી;
માન્યું મનથી પતી ગઈ પુરી પીડા પરભારી.

### સાખી

ગણી પારબ્ધ બણી ન દુઃખી ગુણી સમરી રહ્યા હરી વ્હાલે;

કારણ ભક્તો માને છેઃ—

દુઃખડાં આવે છે નિજ પાપે, શ્રીવર તો દુઃખને કાપે. દુઃખડાં૦
કાંધાં સુજબ કરજ ચુકવવું, એમાં શીદ ગભરાવું;
જે આવ્યું તે ઓછું થાતું, ફરી નથી એ દુઃખ થાવું. દુઃખડાં૦
દુઃખડાં આવે છે નિજપાપે. (તે આવ્યું તો ભલે હવે જોઇએ.)

એ પ્રમાણે ભક્તો પર દુઃખ આવે છે ત્યારે ભગવાન્ તેઓનાં દુઃખ દૂર કરવા તત્પર રહેજ છે. ભગવાનનું ભજન કરવામાં આવે તો પણ પૂર્વજન્મનાં પાપકર્મ પોતાનું ફળ જો આપે તો એ ભજનરૂપી પુણ્યકર્મ પોતાનું ફળ કેમ ન આપે ? જયદેવને પોતાનાં પૂર્વજન્મનાં પાપકર્મનું એ

ફળ મળ્યું તો હવે આ જન્મમાં ભજનરૂપી પુણ્યકર્મ તેમણે જે સતત્ ચાલુ રાખ્યું છે તેનું ફળ પણ મળવું જોઈએ ને? સત્યનિષ્ઠાથી કરેલું પ્રભુભજન જરૂર આપત્તિઓમાં રક્ષક બને છે, તેથી—

સહાય કરી ત્યાં સત્વર સ્નેહે શ્રીવર જગ રખવાળે,
ભૂપ શિકાર ગયેલ પીવા જળ આવ્યો તેણે જોયું આ;
કહાઢયા બહાર તેજથી મોહ્યા ભેદ નહિ સમજ્યો આ. (૫છી)

### સ્રગ્ધરા છંદ

પૂછ્યું ભૂપે કહ્યું કે કરમ પ્રબળથી, આ દશા આવી મ્હારી;
વાતે વાતે લહ્યું કે મહત પુરુષ છે, એ શુચિ કોઈ ભારી.
તેથી નાખી મીયાને, અતિ વિનય કરી, લાવીને ઘેર રાખ્યા;
સંતોને સેવવાને, મહત પુરુષ એ ભૂપને વાણી ભાખ્યા.

જયદેવે રાજા સાથે શરત કરી કે મારૂં એક વ્યસન છે તેને જો તું પૂર્ણ કરી શકે તો હું તારે ત્યાં રહી શકું. રાજાએ પૂછયું કે તે આપનું વ્યસન કયું છે? ત્યારે જયદેવ બોલ્યા—'ગોવિંદના ગુણો ગાઉં, થાઉં સહુને સુખકારી. માટે તમારે તે ગુણગાન સાંભળવાં ને સત્સંગ કરવો.' રાજાને તે ઘણુંજ ગમ્યું; તેણે પ્રભુનાં ગુણગાન સાંભળવાં માંડયા ને તેથી તેને પણ બોધ થયો; સત્સંગનો રંગ લાગ્યો.

### ૫૬

'ઓધવજી' એ રાગ

નૃપે સાધુસેવા કરી સદ્ય જારી, આવે નિત્ય સંતો ભારી ભારી.
શ્રી જયદેવજીની સલાહ લઈ, સેવે સંત પ્રીતિ ધારી;
રાખે, વિદાય દે, દેખી યોગ્યતા, સ્વામી શાસનને સ્વીકારી. નૃપે૦
એજ ઠગો, કાપ્યા હાથ પગો, તે આવ્યા વડા વેષધારી;
શ્રી જયદેવે સદ્ય ઓળખ્યા, ઉલટા થયા ઉપકારી. નૃપે૦
ખાસ રાજાને તેડાવી કહ્યું કે એ છે મહાત્મા ભારી;

રાજાની પાસે જયદેવે તેઓની ઘણી ઘણી પ્રશંસા કરી ત્યારે રાજાએ પૂછયું કે, 'એવું તે આ લોકોમાં શું છે? કે જેથી આપ આટલી બધી તેઓની પ્રશંસા કરો

છે ?' જયદેવે કહ્યું કે, 'તને, મને તથા આ ભક્તમંડળને જે આ સત્સંગનો અને સંતસેવા કરવાનો લાભ મળ્યો છે તેમાં પ્રતાપ આમનોજ છે.' જયદેવની એ વાત સાચીજ હતી. એ હરકતનીજ આ બરકત હતી; પણ એ રીતે શત્રુઓ તરફ પણ સજ્જન થવું એ મુશ્કેલ છે. સત્પુરુષોનો તેવો સ્વભાવજ હોય છે. જુઓ, નરસિંહ મહેતાને પ્રભુપ્રાપ્તિ થઇ ત્યારે સૌ પહેલાં ભાભીને પગે લાગ્યા હતા, તેમજ ધ્રુવજી પોતાના તપનું ફળ પ્રાપ્ત કરી ઘેર આવ્યા ત્યારે સૌ પહેલાં પોતાની સાવકી માતાને પગે પડયા હતા. કેમકે તેઓ સમજી શકતા હતા કે, તેઓએ જો દુર્જનતા ન કરી હત તો આપણે આ ઉત્તમ સ્થિતિએ ન પહોંચત. આમ 'દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચૂકે.' માટે આપણા જે દ્રોહીઓ હોય તેઓને પણ 'થાઓ સૌને સુખકારી' અને તોજ ગોવિંદના ગુણગાનની ખરી મજા આવશે.

### પદ ચાલુ

ભૂપ આણી મ્હેલ માંહે સેવા કરી જાણી ઉચિત અધિકારી. નૃપે૦
ઠગ સમજી ગયા એજ ભાઇબંધ તેથી પામ્યા ભય ભારી;
માગી વિદાઈ ઉરે ગભરાઈ પરખાઈ જાવા વિચારી. નૃપે૦
જયદેવજી બહુ ધન આપી, કરી વિદાય સુખકારી;
સંગ મોકલ્યાં વાહન ને સિપાઈ, ઘર લગી રક્ષણકારી. નૃપે૦

આમ જયદેવે અપકાર સામે ઉપકાર કર્યો, તેથી પેલા ઠગ સુધર્યા કે નહિ ? ના, તે કદી સુધરે ? એ તો—

'દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચુકે.'

એ રીતે બન્નેની પરીક્ષા થઇ ચૂકી ને છેવટે આપણે જોઇશું કે, 'અનુપતિથી છે કદર થનારી.' હવે તે ઠગ લોકોનો સત્કાર કર્યા પછી તેઓને સુરક્ષિત વિદાય કરવામાં આવ્યા છતાં તેઓએ તેઓની દુષ્ટતા નજ મૂકી, તે જુઓઃ—

### પદ

'બનગયો ભેદ' એ રાગ

મારગ જાતાં પૂછે છે એ સિપાઈ રે. ટેક.

આજ સુધી આવ્યા બહુ સંતો પામ્યા દ્રવ્ય ભીઠાઇ,
પણ આપના સમોવડ સેવા કોઈની કદીએ કીધી ન જણાઇરે. આ૦
સો બંધ તમારો ને સ્વામીનો સુખદાઈ;
એ સમજાવો શાણા સંતો, ઠગ કહે ન વકહેવાય એતો ભાઇરે. આ૦
સિપાઇઓએ હઠ પકડી તવ ઠગ કહે લ્યો સમ ખાઈ;
ગુપ્ત રાખવા સોગન ખાધા ઠગ તવ બોલ્યા ન હરીનો ડર ખાઈ."

શું બોલ્યા હશે ? એક કવિ કહે છેઃ—

'कवित्त–सवैयो'

लसनकी गांठकुं कपुरके रसमे चार पचासक धोइ मगाई;
केसरके पुट दे देके ओर, चंदन वृक्षकि छांहे सुकाई;
चट मोगरे मांहि लपेट धरी, पण ओही वास कुवासहि आई;
ऐसेहि नीचकुं नीचकी संगत, कोटि उपाय कुटेव न जाई.

તેમ આ દુષ્ટો બોલ્યાઃ—

દેહ દંડની શિક્ષા ભૂપે કરી સોંપ્યા એ ભાઈ;
અમે બચાવ્યો માત્ર કાપીને હાથપગો એ વિસારે શું ભલાઈ. આ૦
એવું વદતાં પૃથ્વી ફાટી ઠગ મહી ગયા સમાઈ;
કંપ્યા સિપાઈએ કૌતુકથી ગણી દુષ્ટા ભૂમિ તો ગઈ પુરાઈ. આ૦

લાવણી

'એક તો મેં રાજાકી બેટી'

નૃપની સમીપ સિપાઇ, આવ્યા કહી વાત અચરજ જેવી જણાઇ.
જયદેવસ્વામી સુખદાઈ, સુણતાની સાથ થયા દુઃખી મનમાંહી!
વધ્યા આપ અરરર ભાઈ, ઘસી હાથ ને પાદ રહ્યા પુરા પસ્તાઈ;
ઘસતા જ ઠુંઠા બદલાઈ થયાં પૂરણ અંગ કૃપા પ્રભુની જણાઇ.

રાગ કલ્યાણ

'આજ આનંદ થયો' એ ઢાળ

જોયાં કરે છે પુરપતિ આશ્ચર્ય મહા.
આતે શી દૈવની કૃતિ, આશ્ચર્ય મહા.
આવ્યા કોણ ગયા શું સમાઈ, એ તે શી દૈવની કૃતિ. આશ્ચર્ય૦
ઠુંઠા હાથ પગો થયાં સાજાં, એમાં સંદેહ નથી રતી.
પૂછયું કારણ કરી અતી આગ્રહે કથા સુણી તવ બધી.

દેઢ શ્રદ્ધા તવ ચોટી ચિત્તમાં સેવા કરે ગયા અતી.
એ ઉપરથી પૂરું પદ વિચારો—
'હે સજ્જનો ! ગોવિંદના ગુણ ગાઓ.'

### માલિની છંદ

બહુ દિવસ થવાથી, સ્વામી બીજે જવાને,
મતિ અતિ કરવાથી, ભૂપતિ એ સ્વસ્થાને;
સગુણી શુચિ સતીને, સદ્ય તેડાવી લીધી;
વળી નિજ વનિતાને, સેવામાં સોંપી દીધી.

—પણ તે સજ્જન નહોતી.

### સાખી

ભ્રાત રાણીનો મરણ ગયાથી સતી થઇ હતી નારી;
પદ્માવતી પાસે એ વાર્તા, વદી રાણી વિસ્તારી.
ઘણાં વખાણ કરે ગઈ ત્યારે પદ્માવતી મુસકાઇ;
તવ હસવાનું કારણ પુછયું રાણીએ ખીજવાઈ.

### હરિગીત છંદ

ઉચરી તદા પદ્માવતી પતિ મરેથી સાથે બળે,
એમાં અધિક તેં શું કર્યું એ હું ન સમજી મુજ બળે;
પતિ મરણનાજ વૃતાન્ત સુણતાં સતી તન ધારે નહીં,
એથી અધિક આ વાત તેથી મારું મન ધારે નહીં.

### ચોપાઇની ચાલ

વધુ તવ તો બોલી નહીં રાણી, પણ હૃદયમાં રોશે ભરાણી;
પારખું જોવા લાગ તપાસે, અંતે સ્હાય માગી પતિ પાસે.
જાઓ બ્હાર આપ ગુરૂ સંગે, વાત ચલવો ત્યાંથી એ પ્રસંગે;
જયદેવ પડયા થઇ થનારી, જોઇએ ! શું કરે છે એની નારી.
બોલ્યો ભડકી પ્રથમ તો રાય, એવું કામ તે કેમ કરાય !
પ્હેલી વાર તો સ્રી તરછોડી, પણ નારીએ હઠ નવ છોડી.
નિતનો ન સહી કચવાટ, લીધી રાજાએ વનની વાટ;
રાખી સ્વારીમાં સ્વામીને સાથે, પુઠે પુરમાં ચલાવી એ વાતે.

### પદ

'બેડા બાઈ' એ રાગ

ચાલી વાત ગામમાં ભારી, પડયા સ્વામી પર ઉપકારી. ટેક.

રાણીએ જાણીને કાણ માંડીને, કરી મુકયો કકળાટ;
ઢોંગી રાંડો રાડો પાડી બરાડી, કકળે જનો વાટ ઘાટ. ચાલી૦
પદ્માવતીએ આવી પુછયું તેવી, કોઇએ કહી દાખી વાત;
સાંભળતાં પ્રાણ છાડી દીધા થયું,તન મુડદું પડયા સાથ. ચાલી૦
રાણી એ જાણી ઘણી ગભરાણી, આવ્યા કુશળ સાંજે રાય;
સ્વામી તો સાથે છે પણ શું જુવે છે કેર થયો ઘર માંહ્ય. ચાલી૦

રાગ

'મરસીયો'

નાર રે ! ત્હે મને ભારે ભૂલાવ્યો. ટેક.
નાર ત્હે મને ભારે ભૂલાવ્યો, મૂઢ હુંયે વિચાર ન લાવ્યો;
સદા રૌરવમાં ધીબકાવ્યો રે ! નાર. નાર રે !૦
જીવી મુખ શું સ્વામીને દેખાડું, હાથે કરીને ચીતા દેહ પાડું;
નહીં માનું આવે કોઇ આડું રે, નાર. નાર રે !૦
વદી એવું થયો સજ મરવા, આવ્યા ત્યાં તો સ્વામી ઉપરવા;
વધા રાજા મરે છે શું કરવા ? રે, નાર. નાર રે !૦
રાજા કહે શું કપાળ જ ફૂટયું, વધો મ્હારું સદા ભાગ્ય ફુટયું;
નાર બુદ્ધિએ સરવસ લુટયું રે, નાર. નાર રે !૦

જયદેવજીએ જોયું કે, આવા કરુણ પ્રસંગે ગોવિંદ-ગુણનું માહાત્મ્ય આવા સંસારગ્રસ્ત મનુષ્યોને પણ કેવું સુખકારક થાય છે, એમ જગતની જનતાને દર્શાવી આપવાની આ તક ઠીક મળી છે; પ્રભુએ આપેલા આ અવસરથી જગત જુએ કે, શ્રીમદ્ ભાગવતમાં ગોપીઓએ ગાયેલું આ સત્ય છે કે—

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मपापहम् ।
श्रवणमंगलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥

'હે પ્રભો ! આપનું કથારૂપ અમૃત સંતપ્ત મનુષ્યોને જીવાડનારૂં છે, કવિઓએ સ્તવેલું છે, પાપોનો નાશ કરનારૂં છે, શ્રવણ કરતાંજ મંગળરૂપ છે અને શાંતિજનક છે. આવા આપના કથામૃતને જેઓ વિસ્તારથી પૃથ્વી પર વર્ણવે છે તે મનુષ્યો મોટામાં મોટા દાન[illegible] છે-બીજાઓને [illegible]ન આપનારા છે; અથવા તેઓ [illegible] પુણ્યશાળી છે'

ગુણગાન તે ખરૂં અમૃતપાન છે, એ વસ્તુને આજે શ્રીહરિ સિદ્ધ કરી બતાવશે. પછી—

જયદેવજીને દયા આવી, લીધો રાજા છાતીથી લગાવી;
કરી યુક્તિ તુરત મનભાવી રે, નાર. નાર રે !૦

## ૫૬

ભૈરવી, 'પ્યારા પ્રભુ' એ રાગ

ગુરુ ઉરે નૃપની દયા આવી, આવી દયા જોઈને હયા આવી,
જોઇ ઘણી રાણી ગભરાણી, જાય તજાવી આશા ઉપજાવી.
ગીતગોવિંદની અષ્ટપદીઓ, શરૂ કરી ગાવી સુતાન લગાવી,
જય જયદેવ વધા જયદેવ કે, જયદેવે કર્યો ન તાવી સતાવી.

મહાકવિ જયદેવે પોતાની મૃત પ્રિયાને ઉદ્દેશી સંબોધ્યું:-' પ્રિયે ! ચારુ શીલે !' આમ સંબોધી જેવી ઉઠાડવા માંડી કે તુરતજ—

સજીવ થઈ સતી પુનિત પદ્માવતી,
થઇ જગચાવી શ્રીપતિએ બચાવી.
ગીત ગોવિંદ પતિ સંગ ગાયું,
બહુ પ્રેમ લાવી બહુ બહુ મ્હલાવી.

આ સાથે ઉપરનું પદ અહીં લગાડી દેવું યોગ્યજ છેઃ—
હે સજ્જનો ! ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સહુને સુખકારી રે.

તે પછી જયદેવ સ્વામી ત્યાંથી રજા લઈ આનંદ-પૂર્વક પોતાના મૂળસ્થાને જઇ રહ્યા.

## ૫૮

'એસી ચતુર નાર' એ રાગ

કુંડબળ એ નામ પોતાનું ગામ, ઘણા ગાઉ દૂર ગંગાનું ધામ;
તોયે નિત્ય સ્નાન કરવા કવિ જાએ. કુંડબળ૦
થયા વૃદ્ધ દેહે ગંગાએ સ્નેહે,
કહ્યું મન છે વિશુદ્ધ હવે રહો સ્વગેહે;
વધા પોતે નિયમ નહિ મુજથી મુકાએ. કુંડબળ૦
વધાં ગંગા માત, નહિ માનો વાત,
તો હું આવી રહીશ ઘર સમીપ ભ્રાત;
પૂછ્યું પ્રેમ સાથ પોતે બનશે કદા એ. કું૦

વધાં ગંગા માત વિમળ, ખીલે જયારે કમળ,
મ્હારા જળમાં તે દિન ખળળળ;
આવીશ તમારે સ્થળ ઘણા દિન નહિ જાયે. કુંડબળ૦

આ પોતે આપેલા વચન પ્રમાણેજ ગંગાજી જયદેવના ઘર સમીપ સદાને માટે પધાર્યા. આમ સ્વદેશવાસીઓને પણ તે મહાકવિએ સદાને માટે તાર્યા અને કંઇકનાં મન વિશુદ્ધ કર્યા. આમ જે અનેકને તારનાર બન્યા તે પોતે તરી જાય એમાં શું આશ્ચર્ય હોય ? માટે આપણે પણ એમના જેવા થઇએ, એમની પેઠેજ વર્તીએ અને એમના જેવીજ ચાહના કરીને—

હે સજ્જનો ! ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સૌને સુખકારી રે,
દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચુકે.
અનુ પતિર્યાં છે કદર થનારી રે.

જયદેવ કવિ સદાકાળ ભજનજ કર્યા કરતા તેથી સત્ય સિદ્ધ થયું કે ' तत्रैव गंगा० ' ઇત્યાદિ. हरिः ॐ तत्सत्।

समाप्त

# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાચવા વિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( લક્ષ્માના–સ્રીના ) શુષ્ક વિનોદ શી ગણુતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરી રાજ્યમા પહોચવાનો પરવાનોછે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમા અને આટલાં આટલાં વાચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળા જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે ?"

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાચો તેમજ સારૂ. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે."

સ્વામી વિવેકાનંદ

"મને પુસ્તકો વાચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામમા નથી મળતો. × × × માતૃભાષામા વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે, પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની

ઉન્નતિમાં રહેવું ન હોય. × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય-સરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે." બંકિમચંદ્ર

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." માર્ડન

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." સ્વ. પઢિયાર

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે આંતર્વિચાર પણ [illegible]શો." મહાત્મા ગાંધીજી